રાજેન્દ્ર શાહ

શિર

૨૦૫૬

# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૦
વર્ષ ૪૩ : અઙ્ક : ૧
સળઙ્ગ અઙ્ક : ૨૫૩

તન્ત્રી

ધીરુ પરીખ



શિશિર વિ.સં. ૨૦૫૬ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૦

# કવિલોક



॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि॥



## કવિતા કેવળ ક્રીડન ?

ક્રીડા એટલે રમત, કેલી, લીલા. મનુષ્યજીવનમાં ક્રીડાનો મહિમા છે. આ ક્રીડા અનેક પ્રકારની અને અનેક સાધનોની છે. ક્યારેક ક્રીડા સાધન છે તો વળી ક્યારેય ક્રીડા સાધ્ય. દરિયાકિનારે પગના પઞ્જા પર ભીની રેત થપથપાવીને કૂબો બનાવતા શિશુઓ, પાંચીકાથી રમતી ગ્રામકિશોરીઓ, મોઈદાંડિયા રમતા, હુતુતુ રમતા, ખોખો રમતા, કોચામણીથી રમતા, ભમરડો ફેરવતા કિશોરકિશોરીઓ જીવનના નિર્દોશ આનન્દને માણે છે ત્યારે તે તે ક્રીડા તત્કાલ પૂરતી સાધ્ય બની જાય છે. અહીં ક્રીડા આનન્દનો પર્યાય બની જાય છે.

આવું જ બને છે વિવિધ કલાઓમાં. પ્રત્યેક કલા ક્રીડામય છે. પ્રત્યેક કલાનું અલગ અલગ માધ્યમ છે. એ માધ્યમનો સર્વોત્કૃષ્ટ ઉપયોગ ક્રીડાની સાર્થ અને સર્વોત્તમ ક્ષણોને સિદ્ધ કરી આપે છે. સઙ્ગીતમાં સાજ અને સૂર છે, ચિત્રમાં રઙ્ગ અને રૂપ છે, નૃત્યમાં લય અને લાંક છે તો સાહિત્યના માધ્યમ શબ્દમાં અર્થ અને અવાજ છે.

શબ્દના માધ્યમનો અર્થ અને અવાજની કક્ષાએ સમન્વયાત્મક સમુચિત ઉપયોગ કરતી કવિતા સાહિત્યનાં અનેક સ્વરૂપોની સરખામણીએ સૂક્ષ્મતર કલા છે. આથી કવિતામાં અવાજનો મહિમા છે પણ તેથીયે વધારે અર્થનો મહિમા છે. અને છતાંય અવાજ અને અર્થને પૃથક્ પૃથક્ પાડી કવિતામાં માણવા-નાણવા મુશ્કેલ છે. અવાજથી એ અર્થસભર ચિત્ર ઊભું કરે છે તો અર્થથી અવાજજન્ય ચિત્રાનુભૂતિ જન્માવે છે. પ્રેમાનન્દે 'સુદામાચરિત્ર'માં સુદામા જ્યારે પોતાને મળવા રાજમહેલમાં આવ્યા છે એવું કૃષ્ણ સાંભળે છે ત્યારે કૃષ્ણની મૈત્રીભાવપ્લાવિત મન:સ્થિતિનું જે આઙ્ગિક અભિનાયત્મક ચિત્ર

છે : 'અઢળક ઢળિયો રે શામળિયો મુષ્ટિ તાન્દુલ માટે' અહીંયાં અનુભવી કવિતાભાવકનો કાન 'ઢ' અને 'ળ'ની પુનરાવૃત્તિથી તથા 'ઢળિયો' અને '(શા)મળિયો'ની આન્તરપ્રાસ યોજનાથી જે નાદજન્ય રસાનુભૂતિ કરે છે અને પોતાની ભાવચિત્રી પ્રતિભાને બળે લળી પડતા શામળિયાનું ચિત્ર મનઃચક્ષુ સમક્ષ જુએ છે તે પ્રેમાનન્દની અર્થ અને અવાજની સમ્પૃક્તિની સફળ પ્રયોજનાનું પરિણામ છે તે કહેવાની ભાગ્યે જ જરૂર હોય. આ જ રીતે વર્ડ્ઝવર્થની સુખ્યાત પઙ્ક્તિઓ 'My heart leaps up When I behold / A rainbow in the sky'માં પ્રથમ પઙ્ક્તિમાં જે દ્રુત પાઠલય છે તે મેઘધનુષના દર્શને ઊછળી પડતા કવિહૃદયની આનન્દગતિનો અવાજજન્ય ચિતાર આપી રહે છે. તો વળી ટેનિસનની સુખ્યાત મરણપ્રશસ્તિ 'In Memorium'માંના ઊર્મિક ૧૧માની પ્રથમ પઙ્ક્તિ જુઓ 'Calm is the morn without a sound', અહીં પ્રથમ શબ્દમાંનું વિલમ્બન શાન્તિનું અવાજજન્ય વાતાવરણ સર્જી આપે છે. જ્યારે એમના અન્ય એક ઊર્મિક 'Break, Break, Break'માં પ્રત્યેક શબ્દના જોડાક્ષર અને ત્વરિત ઉચ્ચારણ પછી આવતો સહેજ વિરામ સાગરને સમ્બોધીને કહેવાયેલી આ પઙ્ક્તિમાં એક પછી એક મોજાના તટ પર તૂટવાના ભાવને દ્રુત ઉચ્ચારણ અને સહેજ વિલમ્બિત વિરામ એમ અવાજ અને અવાજના અભાવની સહોપસ્થિતિથી કરુણ ગમ્ભીર રીતે વ્યક્ત કરી બતાવ્યો છે. કવિતાનો મોટેથી પાઠ ન કરો ત્યારે પણ તેના ભાવપૂર્ણ વાચન વખતે સુજ્ઞ ભાવકનો આન્તરકર્ણ શબ્દગત નાદને માણી રહેતો હોય છે. આમ, આ તો છૂટક-તૂટક પઙ્ક્તિઓના ઉદાહરણથી કવિતામાં અવાજના મહિમાની એટલે કે નાદક્રીડનની કમાલ શી છે તે જોવાનો પ્રયાસ કર્યો. જગતની ઉત્તમ ઊર્મિકવિતા કે ચિન્તોર્મિકવિતા કે વર્ણન-કથનાત્મક દીર્ઘકવિતા એની વિશિષ્ટ વર્ણસંયોજનાને કારણે આવાં અવાજસૌન્દર્યસ્થાનોથી ભરપૂર હોય છે.

આમ, અવાજ એ કવિતાના પ્રથમ સ્તરે આનન્દાનુભૂતિનો વિષય છે. કહો કે મધુર કર્ણોત્સવ છે. પણ કેવળ આ અવાજ પર જ કવિતામાં બધું નભતું નથી. આ અવાજ પછીના સ્તરે એનો એટલે કે વિશિષ્ટ શબ્દવિન્યાસ પાછળ સ્ફુટ થતો અર્થનો બીજો મહત્ત્વનો અને મહિમાવન્તો સ્તર છે. વિશ્વની ઉત્તમ કવિતાને એની ઉત્તમતાની કક્ષાએ પહોંચાડવામાં જેટલો અવાજનો મહિમા છે એથી અનેક ગણો વધુ અર્થનો મહિમા છે; કારણ કે શબ્દ સ્વયં સાર્થ છે. આવા સાર્થ શબ્દોને વૈશિષ્ટ્ય અને વૈચિત્ર્યથી પ્રયોજી, તેમાંના સ્વરવ્યઞ્જનની સયુક્તિક પ્રયુક્તિથી, કવિ કાવ્યને આનન્દપૂર્ણ વિશિષ્ટાર્થની ગરિમા બક્ષે છે. એનું આવું અર્થગૌરવ ચિત્તને પ્રસન્નતાથી ભરી દે છે, એટલે કે એ ચિત્તનો ઉત્સવ બની રહે છે. આવી ચિત્તોત્સવની કવિતામાં કર્ણોત્સવનું તત્ત્વ નિહિત છે જ.

પરન્તુ કેવળ સ્વરવ્યઞ્જન-આધારિત લયકેફી પદાવલીના ક્રીડનને કવિતામાં ખપાવવા નીકળેલા સર્જકોએ સમજી લેવું જોઈશે કે કેવળ અર્થનિરપેક્ષ અને અવાજ-સાપેક્ષ પદાવલીથી ઉત્તમ કવિતા સિદ્ધ થઈ શકતી નથી. કાંકરા ભરેલા ઘૂઘરાની જેમ એ બાળસહજ ચિત્તવૃત્તિની રમતકૃતિ છે, સભાન સર્જકે સર્જેલી ચમત્કૃતિ નથી. કેવળ ભોળી ગ્રામકન્યકાની પીંચીકા ઉછાળવાની ક્રીડા જેવી યદ્વાતદ્વા શબ્દ-ઉછાળ ક્રીડનપ્રવૃત્તિ એ અલ્પકાલીન મનોરઞ્જન અને કર્ણરઞ્જન કરી શકશે, પણ ચિરકાલીન ચિત્તરઞ્જન કરી અ-લૌકિક રસાનન્દની અનુભૂતિ નહિ કરાવી શકે.

આમ, કવિતામાં ક્રીડનનો મહિમા સમજનારે અવાજ અને અર્થ બન્નેની સન્તુલીત સમ્યક્ સમ્પૃક્તિ સર્જવાની છે અને એ દ્વારા કવનપ્રવૃત્તિના ગામ્ભીર્યને જાળવી ઉત્તમ કવિતા-સર્જન તરફ ગતિ કરવાની છે. ક્રીડનને નામે અન્-અર્થક વાગ્વિલાસથી અન્-અભિજ્ઞ વાચકો-શ્રોતાઓને રાજી કરી શકાશે. પરન્તુ સુજ્ઞ ભાવકવર્ગ એથી છેતરાશે નહિ.

આથી કવિતામાં ક્રીડનની વાત આગળ ધરતી વખતે કે કવિતાના એકમાત્ર પ્રયોજન તરીકે કેવળ વર્ણાધારિત ક્રીડનને રજૂ કરતી વખતે સર્જક-વિવેચકે કાવ્યની સકલ સ્ફલતાના એક અંશરૂપ વર્ણક્રીડન કે શબ્દક્રીડનને જ કવિતાનું સર્વસ્વ ગણાવવું તે અન્ધહસ્તીન્યાયે ખણ્ડાનુભૂતિને અખણ્ડાનુભૂતિમાં ખપાવવા બરાબર છે. ઉત્તમ કવિતા અર્થ અને અવાજના અવિભાજ્ય ઐક્યથી જ સિદ્ધ થાય છે અને ત્યારે તે અદ્વિતીય અલૌકિક રસાનુભૂતિજન્ય ક્રીડનની અખિલાઈમાં પરિણમે છે. અને આમ થાય છે ત્યારે કવિતા વર્ણશબ્દાશ્રિત ક્રીડનના કેવળ વાચ્યાર્થથી ઉપર ઊઠીને વ્યઙ્ગ્યમૂલક રસાનુભૂતિના ક્રીડનનો પર્યાય બની રહે છે.

**ધીરુ પરીખ**

## વિમર્શ

# પ્રિયકાન્તનાં કાવ્યોમાં આધુનિકતા

પ્રફુલ્લ રાવલ

મ્હારી પહેલાંના વિદ્વાન વ્યાખ્યાતાએ પ્રિયકાન્તની કવિતા વિષે વાત કરી છે. એમાં મ્હારે થોડુંક ઉમેરણ કરવાનું છે તે મ્હને સોંપેલા વિષયને અનુલક્ષીને. મ્હારો વિષય છે : 'પ્રિયકાન્તનાં કાવ્યોમાં આધુનિકતા'. અહીં 'આધુનિકતા' શબ્દ અગત્યનો છે, મહત્ત્વનો છે. 'આધુનિકતા' અંગ્રેજી શબ્દ modernityના પર્યાયરૂપે આપણે ત્યાં વપરાય છે. સંસ્કૃત 'અધુના' પરથી 'આધુનિકતા' શબ્દ બન્યો છે, જેનો કોપગત અર્થ છે હમણાનું, અર્વાચીન. પણ આ તો માત્ર વાચ્યાર્થ થયો અને માત્ર વાચ્યાર્થ આગળ અટકીએ તો સાહિત્યના સન્દર્ભે 'આધુનિકતા'નો અર્થ સ્પષ્ટ થશે નહીં. 'આધુનિકતા' એક એવી સઞ્જ્ઞા છે જેમાં વાચ્યાર્થ ઉપરાન્તનો અર્થ પણ સમાવિષ્ટ છે. આધુનિકતા એક વિભાવના છે, એક ખ્યાલ છે, એક concept છે, એક વાદ છે, જેનો ઉદ્‌ભવ થયો છે. ફ્રેન્ચમાં. એનો પહેલો સર્જક છે બૉદલેર. આ આધુનિકતાનાં બીજ પ્રતીકવાદમાં પડેલાં છે. આ આન્દોલન પહેલાં ચિત્રકળામાં આવ્યું અને પછી સાહિત્યમાં ઝિલાયું. નગરજીવન નગરસભ્યતા આધુનિકતાનું ઉદ્‌ભવકારણ છે. આ આન્દોલન કે વિભાવનાના મૂળમાં રહેલો છે સનાતન કે પરમ્પરાનો વિરોધ. આમ, સનાતન કે પરમ્પરાથી ઉફરા ચાલવું એ એની ગતિ છે. વાસ્તવિકતા, નરી વાસ્તવિકાનો સ્વીકાર એ આધુનિકતાની વિભાવનામાં સહજ ક્રિયા છે. પછી ભલે એ વાસ્તવિકતા મઙ્ગલ હોય કે અમઙ્ગલ હોય, ભદ્ર હોય કે કુત્સિત હોય. પરમ્પરાનો વિરોધ . આપોઆપ નવીનતા તો આવે જ. તાજગી પ્રયોગશીલતા આવે. નવી દૃષ્ટિનો ઉદય થાય. ...રકતા ડોકાય. અભિવ્યક્તિમાં પ્રતીકનો વિનિયોગ થાય. ક્યારેક myth-પુરાકલ્પન-નો સહારો લેવાય. નગરજીવનની વાસ્તવિકતા નિરૂપાય. મનુષ્યની હતાશાનું ચિત્રણ થાય. કામવૃત્તિનું આલેખન હોય. જુગુપ્સાનો છોછ ન હોય. આત્મનેપદી ખ્યાલ દ્વારા અસ્તિત્વનું ગાણું ગવાય અને સર્જકનો હું' અહં નહીં, હાજર થઈને શૂન્યતા, વિરક્તિ, વિતૃષ્ણા કણ્ટાળો અને અર્થહીનતાનો અનુભવ વ્યક્ત કરતો રહે. પરિણામે મનુષ્યની અન્ધશ્રદ્ધાને જાકારો મળતો ગયો, ને. ધર્મ-શ્રદ્ધા પણ વિચલિત થતી ગઈ.

બૉદલેરના ૧૮૫૭માં પ્રસિદ્ધ થયેલા કાવ્યસઙ્ગ્રહ 'ધ ફ્લાવર્સ ઑફ ઇવિલ'માં જે 'પૅરિસ દૃશ્યાવલિ'નાં કાવ્યો છે તે આધુનિકતાની વિભાવનાનાં આદિકાવ્યો છે. નગરસંસ્કૃતિના ઉદ્‌ભવ સાથે જ માનવીય દૃષ્ટિમાં આમૂલ પરિવર્તન આવ્યું અને પરિણામે વૈચારિક ઊથલપાથલ થઈ, જેણે સાહિત્યમાં નવી આબોહવા ઊભી કરી. ચિત્રકળા, શિલ્પકળા અને સઙ્ગીતમાં પણ એનો પ્રભાવ પડ્યો. વિશ્વયુદ્ધે વળી સર્જકચેતનાને નવું પરિમાણ બક્ષ્યું. 'આવાં ગાર'નું આન્દોલન ઊભું થયું. પ્રતીકવાદ, કલ્પનવાદ, ઘનવાદ, ભવિષ્યવાદ, અભિવ્યક્તિવાદ, દાદાવાદ, અતિયથાર્થવાદ જેવાં કલાઆન્દોલનોનો ઉદ્‌ભવ થયો. આ સર્વ આન્દોલનો મળીને 'આધુનિકતા'ની વિભાવના આકાર લેવા માંડી. આમ, આધુનિકતાનું આન્દોલન અને એ થકી ઊભો થયેલો આધુનિકતાવાદ બધાં કલા-આન્દોલનોનો સરવાળો ગણાયો છે.

બૉદલેર આપણા નર્મદનો સમકાલીન હતો, પરન્તુ ગુજરાતી સાહિત્યમાં આધુનિકતાની પહેલી અસર ઝીલી સતત વિશ્વકવિતાના સમ્પર્કમાં રહેતા આપણા વિદ્યાપુરુષ સર્જક નિરઞ્જન ભગતે. એમની

'પ્રવાલદ્વીપ'ગુચ્છની રચનાઓમાં આધુનિકતાનો પ્રભાવ સ્પષ્ટ વર્તાય છે. 'પાત્રો'. નામક કાવ્યગુચ્છમાં છ પાત્રોની ઉક્તિ છે. એમાં રિલ્કેની સીધી અસર જોવા મળે છે. પરન્તુ નિરઞ્જન ભગતે રિલ્કેનું આંધળું અનુકરણ કર્યું નથી. ભારતીય ભાવના એમાં ઉજાગર થઈ છે. એમનું 'ગાયત્રી' કાવ્ય ગુજરાતી નગરકવિતાનું ઉન્નત શિખર છે. ધીમે ધીમે ગુજરાતી સાહિત્યમાં શુદ્ધ કવિતાનો ખ્યાલ આકાર લેવા માંડ્યો અને નિરઞ્જન ભગતના સાહચર્યે, સમ્પર્કે અને સાન્નિધ્યે જે કવિઓએ કાવ્યપ્રવૃત્તિ આદરી એમાં પ્રિયકાન્ત મણિયાર સંતત વિકસતા કવિ રહ્યા છે. છલકાતી ઊર્મિ એમની કવિતાનો સહજ વિશેષ છે. સાથે સાથે આધુનિકતાની વિભાવના પણ એમણે ઝીલી છે. આથી જ નગરજીવન અને નગર-સભ્યતાની ખૂબી અને ખામી ઉભયનું આલેખન કાવ્યરૂપ પામ્યું છે. યન્ત્ર-સંસ્કૃતિ એમનો કાવ્યવિષય બને છે. તો મનુષ્યનો આક્રોશ, એની કામુક્તા-જુગુપ્સા પણ દેખા દે છે. વેશ્યાજીવનની કરુણતા એમણે અભિવ્યક્ત કરી છે. નવાં ભાવ-પ્રતીકો અને કલ્પનોનો ભરપૂર વિનિયોગ કરીને તાજગીસભર વિસ્મયજનક અભિવ્યક્તિ દ્વારા પ્રિયકાન્તે આધુનિકતાને છતી કરી છે. પ્રતીકના વિનિયોગમાં પ્રિયકાન્તનો જોટો ન જડે! જાણે પ્રતીકવાદ એમણે આત્મસાત્ કર્યો છે ! એમનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'પ્રતીક' આધુનિકતાનો દ્યોતક છે. ઉમાશઙ્કર જોશીએ એમના જ કાવ્યનો આધાર લઈને એમની કવિતાને 'વાયુનાં શિલ્પ' તરીકે ઓળખાવી છે. એમ કહેવામાં પ્રિયકાન્તની કવિતાનું સત્ત્વ છતું થાય છે. 'પ્રતીક'થી 'લીલેરો ઢાળ' લગીની એમની કાવ્યયાત્રામાં મહદ્અંશે અપૂર્વ તાજગીનો અનુભવ કોઈ પણ ભાવકને થયા વગર નહીં રહે. અહીં આધુનિકતાની વિભાવના છતી કરતાં પ્રિયકાન્તનાં કેટલાંક કાવ્યોના આધારે એમનાં કાવ્યોમાંની આધુનિકતાની ચર્ચા કરવાનો અભિગમ છે.

'ફોકલેણ્ડ રોડને જોતાં' એ કાવ્યમાં કવિએ અલગ ભાતથી જ વેશ્યાજીવનનું નિરૂપણ કર્યું છે.'

'રે સૂર્યમાં માછલીઓ તરી રહી
ઉલ્કા કશી આ નભથી ખરી અહીં.'

વેશ્યાઓ 'સૂર્યમાં માછલીઓ'નું પ્રતીક પામે છે. માછલીનું જીવન તો જળ સાથે યુક્ત છે. એ સૂર્યમાં પહોંચે તો શું થાય ? આ જ તો વિડમ્બના છે. અને છેલ્લે કવિનો ચિત્કાર કેવો છે: 'અનઙ્ગ! તારી રતિની સ્થિતિ આ!' વેશ્યાજીવનની કરુણતાને પ્રિયકાન્તે અતિ લાઘવથી રજૂ કરી છે. સામ્પ્રત જીવનની દીનતા કવિને મૂંઝવી જાય છે. 'કબૂતરો' એ કાવ્યકૃતિમાં આ જ ભાવ શબ્દરૂપ પામ્યો છે :

*'ફફડાવી પાંખો*
*થોડીઘણી ધૂળ ઉડાડતાં, અરે*
*વ્યાપી ગયેલી ગત કાલની વ્યથા*
*સાથે વળી સામ્પ્રતની ય દીનતા*
*ધ્રુજાવી રહે છે – તવ તો નહીં નહીં.'*

અતીની વ્યથા અને સામ્પ્રતની દીનતા કબૂતર દ્વારા પ્રિયકાન્તે આલેખી છે. આધુનિકયુગની કરુણ ભાવસ્થિતિ કવિને ધ્રુજાવી જાય છે. કાવ્યનો અન્ત વિષાદસભર છે. 'ખીલા' કાવ્યમાં પણ કવિએ કરુણતાને આમ જ છતી કરી છે :

*'મેં મકાનો બાંધવાને જે ઘડ્યા*
*રે તે ખીલા તો અહીં જડ્યા!'*

અહીં કવિનો સ્વર અતિ તીવ્ર અને દાહક બન્યો છે. પ્રિયકાન્તને ફરિયાદ તો છે આજના યન્ત્રયુગમાં મનુષ્યનાં જે હ્રાસપતન થયાં છે તેની. ખીલા ક્યાં જઈને જડાયા! ઈશુની છાતીમાં. યથાર્થનું આવું સરસ નિરૂપણ કવિની બોલકી વેદના જ છે. ખીલો ભાવપ્રતીક બને છે. 'પ્રબલગતિ'માં 'ઈસુની ઉક્તિ' નામક એક કાવ્ય છે. 'ખીલા'ના સન્દર્ભો તેને યાદ કરવા જેવું છે. ઈશુ બોલે છે :

આ મનુષ્યની આદિમ વૃત્તિ છે, જે યન્ત્ર-સંસ્કૃતિમાં વિશેષ પાંગરી છે. પ્રિયકાન્તનાં કાવ્યોમાં આ ભાવ ક્યારેક સંયમથી તો ક્યારેક ઉઘાડો વ્યક્ત થયો છે. રુગ્ણદર્શિતાથી અલગ પડતો આ ભાવ આધુનિકતાનું નવું પરિમાણ છે. કશાય છોછ વગર પ્રિયકાન્તે દેહદર્શનને આમ વ્યક્ત કર્યું છે. 'કચુકીબન્ધ છૂટ્યા ને હટ્યું જ્યાં હીરગુણ્ઠન હૈયાનાં લોચનો જેવાં દીઠાં બે તાહરાં સ્તન', સ્તનને હૈયાંનાં લોચનો સાથે સરખાવી કવિએ ઉત્પ્રેક્ષાથી કહ્યું છે, 'જાણે ઘાટીલી ન્હાની ગાગર.' સ્ત્રીના સૌંદર્યના આ વર્ણન થકી કવિએ મનુષ્યની કામુકતાનું દર્શન કર્યું છે. વારંવાર કવિ શયન-ગૃહમાં પહોંચી જાય છે. 'અન્ધકાર' કાવ્યમાં કવિ છેલ્લે અન્ધકારને 'શ્યામાની સૌ અલક લટ' સાથે સરખાવે છે. અશબ્દ યામિની ટાણે અબોલ કામિની પોતાનો નિચોલ હિલ્લોલતી પ્રદીપ પાસેથી પસાર થઈને 'ઇપ્સિત અન્ધકાર'ને પામે છે. કામવ્યવહારનું મુક્ત વર્ણન એમનાં અનેક કાવ્યોમાં થયું હોવા છતાં એમની શૈલીમાં સંયમ પણ છે જ. એ સોળ વરસની છોરીની કોરી રહેતી મટકીનું ગાન ગાય છે ત્યારે એના બીડેલાં હોઠમાં આગ ભરેલો ફાગણ હોરી ગાતો અનુભવે છે.

પ્રિયકાન્તે નગર અને નગરજીવનને લગતાં કાવ્યોની રચના પણ કરી છે. 'પ્રબલ ગતિ'માં એ પ્રકારનાં કાવ્યો જોવા મળશે. નગર દ્વારા કવિને વાત તો કરવી છે મનુષ્યની વેદનાની. 'પૅરિસ' કાવ્યમાં કવિએ પ્રારમ્ભે જ કહ્યું છે :

'પૅરિસ તો નથી જોયું
પણ હોઈ શકે તો હમણાંના મ્હારા
અનુભવો જેવું હોય...'

નગર સાથે જાતને સાંકળવાની કવિની એષણા છે. કવિ સીન નદીના કાંઠે સતત ફર્યા કરે છે. એમનું એકએક સરનામું ખોટું છે. પૅરિસને કેન્દ્રમાં રાખીને કવિએ પોતાની જ ભાવના-કથની કહી છે. 'ન્યૂ યૉર્ક એક હરણ' પ્રિયકાન્તનું ઉત્તમ કાવ્ય છે. અમેરિકન પ્રજાની વિજ્ઞાન અને સમૃદ્ધિ તરફની આં કધળી દોટ હરણના પ્રતીક દ્વારા વ્યક્ત થઈ છે. આધુનિક મનુષ્યે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ જ એના વિનાશનું કારણ બનશે. અવળે માર્ગે વપરાતી સિદ્ધિઓ કવિને શાપરૂપ લાગી છે. કવિએ હરણની ગતિનો ચિતાર આપતાં કહ્યું છે કે, પૃથ્વી પછી આકાશ અને છેવટે ચન્દ્ર લગી એની ગતિ વિકાસ પામી છે. આ હરણને કવિએ 'ગતિશ્રેષ્ઠ' કહ્યું છે. આ હરણને ઊભા રહેતાં તો આવડતું જ નથી. એની ગતિ પ્રબળ છે, જેથી એના વાંકડિયા શિંગમાં પ્રગટી છે પાવકની જ્વાળાઓ. છેલ્લે કવિએ ગતિના કારણે કેવી સ્થિતિ સરજાઈ છે તે દર્શાવ્યું :

*'હરણને ગતિનો ચાક ચગ્યો છે*
*ચારેકોર ફેલાઈ ગયું છે શિખાઓનું સુવર્ણ*
*અગ્નિનું કાન્તાર ધગધગતું*
*એક બચી ગયો છે સમય,*
*થોડી વારે એ હોલવાય છે ત્યારે*
*નવ કોઈ અવશેષ એકલ*
*ધીરે ધીરે હાંફતું હાંફતું હરણ હજી ચાલે છે*
*હવે પણ એનાં પગલાં રાખમાં પડે છે.'*

ગતિની આ જ નિયતિ છે. કવિએ આ નિયતિને પ્રતીક થકી વ્યક્ત કરી છે.

આધુનિકયુગમાં મનુષ્યની એક ખાસિયત તે પોતાના અસ્તિત્વની વ્યર્થ ચિન્તા પોતાના. 'હું'ને મનુષ્ય છોડી શકતો નથી. અલબત્ત, આ 'હું' અહમ્‌ને વ્યઞ્જિત કરતો નથી. આ 'હું' તો અસ્તિત્વનો દ્યોતક છે. ક્યારેક મનુષ્ય પોતાના અસ્તિત્વ વિષે શઙ્કાશીલ બને છે. આ આધુનિક મનુષ્યની ખાસિયત કવિએ શબ્દસ્થ કરીને યુગની વિભાવનાને અભિવ્યક્ત કરી છે. સતત શઙ્કાશીલ રહેતો મનુષ્ય આધુનિકતાનો પ્રતિનિધિ છે. 'નક્કી અહીં આ હું રહું છું' આ કાવ્યના પ્રારમ્ભે કવિનો પ્રશ્ન છે :

'નક્કી અહીં આ હું રહું છું?'
બીજી પંક્તિમાં એનો ઉત્તર છે
'નક્કી અહીં હા, હું રહું છું'
કવિ એનું પ્રમાણ પણ આપે છે :
'આ જ સરનામે મ્હને મળતાં બધાં પત્રો
ભોંયતળિયે છેક નીચે
પોસ્ટના પરબીડિયાના જેટલી તો છે જગા.'

આ નગરજીવનની વાસ્તવિકતા છે. યુવાવયે કલ્પેલું જીવન કાળક્રમે વાસ્તકવિતારૂપે આવે છે. આ વિષમતાને કવિએ દર્શાવી છે. કવિએ એકધારી જિન્દગીનો નિર્દેશ કર્યો છે. કવિને પેનની શોધ છે જેનું એમને હરઘડીએ કામ પડે છે. એ કામ છે જન્મમૃત્યુની નોંધપોથી રાખવાનું.

ઊંચી કલ્પનકલા જે ઉત્કટ સંવેદનશીલતાનો સમન્વય કરીને પ્રિયકાન્તે આધુનકિતાની વિભાવનાને પોતાનાં કાવ્યોમાં છતી કરી તે એમનો આગવો વિશેષ છે.

□

**ગ્રાહકો-લેખકો-એજન્ટોને**

*ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા કુમાર કાર્યાલય લિ.માંથી થાય છે. આતી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. એજન્ટોએ પણ નીચેના સરનામે જ લવાજમો મોકલવાં. અને એ અંગેનો પત્રવ્યવહાર પણ ત્યાં જ કરવો. લેખકોએ પોતાની કૃતિઓ પણ 'કુમાર'ના સરનામે જ મોકલવી. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ 'કવિલોક ટ્રસ્ટ'ના નામનો જ લખવો.*

લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું
કવિલોક C/O કુમાર કાર્યલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧

## ગાંઠ પડી તો ગરબડ

**ઉશનસ્**

ગાંઠ પડી તો ગરબડ આ, તું ઊકલ્યો કે આકાશ!
સાવ સીધો નિર્ગ્રન્થ થઈ જા, રહે ના બંધનપાશ;
જો આકાશ અફાટે ન ઊંડું.
ક્યાંય દિસે ના છેડો;
એથી એમાં ગાંઠ પડે ના થઈ જા એવો નેડો;
ક્ષિતિજ સમો આશ્લેષ થઈ જા, સૌનો થાય સમાસ; –ગાંઠ.
ગાંઠ ગ્રન્થ બન્નેયે સરખાં,
બન્ને બાંધે બન્ધ
ગાંઠ સોયના નાકે અટકે,
ગ્રંથે પણ્ડિત અન્ધ,
સરલસૂત્ર લાંબું પણ ગાંઠે ગણ્ઠાતાં ટૂંકાશ
ગ્રન્થથી બડબડ બેઠી અનઘડ,
વકર્યો વાદવિવાદ,
ગીત થઈ જા પરમ પ્રીતનું,
શમી જા પછી એ પાદ,
મધુર ઊપડી ગીતપઙ્ક્તિ જ્યમ શમતી અદૂરે પ્રાસ. ગાંઠ.

## મુક્તક

**હરદ્વાર ગોસ્વામી**

નયનમાં એક ચ્હેરો દોડવા લાગ્યો!
ચરણ પ્હેલાં જ રસ્તો દોડવા લાગ્યો!

પછી પગ પીગળેલા પણ મળી મન્ઝિલ,
ભીતર જણ એક વસતો દોડવા લાગ્યો!

## પ્રણયભ્રાન્તિ

**જયન્ત પરૂડ્યા**

મ્હને એ રમ્યાનો પરિચય નથી કેમ ઊગતો,
ફરે જે આંખોમાં ભવભવ તણી પ્રીત ભરીને?
મળે જો સામે તો અલકલટના ભવ્ય લટકે
પછાડે એ મ્હારા ઊછળી કૂદતા મુગ્ધ મનને.

છતાં કોઈ વેળા ઘરઉંબરથી સ્નિગ્ધ નયને
જુએ લીલા જ્યારે પ્રકટ જગની, તે પણ વળી
પ્રસારે પોતાની સહજ લીલયા ભાવછવિઓ
પડેલી હૈયામાં, છલક છલકે પાલવ થકી:

તદા એ ઊર્મિના લય મહીં સરે કૈંક પરીઓ
પુરાણા ગ્રન્થોની, બહુવિધ રૂપી મોહનમયી,
સીતા, સાવિત્રી કે રમણ નીસરી ઉર્વશી તણી;
ભરે જે મૂર્છાથી ઉરધબકને એક ક્ષણમાં.
પછી તો મૂર્છા એ ફલવતી થતી કો મિલનમાં–
જહીં આંખો ખૂલ્યે, સરી જતી બધી સૃષ્ટિ ક્ષણમ

## નોતરે છે

**ફિલિપ કલાર્ક**

દર્દ જાણી જોઈને એ નોતરે છે;
રૂઝના આવ્યા પછી યે ખોતરે છે.
ઊંઘને પણ ચેન જેવું ના લગારે;
હાથમાં લઈ પીંછી સપનાં ચીતરે છે.
તરસ ત્હારી તરસ મ્હારી તરસ સૌની;
ઝાંઝવામાં રેતરૂપે વિખરે છે.
જાય પોઢી શ્હેર આખું નીંદમાં જ્યાં;
રાતરાણી રઝે ચઝે વિહરે છે.
બન્ધ દ્વારે ચાલતી આ ગુફ્તેગો;
ભીંત કેવી કાન દઈને સાંભળે છે.

## ડાળખીનું ગીત

**મનહર જાની**

ડાળખીમાં લૂંઝો પાંદ ડાળખી રે જીજીજી...
અડખે ઝૂલે પડખે ઝૂલે
ઝૂલે ચારેકોર,
હાલર-હુલર ઝાડ
ઝળૂમ્બે છાંયડી લચકલોળ;
તડકે ઝીણી ઝમ્મર ભાત્ય આળખી રે જીજીજી...

જળને કાંઠે પરપોટા
ને જૂતર માથે તાર,
કાચી કૂણી કેડ ઉપર
સોડમનો ભીનો ભાર;
થરકે હળુક પોપટી પવન પાલખી રે જીજીજી....

## જોયા કરવું

**મોહનભાઈ પટેલ**

પાન ઉપર જે ઝાકળ બાઝે ઊભા રહીને જોયા કરવું,
એની માફક હું યે ચળકીશ એમ ધારીને જોયા કરવું.
એકબીજાને મળીએ ત્યારે મનફાવે તે બોલ્યા કરવું,
પછી ભલે ભીતરમાં સર્પો ફૂંફાડે તે જોયા કરવું.

મકાન, વાડી, શમિયાણામાં નવલે વસ્ત્રે હરવુંફરવું,
તેમ છતાં જો હૈયે ટાઢક જરી વળે ના, જોયા કરવું.

મિત્ર મળે કે સગા મળે તો આંખોથી હર્ષાયા કરવું,
તે લોકોનાં ગયાં પછી જે કક્કુ ખરે તે જોયા કરવું.

વર્ષોનાં વર્ષો જીવીએ તો કામો કરીએ ઢગલાબન્ધ,
ભૂતકાળ જો નીવડે કોરો, ને ડરે તે જોયા કરવું.

## બે ગઝલ

**દિનેશ ડોંગરે 'નાદાન'**

(૧)

છે કોણ આસપાસ તને કંઈ ખબર નથી,
એ આમ છે કે ખાસ તને કંઈ ખબર નથી.

ફૂલોની જેમ જિન્દગીને માણી ના શક્યો,
શું હોય છે સુવાસ તને કંઈ ખબર નથી.

તારા ગણીને રાત વિતાવી નથી કદી,
પૂનમ કે શું અમાસ તને કંઈ ખબર નથી.

પહેરા બધાય આખરે નાકામ થઈ ગયા,
ક્યાંથી ગયા છે શ્વાસ તને કંઈ ખબર નથી.

જન્મોજનમથી આમ તું દોડી રહ્યો છે પણ
છે કઈ તરફ પ્રવાસ તને કંઈ ખબર નથી.

(૨)

દર્દનું હોવું દવાના રૂપમાં,
જેમ ખુશ્બૂ હો હવાના રૂપમાં.

દોટ મેં, પણ રણ તરફ મૂકી હતી,
તમને જોઈ ઝાંઝવાના રૂપમાં.

બદ્દુઆની જેમ આપે કોઈને-
કોઈ માગે છે દુઆના રૂપમાં.

એ જ ફેલાતો સતત એકાન્તમાં,
હું સમેટાઉં સભાના રૂપમાં.

એની પાસેથી વધુ શું માગવું
શ્વાસ પણ જે દે સજાના રૂપમાં?

## સજા પામ્યા

### ભરત ભટ્ટ

આ હવામાં બાથ ભરવાની સજા પામ્યા,
ખાલીપાને ખાલી કરવાની સજા પામ્યા.

શ્વાસની ક્ષણ લાખ ચોર્યાસી વખત આવી,
સામટા જન્મોને સ્મરવાની સજા પામ્યા.

એક-બે ક્ષણ ક્યાં જિવાયું વૃક્ષ માફક?
આ અમે કોળ્યા ને ખરવાની સજા પામ્યા!

કેવાં કેવાં કામ કરવાના પ્રયાસોમાં
પાણીમાં પરપોટા કરવાની સજા પામ્યા!

મૌન તોડ્યું'તું અમે ક્યારેક શબ્દોનું,
જીભ કાપી કાન ધરવાની સજા પામ્યા.

આપને નિસરણી ચડવાના અભિનન્દન.
આ અમે ખાલી ઊતરવાની સજા પામ્યા.

પોથી સાથે રીંગણાં ડૂબી ગયાં અન્તે
પણ્ડિતોના તર્ક તરવાની સજા પામ્યા.

કાફિયા કમજોર એમાં આ ગઝલ-ગૂંગી,
શેર દુબારા કગરવાની સજા પામ્યા!

## મુક્તક

### હરદ્વાર ગોસ્વામી

તીવ્રતમ આ અરજ બને છે.
બોલું કંઈ ત્યાં તરજ બને છે!

કેમ જીવી શકું અહીં ક્ષણ,
જીવવું જ્યાં ફરજ બને છે!

## મ્હારા મન

### મધુ કોઠારી

મન મ્હારે ત્હારી સાથે
આજે વાતો કરવી છે.
શરત એ છે કે
તું ટેલિફોનની જેમ
બગડીશ નહીં.
તું સ્થિર રહીશ,
કારણ કે ત્હારો સ્વભાવ
બેલે ડાન્સર જેવો છે.
તું કોઈ પણ સમયે
કોઈ પણ જાતનો લઈ લે છે વળાંક
(ત્હારો શું કાઢવો વાંક?)
ત્હારામાં આવેગો
ટાઇપરાઇટરના અક્ષરોની જેમ
કરી મૂકે છે કૂદાકૂદ
તું નીકળી જાય છે
અક્ષરોની આરપાર...
મ્હારા મન,
ભલે ત્હારાં બધાં લોકો
વખાણ કરે,
પણ મ્હારા માટે તો તું છે
ચાવી દીધેલું રમકડું
હા, જો તું
આવેગનાં સફેદ વસ્ત્રો
પહેરીને મ્હારી સમક્ષ
પ્રત્યક્ષ થાય,
તો મ્હારે તારી સાથે
આજે વાતો કરવી છે.

## ટપકાવી લેવું

### મોહનભાઈ પટેલ

સુંવાળપનો સ્પર્શ થતાં જે સ્પન્દન સ્ફુરે માણી લેવું,
જમના-કાંઠે કૃષ્ણ કરે ત્યમ ગમતું ગીત વગાડી લેવું.

રિસામણાં ને મનામણાંનું શાસ્તર ત્હારે જાણી લેવું,
નહિતર આ સંસાર ત્યજીને ચિત્તડાને સમ્ભાળી લેવું.

સ્વાર્થ ભરેલી આ દુનિયામાં જે હો તે નિભાવી લેવું,
મનગમતું માણસ જો ભેટે, ઝટ એને વિશ્વાસી લેવું.

કણ્ઠ સૂરીલો ધારી કોઈ સાથ મળે, ગવડાવી લેવું,
રિસાય જ્યારે પ્રિયજન ત્હારું ધીમે રહી મનાવી લેવું.

આંખો ખોલી નિર્મલ ચિત્તે જે ફાવે અપનાવી લેવું,
બન્ધુ તારી આ સૃષ્ટિમાં જે સ્પર્શે, ચમકાવી લેવું.

ધરતી, સૂરજ, વાયુ, પાણી, જે આવે ફવડાવી લેવું,
ચેતન, કોરા કાગળ ઉપર ગીત મધુર ટપકાવી લેવું.

## કૈં નથી

### મહેન્દ્ર જોશી

માત્ર પ્યાદું છે તે પ્યાદાંથી વધીને કૈં નથી,
તું રમે છે તે રમકડાંથી વધીને કૈં નથી.

આંખ મીંચે કે ઉઘાડે સર્વ ત્હારા પ્રશ્ન છે,
સૂર્ય પોતે પણ ગતકડાંથી વધીને કૈં નથી!

ધડ ઉપર મસ્તકમણિ લઈને ફર્યો, તે ભૂલી જા,
એક બન્દૂક છાપ ફુગ્ગાથી વધીને કૈં નથી.

વીંટળાઈ અન્યના દોરે ફરે છે અન્યથી,
હાથમાં ભમતાં ભમરડાંથી વધીને કૈં નથી.

સપ્તસિન્ધુ હો કે હો રત્નાકર, મુબારક ગીત સૌ,
તીર પર તો ફીણમોજાંથી વધીને કૈં નથી.

કોઈ વડ છે કોઈ વડવાઈ ને છાંયો કોઈ છે,
જો સમજ તો પકવ ટેટાંથી વધીને કૈં નથી.

## પેટી

### શમ્ભુપ્રસાદ જોશી

'મમ્મી, મ્હારી સાથ તેં કેમ આજે
કિટ્ટા કીધી? ખાવુંપીવું હરામ,
મોં જો તારું, થૈ ગયું સાવ મ્લાન,
રોઈ રોઈ, ના જુએ સામું મ્હારી,
જા હુંયે લૌં સાથ ત્હારી અબોલા!
પપ્પા ગ્યા છે જુદ્ધમાં રાષ્ટ્ર કાજે,
કાલે નક્કી શત્રુઓને હણીને
આવી જાશે પાધરા ઘેર પાછા,
મોટ્ટી પેટીમાં ભરીને અનોખાં
મ્હારી માટે આણશે કૈં ખિલોણાં,
'બુચ્ચાં' મારી ના કરે તો કદાપિ
એકેયે ના હું તહને આપવાની!'

કાલાંઘેલાં બોલ આ સાંભળીને
ચાંપી લીધી વ્હાલી દીકરીને
છાતી સર્જે, અશ્રુના બન્ધ તૂટ્યા
ચોંકી બાળા થૈ ગઈ શી અવાક!

ત્યાં તો 'રે આ લશ્કરી વેશ મૂંગા
ખમ્ભે મોટી એક પેટી ધરીને
ભારે હૈયે આંગણામાં પ્રવેશ્યા!

બેશુદ્ધ થૈ ક્ષણ મહીં જનની બિચારી
બાળા તણી સ્થિતિ ન શબ્દ શકે વિચારી!

## મુક્તક

### હરદ્વાર ગોસ્વામી

લે, ખુદના ખભાનો ય છે ભાર ત્યાં,
સ્મરણ પોટલી પાછી હાવી જુઓ!

પછી જિન્દગી રસ, સરસ માણશો,
પ્રથમ દૂર હર રસથી ભાગી જુઓ!

## પત્ર
### દેવેન્દ્ર દવે

લખું? લખું શું તુજને? અકેલા
અહીં રહ્યો શ્વાસ ભરી પરાણે
ખેંચી રહ્યો ઑફિસમાં વધારે
બોજો બધો કાર્ય તણો; ન જાણે
મૂંગો વહે ગર્દભ કારભારે!

સાંજે વળું ઘેર (?!) 'અવાવરું કો'
ખણ્ડેરમાં પાય ધરું નિસાસે
શ્વાસો ભરું ક્યાં પ્રભુ જિન્દગીના
સુખો તણી મ્હેં કરી કલ્પના એ?

વાળું? નહીં રે ભરવા જ ડૂચા
ઝાઝી બળેલી વળી સાવ કોરી
ટાઢી વધી ભાખરી જે સવારે!
"શું કામ વેઠો તકલીફ વ્હાલા,
હોટેલમાં મોજથી કાં જમો ના?
એનો સખી, ઉત્તર લે, હું આપું:
ખીસ્સા મહીં ખોટ પડી, હજી તો
બાકી રહ્યા પાંચ દિનો પગારે
(જાણી રખે તું મૃદુ નેત્ર સારે...)

લમ્બાવતો જ્યાં તન શ્રાન્ત જ્યારે
શય્યાતણો ભાગ બચ્યો સતાવે
આંખો ગણે તારકવૃન્દ વેળા
કેમે સરે? ક્લેશ છવાય હૈયે.
પ્રશ્નો વધે કૈંક વિચારધારે:
બ્રહ્માણ્ડમાં એકલ આત્મતત્ત્વે
પૃથ્વી પરે જન્મ ધરી નકામો
ફેરો ફરે જીવ વિષાદ-આરે!
જેવાં અષાઢે ઘન આભ ભારે
વેગે સરે ત્યાં મનડું વિચારે;
હણી શિયાળે પશુ ન્હોરધારે
ખોદી ખણે-ખોતરે ખારખારે!

ઘેરાય આંખો જવ માંડ માંડ
ત્યાં શ્વાન શેરી મહીં અર્ધભૂખ્યા
ભસી સુણાવે નિજ કષ્ટકાણ્ડ!
પાસે જરા મચ્છર સ્હેજ ઢૂંકી
ચૂસે-ડસે રક્ત રહેમ મૂકી!
જાગું સવારે ગુલમોર નેણે
થાતું: પધારે જલદી સખી, તો
ના પત્ર સુક્કા લખવા ધખારે
પીળાં ખરે પર્ણ છતી બહારે!

## કેટલાંક હાઇકુ
### ફિલિપ ક્લાર્ક

ખવાતી ઈંટ
પાયાની, ફરકતી
ટોચે ધજાઓ.

એના ઘરમાં
અગરબત્તી, સુગન્ધ
મ્હારા ઘરમાં.

બારણાં ખુલ્લાં
ખુલ્લી બારીઓ ને
હોઠે છે તાળાં.

## સ્વીકૃતિ
### નિર્મિશ ઠાકર

આજ અચાનક
લાગ્યું કે...
આ રાત મ્હારી છે.
લાગ્યું કે...
મ્હારી એકલતાને સામે કિનારે
માત્ર હું જ છું, એવું નથી.
આજ અચાનક
લાગ્યું કે...
રેશમી અન્ધારે અલપઝલપ ઊડતા
આગિયાઓ સમા તારાઓ
અંશો છે મ્હારા જ.
લાગ્યું કે....
ચાંદનીમાં નહાતી રાતરાણી
અને
દૂર મલકાતા રૂપેરી પહાડો
હવેથી મ્હારાં છે.
આજ અચાનક
જુઓ એ જ લજ્જાળુ હવા
કહી રહી છે...
'અમારાં કૂળની એ છોકરીએ
ત્હારો કાગળ
એના ઓશિકા નીચે સન્તાડી દીધો છે,
ત્હને ખબર છે?'

## હાઈકુ
### અનન્ત પટેલ

જેનાં સ્વાગતે
વેરાયાં ફૂલ, એ જ
ચગદી ચાલ્યા!

## હતી વેદનાઓ
### નિર્મિશ ઠાકર

મળ્યા જિન્દગીને વ્યથાના પડાવો,
ખપી 'હાસ્ય'માં જે હતી વેદનાઓ.

કિનારેથી જોતી રહી ઝન્નાઓ,
તરી યે ખરી ને ડૂબી ક્યાંક નાવો.

પછી વિસ્તરીને બની ગઈ દિશાઓ,
હૃદયમાં સ્ફુરેલી હતી જે ઋચાઓ.

હવે હું નહીં દર્પણો યે કહે છે;
'બધા ભાવ લજ્જા મહીં ના છુપાવો.'
બધા હાલ પૂછી લીધા મ્હેં તમારા,
મ્હને રાહમાં જ્યાં મળી ગઈ હવાઓ
તમે ફૂલ ખીલ્યાં કહો છો! અસલમાં-
નર્યા રૂપ ને રઝની છે સભાઓ.

## કસોટીની પાર છું
### સતીન દેસાઈ

હું મનથી યે વિકટ છું, કસોટીની પાર છું.
હર શ્વાસથી નિકટ છું, કસોટીની પાર છું.

કોઈ સુગન્ધ જેમ જો નીરખી શકો મ્હને,
સામે જ હું પ્રગટ છું, કસોટીની પાર છું.

સૂરજના અશ્વ જે સ્થળે બન્ધાય છે સ્વયં,
અન્ધારનો એ તટ છું, કસોટીની પાર છું.

આમ ખલકને ખૂંદતા પામો નહીં મ્હને.
ખુદ તાગવાની રટ છું, કસોટીની પાર છું.

ગજરો ન ધર મ્હને, કોઈ સૂરજ કે ચાંદનો,
હું ક્યાં ક્ષિતિજની લટ છું, કસોટીની પાર છું.

છું પૂર્ણતાના જામની હું શૂન્યતા સભર,
ઘટતી નથી એ ઘટ છું, કસોટીની પાર છું.

અણસારથી યે આગવો મ્હારો પ્રવાસ છે.
વણ ચાતર્યો જ પટ છું, કસોટીની પાર છું.

## એક પુરુષ, એક પરસ્ત્રી અને...
### નિર્મિશ ઠાકર

એક નિરર્થક મર્યાદાની જેમ
ખડકના મૌન અને
સાગરની ઊછળતી યુવાની વચ્ચે
નડવા મથે છે કિનારાઓ.
કોણ જાણે કેમ
વારંવાર કિનારાઓને ઓળઙ્ગી
ધસી આવતાં જુવાનજોધ પાણી
ટકરાય છે ખડકની પહોળી છાતી પર.
કિનારાઓ તો ઓળઙ્ગાઈ જાય છે,
એમને છાતી નથી હોતી ખડક જેવી.
ચાંદની રાતોમાં વાંભવાંભ ઊચળતા
મોજાંઓના ઘૂઘવાટને
બરાબર સામો પડઘો આપે છે ખડક.
પોતાની ઊંચાઈ ગુમાવ્યા વિના
પાણી માટે
ધીમો ધીમો ઘસાય છે ખડક.
ઓસરી જાય છે ભરતી
દૂર સરી જાય છે પાણી
તેજ હવાના સન્નાટાઓમાં
એકલો-ખામોશ ઉભેલ ખડક મારાથી
જુદો નથી.
ઓટ કાયમી નથી,
એ જાણે છે કિનારાઓ.
પાણી ક્યારેય રોક્યાં રોકાતાં નથી,
એ જાણે છે કિનારાઓ
ભરતી-ઓટ-માં નડીયે શકતા નથી,
તો કેમ વચ્ચે રહે છે
એ નિર્વીર્ય કિનારાઓ?

## ખ્યાલ પણ નથી
### કિશોર મોદી

આ રઙ્ગ ગન્ધ કે ઋતુ ખ્યાલ પણ નથી,
ખટતો સતત સમયનો ગેરુ ખ્યાલ પણ નથી.

આંખોમાં આંખ ક્યાંક ઓચિન્તી મળી ગઈ,
ઓળઙ્ગી હું ગયો આ મેરુ ખ્યાલ પણ નથી.

ક્યારેક વેદના વીસરવા પી ગયો મ્હને,
મારાં હતાં બધાંય આંસુ ખ્યાલ પણ નથી.

મ્હેં જિન્દગીના જખમ ગણવાનું શરૂ કર્યું,
ત્યાં કોણ બોલ્યું નામ ઈશુ ખ્યાલ પણ નથી.

એક્કે સપન રહ્યું નથી તોયે ભીતર હજી
કોઈ ભરે છે રઙ્ગ કક્કું ખ્યાલ પણ નથી.

પમરાટ આ જિગરતણો એવો મળ્યો મ્હને,
કિશોર હું છું મુજનો ભેરુ ખ્યાલ પણ નથી.

## સાજન
### સોનલદે એમ. દેસાઈ

જળમાં બાંધ્યું ઘર અમે
અને બાંધી વહેતી પળ
સાજન, એમ મેળા વચમાં
સાવ અમસ્તું મળ.

કળમાં ખોલ્યું 'જણ' અમે
ને રીસની હોડી ડૂલ
કોરાકટ કમળમાં એમ
તરબતર તું મળ.
પળમાં ઝીલ્યું જળ અમે
ને જળ થયું ઝળહળ
સાજન, એમ વહેતા છળમાં
નેહનીતરતું મળ.

# ચાર ગઝલ
## લલિત ત્રિવેદી

પ્રાણવાયુમાં રજોટાયું હવે શોભે નહીં
દેહનું પરિણામ થૈ જાવું હવે શોભે નહીં.

પાણી હો કે હો કટોરો ઝેરનો તું પાર કર
પણ તરસનું હોઠ થૈ જાવું હવે શોભે નહીં

એ નથી સમ્ભવ કે હું ત્યાં જાઉં અને પલળું નહીં
તું કહે છે બાગમાં ન્હાવું હવે શોભે નહીં

તું જ છો તરબોળ જળમાં, તું જ છો નાભિકમળ;
આમ હિજરાવું ને ભીંજાવું હવે શોભે નહીં

શક્ય છે કે કાલ આ આકાશ ના શોભે તને
બ્રહ્મબ્રહ્માંડોમાં અટવાળું હવે શોભે નહીં

આંખ ખૂલે ને તું જ સામે હોય,
એમને કોનું પછી કામે હોય?

કામમાં હોય કે વિસામે હોય,
નામ એનું જ હાડચામે હોય.

કૈં જરૂરી નથી એ સામે હોય,
એ ગમે તેના શુભ નામે હોય.

યાદ કરતા ન હોય એમ નથી,
શક્ય છે એ ઠરીને ઠામે હોય.

કાફલાઓ પસાર થાતા'તા,
એ રુધિર આજ સૂમસામે હોય.

આપ પથ્થર થઈને તરવાનું,
ને એ પથ્થરમાં રામનામે હોય....

## એ ધજા
## લલિત ત્રિવેદી

મ્હેરબાની કરીને આવ હવે,
સાવ ખાલી છે આ તળાવ હવે.

કોને જઈને કરું હું રાવ હવે?
તું નથી દેતો હાવભાવ હવે.

કોઈના લાગ કે લગાવ હવે,
પણ્ડની પાસે એમ જાવ હવે.

વચ્ચે વચ્ચે છે ક્યાંક શ્રાવણ પણ
એકસરખો નથી અભાવ હવે.

ક્યાંય પગલાં પડે ન એ રીતે
આપ દુનિયાની વચ્ચે જાવ હવે

યાદ છે મ્હેં તને કીધેલું કે
સાત સાગર તરીને આવ હવે.

કેટલી આઘી છે હજી એ ધજા?
કેટલા બાકી છે પડાવ હવે?

ચક્ષુઓ લીલા ઘાસમાં ઢોળાઈ જાય છે,
આ પહોંચવું નિવાસમાં ઢોળાઈ જાય છે.

ત્હારી તરફનો માર્ગ હથેળીનો ઢાળ છે,
દિવસો બધા પ્રયાસમાં ઢોળાઈ જાય છે.

ઝૂલે છે એક બાગ અરીસાની આ તરફ,
જનમોજનમ સુવાસમાં ઢોળાઈ જાય છે.

આંખો ખૂલે કે હોઠ ખૂલે, શું ફરક પડે?
છેવટ બધું લિબાસમાં ઢોળાઈ જાય છે.

હું પર્દાફાશ આ હવાનો ના કરી શક્યો,
પ્રત્યેક શ્વાસ શ્વાસમાં ઢોળાઈ જાય છે.

# પળને સજ્જડ બીડો

## સતીન દેસાઈ

મનની રૂડી મ્હેલાતોની હોય ભલે ના કોઈ સાંકળ, પળને સજ્જડ બીડો.
તમામ અટકળ ભેદી છેદી ભાગી છૂટે પળમાંથી પળ, પળને સજ્જડ બીડો.

સાવ વચોવચ ધડકનની ને આંખોનીયે આગળ પાછળ, પળને સજ્જડ બીડો.
એક અમસ્તી પળને તરસે વલખેઉેલી પળનાં મૃગજળ, પળને સજ્જડ બીડો.

પળપળ શ્વસો ગઝલને તોપણ મનને ક્યાં વળતી કોઈ કળ, પળને સજ્જડ બીડો.
એ જ અનાગતનાં તત્ત્વોની શ્વાસશ્વાસમાં થાતી સળવળ, પળને સજ્જડ બીડો.

અન્ધારાં-અજવાળાં બીડી દસે દિશાઓને બીડીને કોઈ કશું ક્યાં પામે!
તપતપ જેવું રમતાં રમતાં ઊઘડે એ તો બીડેલું છળ, પળને સજ્જડ બીડો.

સઘળાં ખુલ્લાં દ્વાર સમયનાં કોઈ હવડ મ્હેલો શા મળશે એવું જે કહેતી'તી
મુઠ્ઠીમાં બીડી'તી જેને એ જ હવે ઊઘડે છે અટકળ, પળને સજ્જડ બીડો.

યુગયુગનું એક જ તારણ. છે કેર કયામતનો વર્તાતો સહેજ ઊઘડતી પળમાં.
ડોવાને આંજી નાખે છે જનમજનમનું આંજી કાજળ, પળને સજ્જડ બીડો.

સાવ ઉઘાડા દરિયા જેવી આફતને પણ તહમે નોતરો એ ચાનક પણ કેવી!
હોય બુદબુદો તોયે એને ખેંચે છે ઊંડાણોનું તળ, પળને સજ્જડ બીડો.

કોઈ લિપિ ના જાણે તો પણ સર્વ ખબર અન્તરને વાંચે સ્પર્શોનાં અજવાળાં
શ્વાસ લિફાફામાં બીડીને સાવ જ કોરું રાખી અજ્જળ, પળને સજ્જડ બીડો.

એકાંતોને બાથ ભીડીને દર્પણ ને દર્પણ વચ્ચેના સંવાદો શું કહેતા,
સાર વિનાના ચ્હેરામ્હોરા બદલે છે એવી દુર્બળ પળને સજ્જડ બીડો.

ઊઘડતી બીડાતી પળ તો સૂર્યખિલ્યાના સાંજખર્યાના ઇતિહાસોમાં મળશે.
હોય ખરેખર પળનું હોવું પ્હાડો ભીતર થીજેલું જળ, પળને સજ્જડ બીડો.

## કાફી નથી?

### નિર્મિશ ઠાકર

અન્તમાં આરમ્ભ જો દેખાય, તો કાફી નથી?
કબ્રમાંથી યાદ બેઠી થાય, તો કાફી નથી?

યાદનાં ધુમ્મસ વિખેરાતાં ભલે ના હોઉં હું
પાંપણોના બન્ધ જો છલકાય, તો કાફી નથી?

'કોણ છો?' નિર્દોષભાવે પૂછવાના યત્નમાં –
હોઠ ત્હારા સ્હેજ કાંપી જાય, તો કાફી નથી?

સામનો કર દર્પણોનો માત્ર લઈ મ્હારું સ્મરણ
આંખ ઝૂકી જાય ને શરમાય, તો કાફી નથી?

એ મહીંથી શક્ય હો તો તું મ્હને બાકાત કર
ને હૃદયમાં ના થવાનું થાય, તો કાફી નથી?

શબ્દના સંચાર પહેલાંની ક્ષણો છે, ઓળખી?
મૌનમાં આંધી સમું સરજાય, તો કાફી નથી?

આખરી વિકલ્પરૂપે લે કલમ તું હાથમાં
ને સ્વયમ્ભૂ શબ્દ જો છલકાય, તો કાફી નથી?

છોડ વિશ્લેષણ, અમારા હાસ્યમાં જે છે સહજ
વેદનાની એ લહર વરતાય, તો કાફી નથી?

## કરગરી છે

### વિનોદ માણેક

ન ચર્ચા, ન ચોવટ ન વાતો કરી છે,
કહો મૌનની એ ક્ષણો આકરી છે.

ન અફવા, ન બણગાં, ન ખોટું કહીશું,
જરા સત્ય બોલ્યું, જુબાં પણ ડરી છે.

ન દિવસે, ન માસે, ન વર્ષે મળી તું
ફક્ત તું મળે એ ક્ષણો કરગરી છે.

ન વર્ષા ન ઝરમર, ન ફોરાં અહીંયાં
છતાં આભમાં સપ્તરંગી પરી છે.

ન શબ્દો ન છન્દો ન શે'રો સમજતાં
ત્હમારી કૃપા કાવ્ય થૈ અવતરી છે.

## પળનું પુરાણ

### દાન વાઘેલા

પળને મળી ગયા પછી પળમાં ભળી ગયા;
પળ-મૌનમાં, હજાર તરંગો ઢળી ગયા!

ખણ્ડેરને ખરીદવાની ભૂલ થઈ છતાં
પળ-પર્વ ધામધૂમ સજાવી રળી ગયા!

વડવાઈ જેમ પૂર્વજનમ હોય તો ભલે;
પળ ભીતરે ભરી, બીજરૂપે ફળી ગયા!

પળનું પુરાણ પળ મહીં વાંચી શકાય ના;
પળમાં જ શબ્દ અર્થસભર ક્યાં મળી ગયા?

પળનો પ્રભાવ સપ્તસૂરોથી અલગ હશે;
બાવન બહાર, પળથી પહાડ પીગળી ગયા!

બ્રહ્માણ્ડની તળેટી અને ટોચ જોઈ છે!
પળની સહજ સમાધિમાં કેવું કળી ગયા!

પળ [illegible] ળ્યા, ઢળ[illegible] અને પળમાં જ કાં બળ્યા?
૬ [illegible]?

# ત્રણ ગઝલ

## સુરેશ એન. ઝવેરી 'બેફિકર'

૧

ત્હને ગુલાબ કહું છું, ઘણું વિચારીને,
અરીસામાં જોઈ લે, હોઠની કિનારીને.

કરી વિચાર, ખુદાએ ત્હને બનાવી છે,
ભરી છે ચાંદમાંથી ચાંદની નિતારીને.

લખું કિતાબ હું ત્હારી, અગર પ્રશંસાની
ન રાત કે દિન રહેશે, કલમ બિચારીને.

વિચારી એટલું, આ જિન્દગી ગુજારું છું,
ખુદા દેશે ભાગ્યરેખા, હજી સુધારીને.

મળે સન્તોષ બધાને, મ્હારી કહાણીમાં,
કહું છું એટલે, થોડી વ્યથા વધારીને.

હૃદયમાં ક્યાંક હજી સાચવી રહ્યાં છીએ,
ત્હમે ગયાં, જે સિતમ એક પળ ગુજારીને.

૨

ઘણી રીતે મ્હને, હેરાન કરતા હોય છે લોકો,
ત્હમારા ખ્વાબમાં, આડાં ઊતરતા હોય છે લોકો.

સફરમાં ઝાંઝવાં કેવળ, મળે તો ડર નથી એનો,
અહીં તો ઝાંઝવારૂપે ય, સરતા હોય છે લોકો.

ધરા જેવું નથી ત્યાં ચાંદ પર, એ વાત સાચી છે,
રહીને ચાંદ પર, પાછા જ ફરતા હોય છે લોકો.

ખુમારી એમની ઓછી નથી હોતી, મરીને પણ,
સમન્દરમાં મરે છે, ત્યાં જ તરતા હોય છે લોકો.

ચણાવીને અહીં મન્દિર લગાવે છે પછી તકતી,
અહીં ઈશ્વર ઉપર, ઉપકાર કરતા હોય છે લોકો.

ત્હમારી આહને પણ સાથ કેવો હોય છે સૌનો?
ત્હમારી આહમાં પણ, આહ ભરતા હોય છે લોકો.

જગતમાં "બેફિકર" લોકો જીવે છે, ક્યાંક મારીને,
જીવાડીને ઘણાંને, ક્યાંક મરતા હોય છે લોકો.

૩

રૂપાળી લાગણીનાં પણ, રૂપાળાં માપ લાગે છે,
નયન છે બન્ધ ત્હારા ખ્વાબમાં, તો જાપ લાગે છે.

જખમનો આંકડો મ્હારો, લખી લે છે ઘણા લોકો,
ગમે છે એટલે, મ્હારી વ્યથાનું માપ લાગે છે.

ત્હમારી હાજરીમાં, મોગરાના સાપ છે જાણે,
નથી ત્યાં આપ તો, રસ્તા રખડતા સાપ લાગે છે.

સમયસર આંખમાંથી આંસુ પણ, વરસી નથી શકતાં,
હૃદયમાં ખોટ છે પાણીની, પાણીકાપ લાગે છે.

જીવન આખું દઝાડી જાય છે જેને ઘણા લોકો,
ચિતા પાસે કહે છે એમની, કે તાપ લાગે છે.

ત્હમે પીધા કરો તો, પૂછવા નવરું નથી કોઈ,
સુરાને ચાખવામાં પણ, નહીં તો પાપ લાગે છે.

પરાણે આપવું જાણે પડ્યું છે "બેફિકર" એને,
મળ્યું વરદાન એવું કે મ્હને તે શ્રાપ લાગે છે.

## તોડો
### સઞ્જય ચૌહાણ

મ્હારી ઇચ્છાનો જ દરિયો સાવ થોડો,
દર્દની ડમરી ચડે ત્યાં નાવ છોડો

કેટલા જનમોજનમનો છું ચણાયો
મ્હારી ફરતે છે દીવાલો કોઈ તોડો.

ધસમસે રાતો યુગોથી એકધારી,
સૂર્ય દેખો તો કહેજો, 'ભાઈ દોડો.'

ને હૃદયના કેટલા કટકા થયા રે!
બન્ધ છે નસનસ ફરી ધબકાર જોડો.

એ ચહેરો ક્યાં ગયો દર્પણ મહીંથી?
આંસુના સઞ્જય થરેથર આજ તોડો.

## અટકી ગયું
### હરજીવન દાફડા

મેરના મણકે રટણ અટકી ગયું,
ભીતરે કોનું સ્મરણ અટકી ગયું?

દોટ તો દીધી હતી દરિયા તરફ,
કોતરોમાં કાં ઝરણ અટકી ગયું?

કેમ અનુભવની કથા આગળ લખું,
જ્યાં સદન્તર વ્યાકરણ અટકી ગયું?

તોય પણ્ડિતાઈના અટકી શકી,
પીઠ પાછળ આચરણ અટકી ગયું.

ઝાંઝવાનો અર્થ સમજાઈ ગયો
કે પછી અમથું હરણ અટકી ગયું?

## માટે જીવું છું
### 'પ્રણય' જામનગરી

ક્યાં કોઈ સ્વાદ માટે જીવું છું!
ફક્ત વિષાદ માટે જીવું છું.

યાદ જીવે છે મ્હારી માટે, તો
હુંય પણ યાદ માટે જીવું છું.

કારણો આમ છે ઘણાં કિન્તુ
હું તો એકાદ માટે જીવું છું.

જીવવા તું નહીં દે શાન્તિથી
હુંય વિવાદ માટે જીવું છું.

કોણ મુજને 'પ્રણય' પુકારે અહીં!
મૃત્યુના સાદ માટે જીવું છું.

## શુભશુભ બોલ મિયાં
### ડૉ. હરબન્સ પટેલ 'તન્હા'

દરવાજો ઘટ ભીતર કેરો જલ્દી જલ્દી ખોલ મિયાં!
હવે તો શુભશુભ શુભશુભ શુભશુભ બોલ મિયાં!

સફેદ વસ્ત્રો સજી લીધાં ઉપરથી અત્તર છાંટ્યું
અન્દરથી તો સાવ નકામું જોઈ લે પોલમ્પોલ મિયાં!

અહીં ના કોઈ નાગ ઢૂંકડો દેખે ન કોઈ મદારી
અબહી ઘરમેં બૈઠ બાવરે, નાગિનસા મત ડોલ મિયાં!

ચગી ગયો છો આકાશે પર મૈં જાનૂં કટ જાવેગા
નક્કડ ફક્કડ પતઙ્ગ હે પર થારો ઝાલમઝોલ મિયાં!

હાહાહીહી ફાફાફીફી ફતવો કેવળ ફતવો છે,
જગત બધુંયે મિથ્યા મિથ્યા, પાડ હવે ના છોલ મિયાં!

કેમ કરીને ભરશો પાણી સહજ વિચારી લો પરમાણી
કોણે દઈ દીધી હાથોમાં કાણીકૂબડી ડોલ મિયાં?

અન્દર બેસી આંખ મીંચીને કરકેવળ બસ સુમિરનિયું
કેમ વગાડે ખાલી ખાલી ખાલી અમથું ઢોલ મિયાં!

રમણભમણ તું રખડ્યો સઘળે પામ્યો પાર ભલા
બન્દા તો બિન્દાસ જ બેઠા, દુનિયા ગોલમગોલ મિયાં!

## સૈયર શું કરીએ?

### કનૈયાલાલ ભટ્ટ

અમે દ્વારિકા આવ્યાં ત્યાં તો દરિયો સામે મળ્યો
સૈયર શું કરીએ?

દરિયો ઉર્ફે ભરચક ઇચ્છા ઇચ્છા ઉર્ફે વ્હાલમ રે
મોજાં ઉર્ફે ભરચક પિચ્છા પિચ્છા ઉર્ફે વ્હાલમ રે

અમે મથુરા આવ્યાં ત્યાં તો વૈભવ સામે મળ્યો
સૈયર શું કરીએ?

ફળિયે ઝાંઝર-ટહુકા ને આંખોમાં કાજળ ખૂટ્યું રે
પરવાળાની પ્હેની જેવું શમણું મ્હારું તૂટ્યું રે

અમે શમણે આવ્યાં ત્યાં તો સૂરજ સામે મળ્યો
સૈયર શું કરીએ?

દરિયાની આંખોમાં ઊગ્યું કૂંપળ-ભીનું શમણું રે
અઢળક ઊંડા તળિયે પૂગ્યું ઝાકળ ભીનું ઝરણું રે

અમે યમુના આવ્યાં ત્યાં તો પડઘો સામે મળ્યો
સૈયર શું કરીએ?

રાધાની પાંપણમાં ગોકુળ આખેઆખું વ્હેતું રે
કા'નાની યાદોમાં ગોકુળ પિડાયું કૈં રહેતું રે

અમે ગોકુળ આવ્યાં ત્યાં તો ટહુકો સામે મળ્યો
સૈયર શું કરીએ?

## ત્હમારી ઇચ્છાથી

### ચન્દ્રહાસ શાહ

ત્હમારી ઇચ્છાથી પર નથી કશું આ જગતમાં
તમે ઇચ્છો ડોલે તૃણ પવનમાં પક્ષી ટહુકે,
વહે શીળાં પાણી સરિત મહીં ને આભ વચ્ચે
ધીમી વર્ષા, જાગે જીવન ધરતી બીજ ફૂટતાં.

ત્હમે ચાહો વાયે ગતિ વધતી, વણ્ટોળ ઊઠતા
અને વર્ષા એનું રૂપ બદલતી, તાણ્ડવ થતું,
ધરામાં લાવાની હલચલ મચે, કમ્પન થતું,
ઊઠે જ્વાળામુખી, જીવન સઘળાં નાશ વરતાં.

ત્હમે સૃષ્ટા, આભે નિત નવીન કૈં સૃષ્ટિ રચતા,
અને પેલા ન્હાના અણુ મહીં નવાં સત્ત્વ ભરતા,
ત્હમારી ઇચ્છાથી પર નથી કશું, તોય અમને
ઊઠે પ્રશ્નો કેરાં વલય વણરૂક્યાં અમ ઉરે.

ત્હમારી દૃષ્ટિનાં કિરણ અમને જો મળી જતાં,
બધાયે પ્રશ્નોનાં વમળ ઉર ઊંડે શમી જતાં!

---

1. કવિલોક : જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૦

## ભીંજાવું જોઈએ

**સુશીલા ઝવેરી**

કોરા સદાય આભ સમ ભીંજાવું જોઈએ;
પોતે સ્વયંથી એમ પણ રિજાવું જોઈએ.

સૂતરના સૂક્ષ્મ તન્તુને સૌન્દર્ય સિદ્ધ છે;
પીંજણની હર પળો જડે પીંજાવું જોઈએ.

છે નમ્રતા બિરુદનું મનમાં બળ્યું બળ્યું;
તો ધીમી આંચે અગ્નિની સિઝાવું જોઈએ.

તે તેજોવધ સહી ન શકે એવા તુચ્છથી;
સમ્પર્કમગ્ન તોય ન ખીજાવું જોઈએ.

વિક્રમ સહજ છે તોડવો મીરાંના યુગ પછી
જગઝેરઘૂંટ અમૃતે પી જાવું જોઈએ.

## વ્રણોને અવગણ..

**સુશીલા ઝવેરી**

જિન્દગી વિતાવી વ્રણોને અવગણી.
પત્તાના મહેલો બસ ચણી ચણી!

પટ્ટી લગાવી ઘા ઢાંકીને થાક્યા;
રહ્યું રોજ કોઈ વ્રત છણી છણી.

જીર્ણ થયેલ આખું જીવનનું વસન;
ફાટેલ ફાટતું રહ્યું થાક્યા તુણી તુણી.

સમય રહ્યો ન જીવવા જેટલો જરી
વિત્યું જીવન બધું દાળ જયમ કુણીકુણી.

અગ્નિ અપ્રગટ ધૂંધવાયલો રહ્યો,
સ્વાહા થઈ ગૈ કુંપળો કુણી કુણી.

દિવસો વિત્યા ન આવનાર ઇન્તજારમાં,
રાતો વિતી કોરી કથા સુણી સુણી.

## હોમાઈ જવું છે

**સુશીલા ઝવેરી**

આખાએ હોમાઈ જવું છે
કટકે કટકે કાપ્યા ના કર.

ઉષ્માની આશામાં અમથા;
હિમથી હાથો તાપ્યા ના કર.

જિંદગી લંબાઈ સમય શી;
આંખથી અમથી માપ્યા ના કર.

લૂંટ્યું બે હાથે બે આંખે;
અવ એઠુંજૂઠું આપ્યા ના કર.

મૂલ્યહ્રાસ અવ થતો રહ્યો છે;
ખોટા સિક્કા છાપ્યા ના કર.

## પાવું પડશે પરસેવાનું પાણી

**જયન્તી પટેલ**

એક હાથમાં દાતરડું ને એક હાથમાં લાણી,
બાર માસની એક સામટી કરવી આજ ઉજાણી.

ઠૂંડાને કાંપામાં નાખું છોડ આખલો ખાય
કાંધ ઉપર આખું ને આખું હળ ખેંચીને જાય.

ખોબો ખોબો માગણીઓમાં ખળું જાય છે તાણી,
એક હાથમાં દાતરડું ને એક હાથમાં લાણી.

શેઢા પાળા ખોદી કરવું ખેતર ચોખુંચટ્ટ,
ખાતર જેવી લાગણીઓના આપી દીધા પટ્ટ,
હવે ફરીથી પાવું પડશે પરસેવાનું પાણી,
એક હાથમાં દાતરડું ને એક હાથમા લાણી.

## બે ગઝલ

### હરબન્સ પટેલ 'તન્હા'

(૧)

પવન પર લખું હું પત્ર: ને એ ત્હને જ પહોંચે,
તું અત્રતત્ર સર્વત્ર: ને એ ત્હને જ પહોંચે.

સઘળી વ્યથાઓ મ્હારી અજ્ઞત ગણીને આપું
માન્યો ત્હને છે મિત્ર: ને એ ત્હને જ પહોંચે.

કિરણોની પકડી પીંછી: ઉદાસ સાંજ નીરખું
પછી દોર્યું મ્હેં જે ચિત્ર: ને એ ત્હને જ પહોંચે.

ઝરવા નદીને માથે: કેવળ ઝઝૂમતું જે
હું નામનું નક્ષત્ર: ને એ ત્હને જ પહોંચે.

ઘણ્ટારવોની વચ્ચે: મીંચીને આંખ મૂક્યું
અય દોસ્ત, બીલીપત્ર: ને એ ત્હને જ પહોંચે.

(૨)

મહોબ્બતથી મળી લઈએ બધાયે યાર દોસ્તો ને
જીગર ટોળે વળી આવો, હજી તો ગઢમાં બેઠો છું.

રિવાજો ખાનદાનીના નિભાવો ને કરો ખિદમત
અરે હુક્કો ભરી લાવો, હજી તો ગઢમાં બેઠો છું.

ધીરેથી જામમાં ભરજો ને ના છલકાય સાચવજો
ફકીરી લાવજો કાવો, હજી તો ગઢમાં બેઠો છું.

જમાવી દો ફરી પેલી જ મહેફિલ તમ્બૂરી તાલે
વગાડો એ જૂનો પાવો, હજી તો ગઢમાં બેઠો છું.

અલખને ઉમ્બરે ઊભો અમારો જીવ અનુરાગી
પલકમાં લઈ જશે બાવો, હજી તો ગઢમાં બેઠો છું.

## મ્હારી જિન્દગી

### દલપત ચૌહાણ

મ્હારી સવારના હર સૂરજને
તમારું માપ આપ્યું.
ગઈ કાલે જિન્દગીના કેટલાક સૂરજનો વીટો કરી...

નામ આપ્યું.
વીતેલાં વર્ષો
એમાં ભેરવાયેલા દીવાલના રજ્ઞ
લીરે લીરાં ચીથરાં સડતું માંસ.'
સુક્કાંભંઠ પાંદડાં કાળીમસ્સ સડકો
ક્યાંક: લાલમ લાલ કેસૂડાં
    લીલાં પીળાં પતઝિયાં
શરદનાં ધોળાં ફક્ક વાદળ
ધોધમાર સ્વપ્ન

કેટકેટલું ગણ્યું...
અને હજી
મારા સૂરજનાં અજવાળાં ગણવા...
આપ્યું તાતું વચન
એક દિવસ મારો સૂરજ નહીં હોય
ત્યારેય...
મારાં પગલાંની છાપને
પગીની જેમ માપતા...
ચાલશે શિકારી કૂતરાની જેમ
મારા સૂરજની વાત કરતાં કરતાં
તેમનાં ટેબલ-ખુરશી
ખાંસ્યા કરશે અવિરત.

# બે ગઝલ
## કીર્તિ વાઘેલા

૧

ચાર માણસ પાંચ દીવાલો હશે,
આપણા આવાય અવતારો હશે.

ઇન્દ્રિયોનાં દ્વાર પર દાટો હશે,
લાગણી વ્હેવાને ક્યાં રસ્તો હશે.

જ્યાં જુઓ ત્યાં ધાતુના માણસ હશે,
એ શરીરે ઘાવ નહીં ગોબો હશે.

યન્ત્રવત્ જ્યાં ચાલ ને ચલગત હશે,
આદમી નહીં માત્ર ત્યાં રોબો હશે.

ત્યાં પિતા પણ પુત્રને નહીં ઓળખે,
માનવીના નામ પર બટ્ટો હશે.

અશ્રુ કે નિઃશ્વાસ ક્યાંથી સમ્ભવે,
માનવી નામે ફકત ધોખો હશે.

પ્રેમની જે છાંટ ઝીણી પામશે,
ખૂબ ઊંચો એમનો મોભો હશે.

૨

લો, લખાવું છું હવે વસિયત લખો
આખરી મ્હારી બધી હસરત લખો.

દડમજલના એ વિસામાઓ થશે,
મૌક્તિકો ત્યાં હાસ્યનાં મરકત લખો.

ગાત્ર ઢીલાં, આંખમાં ઝાંખપ વળે,
તે છતાં રઝીન દઉં ફિતરત લખો.

હાટડીમાં કૈંક નક્કર પામવા,
વાટડીમાં દઉં ઘણી હરકત લખો.

કોઈના કાજે રડ્યા છો કેટલું,
એ વિના છે વ્યર્થ સૌ બરકત લખો.

શ્વાસ મુજ કાપીને લો આપી હવે
વૃદ્ધને મળવા જરી ફુરસત લખો.

વાત મ્હારી હો કે હો એ આપની
આખરી ગન્તવ્ય છે તુરબત લખો.

# ત્રણ ગીત

## જયન્તી પટેલ

૧

તણખલુંય ના ફરકે એવો
    પવન ક્યાંક અટવાયો
સુગન્ધનું સામૈયું કરશે
    અત્તરનો એક ફાયો
બન્ધ નાકથી કેમ પારખે પાંખડીઓની ગન્ધ
આંખે પાટા બાંધી લઈએ કોણ કહે છે અન્ધ
ચાર દિશાએ સૂરજ ઊગે
    ક્યાં શોધું પડછાયો.
કૌતુક જોવા ટોળું દોડે એમ દોડતા સહુ,
ધીરજ રાખી વાત સાંભળો તો જ કાનમાં કહું.
ગન્ધ-પવન-પાણીનો રેલો
    આ બાજુ ફણટાયો.
તણખલુંય ના ફરકે એવો
    પવન ક્યાંક અટવાયો.

૨

પરસેવે નીતરતો જાય ભાદરવાનો તડકો,
વાદળને ખીજવતો જાય ભાદરવાનો તડકો.

લમણે હાથ દઈને બેઠો ખેડુ ખેતર શેઢે,
કણ વિનાનાં ખાલી ડૂંડાં દાતરડાને વેઢે.

ભૂખમરો નોતરતો જાય ભાદરવાનો તડકો,
પરસેવે નીતરતો જાય ભાદરવાનો તડકો.

વરસ એકનાં લેખાંજોખાં ખાલીખમ પછેડી.
કોણે આ પોચટ માટીની લાગણીઓ છંછેડી

છપ્પનિયો ચીતરતો જાય ભાદરવાનો તડકો,
પરસેવે નીતરતો જાય ભાદરવાનો તડકો.

૩

વાત સાવ અમથી અમથી વણાઈ ગઈ,
માછલીઓ જેમ રહી તરવાના વ્હેમમાં
            એમાં તણાઈ ગઈ.

રેશમનો તાર એક તૂટે
    સાંધો તો રહી જાતી ગૂંચ.
છાતી ચીરીને સમજાવ્યા તોય
    લોકો તો માને છે જૂઠ.
કૂંડાળા ફરતી છે પથ્થરની વાડ
    એમાં ચણાઈ ગઈ.
વાત સાવ અમથી અમથી વણાઈ ગઈ.

અવળી દિશામાં છે શઙ્કાની સોય
    તોય મ્હને તાકે છે તીર,
આંખો મીંચીને હું ઊભી છું આમ
    સાચવશે પથ્થરના પીર
શ્રદ્ધાની ઢાલ સાવ તકલાદી નીકળે
            એમાં હણાઈ ગઈ,
વાત સાવ અમથી અમથી વણાઈ ગઈ.

## બલમવા હું શું બોલું?

ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

આમ અચાનક તમે મળ્યાં ને આવ્યાં ઘોડાપૂર,
બલમવા હું શું બોલું?
સાવ છલોછલ સ્મરણોથી ફેંકાઈ ગયો છું દૂર...દૂર...ને દૂર.
બલમવા હું શું બોલું?

રેશમિયા કાજળની માફક તારી આંખોમાં રહેવું છે,
શય્યા પરના સળની માફક કહેવા જેવું ઘણું કહેવું છે,
અડધી રાતે લેલાં ટહુક્યાં, કંઈ ટહુક્યા છે ઘેઘૂર,
બલમવા હું શું બોલું?

આંખોને નહીં આંખો કેવળ પાંખો માની ઊડી જવાનું અમને ગમશે,
ખુલ્લા મનથી, ખુલ્લી આંખે, ત્હમને ચાખી મમરાવાનું અમને ગમશે.
ત્હમને ગમતાં અજવાળાંના ફૂટી રહ્યા અંકુર,
બલમવા હું શું બોલું?

અડકો, દડકો, દહીં દડૂકો, થપ્પામાં સળવળતો દરિયો, દરિયા જેવું,
કિયા જનમના ફેર ચડ્યા કે મૃગજળ થઈ ઝળહળતો દરિયો, દરિયા જેવું,
ઈતિહાસોનાં પાને પાને વગર લખેલી ઘટના થઈને થઈ બેઠા ભરપૂર,
બલમવા હું શું બોલું?

કોણ ગયું છે અમને છોડી કોલાહલના ઘાસ વચ્ચાળે,
રાતદિવસ બસ પલળ્યા કરશું, મનગમતા સહેવાસ વચ્ચાળે.
ક્યાંય રમતનો અન્ત નથી ને થઈ બેઠા ચકચૂર,
બલમવા હું શું બોલું?
આમ અચાનક તમે મળ્યાં ને આવ્યાં ઘોડાપૂર,
બલમવા હું શું બોલું?

## ગઝલ -

ગુલામ અબ્બાસ 'અબ્બાસ'

આપતાં આપી કસોટી જો સખત,
દર્દ અન્તે થઈ ગયું છે હસ્તગત.

ઘરમાં માણું છું પ્રથમ વરસાદને,
આજ નોખી રીતથી વરસી છે છત.

આમ જોશો કોઈ પણ મ્હારું નથી,
તે છતાં લાગે કે મ્હારું છે જગત.

એ કદી મ્હારા તરફ જોતો નથી,
આભને જોયા કરું છું હું સતત.

એટલે દીવાલ પડઘાયા કરે,
માગનારા માગે છે ઉત્તર તરત.

છાપવાને યોગ્ય ના હો શું કરું,
મારો ચહેરો છે હૃદયની હસ્તપ્રત...

આંગળી વેઢે દિવસ ગણતો રહું
આવશે ક્યારેક તો મ્હારો વખત.

ધારણા વિપરીત રહ્યાના ત્રાસથી,
સત્ હવે 'અબ્બાસ' ને લાગે અસ.

## ઝગમગતા રહી બાળે
## ઈશ્વર સુથાર 'શિલ્પી'

મિલનનાં આ અટકચાળાં સ્મરણના મેઘ બારે માસ ખળભળતા રહી બાળે,
મળેલા હાથના સ્પર્શો સજીવન માછલાંરૂપે જ સળવળતાં રહી બાળે.

સનાતન સત્ય છે વિરહ-મિલનની વાત અબજો વર્ષથી ગાતા રહે સર્જક,
કઠણ હૈયાં ભલે પણ સાંજ ભાંભરતી મળે એ ભાવ ખલબલતા રહી બાળે.

જગતમાં જીવ એવો એક પણ જોવા મળી આવે ખરો જે પ્રેમવિહોણો,
અબોલા, શ્યામ, સુન્દર, શ્વેત, ભૂખ્યા પ્રેમના તન્તુય હળહળતા રહી બાળે.

તને પડકાર છે ઈશ્વર ગમે ના એકલું તો આવ વિહ્વળ જીવને જોવા,
ટહુકાથી સજાયાં મોર ને આ ઢેલ, આંબા-મ્હોર, મઘમઘતા રહી બાળે.

રહેવા આંખ માણસને તિમિરે જૂગનૂને શાપરૂપે પાંખ આપી છે,
મ્હને ભગવાન ખુદ લાગે કળાના બાજ આપી પ્રેમ ઝગમગતા રહી બાળે.

'કલાપી' સ્નેહનો બન્દી થઈ ખુલ્લો ઝગે છે દમ્ભના એ બન્ધ છોડીને,
કિતાબી અક્ષરોમાં ચીતરેલા પ્રેમના એ સૂર ઝણઝણતા રહી બાળે.

સમન્દર પણ થઈ ગાંડો ગગનની ચાંદની જોતો રહી ખેંચાય છે 'શિલ્પી'
તરસતા ભેજ વાદળના, અમાસી તારલાનાં તેજ ટમટમતાં રહી બાળે.

## મૌલિક વિચારો
## ધ્વનિરાણી દેસાઈ

બન્ધ બાંધી
ગૌરવ અનુભવે છે લોકો
ને જલસા મનાવે છે, પોતાની ઘરેડમાં.
કયો દરવાજો
ક્યારે ખોલવો,
એમ નિયમ બનાવી
સન્તોષે છે પોતાનો અહમ્
દોડાદોડીથી કણ્ટાળો,
હવે તો મારામારી.
કોઈ નહોરિયા ભરે.
તો કોઈ વાળ ખેંચે.
અહીં પણ 'ઇન્ફ્લ્યુઅન્સ' ચાલે છે;
ને પસાર થવા દે છે,
ફક્ત ઘરેડમાં ચાલતા વિચારોને સમયના
પ્રવાહમાંથી.
સ્વતન્ત્ર મૌલિક વિચારોને જ
સમસ્યા છે,
બધી જગ્યાએ.

# શિશુ-કાવ્યો

## મેળો

હર્ષદ ચન્દારાણા

મેળો ભરાયો, મેળો ભરાયો, મેળો ભરાયો રે,
ગામને પાદર, સાતમ-આઠમ મેળો ભરાયો રે.

હું ને ભાઈ, નાની બેન, મમ્મી, પપ્પા ચાલ્યાં,
ઘરને તાળું મારીને સૌ મેળો જોવા ચાલ્યાં.

શણગારેલા દરવાજેથી ફુગ્ગા પહેલાં લીધા,
દાખલ થાતાં, હસાવતા કૈં જોકર જોઈ લીધા.

સ્ટોરવાળો બંદૂક આપી કે' ફુગ્ગાઓને તાકો,
ફટ્ ફટ્ ફોડ્યા ફુગ્ગાઓ, એવો નિશાનબાજ હું પાકો.

સાબુની ગોટીની ઉપર રિન્ગુ બે-ત્રણ ફેંકી,
મળ્યો ના સાબુ, બધી ય વારે એને જાતી ઠેકી.

ચગડોળે ને ચક્કરડીમાં વારાફરતી બેઠા,
ઉપર જોતાં બીક લાગતી, જાણે પડશું હેઠા!'

ફેરફુદરડી ફર્યા ચડીને લાકડાના ઘોડે,
હરાવી દીધા સૌને, મારી મીની કારની દોડે.

મીની ટ્રેનમાં બેસી ચક્કર મેળા ફરતું લીધું,
રમકડાના સ્ટોરમાંથી ટેડીબેર ખરીદ કીધું.

મોતના કૂવે જોયો મોટરસાયકલવાળાનો ખેલ,
ઊંધી-ચત્તી, આડી-અવળી ચલાવતો, ભારે ઈ કાબેલ!

પપ્પા કહે કે, મોડું થયું છે, ઘેર ચાલો પાછાં,
મમ્મી પણ સમજાવે અહીં કાલ આવશું પાછાં.

ફરી-ફરીને મેળામાં ભાઈ, ખૂબ ખૂબ થાક્યા.
પાણી-પૂરી, આઇસ્ક્રિમ ગોલા પેટ ભરીને દાબ્યા.

મેળો ભરાયો, મેળો ભરાયો, મેળો ભરાયો રે,
ગામને પાદર, સાતમ-આઠમ મેળો ભરાયો રે.

## ઊંટ

ભાનુપ્રસાદ ત્રિવેદી

ઊંટ અઢ્ઢલ ઊંચા
શિંગ વિનાના બૂચા
ઢેકો જાણે ટેકરો
રઝે રેતી-વેકરો.

હોઠ થડ થડ થથડે
ગળું ગડ ગડ ગગડે
પગ-તળિયા તો જુઓ
જાણે માલપૂઓ.

ઊંચી ઘોડી પાયા ચાર
એવા પગનો કોણ સુતાર?
ખૂંધ હિલોળા લેતી જાય
જાણે સાગર મોજું ધાય..

ભાર આપણો ભરતા જાય
લાંબી ડોકે ચરતા જાય.

## અમે ભૂલકાં

માણેકલાલ પટેલ

હસતાં રમતાં
અમે ભૂલકાં,
રમતાં લડતાં
અમે ભૂલકાં,
લડતાં પડતાં
અમે ભૂલકાં
પડતાં રડતાં
અમે ભૂલકાં!
વાદે નમતાં
અમે ભૂલકાં,
વ્હેંચી જમતાં
અમે ભૂલકાં
વ્હાલે ગમતાં
અમે ભૂલકાં!

## સ્વાગતે

માણેકલાલ પટેલ

આવો વ્હાલાં
પીઓ રસનાં પ્યાલાં
જુઓ વાડી
ખાઓ શેતુર પાડી.
મસ્ત નહાવું
રાખો ભેગું ખાવું.
ચાલો આગે
ગાઓ મનના રાગે,
સરખા સાથે
ભેટો ઉરની બાથે,
દોસ્તી વ્હાલી
લો, આપો હા, તાલી!

## રમતે

માણેકલાલ પટેલ

સૂણો કોકિલ કૂજન,
સૂણો ભ્રમર ગુંજન!
નજરે દેખો જાગણ,
મનનાં માપો લાજણ!
તાલે રણકે વાદન,
નાદે ઠણકે નાચન!
રમણે વાગે બાંસુર,
હરખે આવે આંસુર!
સમણાં સાથે પોઢણ,
સમણાં ભાતે ઓઢણ!

## અમે છોકરાં

માણેકલાલ પટેલ

અમે છોકરાં રમતાં,
સહુને ભાવે ગમતાં.
ફળિયે ગલિયે ફરતાં,
મધુરી વાતો કરતાં.
સમ્બન્ધ સાથે વસતાં,
દોસ્તી રાખી હસતાં.
વાંધા વચકે લડતાં,
ઠેસ ઠોકરે રડતાં.
લાગ મળે ત્યાં ચઢતાં,
વાદ-વિવાદે વઢતાં.
દાદા પાસે ભણતાં
દાદી સામે ગણતાં!

## પુરાતન ઘાટ

કલાધર વૈષ્ણવ

પક્ષી પાછાં ફરે.
હળવી પાંખો, નરવી આંખો,
શેષ રહ્યો નહિ મારગ ઝાંખો,
સૃષ્ટિ સરસર સરે.
પક્ષી પાછાં ફરે.

બહાર હલકે પવન હિલોળો,
ભીતર છલકે આનન્દ લહેરો,
પ્રાણ પ્રાણ પમરે
પક્ષી પાછાં ફરે.

નહિ ધામો અહીં નહિ ઠામો,
કેવળ અહીં વિહાર-વિસામો
હવે હાલો નિજ ઘરે
પક્ષી પાછાં ફરે.

અક્ષરે કેડા નહિ છેડા,
અગમ અગોચર નેડા-તેડા,
પુરાતન ઘાટ પરે.
પક્ષી પાછાં ફરે.

## પીંજરમાં પક્ષી

કલાધર વૈષ્ણવ

પીંજરામાં પક્ષી ફડફડે!
કોઈ નાખે તો ખાવાનું,
કોઈ આપે તો પીવાનું,
પીંજરમાં પરની બોલી બડબડે.
નહિ ગગનમાં ઊડવાનું,
નહિ પવનમાં ફરવાનું,
ઠાલી પાંખો, ખડખડે.
પીંજરમાં પક્ષી ફડફડે.

આઠે પોર બેસી રહેવાનું,
રોજરોજ ટગટગ જોવાનું,
બહાર કલરવ નીડનીડે.
પીંજરમાં પક્ષી ફડફડે.

નહિ સૂર્ય તેજે ખીલવાનું,
નહિ વર્ષા જળને ઝીલવાનું.
ટપટપ કોરાં દડદડે.
પીંજરમાં પક્ષી ફડફડે.

પીંજર ખૂલે, ઊડી જવાનું!
હવે ન બન્ધન, મુક્ત થવાનું,
હવે નભ-નિશાન ગડગડે
પીંજરમાં પક્ષી ફડફડે.

# અનુવાદ

*Where the mind is without fear*
*and the head is held high;*
*Where knowledge is free;*
*Where the world has not been broken*
*into fragments by narrow domestic walls;*
*Where words come out from the depth of truth;*
*Where tireless striving stretches its*
*arms toward perfection;*
*Where the clear stream of reason*
*has not lost its way into the*
*dreary desert sand of dead habit;*
*Where the mind is led forward by Thee*
*into ever-widening thought and action;*
*Into that heaven of freedom, Father,*
*let my country awake.*

Rabindranath Tagore

**પરાધીનની પ્રાર્થના**

નિર્ભય મન, ઉન્નત શિર જ્યાં હો
જ્ઞાન હોય નિર્બન્ધ;
ઘરભીંતોથી ભગ્ન ન હો જ્યાં
દુનિયા શતશતખણ્ડ;

શબ્દ હોય જ્યાં સત્યતણા
અન્તઃસ્તલમાંથી સ્ફુરન્ત;
યત્ન પૂર્ણતાને અડવા જ્યાં
અવિરત હોય મથન્ત;
રૂઢિના રણમાં સ્વચ્છ બુદ્ધિનું
ઝરણ ભૂલે ના પન્થ;
ચિત્ત વિચાર-ક્રિયામાં તુજથી
પ્રેરિત હો વિકસન્ત;
માતૃભૂમિને મારી
એવા મુક્તિ ગગનમાં જગાડજો ભગવન્ત !

**અનુ. જયન્ત પાઠક**

**कच्छपावतार-स्तुतिः (अज्ञात)**

*पृष्ठे भ्राम्यदमन्दमन्दरगिरिग्रावाग्रकण्डूयना–*
*न्निद्रालोः कमठाकृतेर्भगवतः श्वासानिलाः पान्तु वः ।*
*यत्संस्कारकलानुवर्तनवशाद् वेलानिभेनाम्भसां*
*यातायातमतन्द्रितं जलनिधेर्नाद्यापि विश्राम्यति ॥*

**અનુવાદ : સાધુ અક્ષરજીવનદાસ**

પીઠે મેરુ ઘૂમે સમુદ્રમથને
કણ્ડૂતિથી ઊંઘતા
એ કચ્છપાકૃતિના ઉશ્વાસ ગહેરા
રક્ષા કરો આપની
જે શ્વાસોથી હજુય સાગરજળો
કાંઠા સુધી ઘૂઘવે
કેવા શ્વાસ લીધા?
તરઙ્ગ હજુયે ના લેશ વિશ્રામતા.

## I Am Not There

Do Not stand at my grave and weep ...
I am not there. I do not sleep.
I am a thousand winds that blow
I am the diamond glints on the snow.
I am the sunlight on ripened grain
I am the gentle autumn rain.

When you awake in the morning's hush
I am the swift uplifting rush
of quiet birds in circled flight.
I am the soft stars that shine at night.
Do not stand by my grave and cry.
I am not there: I did not die.

*This poem was left "to all my loved ones" by Stephen Cummins, 24, one of the two British soliers killed in Northern Ireland when an IRA mine blew up their vehicle some years ago. Stephen had sent the poem in a sealed envelope to his parents, asking them to open it if he died. It was read recently by Stephen's father on "The Bookworm" programme on BBC. Its authorship is uncertain.*

## હું ત્યાં નથી

**જયન્ત પંડ્યા**

ઝરી ન રડશો અહીં મુજ સમાધિ પાસે ઊભી,
નથી હું અવ ત્યાં કશે, નવ રહ્યો વળી હું ઊંઘી.

સહસ્ર મરુતો તણો ઘૂઘવતો છું ફુત્કાર હું,
અને ચમકતી દ્યુતિ, બરફ પે, હું હીરા સમી.
પીળા કણસલે ફૂટે સૂરજતેજની સેર હું,
વળી શરદકાલનાં મૃદુલ વર્ષણો તે ય હું.

ત્હમારું ઊઠવું થશે સ્વચ્છીણા પ્રભાતે યદિ
તદા ત્વરિત વેગની ગતિવિધિ ઊંચાઈ તણી
વિહઙ્ગવલયે રચી, અરવ પાંખની, એ ય હું.
હું છું મસૃણ તારકો ટમકતેજ, રાત્રિ તણા.

સમાધિ સમીપે ઊભી, વિલપશો લગીરે નહીં,
નથી જ નથી હું તહીં, મરણ મ્હારું છે ક્યાં થયું?

## સંવેદનામાં છાંયડાની ભાત!...

રાધેશ્યામ શર્મા

*ફેફસામાં રાત કણસે રોજના,*
*જિન્દગીની વાત કણસે રોજના.*

*આંસુ સારી આંખ પણ થાકી જતી,*
*આંસુમાં આઘાત કણસે રોજના.*

*હું સમયના ટેરવે થમ્ભી રહ્યો,*
*છાંયડાની ભાત કણસે રોજના.*

*બૂમ પાડું સાદ ક્યાં સામે મળે?*
*ઘર મહીં એકાન્ત કણસે રોજના.*

*કાન માંડી સાંભળું છું શબ્દને*
*કોઈ ઘાયલ જાત કણસે રોજના.*

**મનીષ પરમાર**

આધુનિક ગઝલ ભાવની અવિશદ સંકુલતા, ભાષા-શૈલીના અખતરા અને કર્તાના અસંયત અભિનિવેશનું ધ્યાનાર્હ માધ્યમ બની જાય ત્યારે કેટલીક વાર સાદગીનું સૌંદર્ય ધારતી પરમ્પરિત રચના પાસે જવાનું ગમે.

પ્રથમ શેરમાં બે વાર ડોકાતો અને પછી આવતા ચારે શેરમાં રદીફ તરીકે પ્રયોજાયેલો "રોજના" શબ્દ, ગઝલનું શીર્ષક છે.

'રોજ'નો બોલચાલની ભાષામાં રોજના લેખે પયોગ જાણીતો છે.

'રોજના' સાથે રોજિન્દા ઢસડબોરાનો અધ્યાય પાકો છે. પણ એ જ્યારે રચનાના મસ્તકે મુકાય ત્યારે ભાવકચિતમાં રોજના શું? એવો પ્રશ્ન ઊઠ્યા વિના ના રહે.

પહેલી નજરે મતલામાં નર્યો મેલોડ્રામા, લાગણી ઘેરું નિવેદન છે. નવી ગઝલોમાં ઝબક વીજળી જેવી આવતી ને આંજી નાખતી વિશિષ્ટતા નથી. મતલામાંની બીજી કડી ('જિન્દગીની વાત કણસે રોજના') તો પૂર્વોક્ત વેદનામય ઢસડબોરાનું સપાટ વૃત્તાન્ત લાગશે.

પણ રહો, કૃતિની પ્રથમ પઙ્ક્તિ પુનઃ વાંચીએ 'ફેફસામાં રાત કણસે રોજના.' કવિતામાં પદાવલિનો મહિમા, અગ્ર ક્રમે તેમજ અનુક્રમે આવતા શબ્દોમાં નિહિત છે. રોજના રાત ક્યાં કણસે છે? રોજ એટલે કે દિવસે પણ રાત કણસે છે તે ક્યાં? ફેફસામાં ધોળે દા'ડે, દા'ડે દીવે રાતનો કણસાટ ફેફસામાં ચીંધ્યો છે!

ફેફસામાં રોજ રાત કણસે એટલેથી જ સૂચન ઝાંખુંપાંખું મળે કે ક્ષયવ્યાધિની. અને સંલગ્ન ક્ષયિષ્ણુ જિન્દગીની વાત છે. હવે 'રાત'ની નીચે 'વાત'નો પ્રાસ પણ કઠશે નહિ....

ગ્યુસેપ ઉન્ગારેત્તીની એક પઙ્ક્તિ યાદ આવી ગઈ.

*Tonight's*
*face*
*is dry*
*as a piece of*
*parchment...*

'ફેફસામાં રાત કણસે રોજના' ઉપમાલીલા નથી, આખી રચનામાં શોધી વળો. સીધી વેદના-વાતનું સાદું સૌન્દર્ય છે.

બીજો શેર ઔર કણસાટ ઘૂંટે છે. આંસુ સારી સારી આંખ થાકી જાય એમાં શી નવાઈ? શી નવીનતા?

આંખ થાકી જવાનું કારણ અજાણ્યે વણાઈ આવ્યું છે: 'આંસુમાં આઘાત કણસે રોજના.'

આઘાત આવ્યા બાદ આંસુ આવે અથવા ના આવે પણ અહીં તો આંસુમાં આઘાતની ઘાત ગૂંથવાનો કસબ છે.

કવિ પર આ ગઝલ પૂરતું વારી જવાય એવી પઙ્ક્તિઓ ભાવક તરીકે બોટી લેવા મન કરાવે તે આ રહી.

*હું સમયના ટેરવે થમ્ભી રહ્યો,*
*છાંયડાની ભાત કણસે રોજના.*

કાવ્યનાયકનો કે કર્તાનો 'હું' આવકાર્ય રીતિએ અહીં પહેલી વાર ડોકાયો. ગઝલપ્રકારમાં પ્રત્યેક શેર એનું સ્વતન્ત્ર સૌન્દર્ય પ્રકટાવતો પ્રદીપ કેવો બને તે આવી સંરચનાથી પમાય. અહીં સાદગીમાં અકળ, સરળ રીતે સૂક્ષ્મતા ભળી છે. આ એક શેર પૂરી રચનાનો ભાર ખમવાની ક્ષમતા ભાવકમાં 'ઇન્જેક્ટ' કરી શકે એવો છે.

રોજિન્દા કણસાટનું, ક્ષયદશાનું પરિણમન મોતમાં જ શક્ય. પરન્તુ વાસ્તવિક મૃત્યુ નથી, એથી બદતર હાલતને મૂર્ત કરવા મથતી અમૂર્તતાની અભિવ્યક્તિ છે. સમય થમ્ભી જવાની ઘટના રોજની છે પણ સમયને સ્થાને સમયના ટેરવે હુંના થમ્ભી જવાની સ્થિતિ ચેતનાની સુચ્યગ્ર ભૂમિકા ચીંધે છે. એ તો ખરું પણ શેરની બીજી પઙ્ક્તિ તો અમૂર્ત ચિત્રકૃતિનું પરિમાણ પ્રકટ કરી ને અર્થઘટનને મૌન રહેવાની ફરજ પાડે એવી ઊતરી છે: છાંયડાની ભાત કણસે રોજના.

ચોથા શેરમાં જુદી જાતની ચમત્કૃતિ છે. બૂમ પાડવાની જાણે ઓગમણ નથી એટલે સાદ સામો ક્યાં મળે? છતાં અનુવર્તી પઙ્ક્તિમાં આવતા એકાન્તને સાદ માનો તો પઠન ફળશે.

મકતો-છેલ્લો શેર – ઉપરની સબળ પઙ્ક્તિઓ આગળ એવો ફિક્કો દીસે કે નાયકની આત્મદયાગ્રસ્ત ઘાયલ જાતને કણસવા દઈએ. એટલે એક જ ગનીમતને સ્મરીએ કે મનીષે 'છાંયડાની ભાત કણસે રોજના' જેવી અભિનન્દનીય પઙ્ક્તિ અર્પી.

❒

## સંવેદનામાં છાંયડાની ભાત!...

રવિશ્યામ શર્મા

*ફેફસામાં રાત કણસે રોજના,*
*જિન્દગીની વાત કણસે રોજના.*

*આંસુ સારી આંખ પણ થાકી જતી,*
*આંસુમાં આઘાત કણસે રોજના.*

*હું સમયના ટેરવે થમ્ભી રહ્યો,*
*છાંયડાની ભાત કણસે રોજના.*

*બૂમ પાડું સાદ ક્યાં સામે મળે?*
*ઘર મહીં એકાન્ત કણસે રોજના.*

*કાન માંડી સાંભળું છું શબ્દને*
*કોઈ ઘાયલ જાત કણસે રોજના.*

**મનીષ પરમાર**

આધુનિક ગઝલ ભાવની અવિશદ સઙ્કુલતા, ભાષા-શૈલીના અખતરા અને કર્તાના અસંયત અભિનિવેશનું ધ્યાનાર્હ માધ્યમ બની જાય ત્યારે કેટલીક વાર સાદગીનું સૌંદર્ય ધારતી પરમ્પરિત રચના પાસે જવાનું ગમે.

પ્રથમ શેરમાં બે વાર ડોકાતો અને પછી આવતા ચારે શેરમાં રદીફ તરીકે પ્રયોજાયેલો ''રોજના'' શબ્દ, ગઝલનું શીર્ષક છે.

'રોજ'નો બોલચાલની ભાષામાં રોજના લેખે પ્રયોગ જાણીતો છે.

'રોજના' સાથે રોજિન્દા ઢસડબોરાનો અધ્યાય પાકો છે. પણ એ જ્યારે રચનાના મસ્તકે મુકાય ત્યારે ભાવકચિત્તમાં રોજના શું? એવો પ્રશ્ન ઊઠ્યા વિના ના રહે.

પહેલી નજરે મતલામાં નર્યો મેલોડ્રામા, લાગણી ઘેરું નિવેદન છે. નવી ગઝલોમાં ઝબક વીજળી જેવી આવતી ને આંજી નાખતી વિશિષ્ટતા નથી. મતલામાંની બીજી કડી ('જિન્દગીની વાત કણસે રોજના') તો પૂર્વોક્ત વેદનામય ઢસડબોરાનું સપાટ વૃત્તાન્ત લાગશે.

પણ રહો, કૃતિની પ્રથમ પઙ્ક્તિ પુનઃ વાંચીએ 'ફેફસામાં રાત કણસે રોજના.' કવિતામાં પદાવલિનો મહિમા, અગ્ર ક્રમે તેમજ અનુક્રમે આવતા શબ્દોમાં નિહિત છે. રોજના રાત ક્યાં કણસે છે? રોજ એટલે કે દિવસે પણ રાત કણસે છે તે ક્યાં? ફેફસામાં ધોળે દા'ડે, દા'ડે દીવે રાતનો કણસાટ ફેફસામાં રીંધ્યો છે!

ફેફસામાં રોજ રાત કણસે એટલેથી જ સૂચન ઝાંખુંપાંખું મળે કે ક્ષયવ્યાધિની અને સંલગ્ન ક્ષયિષ્ણુ જિન્દગીની વાત છે. હવે 'રાત'ની નીચે 'વાત'નો પ્રાસ પણ કઠશે નહિ....

ગ્યુસેપ ઉઙ્ગારેત્તીની એક પઙ્ક્તિ યાદ આવી ગઈ.

*Tonight's*
*face*
*is dry*
*as a piece of*
*parchment...*

'ફેફસામાં રાત કણસે રોજના' ઉપમાલીલા નથી, આખી રચનામાં શોધી વળો. સીધી વેદના-વાતનું સાદું સૌન્દર્ય છે.

બીજો શેર ઔર કણસાટ ઘૂંટે છે. આંસુ સારી સારી આંખ થાકી જાય એમાં શી નવાઈ? શી નવીનતા?

આંખ થાકી જવાનું કારણ અજાણ્યે વણાઈ આવ્યું છે: 'આંસુમાં આઘાત કણસે રોજના.'

આઘાત આવ્યા બાદ આંસુ આવે અથવા ના આવે પણ અહીં તો આંસુમાં આઘાતની ઘાત ગૂંથવાનો કસબ છે.

કવિ પર આ ગઝલ પૂરતું વારી જવાય એવી પઙ્ક્તિઓ ભાવક તરીકે બોટી લેવા મન કરાવે તે આ રહી.

*હું સમયના ટેરવે થમ્ભી રહ્યો,*
*છાંયડાની ભાત કણસે રોજના.*

કાવ્યનાયકનો કે કર્તાનો 'હું' આવકાર્ય રીતિએ અહીં પહેલી વાર ડોકાયો. ગઝલપ્રકારમાં પ્રત્યેક શેર એનું સ્વતન્ત્ર સૌન્દર્ય પ્રકટાવતો પ્રદીપ કેવો બને તે આવી સંરચનાથી પમાય. અહીં સાદગીમાં અકળ, સરળ રીતે સૂક્ષ્મતા ભળી છે. આ એક શેર પૂરી રચનાનો ભાર ખમવાની ક્ષમતા ભાવકમાં 'ઇન્જેક્ટ' કરી શકે એવો છે.

રોજિન્દા - કણસાટનું, ક્ષયદશાનું પરિણમન મોતમાં જ શક્ય. પરન્તુ વાસ્તવિક મૃત્યુ નથી, એથી બદતર હાલતને મૂર્ત કરવા મથતી અમૂર્તતાની અભિવ્યક્તિ છે. સમય થમ્ભી જવાની ઘટના રોજની છે પણ સમયને સ્થાને સમયના ટેરવે હુંના થમ્ભી જવાની સ્થિતિ ચેતનાની સુચ્યત્ર ભૂમિકા ચીંધે છે. એ તો ખરું પણ શેરની બીજી પઙ્ક્તિ તો અમૂર્ત ચિત્રકૃતિનું પરિમાણ પ્રકટ કરી ને અર્થઘટનને મૌન રહેવાની ફરજ પાડે એવી ઊતરી છે: છાંયડાની ભાત કણસે રોજના.

ચોથા શેરમાં જુદી જાતની ચમત્કૃતિ છે. બૂમ પાડવાની જાણે ઓગમણ નથી એટલે સાદ સામો ક્યાં મળે? છતાં અનુવર્તી પઙ્ક્તિમાં આવતા એકાન્તને સાદ માનો તો પઠન ફળશે.

મકતો-છેલ્લો શેર – ઉપરની સબળ પઙ્ક્તિઓ આગળ એવો ફિક્કો દીસે કે નાયકની આત્મદયાગ્રસ્ત ઘાયલ જાતને કણસવા દઈએ. એટલે એક જ ગનીમતને સ્મરીએ કે મનીષે 'છાંયડાની ભાત કણસે રોજના' જેવી અભિનન્દનીય પઙ્ક્તિ અર્પી.

□

# અવલોકન

## ગઝલમય કવિની રૂપાળી સૃષ્ટિ: યાદનું એક લીલું પાન

હરીશ જસદણવાળા

ગુજરાતી કવિતા ક્ષેત્રે ૧૯૯૦થી કલમ ચલાવતા કવિશ્રી કિરીટ ગોસ્વામી (કલાત્મક)નો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'બે હથેળી' ૧૯૯૫માં પ્રગટ થયો હતો આ વર્ષે (૧૯૯૯) તેમનો બીજો કાવ્યસઙ્ગ્રહ 'યાદનું એક લીલું પાન' નામે પ્રગટ થયો છે. સામયિકોમાંથી પસાર થયેલી ૪૪ ગઝલો આ સઙ્ગ્રહમાં ગ્રન્થસ્થ થઈ છે.

'યાદનું એક લીલું પાન'ની ગઝલોમાં કવિની સૂક્ષ્મ અભિવ્યક્તિ, મૌલિક વિચારતત્ત્વનું ઊંડાણ તથા સાદી કથનરીતિથી વિવિધ ભાવસંવેદનો સહજતાથી નિરૂપાયાં છે.

આ કાવ્યસઙ્ગ્રહમાંથી પસાર થતાં લાગ્યું છે કે કવિ ગઝલનું આન્તર બાહ્ય સ્વરૂપ જાળવીને સભાનતાથી ગઝલકર્મ કરી શકે છે. કવિ સંવેદનશીલ હોય છે. કવિની અભિલાષા આશા કે લાગણી આખરે તો શબ્દો દ્વારા જ કવિતામાં પડઘાતી હોય છે. આ ગઝલસઙ્ગ્રહની કેટલીક ગઝલોમાં કવિએ નૂતન રદીફ-કાફિયા પ્રયોજી પોતાને જે સિદ્ધ કરવું છે તે કર્યું જ છે. તેના સમર્થનમાં (પૃ. ૨૧) 'પ્રશ્નો ન પૂછે' ગઝલનું ઉદાહરણ છે. અહીં ઓગણીસમાત્રાના છન્દની પ્રત્યેક પઙ્ક્તિના અન્તે એક લઘુ ઉમેરીને કવિએ ગઝલપ્રયોગ કર્યો છે.

*'યાદનું એક લીલું પાન'ની 'ગઝલચક્ષુ', 'ફૂલો હે', 'મિતવા', 'પ્રશ્નો ન પૂછ', 'ક્યાંક-ઝરણું'.. 'મન છોલતા', 'ખરા અર્થમાં' વગેરે ગઝલોમાં કવિની પોતીકી મુદ્રા અઙ્કિત થઈ છે. એમાં શબ્દાર્થ ભાવાભિવ્યક્તિ અને કથનશૈલી નિરૂપીને કવિએ ગઝલિયત ને કવિતા સિદ્ધ કર્યાં છે.*

ગઝલકેન્દ્રિત કવિમન ક્યારેક 'ગઝલ'વિષયક ઉત્તમ અશઆર પણ નિપજાવે છે. દાખલા તરીકે :

*આગ અન્તરમાં પ્રથમ લાગી જશે,*
*સ્હેજમાં ગઝલો લખાશે એ પછી. પૃ. ૨૦*

*જીવ હે! જા વીસરી સૌ નામને*
*હર પ્રહર તું કર ગઝલના જાય બસ. પૃ. ૧૬*

*તું ગઝલને માન શબ્દોની રમત,*
*મ્હારે માટે જીવતરનો અર્ક છે. પૃ. ૧૯*

આ સઙ્ગ્રહમાં ગઝલની જેમ કવિની 'મન' પ્રત્યેની પ્રીતિના પણ સુન્દર ઉદાહરણ રચનાઓમાંથી મળી આવે છે જેમ કે આપણું મન કાલમાં હવે હજી / જ્યાં મજા મનને પડે ત્યાં સ્વર્ગ છે-/ મન ઉપરના સળ મ્હને સળગાવશે / દૂરના મિત્રો સતત મન છોલતા / એક સરખાં મન અહીં ક્યાં કોઈના... વગેરે.

આમ અનેક રીતે કવિએ મનને ગઝલમાં ગાયું છે.

ગઝલના એક શેરમાં પ્રકૃતિ અને પ્રણયનું સરસ એકીકરણ થયેલું છે.

*બધે પાનખર જાય વ્યાપી છતાંયે,*
*ન સૂકે જરી પ્રેમનું વૃક્ષ, મિતવા. પૃ. ૧૪*

ગઝલના મિજાજ સાથે રજૂ થતો માણસ વિશેનો શેર માણસની ઓળખ આપે છે :

*બ્હારથી છો ને ઘસાતો જાય છે,*
*શખ્સ એ સમૃદ્ધ અન્દર થાય છે. પૃ. ૨૨*

અન્ય એક શેરમાં નગરની યાન્ત્રિકતાનું વેધક ચિત્રણ ભાવકને આકર્ષી જાય છે :

શહેર છે કે કારખાનું પીઠનું, (પીડનું)
ચો-તરફ યન્ત્રો સતત મન છોલતા. પૃ. ૪૧

પ્રત્યેક ગઝલકાર રચનાઓમાં પ્રશ્નાર્થક પઙ્ક્તિ

દ્વારા સારું પરિણામ લાવી શકે છે. તેનું દૃષ્ટાન્ત પણ અહીં છે :

*આંખ ખોલી નાખતામાં,*
*પૂર સપનાનું જતું ક્યાં? પૃ. ૪૩*

*ભાગ્યમાં ઝરણું નથી દોસ્ત, ત્યાં*
*સ્વપ્ન દરિયાના મ્હને દેખાડ કાં? પૃ. ૪૫*

ન સૂકે જરી પ્રેમનું વૃક્ષ / એક નમણી આશ તૂટે / હું ગઝલચક્ષુથી જોઉં / પૂર સપનાનું જતું ક્યાં / આંખમાંથી ફૂલ આંસુનાં ખરે / ડાળ પક્ષીમાં પ્રવેશી જાય... જેવાં સુન્દર ચિત્રાઙ્કનો પણ આસ્વાદ્ય છે.

કવિશ્રી મનોજ ખણ્ડેરિયાની એકાધિક ગઝલોનો અન્તિમ શેર 'શબ્દ' પર હોય છે. તેમ આ કવિની ગઝલોનો અન્તિમ શેર 'ગઝલ' પર લખાયેલો હોય છે.

'યાદનું એક લીલું પાન' ગઝલસઙ્ગ્રહ બદલ કવિશ્રી કિરીટ ગોસ્વામીને હૃદયપૂર્વક અભિનન્દન!

['યાદનું એક લીલું પાન' (ગઝલસઙ્ગ્રહ) કિરીટ ગોસ્વામી, પ્ર.આ. ૧૯૯૯, પૃ. ૫૦, શુલ્ક રૂ. ૨૦. શ્રી જે.એલ. ગોસ્વામી, લેખિની પ્રકાશન, મુ. ચેલા ૩૬૧૦૧૨ જિ. જામનગર]



# પત્ર

તંત્રીશ્રી,

'કવિલોક'ના જુલાઈ-ઑગસ્ટ ૧૯૯૯ના અંકમાં અનુવાદ વિભાગમાં વિદ્વદવર્ય શ્રી ભાયાણી સાહેબે આપેલો બિલ્વમંગલકૃત શ્લોક, શ્રી લીલાશુક (બિલ્વમંગલ)ના 'કૃષ્ણ-કર્ણામૃત' ગ્રંથની દાક્ષિણાત્ય આવૃત્તિ (Deccan Recension)માં જે પ્રમાણે આપ્યો છે તે ગુજરાતી લિપિમાં અનુવાદ, શબ્દાર્થ અને વિવરણ સાથે, મુ. શ્રી ભાયાણી સાહેબની ક્ષમા યાચના સાથે રજૂ કરું છું.

*કાળિન્દીપુલિનોદરેષુ મુસલી યાવદ્ગતઃ ખેલિતું*
*તાવત્કાર્પરિકંપયઃ પિબ હરે વર્ધિષ્યતે તે શિખા!*
*ઇત્થં બાલતયા પ્રતાપરણપરાઃ શ્રુત્વા યશોદા ગિરઃ*
*પાયાન્નસ્સ્વશિખાં સ્પૃશન પ્રમુદિતતઃ ક્ષીરેડર્ધપીતે હરિઃ ॥*

કૃ.ક. ૨/૬૧

(કાલિન્દીની રેતના ખોળામાં, મુસલી (બળરામ) જ્યાં સુધી રમવા ગયો છે ત્યાં સુધીમાં વાટકો દૂધ પી લે હે હરિ, તો તારી શિખા વધશે, એ પ્રમાણે બાળકપણામાં ફોસલાવનારી યશોદાની વાણી સાંભળીને, .રક્ષો અમને, પોતાની શિખાને સ્પર્શી આનંદિત થતા, અર્ધું દૂધ પીતા હરિ.)

કાળિન્દીપુલિનોદરેષુ, સમાસમાં કાલિન્દી એટલે યમુના નદી, તેના પુલિનોદરેષુ એટલે પુલિન ઉદરેષુ, રેતીના પેટમાં રેતીના ખોળામાં; મુસલી એટલે મુસળ ધારણ કરના; મુસળ એ પૃથ્વીને ધારણ કરનાર શક્તિ, અનંત શેષનાગનું સૂચક છે; યાવત્ ગતઃ ખેલિતું, એટલે જ્યાં સુધી રમવા ગયો છે, એટલે કે અહીં હાજર નથી; અને એ ક્યારે આવશે તેની જાણ નથી. જે અનન્ત શેષ રામાવતારમાં રામના નાનાભાઈ લક્ષ્મણ, તે જ કૃષ્ણાવતારમાં કૃષ્ણના મોટાભાઈ બળરામ (મુસલી); તાવત્કાર્પપરિકંપયઃ એટલે ત્યાં સુધી કાર્પરિક એટલે વાટકો, પયઃ એટલે દૂધ; મૂળ શબ્દ કર્પર છે, જેનો એક અર્થ ખોપરી થાય, જેના ઉપરથી 'ખપ્પર' શબ્દ આવ્યો છે, તે કર્પર ઉપરથી ખોપરી જેવો બનાવેલો તે કાર્પરિક એટલે વાટકો પાઠાન્તરમાં કર્બુરિકાપયઃ શબ્દ છે, 'કર્બુર' એટલે કાબરચીતરો, 'કર્બુરિકા' એટલે કાબરચીતરી ગાય, કાબરી ગાય, તેનું પય એટલે દૂધ બન્ને શબ્દોના ધ્વનિ-અર્થ એકસરખા છે; 'કાર્પરિકંપયઃ, એટલે, મસ્તકનું પોષણ, અપરા જ્ઞાન સૂચવે છે. 'કર્બુરિકાપયઃ એટલે કાબરી ગાયનું દૂધ, માયાજનિત જ્ઞાન, અપરા જ્ઞાન સૂચવે છે, પિબ હરે વર્ધિષ્યતે તે શિખા, એટલે પી લે હે હરિ, તો વધવા લાગશે તારી શિખા. અહીં શિખા એટલે ખ્યાતિ, કીર્તિ સૂચવાય છે, ઉપરાંત સહસ્રાચક્ર પણ સૂચવાય છે, ઇત્થં બાલતયા પ્રતારણપરાઃ એટલે આ પ્રમાણે બાળકપણામાં, પ્રતારણપરાઃ એટલે છેતરનારી, છેતરામણી, પરંતુ અહીં બાળક છે માટે ફોસલાવનારી; શ્રુત્વા યશોદા ગિરઃ એટલે સાંભળીને યશોદાની વાણી; પ્રથમ બે પંક્તિ એ યશોદાની વાણી છે, જે બાલકૃષ્ણને ફોસલાવીને દૂધ પાવા માટે ઉચ્ચારાયલી છે; તે સાંભળીને પાયાન્નસ્સ્વશિખાં સ્પૃશન પ્રમુદિત એમાં પાયાન્ન એટલે રક્ષો અમને, કોણ? સ્વશિખાં સ્પૃશન પ્રમુદિતઃ, પોતાની શિખાને સ્પર્શી રાજી થતા, આનન્દિત થતા, ક્ષીરોર્ધપીતે હરિઃ, એટલે અર્ધું દૂધ પીતા હરિ.

મનુષ્યમાં પરમાત્માની એકમેવ અન્તર્નિહિત શક્તિ રહેલી છે, જેને દેવાત્મશક્તિ, આત્મશક્તિ, કુણ્ડલિની એવાં નામથી ભારતીય શાસ્ત્રોએ વર્ણવી છે, એ શક્તિ પોતે જ પોતાને જાગૃત કરે છે. પોતાના

'મૂળાધાર' પૃચ્છને પકડીને આ શક્તિનું રૂપ સર્પિણી જેવું છે. અને આ સર્પિણી પોતાના મુખથી પોતાનું પુચ્છ પકડે છે. (જુઓ શ્રી રામકૃષ્ણ મિશનનું પ્રતીક, જેમાં સર્પિણીના મુખમાં પોતાનું જ પુચ્છ છે.) મનુષ્ય પોતાને ઓળખતો થાય, આત્મજ્ઞાની થાય, પરમાત્મસેવી થાય તે આ શક્તિ દ્વારા: શક્તિ અને શક્તિમાન અભિન્ન છે તે વાત ભારતીય પરમ્પરામાં શૈવ, શાક્ત, અને વૈષ્ણવ શાસ્ત્રોએ સ્વીકારી છે. અને જે નર શક્તિમાનના અવતાર તરીકે પ્રગટ થાય છે, તે પોતે પોતાના મૂર્ધન્ય અઙ્ગ, મસ્તક કે જેમાં સહસ્રાચક્ર અનન્ત કળાએ વિલસે છે, તેને સ્પર્શીને, જાગૃત કરીને પોતાને ઓળખે ઓળખાવે છે. એટલે કે શક્તિ પોતાને જાગૃત કરે, આનન્દિત કરે પોતાનું મૂર્ધન્ય અઙ્ગ, મસ્તક સ્પર્શીને શ્લોકમાં વર્ણવેલી બાલકૃષ્ણની શિખા સ્પર્શતી ચોટા ઉપરોક્ત સત્યને ધ્વનિત કરે છે.

માયશોદા જે કૃષ્ણની પાલક માતા છે, તે વિશુદ્ધ સત્ત્વપ્રધાન છે, અને વાત્સલ્ય પ્રેમથી ઉભરાય છે. તેને પોતાનો પુત્ર પરબ્રહ્મ છે તેની જાણ નથી. કૃષ્ણની જનેતા મા-દેવકીને આ જાણ છે, પરંતુ એ તેને ઉછેરતી નથી. પરબ્રહ્મ પોતે ભક્તપરવશ છે, એટલે પાલક-માની ફોસલાવનારી વાણી સાચી પાડવા પોતે જાણે ખાતરી કરતા હોય તેમ બાલ-સ્વરૂપમાં એક હાથે વાટકાનું દૂધ ગટગટાવતા, બીજે હાથે પોતાના માથાની શિખાને સ્પર્શતા આનન્દ અનુભવે છે. વાત્સલ્યમણ્ડિત પ્રેમ અને પરબ્રહ્મની ભક્ત-પરવશતા નિરૂપતો કવિ લીલાશુક (બિલ્વમઙ્ગલ)નો આ શ્લોક ગૂઢ અનુભૂતિ તરફ લઈ જાય છે. કવિની સાથે ભાવક પણ બોલી રહે છે, 'અમને રક્ષો.'

મુ. શ્રી ભાયાણી સાહેબે રજૂ કરેલો બીજો શ્લોક કવિ બિલ્વમઙ્ગલનો નથી. આ શ્લોક શ્રીમદ્ ભાગવતમાં વૃત્રાસુરની સ્તુતિના ત્રીજા શ્લોક તરીકે આપેલો છે, જે ગુજરાતી લિપિમાં આપું છું :

*અજાતપક્ષા ઇવ માતરં ખગા:*
*સ્તન્યં યથા વત્સતરાં ક્ષુધાર્ત્તા: ।*
*પ્રિયં પ્રિયેવ વ્યુષિતં વિષણ્ણા*
*મનોઽરવિન્દાક્ષ વિદૃક્ષતે ત્વામ્ ॥*
*ભા. ૬-૧૧-૨૬*

વૃત્રાસુરની સ્તુતિના ચાર શ્લોક (ભા. ૬-૧૧-૨૪-૨૭) ભાગવત-પ્રેમીઓમાં અને ભક્તોમાં ઠીક ઠીક જાણીતા છે.

*અહીં આ શ્લોકમાં ક્રિયાપદ એક જ છે,' વિદૃક્ષતે'*

એટલે કે આતુરતાથી રાહ જુએ છે. અને કોણ રાહ જુએ છે, તેમાં પક્ષીજગત, પશુજગત, માનવીય જગત અને એમાં પણ મન (પોતાનું અને સૌનું) એ આદર્શ ઉદાહરણમાં નૈસર્ગિક ભૂખ, તરસ અને મનની કામનાને ટપી જતી પરમાત્મદર્શનની આતુરતા વર્ણવીને ભાગવતકાર મહર્ષિ વેદવ્યાસે અદ્ભુત શ્લોક રચ્યો છે, જે આજે પણ જીવન્ત છે.

અનુવાદ વિભાગમાં કવિ બૉર્હેસના ગુજરાતી અનુવાદ સ-રસ થયા છે. વીસમી સદીની પાશ્ચાત્ય સંસ્કૃતિની વ્યથા આબાદ ચીતરાઈ છે. કવિ-અનુવાદક શ્રી જયંત પારેખને અભિનન્દન.

**હસમુખ પાઠકનાં વંદન**

## કવિલોકનું નવું પ્રકાશન

કવિલોક ટ્રસ્ટે શરૂ કરેલી વિશ્વકવિતા અનુવાદ શ્રેણીના પ્રથમ મણકારૂપે પ્રકટ થયું છે :

**ગાથા એક વૃદ્ધ નાવિકની**

અંગ્રેજ કવિ એસ. ટી. કોલરિજના સુખ્યાત કથાકાવ્ય

**'ધ રાઇમ ઑવ્ ધી એન્શન્ટ મૅરિનર'**નો શ્રી રાજેન્દ્ર શાહે કરેલો આ સુભગ અનુવાદ એની ભાષાશૈલી અને છંદોલયને કારણે ગુજરાતીતા જાળવે છે.

**કિંમત રૂ. ૨૫ છે.**

આ પુસ્તક ભારે કાગળ, સુઘડ છપાઈ અને મધ્યવર્તી દોરાસિલાઈથી તૈયાર થયેલું છે. ક્રાઉન કદનાં સાઠ પૃષ્ઠ અને કાચું લેમિનેશન કરેલું પૂઠું.

આ પુસ્તક કવિલોકના ગ્રાહકોને માત્ર રૂ. ૨૦માં જ મળી શકશે. આપની રકમ મનિ ઑર્ડરથી

**'કુમાર કાર્યાલય લિ.'** ૧૪૫૪, રાયપુર ના, અમદાવાદ - ૩૮૦ ૦૦૧ - એ સરનામે મોકલી આપો.

પુસ્તક સાદા બુક પૉસ્ટથી મોકલવામાં આવશે.

## કવિલોકનાં વિશિષ્ટ પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. ટી.એસ. એલિયટ | (અભ્યાસગ્રંથ) | ૭૦-૦૦ |
| ૨. ગદ્યકાવ્ય | (લેખ-સંગ્રહ) | ૨૪-૦૦ |
| ૩. આપણાં ઋતુકાવ્યો | (કાવ્યસંગ્રહ) | ૨૦-૦૦ |
| ૪. જીભ ઉપરનો ધ્વજ - પ્રફુલ્લ દવે | ( " ) | ૭-૦૦ |
| ૫. પાર્થિવ - જગદીશ વ્યાસ | ( " ) | ૭-૦૦ |
| ૬. પરન્તુ - વિનોદ જોશી | ( " ) | ૭-૦૦ |
| ૭. અરીસાઘર - બારીન મહેતા | ( " ) | ૭-૦૦ |
| ૮. અર્થાત્ - અશોકપુરી ગોસ્વામી | ( " ) | ૧૦-૦૦ |
| ૯. પ્રસઙ્ગસપ્તક - રાજેન્દ્ર શાહ | ( " ) | ૧૫-૦૦ |
| ૧૦. નિરુદ્દેશે - રાજેન્દ્ર શાહનાં કાવ્યોનું સમ્પાદન | | ૨૦-૦૦ |
| ૧૧. સાવિત્રી - ચં. ચી. મહેતાનાં રેડિયો રૂપકો | | ૨૪-૦૦ |
| ૧૨. આગિયા (હાઇકુસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૧૫-૦૦ |
| ૧૩. અઙ્ગપચીસી (છપ્પાસઙ્ગ્રહ) ધીરુ પરીખ | | ૮-૦૦ |
| ૧૪. દિવ્ય આનન્દ (ડિવાઈન કૉમેડિ) અનુ. રાજેન્દ્ર શાહ | | ૨૫૦-૦૦ |
| ૧૫. અજ્જવાસનાં મત્સ્ય - પ્રવીણ પણ્ડ્યા | (કા.સં.) | ૧૨-૦૦ |
| ૧૬. નજીક - દેવેન્દ્ર દવે | (કાવ્યસઙ્ગ્રહ) | ૧૫-૦૦ |
| ૧૭. અક્ષરો નિત્ય તાજા (કા.સં) જસુભાઈ શાહ | | ૩૦-૦૦ |

ઉપરનાં તમામ પ્રકાશનો કુમાર કાર્યાલયમાંથી ૨૦% વળતરથી મળી શકશે. તે પ્રમાણેની રકમ મનિ ઑડરથી કે 'કવિલોક ટ્રસ્ટ'ના નામે

અમદાવાદની બૅન્ક પરના ચેક/ડ્રાફ્ટથી મોકલવી.

**કવિલોક ટ્રસ્ટ**

C/O કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા

અમદાવાદ-૩૮૦ ૦૦૧

# કવિલોક

વસન્ત વિ.સં. ૨૦૫૬ માર્ચ-એપ્રિલ ૨૦૦
વર્ષ ૪૩ : અઙ્ક :
સળઙ્ગ અઙ્ક : ૨૫

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

સંસ્થાપક: રાજેન્દ્ર શાહ

તન્ત્રી
ધીરુ પરીખ



**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વસન્ત વિ.સં. ૨૦૫૬ : વર્ષ ૪૩ : અઙ્ક : ૧ : સળઙ્ગ અઙ્ક : ૨૫૪



આવરણ-સજાવટ : કલાધર વૈષ્ણવ

તન્ત્રી
**ધીરુ પરીખ**
સલાહકાર
રાજેન્દ્ર શાહ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ. ૬૦, આજીવન લવાજમ માત્ર રૂ. ૬૦૦, અમેરિકા : વાર્ષિક $ 5, આજીવન $ 75; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £ 4, આજીવન £ 50.
આ અઙ્કની છૂટક કિંમત રૂ. ૧૨
'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે — ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર, અને ડિસેમ્બરના અન્તમાં — પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું:
**કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧**

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
ટાઇપસેટિઙ્ગ : ઇમેજ સિસ્ટમ્સ,૩૦૧, વૈભવી કૉમ્પ્લેક્સ, ફત્તેહપુરા, પાલડી, અમદાવાદ-૭. ફોન : ૬૬૧ ૦૪૪૧
મુદ્રણસ્થાન : દેસાઈ ઑફસેટ, અમદાવાદ, ફોન : ૫૩૩૦૨૪૫

વસન્ત વિ.સં. ૨૦૫૬ માર્ચ-એપ્રિલ ૨૦૦૦

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## લાગણી, લાગણીશીલ, લાગણીખોર

જેનામાં પ્રાણ છે તે પ્રાણી, અને પ્રાણીમાત્રને લાગણી પ્રાકૃતિક ભેટ તરીકે જન્મજાત મળેલી છે. આથી પ્રત્યેક પ્રાણીમાં લાગણી સ્થાયી ભાવરૂપે રહેલી છે. વિવિધ પરિસ્થિતિ-પ્રસઙ્ગે તે લાગણી ઉત્તેજિત થાય છે અને અભિવ્યક્ત થવા પ્રાણીમાત્રને પ્રેરે છે. પશુપક્ષી પોતાની આવી વિવિધ લાગણીને વિવિધ અવાજ કે આઙ્ગિક ક્રિયા દ્વારા અભિવ્યક્ત કરવા સક્રિય બને છે.

મનુષ્ય પણ આવું જ એક પ્રાણી છે. તેના ચિત્તમાં પણ વિવિધ પ્રસઙ્ગે વિવિધ લાગણી ઉત્તેજિત થાય છે. એ પણ અવાજ કે આઙ્ગિક ક્રિયાનો જે તે લાગણીની અભિવ્યક્તિ માટે ઉપયોગ કરે છે. પણ મનુષ્યને ભાષા મળી હોવાથી, કે પછી એણે ભાષા ખોળી હોવાથી એ પોતાના અવાજને સાર્થ શબ્દોમાં ઢાળીને લાગણીની અભિવ્યક્તિ કરે છે, તો ક્યારેક અર્થસૂચક ઉદ્‌ગારો કે માત્ર આઙ્ગિક ક્રિયાનો પણ એ અભિવ્યક્તિ માટે ઉપયોગ કરે છે. આમ, પ્રાણીમાત્ર લાગણીશીલ હોય છે. લાગણીશીલ હોવું એ પ્રાણીમાત્રનો સાહજિક અધિકાર છે અને એનું સાહજિક આભૂષણ પણ.

આવો લાગણીશીલ મનુષ્ય વ્યવહાર અને કલા બન્નેમાં અભિવ્યક્તિ-અર્થે ભાષાનો ઉપયોગ કરે છે. વ્યવહારાર્થે વિનિયોજાયેલી ભાષા એના પ્રયોજન પૂરતી સીમિતાર્થ હોય છે. આવા પ્રયોજનના મૂળમાં જ્યારે કોઈ સંવેદના કે લાગણી પડેલી હોય ત્યારે તે લાગણીપ્રધાન અભિવ્યક્તિ બને છે. પરન્તુ આવી કોઈ પણ લાગણી

કલા માટે અનિવાર્ય એવી સંયમની રેખા ઓળઙ્ગતી નથી ત્યારે તે લાગણીશીલતા કલાકક્ષાએ આસ્વાદ્ય બની રહે છે. વર્ડ્ઝવર્થે કવિતાની ચર્ચા કરતાં ઊર્મિકવિતાને નજર સમક્ષ રાખીને, કવિતાનો ઉદ્‌ગમસ્રોત 'પ્રબળ લાગણીના સહજોદ્રેક' – spontaneous overflow of powerful feeling – માં જોયો છે તે જેટલું સાચું છે તેટલું જ સાચું છે એણે આગળ જતાં એ સહજોદ્રેકને તત્કાલ શમવા દઈ 'શાન્તિની ક્ષણોમાં સ્મરીને' – recollected in tranquility – કાવ્યનિર્મિતિ અર્થે પૂર્વોત્થ લાગણીના વિનિયોગમાં કવિતાની કલાસિદ્ધિ જોઈ છે તે – બલકે લાગણીના ઉદ્રેક પરની આ લગામ જ ઉત્તમ ઊર્મિકવિતા સર્જી શકે છે. એટલે લાગણીશીલતા અનિવાર્ય છે, પણ જ્યારે એ લાગણશીલતા બેમર્યાદ બને છે ત્યારે એનો વિનિયોગ કરનાર લાગણીશીલ નહિ, પણ લાગણીખોરમાં ખપે.

રસ્તે ચાલતાં ચાલતાં એકાએક કાંટો પગમાં ભોંકાઈ જાય ત્યારે સહજ રીતે જ સરી પડતો ઉદ્‌ગાર 'ઓય મા' કેવળ એના સહજોદ્રેકને કારણે કવિતામાં ખપતો નથી. આવી જ રીતે કોઈ રાજિયા-મરસિયામાં પારમ્પરિક રીતે ચાલી આવતી દુઃખદર્દની ઉદ્‌ગારપઙ્ક્તિઓ માનસશાસ્ત્રીય રીતે એ દુઃખના આઘાતમાંથી જે તે વ્યક્તિને બહાર લાવવા ઉપકારક થતી હશે છતાં પણ તે કરુણરસની કવિતા બનતી નથી. પણ 'કેવડિયાનો કાંટો' ગીતમાં રાજેન્દ્ર શાહ કાંટો ભોંકાવાની વેદનાને જ્યારે આમ વ્યક્ત કરે કે–

*'કેવડિયાનો કાંટો અમને વનવગડામાં વાગ્યો રે,*
*મૂઈ રે એની મ્હેક, કલેજે દવ ઝાઝેરો લાગ્યો રે.'*

ત્યારે 'મૂઈ રે' ઉદ્‌ગાર કલાત્મક બની રહે છે અને કાંટો વાગવાની વેદના પ્રતીકાત્મક રીતે નવો અર્થસન્દર્ભ રચી આપે છે. સહજોદ્રેક પછીના સંયમનું આ પરિણામ છે. તો ઉમાશઙ્કર જોશી પોતાની એક રચના 'એક બાળકીને સ્મશાન લઈ જતા'માં એક એવી પરિસ્થિતિનું બયાન કરે છે, જેમાં અન્તે જતાં કાવ્યનાયક અત્યંત સંયમી રીતે પોતાની સ્થિતિની વાત કરી લે છે, 'અને રોવું નોતું પણ મુજથી રોવાઈ જ ગયું!'

અહીં અભિવ્યક્તિમાં અત્યારોપણ વગર સહજ રીતે જ કરુણને ઘૂંટી અપાયો છે. આ સાથે હરિશ્ચન્દ્ર ભટ્ટની 'નિર્દોશ ને નિર્મળ આંખ તારી', બાલમુકુન્દ દવેની

'જૂનું ઘર ખાલી કરતાં', ઉશનસ્‌ની 'વળાવી બા આવી' જેવી રચનાઓ તરત જ સ્મરણે ચડશે. એ કાવ્યોમાં શોકભાવની વિવિધ પરિસ્થિતિઓને ખપમાં લઈ તે તે કવિએ લાગણીની સંયમિત અને સન્તુલિત અભિવ્યક્તિ કરી કરુણ નિષ્પન્ન કરી આપ્યો છે. આમ, લાગણીશીલતા તો અતિ આવશ્યક જ છે.

પરન્તુ છેલ્લા બે-અઢી દાયકાથી આપણી કવિતામાં, ખાસ કરીને ગીત અને ગઝલના પ્રકારોમાં, ઊર્મિકવિતાનાં જે ઘોડાપૂર ઊમટ્યાં છે તેમાં લાગણીના સંયમને બદલે લાગણીનો અતિરેક વધુ પ્રમાણમાં જોવા મળે છે. આથી આને ઊર્મિકવિતા કહેવા કરતાં ઊર્મિલકવિતા કહેવી વધુ સાર્થ લાગે છે. ગીત અને ગઝલના પ્રકારોમાં આપણે ત્યાં નરસિંહ-બાલાશઙ્કરથી આજ સુધીમાં ઉત્તમ ઊર્મિકવિતા પ્રાપ્ત થઈ જ છે એ હકીકત પ્રસ્તુત બે કાવ્યપ્રકારોમાં ઉત્તમતા સિદ્ધ કરી શકવાની ગુઞ્જાશનો સ્વીકાર છે. પણ જ્યારે અતિ-ઉત્સાહી અને કવિનામપદવાઞ્છુ લેખકો લાગણીના અણઘડ જાડા લીટા તાણે છે ત્યારે તેઓ રસસિદ્ધ કલાકૃતિને સ્થાને રસાભાસી રચનાઓથી જ આત્મતૃપ્તિ માની લે છે. આમ, રસાભાસી રચનાઓની સિસૃક્ષામાં પડેલો રચનાકાર લાગણીશીલ હોવા કરતાં લાગણીખોર વધુ હોય છે. અને આવી લાગણીખોર મનઃસ્થિતિમાંથી નીપજેલી રચનાઓની વસન્ત બેસે તે ચિન્ત્ય બની રહે. અહીં કવિતા વિશે કશો વર્તારો કરવાનો નથી, પણ વાસ્તવિકતા પ્રત્યે આંખઉઘાડ માત્ર છે.

આવી લાગણીખોર મનઃસ્થિતિમાંથી નીપજેલી રચનાઓ બહુધા કૃતકતાનો અનુભવ કરાવે છે. અને કૃતકતા એ કલાકૃતિ માટે ગળાટૂંપો છે. લાગણીને સંયમમાં રાખી લાગણીશીલ બનવામાં જેટલું જીવનનું હિત છે તેટલું કવનનું પણ હિત છે. લાગણીખોર બનવામાં જીવન-કવન બન્ને વિકૃત બની વકરતાં હોય છે અને વેડફાઈ જતાં હોય છે. આપણે જાણીએ છીએ કે આ વર્ષ 'કલાપી'ની સવાસોમી જન્મજયન્તીનું વર્ષ છે. એ વર્ષે આપણી કવિતા લાગણીખોર બનવાના માર્ગેથી પાછી વળશે તો 'કલાપી'ને ઉચિત સ્મરણાઞ્જલિ બની રહેશે!

**ધીરુ પરીખ**

# વિમર્શ

## 'ગીતગોવિન્દ' અને 'કૃષ્ણગીતિ'

### ડૉ. પ્રિયબાળા શાહ

કવિ સોમનાથની એક કૃતિ 'કૃષ્ણગીતિ' છે. નાભાજીએ તેમની ભક્તમાળામાં કવિ સોમનાથનું કામ નોંધેલું છે. કવિ સોમનાથનો સમય ચૌદમા અને સોળમા સૈકાની વચ્ચે ક્યાંક મૂકી શકાય એમ છે.

આ પ્રેમલક્ષણાભક્તિનું કાવ્ય 'કૃષ્ણગીતિ' શ્રી જયદેવ કવિ રચિત 'ગીતગોવિન્દની શૈલી ઉપર રચાયેલું કાવ્ય છે. સંસ્કૃત કાવ્યો અક્ષરમેળ માત્રામેળ છન્દોમાં સામાન્યરીતે રચાયેલાં હોય છે. તેમાં પ્રાકૃત, અપભ્રંશ અને જૂની પ્રાદેશિક ભાષાઓમાં પ્રચલિત પદોનો ઉપયોગ ક્વચિત જ જોવા મળે છે. શ્રી જયદેવે આવાં પદોનો ગીતગોવિન્દમાં ખૂબ છૂટથી ઉપયોગ કર્યો છે. અહીં પદોની રચના ગાનને માટે છે. 'ગીતગોવિન્દ'ની પ્રત્યેક અષ્ટપદીને મથાળે તેના રાગ અને તાલ આપેલા છે, અને 'કૃષ્ણગીતિ'માં પણ તેવી જ રીતે અષ્ટપદીમાં રાગ અને એકમાં માત્ર તાલ આપેલા છે.

ડૉ. સુનીતિકુમાર ચેટરજીના મત પ્રમાણે 'સંસ્કૃત કાવ્યનું ચોકઠું, વર્ણનાત્મક ભાગના પદ્ય શ્લોક ક્લાસિકલ સંસ્કૃતની જૂની શૈલીમાં રીત અને છન્દો વિચાર અને શબ્દભંડોળમાં છે. છતાં પણ કાવ્યમાં અપભ્રંશ અને પ્રાચીન ભાષા કે નવી ભારતીય આર્ય ભાષાના વાતાવરણનો ધબકાર જણાય છે.'

હવે 'ગીતગોવિન્દ' અને 'કૃષ્ણગીતિ'ના વિષયને જોઈએ

'ગીતગોવિન્દ'નો વિષય રાધાકૃષ્ણનો પ્રેમરસ છે અર્થાત્ કે પારિભાષિક શબ્દોમાં રતિભાવસૂચક શૃઙ્ગારરસ છે. તે બે પ્રકારે નિરૂપાયો છે. વિપ્રલમ્ભ અને સમ્ભોગ શૃઙ્ગારરૂપે.

'કૃષ્ણગીતિ'માં પણ આ જ વિષય અને આ જ પદશૈલી છે અને આ જ પ્રકારની પદરચના છે.

'ગીતગોવિન્દ'નો કથાપ્રસઙ્ગ આ પ્રમાણે છે.

વસન્ત ઋતુમાં રાધિકા કૃષ્ણને વૃન્દાવનની કુઞ્જોમાં શોધતી ફરે છે. ત્યાં 'સંયોગસખી' આવીને રાધાની ઉત્કણ્ઠામાં આમ બોલીને વધારો કરે છે કે 'ગોપીઓના વૃન્દમાં કૃષ્ણ ક્રીડા કરે છે તે તો જો.' શ્રીકૃષ્ણને ગોપીઓના વૃન્દમાં જોઈને રાધા યમુનાના તીરે નિર્જન લતાકુઞ્જમાં ચાલી જાય છે અને પોતાની સખીને કૃષ્ણ સાથે પૂર્વે થયેલી પોતાની રતિક્રીડાની વાત કરે છે. કૃષ્ણ ગોપાઙ્ગનાઓને ત્યજીને રાધાને કુઞ્જે કુઞ્જે શોધતા લાચાર બનીને કાલિન્દીને તીરે આવીને બેસે છે. તેવામાં સખી ઉતાવળી આવીને રાધાની વિરહી અવસ્થાની જાણ કરે છે. શ્રીકૃષ્ણ સખીને રાધાની પાસે મોકલે છે અને તેને સમજાવીને બોલાવી લાવવા કહે છે. વિરહકૃશ રાધા ઊઠે છે પરન્તુ પગ માંડતાં જ તે ઢળી પડે છે. આ હકીકત સખી કૃષ્ણ પાસે જઈને વર્ણવે છે, આથી કૃષ્ણ લતાકુઞ્જે જાય છે. પરન્તુ માર્ગમાં જ ચન્દ્રાવલિ આદિ સખીઓ મળતાં વિલમ્બ થાય છે તેથી રાધા માને છે કે 'શ્રીકૃષ્ણે તેને ઠગી' પ્રતિનાયિકાથી છૂટીને કૃષ્ણ રાધાની પાસે આવે છે અને વિલમ્બ થવા બદલ રાધા પાસે માફી માગે છે. પ્રતિનાયિકાનાં ચિહ્નો કૃષ્ણને લાગેલાં છે તેથી રાધા કઠોર વચનથી કૃષ્ણને તિરસ્કારે છે. કૃષ્ણ પોતે સાબિતી સાથે પકડાયા હોવાથી ચુપચાપ ખસી જાય છે. તેથી રાધાનો રોષ આપોઆપ ધીમો પડે છે. તે દરમ્યાન કૃષ્ણની સખી આવીને રાધાને સમજાવે છે. વિરહાતુર રાધા ગળગળી બની અન્તરમાં શોચતી બેઠી છે. ત્યાં કૃષ્ણ આવીને તેને મધુર વચનોથી વિનવે છે. ભગવાન તેને મનાવીને જાય છે ત્યાર બાદ કૃષ્ણદૂતી રાધાને તેડવા જાય છે. શણગાર સજીને બેઠેલી રાધા સખી સાથે કૃષ્ણને જઈને મળે છે. સખીના વિદાય થયા પછી કૃષ્ણ રાધાને રીઝવીને રતિક્રીડા

કરે છે. તે સમયે રાધાની વેણી છૂટી જાય છે તેથી શ્રીકૃષ્ણ રાધાની વેણી ગૂંથી શણગાર સજાવી તેના મનોરથ પૂરા કરે છે.

'કૃષ્ણગીતિ'નું કથાવસ્તુ કંઈક આવું છે.

આ કાવ્યનો વિષય પણ રાધા અને કૃષ્ણના પ્રેમનો છે. રાધા તેના સ્વપ્નમાં પોતાના પ્રિયતમ કૃષ્ણને તેની બીજી સખીઓ સાથે જુએ છે. તેથી રાધા ગુસ્સે થાય છે અને અશ્રુ સાથે જાગી ઊઠે છે. વાસ્તવમાં કૃષ્ણ જ રાધાને જગાડતા હોય છે. રાધા સ્વપ્નદશામાં છે તેથી તે 'માન' માગે છે અને કૃષ્ણને ત્યજી દે છે. આથી ગોવિન્દની દૂતી રાધાની પાસે આવીને 'માન' મૂકવા તેને સમજાવે છે. અને કહે છે કે કૃષ્ણ કુઞ્જમાં તેની વાટ જુએ છે. સ્વપ્નને કારણે તારે કૃષ્ણ સાથે રોષ ના કરવો જોઈએ અને કૃષ્ણ નવનિકુઞ્જગૃહમાં તારી આતુરતાથી રાહ જુએ છે (અષ્ટપદી ૨, શ્લો. ૪). સખી રાધાની દશા જુએ છે. રાધા કૃષ્ણમય છે અને તે પણ કૃષ્ણને મળવા ખૂબ આતુર છે, પરન્તુ તે પોતે જ જાતે કૃષ્ણ પાસે જતી નથી. આથી તે રાધાને કૃષ્ણ પાસે જવા ખૂબ ખૂબ સમજાવે છે (અ.૩). કૃષ્ણદૂતી રાધાની આ સખીને કૃષ્ણ પાસે લઈ જાય છે અને કૃષ્ણને રાધાની વિરહદશા સખીના મુખે વર્ણવીને સમ્ભળાવે છે (અ. ૪). રાધાની વિરહાવસ્થા વર્ણવીને સખી તે જ વાત ગીત દ્વારા કૃષ્ણને ફરીથી ભારપૂર્વક જણાવે છે (અ. ૫). ત્યાર બાદ સખી રાધા પાસે પાછી જાય છે અને તેને કહે છે કે કૃષ્ણ પણ પ્રેમની દશામાં છે, અને રાધાનું નામ રટણ કર્યા કરે છે. અને રાધા જો કૃષ્ણ પાસે જશે તો કૃષ્ણ તેને માન અને પ્રેમ સાથે આવકારશે; (અ. ૬) સખીનાં પ્રિય મધુર વાક્યો સાંભળીને રાધા પોતાના પ્રેમથી તેના ઉપર 'પ્રસાદ' કરવાને માટે જાય છે. વાસ્તવમાં રાધા માટે કૃષ્ણનો વિરહ અસહ્ય થઈ ગયો હતો અને કૃષ્ણ પાસે જવા તે અધીરી બની હતી. આથી તેને કૃષ્ણ પાસે જવાને કોઈ નિમિત્તની જરૂર હતી (અ. ૭). અષ્ટપદી ૮ થી ૧૯માં રાધા અને કૃષ્ણની રતિક્રીડા વર્ણવેલી છે. છેલ્લી અષ્ટપદી ૨૦માં રાધા કૃષ્ણને પોતાના જેવી વેશભૂષા અને અલઙ્કાર પહેરવા વિનવે છે, અને કૃષ્ણ પણ સામે, એવી જ માગણી કરે છે. આ રીતે રાધા કૃષ્ણ બને છે અને કૃષ્ણ રાધા બને છે. આ ભક્ત અને ભગવાનના તાદાત્મ્યનું પ્રતીક છે.

'કૃષ્ણગીતિ' અને 'ગીતગોવિન્દ'માં વસ્તુસામ્ય છે. બન્નેમાં ભક્તિરસ અને શૃઙ્ગાર છે. બન્નેમાં શૃઙ્ગારના બે પ્રકારો વિપ્રલમ્ભ અને સમ્ભોગ વર્ણવાયેલા છે. વિપ્રલમ્ભ માનવિપ્રલમ્ભ છે. કાવ્યશાસ્ત્રની રૂઢિ પ્રમાણે 'માન'ના ત્રણ નિમિત્તો બને છે : (૧) કાંઈક સાંભળ્યું હોય તેનાથી 'શ્રુત', (૨) અનુમિત અથવા કશાકનાં અનુમાનથી, અને (૩) અથવા કાંઈક પ્રત્યક્ષ જોવાથી 'દૃષ્ટિ', પરન્તુ 'કૃષ્ણગીતિ'માં સ્વપ્નને નિમિત્તે બનાવાયું છે.

આ પ્રકારના કાવ્યમાં વ્યક્ત થતો શૃઙ્ગારભાવનો ઉન્માદ ભોગ સુધી પહોંચે છે. આ જાતના કાવ્યના શૃઙ્ગારમાં ભોગ ભાવોન્માદને મૂર્ત કરે છે. સૂફીવાદનો 'મસ્તી' શબ્દ અહીં બરાબર બન્ધ બેસે છે. 'મસ્તી' અત્યન્ત વિરહની વેદનાના ઉત્કટ સમ્ભોગના નિરૂપણથી વ્યક્ત થાય છે.

આવા રાધાકૃષ્ણના પ્રેમ, વિરહ અને મિલનના કાવ્યમાં કોઈ અપૂર્વ વ્યઞ્જના હોય છે. આ અપૂર્વ વ્યઞ્જના એ માનવી કે લૌકિક રતિની નથી, પણ લોકોત્તર રતિની છે અર્થાત્ તે ભક્તિની છે. આ નિષ્પત્તિ રસમય અને મનોહર વાણીમાં વ્યક્ત થયેલી છે. જે ભક્તનો ભગવાન પ્રતિ ઉન્મત્ત પ્રેમ હોય છે તે એવી ઉન્મત્ત પ્રેમમય વાણીમાં સરળતાથી વહે છે. શબ્દ શોધવા માટે કવિને પ્રયત્ન કરવો પડતો હોય એમ જણાતું નથી.

'કૃષ્ણગીતિ'ના પ્રારમ્ભમાં કવિ સોમનાથે જણાવ્યું છે કે આ કાવ્ય કીર્તિલોભ માટે નથી લખાયું, પરન્તુ હરિના ગુણ ગાવા માટે અને પોતાના મનોવિનોદને માટે જ લખાયું છે. સંક્ષેપમાં આ વ્રજનાથનું કીર્તન છે, આથી તે ભક્તિરસની કૃતિ છે તેમ સમજીને જ કવિએ આ કાવ્યને વિચારવા વિનન્તી કરી છે. વધુમાં નોંધે છે કે કવિ જયદેવની સાથે સ્પર્ધા કરવાનો પણ પોતાનો આશય નથી. વિદ્વાનોને ખુશ કરવા માટે કે રાજ્યની પાસેથી ધનની પ્રાપ્તિ માટે પણ આ ભક્તિભર્યું કીર્તન રચ્યું નથી.

પરમ્પરા પ્રમાણે પણ રાધાકૃષ્ણના આલમ્બનવાળું આવું કાવ્યનિરૂપણ એ ભક્તિનો એક પ્રકાર છે. શ્રીરૂપગોસ્વામી પોતાના ઉજ્જ્વલ નીલમણિ નામના ગ્રન્થમાં આવા શૃઙ્ગારરસને મધુર પ્રકારનો ભક્તિરસ કહે છે.

આવો ભક્તિપ્રકાર ઉન્મત્ત પ્રેમનો શૃઙ્ગારનો વિદ્વાનો અને વિચારકોને ચર્ચાનો વિષય થયો છે. આવી એક ચર્ચા ડૉ. એસ. કે. ડે.એ લીલાશુકના 'કૃષ્ણકર્ણામૃત' કાવ્યના સમર્થનમાં કરી છે. રત્યાત્મક રહસ્યવાદ (erotic mysticism) ઉપનિષદ્ જેટલો જૂનો છે. આવા પ્રકારની ભક્તિની પ્રેરણા મધ્યયુગના વૈષ્ણવ સાહિત્યમાંથી આપણને મળે છે. તે શ્રીમદ્ ભાગવત અને શાણ્ડિલ્ય તેમજ નારદનાં ભક્તિસૂત્રોમાં જોઈ શકાય છે મૅક્નિકોલ (Macnicol)ના મતે બધા રહસ્યવાદનું એક જ ધ્યેય છે. આ ધ્યેય એકીભાવ અદ્વૈત (unitive life)નું છે. રહસ્યવાદનું તત્ત્વ પ્રેમના આ પ્રકારના સ્વરૂપમાં છે અને તે ભક્તિ સમ્પ્રદાયમાં ભક્ત અને ભગવાનની એકતા સાધવામાં સ્વીકારાયું છે. નારદ અને શાણ્ડિલ્ય તેમની ભક્તિનાં લક્ષણમાં પ્રેમના તત્ત્વ ઉપર ભાર મૂકે છે. નારદ કહે છે : सा त्वस्मिन् परम प्रेमस्वरूपा (૧-૨). શાણ્ડિલ્ય તેને सा सा परानुरक्तिरीश्वर (૧-૨) એ રીતે વર્ણવે છે. આ પ્રમાણે પ્રેમ અને અનુરાગનું આલમ્બન ઈશ્વર બને ત્યારે તે પ્રેમલક્ષણાભક્તિ થાય છે. કેટલાક રહસ્યવાદીઓના મતે ભક્તિમાં જે ભાવ વ્યક્ત થાય છે તે શૃઙ્ગારની ભાષામાં જ દર્શાવી શકાય છે. આ પ્રકારના ભક્તકવિઓની પ્રતિભામાંથી આવાં 'ગીતગોવિન્દ' કે 'કૃષ્ણગીતિ' જેવાં કાવ્યો સર્જાય છે. અને એને એ રીતે માણવામાં જ ઔચિત્ય છે.

❑

## કંઈ ચગ્યો છે!

ઉશનસ્

હે કંઈ રાસ ચગ્યો છે!
હરપાયની ખસતી ઠેક
    કે ઠમકે થેઈ થેઈ થેઈ હો થેઈ થેઈ.

ક્યાંય ચાકનો થાક લગ્યો છે? હરહૈયે ધ્રુવ ને ટેક
    કે હલકે હેઈ હેઈ હો હેઈ હેઈ
હો કંઈ પદપદ પાયલ ઝણકે
    કે રણકે રમતાં તાલી
    તારકલગી દેઈ દેઈ, હો દેઈ દેઈ.
આ રાસમાં કોણ છે પાસે?
અરે, કોણ છે છેક જ શ્વાસે, એઈ એઈ હો એઈ એઈ?

આ કોના તે હાથ છૂટે છે, ને કોની તે તાળી લેઈ લેઈ, લેઈ લેઈ.

હો કંઈ રાસ ચગ્યો આકાશે
    હર ગોલક ઠોલક હેઈ હેઈ હો હેઈ હેઈ!
આ આંખ અને આ કાન તે સુણે
    જુએ દિશાઓ કેઈ કેઈ હો કેઈ કેઈ?

## હું?

ગીતા પરીખ

હું અજવાળાને પકડું છું?
રે ફમ્ફોસે અન્ધારું મ્હારા હાથ,
આ શૂન્ય થકી ભીડી લે છાની બાથ
હું નિરાકારને જકડું છું!
આ આભ નીરવને બાંધે મ્હારા સૂર,
ને ક્ષિતિજ થકીયે પાર વહે મમ નૂર;
પણ ખેલ કશો? છું રમકડું હું?

હું મર્ત્ય, અમરતા ગુઞ્જે મ્હારી સઙ્ગ
સીમિત છું, તોયે હૈયે અસીમ રઙ્ગ,
શું લક્ષ્ય? યાત્રી કે રખડું હું?
    ક્યાં અજવાળાંને પકડું છું?

## દેવોની ચિન્તા

ઉશનસ્

ચાંદ લગી તો આવી યે પ્હોંચ્યો જમીંનો આદમી,
આસમાં, આવો, ઊંચું આથી જરાક ઉઠાવીએ:
પૃથ્વી પર રઙ્ગીન ઋતુની આવજા, તે દેખવા
આપણા અંકારતો ઝરૂખો જરીક ઝુકાવીએ,
ને પ્રેમમાં તો કોણ પ્હોંચી રે શકે આ પૃથ્વીને?
આ તારકોના શુષ્ક રણમાં પ્રેમ કેમ ઉગાડીએ?

જ્યાં ફૂલ ઊગે ત્યાં જ પ્રીત ઊગ્યાની કૈંકે શક્યતા
એ ઉર્વરા માટી અહીં ધરતીની ક્યાંથી લાવીએ!
વર્ષા થતાં સોડમ ધરાની અહીં લગી જે ઉત્સરે...
પણ આપણે ત્યાં ફૂલ ક્યાં છે કે ઉભે સરખાવીએ.
આપણાં તારકફૂલોનો કાવ્યમહિમા ખૂબ ત્યાં,
આપણે પણ કાં કદી એવો ન એક વસાવીએ?

એક ઉશનસ્ નામનો કો તૃણકવિ છે, પૃથ્વીપે,
આ આભમાં આમન્ત્રીએ જો દાભ વાવે આવી એ.

## એક વસન્તાનુભૂતિ

લાલજી કાનપરિયા

અમરખ ઝૂલે ઝમરખ ઝૂલે, ઝૂલે ઝીણી છાંય જી
ઘરમોભારે સૂરજવાળો આછેરું મલકાય જી.

હડી કાઢતી હવા આવતી
    ખડખડ હસતાં પાન જી,
ડાળે ડાળે વસન્ત વ્હેંચે
    કૂંપળનાં વરદાન જી.

રોમ રોમ ચકચૂર નશામાં દિવસો ઢળતા જાય જી
અમરખ ઝૂલે ઝમરખ ઝૂલે, ઝૂલે ઝીણી છાંય જી.

વગડા વચ્ચે કેસૂડો કાંઈ
    ખેલે રૂડા ફાગ જી
આંબે મ્હોરેલ મઞ્જરી છેડે
    કોયલડીના રાગ જી.

ભીની ભીની મ્હેકનાં ઘોડાપૂર આવી છલકાય જી,
અમરખ ઝૂલે ઝમરખ ઝૂલે, ઝૂલે ઝીણી છાંય જી.

## ખણ્ડેરોની રેત
### લાભશંકર ઠાકર

ખણ્ડેરોની રેત
ખરે
કાન ખર્યા નાક ખર્યાં
શિલ્પોની બે આંખમાંથી
હેત
ખરે.
લાસ્ય ખરે
હાસ્ય ખરે
છીણી પર
લયની હથોડી પડે.
સ્મૃતિ ખરે શ્રુતિ ખરે
ભાવ ખરે
ભવ ખરે.
લયની હથોડી પડે.
કવિતાનાં ખણ્ડેરોની
રેત
ખરે.

## માણસ
### ધીરુ મોદી

વળગણને પણ વળગી જઈને જોતો માણસ;
રણોથી પોતાને રણી ધોતો માણસ.

જખમી દિલના દૂઝતા ઘા પાંપણથી લૂછે;
કાલોઘેલો કટાર ધારે મ્હોતો માણસ.

સપનામાં પણ શબ્દોના અજવાળે ચાલે;
પકડે નામો, પણ અક્ષરને ખોતો માણસ!

પતઝિયાંના રણોમાં રણોળી થાતો;
આમ જુઓ તો આભ ભરીને રોતો માણસ!

આજે ચળકે લાખ વરસના દરિયા આંખે;
ગજબ વાત છે, કાલ સુધી તો ન્હોતો માણસ!

## શું ઓછું પડે છે
### લલિત ત્રિવેદી

ત્હને માગવામાં શું ઓછું પડે છે?
બધું ત્યાગવામાં શું ઓછું પડે છે?

નથી લાગતી કેમ ઠોકર શ્વસનની?
ગગન તાગવામાં શું ઓછું પડે છે?

દિવસરાત ભીંતો જ પીધા કરી છે
છતાં ભાગવામાં શું ઓછું પડે છે?

કમળ કે વમળ કે ભલે હોય અંજળ
અકળ લાગવામાં શું ઓછું પડે છે?

સડકના ખૂણાનો બગીચો પૂછે છે:
'સરસ લાગવામાં શું ઓછું પડે છે?'

ઊગે છે સૂરજ પણ નાઇટલૅમ્પ જેવો
સતત જાગવામાં શું ઓછું પડે છે?

હજી કેટલા રણ છે લાલ-લીલા?
સમય વાગવામાં શું ઓછું પડે છે?

હજી શું છે એવું કે પાછળ જુઓ છો?
બધું ત્યાગવામાં શું ઓછું પડે છે?

## એટલી બધી યાદ કરી કે

### યશવન્ત ત્રિવેદી

એટલી બધી યાદ કરી કે ફૂલ ઉપરથી ઝરતાં ટીપાં જેમ તું હવે જાય છે ઝરી,
એટલી બધી યાદ કરી કે વિસ્મૃતિના ઝાડને જાણે વેદનાની પાંદડીઓ ફૂટતી ફરી

મૌન તો મુખર એવડું તો ચણોઠડી જેવું
    વિશ્રબ્ધિને તળિયે ડૂબી જાય રે તડાક્ તડ
નિ:તરંગ આ જળની ઝીણી ઝૂલની જેવું
    હળવે ઝૂલે ક્યાંક ફૂટેલી ગન્ધનું ઝીણું પડ

એટલી બધી યાદ કરી કે ધૂસર કો' આચ્છાદન જેવું મુખની ઉપર જાય છે સરી
એટલી બધી યાદ કરી કે ફૂલ ઉપરથી ઝરતાં ટીપાં જેમ તું હવે જાય છે ઝરી

થાકેલા ગામડાને છેવાડ અટૂલા ખોરડા ભીતર
    કોણ પેટાવે દીપ આ ધૂસર સાંજને ટાણે
રુદિયાને આ ભીંસતું ખાલી આભ તો જાણે
    તારકોની દીપમાળથી દીપે કો'ક અધૂરે ગાણે

એટલી બધી યાદ કરી કે કાચની ઉપર વેદના કેરો એક લિસોટો જાય છે ઠરી
એટલી બધી યાદ કરી કે ફૂલ ઉપરથી ઝરતાં ટીપાં જેમ તું હવે જાય છે ઝરી.

## એકદા ઓરાં હતાં

### ગિરીશ ભટ્ટ

આમ ભીંજાયાં નહીં, ને તોય ક્યાં કોરાં હતાં!
રાતભર વર્ષ્યાં હતાં એ યાદનાં ફોરાં હતાં!

ક્યાંક હોવાની છલોછલ લાગણી શા કામની?
જે પડાવો માનતાં 'તાં, બે ઘડી પોરાં હતા!

અન્ત કે આરમ્ભ, એની કાંઈ તો સમજણ પડે!
તન્ત સન્ધાતો હતો, એ ગૂંચના દોરા હતાં!

આ અરીસાને અગર વાચા ફૂટે તો, શું કહે?
જે સતત ફરતાં રહ્યાં ભીતર, નર્યાં મ્હોરાં હતાં!

ના સમીકરણો પડે સાચાં જ સમ્બન્ધો વિશે;
જે ક્ષિતિજો લગ ગયાં, એ એકદા ઓરાં હતાં!

## પીડા

### સ્નેહી પરમાર

આપી નથી અવરને, કદી સહુરી નથી,
પીડા નથી કુબજા તો બેશક પરી નથી.

પીડાનો એક અર્થ ત્હારી ગેરહાજરી,
પીડાના લાખ અર્થ ત્હારી હાજરી નથી.

એવું તો શું ઘટે છે મ્હારા રક્તમાં હજી,
તલવાર દુશ્મનોની હજી થરથરી નથી.

જન્મ્યું છે ક્યાં હજી કશુંયે ઠોસ નિર્વિવાદ,
પીડા હજીય મૂળ સુધી વિસ્તરી નથી.

સન્દર્ભ દોસ્ત એના અહીં જન્મજાત છે:
પીડા સમયની સાથે ફેરા ફરી નથી.

ઇચ્છા પ્રથમ ચરણ પીડાનું હોય તો ભલે;
મૃત્યુયે કંઈ પીડાનું ચરણ આખરી નથી.

## એક મોતી વીંધતાં...

### કુમાર જૈમિનિ શાસ્ત્રી

*એક મોતી વીંધતાં રવ સાગરે*
*'કોણ મ્હારો આમ નાતો વિસરે?'*

*છોડવાનું હોય છે જેનું શરણ*
*એ જ નાભિમાં રહે ને નીતરે!*

*સખ્ત જાકારો ન દે પાણી કદી*
*બસ સપાટી પર રહો યા ભીતરે.*

*જળ થવું પણ સાવ સહેલું તો નથી*
*ઉચ્ચ સ્થાને હોય પણ નીચે ઝરે.*

*કોઈ પીંછું હોય છે પક્ષી કને*
*જે ખરે તો ભાર એનો સાંભરે.*

## મળ્યાનું યાદ છે!

### યશવન્ત ત્રિવેદી

*ને પછી તો જિન્દગી ઝળહળ મળ્યાનું યાદ છે!*
*આપણે વરસાદમાં ખળખળ મળ્યાનું યાદ છે!*

*લોકને લાગે ભલે કે હું ત્હને મળવા ચહું*
*એ બહાને હું મ્હને પળપળ મળ્યાનું યાદ છે!*

*કેટલાં વર્ષો સુધી માન્યું ત્હને મળતો રહ્યો*
*પણ તમારી છાંયને છળછળ મળ્યાનું યાદ છે!*

*કેટલાં વર્ષો અરે, ઝાંખા ધુમ્મસની જેમ આ....*
*આંખનાં આ આંસુમાં ટળવળ મળ્યાનું યાદ છે!*

*દર્પણ ઉપર દર્પણોને ગોઠવી જોયા કર્યો*
*આજ લાગે છે ત્હને અટકળ મળ્યાનું યાદ છે!*

*એટલી તો આ તૃષા - કે સાગરો પીતો રહ્યો*
*એટલે તો જિન્દગી! મૃગજળ મળ્યાનું યાદ છે!*

*કોણ આ જડતું ગયું છે આંખને દૃષ્ટિ થકી?*
*સ્થિર આંખે કોઈને સળવળ મળ્યાનું યાદ છે!*

*તું ભલેને દૂર હો ત્યાં આસમાંનીયે ઉપર*
*તોય ભીની આંખને ઝળઝળ મળ્યાનું યાદ છે!*

## ગીત

### રશ્મિ ગોહિલ

*હજુ ધીમે રહીને તું બોલ, પિયુજી*
*હૈયામાં વાગે છે ઢોલ!*

*સ્હેજ મીઠું લાગે સ્હેજ તીખું લાગે,*
*મ્હારે કેમે કરીને કરવી રે રીસ;*
*બૂરો છે આંગળીનો સ્પર્શ, પિયુજી*
*અંગેઅંગ ઊગે છે મોરપિચ્છ.*

*મ્હને હળુ હળુકા તું ખોલ, પિયુજી*
*હૈયામાં વાગે છે ઢોલ!*

*ખુશીની છે મિલનઘડી આ,*
*ખુશી તણો છે ભર્યો માહોલ;*
*ખુશીનાં જ્યાં ઝરણાં ફૂટે*
*ત્યાં આંસુનાં આંકવાં શાં મોલ'*

*મ્હને ફૂલોના ત્રાજવે ન તોલ, પિયુજી*
*હૈયામાં વાગે છે ઢોલ!*

## ગઝલ

### ગુણવન્ત ઉપાધ્યાય

*ઊભા રહીને આપને મળવું અશક્ય છે,*
*ચાલું તો ચાલવાથી ક્યાં પહોંચી શકાય છે?*

*ચાલું તો ચાલવાથી ક્યાં પહોંચી શકાય છે?*
*ઊડું તો પાંખ-આંખને થોડું ભળાય છે?*

*ઊડું તો પાંખ આંખને થોડું ભળાય છે?*
*બેસું તો અંગઅંગથી ફસકી પડાય છે.*

*બેસું તો બેસવાથી જ્યાં ફસકી પડાય છે,*
*ઇચ્છું તો ઇચ્છવાથી શું ઇચ્છી જવાય છે?*

*ઇચ્છું તો ઇચ્છવાથી શું ઇચ્છી જવાય છે?*
*આ સાક્ષીભાવ કેળવ્યો ક્યાં કેળવાય છે?*

*આ સાક્ષીભાવ કેળવ્યો ક્યાં કેળવાય છે?*
*ઉદ્વેગ-અશ્વ એમ ક્યાં નાથ્યો નથાય છે?*

*આ હણહણાટ, ફીણફીણ દરિયો કે, અશ્વ છે?*
*ફીણાંટ ફીકા હોડથી પામ્યો પમાય છે?*

# ચાર ગઝલ

## અશોકપુરી ગોસ્વામી

[૧]

જોઈને ખાતાવહી એણે કહ્યું;
'તું બધા જેવો નથી.' એણે કહ્યું.

'તું રળ્યો; પણ તોય તાલેવન્ત ક્યાં?'
'લખ હવે અક્ષર અઢી.' એણે કહ્યું.

'કોણ છે તું? જાણ તુજ વંશાવલી,'
બાપના જેવું વઢી, એણે કહ્યું.

'ડર ત્હને તેથી જ આપ્યું છે હલેસું.'
નાવની અન્દર રહી, એણે કહ્યું.

'ઝાડ છેડી ઝાડ; શું વળગી રહ્યો છે?'
પાંખમાં લીધા પછી, એણે કહ્યું.

'તું ગઝલ લખ, બસ ગઝલ લખ, લખ ગઝલ,'
એમ થાશે બન્દગી એણે કહ્યું.

'મ્હેં લખી કેવળ, લખાવી ત્હેં ગઝલ,'
'લે કરી દઉં હું સહી એણે કહ્યું.

[૨]

લોક એવી જ રીતે જીવે છે,
સાવ અન્ધાર તોય સીવે છે.

આંખ નીચી કરીને જો પલભર,
ડઙ્ઞ દેનાર ત્હારી ગ્રીવે છે.

એ જ આપી શક્યા છે અજવાળું,
જેમ્ની આંખ ફક્ત દીવે છે.

આયખું એક જામ જેવું છે,
કોઈ ઢોળે છે; કોઈ પીએ છે.

પાંખ છે, એ જ વાત મોટી છે,
તોય તું ચાડિયાથી બ્હીએ છે.

[૩]

ધાવણી અક્ષરોની ધાવું છું,
તોય તે તું ગઝલ લખાવું છું.

એ જ વાતે જુદું પડાયું છે,
આજ જા, કાલ હુંય આવું છું.

બોર ચાખ્યાની આશ છે તો પણ,
કેમ ઠળિયાથી મન મનાવું છું?

તુંય ફૂલોની જેમ મ્હેકે છે,
લે, તને હું ગળે લગાવું છું.

હાથ ઊંચા નથી કરી દીધા,
હાથ ઊંચા ફક્ત ઉઠાવું છું.

જીતનો અર્થ જાય બદલાઈ,
હારને એ રીતે વધાવું છું.

એ જ કરતાલ એ જ કેદારો,
એ જ ગત હું ફરી બજાવું છું.

[૪]

એમ કહેવું પરવડ્યું છે,
ક્યાં કશું પણ આવડ્યું છે?

માછલું જુદા જ જળનું,
જળ મહીં પણ તરફડ્યું છે.

થીગડેથી ઓળખાશું,
થીગડું ભગવું જડ્યું છે.

આંખને મીંચું કે તુર્ત જ;
દ્વાર જાણે ઊઘડ્યું છે.

કેટલું છે અર્થસૂચક,
બાળ જન્મીને રડ્યું છે.

## ત્રણ ગઝલ
## દિલીપ જોશી

### ૧

એમ ગોરમ્ભાય છે મન આખરે વાદળ બની
આપણી અજ્ઞત અભીપ્સા વિસ્તરે વાદળ બની.

પૂર્વથી પાંપણ ઝુકાવી હર દિશા કલરવ કરે,
સાંજ-પગલે સીમ આખી ભાંભરે વાદળ બની.

કોઈ ઉન્માદી હકીકત મર્મવેધક થઈ શકે,
જે કહાણીમાં મ્હને તું સાંભરે વાદળ બની.

ઓસરી ઊછળી પડે બે હાથમાં એરો ધરી,
ઓળખીતું સુખ અચાનક ઝરમરે વાદળ બની.

ક્યાંક તોફાની પવનનું રક્ત રૂપાન્તર થશે,
ક્યાંક આદમખોર ઘટના અવતરે વાદળ બની.

### ૩

જે પ્રગટ હોય તે પોત પકડી શકે
અન્યથા માણસો મૂછ મરડી શકે.

એક આકાશના કૈંક ટુકડા થયા,
આ અહોરાતને કોણ જકડી શકે?

પન્થ વેરાઈને પગ તળે આવતા,
મન-મુસાફિર હવે કેમ લથડી શકે?

નિત ઘૂઘવ્યા કરે જે સમન્દર થઈ,
આરતીમાંય એ શઙ્ખ વગડી શકે.

### ૨

નદી-કાંઠે બેસી નદી ચીતરી છે
મહક માણવા ગુલછડી ચીતરી છે.

હટે કઈ રીતે લોક આજે અહીંથી?
તહમે સહુની નબળી કડી ચીતરી છે.

આ પર્ણો આ વૃક્ષો, આ પથ્થર આ પાણી,
પળેપળ તહમે જિન્દગી ચીતરી છે.

નથી ક્યાંય ચીલા, નથી ક્યાંય રસ્તા
અને હમસફર ચાંદની ચીતરી છે.

ફકત મૌન છે એનો ઉત્તર અનેરો,
શબદ પારની બન્દગી ચીતરી છે.

ઘણાં તથ્યો-તર્કો પરમ પ્રેમ પામ્યાં.
તહમે જ્યાં મજાની છબી ચીતરી છે.

## ગઝલ
## રશ્મિ ગોહિલ

વૃક્ષની છાયા, ફગાવી દે બચ્ચા!
બે'ક પડછાયા, ફગાવી દે બચ્ચા!

બે ઘડીની રમતમાં છૂટે બધું,
મોહ ને માયા, ફગાવી દે બચ્ચા!

એક આત્મા બસ સત્ય છે, લે લખી;
કાચની કાયા, ફગાવી દે બચ્ચા!

એ નહીં સુકાય કો'દી, જો જરી,
ફૂલ કરમાયાં, ફગાવી દે બચ્ચા!

## સ કાલ
### પ્રવીણ ગઢવી

જનમ્યો જો હોત
કાલિદાસ સમયે!

વહ્યા કરતો હોત
સમય અલસગતિ
શાન્ત શિપ્રા જલપ્રવાહ જેમ.

કવિ અ-કવિ હોત
રચ્યો હોત એકાદ શ્લોક.
ભોજે આપ્યું હોત
શિપ્રાતીરે એક ખેતર.
વાવ્યું હોત
મહુડાનું વૃક્ષ ખેતરમધ્ય.

ઊંડા અલસ શ્વાસ માદક
લેતો હોત.
ગણતો હોત
ટપટપ ટપકતાં મહુપુષ્પોને
પ્રાતઃકાલે.
મધ્યાહ્નના રવિકિરણે આથવીને
બનાવી હોત માધવી મઘમઘ.
તરબતર માધવીથી રસબસ
બેઠો હોત
મહુવૃક્ષનું શાખાએ લટકતા ઝમતા
ચન્દ્રને નીરખતો.
શિપ્રાનાં શાન્ત જળે
ટપકતા હોત ટહુકા
સારસયુગલના ટપટપ.
લાવ્યો હોત શિપ્રાને
પાણિગ્રહણ કીર ગૃહદ્વારે.
જતી હોત શિપ્રા
શિરે કુમ્ભ ધરી જલ ભરવા
શિપ્રાતીરે
ક્યારેક સ્મરણ કરતા ભોજ,
'ક્યાં ગયો પેલો એકશ્લોકી કવિ'
મોકલ્યા હોત
કાલિદાસને મુજ ગૃહે અતિથિરૂપે
'કવિ, કેમ ન સર્જ્યું એકે મહાકાવ્ય'
કવિ, હું તો નથી રહ્યો કવિ.
જીવું છું
બસ, બહુવૃક્ષ છાંયે કવિ જેવું!

* રવીન્દ્રનાથની રચનાનું અનુકરણ (વિદાય પણ)

## હાથ પણ બળતો નથી
### હરદ્વાર ગોસ્વામી

કોઈ પણ કારણ વિના સૂરજ કદી ઢળતો નથી
એમ જાસો પણ અચાનક સાંજનો મળતો નથી!

મૌન મઘમઘ લઈ પવન પીંછી ન આવે ત્યાં સુધી,
શબ્દને મળતો નથી, કાગળ તરફ વળતો નથી.

સઞ્ઝ એની હું કરું સ્પર્ધા, હશે ડર એટલે,
એક ક્ષણ માટેય મ્હારામાં સમય ભળતો નથી.

વેદના હું ઢાલવું તો ઢાલવું પણ ક્યાં, કહો!
આયખું અઙ્ગાર છે ને હાથ પણ બળતો નથી!

## વિદાય

**પ્રવીણ ગઢવી**

મિત્રો,
હું તો હવે
રોકાઈ જાઉં છું,
મહુડાના વૃક્ષ નીચે,
થાકી ગયો છું, બસ હવે હું.
નથી ડગ ભરવું આગળ હવે.
નથી ચઢવાં ઉચ્ચ ગિરિશૃંગો મારે.
નાદવતીનો તટ છે.
કાંઠે મહુડાનું વૃક્ષ છે.
અપ્સરાના શ્વેત વસ્ત્ર સમાન જલપ્રવાહે
સ્વૈર વિહરે પ્રશાન્ત જલપક્ષિણીઓ શ્વેત.
ન ઇચ્છું વિજયો કશા.
પરાજિત માની લો મ્હને. મિત્રો.
ન ઇચ્છું શબ્દયશ.
અપ્રથિતયશ કવિ સ્વીકારો મ્હને
મિત્રો,
હું તો હવે
રોકાઈ જાઉં છું,
મહુડાના વૃક્ષ નીચે.
જલબિન્દુ જેમ ટપકતાં માદકપુષ્પ ગણ્યા કરીશ.
વીણ્યા કરીશ.
સ્વાદસુગન્ધ આસવે રહીશ મત્ત સદા.

## સોનકબૂતર

**હરબન્સ પટેલ 'તન્હા'**

અલકમલક અજવાળાં લઈને, સોનકબૂતર આવ્યું
આવ્યું આવ્યું અઢળક આવ્યું
નાજુક નમણું નહણક આવ્યું
અચરજ મોતી લીલું મોતી લાલ કરીને લાવ્યું...

અન્દર ઊડ્યું ઉપર ઊડ્યું
ઉડ ઉડ ઉડ ઉડ ઊંચે ઊડ્યું
મનગુમ્બજમાં બેઠું બેઠું સ્નેહસ્મરણ છલકાવ્યું...

સોનકબૂતર ઘૂ....ઘૂ....ઘૂ....ઘૂ...
ઘામર ઘૂમ્મર ઘૂ...ઘૂ...ઘૂ...ઘૂ...

ફાગણિયા ફૂલોએ ઉપવન શોચ કરી મહેંકાવ્યું....

ચકમક આંખો પીળી પાંખો
ભૂરાં શમણાં લીલાં હમણાં
સિન્દૂરી ભાષામાં ખોલે
ભેદભરમ કૈં નમણાં નમણાં
ચમક ચમક ચાંચોમાં ચિઠ્ઠી, ચિઠ્ઠી કોઈની લાવ્યું...

## ડરતા નથી

**ભરત પટેલ**

દર્દના આઘાતથી ડરતા નથી,
આંખથી આંસુ હવે સરતાં નથી.

ઝરણા એની હવે શા કામની,
જે હસીને વાત પણ કરતા નથી.

કેમ આવું હું ત્હમારા ઘર સુધી,
દૂરતાને આપણી રસ્તા નથી.

એમણે ખોટી કબર મ્હારી છતાં,
લાશને મ્હારી વગે કરતા નથી.

ઓરતા વિશે કહેવું શું 'ભરત'
જે બળીને રાખ થઈ શકતા નથી.'

## બે ગઝલ
### કુમાર જૈમિનિ શાસ્ત્રી

(૧)

રોજ લીલી કામનાના ધણ ઉપર,
ઘાસ કે ઝાકળ થવાનું રણ ઉપર.

ચોકડી ને શૂનથી કિલ્લા રચ્યા
આંકડા વ્યાપક થયા આંગણ ઉપર.

ગીતનો ચારો ધરી દો ચાંચને
એક ટૌકો નીતર્યો છે ચણ ઉપર.

સ્થિરતાનો વ્હેમ છે સમ્ભારણાં
સજ્જ કાયમ એક, બે ને ત્રણ ઉપર.

પુષ્પ કેવાં શેખચલ્લી હોય છે?
મ્હેકના મ્હેલો હવાના કણ ઉપર.

કોઈ સરનામા વગર કાગળ લખે
સ્થાન પણ કોરું મળે પ્રેષણ ઉપર.

એક પરવાનો અને બીજી શમા
બસ વતેસર વાતનું બે જણ ઉપર.

(૨)

બહાર હું, ને હું જ અન્દર
જેમ પુરુ ને સિકન્દર

ક્યાં બધાં માણસ થયાં છે?
રૈ ગયાં છે તીન બન્દર!

હાથ ગીતા પર ન મૂકો
ચીખશે સાતે સમન્દર.

નામ ઘૂંટું છું ત્હમારું
કે લખું છું આભ-ચન્દર?

આપણે તો નભ થવું છે
સૂર્ય ક્યાં છે બાર-પન્દર?

## તરત
### દિનકર 'પથિક'

કોઈ છલના આવકારી મ્હેં તરત
ખોલી નાખી બન્ધ બારી મ્હેં તરત

કેમ લાગ્યું ઓસ જેવું એ મ્હને?
આંસુ જોયું ધારી ધારી મ્હેં તરત

કરગર્યો છું શ્વાસને હું કેટલો?
છેવટે છોડી'તી યારી મ્હેં તરત.

તું ય ખુદ છે કેદ રણમાં ઝાંઝવા!
એમ કહી પાંખો પ્રસારી મ્હેં તરત

ક્યાં પ્રણયનો ત્હેં કહ્યું, ઉલ્લેખ છે?
ને ગઝલ પાછી મઠારી મ્હેં તરત

## સ્વ. પ્રિયકાન્તનાં કાવ્યો વાંચતાં
### દુર્ગેશ ન. ભટ્ટ

ઘટ ઘટ પાયા ઘૂંટ તેં અમિયલ ત્હારી આંખ,
નભ પછી ઊડાવિયાં નહીં બીડાતી પાંખ.
ફૂલની ફાંટેફાંટમાં સુગન્ધ દરિયો લાવ્યો.
પવને બાંધી પ્રીતડી, ઝાલ્યો નહીં ઝલાયો.
ફૂલની નૈયા લઈ સર્યો હૃદય-હૃદયને પૂર,
નકશી કીધ અવકાશમાં ચન્દ્રકિરણને સૂર.
વસન્ત વાતો સાંભળી લયને સરવે કાન.
ક્ષણની સળીએ આંજતો નેણ, ખૂલે સૌ સાન
ઝૂકે આખું આભ આ ફહાન તણું લઈ રૂપ,
સોડ લપાતી આંજતી રાધા-વીજ અનૂપ
મોરપિચ્છના આભમાં રજ્જ ઉમેર્યા ઓર,
સ્પર્શીલી તુજ વાતમાં ભીંજે ન માત્ર નઠોર.

## કર્તવ્ય

**દુર્ગેશ ન. ભટ્ટ**

લઈ
ખુમારી ત્હારી
મ્હારું ઢળતું ઢળતું
જીવન
આખર
પતીતને આલિઙ્ગન આપી,
સ્નેહ થકી ભીંજાવી,
ત્હેં બક્ષેલ ખુમારી
પાછી ત્હેને બક્ષે?
એવું કદીક
હુંથી થાય?
શિખરો પરથી
વ્હેતું વ્હેતું
નાજુક ઝરણું
ઊંડી ખીણ વિશે જઈ,
હોંશે ત્હેં દીધેલું કામ કરીને
સદીઓ સુણી ધરા પરાઈ ભીંજવી દઈને
ધન્ય ધન્ય થઈ જાય!
એવો દિવસ કદી જો આવે!
એવી ઘડી કદી જો આવે!

## જો

**શ્યામસુન્દર રખિયાણિયા**

ચોતરફ છે એકલો અન્ધાર, જો.
તે છતાં દેખાય છે આકાર; જો.

શ્વાસ સરખું પણ પરાયું છે અહીં;
જીવવું પણ કેટલું લાચાર ; જો.

રક્ત બાળું તો બળે છે દીવડો;
દૂર ક્યાં છે તે છતાં અન્ધાર! જો.

બાગમાં કાયમ જવાનું થાય છે;
ફોરમોથી થૈ ગયો છે પ્યાર; જો.

ભેદ સઘળા પામશે તું સામટા;
તું કદી તો આ ક્ષણોની પાર જો.

છે પવનમાં આટલો પમરાટ કાં?
કોણ આવ્યું છે જરા તો બ્હાર જો!

## માણસ અમે

**શ્યામસુન્દર રખિયાણિયા**

દૂરના કે પાસના માણસ અમે.
ભીતરી આવાસના માણસ અમે.

ઝાંઝવાના દેશમાં ભૂલા પડ્યા;
જન્મભરની પ્યારના માણસ અમે.

શોધવાને નીકળ્યા'તા જિન્દગી;
કાયમી વનવાસના માણસ અમે.

મોકલો ના પાનખરને આ તરફ;
આ તરફ મધુમાસના માણસ અમે.

દૂરતાની વાત કરશો ના કદી.
શ્વાસના સહવાસના માણસ અમે.

જાતને પૂછ્યા પછી પણ પૂછજે;
આખરી વિશ્વાસના માણસ અમે.

## મોસમ બનીને
### મનીષ પરમાર

*કોઈ અક્ષર આવશે ફોરમ બનીને,*
*પત્ર ત્હારો વાંચતો મોસમ બનીને.*
*એ જ ત્હારા સ્પર્શનો મહિમા કરું છું,*
*તું ઊભી છે હાથમાં રેશમ બનીને.*

*ક્યારનો વરસાદ તો થમ્ભી ગયો છે,*
*ઘેરતો'તો સાદ લીલોછમ બનીને.*

*સૂર્ય ફૂલેફૂલ ફરતો રોજના પણ*
*એકધારો હું બળું શબનમ બનીને.*

*છાતીએ પથ્થર પડ્યા જેવું થયું છે,*
*આવતા'તા શ્વાસ ભારેખમ બનીને.*

## જીવી જવાશે
### મનીષ પરમાર

*શ્વાસ ઊંડે તળ મળે જીવી જવાશે,*
*ફૂલ પર ઝાકળ મળે જીવી જવાશે.*

*જિન્દગી મ્હારા દુ:ખોનો છાંયડો છે,*
*શક્યતાની પળ મળે જીવી જવાશે.*

*અન્ધકારો ચોતરફ દીવાલ જેવા*
*ઝળના ઝળહળ મળે જીવી જવાશે.*

*બસ ત્હને ભૂલી જવાના માર્ગ વચ્ચે*
*આખરે કાગળ મળે જીવી જવાશે.*

*એકલો પડતાં મ્હને ઘેરી વળે રણ,*
*ઝાંઝવાનું જળ મળે જીવી જવાશે.*

## બે ગઝલ
### સુરેશ એન. ઝવેરી, 'બેફિકર'

*(૧)*

*કબરમાં પણ જખમ આપી જશે લોકો,*
*નજીકમાં ઝાડને વાવી જશે લોકો.*

*અગર તુજ દર્દને જાણી જશે લોકો,*
*નસો દુ:ખતી, બધી દાબી જશે લોકો.*

*અગર છે માર્ગ, કણ્ટકથી ભરેલો ત્યાં,*
*પડેલી લાશ પર ચાલી જશે લોકો.*

*થશે ચર્ચા કદી જો ઘાવની મ્હારા,*
*ત્હમારાં નામને ધારી જશે લોકો.*

*નહીં એમાં મળે રસ એમને જ્યારે,*
*હવનમાં હાડકાં નાખી જશે લોકો.*

*ત્હમે લીધું નથી, જ્યાં નામ મરવાનું,*
*કફનના માપને માપી જશે લોકો.*

*(૨)*

*ગઝલના શબ્દને ખેંચી રહ્યું છે, કોણ આ રીતે?*
*ગઝલના મર્મને ભેદી રહ્યું છે, કોણ આ રીતે?*

*રચું છું જેમ આગળ, એમ એમાં કેફ આવે છે,*
*ગઝલના જામમાં બેસી રહ્યું છે, કોણ આ રીતે?*

*કદી છે શૂળની ભાષા, કદી છે ફૂલની ભાષા,*
*ગઝલના છન્દમાં બહેકી રહ્યું છે, કોણ આ રીતે?*

*કળી જેવું પ્રથમ લાગે, પછી તો ફૂલ જેવું પણ,*
*ગઝલના ગર્ભમાં મહેકી રહ્યું છે, કો આ રીતે?*

*ગઝલ મીઠી ધરું તો "બેફિકર" તે જાન પણ આપે,*
*ગઝલના શ્વાસને ભેટી રહ્યું છે, કોણ આ રીતે?*

# તું વિચિ

## પ્રફુલ્લ રાવલ

કાલે સવારે
જ
જાણ્યું
કે
તું
મેષ નહીં
વૃષભ રાશિનું
સન્તાન છું
ત્યારથી
મ્હેં
આદરી છે
શોધ
ત્હારા નવા નામની.
તું માત્ર
આજની ઉષા નથી,
તું તો છું ઉપાસના,
પ્રત્યેક નવા વર્ષની
વાર્તિકા છું.
એટલે જ
ત્હને
બન્દગી કહેવાનું ગમે
ક્યારેક
બેલા કહું
તો
ક્યારેક બહુલા
પણ
ત્હને
નથી કહેવી બલાકા
કે
નથી કહેવી બંસરી
તું ક્યાં માત્ર બિન્દુ છું!
તું હૃદયે છું સિન્ધુ
ત્હને માનું બન્દીશ
તું જ વૈખરી
તું જ ભાવવાહી વાણી
ક્યારેક તું વિનમ્રા
તો
ક્યારેક વિજયા
તો
પછી
ક્યારેક વિક્ષુબ્ધા
ક્યારેક નરી વત્સલા
છતાંય
તું અસલ છું વિમલ વનિતા
એથી જ સરે શબ્દ વિમલા
નથી તું વેદના
કેમ કહું ત્હને વિરૂપા!
નથી તું વનમાં વલવલતી વૈદર્ભી
નથી તું વહેતી વિપાશા
તું તો છું સ્નેહી વિપુલા
ક્યારેક તું વાસન્તી ફરફર
ક્યારેક તું વાગીશા
વલ્લરિ કહું તો વીંટળાઈ જઈશ
વન્દિતા કહું તો નમી જઈશ.
તું જ વિષ્ટિ
તું જ વાદિની
સ્નેહની વાર્તિકા તું
વાસ્તવિક વાર્તા તું
ત્હને વીથિ નહીં કહું
ત્હને વિતસ્તા નહીં કહું
નથી તું વિભક્ત
છતાંય
કહું ત્હને વિભક્તિ
ન તું વિરતિ
ન તું વિભાજિતા
તું તો છું
જીવનને ઉજાળતી વિભા
એથી જ મમ ઊર્જા
ત્હને ઉપજાતિ કહું
કે
કહું ઉલ્કા;
ઉર્વશી તો છું જ
ને ઊછળતી ઊર્મિ જ તું
એથી કહું ત્હને
ઉમઙ્ગી
ત્હારી હૂંફ
સદૈવ મળતી રહી
ફળતી રહી
બની રહી
તું
ઉષ્મા
ત્હારી ઉલ્લાસિતાએ
લાગતી
તું
વિચિ
અડકે કાંઠાને
અને
વળી
કાંઠાથી દૂર.

# બે ગઝલ

## લલિત ત્રિવેદી

### ૧

આપણી આડા ધુમાડા રોજ વધતા જાય છે
પ્રાણવાયુ પર કુહાડા રોજ વધતા જાય છે.

આ નગરના ધમપછાડા રોજ વધતા જાય છે
ઈંટના ધાડા ને ધાડા રોજ વધતા જાય છે.

મૂળ લગ પ્રસરી ગઈ જીવાત માટીમાં હવે
ઠેઠ ઘરેઘરમાં સીમાડા રોજ વધતા જાય છે.

હોય રોજિન્દો દિવસ તહેવાર યા કોઈ રજા
એકસરખા રાતદહાડા રોજ વધતા જાય છે.

નીર ને નીરણનાં રણ આવી ગયાં છે આંગણે
ખાટલે થાકેલ ગાડાં રોજ વધતાં જાય છે.

જો ફરી ભેગા કરી જોડો તો જુદો જણ બને
ટુકડા આ ઊભા ને આડા રોજ વધતા જાય છે.

વાયુ મારા માર્ગ વચ્ચેથી હજી ખસતો નથી,
કોના આવા બૂમબરાડા રોજ વધતા જાય છે?

### ૨

વિશ્વ થાતું જાય ઝાંખું એટલું પૂરતું નથી
પોપચાં હું બંધ રાખું એટલું પૂરતું નથી.

એક આખો બાગ અન્દરથી ઊઘડવો જોઈએ
બારણું એકે ન વાખું એટલું પૂરતું નથી.

લાક્ષણિકતા પણ અમુક ક્રિયામાં હોવી જોઈએ
ગાલે હો એકાદ લાખું એટલું પૂરતું નથી.

સિંહ પણ પ્રતિબદ્ધ થોડા જોઈએ આ શહેરમાં
હું પ્રામાણિકતા જ દાખું એટલું પૂરતું નથી.

સાથે સાથે ક્યાં છે સ્નાયુબદ્ધ ને કાતિલ નજર?
કોઈ બેઅદબી ન સાંખું એટલું પૂરતું નથી.

એક પથ્થરને અડું તો જીવતી વ્યક્તિ મળે
બોર શબરીનાં જ ચાખું એટલું પૂરતું નથી.

# ધૂળધાણી છે

## અઝીઝ ટંકારવી

રક્ત ટપકે અહીં કમાણી છે,
કોઈ છો તરફડે, ઉજાણી છે.

આપણું બોલવું નિરર્થક છે,
એમનું મૌન એ જ વાણી છે.

ધૂળધાણી જ જેની મિલ્કત છે,
એનું જીવવું જ ધૂળધાણી છે.

અન્યની આંખ લૂછતો રે'જે
એમની આંખ પાંણી પાણી છે.

એક ફદિયુંય ના રહ્યું ગજવે,
આપણી એ જ તો કમાણી છે!

# આથમી જતા

## હર્ષદ ચન્દારાણા

હાથ ડાળી સમું નમી જાતા
સ્પર્શનાં ફૂલ બહુ ગમી જાતાં.

એક મેદાન જેવું ખુલ્લું જોઈને
મન મહીં કૈં સ્મરણ રમી જાતાં.

વાંક વિના અમે, અબોલાના
હસતા-હસતા જખમ ખમી જાતા.

કાંગરે કાંગરા ધરાશાયી
પથ્થરો પાયે, કમકમી જાતા.

કાળનાં જળ મહીં થતાં રહેતાં
શ્વાસનાં આ વમળ શમી જાતાં.

સૂર્ય હોવા છતાંય અન્ધારું!
આદમી એક આથમી જાતા.

## બે લઘુકાવ્યો

### ફિલિપ કલાર્ક

(૧)

કાંટા
ક્યારેય
સામેથી વાગતા નથી
આપણે
જાણી જોઈને
વાગીએ છીએ
કાંટાને.

(૨)

બન્ધ બારણે
ક્યારેક
થઈ જતાં
હોય છે
વિશ્વદર્શન
એક બુન્દ
પાણીમાં
ક્યારેક
ઘૂઘવતો હોય
છે દરિયો.

## નીકળતા જઈએ

### મુકબિલ કુરેશી

ચાલને આપણે મળતા જઈએ,
એકબીજા મહીં ભળતા જઈએ.
સીધા માર્ગે આગળ જઈએ,
વાંક આવે તો વળતા જઈએ.

એમ ઊભા છીએ અક્કડ થઈને,
ઢાળ આવે તો ઢળતા જઈએ.

જાણે બેહોશ થઈ સૂતા છીએ,
તું જગાડે સળવળતા જઈએ.

ના જીવનમાં તિમિર જેવું છે,
રોજ સૂરજ સમા નીકળતા જઈએ.

એમ તો ભાન છે બધું અમને,
તારી ઇચ્છાને કળતા જઈએ.

એમ બુદ્ધિ અમારી સાબૂત છે,
કો' ઇશારે ના ચળતા જઈએ.

વ્યાપી જાશે શીતળતા અઙ્ગેઅઙ્ગ,
ચાલ વરસાદમાં પલળતા જઈએ.

પ્યાસ શું ચીજ છે સમજી જાશું
રણમાં મુકબિલ ટળવળતા જઈએ.

## મોસમ છે ફાગણ

### પ્રણવ પંડ્યા

ચહું કે જીવનને સદા ફાગ લાગે,
અને કેસૂડાની મીઠી આગ લાગે.

અનાયાસ કોઈ કળી ઊઘડે ને
અચાનક અગાસી ઝીણો બાગ લાગે.

બધીયે ખમીસોના કોલર વિચારે
કે ક્યારે કો' પિચકારીથી દાગ લાગે!

ભરી સુક્કા શ્વાસોમાં અઢળક ઉમઙ્ગો
સતત હોઠમાંથી મીઠા રાગ લાગે.

ત્વચાઓ વીંછળવાની મોસમ છે ફાગણ
જુઓ આપના હિસ્સે કયો ભાગ લાગે!

## સડતું જાય છે

### નટવર વ્યાસ

ભલે ગાડું ગબડતું જાય છે
બધું યે ઝટ બગડતું જાય છે.

નજરમાં એ નહિ આવી શકે
સતત ભીતર જે સડતું જાય છે•

નશામાં છે જગત આખુંય આ,
વિના કારણ ઝઘડતું જાય છે.

મલમપટ્ટા કર્યેથી શું વળે?
દરદ અન્દર વકરતું જાય છે.

અવાચક છે બધા યે ઉત્તરો
ફક્ત અશ્રુ દદડતું જાય છે!

## બે ગઝલ

**પ્રફુલ્લ નાણાવટી**

### ૧

*કહો તો કહી દઉં બધી વાત પૂરી*
*અને જો ચહો તો એ રાખું અધૂરી.*

*જરા સરખા સ્વનોયે પડઘો પડે છે*
*જરૂરી છે શ્રદ્ધાને સાથે સબૂરી.*

*અમે ક્યાં પીડાને પરાઈ ગણી છે*
*અમે સાચવી છે એ ઢાંકીઢબૂરી.*

*નયન સાવ કોરાં નથી શોભતાં કૈં*
*નયનમાં હરખનાં એ આંસુ જરૂરી.*

*તમારે તો ખુશ્બૂ ને ખુશ્બૂ જ ખુશ્બૂ*
*અમારી કથા તો હતી ખટમધુરી.*

### ૨

*કેટલી કપરી ક્ષણો ત્યાં કોતરી*
*રાતને ધોળે દિવસ મેં નોતરી!*

*સંઘ ભેળું ચાલવું સહેલું નથી*
*જાતને નાહક અમે ત્યાં જોતરી.*

*એ અવસ્થા અણસમજની હોય છે*
*હોય સમજણ જેમની આગોતરી.*

*લુપ્ત સરવાણી વગર કૈં હોય નહિ*
*પાનખરમાં આટલી લીલોતરી.*

*શબ્દનો મઝળ ધ્વનિ જો સાંપડે*
*તો લખું એકાદ હું કંકોતરી.*

## આઈ કાર્ડમાં

**અશોક ચાવડા "બેદિલ"**

*જે એકલો ઝૂર્યા કરે છે આઈકાર્ડમાં*
*મળવા જઉં તો એ મળે છે ભીડભાડમાં.*

*એકેક દીવાલો ખરે છે રેત રેત થઈ*
*તૂટ્યા પ્રથમ તો કંકુના થાપા કમાડમાં.*

*કરવા નિવારણ જાઉં તો બમણું થઈ જવું*
*તું દર્દ એવું દઈ ગઈ છે લાડલાડમાં.*

*બે હાથની ડાળી ઉપર છે પર્ણ આંગળી*
*હોવાપણું મારું અગર બદલાય ઝાડમાં.*

*દફનાવવાની ના ઉતાવળ ડાઘુઓ કરો*
*"બેદિલ" હવે જીવી રહ્યો મરવાની આડમાં.*

## 'ના કંઈ એવું ખાસ!'

**યાકૂબ પરમાર**

*કૂવાકાંઠે આંખની, તૂટી જાતી પાળ,*
*સરવાણીને જોઈને, જળને પડતી ફાળ.*

*રડતાં રાતાં પાણીએ. વિતાવી છે રાત,*
*સવાર પડતાં સૂર્યની, આંખોમાં બિછાત.*

*પિયર ઘરની લીમડી, પોશ ભરીને રોઈ,*
*શણગારેલી વેલડી, હળવે જાતી જોઈ.*

*બચપણથી રાખ્યો નથી. ડૂસકાંનો હિસાબ,*
*કેમ કરી ભરશું હવે, આંસુની કિતાબ?*

*આંખો આ દદડી પડી, હૈયું પણ ઉદાસ,*
*પૂછ્યું તો બોલી પડ્યાં, 'ના કંઈ એવું ખાસ!'*

## કેમ વીસરે....

(વિષમ અનુષ્ટુપ)

**શમ્ભુપ્રસાદ જોશી**

વૃક્ષ આ પીપળા કેરું
મને યાદ અપાવતું
માહરા બાલ્યની પળો!
ડાળીએ ડાળીએ ફૂટે
હજીયે કૂંપળો હેરી
ઊડતાં પોપટાં કેરી
મધુરા કલશોરથી
આભને છલકાવતી!

આજેયે છાંયમાં એની
અશ્વયાન પડ્યું જુઓ
ભાંગલું કાળથી ગ્રસ્ત
સર્વ કો'થી ઉપેક્ષિત!
(યન્ત્રનો યુગ શું એને
લૈ જશે વિસ્મયગૃહે?)

સળવળે દિવસો એ શા
અદ્યાપિ સ્મૃતિસન્દૂકે:
છુક્છુક્ ગાડી હતી કેવી –
(નામશેષ ભલે આજે)
જોઈ લો દોડતી પરી!
સ્ટેશને ઊતરી તુર્ત
ઇશારે હણહણાટીના
પટોપટ્ બેસી જાતાં'તાં
કૌતુકે અશ્વગાડીમાં
ચાલતી પૂરવેગે શી!
ગામની કેં નવાજૂની
થાકીએ સુણતાં નાહીં
ગાડીકાકા ઉવાચ જે...

પાદરે ગામના વ્હેતી
નદીમાં થૈ જતાં અહો
સ્પર્શ શીકર કેરો શો
હર્ષની ચીખ પ્રેરતો
અને ટાવરના ડન્કા
રણઝણે રોમરોમમાં!

આજે છોને મળે જોવા આ બધું ક્યાંય ના અરે.
ગાડીકાકા! તણા વૃદ્ધ વદને વાંચી લૌં ખરે!

## નજાકત નડી છે

**સુલતાન લોખણ્ડવાલા**

જગતની હવે ક્યાં મને કંઈ પડી છે,
મને તો તમારી નજર સાંપડી છે.

નથી વાંક મારી નજરનો જરા પણ;
તમારી જ તમને નજાકત નડી છે.

એ શમણાંને બોલાવ હમણાં ને હમણાં;
હવે આંખમાં ખૂબ નીંદર ચડી છે.

આંખોમાં તું છે ને શ્વાસોમાં તું છે;
ઉપાધિ છે મીઠી અને બેવડી છે.

જરા આંખ મીંચો તો સમજાઈ જાશે;
આ દુનિયા છે કેવી અને કેવડી છે.

## સાહિબ

### શૈલેશ ટેવાણી

(૧)

ફેલાઈને પડ્યું છે બધું બાંધજો સાહિબ.
વિખરાઈ જાઉં તે પળે તો સાહજો સાહિબ.

ચાલે તો ચલાવીશું ફરી આપણાં કદમ.
વિરામ કદી 'રામ'ને હોઈ શકે સાહિબ?

તૂટવાની હર ક્ષણોને જોડી દઉં ફરી.
તો લાગતું અખણ્ડ છે તૂટ્યું'તું ક્યાં સાહિબ?

જે નિર્મળો નખશિખ છે તે હું નથી – થતું.
તો મેલોદાટ છે તે નથી શુદ્ધ શું સાહિબ?

હમણાં જ આપ આવશો, ઘર ખટખટાવશો.
ભ્રમણાને નહીં હોય કશું સત્ય શું સાહિબ?

(૨)

સાહિબ છે તો એમનો વિકલ્પ છે સાહિબ.
સઘળી સમજનો અર્થ સીધો એ જ છે સાહિબ.

સમજો તો ના સમજાય છે સમજણમાં સોંસરું.
સરલ સહજ જે હોય છે તે ગૂઢ છે સાહિબ.

તરતમાં એમ લાગે કે સમ્પૂર્ણ સત્ય આ.
વળતું તરત સૂઝે કે હજુ અન્ય છે સાહિબ.

પરદો હટાવીએ તો એ સામે જ છે ઊભા.
ને આમ જુઓ તો કદી ક્યાં હોય છે સાહિબ !

સૂણો તો એક સૂર છે સૂરતા મહીં સતત.
મૂંગાં રહો તો મૌનમાં ધબકી રહે સાહિબ.

(૩)

હું હોઉં છું તો અન્યની ગરજ નથી સાહિબ.
આ અન્ય છે તે હું જ શું હોતો નથી સાહિબ

મારો જ વેશ આમ મને છેહ દઈ જશે.
આ હું રહ્યો તે માત્ર શું હું દેહ છું સાહિબ ?

ભૂલી અને નીકળ્યો હતો ગામ ને પ્રદેશ.
રસ્તે મને મળી ગયો શું હું જ તે સાહિબ ?

તોડું તો તોડી દઈ શકું તડાકમાં જ વિશ્વ.
કરચ બધી બીજી પળે શોધું છું હું સાહિબ.

થાકું તો તમે છો જ એવું મન મનાવતો.
નીકળું છું તે દિશામાં નહીં હોય શું સાહિબ?

## ફૂલ સાથે ડાળ આખી

### હરદ્વાર ગોસ્વામી

ફૂલ સાથે ડાળ આખી આ ખરી ..
પાનખરની છે પરીક્ષા આખરી!

મીણની જેવી હતી ને ઓગળી.
સૂર્ય સામે આંગળી ક્ષણભર ધરી.

છું વજ્ર જેવો ને વળી ખેંચાઉં છું.
તવ સ્મરણના ચુમ્બકે ભારે કરી!

ને ગગન જેવો હું પહોળો થઈ ગયો.
જ્યાં હવા અસ્તિત્વના ફુગ્ગે ભરી!

દરજી છે મન એ મને ન્હોતી ખબર
ઝઘ્નના હરએક નિર્મમ વેતરી!

એક અણમાનીતી રાણી જેવી પીડ.
જન્મમાં 'હરદ્વાર' સાથે અવતરી!

## પ્રવાસી અને બાળકો

**બાળકો** : કહો પ્રવાસી, ક્યાંથી આવ્યા?
**પ્રવાસી** : લખચોર્યાશી.
**બાળ.** : હવે જવું ક્યાં?
**પ્ર.** : ગઙ્ગા કાશી.
**બાળ.** : આવો અહીંયાં
નીચે મૂકી ખભા ઉપરનો ભારો
થાક ઉતારો.
**પ્ર.** : જરા વિસામો
પણ પછી મારગ સામો.
કહો બટુક મનમોજે રમતાં
મધુર વેણથી સહેજે ગમતાં
કોનું છે આ ગામ, ધામ
ને શું છે એનું નામ?
**બાળ.** : હરસિઙ્ગાર
**પ્ર.** : પ્રભાતી ધવલ
ફૂલકોમલ તણી બૌછાર.
**બાળ.** : લીજિયે પાણી
લીજિયે ગોળપાપડી ધાણી.
**પ્ર.** : અહો પ્રેમની ઝાંખી
: મ્હારી બેઉ ભૂખ ગઈ ભાંગી.
**બાળ.** : તમે જઈને ગઙ્ગાજીમાં
દીવો મૂકશો તરતો
ખરુંને!
અમે આપીએ પૈસો
એનો એક બીજો પણ
કરશો સઙ્ગે સરતો.

## ખિસકોલી

**રાજેન્દ્ર શાહ**

આ ખિસકોલી
પાછળના બે પગ પર બેઠી
પીઠ વળેલી
જેથી લાગે ડોશી જેવી
આગળના બે પગના જાણે હાથ કરીને
ભોંય પડેલો દાણો લઈને
ખાતી ફોલી ફોલી.

આ ખિસકોલી
નજર ચૂકવી ઘરમાં પેસી જાય
અને ત્યાં ઊંચું નીચું કરી ઢાંકણું
મળી ગયું તે ખાય
જરા અવાજે છટકી આવે
કટરબટર કંઈ ગાવા લાગે
પેટ-પડ્યું વાગોળી.

આ ખિસકોલી
ખરે બપોરે
બા થાકેલી ઘરમાં ઘોરે
ત્યારે હીંચકે લઈ હિલોળા
અમે ટીખળી છોરાં
એની સામે કંઈ ગતકડે
કણ્ઠ રહીએ ખોલી.

## અળવીતરી

રાજેન્દ્ર શાહ

બા....!
જોને આ અળવીતરી,
જોને મ્હારી નોટમહીં
એ શુનું શું રહી ચીતરી!
ઊભા આડા ગોળગોળ કંઈ
લીટા એણે તાણ્યા,
ઉપરથી ને નીચે સુધી
ભરચક એણે આણ્યા.
મ્હારી નોટનાં પાનાં...
હાથમહીંથી પેનસિલ હું
જઉં લેવાને માટે,
જરા મચક ના આપે
છોડે નહીં ને ઘાંટા પાડે.
કંઈક હું તોરથી કહું તો રડવા લાગે
આંખ રહે નીતરી;
બા, એને વારીને લઈ લે પેન મુજ તું
કહીને વ્હાલી દીકરી.

## વસન્ત આવી / "જગતમિત્ર"

વસન્ત આવી વસન્ત, રે ભાઈ, વસન્ત આવી.
નચન્ત આવી વસન્ત, રે ભાઈ, વસન્ત આવી.
માનવીઓના ઉરમાં આવી આનન્દોની ભરતી,
ડૂબકડૈયા કરવા લાગી ચેતનપૂરમાં ધરતી.
ધસન્ત આવી પવન બની ભાઈ, વસન્ત આવી.
હસન્ત આવી ફૂલો બની ભાઈ, વસન્ત આવી.
કેસૂડાંનાં છોગાં પહેરી ફાગ બનીને ગાતી,
નમણી નાગરવેલી પર એ મસ્તીમાં મલકાતી.
નચન્ત આવી ફાગણ બની ભાઈ, વસન્ત આવી.
હસન્ત આવી વસન્ત, રે ભાઈ, વસન્ત આવી.
કોયલકણ્ઠે કૂજન કેલી કરતી કાલી કાલી,
વરણાગીની વાતો એની લાગે વ્હાલી વ્હાલી.
હસન્ત આવી વસન્ત, રે ભાઈ, વસન્ત આવી.
નચન્ત આવી વસન્ત, રે ભાઈ, વસન્ત આવી.

## રમીએ હોળી / "જગતમિત્ર"

*આજે તો રમીએ હોળી હોળી.*
*હાલો સૌ બાલુડાં,*
*હાલો સૌ ભાઈબેન,*
*મસ્તીમાં ખેલીએ હોળી હોળી!*
*રઙ્ગભરી પિચકારી લેજો સઙ્ગાથે,*
*મોટાંને રઙ્ગીએ ખોળી ખોળી,*
*આજે તો રમીએ હોળી હોળી!*
*ભૂલીને સઙ્ગ ના પડીએ વિખૂટાં,*
*થઈને સૌ ફરીએ ટોળી ટોળી.*
*ઉમઙ્ગ રમીએ હોળી હોળી!*
*ઘેરૈયાં થઈને, ઘેરઘેર જઈને*
*છેતરીએ માવડીઓ ભોળી ભોળી.*
*આજે તો રમીએ હોળી હોળી!*
*મેલા ગન્ધાતા હૈયાના મેલને*
*હોળીમાં નાખીએ ચોળી ચોળી.*
*રમીએ ગુલતાન થઈ હોળી હોળી!*

## દિવ્ય વ્યાધ

અનુ. રાજેન્દ્ર શાહ

(The Hound of Heaven: By Fromeis Thomson)

*(ચાલ: કટાવ-લાવણીની)*

*હું એનાથી દૂર દૂર જઉં દોડી, દોડું રાત દિવસ વણથમ્ભયો નીચે નીચે,*
*હું એનાથી દૂર દૂર જઉં દોડી, દોડું મન મ્હારાના ગહન મારગે ઉંડરો;*
*અને સતત ઉપહાસે*
*રહું છુપાઈ આંસુની ઝળઝળિયા કુહેલિકામાં.*
*નાસું છું હું આશાકેરા પરિદૃશ્યને જોતો,*
*અને શીઘ્ર ત્યાં વેગે હું પટકાતો*
*નીચે ભીમકાય ભયઘેરાં અન્ધારાંમાં.*
*એનાથી, એ પ્રબલ ચરણ જે આવે મ્હારી પાછળ પીછો કરતાં...*
*પણ તે પીછો ત્વરા વગરનો,*
*એવો અનાકુલ પગલાંનો*
*જેની ચાલ સુયોજિત ને અનુરોધ પ્રતાપી.*
*એનો એ થડકાર, અને ત્યાં વળી એક અવાજે*
*પદરવથીયે ઘણો અધિક જે પાસે*
*(કહ્યું) "જે જાય ત્યજીને મ્હને, ત્હને તે ત્યજે સકળ જગસાથી."*

*મ્હેં પ્રેમતન્તુએ ગૂંથી એવી લાલ જવનિકા દીધ –*
*ઘણાયે વાતાયનથી ભર ઉત્સાહે*
*વાદ વિધિવિદ્રોહ સમા કંઈ કીધ*
*(કેમ કે, પાછળ મ્હારી આવે એની પ્રીત*
*જાણતો છતાં ઘણો ભયભીત –*
*એવું ના બને, હું એને પામું ને ના રહે કશું મુજ પાસે.)*
*પરન્તુ એક ન્હાની બારી જો ખોલી દીધ હશે તો*
*એના આવનના વેગે તે વિરોધમાં ટકરાશે.*
*પ્રેમ જાણતો કરતાં રહેવું; ભય ન ટાળવું જાણે.*
*એનાથી સંસાર સીમની પાર સર્યો હું દૂર*
*સુરક્ષા કાજ તારિકા તણા સ્વર્ણનાં સિંહદ્વારના*

મધુર ઘણ્ટડી સાથ જડાયા
સળિયા ખખડાવીને દીધું કષ્ટ એમને ભૂર
અને તે ચન્દ્ર તણા એ રજતપાણ્ડુરા પત્તનની જ સમીપે.
પ્રભાતને મ્હેં કીધું 'સહાસા સાવ', સાંજને 'સત્વર'
આ પ્રચણ્ડ પ્રેમી થકી ખરેખર
ત્હારાં તાજાં વ્યોમ-પુષ્પથી મ્હને છાવરી લેને
ને અન્ધાર આછર્યા અઞ્ચલથી, જે મ્હને ન જોઈ શકે એ.

એના સૌ સેવકને રૂડાં પ્રલોભનો મ્હેં આપ્યાં: પણ ના:
એ સહુની નિષ્ઠામાં કેવળ લહી તર્જના મ્હારી
શ્રદ્ધા એના વિશે રહેલી એથી મુજ અવગણના.
છે દ્રોહાત્મક સત્ય એમનું કે છલ સ્વામીભક્તિ તણું છે ભારી?
મ્હેં સૂસવતા જતા પવનની યાળ ગ્રહીને
ત્વરિત એમ સહુનેય શીઘ્રતા કાજ અનુનય કીધો –
જો કે તેજ ગમન હો કે હો જવું સહજ વહીને
વ્યોમનાં પ્રલમ્બ બીડ ઉપરથી
કે હો ઝઞ્ઝા-ગર્જનથી હક્કાઈ
એમના પગની આગળ પાછળ ઊડતી વીજ થકી ટકરાઈ –
એમણે રથ એનો ધક્કેલી દીધો ગગન મહીં કંઈ આડો.

હજી એ પીછો ત્વરા વગરનો,
ધીરાં અનાકુલ પગલાંનો
ચાલ સુયોજિત ને અનુરોધ પ્રતાપી
આવે અનુસરતાં ડગલાંની
એની થાપ થકી પર એવો અવાજ ત્યાં એક આવે
"કોઈ ત્હને આશ્રય નહિ આપે, મ્હને ન જો તું રાખે."

જે નર-નારી કાજ થઈ ગુમરાહ કર્યું મ્હેં ભ્રમણ
હવે ના ઉરમાં એની ચાહ, છતાં પણ
હજીય ન્હાનાં બાળકની આંખોની ભીતર કંઈક જણાતું
કંઈક જે પ્રતિસાદ આપતું...
ખરે એ જ છે મ્હારા માટે, નિશ્ચિત મ્હારે કાજ!
અને હું વળ્યો એમની તરફ અતિ ઉત્કણ્ઠિત એવે શ્વાસ.
પરન્તુ જ્યહીં એમણે જવાબ દેવા સહજ રૂપાળી
બચપણની એ આંખ ઉઘાડી

ત્યાં જ એમના દેવે પકડી કેશ, કનેથી મ્હારી, લીધ ઉપાડી.
'તો હવે', (કહ્યું) સૌ અન્ય બાળ કુદરતનાં આવો
આમ, ત્હમારી સદા સુકોમલ મૈત્રી કેરો સાથ મ્હને પણ આપો.
મ્હને હોઠથી હોઠ ચૂમી લેવા દો,
મ્હને ત્હમારી સજ્ઞ લાડથી આલિઙ્ગન કરવા દો,
આપણી સૌની મૈયા તણી ઊડતી લટથી
મોજમજાથી રમતાં,
જમતાં
એમની સાથ એમના પવનભિત્તિમય મ્હેલે
એમના નીલ મઞ્ચની નીચે
નિર્દોષ ત્હમારી રીતે
કટોરીમાંથી પીતાં
પ્રકાશનાં ઝરણાંથી ઝમતાં બુન્દ બુન્દ ઝળહળતાં.

ધાર્યું એમ થયેલ અને ત્યાં
કોમળ એ સહુ ભેરૂ મહીં અવ હું પણ એક ભળેલ.
નિસર્ગનાં સૌ રહસ્યના મ્હેં ખોલી આગળા દીધા
વ્યોમના મનમોજીલા મુખ ઉપર
મ્હેં તેજ છાંયની નિત્ય પ્રગટની લીલા નીરખી લીધ;
દીઠ મ્હેં પ્રચણ્ડ ઘૂઘવતા સાગરનાં
ફેનિલ એવાં વાદળ ઊંચે ચડતાં.
જે સર્વ પ્રગટ ને પ્રલય પામતું
સાથ એમનો સાધ્યો, મ્હારા ભાગ્ય તણા ઘડનાર એમને કીધ
કંઈક વિલપતાં અથવા દૈવ ગણીને.
સજ્ઞ એમની પ્રમોદ પામ્યો અને વળી હું રિક્ત.
હતો હું ઉદાસ સાંજની સાથ
નિસર્ગે ત્યહીં દિવસના અન્ત્ય અસ્થિ-અવશેષ મણ્ડલે
ટમક ટમકતા દીપકને પ્રગટાવ્યા.

હું હવે હસન્મુખ પ્રભાતનાં નયનોમાં.
હું હતો પ્રફુલ્લ, વિપણ્ણ જે વિધની તે ને સહુ ઋતુમાં
વ્યોમ અને હું બન્ને નીર વરસતાં
એનાં તો પણ મધુર બિન્દુ તે થયેલ ખારાં ખારાં મર્ત્ય મ્હારાંથી;
મ્હેં એના સૂર્યાસ્ત હૃદયની સુર્ખ ધડકની આગળ

મ્હારી ધરી દીધ ધડકન, કે જેથી
પ્રાપ્ત પરસર હૂંફ.
કિન્તુ ના, નહીં તે થકી, નહીં નહિ મુજ માનવ-દુ:ખ સાન્ત્વના.
વ્યર્થ હતાં મુજ આંસુ ભીના નભના શ્વેત કપોલે.
અરે પરન્તુ, આ સહુ ને હું એકબીજાશું કહે ન અમને જાણ
વહું હું વેણ, એમનું હલન એ જ અવાજ,
એ છે મૌન થકી વાચાળ.
નિસર્ગ રક્ક કઠમહિલા મ્હારી તરસ શકે ન બુઝાવી;
જો મુજથી કંઈ દેય હોય એનું તો
આ અવકાશી નીલ અઞ્ચલો દૂર કરીને મ્હને દાખવે
એનાં મૃદુ સ્તનમણ્ડલ
નહિ એણે ક્યારેય તરસતું મુખ મ્હારું
પયપાનથી ધન્ય કર્યું છે.
નજીક અને વધુ નજીક આવતો પીછો
ધીરાં નચિન્ત એ પગલાંનો
ચાલ સુયોજિત ને અનુરોધ પ્રતાપી;
ને એ પદધ્વનિથી ઉપરવટ થઈ આવતો
બોલ અધિક દ્રુત વેગે
"રે તું મ્હને તર્પશે નહીં, ત્હને તો નહીં તુષ્ટિ મળનાર.'
હું અહીં અરક્ષિત રાહ જોઉં તવ પ્રેમ-ઉઠાવ્યા ઘાની.
મ્હારાં સાજ-કવચ ત્હેં ટુકડે ટુકડે મુજથી દૂર ફગાવ્યાં,
અને દીધ ઢાળી ઘુંટણિયે
નિહાયત અસહાય...
ઊંઘમાં લાગું ને જાગું ને
ધીમે રહું નિહાળી-નિદ્રામાં મુજ આવરણ ઊતરેલાં.
ઉદ્ધત મ્હારા અન્ધ પ્રબલ યૌવનના જોમે
કાળ તણા થમ્ભોને ડગમંગ ડગમગતા કરી દીધા
અને જીવન ખણ્ડેર કરીને મ્હેં મ્હારી પર ઢાળ્યું.
ખરે હું ડરાવણાં ધાબાંની સાથે, પ્રૌઢ આયુના ધૂળતણા ઢગલામાં...
જોઈ રહું છું ક્ષતવિક્ષત રે શબવત મ્હારું યૌવન
ચણચણતા મુજ દિવસ ધૂમ્ર થઈ ઉપર હવામાં ભળ્યા
કે ફૂલી ફૂટ્યાં જલ-વહેણમાં સૂર્ય કિરણશાં પર્ણરન્ધ્રથી આવ્યાં.

રે સ્વપ્ન સેવનારાનું સ્વપ્ન વિનષ્ટ
ને વીણાવાદકની યે વીણા પણ
રે સ્વૈર-કલ્પન-ફૂલગૂંથણી પર મ્હારે કર
મ્હેં એક ખિલોના જેમ ધરા ઝુલાવી;
સર્વ હવે તે વિચલિત, તન્તુ બધાય ઢીલા ઢીલી;
કેમ કરીને ધરી શકે આ દુઃખ ભારથી લદાયલી પૃથ્વીને!
અને, ખરેખર પ્રેમ એક ઝાંખરું!
અલબત્ત સર્વદા ભૂરું...
નહીં ફૂલની ઝઝ્ઝટ, કેવળ પોતાનો વિસ્તાર?
અરે ખરે
ઓ પ્રપઞ્ચ બેહદના ઘડનારા!
ખરે બાળવી પડે ડાળને તું ચીતરે તે પ્હેલાં?
મ્હારી સ્ફૂર્તિ થયેલ વિશીર્ણ. એની ધાર ઢળે ધૂળમાંહિ રહી રહીને
ને અન્તર મ્હારું તે યે અવ ખણ્ડિત કોઈ ફુવાર
જેમાં મ્હારા આહ-નિસાસ ભર્યા મન કેરી ધારાઓથી
સકમ્પ ડૂમા ભર્યાં સતત ટપકન્તાં જલ રૂંધાતાં.

દશા આ'વી તો હવે પછી શું?
ગર ફળનો કટુ હોય આટલો, છાલ તણો કેવોય હશે તો સ્વાદ?
હા, કૈંક ઝાંખું અનુમાન કરું હું, કાલ કરે ગડબડ શી ધુમ્મસમાંહીં.
અને છતાંયે અનન્તના સઞ્ચોપિત પરકોટાથી
સદા અઞ્જસા બજી રહી છે તૂરી
એ હલમલતા ધુમ્મસમાંથી વિચલિત જરા ઉઘાડ, પછી પણ
અર્ધજણાયા કોટ-કાંગરા ફરતા એના તરફ્ સહ વીંટળાતા.

પણ એ જ ક્ષણે એ આવાહકને
પ્રથમ નીરખી લીધો.
ઉદાસ એના શ્યામ જાંબલી વસન અને સરુપર્ણ તણા શિર-મુકુટે
હું નામ જાણતો એનું, ને શું કથત્ એની તૂરી તે.
ભલે હોય માનવનું હૈયું કે આયુ તવ ફસલ યોગ્ય દેનારું,
પણ શું ત્હારી ખેત-ઊપજના માટે
રે કઙ્કાલ સડેલું હોવું તે ય જરૂરી?

હવે ક્યારનો પાછળ મ્હારી પડેલ ત્હેનો
શોર આવતો સાવ ન

ને ઘૂઘવતા સાગરની જ્યમ રહે મ્હને તે બધી બાજુથી ઘેરી.
    "અરે જગત ત્હારું શું આવું વેરણછેરણ
    પડ્યું થૈ ટુકડેટુકડા!
રે સર્વ ત્હને ત્યજી જાય દૂર, કારણ કે દૂર તું મુજથી.
    પાગલ હે દયનીય નિરર્થક એવા
શે કારણ પ્રેરાય કોઈ પણ પ્રેમ ત્હને કરવાને?
નગણ્યની પણ કરે ખેવના તે હું, કોઈ ન બીજો." (એનું વદવું)
"ને માનવનો પ્રેમ પણ કરે યોગ્ય પાત્રની ઝંખ્ના
    કહે પાત્ર તું કેવો?
બધા માનવી-કીચડમાં તું વધુ સહુથીય અકારો,
    હાય. ત્હને નહિ ભાન
    કેટલો અપાત્ર તું છે પ્રેમ પામવા મ્હારો!
રે હેય, ચહે તુજને એવું તે કૉણ કહીં મળનાર?
એક વિના મુજ, કેવળ મ્હારા વિના.
    હરી લીધું જે કંઈ મ્હેં ત્હારું, લીધું, પણ તે
    નહિ કરવા કંઈ હાનિ.
પરન્તુ હતું એટલું કે એને શોધી લેતું મ્હારા ખુલ્લા કરમાં
    જે કંઈ બાલિશ ભૂલ કરી ત્હેં
તરફ બુટ્ટા ખોયા, ત્હારે કારણ તે મ્હેં સઞ્ચિત રાખ્યા ઘર પર.
ઊઠ. હાથ પકડી લે મ્હારો અને આમ તું આવ."

    કને મ્હારી અવ પગલાં આવી અટકે.
શું મ્હારો નિર્વેદ, ખરેખર
એણે લમ્બાવેલા વ્હાલભર્યા કરની તે હતી ધૂંધળી છાયા?
    "રે મૂઢ અન્ધ અતિ દુર્બલ
    જેની ખોજ કરે તું, તે હું.
મ્હને દૂર પરહરી તું કરતો દૂર ઉરથી તવ પ્રેમ."

# અવલોકન

## 'મનહર અને મોદી' એક વિરલ ઘટના

યોસેફ મેકવાન

ભાષાની ન્હાની-મ્હોટી, આડી-અવળી, વાંકીચૂકી, લિસ્સી-ખરબચડી, સાંકડી-પહોળી, પઙ્ક્તિઓ જેવી કુઞ્જગલી કેડી વીંધી નગરની જાણીતી અજાણી સડકો, પગદણ્ડીઓ પાર કરી ગઝલની ગલીમાં મનહર આવી ચડ્યો. અચાનક મોદીની નજર ત્હેના પર પડી. એટલે એણે લાગલું જ મોટેથી ત્હેને પૂછ્યું, "અરે... ઓ ભાઈ, આ ગાલગાગા ગાલ–"

'હા એ જ છે મ્હારા પરિચયની કથા.' મનહરે અધવચ્ચે જ કહ્યું. અને ઉમેર્યું " બોલ, ત્હારે શું કહેવું છે?"

*મોદીએ માર્મિક ટોનમાં કહ્યું.*

*"અજવાળું અણમોલ મનહરા!*
*પોતાને તું તોલ મનહરા!"*

મનહરે એ જ લહેજામાં ઉત્તર વાળ્યો :

*"જગતના ચોકમાં મ્હારીય ન્હાની હાટ દેખાશે,*
*પધારો યાર સારાસાર ખુશ્બોદાર વેચું છું."*

અને એ બન્ને વચ્ચેનો માનસિક સંવાદ એટલે સૂરજમઢ્યા અન્ધારનો આ ગઝલસઙ્ગ્રહ 'મનહર અને મોદી.'

આ અનુઆધુનિક ગઝલસઙ્ગ્રહ છે. ગઝલને નામે પોતાની 'માલમિલકતના અગિયાર દરિયા' આપનાર કવિનું એવું જ આ આગવું નજરાણું છે. એનાથી ગુજરાતી ગઝલ સાહિત્યનું એક નવું પ્રકરણ ઉમેરાય છે. આસરે ચારસો વર્ષ પહેલાં ફારસી-ઉર્દૂની છાવણીમાંથી છટકી આવેલું આ ગઝલ સ્વરૂપ આજે દેશની લગભગ બધી ભાષાઓમાં પાંગરી ચૂક્યું છે. તેમાંય ત્હેની વિશિષ્ટ અને લાક્ષણિક ખિલવણીથી તો ગૂર્જરભૂમિમાં પોતાની આગવી શક્તિથી વિસ્તૃતપણે લહેરાઈ રહ્યું છે. એના એ વિશિષ્ટ સ્વરૂપનો આ કવિને જે ક્ષણે સાક્ષાત્કાર થયો હશે તે ક્ષણો આમ ઊતરી આવી હશે ને,

*ગૂર્જરી ગઝલો વિનાની પાંગળી ફિક્કી હશે ના,*
*લો, લખી લો માલમિલકત આપણા અગિયાર દરિયા.*

એ 'અગિયાર દરિયા' પછીનો કવિનો આ સઙ્ગ્રહ આપણને એક નવા આકાશ તળે લઈ આવે છે. અલબત્ત, જેમ એક સમયે આધુનિક કવિતામાં અછાન્દસ પ્રયોગો થતા હતા, તે સમજવા, પામવા ભાવકે વાચકે ત્હેની સાથે માથું પછાડી લોહી કાઢી કૃતિને પામવા પ્રયત્નો કરવા પડતા, એવું જ કંઈક ગઝલોના પરમ્પરાવાદી, રૂઢિવાદી ભાવકો વાચકોનેય કરવું પડે તો નવાઈ નહિ! ક્યારેક તો એમ થઈ આવે, મનહરે આ ગઝલ સ્વરૂપ સાથે ગમ્મત કરી છે! એવી શઙ્કાય જાય કે શું આ ગઝલો પામવામાં આપણે ઊણા છીએ? કે કવિએ ખરેખર આ ફૉર્મ સામે ખરેખર જબ્બર ટક્કર લીધી છે? આ પરિસ્થિતિનો જવાબ કવિ પાસે છે. એ કહે છે :

*હવે ઊંડી અરથમાં છું*
*મ્હને એવી રીતે લેવો!*

એ જાણ્યા પછી અવશ્ય થાય કે ના...ના... મનહરે ચોક્કસ પરમ્પરા છોડી અભિવ્યક્તિની પોતીકી રીત ઊભી કરી છે. વળી આ નવા અનુભવને કેવી સહજ ભાષામાં ઉતારે છે :

*માર્ગ ચાલવા દે છે*
*ને થાક પણ લગાડે છે.*

એકધારાપણાનો થાક લાગે... પણ પાછું એ માર્ગે જ ચાલવાનું તો હોય છે ને!

માનવીનું મન કંઈક નવીન ઝઙ્ખ્યા કરે છે એ નવીન પણ પાછું સમયની ડોલમાં રહ્યું રહ્યું જૂનું થઈ જાય છે. ત્યાં માનવી પાસે લાચારી સિવાય કોઈ ઉકેલ નથી. આવી મનઃસ્થિતિને કવિ આલેખતાં કહે છે :

*કાટ લાગેલી હવાઓ ખાય છે*
*માણસો કેવા જગતના થઈ ગયા. (પૃ. ૫૦)*

કટાઈ ગયેલી વસ્તુ બિનઉપયોગી નિવડે. વસ્તુ સ્થૂળ હોય તો બદલી શકાય પણ નિર્માલ્ય થઈ ગયેલી હવા કેવી રીતે બદલી શકાય? વ્યવહાર પ્રદૂષિત થઈ જાય, ને ચુપચાપ સહી લેવું પડે એવું આજનું જગત બની રહ્યું છે એ વ્યઞ્જના અહીં છતી થયા વિના રહેતી નથી. પરમ્પરાવાદી, રૂઢિવાદી કે સનાતની સમાજની કે માણસોની છબી કવિએ અહીં ખેંચી છે. એમ નથી લાગતું?

એક કાળે મનહર મુશાયરાનો શાયર હતો. હવે નથી, એ ગઝલનો 'લહિયો' નથી. પોતાની મસ્તીમાં રહી પોતાને જે ભાવે તે અન્યને પીરસે.

*છે બેચાર તારા ત્હમારી નજર*
*મ્હને ત્યાં ગણાવો સવાલ જ નથી. (પૃ. ૨૩)*

ચારેકોર માનવોની ભીડ છે. એમાં દરેકને અઙ્ગત પોતીકા કોઈ બે-ચાર જણ અવશ્ય હોય. એમ હુંય ત્હમારી નજરમાં એ બેચાર જણામાંનો એકાદ હોઉં... એ સાચું છે એનો કોઈ સવાલ જ નથી. કવિની આત્મશ્રદ્ધાનો આ રણકો ખુમારી ભર્યો નથી અનુભવાતો? એ આખી રચના માણવા જેવી છે.

એ ખુમારીને ઓપ ચઢાવતો શેર તો આ છે :

*એક તારો કે થોડું ચાંદરણું*
*બોલ મ્હારા માટે શું લાવે છે?*

કવિનો આ પ્રશ્ન ભાગ્યને છે કે સમયને? વિચારવાથી ઉત્તર મળશે, મળશે? કેમ કે કવિને તો એનો ઉત્તર નથી મળ્યો, નહિ તો આમ બોલે ખરા...

ક્યાં છે હું ને કેવો હું છું કેમ કહું હું?
જાત બચાવી ખુદને ખોવું ગજવે ઘાલ્યું. (પૃ. ૪૭)

કવિને જ પ્રશ્ન થાય છે કે હું ક્યાં છું, કેવો છું હું... એ કેવી રીતે કહી શકું? જોયું... પોતાના 'હું'ની વાત કરી જ દીધી એ વિરોધાભાસ સવાલ-જવાબથી ખડો કર્યો. 'જાત બચાવવા ખુદને ખોયું? એટલે? મનુષ્યવૃત્તિ હોય છે જે ગમે તે ગજવે ઘાલે, સ્થૂળ દેહ બચાવે છે પણ ખુદને ખોઈ નાખે છે. આ જીવનરીતિ કવિને કોઠે પડી ગઈ છે. તેથી કહે છે :

*એ જ ખરું છે એ જ સત્ય છે અન્તિમટાણું*
*પોતાનું હોવું ના હોવું ગજવે ઘાલ્યું. (પૃ. ૪૭)*

અન્ધકારમાં અજવાળાને જોતો કવિ તેથી પ્રયોગખોરી કરી તેને પ્રગટાવવા મથે છે. એ એનું લક્ષ્યવેધ બની જાય છે. એની પ્રાપ્તિમાં રોમાઞ્ચનો આનન્દ થાય જ.... ત્યારે નીચેનો ઉદ્‌ગાર નીકળે :

આઠે પ્રહર ઉજાસ મ્હારો લક્ષ્યવેધ છે
અન્દર જઈને જોઉં! પછી રણઝણી લઉં? (પૃ. ૩૨)

'રણઝણી લઉં' એ અકર્મક ક્રિયા દ્વારા આનન્દ સિવાય બીજું શું પ્રગટ કરવાનું હોય કવિને! એની પરાકાષ્ઠા તો આ શેરમાં છુપાઈ પડી છે જુઓ :

*વાંધો શો છો, વ્હેંચી લઈએ*
*અજવાળું તો મઝિયારું છે.*

એનો ધ્વન્યાર્થ આપણામાં ઊઘડતાં આપણેય એનો આનન્દ નથી માણતા શું? પણ પાછો કવિ તો કહે છે :

*ઘેલછા ખૂબ ગુઞ્ઝળાવે છે*
*હોય ના એવું એ બતાવે છે. (પૃ. ૨૨)*

આ'વી વિચિત્ર મનઃસ્થિતિમાં બેચેન કવિચિત્ત શબ્દરૂપ ધરી લે છે અને પોકારી ઊઠે છે.

*હું ક્યાં? હું ક્યાં? શબ્દ પૂછે છે*
*અર્થો કહે છે: આગે આગે. (પૃ. ૮)*

અને અર્થ ઊઘડે છે તો કેવો ઊઘડે છે. જીવનસત્ય જાણે કવિને હાથમાં ન આવી ગયું હોય! એ સમજ સાનન્દ સ્વીકારે છે તેથી હતાશા-નિરાશાનેય સવાલ-જવાબની આશ્વાસક વાણીમાં પ્રગટ કરે છે, ત્યારે કવિનું કર્તૃત્વ સ્પર્શ્યા વિના રહેતું નથી. જુઓ :

*મૌન શું છે? જિન્દગી શું? પ્રેમ શું?*
*કાચના ટુકડાઓ અઢળક ઊછળે,*

*આટલી સુન્દર ગઝલ કોણે લખી?*
*મ્હારી અન્દર એક ભાવક ઊછળે, (પૃ. ૧૦)*

કવિ અને ભાવક... જાણે દર્પણ સામે મૂકેલું બીજું દર્પણ... એકમેકનાં પ્રતિબિમ્બ ઝીલતાં હોય એવાં... નું એકત્વ સધાતાં કવિ શબ્દો વડે એ અનુભૂતિને આકાર આપે છે કે તરત પેલો ભાવક અંતરમાં ઊછળે છે. મૌન જિન્દગી પ્રેમ ચોમેર અઢળક ઊછળતા કાચના ટુકડાઓ એનો જ તો આ સઙ્ગ્રહ છે 'મનહર અને મોદી' છેવટે કવિ કહી જ દે છે :

*ટુકડે ટુકડે આખો છું હું*
*છેક સુધી લમ્બાયો છું હું (પૃ. ૨૦)*

આપણા સૌની જિન્દગી ટુકડે ટુકડે લમ્બાતી હોય છે. એમાંથી સુખની ક્ષણો વીણી લઈએ તો એ પણ આપણું એક આખું રૂપ બને જ ને! કવિ એની પ્રતીતિ કરાવે છે.

*અડધું સુખ પણ સારું છે,*
*એનાથી તું આખો થા.*

કેટલી સાહજિકતાથી બોલચાલની ભાષામાં સાનમાં સમજાવી દે છે. આમ ભાષાના ભાર વિનાની આ સઙ્ગ્રહની રચનાઓ કોઈ આનન્દમેળાની યાત્રા જેવી છે. આનન્દમેળામાં કેવું બધું ભિન્નભિન્ન રૂપ રઙ્ગ આકારનું હોય છે.. એમ અહીં પણ પ્રેમ જિન્દગી પ્રકૃતિ નગર આત્મા વગેરેનાં અનેક ભાવપ્રતીકો, કલ્પનો, શબ્દચિત્રો ક્યારેક રદીફ કાફિયાની જુગલબન્ધીથી તો ક્યારેક છન્દના લયના ટૂંકા લાંબા હડદોલે, અહીં આકાર પામ્યાં છે. એમાં સૌથી વધુ તાજગીસભર વારંવાર આવતાં 'સૂર્ય'નાં અને 'તડકા'નાં કલ્પનો સ્મરણીય બની રહે છે. ઉદા. તરીકે...

*સૂર્ય છે અગાસી છે*
*એમ ત્હારું ગાણું ગા.*

*

*આજ તો સૂરજ છું હું*

*

*મ્હારો સૂરજ સાદો છે*

*

*સમજો કે મ્હેં સૂરજ લીધો.*

*

*આંખોમાં શક્ય છે કે હું સૂરજ વણી લઉં*

*

*એ ખરું કે સૂર્ય આખો ઓ પડ્યો છે ડોલમાં.*

આમ સૂર્યનાં – સૂરજનાં અનેક રૂપો પ્રતિરૂપો ભાવરૂપો આલેખતા કવિ ત્હેના ભડકાનેય અર્થપૂર્ણરીતે વ્યઙ્જિત કરી આહ્લાદક વાતાવરણ રચે છે. જેમ કે તડકો ટચાક ટેરવે અગાસી પર કૂદે છે એક તડકો / પણે તડકો રૂપેરૂ રોફ છાંટે (દેહલી દીપ અલઙ્કારે આ પઙ્ક્તિ કેવી ચળકી રહી છે!) તડકો ટપલી દાવ રમે (આકર્ષક સઞ્જીવારો પણ) ગગન તડકો, ધરા તડકો (રમ્ય રૂપક) જેવી અનેક પઙ્ક્તિઓ ભાવકચિત્તને તડકીલું કરી દે તો નવાઈ નહિ!

એવી જ રીતે કેટલાક શબ્દપ્રયોગો પણ ધ્યાનાર્હ બની રહે છે

જેમ કે

*લીલું લસક । સંસારું । કચવાતું કસ્તર ।*

*ઝરમરદાર । બરફબન્ધી ઘડી ।*

*મખમલી અન્ધાર । કાંટા કન્તાવ્યા । રાત હોલાઈ ગઈ । ખુશબોનાં નળિયાં । રણઝણતો સૂનકાર...*

આગળ નોંધ્યું છે તેમ નવું કરવા-સ્થાપવાની ઘેલછા કવિને અકળાવે છે. એનું પ્રતિબિમ્બ 'જી' જેવા માનાર્થે વપરાતા પ્રત્યયના ઉપયોગમાં દેખાય છે. છગન-મગન જેવાં અતિરૂઢ લપટાં પડી ગયેલાં નામોને લાગતાં તેમાંથી કોઈ આસ્વાદક ચમત્કૃતિ નિપજતી નથી. તો અગનજી, પવનજી, તડકાજી, દરિયાજી... જેવાં પ્રકૃતિતત્ત્વો સાથે લગાડવાથીયે કોઈ વિશેષ ચમત્કૃતિ સધાતી નથી. ત્યારે લાગે કે કવિએ માત્રા પૂર્ણ કરવા

કે લ્હેકાનો શોખ કરવા આમ કર્યું હશે!

ગુજરાતી ગઝલ સ્વરૂપ અનેક ચઢાવ-ઉતાર કરતું, અવનવા ઉન્મેષો પ્રગટાવતું એકવીસમી સદીને પ્રાગડ આવી પહોંચ્યું છે. વચગાળામાં સંસ્કૃતમઢી પદાવલીના કવિત્વવાળી ગઝલોનો ફાલ ઊતર્યો. પણ એમાંથી તગઝ્ઝુલનો મિજાજ ચાલ્યો ગયો. ભાવક તરીકે શ્રોતાઓનું ચિત્તવિશ્વ કાવ્યત્વને અને ગઝલના મિજાજને માણતું હોવાથી આમ ચાલ્યા કર્યું. કેમ કે ગઝલના ચહેરા પાછળ કવિતા જ સદેશ રચના તરીકે ઊપસી રહી હતી. ઊર્મિપ્રધાનતા કાવ્યમાં અને ગઝલમાં હોવા છતાં આન્તરપ્રકૃતિએ બન્ને ભિન્ન જ છે. એટલે કે એમની સ્વપ્રકૃતિને કારણે અલગ હોય, ભિન્ન હોય એમાં કવિતાની અને ગઝલની ઓળખ હોય છે. એ અર્થમાં નવીનરીતિ ઝંખનારને આ ગઝલો સન્તર્પક થશે એમાં શઙ્કા નથી. ઉદા. તરીકે કવિ કલાપીની ‘આપની યાદી’ની રદીફ અહીં નવતરરૂપે આવી છે. છતાં કલાપીની એ રદીફવાળી પ્રસિદ્ધરચના ભાવક તરીકે આપણને નડતરરૂપ બનતી નથી. આ કવિસિદ્ધિ છે. વિશેષમાં આ રચનાઓ બોલચાલવાળી ભાષાની વધુ નજીક હોવાથી તાજગી વરતાય છે.

આ સઙ્ગ્રહની રચનાઓ સ્પષ્ટ રીતે જ બે ભાગમાં વહેંચાઈ જાય છે. પોતાની ગઝલોને ‘લોકભોગ્ય’ નહિ પણ ‘લોકયોગ્ય’ ગણાવતા કવિનું આ વિશેષ કર્તૃત્વ છે. બીજા વિભાગમાં સાદગી સાથે ઊંડા આધ્યાત્મિક રઙ્ગનેય સ્પર્શે છે. એ રચનાઓ પૃષ્ઠ ૫૪થી પૃષ્ઠ ૬૭ સુધીમાં પથરાઈ છે. અહીં ‘સાકી,’ ‘સનમ’, ‘ચોર’, ‘મુખડાની માયા’, ‘બોલે ઝીણા મોર’ ‘જાગને જાદવા’ જેવી રચનાઓમાં એ આધ્યાત્મિકતાનો રઙ્ગ સ્પર્શ્યા વિના રહેતો નથી. તેથી ગઝલનો ચહેરો હવે પછી નખ-શીખ ઊઘડતો જણાય છે. એમાં મનહર ઉપદેશક તરીકે નહિ પણ અનુઆધુનિક ગઝલકાર તરીકે વધુ ઊપસે છે. એ કહે છે :

*હોડીમાં હું બેઠો છું*
*દરિયાને હંકારું છું*

આ વાત મનહરની છે કે મોદીની એનો સુજ્ઞ ભાવકો જરૂર વિચાર કરશે. મનહરની આખીયે વાત સાંભળ્યા પછી મોદીએ તેને કહ્યું જ :

*બાદ કરું છું એમ વધે છે*
*ખોટો પણ સરવાળો છું હું*

આવી અવળવાણીમાં સડસઠ પાનાંની આ રચનાઓ અડસઠ તીર્થ સમી છે એય આધ્યાત્મિકતાનું સૂચક બને છે.

મુખપૃષ્ઠ આકર્ષક છે. પ્રથમ નજરે. ઓશોનો ભ્રમ ઊભો કરતી કવિની રઙ્ગીન તસ્વીર.. તસ્વીર પર પથરાયેલી (માયાની) જાળીની છાયા. એમાંથી કોઈ ઉન્નત લક્ષ્યને વેધક રીતે તાકી રહેલી કવિની આંખ... કદાચ. મુખપૃષ્ઠ પરની આ જીવન્ત રહસ્યમય તસ્વીર જ અન્દરના સંવિતને પ્રગટ કરે છે. અન્દરનાં પૃષ્ઠો પર અન્ય પન્દર તસ્વીરો... અલબત્ત, ‘બ્લેક એન્ડ વ્હાઇટ’ પણ કવિનું અજ્ઞાત મનોવિશ્લેષણ પ્રગટ કરે છે અને અન્તિમ પૃષ્ઠ પરની રઙ્ગીન તસ્વીરમાંની સીધી આપણને તાકી રહેતી આંખો ખૂબ સૂચક છે... જાણે લક્ષ્યને પામી આવેલી, જાણી આવેલી આંખો... અન્તે સીધી નજરે... આપણને ગઝલોમાં શાબ્દિક રીતે કહી એ જ વાત ફરી કહેતી ન હોય.....! ખરેખર ચાર દાયકાની ભરપૂર ભીનીભીની યાદોની ભીનાશ એ આંખોમાં જાગીને બેઠી થઈ જોયા કરે છે... જોયા કરે છે... કવિ કહે છે જાણે–

*જગત આખું ચળકતું સ્વપ્ન છે કોઈક આંખોનું* 
*મ્હને એ બાતમી એમ જ મળેલી લઈને આવ્યો છું...*

અને એની સાથે જ ‘મનહર અને મોદી’ છૂટા પડી એક થઈ જાય છે... એ સુખદ ઘટના સાથે વિરમું.

❐

# વૃદ્ધત્વની સ્વીકૃતિ

**પ્રફુલ્લ રાવલ**

### એક નામેરી વૃદ્ધને મળતાં

*ખીલી સમી ખોડાઈ ગઈ મ્હારી નજર મ્હારા ઉપર*
*હું વૃદ્ધ આંખોમાં ભરી મણ એક*
*ઘેરી ઊંઘની ઊંડી અસર*
*(જ્યાં અગ્નિનું અઞ્જન સ્વયં હું આંજતો)*
*અન્ધારના મખમલ મુલાયમ પોત શા*
*મ્હારા સુંવાળા વાળ*
*આજે રૂખડા*
*સુક્કા તણખલા ઘાસના ટુકડા સમા*
*અહીંતહીં જરી ફરકી રહ્યા.*
*મહીં કશી બેડોળ કૈંક રે દોરડા જેવી ડઠર*
*મ્હારી નસો સૌ સામટી ઊપસી રહી*
*(જેની મહીં વેગે વહેતા મત્ત મ્હારા રક્તમાં*
*શત સૂર્યની ઉષ્મા હતી)...*
*'મળશું કદી' કહી તે નલિન ચાલ્યો ગયો....*
*કોલાહલોની ભીંસથી તૂટું તૂટું થઈ આ રહ્યા*
*રસ્તા પરે*
*'મળશું કદી' બબડી કશું હું મૂઢ*
*વર્ષો વીસ મૂકી ક્યાંક મ્હારાં ભૂલમાં*
*હું ભૂલમાં આગળ અને આગળ*
*કશે ચાલ્યો જતો...*

**નલિન રાવળ**

અલ્પ આયુષ્ય ન હોય તો જીવનની ગતિમાં પ્રત્યેક વ્યક્તિને વૃદ્ધ થવું પડે છે. અને વૃદ્ધત્વની વેદના પ્રત્યેક વ્યક્તિને વત્તેઓછે અંશે કોરે પણ છે. ક્યારેક એ વેદનાને વ્યક્ત કરવાનું પણ સહજ બનતું નથી. ત્યારે મનુષ્ય આન્તર સંવાદમાં સરી પડે છે. કદાચ મન સાથેની ગોષ્ઠિ એ જ એકમાત્ર પ્રવૃત્તિ રહે છે. અતીત યાદ આવે છે. અને વર્તમાન પજવે છે. સઘળું સરળ લાગતું નથી. નરસિંહે પણ ગાયું છે – 'પાદર થયાં પરદેશ' આ ભાવમાં શિથિલતાનું દર્શન છે. નલિન રાવળની આ 'એક નામેરી વૃદ્ધને મળતાં' રચનામાં વૃદ્ધાવસ્થાની વેદનાનું ગાન છે. 'ખીલી સમી ખોડાઈ ગઈ મ્હારી નજર મ્હારા ઉપર' એ પઙ્ક્તિથી રચનાનો ઉઘાડ થાય છે. સમ્ભવતઃ કવિ દર્પણ સામે પણ ઊભા હોય! અને એમ જ હોય તો જોવાનું પણ પોતાની સામે જ છે. પરન્તુ રચનાનું શીર્ષક દર્શાવે છે કે કવિને પોતાનો નામેરી વૃદ્ધ મળ્યો છે. પછી ભલે એ ભ્રાન્તિ હોય! અને 'તે નલિન ચાલ્યો' છે. 'મળીશું કદી' એવું કહીને કવિએ પોતે વૃદ્ધ થયાનો સીધો સ્વીકાર કર્યો નથી પણ આંખોને વૃદ્ધ જરૂર કહી છે, જે આંખોમાં 'મણ એક ઘેરી ઊંઘની ઊંડી અસર' વ્યાપ્ત છે. વળી કવિ સ્વયં એ આંખોમાં 'અગ્નિનું અઞ્જન આંજતા' હોવાનું કબૂલે છે. ઊંઘ નથી. માત્ર ઊંઘની અસર છે. વૃદ્ધત્વ ઊંઘની માત્રા ઘટાડે છે. કવિએ 'ઊંઘની ઊંડી અસર' દ્વારા ચિરનિદ્રાનો સઙ્કેત કર્યો છે. આ સઙ્કેત સ્પષ્ટ નથી. આમ તો આ રચના અસ્પષ્ટતાની ભૂમિ પર ઊભી છે. અને એટલે જ કાવ્યનું સૌન્દર્ય વિશેષ કૉળ્યું છે. નલિન રાવળ પાસે વ્યઞ્જનાથી કહેવાની કળા છે. એ માટે કવિ ક્યારેક કૌંસનો વિનિયોગ કરે છે. જે કૃતિને વિશેષ નમણી બનાવે છે.

પછી કવિ આત્મકથનમાં આગળ ગતિ કરે છે. જે વાળે જનકને વૃદ્ધ હોવાની પ્રતીતિ કરાવી હતી એ વાળના સ્મરણમાં મનનો અજમ્પો કળાય છે. પોતાના વાળ હતા તો 'સુંવાળા' જેને કવિએ 'અન્ધારના

મખમલ મુલાયમ પોત' સાથે સરખાવ્યા છે એ વાળ

*'આજે રૂખડા–*
*સુક્કા તણખલા ઘાસના ટુકડા સમા*
*અહીંતહીં જરી ફરકી રહ્યા'*

વૃદ્ધત્વનું આ પણ પ્રમાણ જ છે. કવિએ પ્રમાણ વ્યક્ત કર્યું છે. તેમાં છૂપી વેદના જ છે. વૃદ્ધત્વ શરીરને પાંગળું બનાવે છે. કવિ પોતાની 'નસો'ને 'જાડી કશી બેડોળ કૈંક રે દોરડા જેવી ડઠર' કહે છે. 'દોરડા જેવી' કહેવામાં વૃદ્ધત્વના કારણે શરીરમાં જે પરિવર્તન આવ્યું છે તેનું નિદર્શન છે. બધી નસો સામટી ઊપસી રહી છે અને આ નસોમાં વહેતા રક્તમાં વેગ તો છે જ. સાથે સાથે શત સૂર્યની ઉષ્મા પણ હતી જ. 'હતી' એ ભૂતકાળની વાત થઈ. આજે એ ઉષ્મા પણ હોય તેમ લાગતું નથી. અથવા એની માત્રા ઓછી પણ થઈ હોય! આ સઘળું પોતાના નામેરી વૃદ્ધને મળતાં કવિએ અનુભવ્યું છે અને એ નામેરી વૃદ્ધ તો 'મળશું કદી' કહીને ચાલ્યો ગયો છે. 'મળશું' તો ઠીક પણ 'કદી' શબ્દ વાપરીને કવિએ અનિશ્ચિતતા વ્યક્ત કરી છે. આ અનિશ્ચિતતાએ કવિને વિહ્વળ કરી મક્યા છે. કલાહલની ભીંસમાં કવિ 'મળશું કદી' એમ બબડે છે તે પણ મૂઢ થઈને. પછી ભૂલમાં વીસ વર્ષ ક્યાંક મૂકીને ભૂલમાં જ આગળ ને આગળ ચાલવા માંડ્યા છે. માણસને આમ જ આગળ ચાલવું પડે છે બધું ભૂલીને અને વૃદ્ધત્વને સ્વીકારવું પડે છે. વૃદ્ધત્વની સ્વીકૃતિ એ વ્યક્તિની જીવનસમજ છે. આવૃત્ત વેદના કવિએ વ્યઞ્જનાથી વ્યક્ત કરી છે.

❑

## સાભાર સ્વીકાર

**કાવ્યવિશેષ :** રાજેન્દ્ર શાહ: શ્રી રાજેન્દ્ર શાહનાં કેટલાંક જાણીતાં કાવ્યોનું સુરેશ દલાલે કરેલું ચયન. ડિમાઈ પૃ. ૮૨, કાચું પૂઠું; પ્રકા. ઇમેજ પબ્લિકેશન્સ પ્રા.લિ. ૧-૨, અપર લેવલ, સેન્ચુરિ બજાર, આંબાવાડી સર્કલ, અમદાવાદ-૬ કિં. રૂ. ૬૦

**અવળવાણી :** મોહનભાઈ ભાવસાર 'દીનબન્ધુ'નાં હાસ્ય-કટાક્ષમય પ્રતિકાવ્યોનો સઙ્ગ્રહ. ડિમાઈ પૃ. ૮૮, કાચું પૂઠું, કિં. રૂ. ૪૦, પ્રકા. પોતે, 'શિવાલા', ૬૩, અવનીશ સોસાયટી, ખોખરા, સી.ટી.એમ. રોડ, અમદાવાદ-૨૬.

**પ્રતિકારનાં પુષ્પો :** ભૂપેન્દ્ર શાન્તિલાલ શાહનાં મુક્તકોનો સઙ્ગ્રહ. ક્રાઉન પૃ. ૨૮, કાચું પૂઠું, કિંમત જણાવી નથી. પ્રકા. પોતે, ૩૧૩-એ, રાજસ્તંભ સોસાયટી, બગીખાના પાસે, બરોડા હાઇસ્કૂલ પાછળ, વડોદરા-૧

# 'કવિલોક'ને મળેલાં દાનની યાદી (માર્ચ ૨૦૦૦ સુધીની)

૩૩૫,૦૦૦ = ૦૦ બળવન્ત કે. પારેખ ફાઉન્ડેશન
૨૫૦૦૦/- મકાન ફંડ + ૮૫૦૦૦/-ટ્રસ્ટફંડ
૧,૫૩,૦૦૦ = ૦૦ રાજેન્દ્ર શાહ
૧,૦૦,૦૦૦/- મકાન ફણ્ડ ૫૩૦૦૦/- ટ્રસ્ટી ફણ્ડ.
૧૦૦૦૦૦ = ૦૦ ત્રિવેણી કલ્યાણ ફાઉન્ડેશન
૧૦૦,૦૦૦ = ૦૦ સ્વ. હીરાબહેન રા. પાઠક ટ્રસ્ટ
૧૦૦૦૦૦ = ૦૦ નવનીતભાઈ આર. શાહ મકાન ફણ્ડ
૧૦૦૦૦૦ = ૦૦ એસો. પેટ્રોલિયમ ઇન્ડીઆ પ્રા.લિ. મકાન ફણ્ડ
૧૦૦૦૦૦ = ૦૦ કૃષ્ણકુમાર એમ. દૈયા મકાન ફણ્ડ
૮૬૫૭૮ = ૦૦ પી.જે. મિસ્ત્રી (યુ.એસ.એ) મકાન ફણ્ડ
૫૦૦૦૦ = ૦૦ રજનીકાન્ત સી. દેસાઈ
૩૦૦૦૦ = ૦૦ ખુશાલભાઈ હિ. પટેલ
૨૫૦૦૦ = ૦૦ ઈશ્વરભાઈ પી. પટેલ
૨૫૦૦૦ = ૦૦ પી.એમ. ત્રિવેદી
૨૧૬૮૮ = ૦૦ કેતન મનુભાઈ ત્રિવેદી (યુ.એસ.એ)
૧૭૦૦૦ = ૦૦ મૂળજીભાઈ શિવલાલ ટ્રસ્ટ
૧૫૦૦૦ = ૦૦ કનુભાઈ જાની
૧૧૦૦૧ = ૦૦ સ્વ. સચ્ચિદાનન્દ સેવા સમાજ ટ્રસ્ટ
૧૧૦૦૧ = ૦૦ માણેકલાલ મ. પટેલ
૧૧૦૦૦ = ૦૦ નિશાત નર્સરી
૧૦૦૦૦ = ૦૦ ગુજરાતી સાહિત્ય અકાદમી (યુ.કે)
૧૦૦૦૦ = ૦૦ રાજેન્દ્ર જે. શાહ
૧૦૦૦૦ = ૦૦ જયન્ત પારેખ
૧૦૦૦૦ = ૦૦ પુરી પેટ્રોલ પ્રા.લિ.
૧૦૦૦૦ = ૦૦ રેચનાર ઓટોમેશન સિસ્ટમ્સ પ્રા.લિ.
૫૦૦૧ = ૦૦ આશાપુરા માઈન્સ પ્રા.લિ.
૫૦૦૧ = ૦૦ ધીરુભાઈ નરસિંહ
૫૦૦૧ = ૦૦ મુકુંદરાય ડી. દેસાઈ
૫૦૦૦ = ૦૦ પેરેડાઇઝ ઇન્ટરનેશનલ
૫૦૦૦ = ૦૦ વર્ધમાન એજ્યુ. ટ્રસ્ટ
૫૦૦૦ = ૦૦ જ્યોતિબહેન ક. ભાલરિયા ટ્રસ્ટ
૫૦૦૦ = ૦૦ કલ્યાસ ચેરિટેબલ ટ્રસ્ટ
૫૦૦૦ = ૦૦ ભૂપતરાય દોશી
૫૦૦૦ = ૦૦ લલિતાબહેન કે. શાહ
૫૦૦૦ = ૦૦ મંજુલાબહેન ર. શાહ
૫૦૦૦ = ૦૦ ચન્દુલાલ મેમોરિયલ ટ્રસ્ટ
૫૦૦૦ = ૦૦ ચીમનલાલ યુ. શાહ
૫૦૦૦ = ૦૦ મનુભાઈ ત્રિવેદી
૫૦૦૦ = ૦૦ માણેકલાલ ઉજમશી મે.પ.ચે. ટ્રસ્ટ
૫૦૦૦ = ૦૦ આશાપુરા શીપિંગ લિ.
૫૦૦૦ = ૦૦ ચેતન એન શાહ
૫૦૦૦ = ૦૦ પ્રિન્ટ ઍન્ડ પૅક
૫૦૦૦ = ૦૦ જલારામ સ્ટીલ સ્ટોર્સ
૪૦૦૦ = ૦૦ ભૂરાભાઈ દલસુખરામ પરીખ
૩૦૦૦ = ૦૦ જગદીશ ત્રિવેદી
૩૦૦૦ = ૦૦ પાર્શ્વ ઇન્વે. કન્સલ્ટન્ટસ
૨૫૦૦ = ૦૦ રાજેન્દ્ર હિ. ઠાકોર
૨૫૦૦ = ૦૦ ગુર્જરી ફાઉન્ડેશન
૨૫૦૦ = ૦૦ કાર્તિક મ. ભગત
૨૫૦૦ = ૦૦ ઇન્ડસ્ટ્રીઅલ સર્વીસીઝ
૨૫૦૦ = ૦૦ જમ્બો બૅગ લિ.
૨૫૦૦ = ૦૦ જય કૉર્પોરેશન
૨૦૦૦ = ૦૦ કમલાબહેન ધી. પરીખ
૨૦૦૦ = ૦૦ સતીશ જસુભાઈ શાહ
૧૫૪૫ = ૦૦ ચન્દ્રહાસ શાહ
૧૫૦૦ = ૦૦ વી. જશવન્તલાલની કુ.
૧૫૦૦ = ૦૦ અશ્વિન મહેતા
૧૫૦૦ = ૦૦ કુસુમબહેન રસિકલાલ પરીખ
૧૦૩૨ = ૦૦ નિખિલેશ એ. શેઠ
૧૦૦૧ = ૦૦ જશવન્ત લ. દેસાઈ
૧૦૦૧ = ૦૦ કે.આર. દેસાઈ
૧૦૦૧ = ૦૦ કોકિલાબહેન ભ. વકાણી
૧૦૦૧ = ૦૦ ચન્દાબહેન મનુભાઈ રાવળ
૧૦૦૦ = ૦૦ રન્તિદેવ ત્રિવેદી
૧૦૦૦ = ૦૦ નવનીતભાઈ આર.શાહ
૧૦૦૦ = ૦૦ જયન્ત પારેખ
૧૦૦૦ = ૦૦ ધીરેન્દ્ર મહેતા
૧૦૦૦ = ૦૦ શોભના કે. માનચાલ
૧૦૦૦ = ૦૦ પ્રશાન્ત પૂ. દેસાઈ
= ૦૦ નન્દુભાઈ દેસાઈ

૧૦૦૦ = ૦૦ પ્રશાન્ત એજન્સી
૧૦૦૦ = ૦૦ ઇન્દુકુમાર ત્રિવેદી
૧૦૦૦ = ૦૦ ત.
૧૦૦૦ = ૦૦ થ.
૧૦૦૦ = ૦૦ દ.
૧૦૦૦ = ૦૦ મુકુન્દરાય ડી. દેસાઈ
૧૦૦૦ = ૦૦ વ્રજલાલ દવે
૧૦૦૦ = ૦૦ પિનાકિન્ ઠાકોર
૧૦૦૦ = ૦૦ નિરઞ્જન ભગત
૧૦૦૦ = ૦૦ ધીરુ પરીખ
૧૦૦૦ = ૦૦ કુમારપાળ દેસાઈ
૧૦૦૦ = ૦૦ પરસાદરાય મ. વ્યાસ
૧૦૦૦ = ૦૦ લલ્લુભાઈ મકનજી
૧૦૦૦ = ૦૦ ગુલાબદાસ બ્રોકર
૧૦૦૦ = ૦૦ ગુણવન્તરાય જોશી
૧૦૦૦ = ૦૦ કનુભાઈ અમ્બાલાલ શાહ
૧૦૦૦ = ૦૦ બહાદુરભાઈ જ. વાક
૧૦૦૦ = ૦૦ યશવન્ત ત્રિવેદી
૧૦૦૦ = ૦૦ મહારાષ્ટ્ર એન્જિનીઅરિંગ
૧૦૦૦ = ૦૦ રસિકલાલ ડી. દોશી
૧૦૦૦ = ૦૦ રમાબહેન દોશી
૧૦૦૦ = ૦૦ એ-૧ સેલ્સ કૉર્પોરેશન
૧૦૦૦ = ૦૦ ધીરુ પરીખ
૭૮૦ = ૦૦ રાજેન્દ્ર શાહ
૫૦૦ = ૦૦ ગુણવન્તલાલ દેસાઈ
૫૦૦ = ૦૦ મેઘનાદ ભટ્ટ
૨૫૧ = ૦૦ ગીતાબહેન પરીખ
૧૫૧ = ૦૦ તનસુખ ઓઝા
૧૨૫ = ૦૦ લીલાબહેન શાહ
૧૦૧ = શશીકાન્ત અમીન
૧૦૧ = પુષ્પાબહેન દલાલ
૧૦૧ = પ્રદ્યુમ્ન તન્ના

**૧૫,૦૪,૭૬૨ = ૦૦**

# કવિલોક ટ્રસ્ટ

**આ** સદીના છઠ્ઠા દાયકાના આરમ્ભે મુંબઈમાં રાજેન્દ્ર શાહના 'લિપિની' પ્રેસમાં અનૌપચારિક રીતે કવિસભા મળતી હતી. તેમાંથી ૧૯૫૭માં 'કવિલોક' દ્વિમાસિકનો પ્રારમ્ભ થયો અને આજ લગી તે નિરંતર ચાલતું રહ્યું છે. અત્યારે આ દ્વિમાસિકનું પ્રકાશન અમદાવાદમાંથી થાય છે. ૧૯૭૯માં કવિતાની પ્રવૃત્તિઓના વિકાસ માટે 'કવિલોક ટ્રસ્ટ'ની સ્થાપના થઈ. આ ટ્રસ્ટ દ્વારા નવ્ય કવિઓના કાવ્યસંગ્રહોનું પ્રકાશન, વિશ્વકવિતાના પ્રશિષ્ટ કાવ્યોના અનુવાદ આદિનું નિયમિત પ્રકાશન થાય છે. વળી, ૧૯૮૭થી અમદાવાદમાં 'વિશ્વ કવિતા કેન્દ્ર'ની સ્થાપના કરવામાં આવી છે, જેમાં વિશ્વની વિવિધ ભાષાના કવિતા વિષયક લગભગ ૩૫૦૦ પુસ્તકો છે. એમાં ઉમેરો થતો રહે. છે. આ કેન્દ્રમાં નિયમિત રીતે કવિ-કવિતા પરનાં વ્યાખ્યાનોનું આયોજન થાય છે. આ પ્રવૃત્તિઓના વિકાસ માટે કવિલોક ટ્રસ્ટ પાસે પોતાનું મકાન હોય તે અનિવાર્ય છે. આથી મકાન અને સાધનસામગ્રી ફંડ માટે સહુને હાર્દિક અપીલ કરીએ છીએ. આપનો ફાળો 'કવિલોક ટ્રસ્ટ'ના નામે ચેક / ડ્રાફ્ટથી નીચેના સરનામે આપ મોકલી શકશો.

**કવિલોક ટ્રસ્ટ c/o કુમાર કાર્યાલય લિ., ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ-૩૮૦ ૦૦૧**

**ટ્રસ્ટને અપાતાં દાન આયકર કલમ ૮૦જી પ્રમાણે કરમુક્ત છે.**

અસરો ઝિલાતી હોય છે આથી સાહિત્યનાં ભાવવિશ્વ, તે માટેની અભિવ્યક્તિક્ષમ ઘટના-ઘટક સામગ્રી, પદાવલી-શૈલી આદિમાં તદનુરૂપ પરિવર્તનો અનિવાર્યતયા આવતાં હોય છે. જે સાહિત્યને વિકાસશીલ રહેવું હોય તેણે, તેના સર્જકો દ્વારા, બદલાતા સમય-સંસારની સાથે તાલ સે કદમ મિલાવવાં પડે જ. અને આથી જ સમયની સાથે સાહિત્ય પણ પરિવર્તનશીલ રહ્યું છે. વિશ્વનાં સાહિત્યોનો આ ઘટનાક્રમ છે.

આપણે ત્યાં સાહિત્યમાં આનો અપવાદ નથી. નર્મદના સમયમાં સુધારાનો પવન ફૂંકાયો તો. કવિતામાં પણ તેની અસર વર્તાઈ. ગોવર્ધનયુગમાં પૂર્વ-પશ્ચિમનાં જીવનમૂલ્યોની સમન્વયકારી દૃષ્ટિ તથા પ્રાચીન સંસ્કૃત અને અર્વાચીન અંગ્રેજી સાહિત્યનાં ભાષાશૈલી અને અભિવ્યક્તિ પરત્વેના પ્રશિષ્ટ-રોમેન્ટિક મિશ્રિત પ્રયોગો થવા લાગ્યા. ગાંધીયુગમાં વળી પાછું સામાજિક-રાજકીય દૃષ્ટિબિન્દુ બદલાયું અને તેની અસર વિષયો તથા ભાષાશૈલી પરત્વે ઝિલાઈ. આમ થવું અનિવાર્ય હતું.

પણ અર્વાચીનયુગના આરમ્ભ સાથે જ સામાજિક પરિવર્તનની જે તરાહ શરૂ થઈ તે મુખ્યત્વે પશ્ચિમની જીવનશૈલી અને વિચારસરણીને અધીન છે. ધીમે ધીમે જીવનશૈલી અને સમાજરચના આધુનિકીકરણ તરફ ગતિ કરતી રહી છે. આ સાથે વિચાર-આચાર, વેદના-સંવેદના અને ભાષા-અભિવ્યક્તિમાં ઘણાં ઘણાં પરિવર્તનો આવ્યાં છે. આ બધું સાહિત્યમાં પ્રતિબિમ્બાતું આવ્યું છે. આ અનિવાર્ય નિયતિ છે. જીવાતા જીવનનો સ્પન્દ જો સાહિત્યમાં ન અનુભવાતો હોય તો તેવું સાહિત્ય નિર્જીવ ભાસે છે.

આજની કવિતાની વાત કરીએ તો ચિત્ર બેધાધંટુ છે. આધુનિકના વિભાવ- વાળાં અનેક કાવ્યો-કુકાવ્યોની ભરમાર છે તો બીજી તરફથી હજુ તળપદ તત્ત્વોને ચગાવતી-ચગળાવતી કાલગ્રસ્ત બાનીમાં રાચતી કાવ્યરચનાઓ યાન્ત્રિક ફાલની જેમ ઊતર્યે જાય છે ! આજે તો હવે વિશ્વ ડૉટયુગમાં પ્રવેશી ચૂક્યું છે ત્યારે હજુ આપણે કાલગ્રસ્ત વિષયો-ભાવોને પમ્પાળતા ભોટયુગમાં જાણે જીવી રહ્યાં છીએ એવો ભાસ ઉપર કહી તેવી કાવ્યકૃતિઓ વાંચતાં થાય છે. ચોખા અને ચૂંદડી, ચાકળા અને ચન્દરવા, પાળિયા અને પાનેતર, નાળિયેર અને નાડાછડી, કઙ્કણ અને કાંબી, સોપારી અને સાકર, કંસાર અને કઙ્કુ, ઢોલિયા અને ઢીંઝલા, ઓકળી અને ઓળીઝોળી, ખોયું અને ખાટ, પાનબીડાં અને પારણાં, થાપા અને થોભિયા, વાઢી અને વેઢ, અતલસ અને અણવર, ઘાટડી અને ઘરચોળું — આવી બધી તળપદ સામગ્રીની ભરમાર અને લોકઢાળોના લલકારથી કીડિયારાની જેમ આજ ગીતયારું ઉભરાયું છે.

અસરો ઝિલાતી હોય છે આથી સાહિત્યનાં ભાવવિશ્વ, તે માટેની અભિવ્યક્તિક્ષમ ઘટના-ઘટક સામગ્રી, પદાવલી-શૈલી આદિમાં તદનુરૂપ પરિવર્તનો અનિવાર્યતયા આવતાં હોય છે. જે સાહિત્યને વિકાસશીલ રહેવું હોય તેણે, તેના સર્જકો દ્વારા, બદલાતા સમય-સંસારની સાથે તાલ-સે કદમ મિલાવવાં પડે જ. અને આથી જ સમયની સાથે સાહિત્ય પણ પરિવર્તનશીલ રહ્યું છે: વિશ્વનાં સાહિત્યોનો આ ઘટનાક્રમ છે.

આપણે ત્યાં સાહિત્યમાં આનો અપવાદ નથી. નર્મદના સમયમાં સુધારાનો પવન ફૂંકાયો તો. કવિતામાં પણ તેની અસર વર્તાઈ. ગોવર્ધનયુગમાં પૂર્વ-પશ્ચિમનાં જીવનમૂલ્યોની સમન્વયકારી દૃષ્ટિ તથા પ્રાચીન સંસ્કૃત અને અર્વાચીન અંગ્રેજી સાહિત્યનાં ભાષાશૈલી અને અભિવ્યક્તિ પરત્વેના પ્રશિષ્ટ-રોમૅન્ટિક મિશ્રિત પ્રયોગો થવા લાગ્યા. ગાંધીયુગમાં વળી પાછું સામાજિક-રાજકીય દૃષ્ટિબિન્દુ બદલાયું અને તેની અસર વિષયો તથા ભાષાશૈલી પરત્વે ઝિલાઈ. આમ થવું અનિવાર્ય હતું.

પણ અર્વાચીનયુગના આરમ્ભ સાથે જ સામાજિક પરિવર્તનની જે તરાહ શરૂ થઈ તે મુખ્યત્વે પશ્ચિમની જીવનશૈલી અને વિચારસરણીને અધીન છે. ધીમે ધીમે જીવનશૈલી અને સમાજરચના આધુનિકીકરણ તરફ ગતિ કરતી રહી છે. આ સાથે વિચાર-આચાર, વેદના-સંવેદના અને ભાષા-અભિવ્યક્તિમાં ઘણાં ઘણાં પરિવર્તનો આવ્યાં છે. આ બધું સાહિત્યમાં પ્રતિબિમ્બાતું આવ્યું છે. આ અનિવાર્ય નિયતિ છે. જીવાતા જીવનનો સ્પન્દ જો સાહિત્યમાં ન અનુભવાતો હોય તો તેવું સાહિત્ય નિર્જીવ ભાસે છે.

આજની કવિતાની વાત કરીએ તો ચિત્ર બેધાધંટુ છે. આધુનિકના વિભાવ- વાળાં અનેક કાવ્યો-કુકાવ્યોની ભરમાર છે તો બીજી તરફથી હજુ તળપદ તત્ત્વોને ચગાવતી-ચગળાવતી કાલગ્રસ્ત બાનીમાં રચતી કાવ્યરચનાઓ યાન્ત્રિક ફાલની જેમ ઊતર્યે જાય છે ! આજે તો હવે વિશ્વ ડૉટયુગમાં પ્રવેશી ચૂક્યું છે ત્યારે હજુ આપણે કાલગ્રસ્ત વિષયો-ભાવોને પમ્પાળતા ભોટયુગમાં જાણે જીવી રહ્યાં છીએ એવો ભાસ ઉપર કહી તેવી કાવ્યકૃતિઓ વાંચતાં થાય છે. ચોખા અને ચૂંદડી, ચાકળા અને ચન્દરવા, પાળિયા અને પાનેતર, નાળિયેર અને નાડાછડી, કક્ણ અને કાંબી, સોપારી અને સાકર, કંસાર અને કક્કુ, ઢોલિયા અને ઢીંઝલા, ઓકળી અને ઓળીઝોળી, ખોયું અને ખાટ, પાનબીડાં અને પારણાં, થાપા અને થોભિયા, વાઢી અને વેઢ, અતલસ અને અણવર, ઘાટડી અને ઘરચોળું — આવી બધી તળપદ સામગ્રીની ભરમાર અને લોકઢાળોના લલકારથી કીડિયારાની જેમ આજ ગીતયારું ઉભરાયું છે.

આ સામગ્રીની સાથે માથાબોળ નાહ્યાની વાત, સીમન્ત રહ્યાની વાત, વગડે બળાત્કારનો ભોગ બન્યાની વાત, તરછોડાયેલી ત્યકતાની વાત, સપનામાં સાજણ જોયાની વાત, કૂંડાળામાં પગ મુકાઈ ગયાની વાત જેવી કાવ્યનાયિકાની વિવિધ દશા-અવદશાઓનું તરઙ્ગખચિત વર્ણન-નિરૂપણ કરતી આભાસી રોમૅન્ટિક રચનાઓનો રાફડો ફાટ્યો છે ત્યારે થાય છે કે એવી કવિતા ભૂતકાળની ચાળ પકડીને વર્તમાનમાં વિચરી રહી છે. આવી રચનાઓ વાંચતાં એવો અંદેશો જાય છે કે એમાં સંવેદનાસિક્ત હૃદયવાણી કરતાં શુષ્ક બુદ્ધિજન્ય તરઙ્ગાવલીનો ભ્રાન્તિભર્યો અપવિલાસ છે. કંઠોપકંઠ ચાલ્યા આવતા લોભામણા લોકઢાળો અને તળપદ તત્ત્વોની તૈયાર સામગ્રીમાંથી કાંતી કાઢવામાં આવેલી આવી કવિતા વાસ્તવમાંથી પલાયનવાદ તરફ લઈ જાય છે અને એક પ્રકારની શાહમૃગી વૃત્તિ જન્માવે છે. જેમ અબૂધ બાળકો ચૂસણી ચૂસતાં થાકતાં નથી તેમ તેવા ભાવકો આવી રચનાથી ભયોભયો થઈ જાય છે અને આવા ભાવકવૃન્દ (કે મહાવૃન્દ)ની ભયોભયો-મય દાદથી પોરસાતો કાવ્ય લખનાર લોકપ્રિયતાને જ કેવળ સર્જનસાફલ્ય માની નિજી પુનરાવર્તોમાં કે અન્યોનાં અનુવર્તનોમાં ખોવાઈને ખલાસ થઈ જતો હોય છે.

નવકવિઓને માટે આ લોભામણી અને લપસણી ભૂમિ છે. કાવ્યલેખનના એક મનોયત્ન તરીકે એ સ્વીકાર્ય અને સહ્ય છે. પણ આવું લેખન એક વળગાડ બને ત્યારે તેના સર્જકને તે બાલમૃત્યુ ભણી દોરી જાય છે. જેણે ઉત્તમ કવિતા સિદ્ધ કરવી છે તેણે થોડું પોતાના યુગથી આગળ ચાલવું પડે છે. ઓછામાં ઓછું યુગ સાથે તો રહેવું જ પડે. પરન્તુ કાળની ગતિમાં જે વિલાતું-ભુલાતું જતું હોય તેને કેવળ ભ્રામક રોમૅન્ટિક મનઃસ્થિતિથી વળગી રહી આગળ ધરવું તે પાછા પડવાની પ્રવૃત્તિ બની રહે છે. તળપદ સંસ્કૃતિ ઐતિહાસિક મૂલ્ય ધરાવતી હોય, દસ્તાવેજી મૂલ્ય ધરાવતી હોય, ત્યારે પણ તેને નર્યા સામ્પ્રતની ધબકતી ધારા ગણી તેની સાથે કામ પાડવું તે થાપ ખાવા જેવું છે. આમ, તળપદ તત્ત્વોની ભૂમિમાં ભટક્યા કરવાની વૃત્તિ કવિતાનાં ઊંચાં શિખરોને આંબવા કરતાં તેની તળેટીમાં આળોટવા-આથડવાની તરઙ્ગી પ્રવૃત્તિ બની રહે છે. આમાં કવિતા કે કવિ કોઈનોય જેવારો નથી.

**ધીરુ પરીખ**

# વિમર્શ

## ન્હાનાલાલનાં વ્યક્તિપરક કાવ્યો

### સતીશ વ્યાસ

ન્હાનાલાલ વીસમી સદીના પ્રારમ્ભ સાથે સંકળાયેલા છે. પિતા દલપતરામ સમગ્ર ઓગણીસમી સદી પર છવાયેલા રહ્યા છે. આપણી બબ્બે સદીઓ આ બે કવિઓથી સમૃદ્ધ બની છે. બન્નેએ યુગબળો પાસેથી જેટલું મેળવ્યું છે એના કરતાં વિશેષ યુગને આપ્યું છે. બન્ને સમુદારતાના, વ્યાપકતાના, સમન્વયના આરાધકો છે. એક તરફ સંરક્ષકવાદી પરિબળો તીવ્ર હતાં ત્યારે પણ પિતા પોતાની રીતે અને પુત્ર પોતાની રીતે સમન્વયવાદી રહ્યા છે. જૂનાનું સારગ્રહણ અને નવાને આવકારવા-સ્વીકારવાની સમુદારતા બન્નેમાં છે. કોઈ પણ મોટા કવિમાં હોવી જોઈએ, હોય એવી ખુલ્લાશ-મોકળાશ બન્નેમાં છે. તત્ત્વજ્ઞાન, સંસ્કૃતિ, ઇતિહાસ, ધર્મના બન્નેના અભ્યાસ-આકલન ઊંડાણ અને મર્મથી ભરેલાં છે. અંગ્રેજી રૂઢિપ્રયોગ પ્રયોજીને કહેવું હોય તો 'ધે વેર વાઈડલી ટ્રાવેલ્ડ પર્સન્સ' (એઓ વ્યાપક પ્રવાસીઓ હતા.) દૃષ્ટિ સતત ફરતી, ગતિમય રહી છે, બન્નેની. એનો લાભ એમની કવિતાને, સાહિત્યને પણ મળ્યો હોવાનું આપણે જોઈ-પ્રમાણી શકીએ છીએ

ન્હાનાલાલનો જન્મ સંવત ૧૯૩૩ના ચૈત્રી સુદ પડવાએ એટલે કે ગુડી પડવાએ. ચૈત્ર માસ એટલે નવા વર્ષનો પ્રથમ દિવસ, ઉત્સાહ અને ઉલ્લાસથી સભર ન્હાનાલાલની ગળથૂથીમાં આ ઉત્સાહ અને ઉલ્લાસ સીંચાય છે. વળી, ચૈત્ર માસ એટલે વસન્ત ઋતુનો ઉત્તરાર્ધ. આ ગળથૂથીમાં આથી જ એ વાસન્તી પ્રકૃતિ-વૈભવ પણ ભળ્યો છે. સુન્દરમે આથી જ ન્હાનાલાલની કવિતાને 'ગુજરાતી કવિતાના વસન્તોત્સવ' તરીકે ઓળખાવી છે.

ન્હાનાલાલ છાકના, છોળના, આધિક્યના અને ઉલ્લાળના કવિ છે. કશુંય ઓછું જાણે કે એમને ખપતું નથી. અતિશયતા એમની સાહજિકતા છે. અતિશયોક્તિ એમની સહજોક્તિ છે. એમની કવિતામાં આથી જ એક પ્રકારનો વિભવ, એક પ્રકારની ઉછામણી છે.

આજના વકતવ્યના વિષય તરીકે મેં ન્હાનાલાલનાં ચરિત્રવિશેષ વિષયક કાવ્યો પસંદ કર્યાં છે. એમાંથી જે તે ચરિત્રની લાક્ષણિકતાઓ તો ભાગ્યે જ મળશે, પણ તે તે ચરિત્રની, તે ચરિત્ર વિશેની, ન્હાનાલાલની ભાવનાસંવેદના જ અધિકી મળશે. આયુર્વેદમાં 'ભાવના આપવી'નો પ્રયોગ છે. એમાં પણ પ્રક્રિયા ખાસ્સી લાંબી, જમાવવા માટેની છે.

ન્હાનાલાલ આ સંઘર્ષમાં સંવેદનાને 'ભાવના' આપવાનું કામ કરે છે. અહીં દસ્તાવેજીકરણ નહીં, સંવેદનીકરણ, ગુણીકરણ, સંકીર્તનિકીકરણ જ વિશેષ થવાનું. એમણે ગદ્યમાં કરેલાં ચરિત્રનિરૂપણો કરતાં એમનાં આ પદ્યમાંનાં, ચરિત્રોની આભા-પ્રભા જુદી જ રહેવાની. આ કાવ્યો છે અને ન્હાનાલાલની નિજી મુદ્રાનો, સિગ્નેચરનો, સ્પર્શ પામેલાં કાવ્યો છે.

આ વ્યક્તિપરક કાવ્યો બે સ્પષ્ટ ભાગમાં વહેંચી શકાય એવાં છે. સ્વજનોને ઉદ્દેશીને લખાયેલાં અને પરિચિતોને ઉદ્દેશીને લખાયેલાં. એક અભિગમવિશેષ એ પણ જોવા મળે છે કે એક-બે અપવાદને બાદ કરતાં પરિચિતો વિશેનાં કાવ્યો છાન્દસ છે. આરમ્ભથી જ એક વલણ સ્પષ્ટ કરીને સ્ટૅન્ડ લઈને હું કહી શકું એમ છું કે સ્વજનો વિશેનાં, એટલે કે છાન્દસ કાવ્યો પરિચિતો વિશેનાં ડોલન શૈલીવાળાં કાવ્યો કરતાં વિશેષ કવિત્વવાળાં, વિશેષ પ્રભાવક રહ્યાં છે. પેલાં

નબળાં છે એમ કહેવાનો આશય નથી, પણ એ છોડ પરનાં પુષ્પો ઓછાં છે, જ્યારે આ છોડ વિશેષ પુષ્પીલો છે. એમાં સ્વજનો પ્રત્યેનો પ્રેમ વિશેષ છે. ડોલન શૈલીવાળાં કાવ્યોમાં જે તે વ્યક્તિવિશેષ પ્રત્યેનો આદર વિશેષ છે જ્યારે સ્વજનો વિશેનાં કાવ્યોમાં પ્રેમ-આદર અને પ્રેમ વચ્ચે જે ભાવાન્તર હોય, એને કારણે ન્હાનાલાલની આ રચનાઓમાં કાવ્યાન્તરનું નિર્માણ થતું હોવાનો આપણને અનુભવ થાય છે.

આ કાવ્યોમાંનાં મોટા ભાગનાં તો ન્હાનાલાલની કૃતિઓના પ્રારમ્ભે મુકાયેલાં અર્પણકાવ્યો છે. આ અર્પણકાવ્યો કેવળ પ્રાસઙ્ગિક કે નૈમિત્તિક ન રહેતાં કાવ્યાત્મક બન્યાં છે એ પણ એની એક મહત્ત્વની ઉપલબ્ધિ છે. એમાંનાં ઘણાં પાછળથી ન્હાનાલાલે 'ચિત્રદર્શનો'માં ગ્રન્થસ્થ કર્યાં છે. સૌથી વિશેષ અર્પણ-કાવ્યો પત્ની મણિને, માણેકને છે. ન્હાનાલાલનો પત્ની પ્રત્યેનો પક્ષપાત, ઝુકાવ, લગાવ કેવો તીવ્ર હતો એની આ કાવ્યો સાખ પૂરે છે. આ બધી રચનાઓનો નિચોડ સારસર્વસ્વ 'ચિત્રદર્શનો'માં મુકાયેલા 'કુલયોગિની' કાવ્યમાં છે.

અહીં પ્રારમ્ભે હું ન્હાનાલાલની ડોલનશૈલીવાળી ચરિત્રવિષયક રચનાઓ લઈશ, જેમાં 'રાજવીર', 'રાજ યુવરાજને', 'શ્રાવણી અમાસ', 'બ્રહ્મદીક્ષા', 'સૌરાષ્ટ્રનો સાધુ', 'ગુરુદેવ', 'એ કોણ' અને 'ગુજરાતનો તપસ્વી'નો સમાવેશ થાય છે. મેં અગાઉ કહ્યું એમ દસ્તાવેજીકરણ આ રચનાનું લક્ષ નથી. આથી ઘણે સ્થળે તો વ્યક્તિનો નામોલ્લેખ પણ નથી. એવા વાસ્તવ-દર્શનથી આમાંની મોટા ભાગની રચના બચીને ચાલી છે. 'રાજવીર'માં પણ આ રાજવી ક્યાંના કે ક્યા એના આધારો ન મળે. એ કાલ્પનિક પણ હોય! ન્હાનાલાલને તો એ વ્યક્તિ પ્રત્યેની સંવેદના જ પ્રગટ કરવી છે. હા, આ રાજવીનો શિકારશોખ દર્શાવતી કેટલીક પઙ્ક્તિઓ અહીં છે. સાથે સાથે એના ઔદાર્યને પ્રગટ કરતી પઙ્ક્તિઓ પણ છે, જેમ કે,

> *'પદ આગળથી ત્હેના ગઙ્ગા ફૂટતી*
> *આબાલવૃદ્ધ સકલ રાજ્યલોક,*
> *બારે માસ ત્હેનું પાણી પીતાં'*

'રાજ યુવરાજને'માં ૧૯૦૫માં જ્યોર્જ ભારત આવ્યા એ ઘટના સાથે જોડાણ છે. બીજું એક જોડાણ પિતા સન્દર્ભે છે. કવિ કહે છે :

> *'ગયા જમાનામાં અમારા પિતાને આંગણે*
> *રાજઅતિથિ આપના પિતા પધાર્યા હતા.''*

અહીંની હિન્દસ્તુતિ નોંધપાત્ર છે :

> *'કવિતા, ભક્તિ, ધર્મની જનેતા,*
> *ઋષિ દ્રષ્ટા, યોગીઓનું વતન*
> *પ્રજાઓનું હિન્દ મહાતીર્થ છે*
> *પ્રભુતાનાં પુરાણ મન્દિરો ઉપર*
> *ધર્મસૌન્દર્યના ધ્વજ ડોલે છે*
> *પ્રજાઓની માતામહી આ પ્રજા છે*
> *કંઈ કંઈ યશવર્તિની મહાપ્રજાઓ*
> *માને મન્દિરે યાત્રાએ આવી ગઈ*
> *બ્રિટિશ યાત્રાળુને શીખ દેજો :*
> *તીર્થમાં પુણ્યાચરણ થાય*
> *પાપાચરણ ન થાય.*
>
> ..... ....... ....
>
> *'હિન્દ અને બ્રિટાનિયાને*
> *જમણા ને ડાબા નયન જેવાં ગણશોને?*
> *મહા રાજ્યકુલનું હિન્દ કુટુંબી કે નહીં?*
> *ને કુલજન તે રોટલો દેશો કે પથ્થર?'*

કાવ્ય લાંબું છે. અતિશયતા ન હોય તો ન્હાનાલાલની કવિતાને ચાલે કેમ? આવી જ અતિશયતા એમની અન્ય ઘણી બધી રચનાઓમાં મળશે. 'એની બેસન્ટ' વિશેનું 'એ કોણ' કાવ્ય પણ નોંધપાત્ર છે. એમને વિશેની વિગતો આપતાં ન્હાનાલાલ લખે છે :

'અવનીને આંગણે
સારા જગભરમાં
થીઑસોફીનાં ચેતન ગીતડાં
ગજવનાર એ દેવી છે
નામ સુણતાં યે અમૃત ઝરે છે
તેનું એક નામ ડૉ. એ. બી.
ને બીજું તો બુલબુલોની વાણીનું છે.'

'વસન્ત'

'શ્રાવણી અમાસ' બન્ધુપ્રીતિનું કાવ્ય છે. એની આ પઙ્ક્તિઓ તો ભવ્યતાનો, ગહનતાનો નિગૂઢ સંસ્પર્શ કરાવનારી છે :

'શૂન્યમુખ ચિદાકાશ, મહાકાળની ગુફા સમું
નિરવધિ, વિભુ વિહારશું વિસ્તરતું
કાલરાત્રિના કિનારા ઉપર
સહોદરના સઙ્ગે હું ઊભો હતો,
આકાશમાંથી તારા વાળી લીધા હતા
પૃથ્વીના પ્રાણમાં જડેલી ત્હેમની છાયાઓથી
કાજળકાળી ડોલન્ત પર્વતાવલિ
તમરાજની સંશય ભૂમિકા જેવી
શોકરાત્રિની સીમ ઉપર હું ઊભો હતો.'

'તમરાજ' જેવાં આ રૂપકો ન્હાનાલાલમાં અન્યત્ર પણ મળે. 'આકાશમાંથી તારા વાળી લીધા હતા' પંક્તિનું સર્જનકાર્ય તો અદ્ભુત છે, 'તારા સાથે 'વાળી લીધા'નું ક્રિયાસંયોજન આસ્વાદ્ય બને છે. આવી પઙ્ક્તિઓ ન્હાનાલાલના કીર્તિસ્તમ્ભ જેવી છે.

'બ્રહ્મદીક્ષા'માં બન્ધુસ્નેહ છે. અહીં બન્ધુના મન્દવાડ અને એ નિમિત્તે હૉસ્પિટલ અઙ્ગેનું ચિન્તન છે. હૉસ્પિટલને એ 'ભવ્ય પરમાર્થનાં મન્દિર' અને 'સ્નેહીઓના સ્નેહની યુનિવર્સિટી' તરીકે ઓળખાવે છે. મહાભૂતોને સ્મરતા હોય એમ ન્હાનાલાલ કહે છે :

'શતશિખ અગ્નિદેવની પાંખ્ય ઉપર
વિહરો અનન્તતાની કુઞ્જોમાં
તેજ, ત્હમે તેજભૂમિમાં પધારો,
કિરણની અમોલખ કણિકા ત્હમે
સૂર્યોનાં સૂર્યરાજમાં વિરમો
વહ્નિરાજ વાદળમાં ભભૂકે છે.
ભભૂકો પ્રભુવિહારી ત્હમે પણ'

અન્તે સરસ શબ્દસમૂહ પ્રયોજી ન્હાનાલાલ કહે છે .

'ધરો ભડકાનો ભેખ
અને લઈ લ્યો બ્રહ્મદીક્ષા, બન્ધુ'

'ભડકાનો ભેખ'નું ષષ્ઠી વિભક્તિજન્ય સર્જકકર્મ કેટલું સુરમ્ય લાગે છે! એમાં દૃશ્ય કલ્પન પણ છે. ન્હાનાલાલ ઉપર ઓવારી જવાનું મન થાય એમના આવા શબ્દકર્મને કારણે.

'સૌરાષ્ટ્રનો સાધુ' ચોરવાડની ભૂમિને સત્ત્વસમ્પન્ન કરનાર અમૃતલાલ પઢિયારને અપાયેલી અઞ્જલિ છે. રચનાનો ઉદ્બોધનાત્મક પ્રારમ્ભ જુઓ :

'સૌરાષ્ટ્રીઓ! સહુ સુણજો
સોરઠ સાધુ સૂનો થતો જાય છે.'

આ પઙ્ક્તિઓ પાછી કાવ્યાન્તે પણ આવી એક વર્તુળ પૂરું કરે છે. અહીં થોડી જીવનવિષયક વિગતો પણ છે. જીવન પરસ્પર વિરોધી વલણોથી યુક્ત હતું. જેમ કે –

'ભામિનીઓથી ભડકેલો તે
અબળાને બલાખાતું ભાખતો
પણ સૌન્દર્યનો હતો પરમ પૂજારી'

એમનો ભોજનરસ પણ નોંધપાત્ર હતો. એ સાધુ હોવાને કારણે પરિવ્રાજક પણ હતા. સમયને પારખવાની એમનામાં સૂઝ હતી. ન્હાનાલાલ કહે છે. તેમ,

'કાલગઙ્ગાને ઉભય આરે
એના ઊંડા પાયા હતા
જૂના-નવાનો તે સેતુ હતો
પ્રેમ પ્રેમ ને પ્રેમ
હતો ત્હેનો જીવનમન્ત્ર
પઙ્ક્તિઓના પાણ્ડિત્ય ધનનો
તે નિર્ધન હતો.'

ન્હાનાલાલ એને 'ગુજરાતના ઓ ન્હાનકડા બુદ્ધ' કહીને સમ્બોધે છે. એમનું લોકભાષા પ્રતિનું મમત્વ એનું નિમિત્ત છે.

એમના દ્વાદશાની સાંજને ન્હાનાલાલે ભવ્ય કલ્પનારસે રસી છે.

*'ત્હારા દ્વાદશાની સ્હાંજ હતી*
*અમે મહાસાગરને આરે હતા,*
*તુજ સ્મરણોને સમ્ભારતા હતા*
*ઘણાએ ત્યાહરે અણદીઠેલું દીઠું*
*વ્યોમ ભરી બાંધ્યો હતો મેઘચન્દરવો*
*ભેજના ગલ સરિખડો*
*સન્તાયેલો હતો માર્તણ્ડ મેઘપટલમાં*
*બજતી હતી ઘેરી ઘેરી*
*સાગરની સનાતન કરતાલ*
*અમ્ભોધિની રૂપેરી ફેનિલ કિનારી સિવાય*
*જલપગથાર ગગનપાટ ને અન્તરિક્ષ*
*કૃષ્ણરઙ્ગી હતાં મેઘ શ્યામ.'*

આવે સમયે દૂર એક તેજભૂમિકા નજરે ચઢે છે. ન્હાનાલાલ એને ઉત્પ્રેક્ષાઓની આવલિઓથી વળ ચઢાવી અધિકી કરતા જાય છે :

*'જાણે આંખડલીના આમન્ત્રણનો ઉત્તર હોય,*
*જાણે અમારી આશાનાં આગમન હોય.*
*જાણે હિમાદ્રિના હિમ પગથારમાંથી*
*ગઙ્ગોદકની સહસ્રધારા વરસતી હોય.'*

એ પછી 'વાદળ છાંયડીના વહતા પૂરની પેઠે / જગત-સીમાન્તેથી વહી આવ્યો / તે તેજભૂમિકાનો પૂરપ્રવાહ'–ની એક શણગાર ઉપમા પણ એમાં ઉમેરે છે.

'ગુરુદેવ' ગુરુ કાશીરામ દવેને અપાયેલી અઞ્જલિ છે. એમને સ્મરતાં જ ન્હાનાલાલને થાય છે કે.

*'સુખનાં સ્મરણોમાં ઊંડું દુ:ખ છે.*
*દુ:ખનાં સ્મરણોમાં ઊંડું સુખ છે.'*

વિપર્યય દ્વારા ન્હાનાલાલે અહીં જાણે કે એક સબળ સુભાષિત રચી આપ્યું છે. કાશીરામની પુણ્યસ્મૃતિને કવિ આ રીતે પ્રગટ કરે છે :

*'સૂર્યનું કિરણ સપ્તરઙ્ગે ઊઘડે*
*ને સાતે રઙ્ગ પાછા સઙ્કેલાઈ*
*એકજ્યોત શ્વેત કિરણ સોહાય;*
*ત્હમારા જીવનનું કિરણ પણ તેમ*
*સંસારમાં અનેક રઙ્ગે ઊઘડ્યું*
*ને ઊઘડી, પ્રફુલ્લી ઝળહળ ઝબકી*
*અન્તે એક જ્યોત સઙ્કેલાઈ*
*ધવલ રઙ્ગે ધર્મમાં આથમ્યું*
*ને સૂક્ષ્મ અંશ અક્ષરચરણે વિરમ્યો.'*

જેમ 'સુખનાં સ્મરણોમાં'વાળી પઙ્ક્તિઓમાં વિપર્યાસનો સર્જનાત્મક ઉપયોગ હતો તેમ અન્ય સ્થળે પણ એ આ કાવ્યમાં કરે છે.

*'ઊર્ધ્વગામીનું જવું યે ધન્ય છે.*
*અધોગામીનું જીવવું યે ધૂળ છે.'*

ન્હાનાલાલ કૃતજ્ઞતાપૂર્વક ગુરુકૃપાને યાદ કરતાં કહે છે :

*'નથી વીસર્યો ને નહીં વિસરાય*
*સ્મરણમાંથી નહીં સરી જાય*
*એ આપેલું જીવતદાન*
*ખરાબે લાધતી મ્હારી નૌકાને*
*વાળી વ્હેણમાં મૂકી*
*એ નાખુદો ભૂલશે કદી*
*ગગનના તારકલેખ ભૂંસાશે*
*કે ભૂંસાય એ હઈયાના લેખ?'*

આ ડોલનશૈલીવાળાં કાવ્યોમાં સૌથી વિશેષ નોંધપાત્ર રચના છે ગાંધીજીને અપાયેલી 'ગુજરાતનો તપસ્વી' નામક અઞ્જલિ. ગાંધીજીની પચાસમી વર્ષગાંઠને દિવસે ન્હાનાલાલ એમને આ રીતે અભિનન્દે છે :

*'મન્દિરોમાં પચ્ચાસ દીપમાળા પ્રગટાવો*
*પચ્ચાસ પચ્ચાસ આરતીઓ ઉતરાવો*

પચ્ચાસ પચ્ચાસ દેવઘણ્ટા વગડાવો.
આજે પ્યચાસ વર્ષોનો ઉત્સવ છે.'

આપણી લોકપરમ્પરાનું એક જાણીતું ગીત છે :

'લાખ લાખ દીવડાની આરતી ઉતારજો.
લાખ લાખ તોરણ બન્ધાય.
આંગણીએ અવસર આનન્દનો.'

એની સાથે અહીંની સંકલ્પનાનો સમ્બન્ધ છે. 'પચ્ચાસ'માંના 'ચ'નું બેવડાવું ન્હાનાલાલના ભાવાધિક્યને પ્રગટ કરે છે. ગાંધીજીની દેહયષ્ટિ તો કેટલી કૃપ હતી? ન્હાનાલાલ કહે છે તેમ,

'એ માનવસળેકડું છે શું?
સળેકડાથી રેખાપાતળું
એ કિરણ છે મહાસૂર્યનું
અડગ અને અવ્યય
અખણ્ડ અને અવ્યય
અખણ્ડ અને અપ્રેમય
એ તપસ્વી છે.'

સાબ્રમતીના ઊંચા કિનારાઓ' પછી તો એને 'અવધૂત' 'સાધુ' 'યોગીન્દ્ર' 'મહાવૈષ્ણવ' જેવાં વિશેષણો દ્વારા નવાજી ઈસુ સાથે પણ સરખાવે છે. કરુણા અને દયા, સત્ય અને અહિંસા, સમભાવ અને સર્વાત્મભાવમાં ગાંધી કયા પયગમ્બરથી ઊતરતા હતા? ઈસુ સાથેની એમની આ તુલના એ અર્થમાં યથાર્થ છે. એના વ્યક્તિત્વમાં પરમ પ્રેમનું તત્ત્વ છે. એમને કોઈ પ્રત્યે તિરસ્કાર નથી. ન્હાનાલાલ કહે છે કે,

'વદને વિરાજેલી છે વિષાદછાયા,
દેશની દાઝથી દાઝે છે
છણછણતી એની દેહલતા
વિરોધીઓ પ્રતિયે પ્રેમીલો
શઠં પ્રતિ સખ્યમ્ બોધનાર
અન્યાય સ્હામે યે ઉગામ મા'– નો અનુયાયી
દેહથી દેહી જયવન્તો છે નો આચરનાર
દુ:ખ તપતી આ દુનિયાનો દરવેશ છે તે.'

'છણછણતી' વિશેપણ કેટલું સર્જનાત્મક રીતે અહીં સંયોજાઈ ગયું છે? અન્યત્ર વાપરેલું એક દૃષ્ટાન્ત ન્હાનાલાલ અહીં પણ વાપરીને લખે છે :

'સિંહને શસ્ત્ર ન હોય,
ને ન્હતાં તે નર કેસરીને'

ચારેય વરણો ગાંધીમાં કેવા સમાવિષ્ટ હતા એની વાત કરતાં ન્હાનાલાલ લખે છે :

'જીવનાદેશ શોધવામાં બ્રહ્મર્ષિ
રણ ખેલનામાં સુભટ ક્ષત્રિયવીર
નીતિ મન્ત્રણામાં સુજ્ઞ વૈશ્ય વર
લોકસેવા ભાવમાં પરમ શુદ્ર
ત્હેનામાં સૌ વર્ણ સમાવેલા છે.'

અને આવા સમુચ્ચયી સમાહારી, સર્વતોગામી ગાંધીને નવાજતાં કહે છે :

'રાગદ્વેષના ઝઞ્ઝાનિલથી પર
ભારતનો વર્તમાન મહાગુરુ
એ તો ગુજરાતનો તપસ્વી
મહાત્મા મોહનદાસ ગાંધી'

ગાંધી સાથે અહીં કસ્તુરબાને પણ ન્હાનાલાલે સ્મર્યાં છે. એમને એમણે–

'કસ્તુરીશી મ્હેકતી તે તપસ્વિની
સાધુ વરની સાધ્વી નાર
પત્નીઓમાં પરમ પત્ની

જગતની એ તો આદર્શ ગુજરાતણ 'કદી પરણેલી બ્રહ્મચારિણી'ને 'સંસારિણી મહાયોગિની' તરીકે પ્રસ્થાપિત કર્યાં છે.

લોકો આવી વિભૂતિને ઝાઝું જીવવા દેતાં નથી. એ એક કટુ સત્ય પણ ન્હાનાલાલ અહીં ભાખીને જાણે કે ગાંધીજીવનનું ભાવિ કથે છે, એ કહે છે કે,

'મહાસત્યોની એવી જ્વાલામૂર્તિઓની

*નથી નિર્માઈ લાંબી જીવન અવધો*
*આનન્દો, માટે આનન્દો, પ્રજાજન!*
*પચ્ચાસ વર્ષોનો આજે ઉત્સવ છે!*

ન્હાનાલાલ ઘણાં કાવ્યોમાં આગળની પઙ્ક્તિઓ આવર્તિત કરી વર્તુળાકાર રચે છે. એમ અહીં પણ પ્રારમ્ભની પઙ્ક્તિઓ પુન; સંયોજાય છે.

કવિની ડોલનશૈલી વિશે વિદ્વાનોએ આ અગાઉ ઘણાં વિધાયક-નિષેધક વિધાનો કર્યાં છે. પણ મને ઘણે સ્થળે છન્દોની ગન્ધ મળે છે. એ પ્રતિ હું નમ્રતાપૂર્વક ધ્યાન ખેંચવા માગું છું. જેમ કે,

૧. 'ઇન્દ્ર શો તે શોભતો' – હરિગીત

૨. 'સામન્તનું શૂરાતન, નાયકની રસિકતા' મનહર

૩. 'શૂન્યમુખ ચિદાકાશ' અનુષ્ટુપ

૪. 'ગંભીર કોલાહલભર્યું એ બજાર' ઇન્દ્રવજ્રા

૫. 'શ્રદ્ધા છે ગુરુબોધમાં' અનુષ્ટુપ

૬. 'તે કલ્યાણ જ પામ્યા છો' ચોપાઈ

૭. 'ઘેરે નાદે મુખની મોરલી બોલતી' ભુજંગી

૮. 'પ્રારબ્ધવાદી છતાં નિરન્તર' ઇન્દ્રવજ્રા

૯. 'કહે છે ને સૌ કે' શિખરિણી

આવાં બીજાં દૃષ્ટાન્તો પણ મળે. ન્હાનાલાલે સભાનતાથી આવા પ્રયોગો કર્યા છે. એમ કહેવાનો આશય નથી પણ કવિનું છન્દપ્રભુત્વ સહજ રીતે જ એમની પાસે આવી પઙ્ક્તિઓ સરજાવતું હશે.

હવેના ખણ્ડમાં આપણે ન્હાનાલાલનાં છાન્દસ અઞ્જલિકાવ્યો વિશે વાત કરીશું. આમાં મુખ્યત્વે કુટુમ્બીજનો છે. 'રાજસૂત્રોની રાજત્રિપુટી'ની બે રચનાઓ અલબત્ત છંદોમાં છે પણ બાકીની તો કુટુમ્બીજનો માટેની જ છે. 'રાજ મહારાજ એડ્વર્ડને'માં એડ્વર્ડ કરતાં ભારત ભૂમિનું ગૌરવ વિશેષ આલેખાયું છે. ગુજરાતની અસ્મિતાનો નામોલ્લેખ મુનશીએ વધારે કર્યો પણ એને મુનશી પૂર્વે ચરિતાર્થ કરી ચૂકેલા નર્મદ અને ન્હાનાલાલ છે. ન્હાનાલાલે પ્રસ્તુત કાવ્યમાં પૃથ્વી, દ્રુતવિલમ્બિત અને પુષ્પિતાગ્રામાં ભારતમહિમા પ્રગટ કર્યો છે. એડ્વર્ડને સમ્બોધીને એ કહે છે :

*'સુવર્ણસર તવ પદે ઢળી નમેલ ઓસ્ટ્રેલિયા*
*જુવે તવ પ્રકાશમાં નિજ લલાટલેખ આફ્રિકા*
*નવીન દુનિયા તણો મુગટ કાનડા ઝળહળે,*
*દીપે હૃદયમૂર્તિ હિન્દ મુજ પાછું ઉદયાચળે'*

કાવ્યમાં અન્યત્ર પણ આવો જ પૃથ્વી-પ્રયોગ છે. પણ્ડિત યુગમાં પૃથ્વીને ઠાકોર ઉપરાંત આમ ન્હાનાલાલે પણ સામર્થ્યપૂર્વક પ્રયોજ્યો છે એ વીસરવા જેવું નથી. 'રાજરાજેન્દ્ર'માં પણ પૃથ્વીનો પ્રયોગ છે. એ ઉપરાંત ઉપજાતિ, અનુષ્ટુપ, સ્રગ્ધરા, ઇન્દ્રવંશા, વંશસ્થ, દ્રુતવિલમ્બિત, તોટક અને વૈતાલીયનો પણ અહીં વિનિયોગ છે. કાન્તે જેમ ખણ્ડકાવ્યમાં વૃત્તવૈવિધ્ય દાખવ્યું હતું એમ ન્હાનાલાલ આવાં દીર્ઘકાવ્યોમાં વૃત્તવૈવિધ્ય દાખવે છે. ભારતનું નયનસૌન્દર્ય પ્રગટ કરતાં ન્હાનાલાલ તોટકમાં લખે છે :

*'જળમાંથી ઊઠ્યાં કમળો વિકસે*
*ત્યમ હિન્દ તણાં નૃપ! નેન હસે''*

સામ્રાજ્યની ન્હાનાલાલની વિભાવના નીચેની પઙ્ક્તિઓમાં અસરકારક રીતે પ્રગટ થઈ છે :

*'સામ્રાજ્યના રાજ! અનેક અઙ્ગો*
*સૌના ગુણોના નવલા જ રઙ્ગો*
*સામ્રાજ્ય રાજન્! નથી એકતામાં*
*સામ્રાજ્ય તો ઐક્ય જ ભિન્નતામાં*

'દ્વા સુપર્ણા'ની વિભાવના ચરિતાર્થ કરતા હોય એમ ન્હાનાલાલ 'રાજરાજેન્દ્ર'ને સમ્બોધીને કહે છે કે

*'પૂર્વ પશ્ચિમ બે પાંખો છે રાજેન્દ્ર! નૃલોકની*
*પરસ્પરને આધારે ઊડે છે પૃથ્વી પઙ્ખિણી'*

ભારતના સર્વકાલીન શાન્તિપાઠને ન્હાનાલાલ અહીં ગાંધીવિચાર સાથે જોડી દે છે :

*'શાન્તિ નથી રાજવી! કોઈ ભીરુતા*
*શાન્તિ નથી રાજવી! કોઈ શૂન્યતા*
*શાન્તિ નથી રાજવી! કોઈ દીનતા*
*છે શાન્તિ સંવાદ વિકાસ આર્યતા!*

પ્રસ્તુત કાવ્યમાં કાન્તની જેમ ન્હાનાલાલે ખણ્ડ છન્દના (અનુષ્ટુપના) કરેલા પ્રયોગ વિશેષ ધ્યાનપાત્ર છે. જેમ કે,

*'ઊંચેથી જેટલે આવે.' (અનુષ્ટુપ)*
*'પાણી પ્રજાભક્તિ તણાં નૃપાલનાં' (ઇન્દ્રવંશા)*
*'ફુવારા એટલા ઊંચા!*
*ઊડે પ્રજાની નૃપ! રાજ ભક્તિના'*

આમ, અહીં પણ વ્યક્તિચિત્ર કરતાં દેશભક્તિચિત્ર જ વિશેપ તો પ્રગટ્યું હોવાનો અનુભવ કરી શકાય છે.

'સહ્રમિત્રા'નું પુત્રી વિનતાને થયેલું અર્પણ થોડું ચરિત્રકેન્દ્રી થયું છે. એમાં વિનતાના શૈશવનાં મસ્તી-તોફાન આલેખાયાં છે. રચનાનો પ્રારમ્ભનો ખણ્ડ ન્હાનાલાલની ભવ્યતા-નિર્માણ-કલાનો દ્યોતક છે.

*'કાળા કાળકરાળ ઊર્મિછલનો*
*ડોલન્ત દિક્ પ્રાન્ત શો*
*ઘેરાણો ઘન આભમાં ઝઝૂમતો*
*સંસારનાં ઝૂણ્ડ શો.*
*એની કોક અટારીએ થનગનતા કો મોરની*
*કલગી શું*
*આભે ઇન્દ્રધનુપ ઊગ્યું, ઝળક્યું ઝળક્યું જ ત્યાં*
*આથમ્યું.'*
*નગરી પ્હેણે ઢોળઈ જાય ત્યહાં છે*
*ભાંગ્યો તૂટ્યો સપ્તર્ષિ કિનારો*
*સંન્યાસિની જેવી સુશીલને ત્યહાં*
*સંન્યાસ ઘાટે દીધ અગ્નિ દીક્ષા*
*વસંતે વરસે જેવાં વાસન્તી વેલફૂલડાં*
*સુગન્ધોથી ભર્યાં એવાં વર્ષી ગઈ તું બોલડાં'*

વિનતાને શુભકલ્યાણ વાંચ્છતા ન્હાનાલાલ ગીત દ્વારા કહે છે :

*'સુલક્ષણા સઞ્ચરો હો જી રે!*
*પગલામાં પાથર્યાં કલ્યાણ!'*

આપણી 'રેડ કાર્પેટ' તો આજ! કલ્યાણ પથ'ની ન્હાનાલાલની વિભાવના આમ ઘણી નિરાલી છે.

'પ્રેમકુઞ્જ', 'જગત પ્રેરણા' જેવી રચનાઓનાં અર્પણો' સખી માણેકને થયાં છે. પણ એનું શિખર પ્રગટ થયું છે 'કુલયોગિની'માં. પત્નીની ગુરુતા અને પોતાની – પતિની – લઘુતાનો સન્નિધિયોગ અહીં છે, એમાં પ્રતિભાવ અને પ્રાયશ્ચિત્તભાવ છે. ન્હાનાલાલની દામ્પત્ય ભાવનાનું એમાં ઔદાર્ય અને ઔદાત્ય છે. સ્વજનો વિશે લખાયેલાં બે અત્યુત્તમ કાવ્યોમાં એક છે 'કુલયોગિની' અને બીજું છે 'પિતૃતર્પણ'. કવિનો જ અનુષ્ટુપ પ્રયોજીને કહું તો,

*'ગણું છું અઞ્જલિ કાવ્યો, કવિનાં બે અનુત્તમ*
*એક તો 'કુલયોગિની' બીજું છે 'પિતૃતર્પણ'*

પત્ની માણેકના વાત્સલ્યની, ઔદાર્યની, સહનશીલતાની એક જાજરમાન છબી ન્હાનાલાલ અહીં ઊભી કરે છે :

*'અન્તરિક્ષે હતી દૃષ્ટિ, સૂની ને કંઈ શોધતી*
*હતું તે પેખતી નહોતી, ન્હોતું તેને નિહાળતી'*

આવી ગૃહિણીને ન્હાનાલાલ 'કુલની રાણી' તરીકે ઓળખાવે તે સાહજિક જ છે ને!

'દેવી તું કુલની રાણી, હું યે મહેમાન
માંડ્યું તે કુલનું રાજ્ય રાજયોગ ખરો કર્યો.'

ન્હાનાલાલનું આધિક્ય જોવું છે? જુઓ, માણેકને કરેલાં સંબોધનો!

*'દેવિ! સતી! પરમ પાવનકારી ભાર્યા*
*કલ્યાણિની! ગૃહિણી! ઓ પ્રભુપ્રેમી આર્યા.'*

આગળ જતાં 'સખી' 'સજની' 'શાન્તમૂર્તિ' 'મહાદેવી' 'તપસ્વિની' અને 'કુલદેવી' સુધી એ

વિસ્તરે છે. અને પરાકાષ્ઠારૂપે 'કુલયોગિની' તો ખરું જ. જાણે વિવિધ સમ્બોધનો કરતાં કરતાં, શોધતાં શોધતાં ન્હાનાલાલની લેખિની આ 'કુલયોગિની' પર ઠરે છે. તળાવતીર સાથેની પોતાની તુલના કરતાં, પોતાની હિનતા આલેખતાં ન્હાનાલાલ કહે છે :

*'અહો! મહાભાગ તળાવ તીર*
*'અહો! મહાભાગ હું યે લગીર,*
*જેવી તમારા જલમાં વનશ્રી*
*ત્હેવી જ મ્હારા ઉરમાં કુલશ્રી'*

'પિતૃતર્પણ' માત્ર આ જ શ્રેણીનું નહીં, ન્હાનાલાલનું જ નહીં, ગુજરાતી કવિતાનું એક અત્યુત્તમ અઞ્જલિકાવ્ય છે. પિતા વિશે લખાયેલાં ગુજરાતી કાવ્યોમાં 'પિતૃતર્પણ'ની તોલે પહોંચે એવું કોઈ અન્ય કાવ્ય નથી. નિતાન્ત પિતૃભક્તિ અને પ્રપત્તિભાવે અહીં કાવ્યાત્મક રૂપ ધારણ કર્યું છે. પિતા દલપતરામ વિશે ન્હાનાલાલે અનેક પૃષ્ઠોવાળો ચરિત્રગ્રન્થ પણ લખ્યો છે. પણ ત્યાં દસ્તાવેજી સામગ્રી વિશેષ છે. અહીં તો પુત્રની પિતા પ્રત્યેની ભક્તિભાવના જ વિશેષતઃ પ્રગટી છે. પિતાના મૃત્યુ પછી બાર વર્ષે – કહોને કે આ પણ દ્વાદશા જ છે – આ રચના થઈ છે.

*'બાર બાર ગયાં વર્ષો રાત્રિઓ પડતાં સૂની*
*બાર બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીની*
*બાર વર્ષો થયાં, તાત મૃત્યુના પડદા નમ્યે*
હજી યે ચક્ષુમાં તોયે પ્રવેશો પૂર્વનાં રમે'

'ગયાં', 'વહ્યાં' અને 'થયાં' રૂપોનો બદલાતો પ્રયોગ અહીં સુપરિણામી બન્યો છે! 'મૃત્યુના પડદા'ની સાથે 'પ્રવેશો પૂર્વના'નો સન્દર્ભ પિતા દલપતરામના જીવન નાટ્યને આવરી લે છે. આ પણ જાણે કે આખો એક ચાક્ષુષ યજ્ઞ છે. કાળના વેગને ન્હાનાલાલ આ રીતે આલેખે છે :

'કાળની વીંઝતી પાંખ અનંગ વેગથી ભરી નેડા મીંચી ઊઘાડું ત્યાં, આવે બ્રહ્માંડને ફરી પિતાને અઞ્જલિ આપતાં ન્હાનાલાલ પોતાને પ્રિય ઋતુ, જન્મની ઋતુ વસન્તને યાદ ન કરે તો જ નવાઈ!

'વસન્તે ને વસન્તે આ બોલ છે બોલ કોકિલા આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા દલપતરામ યુગ સંક્રાન્તિનું ફરજન્દ હતા. એ સમય. સન્દર્ભને યાદ કરતાં કવિ કહે છે :

*'વીતતી દીર્ઘરાત્રિ ને થતો પ્હરોઢ દેશમાં*
*એ પ્હરોઢે ઊગ્યા આપ આશાવાદી અરુણશા'*

દલપતરામની વ્યક્તિગરિમા ન્હાનાલાલ આવી ભવ્ય રીતે આલેખે છે :

*'છાયા તો વડલા જેવી ભાવ તો નદના સમ*
*દેવોના ધામ જેવું હૈયું જાણે હિમાલય'*

અહીંના 'અમૃત', ડાહ્યાલાલ' 'દેવાનન્દ' આદિના નિર્દેશો વણી લેતી પઙ્ક્તિઓ સમીકરણાત્મક છે, પણ કવિનું એક ચિત્ર સુરમ્ય છે :

*'હાથે પીતળ પટ્ટાળી શ્યામ સીસમ લાકડી*
બાંધી રાખી શું સંકેલી સેના સેતાનની લડી'

'સેતાન'નો સન્દર્ભ પણ્ડિત યુગમાં થાય એ સ્વાભાવિક છે. આ યુગમાં જ ગુજરાતમાં ખ્રિસ્તી ધર્મનો પ્રભાવ બંધાવા માંડ્યો હતો અને કાન્ત, કલાપી જેવા તો એના રઙ્ગે રઙ્ગાઈ ચૂક્યા હતા. ન્હાનાલાલમાં ભલે પ્રચ્છન્ન-પણે પણ આ સન્દર્ભો આપણે જોઈ શકીએ છીએ. મહાપુરુષોના 'વજ્રાદપિ કઠોરાણિ મૃદૂનિ કુસુમાદપિ' જેવું ચરિત્ર દલપતરામનું પણ હતું.

*'નમ્રતે નમતા ત્હોયે શૈલ શી દૃઢતા હતી,*
*ચાલ ધીમી ધીરી ત્હોયે ખન્તથી વેગીલી ગતિ'*

'કુલયોગિની' જેમ અહીં પણ સમ્બોધનોની ભરમાર છે, અતિશયતા છે. અગાઉ કહ્યું તેમ ન્હાનાલાલની કવિતાનો ગુણ જ અતિશયતા છે.

'આદ્યદ્રષ્ટા આ યુગના. કવિ છો, સૂત્રકાર છો
ને જીવન દેશ ઋષિ છો, સ્મૃતિકાર છો
ભવિષ્યવેત્તા. સચ્ચાઈ, પયગમ્બર છો પ્રભુ તણા
નવીન ગુર્જરરાષ્ટ્રએ ગજાવી ગેબી ઘોષણા
ધીર ગમ્ભીર નેતા ને દીર્ઘદર્શી ત્હમે ઘણા,
બોધી તેવી દક્ષતાથી ધીરે ધીરે સુધારણા'

દલપતરામની સંયમી મૂર્તિનું ચિત્ર પણ કેટલું સન્તર્પક છે!

*'દેહના સુરથે સ્થાપી દેહી કેરો મહારથી*
*ઇન્દ્રિયોના અશ્વ જોડી લગામો વૃત્તિની ગૂંથી*
*વિવેકસારથિ માંડી. અખણ્ડ પ્રભુની દિશે*
*ત્હમે કીધી મહાયાત્રા વિશ્વના વિષયો વિશે.'*

'તેહિનો દિવસા ગતા' ની જેમ કવિ પણ સમ્ભારે છે કે, "ગયો તે યુગ મસ્તાનો ઝઝાવાતો ગયા બધા

*આપના મૃત્યુએ તાત! 'આછાં નીર ઊંડાં કીધાં'*

કાવ્યમાં પ્રાયશ્ચિત્તભાવ પણ છે. કવિએ પિતાને પજવ્યાં-દૂભવ્યા છે.

*'એ અળવીતરાંની એ ક્ષમાઓ તાત ! આપજો*
*ન જોશો માટીને દેવા. માનજો પઙ્ક પઙ્કજો.'*

'ગુજરાતનો તપસ્વી'માં જેમ ગાંધીજી સાથે કસ્તુરબાને તેમ 'પિતૃતર્પણ'માં પિતા સાથે માતાને પણ કવિ સ્મરે છે. માતા પણ કેવી ભવ્ય છે!

*'આભના વર્ણથી આંજી વિશાળી તુજ આંખડી*
*આભના ભેદમાં જોતી દષ્ટિ તે ત્હારી વડી.'*

માતાને કવિ નર્મદા સાથે સરખાવી એમની શસ્યોજ્જ્વલા પ્રતિભાને ઉપસાવે છે.

*'ગુર્જરી વાડીમાં એક નદી રેવા અનુત્તમ*
*ગુર્જરી વાડીમાં તેમ માત રેવા અનુત્તમ'*

આ બન્નેને કવિ સજળ નયણે સ્મરે છે :

*'ભરી અઞ્જલિ અશ્રુની કરું છું. આ હું અર્પણ*
*સત્કારો સ્નેહની સેવા પુત્રનું પિતૃતર્પણ.'*

આ કાવ્ય 'ભગવદ્‌ગીતા'નું અર્પણ કાવ્ય છે. ગીતાના અનુષ્ટુપનો અહીં સહજ પ્રભાવ પડ્યો છે. એવો જ ગરવો ગમ્ભીર ગહન અનુષ્ટુપ અહીં પ્રયોજ્યો છે. આપણા વિવેચને એની ઉચિત નોંધ લીધી જ છે.

ન્હાનાલાલનાં આ અઞ્જલકાવ્યોની વાત કરવાનો આશય આજના આ ન્હાનાલાલ જન્મજયન્તીના દિવસે એમનાં કુટુમ્બીઓનાં અને એમનાં સ્મરણનો છે. એમનાં કુટુમ્બીજનોની સામે એમના કુટુમ્બકુળની અન્ય વ્યક્તિઓની વાત કરવાથી કુળમધુરિમા રચાય છે. આ બધા શ્રોતાજનો પણ ન્હાનાલાલનું કવિકુળ જ છે ને? કિઙ્ગ એડવર્ડથી માંડી ભ્રાતા ભગિની, પત્ની, ગુરુ, મિત્ર, માતા અને પિતાનાં ન્હાનાલાલનાં સ્મરણો આ કુળ સમક્ષ નહીં રજૂ કરીએ તો ક્યાં કરીશું? એવા આશયથી આજનો આ વિષય પસન્દ કર્યો છે. આ કુળનાં આવાં આવાં ચરિત્રો માટે છેવટે તો આ જ કહેવાનું રહે છે કે,

*'શું શું સંભારું? ને શી શી પૂજું*
*પુણ્ય વિભૂતિ યે?*
*પુણ્યાત્માનાં ઊંડાણો તો આભ જેવાં*
*અગાધ છે.'**

* (૫-૪-૨૦૦૦). ગુડી પડવોના રોજ ન્હાનાલાલ જયન્તી નિમિત્તે ગુજરાતી સાહિત્ય પરિષદ, અમદાવાદમાં આપેલું વક્તવ્ય.)



## મારે વગડે

ઉશનસ્

મારે વગડે અડીઅડ ઝાડ
 કે પાંદડાં ફરકે છે.
હજી હમણાં જ વીત્યો અષાઢ
 કે ઝરણાં ખળકે છે:
એને ઝાડવે ઝાડવે ડાળ–
 પે પાંદડાં ચળકે છે.
એને પાંદડે પાંદડે ધાર
 કે તેજલ ડળકે છે;
એનાં ઝાડ-ઝાડ વચ્ચે તાર
 કે જીવતા લટકે છે.
લેઈ કરોળિયા અવતાર
 કે સૂરજ સરકે છે:
કોઈ રાની પશુની ત્રાડ
 કે વનપીઠ થરકે છે.
એની ફીણ ફીણ-શી મોંફાડ
 કે લાળે લળકે છે.
એ તો સૌ-શું અમથો આમ
 એકલો મરકે છે.
જોતાં ઉશનસ્ રસરસ જામ
 ભરેલો છલકે છે

## નેપથ્યનાં પાત્રો

ભાનુપ્રસાદ પણ્ડ્યા

વારે વારે નીરખું વ્યવહારે યદા લોકવૃન્દે
લેતો નોંધી: દગ ફરકરે, નેણ વંકાય ત્રાંસાં,
ગાલેહોઠે નવતર વળાંકો ઊઠે સદ્ય ભાલે
ઝાઝી રેખા! શબદ સરતા પાંચીકા જેમ લિસ્સા.
વાંકીચૂંકી ગરદન કરે, સ્કન્ધ ખેંચાય ઊંચા–
નીચા! હાસ્યો અધિક ફીણ-શાં, ને ઘડી અશ્રુ હેવા
અઙ્ગે અઙ્ગે ઉભય કરના જોઉં જ્યાં ચેનચાળા
એવું ભાસે: જગત ચડતું કે પછી નાટ્યશાળા?

આ સૌ રીઢા જનસમૂહમાં પાત્ર આ વિશ્વમઞ્ચે
ઓછાં આવે, વધુ જવનિકા પાર્શ્વ, ને વાણીચેષ્ટા
આંજે એવાં નહિ દરસતાં, દર્શકો વ્યગ્ર થાતાં
પ્રેક્ષાસ્થાને 'અણઘડ' કહીને નવાજે મજાકે!
નેપથ્યે જે અધિક પ્રહરો ગાળતાં વ્યસ્ત રહેતાં
એ પાત્રો કાં મુજ હૃદયની પ્રીતિને જીતી લેતાં?

## ગીતની કડી

ભાનુપ્રસાદ પણ્ડ્યા

ગીતની કડી....
સોડમભેળી આંકડા ભીડી,
પાંખડીઓને પ્રાસમાં જડી,
વનની વાટે નીકળી પડી!
આંબલે છુપ્યા
કણ્ઠથી કૂણા ટહુકા સર્યા,
લયના લીલા પાલવે ભર્યા!
ચાલમાં રોપી
નાજુકતીણાં નખરાં નર્યાં
ઝાંઝર હેઠળ પગલાં ખર્યાં!
કાઢતી હડી
વીણતી એને ધૂળમાં પડી!
ઊપડી થઈ તાલની ઝડી!
ડુઙ્ગરા-દેરી નદીતળાવે કરતી કેલિ,
ઘાસમઢુલી ઊંચકી ભેળી,
ઝૂંપડી નાની કાખમાં તેડી,
અમળાતી જાય
આંખને અડી, પાઘ છઝ્છેડી
જોણાંને પણ જાય ઝઝ્ઝેડી!
વેણમાં ખોલી વ્હાલની ગડી,
હોઠથી સરી ઢાળમાં ઢળી!
વાયરે ભળી – કોઈને જડી?

## ઓ સોનાર-નાવના નાવિક!

યશવન્ત ત્રિવેદી

ઓ સોનાર-નાવના નાવિક, મારે કાજે
પક્ષીના પડછાયા જેટલી રાખી છે તેં કોઈ જગ્યા અવશેષ?
ઓ સોનાર-નાવના નાવિક, કોને કાજે
કિયે કિયે તું દ્વીપ-નદીને કેટલેકેટલે ફરતો રહેતો દેશ-વિદેશ?
આંખની ઉપર નેજવું કરી, તડકાની ગન્ધ લૂછતી, તને પેખતી ચારેકો
સાદ દેતી હું ક્યાંકથી આ વરસાદ આવે ને ક્યાંકથી આવે મોર
ઓ સોનાર-નાવના નાવિક, પોષની આજે
રાન-બરુની કાંસકી કરી, પાસ બેસાડી, ઓળીશ મારા કેશ?
ઓ સોનાર-નાવના નાવિક, મારે કાજે
પક્ષીના પડછાયા જેટલી રાખી છે તેં કોઈ જગ્યા અવશેષ?
પક્ષી આવે ઘેર પાછું ને દિનની રઝળપાટ શમી જાય સાંજને ટાણે
હુંય તે ચઢી જાઉં તારી આ નાવમાં તારો હાથ ઝાલીને મનને ગાણે
ઓ સોનાર-નાવના નાવિક, મારે કાજે
જાઉં બેસી તો ટોકતો નહીં, નાવને પછી રોકતો નહીં લેશ!
ઓ સોનાર-નાવના નાવિક, જાણજે આજે
સઘળી ફસલ અહીં ભરી છે – જઈ લે મારે રુદિયે, મારે વેશ!

## લખી મોકલ

અશોક ચાવડા 'બેદિલ'

એક વેળા તું મને કાગળ લખી મોકલ,,
સાવ કોરી આંખ છે વાદળ લખી મોકલ.

આંસુઓના નામ પર અટકળ લખી મોકલ,
ફૂલ જેવો પત્ર લે ઝાકળ લખી મોકલ.

હું વિરહના અન્ધકારોમાં જ ભટકું છું,
રોશની જેવું કશું ઝળહળ લખી મોકલ.

ક્યાં સુધી વાંચ્યા કરું કાગળ અધૂરો હું?
જો સમય થોડો મળે આગળ લખી મોકલ.

રૂબરૂ આવી મળે 'બેદિલ' ઘરે તારા
તું રહે છે જ્યાં મન એ સ્થળ લખી મોકલ.

# ઘેટાં

## પ્રવીણ પણ્ડયા

વાડામાં રહ્યે રહ્યે
એમને થાય છે કે
જ્ઞાન વધી રહ્યું છે
પણ
હકીકતમાં તો વધતું હોય છે ઊન.
જ્યારે
ઊન ઉતારીને
એમનાં શરીરને
બીજા પાક માટે તૈયાર થયેલાં ખેતર જેવાં
બનાવી દેવાય છે
ત્યારે પણ એમને એવું લાગે છે કે
પોતે નિસ્પૃહ બની મોક્ષ તરફ ગતિ કરી રહ્યાં છે.
સાંકડા વાડાઓમાં પુરાયેલાં જથ્થાબન્ધ ઘેટાં
માથાં ઊંચકીને
સતત એકબીજાંને ઇજા પહોંચાડતાં રહે છે.
એમના માલિકો
એમની ઓળખાણ સરળતાથી થઈ શકે એ માટે
એમનાં શરીર પર
ગળી-મટોડી
કે લાલ-લીલા રંગ સતત ચોપડતા રહે છે
જેને ઘેટાં પોતાની ચેતના પર ધારણ કરી
શ્રદ્ધાપૂર્વક નિભાવ્યે રાખે છે.
સૂર્યોદય થતાં જ
તેઓ શિસ્તબદ્ધ સંયમી
મૂલ્યબોધની સભાનતાવાળાં
આન્દોલનકારીઓની આગવી છટાથી
નીકળતાં હોય છે
અને
ત્યારે
જાણે સમગ્ર સૃષ્ટિ ઊંધું ઘાલીને એમની સાથે
ચાલી રહી છે
એવો ભ્રમ સર્જી જતાં હોય છે. ઘેટાં.
એ ખુલ્લામાં ચરતાં હોય છે ત્યારે
હવા એમના કાનમાં કશુંક કહેતી હોય છે
ખળખળ વહેતી નદી એમની નજરે ચડવા ઉત્સુક હોય
ઉન્નત પર્વતમાળાઓ
એમનાં ઝૂકેલાં માથાંઓને પ્રેરવા તૈયાર હોય છે
સૂર્ય આથમવા સુધી પ્રયત્નશીલ હોય છે
એમની દૃષ્ટિનો વ્યાપ વધારવા
ખેતરનાં બે ઝાડ વચ્ચેના ઘોડિયામાં
લટકતું બાળક
આકાશ સામે પગ ઉછાળતું
ગજવતું હોય છે વાતાવરણને.
પણ ઘેટાં!!
એ મરતાં નથી,
વધેરાય છે
માલિકોની જરૂરિયાત માટે
અને
ગુણાંકમાં વધારતાં રહે છે પોતાની સંખ્યા.
ક્યારેક
સપનામાં પણ
આખેઆખા પૃથ્વીના ગોળા પર
ઘેટાં જ દેખાય છે
અને
મને લાગે છે કે
ઘેટાંથી ડરવા અને ચેતવા જેવું તો છે જ!

# પૃથ્વીની જેમ મેં જેની ચરણરજ લીધી હોય...!

યશવન્ત ત્રિવેદી

મેં તારા ગ્રીસની કેટકેટલી પુરાણકથાઓ વાંચી છે, મીડિયા વિટ્‌સાક્સિસ!

લીડા અને હંસની કથા સાંભળીને તો ડબ્લ્યૂ. બી.યેટ્સ જેવા પણ
લીડાના 'સ્ટ્રેન્જ હાર્ટ'થી ભયભીત નહોતા થઈ ગયા?
વળી, દેવાધિદેવ ઝ્યૂસે હરે આખલાનું રૂપ ધારણ કરીને
જે વૃક્ષ નીચે યુરોપાને રેપ કરી તે જોઈને હું સ્તબ્ધ થઈ ગયેલો!
વળી, આ વૃક્ષને, બારે માસ પર્ણોથી લીલુંછમ રહેશે—
એવા દેવાધિદેવના મળેલા આશીર્વાદથીય હું વિસ્મયચકિત હતો!
એક દેવતા પ્રોઝર્પીનાને પાતાળમાં ઉપાડી ગયો એટલે
હવે માતાને મળવા એ દર વર્ષે વસન્ત રૂપે પૃથ્વી પર આવે છે—
એ વેદના અને વિસ્મયને હજી આજેય હું છૂટાં નથી પાડી શક્યો!
ને દેવી એફ્રોડાઇનનું ચપ્પલ ગાલ પર ખાતા ગ્રામીણ દેવતા પૅનને
ઍથેન્સના મ્યૂઝીઅમમાં દેખાડતાં તેં મને કેટલો હસાવ્યો હતો, મીડિયા વિટ્‌સાક્સિસ!

ટેન્ટેલસના કપની કેટલી વેદના છે, મીડિયા,
કે હોઠ પાસે આવીને પ્રવાહી અટકી જાય – ન પિવાય કે ન ઢોળાય
પણ...

પણ તું જ્યારે પૉપ્લર અને ગ્રીસના વરસાદ વિષે કહેતી ગઈ
ક્વચિત્ તેં પહેરેલા સમુદ્રવસ્ત્ર વિષે કહેતી ગઈ
કારિઆતીદત – કન્યાઓનાં સ્તનો અને ફિડિયાસે કન્ડારેલાં પારેવાં વિષે કહેતી ગઈ
એક્રોપોલિસની તળેટીમાં વળામ્બીને તેં મારા માટે ઇજિયનનાં પાણી જેવાં બ્લ્યૂ બેલ ચૂંટ્યાં
તારા ગાલને અડતાં વાદળાંના સ્કાર્ફને તું કેટલી ઇનસન્સથી ઉડાડતી રહી
મિજબાની માટે ઘઉંની ફસલ અને પ્યાલીઓમાં રેડાતા ગ્રીક કવિતાના દ્રાક્ષાસવ વિષે તું કહેતી ગઈ
ત્યારે પણ હું તને કહેતો ગયો—
કે તું બોલતી જા મીડિયા, હું તને મેડિટરેનિઅનની તૃષાથી સાંભળું છું—

પણ જ્યારે તેં એમ કહ્યું કે તારી વર્જિનિટી તો ગ્રીસની વેદનાને સાટે
તેં દેવતાઓ પાસે ગીરવે મૂકેલી છે ત્યારે તો આખું ગ્રીસ
મારા મસ્તક પર તૂટી પડ્યું હોય એમ હું અવાક્ થઈ ગયો હતો!

મારી વૃદ્ધ માતા સિવાય તું પ્રથમ એવી તરુણ સ્ત્રી છે –
પૃથ્વીની જેમ મેં જેની ચરણરજ લીધી હોય, મીડિયા વિટ્‌સાક્સિસ!

## સાધુ! સાધુ!
### હરબન્સ પટેલ 'તન્હા'

*અવધૂત જેવો હોલો બોલ્યો: સાધુ! સાધુ!*
*ભેદ ભીતરનો કોણે ખોલ્યો: સાધુ! સાધુ!*

*જળ પર તરતો દીવો મેલ્યો: સાધુ! સાધુ!*
*જોગી તારે તરાજુ તોલ્યો: સાધુ! સાધુ!*

*દુનિયા ઉપર કુંજર ડોલ્યો: સાધુ! સાધુ!*
*મેં જ મને ભીતર કરકોલ્યો: સાધુ! સાધુ!*

*છાકછમાછમ છૂરીએ છોલ્યો: સાધુ! સાધુ!*
*સુખદુ:ખનો સરવાળો ઝીલ્યો: સાધુ! સાધુ!*

## હરિવર, તારો બેહદ કેરો દેશ!
### યશવન્ત ત્રિવેદી

*વિસ્મયનાં ફૂલફૂલથી ઝીર્યો ક્યાં છે તારો બેહદ કેરો દેશ?*
*કટિમેખલા જમુનાજીની કદમ્બ શું પીતામ્બર માથે મોરપીંછનો વેશ!*

*ક્યાં છે તારો જમુનાજલની ઘણ્ટડીએ ટાંકેલો ભીનો સાદ?*
*ક્યાં છે વૃન્દાવનના મારગ જેવું સોનલવરણું ટાણું?*
*એક છોર આ કોટિ જનમનો ડૂમો ભર્યો છે કણ્ઠે મારે*
*બીજે છોર આ નદીઓ જેવું બોલું બોલું થાતું નવલું વહાણું!*

*મેઘમણ્ડલ શો ચહેરો ચૂમી રાધા ઓળે ઘૂઘરિયાળા કેશ!*
*હરિવર! ફૂલફૂલ ઝીર્યો ક્યાં છે તારો બેહદ કેરો દેશ?*

*ક્યાં છે તારાં કમલપાંદડી કુણ્ડલ! ક્યાં છે કેતકવનનો હાર?*
*ક્યાં મન્દાર તણો દુપટ્ટો? ક્યાં કમલફૂલની છડી થકી આ વાર*
*તરસ-બ્હાવરી બધી ગોપીઓ આવી ગઈ છે રમવા આજે રાસ*
*યુગયુગોથી ઝૂરે ભીતર કાનકુંવરના રૂપતણી કૈં આસ!*

*હરિહર! ક્યાં છે તારો કુમુદવનોનો અચરજ કેરો નેસ?*
*હરિવર! ફૂલફૂલ ઝીર્યો ક્યાં છે તારો બેહદ કેરો દેસ?*

## મચકલું
### વિનોદ ગાંધી

*લીટી લખતાં લેખ થયો ને ઝરણું લખતાં સાગર.*
*એક મચકલું એવું વાગ્યું નાચ્યો નરસૈં નાગર!*
*કમળ ઊઘડે એમ ઊઘડ્યો.*
*ઊઘડ્યો એનો કણ્ઠ.*
*હાથચડ્યા છેડાથી ઊકલી*
*આઠ ભવની ગણ્ઠ.*
*એને તો ક્યાં હતી ખેવના છલકે ભવની ગાગર.*
*એક મચકલું એવું વાગ્યું નાચ્યો નરસૈં નાગર!*
*સૂરજ જેવો સાર સાંપડ્યો*
*ચાંદા જેવું તેજ.*
*જૂનાગઢમાં જઈને પહોંચ્યો*
*જમનાજળનો ભેજ.*
*એક જ બીજમાં આખું ખેતર. કેવો છે કીમિયાગર!*
*એક મચકલું એવું વાગ્યું નાચ્યો નરસૈં નાગર!*

## જિન્દગી
### 'રાઝ' નવસારવી

*કંઈક વેળા થઈ અકારી જિન્દગી.*
*તો યે દીધું નામ પ્યારી જિન્દગી.*

*એક અમાનતરૂપે એને સાચવી.*
*પારકું ધન છે અમારી જિન્દગી.*

*લોકને એ વાત પણ રુચી નહીં*
*મારી રીતે જીવું મારી જિન્દગી.*

*સારા ઇન્સાનોના દુ:ખથી છું દુ:ખી*
*એમને દઈ દે તું સારી જિન્દગી.*

*બીજું શું મળતે જગતમાં? મોતને*
*હાથે આવી ગી બિચારી જિન્દગી!*

## ઑણનો ઉનાળો

**'પ્રણય' જામનગરી**

*એટલે જીવ મારો આળો છે*
*ક્યાંક મનમાં કોયલનો માળો છે.*

*મારાં તળિયાઓ લોહીઝરતાં છે*
*પન્થને કાપ્યો મેં પગપાળો છે.*

*હોય ઇચ્છા અગર ટહુકવાની*
*હર જગહ આંબા કેરી ડાળો છે.*

*આ તે ધરતી કે બળતી ભઠ્ઠી છે,*
*ઑણનો કેવો આ ઉનાળો છે!*

*મારી ચડતી, ને મારી પડતીમાં*
*આપના એકલાનો ફાળો છે.*

*મોતનો ભય ન રાખ, જલ્સા કર*
*ખૂબ લાંબો હજી તો ગાળો છે.*

*ચાહી-ચાહી અને સંવાર્યો તેં*
*એટલે તો 'પ્રણય' રૂપાળો છે.*

## ચરણ લઈ જાય છે!

**જિતુ પુરોહિત**

*ક્યાં કશું સાથે હરણ લઈ જાય છે?*
*માત્ર રોમે રોમે રણ લઈ જાય છે.*

*એમનો મુકામ જે દિશા મહીં,*
*એ તરફ બન્ને ચરણ લઈ જાય છે.*

*કોઈ ખૂણેથી પ્રગટ થઈને પછી,*
*સામ્ભરણ વનનું ઝરણ લઈ જાય છે.*

*ઝરૂખના આશા-નિરાશા આરઝૂ:*
*એ બધું અન્તે મરણ લઈ જાય છે.*

*દિવ્યતા ને ભવ્યતાના ધામમાં,*
*ક્યાં હજી એકેય ક્ષણ લઈ જાય છે!*

## ...હોત!

**ભરત વિંઝુડા**

*ફકત સમય પસાર કરતો હોત*
*મર્યો ન હોત તો હું જીવતો હોત!*

*સરોવરે કદાચ તરતો હોત*
*ન કોઈ માછલીથી ડરતો હોત!*

*ફૂટી જો હોત બીજમાં કૂંપળ*
*હું છોડ થઈ અને વિકસતો હોત!*

*ન આવી હોત આ ક્ષણેય ગઝલ*
*તો હું તને જ પત્ર લખતો હોત!*

*તને ગમું છું એટલે નહીંતર*
*હું ખુદને આટલો ન ગમતો હોત!*

*ન થાત આપણો પરિચય પણ*
*નગર મહીં જ જો ન વસતો હોત!*

*છબી પુરાણી જોઉં ને થાતું*
*હજીય કાશ એમ હસતો હોત!*

## આંખમાં આભાર છે

**ગિરીશ ભટ્ટ**

*સાવ બુઠ્ઠી વેદનાની ધાર છે;*
*આર્તનાદો, હાસ્ય હારોહાર છે.*

*કોચલામાં લો વિંટાળી લાગણી;*
*માનવી પણ એક કારગાર છે.*

*ના ખસેડો જાજમો, પરદા બધા,*
*આવરણ નીચે છળોની હાર છે.*

*જિન્દગી સામે શું મૂકો ગાજવે?*
*આ નગરમાં શ્વાસનો વ્યાપાર છે!*

*ટીન, પૅકેટો, પડીકાંમાં ભરી;*
*જિન્દગીનાં ચોસલાં તૈયાર છે.*

*શબ્દની શબવાહિની ચાલી જતી;*
*ને કલમની આંખમાં આભાર છે.*

## બે ગીત

### વીરુ પુરોહિત

(૧)

હું તો હરખે હલકતી હેલ રે! ઘેર જવું નથી ગમતું!
તું તો વરસે રૂપાળી રઝ્ઝ રેલ રે! ઘેર જવું નથી ગમતું!

મારી કાયા કનકની ને પાતળી રે!
એમાં આંખો કૉળેલ કમળ-પાંદડી રે!
મેં તો શ્રાવણ મઢેલ કસી કાંચળી રે!
ગળે નમણી નવસેર ઝૂલે હાંસડી રે!

તું તો હીરાનો ઝગમગતો પ્હેલ રે! ઘેર જવું નથી ગમતું!
હું તો હરખે હલકતી હેલ રે! ઘેર જવું નથી ગમતું!

ભરી વન, તું પલાશ લીંપે પાનીએ રે!
મારી રૂંવે રતાશ વહી જાય છે રે!
જુએ મરકી મયૂર ડોક તાણીને રે!
મારાં અઙ્ગ-અઙ્ગ ફરકી રહી જાય છે રે!

હું તો રમણે ઢલકતી ઢેલ રે! ઘેર જવું નથી ગમતું!
તું તો વરસે રૂપાળી રઝ્ઝરેલ રે. ઘેર જવું નથી ગમતું!

(૨)

બસ એ જ ઘડીએ વાદળમાંથી ચાંદ જરા શો ખસે.
'ને ચાંદરણાંની મસમોટી વણઝાર ઓરડે ધસે,
તું મને જોઈને ખડખડાટ જ્યાં હસે!

હું હજાર વેળા ઉત્તર આપી થાક્યો તો પણ પૂછે:
આ ઝાંઝર કે ફૂલ માછલીઓનું છન્દે ચડવું શું છે:
શું છે મારા ઝલમલતા શ્વાસોનું સાચું કારણ?
કહી દે, પલપલ ડસતા સો સો નાગ તણું તું મારણ

હું તારા ચહેરે સળવળતાં સાપોલાં ગણતો હોઉં
અને તું રમત-રમતમાં મને વીંટાતી કોઈ સમસ્યા મ
બસ, એ જ ઘડીએ વાદળમાંથી ચાંદ જરા શો ખસે

તું હોડી માફક મારા કર ઊછળતા દરિયે મેલે,
મને અસાવધ ભાળી મારી આંગળીઓથી ખેલે!
તું શ્વાસે શ્વાસે મારામાં જઈ સઢની જેમ જ ફફડે,
ને તારામાં હું ફરું, ખારવો દરિયે જાણે રખડે!
તું કોઈ કૂકડી જલપર પાંખ પછાડે એવું નીરખે.
ને શેષનાગની ફણા ઉપરથી પૃથ્વી તલભર ખસે'

બસ, એ જ ઘડીએ વાદળમાંથી ચાંદ જરા શો ખસે,
ને ચાંદરણાંની મસમોટી વણઝાર ઓરડે ધસે.
તું મને જોઈને ખડખડાટ જ્યાં હસે!

## સાચવું

### અશોક ચાવડા 'બેદિલ'

આ હૃદયમઞ્જુસમાં વીતેલ હર ક્ષણ સાચવું.
જખ્મ કોઈની નિશાની એ જ કારણ સાચવું.

એક બાજુ દર્દની કોઈ દવા ના એમ છે
ને વળી બીજી તરફ એનું નિવારણ સાચવું.

નાવ કાગળની વહાવી જે નદીમાં આપણે
એ નદીને આંખમાં રાખીને બચપણ સાચવું.

આમ તો 'બેદિલ' ચહેરો આજ પણ અકબંધ છે
કોણ જાણે તોય હું તૂટેલ દરપણ સાચવું.

## એક ઇચ્છા

### ચન્દ્રકાન્ત સાધુ

આંખ મીંચું, તો મને ઈશ્વર મળે.
સ્હેજ ખોલું, તો બધે પથ્થર મળે.
લોક સમજે છે તરઙ્ગો જલ પરે,
આમ જોઉં, તો મને અક્ષર મળે.
ક્ષણ ઉપર ક્ષણની ઇમારત જો ખડી,
તો ય પાયો જોઉં, તો નશ્વર મળે.
શોધ શાની છે જગતની હોડમાં?
એક ઇચ્છા કે કશું નક્કર મળે.

## વરસાદમાં

### પ્રીતમ લખલાણી

*કશું કર્યા વિના થાકી જાઉં છું*
*ત્યારે ઘડી બે ઘડી વિશ્રામ કરવા*
*વૃક્ષ તળે બેસું છું.*
*મારી હાલત પર*
*છૂટાંછવાયાં વાદળો*
*વીજળીને તડાકે વરસી પડે છે.*
*ટીપે ટીપે ટપકતુ વૃક્ષ*
*હરખઘેલું મને ભીંજવે છે.*
*મારો અકારણ થાક*
*રસ્તાની બન્ને કિનારીઓને એકત્રિત કરતો,*
*મારાં છૂટાંછવાયાં પગલાંને વીણતો,*
*પાસે વહેતા ખળખળ ઝરણાને મળે છે.*
*ને*
*મારું મન*
*ધાર્યા કરતાં વહેલું ઘેલું*
*મારા સ્થળે પહોંચી જાય છે.*

## જો થાઉં મૂર્તમન્ત

### નિર્મિશ ઠાકર

*લાગણીઓ વેદનાપર્યન્ત ભૂંસી નાખજે*
*યાદમાં જો થાઉં મૂર્તિમન્ત, ભૂંસી નાખજે.*

*હારવાની ભવ્યતાઓ સાદ દે છે એટલે*
*તું હવે મારા વિજય જ્વલન્ત ભૂંસી નાખજે.*

*કેદ જેવું થઈ જશે ઇતિહાસને પાને ચડી*
*નામ મારું થઈ જતું યશવન્ત ભૂંસી નાખજે.*

*એક વીંટી-શી અપેક્ષાઓ સરી ગઈ હાથથી*
*ચેતનામાંથી હવે દુષ્યન્ત ભૂંસી નાખજે.*

*આપણા સમ્બન્ધ તો આકાશ છે, એથી જ તું*
*એ બધા આરમ્ભ ને સૌ અન્ત ભૂંસી નાખજે.*

## ઘર

### પ્રીતમ લખલાણી

*કોઈ સાંજે*
*શહેરથી થાકેલ મન*
*મને ગામને સીમાડે લાવી એકલો રેઢો મૂકી દે છે.*
*લીમડે હુક્કો ગટગટાવતો ચબૂતરો*
*હડી કાઢતો રામ રામ કરતો ભેટી પડે છે.*
*સઝ્ઝે ગુપચુપ ચાલતા અન્ધારાની આગળ*
*ફાનસ ધરીને દોડતી શેરી*
*મને ડેલીએ મૂકી*
*અળાયા કૂતરાને તગડતી પાછી ગામમાં વળે છે.*
*મને ખડકીએ ભાળીને*
*સાંકળ ઝુલાવતી ગમાણ*
*દૂધની શેડથી બોઘરું છલકાવી દે છે.*
*ઊંબરે ગુપસુપ કરતી*
*હરખપદુડી બારસાખ*
*ઝોલા ખાતા દીવાને*
*ફોસલાવતી*
*હળવેકથી તેની વાટને તેજ કરે છે.*
*રાંધણીમાં વાળુપાણી કરવા બેસેલ ઘર*
*હરખઘેલું બહાર દોડી આવી મને વળગી પડે છે.*

## આ કહાની પર

### નિર્મિશ ઠાકર

*ન શોભે અશ્રુઓ મારી અધૂરી આ કહાની પર*
*તમે જોઈ નથી એ વેદના એની જવાની પર.*

*મળાશું ક્યાંકની સૌ શક્યતાઓ આથમી ગઈ છે*
*ઢાળે છે સાંજ આ ખાલી પડેલી ફૂલદાની પર.*

*જીવે છે એ જ ખ્વાબો એ કબરની બહાર ફૂલો થઈ*
*હજીયે એ જ રઝ્ઝો છે પ્રણયની સૌ નિશાની પર.*

*મરણની બાદ જીવી લઈશ હું સ્મરણોની મહેફિલમાં*
*મને શઙ્કા નથી મારી ગઝલ પર, મારી બાની પર.*

## આભકાવ્ય

**પ્રીતમ લખલાણી**

*ટીપે ટીપે ટપકતા આભને*
*દિનરાત ખોબે ખોબે પીઉં છું*
*પણ મારી તરસ*
*ક્યારેય છીપાતી નથી.*
*મારી ચોતરફ*
*રેલાયેલા આભમાં*
*હર ક્ષણે ઉત્સાહથી*
*હું પગ ઝબોળું છું.*
*પણ મારી પાની*
*હજી સુધી કેમ ભીંજાણી નથી!*
*એવું તે હું શું કરું,*
*કે*
*આભ અને હું*
*એકમેકમાં ઓતપ્રોત થઈ જઈએ?*
*રોજ રોજ*
*મને મારામાં મૂંઝવતો આ પ્રશ્ન*
*હવે*
*હું ક્યાં આભમાં તરતો મૂકું!*

## ઉત્સાહનું પીંછું

**પ્રીતમ લખલાણી**

*ઝાડ*
*હવે આંખમાં*
*એક ચિત્ર થઈને ઝૂલે છે.*
*મારી આસપાસ*
*આકાશ હતું....છે...અને....હશે?*
*રવેશમાં મને જોઈને*
*પરિચિત વાદળો*
*ક્યારેક ઝરમર ઝરમર વરસી પડે છે.*
*અને મને લાગી જાય છે.*
*પારદર્શક કાચનો પહેરો!*
*રોજ સવારે*
*મારી સમક્ષ પેથતો કુણો તડકો*
*મારી ટીખળ ઉડાડતો*
*મારી સામે હસે છે.*
*મને ખબર નથી પડતી*
*કે*
*શબ્દકોશના*
*રૂપાળા શબ્દોને ભણતાં*
*મેં મારા લીલા ટહુકાને*
*ક્યાં વેરી દીધો હશે!*
*એને શોધવા હું મારી પાંખને ફેલાવું છું.*
*પણ હવે મારામાંથી*
*ઉત્સાહનું*
*એકેય પીંછું ખરતું નથી.*

## એક અમથી વાત

નિખિલ જોશી

એક અમથી વાત તારી હોય છે,
રાત આખ્ખી જાત વારી હોય છે.

છેવટે તો કાંઈ લાગે હાથ ના,
સાવ ખોટી શોધ ધારી હોય છે.

હું હવેથી વાંસળી છું ક્રિશ્નની,
નામ તારું, ફૂંક મારી હોય છે.

છે સગડ એવા બધી યાદો મહીં,
કે અચાનક આંખ ખારી હોય છે.

કેટલા વખતે તમારા પાત્રથી,
આંખને થોડીક ઠારી હોય છે.

નીન્દરોમાં બારણે હો સાંકળો,
સ્વપ્નની બસ એક બારી હોય છે.

સોગઠાં પડતાં જ એના નામનાં
જીત જાણી જોઈ હારી હોય છે.

## વરસાદી ગઝલ

નિખિલ જોશી

લ્યો હવે વરસાદ થાશે ને પછી,
આ હૃદય બરબાદ થાશે ને પછી.

વાદળું અલ્લડ બને જો આભમાં,
કેટલી ફરિયાદ થાશે ને પછી.

આભથી છાંટો પડે એ ઝીલવા,
કેટલાયે વાદ થાશે ને પછી.

છત્રીનું જે નામ ઓઢીને રહ્યા,
એટલા બસ બાદ થાશે ને પછી.

બસ હથેળીમાં હવે ઝીલ્યા કરો,
આભમાંથી નાદ થાશે ને પછી.

કાન માંડી સાંભળો ધરતી પરે,
એક ભીનો સાદ થાશે ને પછી.

આંખમાં આખ્ખોય ગોરમ્ભો જડે,
સજળ કોઈ યાદ થાશે ને પછી.

## આશાવલ્લી

ધીરુ મોદી

ક્યાંકથી એકાન્ત મૂગું ઊતરીને આવશે:
કોઈ પક્ષી મેઘમાં ટહુકો ભરીને આવશે.

એક તરણું ફૂટતું ને કમ્પતુ વેરાનમાં:
શીત ઝરણું પથ્થરોને કોતરીને આવશે..

પાનખરનું પાન કેવું એકલું બેબાકળું!
કોઈ ભીની આંખ હૈયું કાલવીને આવશે.

ઝાંઝવાંનાં જળ સમી છે હાથની રેખાવલિ:
પાંદડે ઝાકળ સમું કો નીતરીને આવશે.

પ્રેમની દીવાનગીને ક્યાં કહો ખદેરવી?
તારિકા આકાશગઙ્ગાથી સરીને આવશે.

## મહાભિયાન

ધીરુ મોદી

કીડીએ મહાન થવું હોય તો
પોતે
કીડી રહીને જ મહાન થઈ શકે.
હાથી બનીને નહિ.

હાથીએ મહાન થવું હોય તો
એણે
કીડીને પણ સલામ ભરવાની
નમ્રતા કેળવવી પડે.

અને માણસે મહાન થવું હોય તો?
આંખને ઠેકાણે
એણે
આકાશ ગોઠવવું પડે.

### સૌન્દર્ય / રાજેન્દ્ર શાહ

1 *The hours when the mind is absorbed by beauty are the only hours we live.*

**Reehard Jeprier**

સૌન્દર્યલીન જવ આપણું ચિત્ત, ધન્ય
છે એટલું જ બસ આપણું જીવિતવ્ય.

2 *Beauty is an acstacy*
*It is as sinple as hunger.*

**Somerset Maugham**

સૌન્દર્યની પરમ એક રસાનુભૂતિ
છે એટલી સહજ, જેમ થતી ક્ષુધાની.

3 *It is because everything must come to an end that everything is so beautiful*

**Charles Ramus**

પ્રત્યેકનો આખર અન્ત નિશ્ચિત.
એથી જ તો સુન્દર સર્વ લાગતું.

*Walk on a rainbow trail,*
*walk on a trail of song,*
*and all about you, will be beauty.*
*There is a way out of every dark mist,*
*over a rainborw trail.*

**Navois Song**

ઇન્દ્રચાપની કેડી પર તું ચાલ.
ચાલ તું ગીત તણા લયની કેડી પર.
અને જોઈ લે ત્હારી આગળપાછળ
બધે હશે સુન્દરતા.
હરેક કાજળકાળા ધુમ્મસથી નીકળતી
રઝધનુષ પર કેડી.



### કવિલોક ટ્રસ્ટને મળેલાં નવાં દાન



| | | |
|---|---|---|
| રૂ. ૨૧૫૦ = ૦૦ | દિલીપ ઝવેરી | થાણે |
| ૧૦૦૦ = ૦૦ | ઋતેશ આર. શાહ | મુંબઈ |
| ૧૦૦૦ = ૦૦ | નરેન્દ્ર જે તન્ના | મુંબઈ |
| ૫૦૧ = ૦૦ | પ્રવીણચંદ્ર ભૂટા | મુંબઈ |
| ૫૦૧ = ૦૦ | આર. જીવરાજ શામજી પબ્લિક ચેરિટેબલ ટ્રસ્ટ | મુંબઈ |
| ૫૦૧ = ૦૦ | જવાહર કોરડિયા | મુંબઈ |
| ૫૦૧ = ૦૦ | નિમિશ ઠાકર | સુરત |
| ૫૦૦ = ૦૦ | પ્રેમચંદ હરિયા | મુંબઈ |
| ૫૦૦ = ૦૦ | શાન્તિભાઈ (રામકૃષ્ણ ગેસ્ટ હાઉસ) | મુંબઈ |
| ૫૦૦ = ૦૦ | ડૉ. પ્રમિલા ભાટિયા | મુંબઈ |
| ૫૦૦ = ૦૦ | અનિલ શાહ | મુંબઈ |
| ૫૦૦ = ૦૦ | શ્રીજી જેમ્સ લિ. | મુંબઈ |
| ૫૦૦ = ૦૦ | હર્ષદ જે. કામદાર | મુંબઈ |
| ૨૦૦ = ૦૦ | કનૈયાલાલ આર. ગાંધી | મુંબઈ |

## રાષ્ટ્રની અભ્યુદય – પ્રાર્થના

ॐ आ ब्रह्मन् । ब्राह्मणो ब्रह्मवर्चसी जायताम्,
आ राष्ट्रे राजन्य : शूर इषव्योऽति महारथोजायताम्,
दोग्ध्री धेनुर्वोढाऽनड्वान् आशुः सप्तिः,
पुरन्धिर्योषा जिष्णू रथेष्ठाः,
सभेयो युवास्य यजमानस्य वीरो जायताम्,
निकामे निकामे नः पर्जन्यो वर्षतु,
फलवत्यो न औषधयः पच्यन्ताम्,
योगक्षेमो नः कल्पताम् ।

–शुक्लयजुर्वेद

પરમાત્મન્! બ્રાહ્મણો રાષ્ટ્રે મારા હો બ્રહ્મવર્ચસી,
ક્ષત્રિયો શૌર્યપૂરા હો, ધનુર્વિદ્યાજ્ઞ મ્હારથી,
શત્રુને જીતનારો હો, ધેનુ હો પૂર્ણ દુગ્ધદા,
બળદો ભારવાહી હો બલિષ્ઠ, અશ્વ વેગીલા,
સ્ત્રીઓ હો સુશીલા, માતૃગુણસંપન્ન રાષ્ટ્રની,
યોદ્ધાઓ વિજયેપ્સુ હો રથારૂઢ, યુવાન હો
શિષ્ટ ને વીર, મેઘો હો સમયે સારું વર્ષતા
વૃક્ષો-ઔષધિ હો ફૂલફલાઢ્ય, ધાન્યવિપુલા:
પરમાત્મન્ રાષ્ટ્રનું એમ યોગ-ક્ષેમ તમે વહો.

–અનુ. જયન્ત પાઠક

## સમશ્લોકી અનુવાદ

सानन्दं नन्दिहस्ताहतमुरजरवाहूतकौमारबर्हि--
त्रासान्नासाग्ररन्ध्रं विशति फणिपतौ भोमासङ्कोचभाजि ।
गण्डोड्डीनालिमालामुखरितककुभस्ताण्डवे शूलपाणे
वैनायक्यश्चिरं वो वदनविधुतयः पान्तु चित्कारवत्यः ।।

अज्ञात

નંદીએ તીવ્ર પીટ્યું શૂલધર શિવના તાંડવે જ્યાં મૃદંગ,
કેકા છેડી મયૂરે સુણી ભયભીત થૈ સૂંઢ પેઠો ભુજંગ.
ધુણાવ્યું શ્રીગણેશે શિર: ચહુ દિશ ત્યાં ભૃંગ ઊડ્યાં ગુંજારી
રક્ષો ચિત્કારવાળી ગણપતિમુખની એ સદા ધૂણકારી

– સાધુ અક્ષરજીવનદાસ

## સૌન્દર્ય ગણિતની બહાર છે

રતિલાલ અનિલ

*ઘણું નોખું વજન છે આમ એનું*
*સુગંધી તોલ તું તારે જ કાંટે.*

મનહર મોદી

અજાણી સુગંધ પહેલાં મિલન જેવી હોય છે. અજાણી ભોમમાં અણપ્રિછયા સૌન્દર્યને પામ્યાનો આનંદ પામનારા કેવું મોટું પારિતોષિક પામી ગયા? અન્તે એમની અજ્ઞાત અખૂટ પ્રાપ્તિ જ રહેવાની જે આસ્વાદ કરે છે અને સ્વાદ વિશે બોલવા જાય છે તો જીભ જ આડી આવે છે. જાણીતા વિશે અનાયાસપણે અજાણ રહેનારો જાણે છે ત્યારે તે મોડો પડ્યો હોતો નથી, લાખ કમાનારને લાગે આટલા તો મારે આ પહેલાં કમાવા હતા તેવો ભાવ આ અનુભવમાં થાય છે તો સમ્ભવ છે કે અગાઉથી જાણનારા સેકન્ડ થઈ જતા હોય. સૌન્દર્ય ગણિતની બહાર છે. માટે તો એક ફૂલ બસ થાય એવું છોડને કહીએ તો ઓછું આવી જાય : હું તે શું કંજૂસ છું.

જુઓ તો ખરા, પુષ્પ પોતાના સ્થાને રહીને ગતિ કરે છે અને હોંશિલો પવન તો ઠાકોરજીની પાલખી ઉપાડનાર જેટલું ગૌરવ અનુભવે એટલું સુગન્ધની પાલખી ઉપાડી અનુભવે છે એ એની હોંશ એની ગતિમાં અનુભવાય છે. એક સામટા ગુલાબો સથવારે છોડે ઝૂલતાં હોય ત્યારે પુષ્પસમૂહની સામટી સુગન્ધ આવે છે, જો કે પુષ્પોમાં ટોળાશાહી નથી હોતી. વિવિધ પુષ્પ સમૂહોની સુગન્ધ ભેગી થઈને આવે છે ત્યારે કઈ એમાં ભળી ગઈ તે જાણવું અશક્ય હોય છે, પુષ્પો મળતાવડાં હોય છે, એમની સુગન્ધો મળતાવડી હોય છે. ઉગ્ર અને સૌમ્ય સુગન્ધ હળીમળીને સાથે આવે છે. પુષ્પો અને તેમની સુગન્ધ વિશે મૌના પાળી તેમને માણવાં જોઈએ. તીવ્ર સુગન્ધ બોલકી લાગે, સૌમ્ય સુગન્ધ શરમાળ. છતાં, શરમાળ થાંકરી ઘર પકડીને બેસે છે એમ સૌમ્ય સુગન્ધ છોડ કે વૃક્ષને વળગીને ત્યાં જ બેસીને રહેતી નથી. 'સુગન્ધ પોતે ગતિ છે અને આપણી પાસે આવે ત્યારે એ આપણામાં ગતિ કરે છે.' હું તો બસ કરવા આવી છું એવું તે કહેતી નથી. કારણ કે એક માણસ ફરેંદો હોય અને બીજો ઘરે હોય એવું સુગન્ધનું હોતું નથી. આમ તો સમસ્ત વાતાવરણમાં વ્યાપી સૌને મળે છે. સૌન્દર્ય માણસ કરતાં બહુ સ્વતન્ત્ર હોય છે. માણસ પોતાની સારપ તક અને સમયની અપેક્ષાએ સંતાડી, ગોપવી રાખે, પુષ્પો એવાં તકસાધુ લુચ્ચાં નથી હોતાં. કોઈ રૂપરાણી બહાર પગ મૂકે તે સાથે અવસર બની જાય છે, સુગન્ધ પ્રગટે તે સાથે અવસર શરૂ થઈ જાય છે, તેમને શુભ મુહૂર્તો જોવાનાં હોતાં નથી. સુગન્ધનો સ્વભાવ પોતામાં રહેવાનો છે અને જેમાં હોય તેની બહાર પણ રહેવાનો હોય છે. આપણામાંના કેટલા ફૂલની બહાર રહેતી સુગંધ જેટલા પોતાની બહાર પણ હોય છે ? યજ્ઞકુણ્ડમાંથી હોમાયેલાં પુષ્પોની સુગન્ધ આસપાસ ફેલાય છે. હોમાયા વિના સુગન્ધ ફેલાવી શકાતી હોય તો તે શ્રેષ્ઠ હોય છે.

સુગન્ધની માલિકી નથી હોતી તેમ તેનો તોલ પણ નથી હોતો. કોઈ ફૂલ હઠ કરીને યે પોતાની સુગન્ધને પોતા પૂરતું રાખી શકતું નથી. સુગન્ધ અને ગૌરવને આપગતિ હોય છે, તેને ફેલાવવાની હોતી નથી, તે આપોઆપ અંતર સાચવીને જ ગતિ કરી શકે છે. સુગન્ધને તેડવાની હોય નહીં. આપણે તેમની પાસે જવાનું હોય છે. કહે છે કે દેવ પોતે પુષ્પો પાસે જાય છે અને ત્યાં રહે છે. આ જેઓ જાણતા નથી તેઓ

ફૂલોને દેવમૂર્તિ પાસે લઈ જાય છે. આ ફૂલો ક્યારે પોતાને શણગારે છે એ કોઈ જાણતું નથી. પોતાના વિકાસ સાથે જ સૌન્દર્ય વિકસતું અને પ્રગટતું આવે તે પુષ્પો જાણે છે. માણસો જાણતાં નથી. તેઓ પોતાની બહાર તેની શોધ કરે છે. પુષ્પોમાં સૌન્દર્ય સ્પર્ધા હોતી નથી કારણ કે તે માણસો જેવાં ફુવડ નથી હોતાં. પ્રત્યેક પુષ્પ પોતામાં પૂર્ણ હોય છે. એમની સંપૂર્ણતાનો માપ નથી હોતો. માણસ પુષ્પોનાં સૌન્દર્યની પ્રશંસા તો કરે છે પણ પુષ્પો તો સૌન્દર્યગુણ ગ્રહણ કરવામાં આળસ કરે છે. સગન્ધ ભારે મત્ત. ફૂલ પણ આળસુ નથી હોતું અને કામમાં હોવાનો તેમનો દાવો નથી પણ માણસ તેમને પણ કામમાં લે છે. ફૂલોને બજારમાં લઈ જાય છે. વાસ્તવમાં માણસે ફૂલો પાસે જવું જોઈએ. બજાર એ માનવસંસ્કૃતિનું મોટું કલઙ્ક છે. એણે રચેલાં મૂલ્યોએ આપણને વિરૂપ કર્યાં છે. આ ફૂલો બજારમાં ગયા પછી વિરૂપ થતાં નથી, માણસ થાય છે. ફૂલોના બજારે હું જતો નથી. તમે પણ જશો નહીં, આપણે ઓછામાં ઓછો એટલો તો વિવેક કરી શકીએ કે આપણે ભલે કોઈનું સન્માન ન કરી શકીએ, અપમાન હરગિજ ન કરીએ. ફૂલો દેખાવડાં થવા માટે મેકઅપ કરતાં નથી. કેમ કે તેઓ વિરૂપ થયાં નથી. કેટલાંક ફૂલો બજારમાં તોલમાં વેચાય છે. શું સૌન્દર્યનો યે તોલ થઈ શકતો હશે? પુષ્પો પ્રભાવી છે એને માણસની તોછડી ભાષામાં વજન કહેવાય છે, તે તો ફૂલામાં હોય છે જ માણસ સંખ્યાનો ઉપયોગ ભય ઉપજાવવા માટે કરે છે. પણ પુષ્પોને મોટી સંખ્યા બનાવો તોયે તેઓ માણસના ગણિતને નિષ્ફળ બનાવે છે. અને સુગન્ધને તોલી ન શકાય. એતો તોલ ન થાય. સુગન્ધનો પ્રભાવ હોય છે, વજન નથી હોતું. સુગન્ધ એ પ્રેમ છે, એ તમારી પાસે ગૌરવભેર આવે છે, એમનું મૂલ્યાંકન કરનારનું જ તે વજન અને મૂલ્યાંકન કરી નાખે છે તે પ્રશંસાજનક નહીં, શરમજનક હોય છે. માણસ ભદ્ર થાય છે. માણસના અપવર્તન છતાં ફૂલો અભદ્ર થતાં નથી, થઈ શકતાં નથી. જે બીજાને ગૌરવભઙ્ગ કરે છે તે પોતાની ધૃષ્ટતાથી પોતે ગૌરવભઙ્ગ થાય છે. હવાને તોલી શકાતી નથી, તેમ સુઙ્ગધને પણ તોલી શકાતી નથી, કારણ કે હોય છે ત્યારે ગન્ધ અભિન્ન હોય છે. પ્રેમ પણ સુગન્ધ છે, તે તમારી પાસે આવે છે કે તમે તેની પાસે જાઓ છો, તમારામાં રહેલી એવી સુગન્ધ બે સુગંધના મિલન માટે લઈ જાય તો જાઓ, પ્રેમ બેને એક કરે છે તેમ સ્વતન્ત્ર પણ રાખે છે. હવામાં ગુલાબ સાથે મોગરાની સુગન્ધ હોય, પણ તેઓ પોતાની આગવી સુગન્ધ દ્વારા એક થઈને પણ સ્વતત્ર રહે છે. સુગન્ધ માટે નોખું વજન સૂચવીને કવિએ કમાલ કરી છે!

□

## ગુજરાતી કાવ્યાકાશનું મેઘધનુષ

પ્રસાદ બ્રહ્મભટ્ટ

### 'આ નભ ઝૂક્યું' (સમગ્ર કવિતા): પ્રિયકાન્ત મણિયાર

પ્રકાશક: નવભારત સાહિત્ય મંદિર, મુંબઈ-૨, અમદાવાદ-૩૮૦ ૦૦૧ જાન્યુ. ૨૦૦૦, પૃ. ક્રા. ૮૪ + ૩૩૨, મૂલ્ય રૂ. ૨૨૫

ગુજરાતી કાવ્યસાહિત્યમાં ઉમાશંકર જોશી, રાજેન્દ્ર શાહ, સ્નેહરશ્મિ, સુરેશ દલાલ વગેરે અનેક કવિઓની સમગ્ર કવિતાના સઙ્ગ્રહો આપણને પ્રાપ્ત થયા છે. જીવતા અને કાવ્યસર્જનરત કવિઓના આવા સઞ્ચયો તો ઉત્તરોત્તર સંશોધિત સંવર્ધિત કરવા પડે. દિવંગત કવિઓ પૈકી મોટા ગજાના સમર્થ કવિઓની સમગ્ર કવિતાના સઞ્ચયો પ્રકાશિત થાય એ અત્યંત આવશ્યક છે, ઇચ્છનીય છે.

અનુગાંધીયુગના લોકપ્રિય અને સમર્થ કવિ પ્રિયકાન્ત મણિયારની સમગ્ર કવિતાનો સઞ્ચય 'આ નભ ઝૂક્યું' તેમના અવસાન પછી લગભગ ચોવીસ વર્ષે પણ પ્રગટ થયો એ કાવ્યરસિકો માટે આનંદની ઘટના છે. ૧૯૭૬માં ઓગણપચાસ વર્ષની વયે દિવંગત થયેલા કવિ પ્રિયકાન્ત મણિયારે તેમના જીવનકાળમાં પાંચ કાવ્યસઙ્ગ્રહો આપેલા અને બે સઙ્ગ્રહોની હસ્તપ્રત તૈયાર કરેલી જે તેમના મૃત્યુ પછી ૧૯૭૯માં એકસાથે પ્રગટ થયા હતા. આ સાત સઙ્ગ્રહોનું સપ્તક કહો કે મેઘધનુષ આ સમગ્ર કવિતામાં આપણને એકસાથે સંપ્રાપ્ત થાય છે. એને પરિણામે આપણા આ નોંધપાત્ર કવિની કવિતાની પૂર્ણ છબિ ઉપલબ્ધ થઈ શકી છે.

નિરઞ્જન ભગતનો પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'છન્દોલય' (૧૯૪૯) બહાર પડ્યા પછી બે વર્ષે રાજેન્દ્ર શાહનો સઙ્ગ્રહ ધ્વનિ (૧૯૫૧) પ્રગટ થાય છે અને ત્યાર બાદ બે વર્ષે ૧૯૫૩માં પ્રિયકાન્ત 'પ્રતીક' લઈને આવી પહોંચે છે. રાજેન્દ્ર-નિરઞ્જન ગુજરાતી કવિતાને જે વળાંક આપે છે તેને સ્પષ્ટ રીતે ઉપસાવનાર પ્રથમ વિશિષ્ટ કવિ છે. પ્રિયકાન્ત મણિયાર.

પ્રિયકાન્તના પ્રથમ સઙ્ગ્રહ 'પ્રતીક'માં નાની મોટી મળી કુલ પાંસઠ કૃતિઓ સઙ્ગૃહીત થઈ છે. સઙ્ગ્રહનું ઊડીને આંખે વળગે એવું લક્ષણ તે તેની અપૂર્વ તાજગી. કલ્પનાની તાજપ અને ભાવની ભીનાશ પ્રત્યેક રચનામાં અનુભવાય છે. સઙ્ગ્રહનું બીજું મહત્ત્વનું લક્ષણ છે. કસબ. સઙ્ગ્રહની એકેએક કૃતિ સુરેખ, સૌષ્ઠવપૂર્ણ બની શકી છે. પ્રાસ, છન્દ અને લયની સફાઈ નમૂનેદાર છે. ભાષા પણ સુઘડ અને પ્રવાહી બની શકી છે. પ્રિયકાન્તની કવિતાની એક પ્રમુખ લાક્ષણિકતા- પ્રતીકરચના સઙ્ગ્રહમાં સુપેરે વ્યક્ત થઈ છે. પ્રિયકાન્તના કાવ્યવિષયો અને કાવ્યપ્રકારોનું પ્રતિનિધિત્વ આ સઙ્ગ્રહ કરે છે. આ સઙ્ગ્રહ ઉમાશંકર જોશી અને રામપ્રસાદ બક્ષી જેવા મૂર્ધન્ય વિવેચકોનો ઉષ્માપૂર્ણ આવકાર મેળવવા સદ્‌ભાગી બને છે.

ઈ. ૧૯૫૯માં પ્રિયકાન્તનો બીજો નાનો પણ સત્ત્વશાળી કાવ્યસઙ્ગ્રહ 'અશબ્દ રાત્રિ' પ્રગટ થાય છે. સઙ્ગ્રહની સોળ કૃતિઓ પૈકી માત્ર પહેલી રચના અનુષ્ટુપમાં છે, બાકીની બધી પરમ્પરિત માત્રામેળ છંદોમાં છે. સઙ્ગ્રહની મોટા ભાગની રચનાઓમાં વસ્તુસ્વરૂપ વચ્ચેની સુશ્લિષ્ટતા જોવા મળે છે. પ્રથમ સઙ્ગ્રહ જેવું પ્રતીકઆયોજન અહીં ન હોવા છતાં 'અશ્વ' 'હાથી' 'અશબ્દ રાત્રિમાં' 'એ એટલી ઠંડી હતી', 'એકલ' જેવી રચનાઓ પ્રતીકની સફલ આંતર રેખાઓ પર ચાલતી જણાય છે. 'નક્કી અહીં આ હું રહું છું' અને 'આપણે' જેવી રચનાઓ કાવ્યત્વની દૃષ્ટિએ શિથિલ હોવા છતાં બહુ જન સમાજની

ગીતસઙ્ગ્રહ પ્રાપ્ત થાય છે. અન્ય સઙ્ગ્રહોમાંથી પણ લગભગ એટલાં જ ગીતો સાંપડે છે. પ્રિયકાન્તે પોતાના કાવ્યગુરુ નિરઞ્જનને પગલે પગલે ગીતોમાં પ્રાસરચનાના અનેક પ્રયોગો કર્યા છે. પ્રિયકાન્તનાં ગીતોની ભાષામાં સંસ્કૃતની છાંટ ઠીકઠીક છે.

પ્રિયકાન્તની પૂર્વાર્ધની રચનાઓમાં છન્દોબદ્ધ કાવ્યોનું પ્રમાણ વિશેષ છે તો ઉત્તરાર્ધની રચનાઓમાં અછાન્દસ ગદ્યકાવ્યોનું પ્રમાણ વિશેષ છે. પ્રિયકાન્ત અછાન્દસ તરફ વળ્યા તેમાં કવિ તરીકેની આન્તરિક આવશ્યકતા કરતાં પ્રયોગખોરી વિશેષ લાગે છે. અછાન્દસ કૃતિઓમાં તેમનું કવિત્વ પાંખું પડ્યું છે.

પ્રિયકાન્ત પાસે ઉચિત અલઙ્કારો યોજવાની શક્તિ છે. તેવાં ઉચિત પ્રતીકો-કલ્પનો પ્રયોજવાની સર્ગશક્તિ છે. પ્રતીકકલ્પન એ પ્રિયકાન્તની કવિતાની લાક્ષણિક વિશેષતા છે.

પ્રયોગવૃત્તિની પ્રબળતાને કારણે પ્રિયકાન્ત કાવ્યવિષયો બદલવાની સાથે ઉત્તરાર્ધના સઙ્ગ્રહોમાં સમૂળી કાવ્યભાષા બદલી નાખે છે. તેમાં તેમને ઝાઝી સફળતા સાંપડતી નથી.

કેટલીક મર્યાદાઓ હોવા છતાં પ્રિયકાન્તે ગુજરાતી સાહિત્યને મોટી સઙ્ખ્યામાં ઉત્તમ કાવ્યો આપ્યાં છે એ હકીકત છે. ઇન્દ્રિયગ્રાહ્યતા અને નાટ્યતત્ત્વ તેમની કવિતાની લાક્ષણિકતાઓ છે. તેમની કવિતા એકન્દરે પોતાની સ્વતન્ત્ર મુદ્રા ઉપસાવી શકી છે. તેમની પાસે રાજેન્દ્રનો શબ્દવૈભવ કે શ્રોત્ર-પ્રિયસઙ્ગીત તથા નિરઞ્જનનું શિલ્પસ્થાપત્ય નથી પણ કવિહૃદય, કવિપ્રતિભા અને સર્ગશક્તિ તો છે જ. □


## ફૉર્મ - ૪ નિયમ ૮ અનુસાર

| | |
|---|---|
| **પ્રકાશન સ્થળ** | : કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧ |
| **પ્રકાશનની સામયિકતા** | : દ્વિમાસિક |
| **મુદ્રકનું નામ, રાષ્ટ્રિયતા અને સરનામું** | : ધીરુ પરીખ, ભારતીય, કુમાર કાર્યાલય લિ. |
| **પ્રકાશકનું નામ, રાષ્ટ્રિયતા અને સરનામું** | : ઉપર પ્રમાણે |
| **તન્ત્રીનું નામ, રાષ્ટ્રિયતા અને સરનામું** | : ઉપર પ્રમાણે |
| **માલિકનું નામ અને સરનામું** | : ટ્રસ્ટીઓ, કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯. |

હું, ધીરુ પરીખ, આથી જાહેર કરું છું કે ઉપર
જણાવેલી વિગતો મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

**–ધીરુ પરીખ**



# ગુજરાત સાહિત્ય અકાદમી

જૂનું વિધાનસભા ભવન, સે. ૧૭, ગાંધીનગર

**ગુજરાત સાહિત્ય અકાદમી તરફથી નીચેની યોજનાઓ માટે નિયત સમયમર્યાદામાં પુસ્તકો / હસ્તપ્રતો આવેદનપત્રો મંગાવવામાં આવે છે.**

**(૧) શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક :**

તા. ૧-૧-૯૯ થી તા. ૩૧-૧૨-૯૯ સુધીમાં પ્રગટ થયેલાં, ગુજરાતી ભાષાનાં જુદાં જુદાં સાહિત્યસ્વરૂપોનાં મૌલિક પુસ્તકો અકાદમીની શ્રેષ્ઠ પુસ્તકોને પારિતોષિક આપવાની યોજનામાં મંગાવવામાં આવે છે. જેમાં બાળવિભાગમાં (૧) કાવ્ય (૨) વાર્તા (૩) ચરિત્રાદિ (૪) નાટકો અને પ્રૌઢ વિભાગમાં (૧) નવલકથા (૨) ટૂંકી વાર્તા (૩) નાટક- એકાંકી નાટક (૪) હાસ્ય-વ્યંગ્ય-કટાક્ષ (૫) નિબંધ અને પ્રવાસ (૬) કવિતા (૭) વિવેચન (૮) સંશોધન-ભાષાવ્યાકરણ (૯) આત્મકથા-રેખાચિત્ર-પત્ર-જીવનચરિત્ર-સત્યકથા (સંયુક્ત) (૧૦) લોકસાહિત્ય (૧૧) અનુવાદ-વિભાગનો સમાવેશ થાય છે.

પ્રત્યેક પુસ્તકના ઊઘડતે પાને પ્રસ્તુત વિભાગમાંથી લાગુ પડતો કોઈ એક વિભાગ અવશ્ય દર્શાવવાનો રહેશે. આ યોજના અન્વયે રસ ધરાવતા લેખકો / પ્રકાશકોએ પોતાના પુસ્તકની એક નકલ તા. ૩૧-૭-૨૦૦૦ સુધીમાં અકાદમીને વિના મૂલ્યે મોકલી આપવી. આ માટે લેખકોએ/પ્રકાશકોએ કોઈ આવેદનપત્ર ભરવાનું નથી.

**(૨) શિષ્ટમાન્ય કૃતિઓને પ્રકાશન સહાય :**

ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, કલા, ભાષાસાહિત્ય, તેમજ સંશોધનને લગતા સાંસ્કૃતિક ભૂમિકા ધરાવતા ગ્રંથો અને અભ્યાસલેખોના સંગ્રહોને રૂ. ૧૦,૦૦૦ – સુધીની પ્રકાશન-સહાય આપવામાં આવે છે. આ માટે આવેદનપત્ર સાથે જરૂરી હસ્તપ્રતો રજૂ કરવાની રહે છે.

**(૩) નવોદિત સાહિત્યકારોને પ્રકાશન સહાય :**

અગાઉ જેમની એક પણ સાહિત્યકૃતિ પુસ્તક સ્વરૂપે પ્રગટ થઈ નથી, તેવા નવોદિત લેખકને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં લખાયેલી મૌલિક કૃતિના પ્રથમ પ્રકાશન માટે રૂ. ૧૦,૦૦૦/- સુધીની પ્રકાશન સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત રજૂ કરવાની રહે છે. નવોદિત લેખકોનાં કાવ્ય અથવા વાર્તા, નિબંધ કે રેખાચિત્ર, ગદ્યલેખો ઇત્યાદિ સાહિત્યનાં શિષ્ટ સામયિકોમાં પ્રગટ થયેલાં હોય તો તેનો ઉલ્લેખ હસ્તપ્રતમાં કરવો અનિવાર્ય છે.

**(૪) મૌલિક બાલસાહિત્યને ઉત્તેજન :**

બાલસાહિત્યનું પ્રકાશન થતું રહે અને ગુજરાતનાં બાળકોને નવું સર્જાતું બાલસાહિત્ય સુલભ થાય, તે હેતુથી આ વિષયના લેખકોને પ્રકાશન સહાયરૂપે અને બાલસાહિત્યને પ્રોત્સાહન માટે રૂ. ૫૦૦૦/- સુધીની પ્રકાશન-સહાય આપવામાં આવે છે. આ માટે પણ જરૂરી હસ્તપ્રત આવેદનપત્ર સાથે રજૂ કરવાની રહે છે.

સંબંધિત લેખકો/પ્રકાશકોએ ઉક્ત યોજના ક્રમાંક ૨ થી ૪ નાં આવેદનપત્રો ટપાલથી કે રૂબરૂ અકાદમી કાર્યાલયના ઉપરના સરનામેથી મેળવીને તા. ૩૧-૭-૨૦૦૦ સુધીમાં હસ્તપ્રતની જરૂરી નકલો સાથે મોકલી આપવાં. સુવાચ્ય હસ્તપ્રત વિનાનાં કે અધૂરી અને અસ્પષ્ટ વિગતોવાળાં આવેદનપત્રો અસ્વીકાર્ય બનશે. જેની નોંધ લેવા વિનંતી છે.

| | | |
|---|---|---|
| દલપત પઢિયાર | કુમારપાળ દેસાઈ | ભોળાભાઈ પટેલ |
| મહામાત્ર | ઉપપ્રમુખ | પ્રમુખ |

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા વિ.સં. ૨૦૫૬ : વર્ષ ૪૩ : અઙ્ક ૪ સળઙ્ગ અઙ્ક ૨૫૬



આવરણ-સજાવટ : કલાધર વૈષ્ણવ


તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૬૦. આજીવન લવાજમ માત્ર રૂ.૬૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. આજીવન $ 75; ઇંગ્લૅન્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૨.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કેના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દેસાઈ ઑફસેટ, અમદાવાદ ફોન :૫૩૩૦૨૪૫

વર્ષા વિ.સં. ૨૦૫૬ જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૦

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## ગદ્યકાવ્ય કે ગતકડાં ?

ઈસુની આ સદીના અન્ત ભાગે જ્યારે આપણે પહોંચવા આવ્યા છીએ ત્યારે 'ગદ્યકાવ્ય' એ સઙ્જ્ઞા અને એના અસ્તિત્વની સાર્વત્રિક સ્વીકૃતિ વિષે કોઈ પ્રકારની અવઢવ રહી નથી. એના સ્વરૂપ વિષેની સમજ પણ એ પ્રકારનાં વિદેશી કાવ્યો અને તેના અનુવાદોને સહારે વિકસતી રહી છે. આજે જ્યારે એ પ્રકારમાં અઢળક પાક ઊતરી રહ્યો છે ત્યારે એ વિષે થોડો વિચાર કરવો અનિવાર્ય બને છે.

ઈ.સ. ૧૮૯૮માં ન્હાનાલાલનું 'વસન્તોત્સવ' કાવ્ય પ્રકટ થયા પછી ઈ. ૧૯૦૧ના ફેબ્રુઆરીમાં 'ગદ્યકાવ્ય હોઈ શકે કે નહીં' એવી પૃચ્છા કરતો એક પત્ર રણજિતરામ વાવાભાઈએ નરસિંહરાવ દિવેટિયાને લખ્યો હતો. તેના જવાબમાં તે વર્ષના માર્ચ મહિનામાં નરસિંહરાવે વદતોવ્યાઘાત જેવાં જે વિધાનો કર્યાં હતાં તે આ પ્રમાણે હતાં : 'ગદ્યકાવ્ય વાસ્તવિક રીતે સમ્ભવતું જ નથી... કોઈ સમર્થ કલાવિધાયક નીકળે તો ગદ્યકાવ્યની રચના કરી શકે.' અલબત્ત, આપણા સંસ્કૃત આચાર્યોએ ગદ્ય અને પદ્ય એમ બન્ને માધ્યમમાં કાવ્યની શક્યતાનો વિચાર કર્યો હતો. ભામહે 'કાવ્યાલઙ્કાર'માં જણાવ્યું છે : 'શબ્દાર્થૌ સહિતૌ કાવ્યં ગદ્યં પદ્યં ચ તદ્દ્વિધા.' તો વિશ્વનાથે 'સાહિત્યદર્પણ'માં જણાવ્યું, 'વાક્યં રસાત્મકં કાવ્યમ્' અને જગન્નાથે 'રસગઙ્ગાધર'માં કહ્યું, 'રમણીયાર્થપ્રતિપાદકઃ શબ્દઃ કાવ્યમ્.' આ રીતે વાસ્તવમાં તો તેમણે કવિતા-તત્ત્વની જ જિકર કરી છે અને સાહિત્યનું માધ્યમ શબ્દ હોવાથી કવિતા માટેનો શબ્દ કેવો હોવો જોઈએ તે સ્પષ્ટ કરતાં તે 'રસાત્મક' અને 'રમણીયાર્થપ્રતિપાદક' હોવો જોઈએ એમ ભારપૂર્વક જણાવ્યું છે. પણ આવો 'રસાત્મક' અને 'રમણીયાર્થપ્રતિપાદક' શબ્દ ગદ્ય કે પદ્ય બન્ને સ્વરૂપે કાવ્ય સિદ્ધ કરી શકે છે એવી આપણા પ્રાચીન સાહિત્યાચાર્યોની મનમોકળી સમજ હતી. અને આવી સમજ હતી માટે જ ગદ્ય કે પદ્ય ગમે તે સ્વરૂપમાં કાવ્ય સિદ્ધ કરી શકાય તેવી શક્યતાનો સ્વીકાર હતો. પણ તે તબક્કે તો આવી

ગદ્યમાં કાવ્યરચનાની માત્ર શક્યતાનો જ સ્વીકાર હતો. ગદ્યમાં કોઈ કાવ્ય સિદ્ધ થયું જાણ્યું નથી. પશ્ચિમમાં પણ બાઇબલથી ફૉકનેરની નવલકથા સુધ્ધાંને ગદ્યકાવ્યની સઙ્જ્ઞા અપાયાનો પ્રયત્ન થયો છે, જે 'ગદ્યકાવ્ય' સઙ્જ્ઞાનો અશાસ્ત્રીય અને અચુસ્ત પ્રયોગ છે. વળી, ત્યાં સ્તોત્રો અને બીજાં ઊર્મિકાવ્યોના ગદ્યમાં થયેલા અનુવાદોને પણ 'ગદ્યકાવ્ય'ની સઙ્જ્ઞા આરમ્ભે મળી હતી. આ પણ 'ગદ્યકાવ્ય' સઙ્જ્ઞાનો અશાસ્ત્રીય વિનિયોગ હતો. અન્ય ભાષામાં પદ્યમાં સિદ્ધ થયેલાં કાવ્યને અનુવાદની ભાષામાં ગદ્યમાં મૂકતી વખતે મૂળ કાવ્યકૃતિના માહાત્મ્યને જાળવવાની સમ્પ્રજ્ઞાત વૃત્તિમાંથી જ તેવા અનુવાદો માટે 'ગદ્યકાવ્ય' શબ્દપ્રયોગ થયો હતો. ફ્રાન્સમાં સત્તરમી સદીના અન્તે ફેનેલોંની કાવ્યાત્મક નવલકથા 'તેલેમાક' માટે અને પછી મૉન્તેકીના ગદ્યાત્મક ગોપકાવ્ય માટે આ શબ્દપ્રયોગ થયો છે. વળી, ઉત્તરોત્તર વિદેશી ભાષાની કાવ્યરચનાઓનાં ફ્રેન્ચ ભાષામાં ગદ્યમાં જે અનુવાદો થવા લાગ્યા તેને માટે પણ ગદ્યકાવ્ય સઙ્જ્ઞા ઉપયોગમાં લેવામાં આવી. જો કે આ સમયગાળે પણ હજુ ગદ્યકાવ્ય સઙ્જ્ઞાનો વપરાશ હતો, પરન્તુ ગદ્યકાવ્યનું સર્જન થયું નહોતું. ગદ્યકાવ્યનું પ્રથમ સુપરિણામ બૉદલેરમાં આવ્યું.

આ બધી ઐતિહાસિક હકીકતોની જાણકારીના અભાવમાં આપણા કવિતાસાહિત્યમાં ગદ્યકાવ્ય વિષેની પ્રારમ્ભમાં દર્શાવી તેવી સ્થિતિ હતી આ સદીના આરમ્ભમાં. આ કાળકેન્દ્રે ફ્રાન્સમાં સમ્પૂર્ણ સમ્યક્ અર્થમાં 'ગદ્યકાવ્ય' સિદ્ધ થઈ ચૂક્યું હતું. અને તે સિદ્ધ થયું હતું બૉદલેરના ૫૦ કાવ્યોના સઙ્ગ્રહ 'પીતિત્સ પોએમ્સ એં પ્રોઝ'માં. આ કાવ્યોનું સર્જન થવા માંડ્યું હતું ૧૮૫૫થી અને તેનું મરણોત્તર પ્રકાશન થયું. ૧૮૬૯માં. અલબત્ત, પૂર્ણ કલાત્મક ગદ્યકાવ્યો તો સિદ્ધ થયાં રીમ્બો દ્વારા તેના કાવ્યસંગ્રહ 'લે લ્યૂમિનૅશન્સ'માં ૧૮૮૬માં. પરન્તુ આ માહિતીના અભાવે આ સદીના આરમ્ભે આપણે ત્યાં ગદ્યકાવ્યના અસ્તિત્વ વિષેની પૃચ્છાત્મક પરિસ્થિતિ હતી અને એના અસ્પષ્ટ ઉત્તરો હતા. આમ, આ સદીના આરમ્ભે આપણે ત્યાં ગદ્યકાવ્ય વિષેની વિચારણા-વિવેચનામાં ગતકડાં કઢાયાં હતાં.

પરન્તુ આ સદીના ઉત્તરાર્ધના આરમ્ભ પછી આપણે ત્યાં, પશ્ચિમનાં કાવ્યોના અને કવિતાવિચારણાના અભ્યાસે ગદ્યકાવ્યની રચનાનો આરમ્ભ થયો. ફ્રાન્સમાં જેમ ચુસ્ત છન્દોશાસ્ત્રની ધાકમાંથી મુક્ત થવા ગદ્યમાં કાવ્યોનું સર્જન થવા માંડ્યું તેમ આપણે ત્યાં 'કવિતાદેવીને છન્દનાં ઝાંઝર' નડતાં હોવાની ન્હાનાલાલની અજ્ઞાત અનુભૂતિ અને છાકભરી સિસૃક્ષા તેમને ડોલનયુક્ત ગદ્યને કાવ્યસર્જનના માધ્યમ તરીકે સ્વીકારવા તરફ ખેંચી ગઈ અને ત્યાર પછીથી લગભગ અર્ધી સદી વીત્યે આપણે ત્યાં વિશિષ્ટ અર્થમાં, અથવા કહો કે ગદ્યકાવ્યના શુદ્ધ સ્વરૂપની દિશામાં, તે પ્રકારની રચનાઓનો ઉઘાડ થયો. એમાં કદાચ ન્હાનાલાલની જેમ 'છન્દનાં ઝાંઝર'નું નડતર નહિ, પણ આધુનિકતાના સન્દર્ભે વિશિષ્ટ સંવેદના માટેની અભિવ્યક્તિનો તકાદો કારણભૂત હતો. આમ, સંવેદનાની આન્તરિક આવશ્યકતાને આધારે રચાતાં ગદ્યકાવ્યોમાં ઉમાશઙ્કર, સુરેશ જોષી, સિતાંશુ, લાભશઙ્કર, ચન્દ્રકાન્ત શેઠ, હસમુખ પાઠક, નલિન રાવળ, મણિલાલ દેસાઈ, રાજેન્દ્ર શુક્લ, ચિનુ મોદી, મનહર મોદી, જયન્ત પાઠક, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે, રઘુવીર ચૌધરી, યોસેફ મૅકવાન, સુધીર દેસાઈ, પ્રબોધ પરીખ, દિલીપ ઝવેરી, યશવંત ત્રિવેદી, રમેશ પારેખ, જગદીશ જોશી,

પન્ના નાયક, વિપિન પરીખ, જયા મહેતા, ગુલામ શેખ, ચન્દ્રકાન્ત ટોપીવાળા, કિશોરસિંહ સોલંકી, યોગેશ જોષી, ઈન્દુ પુવાર, સરૂપ ધ્રુવ, યજ્ઞેશ દવે, પ્રવીણ પણ્ડ્યા, નલિન પણ્ડ્યા આદિમાં કેટલાંકમાં અનલ્પ તો કેટલાંકમાં અલ્પ સઙ્ખ્યામાં ગદ્યકાવ્યોનું કલાત્મક સ્વરૂપ પ્રકટ થવા પામ્યું છે.

ગુજરાતી સાહિત્યમાં આમ, ગદ્યકાવ્યનું અવતરણ એ કવિતાક્ષેત્રે સમુત્ક્રાન્તિ અને વિકાસ તરફની સંક્રાન્તિ છે. એમાં ગુજરાતી કવિતાની ગતિ પણ છે અને પ્રગતિ પણ. આમ, ગદ્યકાવ્યના નવ્યાગમને આ સદીના સાતમા-આઠમા દાયકામાં ગુજરાતી કવિતાક્ષેત્રે સર્જનોત્સાહનું મોજું વ્યાપી વળ્યું. વળી, નવ્ય કે નવોદિત રચનાકારો માટે ગદ્યકાવ્યનું સ્વરૂપ આભાસી સરળતાને કારણે આકર્ષણનું વિશેષ કારણ બન્યું નહિ છન્દની ચિન્તા, નહિ લયની ચિન્તા! પણ ખાટલે મોટી ખોડ એ રહી કે અનેકોને ગદ્યકાવ્યના સ્વરૂપની જ ચિન્તા ન રહી. એને કોઈ બાહ્ય સ્વરૂપ ભલે ન હોય, પણ એના આન્તર સ્વરૂપની સૂઝ-સમજ મેળવવાની કે કેળવવાની અનેકોએ દરકાર કરી નહિ. પરિણામે નૂતનના અધકચરા આરાધકોએ ગદ્યકાવ્યને નામે અસઙ્ખ્ય અકાવ્યો અને કુકાવ્યોનો ગઞ્જ ખડકવા માંડ્યો. જે વિચારો-તરઙ્ગો સાદા વિચારાત્મક ગદ્યમાં રજૂ થઈ શકે તેને યાદચ્છિક પઙ્ક્તિઓ-પઙ્ક્તિખણ્ડોમાં, અતાર્કિક પરિચ્છેદો-કણ્ડિકાઓમાં વહેંચી ગદ્યકાવ્યને નામે અનેક રચનાઓ વહેતી મુકાઈ અને એને કાવ્ય માનવા-મનાવવાની પ્રવૃત્તિ ફાલતીફૂલતી રહી. પરિણામ એ આવ્યું કે આ પ્રકારની કાવ્યરચનાઓનાં ઘોડાપૂરમાં સારી પેઠે કચરો ખેંચાઈ આવવા લાગ્યો.

પોતાના સંવેદન કે સંવેદનાત્મક વિચાર કે વિચારાત્મક સંવેદનને અન્ય કોઈ કાવ્યસ્વરૂપમાં વ્યક્ત કરવાને બદલે શા માટે ગદ્યકાવ્યનું સ્વરૂપ પસંદ કરાય છે તેની અધઝાઝેરા સર્જકોમાં સભાનતા જણાતી નથી. ગદ્યકાવ્ય સર્જવું એ કોઈ ફેશનપરસ્તી નથી. એ કાવ્યાત્મક ગદ્ય - પોએટિક પ્રોઝ - નથી, પણ ગદ્યકાવ્ય - પ્રોઝપોએમ - છે. આથી એમાં કલાકાર તરીકેની અણઆવડત અને સર્જકતાની ખેંચ વહેલી અને પહેલી ઉઘાડી પડી જાય છે. પરન્તુ પ્રકાશનની બહોળી સુવિધાઓને કારણે ગદ્યકાવ્યને નામે કાવ્યાભાસી રચનાઓએ જાણે ગુજરાતી કવિતાને આજકાલ ભરડો લીધો છે. અનેકોને માટે આથી કાવ્ય રચી કવિનામેપણાના પોપણનું જાણે કે આ પર્વ બની ગયું છે. સ્વરૂપ-સમજ વગરની આ પ્રવૃત્તિ જો ખમૈયા નહિ કરે તો કહેવાતા અને વહેમાતા સર્જકો ખુદને જ ખતમ કરી દેશે. અને આ પરિણામ અબૂઝ કે અલ્પબૂઝ રચનાકારો પૂરતું મર્યાદિત રહ્યું નથી, પરન્તુ સબૂઝ સર્જકોમાં પણ અતિલેખનને કારણે આવું પતનોન્મુખ પરિણામ જોવા મળે છે. કેવળ ચાટૂક્તિઓ કે પછી વિચાર-ચિંતનના, સંવેદનનો સ્પર્શ પામ્યા વગરના, ગઠ્ઠાઓ ગદ્યકાવ્યના સ્વરૂપને સસ્તુ અભિવ્યક્તિ-માધ્યમ બનાવી રહ્યા છે. આપણી ભાષાના સાહિત્યમાં અલ્પ માત્રામાં પણ સુઘડ ગદ્યકાવ્યો સિદ્ધ થયાં પછી એના સિદ્ધ સર્જકો જ્યારે એ સ્વરૂપ સાથે અગમ્ભીરતાથી કે અનવધાનથી કામ પાડતા થાય ત્યારે એનાં વળતાં પાણી છે એવું સમજાય છે; અને આમ, આ સદીના અન્તભાગે આવી પહોંચતાં ગદ્યકાવ્યરૂપે જે ગતકડાં પ્રકટ થઈ રહ્યાં છે તે આ સદીના આરમ્ભે ગદ્યકાવ્યની વિચારણનાં જે ગતકડાં પ્રકટ થયાં હતાં તેની હોડમાં ઊતરે તેવાં છે.

ધીરુ પરીખ

# લોકગીતનો શબ્દદેહ અને સ્વરદેહ

હસુ યાજ્ઞિક

લોકગીતની આંતર-બાહ્ય શબ્દસઙ્ઘટના અને તેના ગેયરૂપ કે સાઙ્ગિતિક સ્વરૂપનો વિચાર કરવો હોય ત્યારે સ્વાભાવિક રીતે જ એના શબ્દદેહ અને સ્વરદેહને વિલોકતો ઉપક્રમ રહે. શબ્દદેહમાં એના બાહ્ય માળખા અને તેમાં પ્રયોજાતી સામગ્રીનો સમાવેશ થાય છે તેથી તેના content અને formને લક્ષમાં રાખવાનાં થાય અને સાઙ્ગિતિક સ્વરૂપને તપાસવા માટે તેના ઢાળ, એ ઢાળનાં સ્વરો અને સ્વરજૂથો, લય, તાલ લક્ષમાં લેવાં પડે. આમ કરતાં લોકગીતનાં આ બન્ને પાસાંનાં સ્વરૂપ, એની પરમ્પરા, પ્રવાહ, સ્વરૂપલક્ષણો ઇત્યાદિનો વિચાર કરવાનું પ્રસ્તુત બને છે.

આમ તો ગીત કહીએ એમાં જ એની ગેયતાનો સ્વીકાર છે. ગેયતા ગીત બનવાનું જ લક્ષણ છે. પરંતુ લોકગીતનાં સન્દર્ભે ગેયતા માત્ર જરૂરી, ઉપકારક કે આનુષઙ્ગિક નથી, પરન્તુ આધિકારિક, પ્રાણભૂત અને અનિવાર્ય છે. એની સામગ્રીને રજૂ કરવા માટે શબ્દ જેટલી જ અગત્ય સ્વરની છે. ગીત અને લોકગીત અનુક્રમે સાહિત્ય અને લોક-સાહિત્યના પ્રકારો છે. બન્નેમાં સ્વરૂપદૃષ્ટિએ વિવિધ પ્રકારો છે. સ્વરૂપદૃષ્ટિએ સાહિત્યને મુકાબલે લોકસાહિત્યનું લોકગીતનું કુળ સઙ્કુલ છે. લોકસાહિત્યને સાહિત્યથી જુદું પાડનારાં લક્ષણોમાં બે પર વિશેષ વજન મુકાય છે : સાહિત્ય મુખ્યત્વે વ્યક્તિકૃત રચના છે, લોકસાહિત્યની કૃતિ પર આવી કોઈ એક વ્યક્તિની મુદ્રા નથી. બીજું, સાહિત્ય લિખિત અને લોકસાહિત્ય કણ્ઠની પરમ્પરા છે.

દેખીતા આ ભેદ મૂળભૂત વ્યાવર્તક નથી. છેક મધ્યકાળના ઉત્તરાર્ધ સુધી ને આંશિક રૂપમાં આજ સુધી પણ વ્યક્તિકૃત સાહિત્યરચનાને પણ કણ્ઠ પરમ્પરા રહી છે અને લોકસાહિત્યની રચનાનો પણ કોઈ એક આરમ્ભક રચનારો તો હોય જ છે. સાઙ્ઘિકરૂપમાં લોક દ્વારા જ રચાતી જતી હોય, રચાઈ હોય એવી કેટલીક અપવાદરૂપ જ રચના હોઈ શકે. અને વિધિસંલગ્ન કે શ્રમગીતસન્દર્ભે ક્રિયાસંલગ્ન સમૂહમાં પણ નવી કડીઓ ઉમેરનાર તો વ્યક્તિ જ હોય છે, વ્યક્તિઓ નહીં. અને કર્તૃત્વની અજ્ઞાનતા કોઈ રચનાને લોકસાહિત્યની રચના ઠરાવતી નથી. આવી રચનાઓને સાહિત્યકુળની હોય તો તેનો અજ્ઞાતકર્તૃક રચનામાં સમાવેશ થાય છે. આમ, કૃતિના કર્તા વિશેની જાણકારીનો અભાવ અને કણ્ઠ પરમ્પરા એ બે લોકસાહિત્યનાં તાત્ત્વિક ભેદમૂલક લક્ષણો નથી.

સાહિત્ય અને લોકસાહિત્ય વચ્ચેનો જે મૂળભૂત ભેદ છે તે તો એની કૃતિઓના મૂળભૂત હેતુને સિદ્ધ કરતા મૂળભૂત સ્વરૂપનો છે. સાહિત્ય છે તે વ્યક્તિમાનસની નીપજ, જ્યારે લોકસાહિત્યમાં જે ધબકે છે તે લોકમાનસ. સાહિત્યની કૃતિ અને એનો કર્તા પરલક્ષી પ્રકારમાં પણ સૂક્ષ્મરૂપે તો અવિયુક્ત હોય છે. લોકસાહિત્યમાં તો આત્મલક્ષી લાગતા પ્રકારમાં પણ કોઈ એક વ્યક્તિનો ભાવોચ્છ્વાસ બધાંનો, લોકનો, આમવર્ગનો બનીને આવે છે. જો કે લોકપ્રવાહની પરમ્પરામાં છે તે બધું જ લોકસાહિત્ય છે એવું પણ નથી. એ સાહિત્યનું પણ હોઈ શકે છે.

આથી એને લોકસાહિત્ય folk literatureથી જુદું પાડવા માટે popular literature એવી સઞ્ગ્ના આપીએ છીએ અને એમાં પણ કર્તા જાણમાં હોય, પરન્તુ કૃતિમાં વ્યક્તિસાહિત્યનાં નહીં, લોકસાહિત્યનાં લક્ષણો હોય.

સાહિત્ય અને લોકસાહિત્ય હેતુએ, પ્રકારે, કેટલેક અંશે સ્વરૂપે પણ ભિન્ન હોવા છતાં લોકપરમ્પરામાં હોવાની એકમાત્ર સમાનતાને કારણે લોકસાહિત્ય અને તેમાં સમાવિષ્ટ લોકગીત એક સઙ્કુલ એવો કુળસમૂહ છે. 'લોકગીત' એ પર્યાય જ પ્રમાણમાં વ્યાપક છે. સાહિત્યક્ષેત્રના ગીત જેટલો પ્રમાણમાં તે સુનિશ્ચિત નથી. ઊર્મિલતા, આત્મલક્ષિતા, ગેયતા વગેરેને આધારે સાહિત્યમાં ગીતને બીજાં પદ્યપ્રકારોથી જુદું તારવી શકીએ છીએ. લોકગીતમાં પણ જોકે કથાગીત અને ગીતકથા, રાસડા-બૅલડ-ગરબો-ગરબી-દૂહો-સોરઠો-ભજન-વાર-તિથિ-બારમાસી-થાળ-આરતી વગેરે પ્રકારો-સ્વરૂપો એની સીમાને ધ્યાનમાં લઈને ઊર્મિમૂલક ગેયરચનાઓને 'લોકગીત' એવી સંજ્ઞાએ થોડી સુરક્ષિત અને વ્યવસ્થિત રાખી શકીએ, પરન્તુ આ કે તે સ્વરૂપને અનુકૂળ એવી સઞ્ગ્નાઓ લાગુ પડતી હોય એવી રચનાઓને 'લોકગીત' નથી, એવું કહેવામાં સાહસ છે. કથાનો આછો-પાતળો તન્તુ હોય, નૃત્યનો સાથ હોય, ભક્તિ-સ્તુતિ-વિધિ-ક્રિયાકાણ્ડ વગેરેનો પાસ હોય છતાં એનું સ્વરૂપ તો લોકગીતનું હોય, એનો દેહ નહીં, આત્મા 'લોકગીત'નો હોય એવું બને. જો કે લોકપરમ્પરામાં જે પદ, ભજન અને એનાં વિવિધ પ્રકાર જેવાં છન્દ, અષ્ટક, ગરબા, સ્તુતિ, વાર, તિથિ, માસ, થાળ અને આરતી બહુધા તો કવિકૃત રચનાઓ જ હોય છે. એને લોકસાહિત્યની ગણવી કે લોકગીતમાં એનો પણ સમાવેશ કરવો અતિવ્યાપ્તિનો જ દોષ નથી બનતો, તાત્ત્વિક ભૂલ પણ બનવા સમ્ભવ છે.

આ દૃષ્ટિએ લોકગીતને જો જોઈશું તો એનું સ્થાન ઊર્મિગીતોના સાહિત્યકુળમાં આવશે. અને લાયર સાથે ગવાતાં લોકગીતોમાંથી જ લિરિક જન્મ્યાં છે. અને એ રીતે ગવાતાં ગીતોમાં કથાગીતો અને ગીતકથાઓ પણ હતી કેમ કે ઊર્મિગીત એનો પ્રાણ હતો. ઊર્મિગીત-lyric સઞ્ગ્ના ને વિભાવના ભલે પશ્ચિમમાંથી આવી, ભારતીય પ્રજાનો એ સમાન વારસો અને વિકાસ છે. નૃત્ય અને સઙ્ગીતની અનેક રચનાઓ એ જ સાઙ્ઘિક જીવનમાંથી નિષ્પન્ન થઈ. કથાઓ ગવાતી ત્યારે પણ કેન્દ્રમાં તો ઊર્મિ જ હતી. અને એ જ ક્રમ શ્રમગીત કે હાલરડા જેવા પ્રકારોને બાદ કરતાં લોકગીતના બધા જ પ્રકારોમાં ઊર્મિનું પ્રાધાન્ય છે. માત્ર વિધિની ક્રિયાઓ સાથે સઙ્કળાયેલાં છે એવાં લોકગીતોના કેન્દ્રમાં તો ઊર્મિ જ હોય છે.

હર્ષ કે શોકની સાથે જ તેનો આવેશ અને માનસિક તથા શારીરિક પ્રક્રિયા સઙ્કળાય છે ને એના જ એક અભિવ્યક્તિના ભાગ રૂપે શબ્દ, લય અને સ્વર સઙ્કળાય છે. એ વ્યક્તિગત મટી સામૂહિક બને છે ત્યારે ગીતનું રૂપ લે છે. છેક આદિમ અવસ્થાથી, ભાષાના વિકાસની સાથે ગીત જીવનસંલગ્ન અને જીવનાભિમુખ લાગણીનો અંશ બનીને ગીતરૂપે વહેતું ગયું. આમાં પ્રેરક-સંયોજક બની વ્યક્તિકૃત રચના અને એની ચેતના. પરન્તુ જે રચનાઓમાં વ્યક્તિમાનસ હતું, એની આગવી મુદ્રા હતી, વ્યક્તિગત અભિવ્યક્તિ કૌશલ્યનું રૂપ હતું, કૃતિ તરીકે પોતાનું અલગ વ્યક્તિત્વ હતું એ બધું સાહિત્યમાં સઙ્કળાતું ગયું. પરન્તુ જેમાં આવું વ્યક્તિનિષ્ઠ કૌશલ્યનું રૂપ ન હતું, લોકમાનસનો અંશ હતો, લોકનું બનીને વિસ્તરવાની ક્ષમતા હતી,

જીવન સાથેનો પ્રમાણમાં અનિવાર્ય અને અઙ્ગભૂત સમ્બન્ધ હતો, પ્રજાની નાડનો જેમાં ધબકાર હતો એ રચનાઓ લોકજીવન સાથે ઓતપ્રોત થતી ગઈ, આત્મસાત્ બની, તરતા રૂપમાં રહીને સતત પરિવર્તન-સંવર્ધનની ક્રિયામાંથી પસાર થતી ગઈ તે લોકગીતરૂપે સિદ્ધ થઈ.

આમ, લોકકથા કે લોકગીત પણ ઉદ્દ્ગમે તો વ્યક્તિકૃત હોય છે. પરન્તુ એમાં જો લોકમાનસ હોય, લોકસંસ્કૃતિનો પાસ હોય, જીવન સાથે વિસ્તરતો અનુબન્ધ હોય, કૃતિરૂપમાં પણ તરલ અને અનુનેય રૂપ હોય તો એ અન્તે લોકસાહિત્યની સમ્પદા બને છે. આમાં ક્યાંક મૂળ ઉદ્દ્ગાર જ ટકે, ક્યાંક માળખું જ ટકે ને ક્યાંક સઙ્કેડાઉતાર હોય એવું એનું રૂપ અક્ષત પણ રહે. આ લક્ષણો તે લોકસાહિત્ય બનતી કૃતિનાં આન્તર-બાહ્ય સ્વરૂપનાં. લિખિત પ્રવાહની સાહિત્યકૃતિમાં એ હોય તો એ પણ popular literatureના સ્વરૂપમાં ટકે. અને કોઈ લોકતત્ત્વના જાણકાર એવા કવિ કાગ કે મેઘાણીની લિખિત પરમ્પરાની રચના હોય પરન્તુ કુળે-સ્વરૂપે લોકગીતકુળની હોય તો કાળક્રમે તે લોકગીતની રચના બને. આવી કેટલીયે રચનાઓ છે જે મૂળભૂત તો કવિકૃત રચનાઓ જ છે, પરન્તુ સ્વભાવે-સ્વરૂપે લોકગીત હોય છે ને લોકપરમ્પરા એ અપનાવી લોકસાહિત્યની બનાવે છે. 'હું તો કાગળિયા લખી લખી થાકી' આ રીતે આપાભાઈ ગઢવીની કવિકૃત રચના છે, આજ પરમ્પરાએ લોકગીત બની છે. પરન્તુ આવી રચનાઓ રચાય એથી કેવળ કુળલક્ષણે લોકગીત ન બને. મેઘાણી કહે છે તેમ એને લોકકણ્ઠનો રન્દો લાગે, પરમ્પરામાં તરતી રહે, ટકે અને એનું મૂળભૂત કે બદલાયેલું સ્વરૂપ લોકગીતરૂપે સ્વીકારાતું થાય. આમ, જેનું કર્તૃત્વ નિશ્ચિત છે, લિખિત પરમ્પરામાં છે તેવી રચનાઓ લોકપરમ્પરામાં હોવામાત્રથી લોકગીત ન કહેવાય. નરસિંહ અને મીરાંની અનેક રચનાઓ લોકકણ્ઠે છે, એમાં વિવિધ સ્તરે પરિવર્તન થયાં છે, ઉમેરણ-સંવર્ધન થયાં છે પરંતુ તેને 'લોકગીત' કહી ન શકીએ. એ રીતે 'બાઈ મીરાં કહે' અને 'ભણે નરસૈયો'ની નામછાપની રચનાઓ તે તે કવિઓની હોઈ ન શકે. અનેક ભક્તિ-રચનાઓ, આ રીતે લોકસાહિત્યની નથી.

લગ્ન તથા અન્ય સંસ્કારવિધિ સાથે જે સઙ્કળાયેલાં ગીતો છે, જેમાં પણ અનેક રચનાઓ મૂળભૂત વ્યક્તિકૃત રચનાઓ જ છે. અનેક બ્રાહ્મણ-પ્રશ્નોરા ગૃહસ્થ પદ્યકારોએ આવી રચનાઓ કરી જે કાળક્રમે એમનાં કુટુમ્બમાંથી વિસ્તરતી જ્ઞાતિમાં, ગોળમાં અને પ્રદેશમાં પહોંચી. ક્યાંક મૂળ ને મુખ્ય રૂપ બદલાયાં, ક્યાંક મૂળ રૂપ જળવાયાં. વ્યક્તિકૃત આવી રચનાઓ પણ તાત્ત્વિક રીતે લોકગીતોના એક મુખ્ય એવા સંસ્કારગીતોનાં વર્ગની છે. એના કેન્દ્રમાં તો કઙ્કોતરી, ગોતજ, મણ્ડળ, વરયાન, હસ્તમેળાપ, ચૉરી, વિદાય વગેરે હોય છે. આમાં કેન્દ્ર છે તે વિધિ છે. તે સાથે સઙ્કળાતી ક્રિયા અને ઊભરાતો આનન્દ છે. આમ એનો આત્મા છે તે લોકનો છે. આવાં ગીતો હજાર વર્ષની પરમ્પરાનાં હોય છે. હેમચન્દ્રાચાર્યે ત્રિષષ્ઠિસલાકાપુરુષમાં અણવરના ખાઉધરાપણા અને ગોરની વિરૂપતા પરનાં જે વિનોદગીતો આપ્યાં છે, તે આજ પણ સૂપડાં જેવા કાન - ડુંગળી જેવડા ડોળા અને ધમણિયાં ફૂલા તરીકે ફટાણામાં ગવાય છે. 'મેંદી તે વાવી માળવે' એ શબ્દો ને ઢાળ પણ પ્રાચીન હસ્તપ્રતોમાં છે એની વીગતો ડૉ.હરિવલ્લભ ભાયાણીએ આપી છે.

આમ, ગીત અને લોકગીતનો આત્મા જુદો છે.

એને પોતાનું સ્વરૂપ છે અને લિખિત અને કણ્ઠની પરમ્પરાઓમાં સતત આદાન-પ્રદાન ચાલે છે. પ્રેમાનન્દના 'ઓખાહરણ'નાં લગ્નગીતો 'મઙ્ગળિયું વરતાય' આજ ગવાય છે. સમ્ભવ છે કર્તૃત્વ પ્રેમાનન્દનું હોય અથવા ત્યાં પણ સમકાલીન પરમ્પરામાંથી આવ્યું હોય. 'એક ઝાડ માથે ઝુમખડું' બન્ના-બનડી ગીતરૂપે છે (જુઓ, લોકસાહિત્ય 'માળા મણકો ૬ પૃ૭-૧૧૧, પુનઃસમ્પાદિત જીવનચરિત્ર અન્તર્ગત રચનાઓ, ભાગ-૨, પૃ.૧૧૧) ત્યાં ભાભી, બહેન, સાસુ, દેરાણી, નણન્દ અને અન્તે પતિની સગપણસાંકળનું લોકગીતનું સાહજિક માળખું છે. શ્રી મેઘાણીકૃત આ ગીત રચનામાં સાથે જ પહાડ, વાદળી, સમૂહ જેવાં પ્રાકૃતિક તત્ત્વો ને ચિત્રો છે. લોકગીત અને સાહિત્યગીતનો સ્વરૂપભેદ આ દૃષ્ટાન્તમાં પ્રકટ છે.

લોકગીતને વિશિષ્ટ રૂપ એનો વિશિષ્ટ શબ્દદેહ અને એનું માળખું આપે છે. આથી પ્રકારે ને આન્તરસ્વરૂપે તે જુદું પડે છે. જીવન સાથેના પ્રકટ-પ્રત્યક્ષ સમ્બન્ધને કારણે એની સામગ્રીમાં વ્યક્તિજીવન અને એનો સન્દર્ભ હોય છે અને તે કોઈ ને કોઈ રીતે એને ગાનાર-ઝીલનારા જ અનુભવનો, અન્તરનો, હર્ષ કે શોકનો પડઘો પાડતો હોય છે. આવો સન્દર્ભ સાહિત્યપ્રવાહનાં ગીતમાં હોય છે. કેમ કે સર્વાનુભવરસિકતા હોય, પોતીકી લાગે એવી પરલક્ષિતા હોય તો જ એ આસ્વાદ્ય બને છે, ભાવની સહિતતા સિદ્ધ થાય છે. પરન્તુ સાહિત્યગીત અને લોકગીતનો મહત્ત્વનો ભેદ છે, તે તેની સામગ્રીનો છે. લોકગીતમાં જીવનનો અંશ પ્રાણભૂત અને મૂળભૂત હોય, સાહિત્યગીતમાં એ અનિવાર્ય નથી. સાહિત્યગીત જીવનની, એના અનુભવની જે સામગ્રી લે છે તે પોતાની રીતે લે છે, એનું કલામાં સ્વરૂપાન્તર કરે છે અને તે આધિકારિક નહીં, માત્ર આધારરૂપ હોઈ શકે. લોકગીતમાં આવું ન પરવડે. એની સામગ્રીમાં તો જીવન અને એનાં અનુભવ મૂળભૂત રૂપમાં જ આવે, રૂપાન્તરિત રૂપમાં નહીં. એવું થયું હોય ત્યાં લોકગીતને એ અંશ, એનું એ રૂપ સાહિત્યપ્રેરિત છે, એનો એમાં સંસ્પર્શ છે. આવો વારસો કેટલાંક લોકગીતોમાં હોય તો તે અપવાદરૂપ કે અલ્પસઙ્ખ્ય ગણાય. જીવનનો જ મૂળભૂત અનુભવ અને એ જેવો છે તેવું જ એનું સીધું કથન, લોકગીતનું સ્વભાવસિદ્ધ તત્ત્વ છે. એવાં કથનમાં પણ ક્યાંક અલઙ્કારનો આશ્રય હોય, પરન્તુ એ પણ લોકબોલીનું પરમ્પરાગત સ્વીકૃત અઙ્ગ છે. લોકબોલી પોતે જ કેટલાય રૂઢિપ્રયોગોમાં ઉપમા, ઉત્પ્રેક્ષા, રૂપક, પ્રતીકનો સાહજિક પ્રયોગ હોય છે. 'દીકરી જન્મી'ને બદલે 'માંડવો આવ્યો' કે સૂરજ ઊગ્યો છે ને સવાર પૂરું થયું છે માટે 'નળિયાંય સોનાનાં થઈ ગયાં' જેવા સેંકડો પ્રયોગો થતા રહે છે. અભિધા જેટલો જ લક્ષણા-વ્યઞ્જનાનો વ્યાપક પ્રયોગ લોકબોલી કરે છે. આથી જીવનના અનુભવનું પણ જ્યાં અલઙ્કારાશ્રયી નિરૂપણ હોય છે ત્યાં બોલીનો અને એવું કહેવાની રૂઢ પરમ્પરાનો આધાર છે.

કણ્ઠપરમ્પરા પણ લોકગીતનું મહત્ત્વનું લક્ષણ છે. અને એની અસર એના બાહ્ય દેહ પર પડતી જ રહે છે. સાહિત્યકુળનું ગીત કણ્ઠપરમ્પરામાં હોય ત્યારે પણ બહુધા એનું મૂળરૂપ, એનો શબ્દદેહ જાળવે છે કેમ કે એને લિખિત પરમ્પરાનો પણ મુખ્ય આધાર હોય છે. કેનીથ રિચર્ડ્ઝ કહે છે તેમ absence of acquisitive motive, oral transmission, ceaseless contact with the soil લોકગીતનાં વ્યાવર્તક લક્ષણો છે. જે અન્તે એક વ્યક્તિનિષ્ઠ અનુભવ ન

રહે અને વ્યક્તિગત પ્રત્યાઘાતરૂપ ન હોય અને પરમ્પરા ઊભી કરવાનું બળ હોય તે સઘળી સામગ્રી લોકગીતમાં પ્રયોજાય છે.

અને આવું ગીત ગાનાર પોતાના માટે ગાય છે, બીજાને સમ્ભળાવવા, ખુશ કરવા, કશુંક મેળવવા ગાતો નથી. પોતાના જ હર્ષ-શોકને વાચા આપે છે અને બીજાંને કેવું લાગે છે તે વિશે તે સભાન નથી. લોકગીત ગાઈને કે સમ્ભળાવીને બીજાને આનન્દ આપવો, ખુશ કરવા, શાબાશી, પ્રશંસા કે બીજું મેળવવું તે લોકગીતનો મૂળભૂત નહીં, આનુષઙ્ગિક કે દ્વૈતિયિક ઉપયોગ છે. મૂળભૂત તો એ પોતાના માટેની પોતાની જ વસ્તુ છે. કોઈ સ્તુતિ-સ્તોત્ર ગાય, કથા કહે, આખ્યાન વાંચે ત્યાં હેતુ ભિન્ન છે. અન્યની, શ્રોતા અને શ્રાવકની એવાં ગાન કે પઠન સમયે હાજરી છે, ગાનાર-કહેનારની એ માટેની સભાનતા છે. લોકગીતમાં તો સહુ કોઈ પોતે જ, પોતાના માટે ગાય છે. હાલરડું ગાતી માતાનો હેતુ છે : બાળકને ગાન સંભળાવવાનો, એ દ્વારા ઊંઘાડવાનો; પણ એ ગાતાં એનું વતાસલ્ય જ વહેતું રહે છે. એ મૂળભૂત હેતુ છે.

લોકગીતની સાહિત્યગીતથી વ્યાવર્તક એવી સામગ્રી, એનો ભિન્ન હેતુ, ભિન્ન સ્વરૂપ અને રજૂઆત વગેરેને દૃષ્ટિમાં રાખીને જે ચર્ચાતું આવ્યું છે તેને આધારે હરદ્વારીલાલે ૧. લોકમાનસની અભિવ્યક્તિ ૨. આદિમ કે પ્રાથમિક અનુભવ સાથેનો અનુબન્ધ ૩. છન્દ, વ્યાકરણ, અલઙ્કારાદિથી મુક્ત એવી સ્વતન્ત્ર જીવન્તતા ૪. કર્તૃત્વનો લોપ અને કણ્ઠપરમ્પરા ૫. ભાષા નહીં પણ બોલીનું માધ્યમ. ૬. ગેયતા ૭. એના પ્રવર્તન પાછળ રહેલાં આનુષ્ઠાનિક શ્રદ્ધા અને સામાજિક માર્મિકતા ૮. લયનું પ્રાધાન્ય અને નૃત્ય સાથેનો પણ સમ્બન્ધ ૯. સામૂહિકતા અને ૧૦. સ્ત્રીઓનું વિશેષ યોગદાન - એ દશ લક્ષણો દર્શાવ્યાં છે. આવાં લક્ષણો સાર્વત્રિક છે. અમેરિકન નિગ્રોના લોકસાહિત્યના વિશેષ અભ્યાસી લૉરેન્સ ડબ્લ્યૂ લૅવિન પણ group nature, participation and pervasive functionality, improvisational character, strong relationship in performance અને bodily movement and expressions એ લક્ષણો તારવે છે. આવી સામગ્રીગત, સ્વરૂપગત અને હેતુ તથા રજૂઆતગત ભિન્નતાથી સાહિત્યગીત અને લોકગીત જુદાં પડે છે. સામૂહિક જીવન અને communal process લોકગીતનું ઉદ્‌ગમ અને અગત્યનું મૂળ છે. (જુઓ લોકવાર્તાવિજ્ઞાન, ડૉ. હરદ્વારીલાલ શર્મા, ઉત્તર પ્રદેશ હિન્દી સંસ્થાન, લખનવ, ૧૯૯૦, ખંડ-૧, પૃ. ૬૪)

'લોકગીત' સઙ્ગ્ના પણ બૃહત્કુળ ધરાવે છે. આથી એની આન્તર-બાહ્ય શબ્દઘટના એના પેટા પ્રકાર પ્રમાણે ક્યાંક બદલાય છે. જીવનચક્ર અને ઋતુચક્રમાં તે અનેક રીતે અને રૂપે પરમ્પરાગીતો સઙ્કળાયેલાં છે અને તેમાં અનુષ્ઠાન, વિધિ અને મનોરઞ્જન સન્દર્ભે વિવિધ પ્રકારો જોવા મળે છે. કણ્ઠપરમ્પરાની અજ્ઞાતકર્તૃક રચનાઓમાં પણ મોટો હિસ્સો સાહિત્યના કુળની રચનાઓનો છે. વાર, તિથિ, બારમાસી, સ્તુતિ, પદ-ભજન, ગરબા, આરતી જેવી અનેક રચનાઓ કવિકૃત અને સાહિત્યિક છે, લોકસાહિત્યની નથી. એમાં પુરાણકથા અને કોઈ બનેલી મનાતી કથાઓ પણ છે. ક્યાંક તો ગદ્યપદ્ય એનું કથામાધ્યમ હોય છે, રચનાને લોકગીત ન કહી શકો. સતીના ગરબાઓ, બહારવટિયાના રાસડાઓ, પૂર-જળસઙ્કટ કે રોગચાળાની યા દુકાળ કે અન્ય આપત્તિની

ઘટનાઓ, કોઈ સ્થાનિક વીરની કથા - આ બધું જ ગદ્યપદ્યમાં હોય છે; પરન્તુ તે લોકગીત નથી. એથી ઊલટું, કોઈ રચનામાં કોઈ જીવિત, વાસ્તવિક એવા પાત્ર સાથે બનેલી ઘટનાનો આધાર હોય પરન્તુ એનું સ્વરૂપ, એનાં રૂપ, રંગ લોકગીતનાં હોય છે. ક્યાંય પણ કથા મુખ્ય હોય અને રચના કથાગીત બની જતી હોય; ગીતકથા બનતી ન હોય એવું બને છે ને તે પ્રકાર પદ્યકથાના કુળનો જ ગણાય એવો હોય છે. આવી રચનાઓ લોકસાહિત્ય મૂળની હોતી નથી અને લોકગીત કહીએ એવી પણ હોતી નથી; પરન્તુ એમાં લોકગીતનાં જે લક્ષણો દર્શાવ્યાં તે તો વત્તે-ઓછે અંશે હોવાનાં; ને એટલા પ્રમાણમાં એનો સમ્બન્ધ પણ લોકગીત સાથે રહેવાનો ને એથી એના શબ્દદેહની સઘટના પણ લોકગીત સાથે મેળ લે એવી રહેવાની. પરન્તુ 'લોકગીત' એવી જ સઙ્ગ્નાનો જ્યારે પ્રયોગ કરીએ છીએ ત્યારે એમાંથી નેરેટિવ લક્ષણો ધરાવતી રચનાઓ બાદ કરવી પડે. જોકે આમ કરવામાં કોઈ ચુસ્ત ધોરણ સ્વીકારવું મુશ્કેલ છે; કેમ કે સાહિત્ય અને લોકસાહિત્ય પણ આપણી અભ્યાસ-દૃષ્ટિએ પાડેલા ભેદ છે. લોકોને મન તો જે સામગ્રી એમના જીવનનો પડઘો પાડતી, રસ આપતી, આનંદ આપતી કે એવો બીજો કોઈ હેતુ સિદ્ધ કરી આપતી લાગે તે સ્વીકાર્ય છે. અને લોકોની કોઈ જાતિગત, જ્ઞાતિગત કે પ્રાદેશિક એવી પરમ્પરા જ્યારે આવી રચનાઓ ગાય છે ત્યારે એમાં લોકરચનાનાં લક્ષણો આમેજ પણ થાય. Popular Literature અને Folk Literature કોઈ તબક્કે તો એકરૂપ બનતાં હોય છે.

સાહિત્ય અને લોકસાહિત્યનો સમ્બન્ધ પારસ્પરિક રહ્યો છે. આથી સામગ્રી અને સઘટનમાં પણ કેટલુંક સામ્ય છે. કેટલુંક હોય 'લોક'નું, પ્રવાહમાં આવી તરતું થાય, પુષ્ટ થાય, એનું રૂપ બન્ધાય અને પછી તે સાહિત્યમાં આવે ને એનું પૂરું કાઠું બન્ધાય, જે અનુગામી લોકપ્રવાહની રચનાઓના સર્જન-સંવર્ધનમાં પ્રેરક અને આધારભૂત બને. વાર, તિથિ, માસ વગેરે સમયના સંવિભાગોની સાંકળ છે. અને આવી સઘટક સાંકળ લોકપ્રવાહમાં પુષ્ટ થઈ છે. થાળમાં ભોજનપદાર્થો, ખાદ્ય-પેય પદાર્થો પણ આવી સાંકળ છે. આ બધાંનું મૂળ ક્યાં જોવું? એટલું તો નક્કી, કૂંપળ ફૂટતી જાય, વિકસતી જાય અને વૃક્ષ બને. કોઈ પણ વ્યક્તિમૂલક ઉન્મેષના પ્રાકટ્યનું પ્રવર્તન થાય, એને જીવન્ત પરમ્પરા મળે તે પછી જ આખરી રૂપ બન્ધાય છે. ગીત કે એના શરીરમાં જ નહીં, પરન્તુ અનેક ઋતુવર્ણનનાં ગીતોમાં, એનાં ગાન અને તેનાં પ્રકારોમાં, નૃત્ય પ્રકારોમાં અને કોઈ એક કથાની મહાકાવ્યરૂપ અન્તિમ પરિણતી અને સંસિદ્ધિમાં કૉમ્યૂનલ-પ્રોસેસ ભાગ ભજવે છે.

લોકગીતનાં વિવિધ દૃષ્ટિબિન્દુ અને ધોરણોએ વિવિધ પ્રકારો છે તેમાં સ્થળની દૃષ્ટિએ આરણ્યક, ગ્રામીણ અને નાગરિક એવા ત્રણ પ્રકારો છે. મોટા ભાગનાં લોકગીતોનો સીધો સમ્બન્ધ ગ્રામ-સમાજજીવન સાથે જ હોય છે. એમાં આદિમ કે પ્રાથમિક અનુભવો અને તદ્જન્ય માન્યતા, શ્રદ્ધા, ગૃહીત, વહેમ પણ ખેંચાતા આવે. નાગરિક જીવનનાં પણ જે લોકગીતો છે તેમાં પાયામાં તો ગ્રામજીવન જ છે. આદિવાસી પરમ્પરા પર નાગરિક અને ગ્રામીણ બન્ને અસરો ઝિલાતી હોય છે. આદિવાસી કન્યાને તો પોતાના મનનો મોર કે છેલિયો પસન્દ કરવાનો પોતાને જ અધિકાર છે તેમ છતાં 'દાદાએ કેવો વર જોવો' અને 'દીકરીને દૂર દેશાવર ન પરણાવવી' એ ગીતો આદિવાસી

પરમ્પરામાં પણ ગવાતાં થયાં. પ્રભાતિયાં અને બીજા પ્રકારો પણ કૂકડાં-મરઘાં-હરણાંનાં સન્દર્ભ સાથે, આદિવાસી-ઓનાં લોકગીતોમાં સંકળાયાં. જ્યાં જીવનનો મૂળભૂત અંશ ધબકતો હોય તે કોઈ પણ સ્થળના સમાજમાં ઝિલાય છે અને એની મૂળભૂત સામગ્રી પણ થોડો સંદર્ભ કે વિગત બદલીને પોતાનું અસ્તિત્વ ટકાવી રાખે છે. આ રીતે સઙ્કળાતાં લોકગીતોમાં આનુષ્ઠાનિક, વિધિસંલગ્ન, કાર્યસંલગ્ન અને માસસંલગ્ન (કૅલૅન્ડરિક)નો સમાવેશ થાય છે. આ સર્વ પ્રકારમાં જીવન જ પ્રકટ રૂપે ધબકે. એવાં કોઈ પણ ગીતનો મુખ્ય સામગ્રીદેહ અને આંશિક રૂપમાં શબ્દદેહ ભિન્ન-વિભિન્ન પરમ્પરાઓમાં પણ જળવાય છે. આવી આધારભૂત રચના વ્યક્તિકૃત હોય છે, પરન્તુ તેનું વ્યક્તિત્વ એમાં મુદ્રિત હોતું નથી. અનુભવના સર્વાનુભરસિક રૂપમાં વૈયક્તિકતા જ નહીં, ભાષા-બોલી-શબ્દરૂપ પણ પરમ્પરામાં ઓગળતાં જાય, નવું રૂપ ધરતાં જાય, એવું અન્તરથી ચુસ્ત પણ બાહ્ય દેહે અનુનેયરૂપ હોય છે. એમાં અનુભવનો નિચોડ હોય, બળ હોય અને લયથી જ ઘૂંટાયેલું શબ્દબદ્ધ સસ્વર રૂપ હોય, તે બધે જ જળવાય છે, લુપ્ત થતું નથી.

લોકગીતને કણ્ઠની પરમ્પરા છે. મનની મોજે અને સ્મૃતિના આધારે એને ચાલવાનું હોવાથી સઙ્કુલતા ન પોષાય. સ્વાભાવિક સરળતા અને સદ્યગ્રાહ્યતા એની અનિવાર્યતા છે. એક વખત મધુર સ્વરનો અને ઢાળેલા લયનો મુખડો બન્ધાયો કે ગીતનું કાઠું આપોઆપ બન્ધાતું જાય. લોકગીતની સુદીર્ઘ-પરમ્પરાએ એની સામગ્રીને સન્દર્ભ અને હેતુને અનુરૂપ એવા માળખાં - structures તૈયાર કરી આપ્યાં છે. આ માળખાનાં અવયવોમાં તર્કબદ્ધ કહી શકાય એવો એક ક્રમ હોય છે. આથી કોઈ પણ લયાત્મક એવો મુખડો મનમાં ગુઞ્જે અને તેના પછીના સમ જેવા પ્રબળ સ્થાનની ઉત્તરાર્ધની પઙ્ક્તિ તૈયાર થઈ જાય કે ગીતના પ્રકાર પ્રમાણેનાં રૂઢ માળખાં જ આખું ગીત તૈયાર કરી આપવામાં સહાયરૂપ બને. અને એ સ્મૃતિ સહાયક પણ બને.

ગીતના માળખાને નિશ્ચિત કરતી સાંકળ હોય છે. એ સાંકળમાં જ એક પછી એક અઙ્કોડા પરોવાયેલા હોય છે. આવી સાંકળના મુખ્ય ઘટકોમાં સમયખણ્ડના એકમો, પદાર્થ નિર્માણ, સ્થળ, સાંસારિક સમ્બન્ધ ઇત્યાદિનો આધાર હોય છે. વાર, તિથિ, માસ સમયખણ્ડની કડીઓ માટેના ઘટક-એકમ છે. પદાર્થ નિર્માણમાં સમ્બન્ધિત પદાર્થ બનાવવા માટે સોની, સુથાર, લુહાર, મણિયારા, કુંભાર વગેરે ઘટક એકમો હોય. કોઈ દેવી કે દેવનાં મુખ્ય સ્થાનકો-નગરો કે સ્ત્રીશૃઙ્ગારોપયોગી આભૂષણોનાં નિર્માણ સાથે સઙ્કળાયેલાં સ્થળોની પણ કડીઓ પ્રયોજાય છે. આમાં લોકગીતોમાં પ્રયોજાતી સાંકળોમાં મુખ્ય તો છે સાંસારિક સમ્બન્ધો, જેમાં માતા, પિતા, ભાઈ, બહેન, કાકા, મામા, માસી, ફોઈ, સસરા, સાસુ, જેઠ-જેઠાણી, દિયર-દેરાણી, નણન્દ-નણદોઈ વગેરે કડીઓ હોય છે અને પતિઓમાં પરાકાષ્ટાએ આવે છે.

આવા મુખ્ય ઘટક-એકમો અને એની સાંકળોનો ઉપયોગ લોકગીતના પ્રકારોમાં પણ નોંધપાત્ર બનતો હોય છે. સમયખણ્ડના વાર, તિથિ વિશેષતઃ ભક્તિપ્રધાન ગીતોમાં પ્રયોજાય છે. માસ ભક્તિરચના તથા સંયોગ-વિયોગના સન્દર્ભે સાંસારિક લોકગીતોમાં સહાયક બને છે. ભોજનની ખાદ્યપેય સામગ્રી મુખ્યત્વે ભક્તિપ્રધાન થાળમાં જોવા મળે છે અને એમાં નાવણ-ધોવણ-દાતણ

ઉમેરાતાં તેનો પ્રયોગ આતિથ્ય અને પ્રેમોપચારનાં લોકગીતોમાં પણ થતો હોય છે. સ્થળભક્તિ રચનામાં અંબા-આરાસુર, કાલી-પાવાગઢ, ચામુણ્ડા-ચોટીલા, રાંદલ, દડવા એ રીતે. અને દામ્પત્યપરક લોકગીતોમાં પટોળુ-પાટણ, કઙ્કુ-જામનગર એવા સન્દર્ભો લે છે. જીવનચક્ર સાથે સઙ્કળાયેલો સાંસારિક સમ્બન્ધનો કે સીમન્ત, લગ્ન, જનોઈ, આણું જેવા સંસ્કારવિધિના ગીતોમાં સાંસારિક સમ્બન્ધોની માળાનો જ ઉપયોગ થાય છે. આ વર્ગની સાંકળનો જ લોકગીતના માળખામાં બહુસઙ્ખ્ય અને વૈવિધ્યપૂર્ણ ઉપયોગ થયો છે. પારસ્પરિક સમ્બન્ધના આનન્દ-અહોભાવ, હાસ્ય-મજાક-કટાક્ષાદિ, ઉજવાતા માઙ્ગલિક-પ્રસઙ્ગની વિવિધ પેટાવિધિઓ અને તદ્જન્ય આનન્દ-ઉમઙ્ગમાં આ સમ્બન્ધ-સાંકળ ઉપયોગમાં લેવાય છે.

લોકગીતની સામગ્રીને શબ્દદેહનું માળખું બાંધી આપનારું બીજું મહત્ત્વનું અઙ્ગ તે વિધિ અને ઉપચાર હોય છે. કઙ્કોતરી લખવી, મણ્ડપ નાખવો, વરઘોડો કાઢવો, જાનપ્રયાણ, સામૈયું, ચૉરી, કલવો, વિદાય, પોંખણું, સીમન્તનાં પગલાં ભરવાં, રાંદલનો ઘોડો ખૂંદવો, માટી ખોદવાની કે માઙ્ગલિક પાત્રો લાવવાની ક્રિયા કરવી - આ બધી જ ક્રિયાત્મક વિધિઓ તેના તબક્કા પ્રાસઙ્ગિક એવા સંસ્કારગીતનું માળખું બાંધી આપે છે. મરશિયા-રાજિયામાં સતી બને એ પ્રસંગને અનુલક્ષતાં ગરબાઓમાં પણ એની વિધિઓ, રૂઢિઓ સહાયક બને છે. મધરાતે મરઘાનું બોલવું જેવા રૂઢીપ્રયોગો અને વિવિધ સગા-સમ્બન્ધીઓની વેદના મરશિયામાં માળખારૂપે જોઈ શકાય છે. એ રીતે પુરુષનું આકસ્મિક મૃત્યુ થવું, એના સમાચારનું પહોંચવું, પત્નીને સતીત્વ ચડવું, એને વારવાના પ્રયત્નો કરવા, સત સાચું છે તેની વિવિધ કસોટીઓ કરવી, રાજસત્તાની મઞ્જૂરી લેવી, નિશ્ચિત દિવસે અગ્નિદાહ અને સતીયાત્રા, એના થાપા, સ્નાન અને અર્ચન-પૂજન, ગાય નીચેથી પસાર થવું, ચિતા પર ચડવું, દહેરીનું બન્ધાવું અને નિશ્ચિત તિથિએ એ સતીનું પૂજન કરવું - આવું માળખું સતી વિશેના ગરબામાં હોય છે. જોકે આ પ્રકારની સતીના ગરબાની રચનાઓ મધ્યકાલીન આખ્યાન જેવી જ વ્યક્તિકૃત અને અમુક કુળ, જ્ઞાતિ કે ગામ પૂરતી મર્યાદિત હોય છે એ દૃષ્ટિએ શુદ્ધ લોકગીતના પ્રકારની નથી, પરન્તુ એની પરમ્પરા અને પોષણ-પ્રવર્તન લોકગીતનાં કુળનાં છે.

જેમ ધોળ-ભજન, આખ્યાન, રાસ, ફાગુ, બારમાસી જેવી મધ્યકાલીન સાહિત્યની રચનાઓને નિશ્ચિત એવું સ્વરૂપ છે, એ સિદ્ધ કરતાં ઘટકો છે, તેમ વિવિધ પ્રકારનાં લોકગીતોનાં પણ નિશ્ચિત એવાં ઘટક અઙ્ગો છે. તફાવત એટલો કે સાહિત્યપ્રવાહમાં એમાં રજૂ થતી સામગ્રીમાં અને એના નિરૂપણમાં વ્યક્તિનિષ્ઠ ઉન્મેષ હોય, જ્યારે લોકગીતમાં તો બહુધા સામગ્રી પણ રૂઢ હોય. ઉન્મેષ હોય તે મુખડાનો અને કેટલાક એવા આનુષઙ્ગિક અંશોનો, જે કૃતિસમગ્રમાં ઊતરેલો-વિસ્તરેલો નથી હોતો. સાહિત્ય અને લોકસાહિત્યનો જે તાત્ત્વિક ભેદ છે, તે આ.

નિરૂપણ અને સામગ્રીનું રૂઢ માળખું જ જેમ એક મુખ્ય કે આધારરૂપ ગીતમાંથી અનેકને જન્મ આપે છે, તેવું ત્રીજું આધારસૂત્ર કે નિર્માણસૂત્ર ઢાળ પણ છે. જ્યારે કોઈ એક નવા, રોચક, ડાવણમધુરમાં પરમ્પરા લોકગીતને સિદ્ધ કરે છે ત્યારે એનો શબ્દદેહ સ્વરદેહમાં પૂરેપૂરો અનુસ્યૂત થાય છે, ઓગળી જાય છે. શબ્દેશબ્દ અને પઙ્ક્તિએ પઙ્ક્તિ એમાં લયથી એટલા ઘૂંટાઈ જાય છે કે પછી એ ઢાળ પોતે જ કોઈ

છન્દ વિશેષ જેવો બની જાય. અને એના માનસિક માપને આધારે બીજો પદ્યકાર એવી નવી રચના કરે. એમાં દૈવત હોય તો એની પરમ્પરા ટકે, ચાલે ને નવું ગીત અસ્તિત્વમાં આવે. જૂના જમાનામાં 'વૈદર્ભી વનમાં વલવલે' કે 'મેંદી તે વાવી માળવે' જેવા આખ્યાન અને લોકપ્રવાહના ઢાળો, નાટકના આગમન પછી વિવિધ રઙ્ગભૂમિનાં ગીતો અને ફિલ્મના આગમને 'મેરા મન ડોલે, તેરા તન ડોલે' જેવા ઢાળો લોકપ્રિય બન્યા એમાંથી અનેક પદ્ય-રચનાઓ આવી. કવિપદવાઞ્છુઓ માટે તો આ સહેલો માર્ગ બન્યો ને આવી રચનાઓનો રાફડો ફાટતા 'કવિતા'ના 'રાગડા' સામે બ.ક.ઠા.નો પુણ્યપ્રકોપ વાજબીરૂપની લાલબત્તી બન્યો. પરન્તુ આખ્યાનની દેશીઓમાં અને લોકગીતોની રચનાઓમાં આવા ઢાળ જ નવી રચનામાં સહાયક બન્યા. અને લોકગીતાભાસી જે folk નહીં પણ fake ગણાય એવી રચનાઓ પણ જન્મી. આજ ફિલ્મમાં પણ વ્યાપક બની છે. ફિલ્મની કેટલીક નિર્વાક્ષ ને સુન્દર રચનાઓમાં સંસ્કૃત-પ્રાકૃત ભાષાનાં ઉત્તમ મુક્તકો અને લોકગીતોના હૃદયના સીધા સરળ ઉદ્ગાર જેવાં પ્રતીકોનો પ્રયોગ થયો છે અને એમાં લય-ઢાળ પણ ઢળ્યા છે; ને સાહિત્ય, લોકપરમ્પરા, એ બન્નેનાં કલ્પનો અને ગેયરચનાના આધારો લેવાયા છે ત્યાં ગુલઝાર, શૈલેન્દ્ર જેવાની કલમે સુન્દર રચના મળી છે. ગુજરાતમાં અવિનાશ વ્યાસ અને વેણીભાઈનું પણ આ દૃષ્ટિએ કેટલુંક સાઙ્ગીતિક કૃતિઓ પરત્વે મૂલ્ય કે પ્રદાન ગણાય અને છેલ્લા પાંચ-સાત દાયકામાં હળવા કણ્ઠ્યસઙ્ગીતનું ગુજરાતી માળખું બન્ધાયું તેમાં આ સંયોજિતરૂપ ઉપયોગી બન્યું ને લય, કલ્પન વગેરેમાં તે રાજેન્દ્ર શાહ અને પ્રિયકાન્ત મણિયારથી માંડીને આધુનિક રમેશ પારેખ અને વિનોદ જોશી સુધી વિસ્તર્યું છે. આકાશવાણીનું પ્રદાન પણ આમાં વિશેષ રહ્યું. સૌરાષ્ટ્રના રાજકોટ કેન્દ્રના કારણે જ અનેક લોકઢાળો મુમ્બઈ-મહારાષ્ટ્ર સુધી બહુ ઝડપથી વિસ્તર્યા. અવિનાશ વ્યાસની જેમ પિનાકિનભાઈ કે રવીન્દ્ર પારેખ જેમ અનેકની રચનાઓ, ક્ષેમુ દિવેટિયા અને પિનાકિન ત્રિવેદીનાં સ્વરસંયોજનો અને અનેક કણ્ઠોએ લોકઢાળોને નવા રૂપમાં પ્રયોજ્યા. લોકગીતની જ આ લયની અને સ્વરની સિદ્ધિએ ગુજરાતી સાહિત્યની ઊર્મિ-કવિતાને, ખાસ તો ગીતને ઘડવામાં ભાગ ભજવ્યો છે. અનેક કલ્પનો, લય, ઢાળ આજના કવિના મનહૃદયમાં છે તેના પણ મૂળમાં લોકગીતના ઢાળ છે. જેમ કોઈ પણ કથા ક્યારેય સર્વાંશે, સર્વાઙ્ગે પૂર્ણ મૌલિક નથી હોતી, એમાં પરમ્પરાગત કથાઘટકોનું યોગદાન હોય છે, આધાર-પ્રેરણા હોય છે, તે રીતે ગીતમાં પણ લોકગીતના લયનું એના ઢાળનું, સ્વરદેહનું જ યોગદાન હોય છે. Story motif આપણે તારવતા થયા છીએ પરન્તુ એના સ્વરદેહની પરમ્પરાએ રૂઢ થયેલાં masical motif વિશે કશું જ સમજાયું કે વિચારાયું નથી. તેથી લોકગીતમાં જ નહીં, સાહિત્યપ્રવાહનાં ગીતોના આન્તરદેહને બાંધવામાં પણ લય-ઢાળ કેવા પ્રેરક-નિર્માણક બન્યા છે, તે ધ્યાનમાં આવ્યું નથી.

સાહિત્ય-ગીત ગેય ગણાય પરન્તુ ગવાય જ એવું અનિવાર્ય નથી. લોકગીતમાં એની ગેયતા અનિવાર્ય જેવી છે. અહીં શબ્દાર્થો સાથે જ 'સ્વર શબ્દાર્થો લોકગીતમ્' એવી જ વ્યાખ્યા બાંધવી પડે. ગીતસઙ્ખ્યા જેટલી જ વિપુલ ઢાળની સઙ્ખ્યા લાગે છે, પરન્તુ માળખાની દૃષ્ટિએ જેમ લોકગીતની સઙ્ખ્યા પણ મર્યાદિત છે તેવું લોકગીતોના ગેય ઢાળોનું છે. એકના એક બીબાંઢાળમાં અનેક ગીતો

ગવાય છે, તેમ એક મુખ્ય ઢાળના કોઈ એક સ્વરના સ્વરૂપને બદલવાથી કે કેટલાંક ભિન્ન સ્વરજૂથ કે એકમો પ્રયોજવાથી જુદો પડતો ઢાળ બને છે. રાગ-સઙ્ગીતની જેમ જ લોકગીતના ઢાળોને પણ થાટ પ્રમાણે માનિ, ગનિ, રેધ એવા પૂર્વાર્ધ-ઉત્તરાર્ધના સ્વરાધારિત વર્ગ પ્રમાણે દશ-બાર જેટલી નિશ્ચિત સઙ્ખ્યામાં વર્ગીકૃત કરી શકાય.

લોકગીતના ઢાળોને મધ્યકાલીન દેશીઓ સાથે સમ્બન્ધ છે. દેશીના ઢાળના મૂળ આધારમાં પણ કોઈ ગીત જ હોઈ શકે. એ બન્નેના પ્રયુક્ત સ્વરો, રાગ, એના થાટ, રચનાનિબદ્ધ કરતો તાલ પારસ્પરિક સઙ્કળાયેલાં છે. આખ્યાનાદિમાં ઢાળનું અથવા રાગ અને તાલનું સૂચન હોય છે. આવા રાગોમાં સારઙ્ગ, ભૂપાલી, ભૈરવી, દેશ, ખમાજ, સોરઠ, માંડ, કેદારનો નિર્દેશ કરવામાં આવ્યો છે. આ દેશીઓના ગાનની પરમ્પરા લુપ્ત જેવી છે, પરન્તુ જે જે રાગ અને તાલના નિર્દેશ છે, તે લોકગીતમાં આજ સુધી જળવાયા છે. કેદાર, ધનાશ્રી, જયજયવન્તીના નિર્દેશ આખ્યાનાદિમાં મળે છે, પરન્તુ તે રાગના તત્કાલીન સ્વરૂપનો નિર્ણય કરવામાં કેટલાક પ્રશ્નો છે. લોકગીતોના મુખ્યત્વે સૌરાષ્ટ્ર અને સાબરકાંઠાના ઢાળો ડાયરા, રેડિયો, ગ્રામોફોન રેકૉર્ડ, કસેટ, ફિલ્મ, દૂરદર્શન જેવાં સમર્થ માધ્યમે જળવાયા, પ્રસર્યા, વિસ્તર્યા. પોરબન્દર પન્થકનો ઢાળ સુરતમાં પણ સમ્ભળાય તેનાં મૂળમાં આ સમર્થ માધ્યમો છે. પરન્તુ પ્રયોજિત સ્વરૂપમાં લોકગીતોના ઢાળનું, તાલાદિનું સ્વરસંયોજક અને વ્યાવસાયિક કલા-કારોના કારણે સૌન્દર્યકરણ થતાં એ દ્વૈતિયિક રૂપમાં મૂળભૂત સાહજિક અનાયાસ ઢાળ ને તેના સ્વરલગાવ બદલાયાં. આધુનિક ફિલ્મમાં બહુ પ્રચલિત બનેલું ગુજરાત, રાજસ્થાન, પઞ્જાબનું લોકસઙ્ગીત અને કહેવાતું લોકસાહિત્ય પણ આ દષ્ટિએ બદલાયેલું પરિષ્કૃત રૂપ રજૂ કરે છે. લોકસઙ્ગીતનો વ્યાવસાયિક ઉપયોગ અને મીર, લાંઘા જેવી કલાકાર જાતિઓ દ્વારા રઞ્જનાર્થ રજૂઆત રાજ-રજવાડાં અને જમીનદારી સામન્તયુગથી પુષ્ટ બન્યો. જાતિજ્ઞાતિગત કલાકારોના આ વર્ગે લોકગીત સામગ્રી અને સઙ્ગીત 'લોક'ના સ્રોતમાંથી લીધાં પરન્તુ એનું સૌન્દર્યીકરણ કર્યું. આમાંથી જ હોરી, સાવની, કજરી, ચૈતી વગેરેનાં ગાનની જે લોકપરમ્પરા હતી તે પ્રશિષ્ટ રૂપ પામી, પરિષ્કૃત બની, એમાં હરકત-મુરકી પ્રકટ રૂપ પામ્યાં અને શાસ્ત્રીય રાગોની પ્રચ્છન્ન એવી છાંટ પ્રકટ ને સ્પષ્ટ રૂપ પામતી ગઈ અને ટપ્પા, દાદરા, ઠુમરી જેવા ઉપશાસ્ત્રીય રાગસઙ્ગીતનો ભાગ બનવા લાગી. અને પછી એ જ અસર લોકપ્રવાહમાં પણ વ્યાપક બનતી ચાલી. આજે ગુજરાતમાં જે લોકગીતના ઢાળ છે, તેના પર પણ આવી પ્રયોજિત રૂપની અસર છે અને મૂળભૂત ઢાળ દૂરના ખૂણાના ગામડે જ બચ્યાં છે. ગુજરાતનાં લગ્નગીતોમાં ધાની જેવો રાગ પણ શાસ્ત્રશુદ્ધ સ્વરૂપે જળવાયો છે. તેમાં રાજ-રજવાડાંનાં લગ્નોમાં મીર-લાંઘા લગ્નગીત ગાતાં હોવાનું કારણ પણ સમ્ભવે છે.

ગુજરાતના જ લોકગીતના સઙ્ગીતને જો વિહઙ્ગદષ્ટિએ એનાં પ્રકટ લક્ષણો સાથે જોવું-જાણવું હોય તો એ માટેના નિરીક્ષણમાં પ્રથમ નોંધવું જોઈએ કે રાગ સારઙ્ગ ગુજરાતના લોકગીતોનો પ્રાણ છે. કોઈ પણ પ્રદેશમાં, આદિવાસીઓમાં કે પછી સન્તવાણીમાં, લગ્નગીતમાં, રાસ-ગરબામાં બધે સારઙ્ગનું સામ્રાજ્ય છે. એ સાથે જ દેશ, ભૂપાલી, કલ્યાણ, કેદાર પણ જણાશે. શિવરઞ્જની સમ્ભળાશે. દરબારી, અડાણા, માલકૌંસ પ્રકટરૂપમાં

મારા કાને પડ્યા નથી. બીજું આવું લક્ષણ તે 'સા રે ગ પ ધ સાં'એ શુદ્ધ સ્વરોનો પ્રયોગ. કેટલાક કહે છે, લોકસઙ્ગીતનું સપ્તક ભિન્ન છે. તે કક્કાની વાત કરવા જેવું છે, કણ્ઠપરમ્પરામાં! કોઈ સ્વરને એના સ્વરૂપમાં શ્રુતિ સ્થાન જુદું હોય છે; પરન્તુ જેમ લખવાની પરમ્પરા માટે જ કક્કો-બારાખડી પદ્ધતિ હોય, બોલાતી પરમ્પરા માટે નહીં, તેમ પ્રશિષ્ટ સઙ્ગીત પરમ્પરામાં કોઈ અમુક સ્વરોનું બનેલું સપ્તક મૂળભૂત, શુદ્ધ અને આધાર રૂપ હોય. જ્યાં ગાન માટે કોઈ જ નિશ્ચિત એવી તાલીમ અને શિક્ષણ-પદ્ધતિ પ્રસ્તુત નથી ત્યાં કોઈ એક નિશ્ચિત સ્વર-સ્વરૂપના સપ્તકને મૂળભૂત માનવાનું, કહેવાનું જરૂરી નથી. લોકગીતના ગાનમાં કોઈ ને કોઈ એક સપ્તકને મુખ્ય અને મૂળભૂત માનીને તેના આરોહ-અવરોહ અને સ્વરાલઙ્કાર, પલટા કરવાના હોતા નથી. ગીતના ઢાળને આધારે જ એના શ્રુતિસ્થાનના અસમ્પ્રજ્ઞાત સંસ્કાર લોકચિત્તમાં પડેલા હોય છે.

શુદ્ધ અને કોમળ એવું બન્ને સ્વરૂપ કોઈ એક જ સ્વરનું પ્રયોજવું, તે લોકગીતની બીજી લાક્ષણિકતા છે. ચડતાં જે સ્વર શુદ્ધ હોય, અવરોહમાં તે કોમળ બને. ભારતીય સઙ્ગીત અને પશ્ચિમની મેલડિનું આ સમાન વલણ છે. ભારતોપમ પ્રજાના જ લોકસઙ્ગીતની આ દેણ છે. સ્વરનું શુદ્ધ સ્વરૂપ આનન્દ-ઉત્સાહને અને તેનું જ કોમળ સ્વરૂપ કારુણ્યને પ્રકટ કરે છે. આમ, ભાવની અભિ-વ્યક્તિની સ્વાભાવિકતાએ સિદ્ધ કરેલું આ રૂપ છે, ગેય અભિવ્યક્તિનું ઉપકરણ છે. ગુજરાત-રાજસ્થાન-કચ્છ-સિન્ધ-હરિયાણા-પઞ્જાબ પશ્ચિમના આખા પટ્ટામાં આ કારણે જ લોકસઙ્ગીતમાં પૂર્વાર્ધમાં ગાન્ધાર અને ઉત્તરાર્ધમાં નિષાદ જેવા સ્વરોમાં શુદ્ધ અને કોમળ બન્ને સ્વરૂપો પ્રયોજાય છે. રાગ ગારા, જયજયવન્તી, જોગ, વગેરેમાં ગાન્ધારની અને તિલઙ્ગ, દેશ, ખમાજ, મિયાં-મલ્હારમાં નિષાદની આ ખૂબી જોવા મળે છે. લોકગાયકનું ગળું ફાટે છે છતાં તે મધુર લાગે છે, તેના મૂળમાં એક જ સ્વરના શુદ્ધ અને કોમળ સ્થાનની શ્રુતિઓના અતિક્રમણ કે સંઘર્ષનો ફોટ છે. દૂહા ગાના ગઢવીના ગળામાં કે બેગમ અખ્તર જેવાં ગઝલ-ગાયિકાના ગળામાં એ જેવાં મધમીઠાં બની બેસે છે તેવાં ઉત્તમોત્તમ ગાયકના ગળામાં નહીં બેસે. એ મૂળભૂત falktune છે. એવી શ્રુતિ જે inbetween tone and semitoneમાં રહેલી છે. કાકલિ નિષાદ તરીકે સઙ્ગીતશાસ્ત્રે તેને ઓળખાવી છે.

ઘૂંટેલો લય અને તાલબદ્ધતા લોકગીતને સાહજિક રીતે વર્યાં તેનાં બે કારણો : એક તો એ માત્ર વાંચવા, બોલવાની વસ્તુ નથી, ગાવાની છે અને બીજુ બહુધા તો ક્રિયા કે નૃત્ય સાથે એને ગાવાની છે. આમ, મન-હૃદયના ધબકારની સાથે જ જ્યારે શારીરિક પ્રક્રિયા જોડાય છે ત્યારે એ સાહજિક રૂપે જ સઙ્કેડાઉતાર તાલમાં ઢળે. લોકગીતોને બાળકને હીંચોળતાં, પાણી ખેંચતાં, વાવણી-લણણી કરતાં, ઘણ્ટીએ બેસી દળતાં, શાળ પર કાપડ વણતાં, ચરખા પર રૂ કાંતતા, રોટલો ઘડતાં, માટી ખોદતાં, પથ્થર ફોડતાં, ધાબાં ધરબતાં, માછલાં પકડતાં, વજન ઊંચકતાં, વડી-પાપડ મૂકતાં, વરઘોડે-ફૂલેકે ફરતાં, હીંચતાં, રમતાં, ફુદરડી ફરતાં, નાચતાં-કૂદતાં, હીંચ લેતાં, ઘોડો ખૂંદતાં, ટિટોડો લેતાં, પગલાં ભરતાં ન ભરાવતાં, ગારમાટી કરતાં ગાવાનાં છે. ક્રિયાં અને નૃત્ય તથા ક્રીડાનાં આવાં આવાં અગણિત રૂપ! આ બધી જ ક્રિયાઓમાં શરીર પોતે જ તાલમાપક યન્ત્ર બનીને વર્તતું હોય છે. આથી તો લોકગીતનો તાલ વગર તાલીમે અણીશુદ્ધ હોય છે. લય અને દ્વિગુણ,

તિગુણ, ચૌગુન જ નહીં પણ પા, પોણા ... દોઢ એવી અપૂર્ણાક્ષની આડ ચાલ પણ એને સ્વયં સિદ્ધ. ક્યાંક કોઈક ગીત તો જાણે છોટા-બડા ખયાલનું પૂર્વજ હોય તેમ અર્ધ ભાગે મૂળ લય ને શેષ ભાગે તાનનો બમણો, ત્રણ ગણો કે ચાર ગણો લય ઉમેરે : થાળીમાં તો આયક વાગે... હમચી ખૂંદું છું વળી વળી!

લોકગીતોના તાલનો રાજા કહેરવા. પરન્તુ હીંચ-હમચી-ખાંયણાંમાં એને દાદરા પણ એટલો જ સિદ્ધ. અરે, ગરબા-રાસમાં તો એક ખાલી અને ત્રણ ભરીનો સંસિદ્ધ ત્રિતાલ. અને ચાર વત્તા ચાર કે ત્રણ વત્તા ત્રણ જયાં સમાનખણ્ડની જેમ જ ત્રણ વત્તા બે વત્તા બે જેવા રૂપક કે એનાં બે આવર્તનો જયાં દીપચન્દીને પણ 'જળકમળ છાંડી જાને બાળા' જેવા પદમાં કે 'નાણાવટી રે સાજન બેઠું' જેવા લગ્નગીતમાં સ્ત્રીઓ માત્રાએ માત્રાનો ને એના ખણ્ડેખણ્ડના ભારનો મેળ બહુ જ સાહજિક અનાયાસે જાળવે. અનેક અક્ષર કે અક્ષરો એક જ માત્રામાં વહેંચાય કે લમ્બાય ને એક માત્રામાં ક્યાંક એક, ક્યાંક બે કે ત્રણ અક્ષરો આવે કે કોઈ અક્ષર લમ્બાળ અને પછી માત્રાનો પા ભાગ રોકી લે તો અનુગામી અક્ષરને પોણામાં પતાવી લેવું પડે. અથવા એ પણ એના આગલા અક્ષરની જેમ અનુગામી પા માત્રામાં પ્રવેશી જાય ને એ સિલસિલો આગળ વધે ને લયની નવી જ ભાત ઊપસે. રજાખાની ગતના મુખડામાં પાંચ માત્રાનો મુખડો હોવાથી આગળ ખણ્ડની છેલ્લી માત્રાથી એનો આરમ્ભ થાય અને એને પરિણામે માપ ૪+૪+૪+૪ = ૧૬ છે તે ૫+૪+૪+૩ = ૧૬માં નવી આન્તરલયની ભાત પાડે! લોકગીતના અનેક મુખડામાં આવું જોઈ શકાય. ક્યારેક વચ્ચે મૌનની માત્રા આવે. અવગ્રહ આવે. લોકગીતમાં એ પણ જોવા મળે. બોલીએ ભાષાને સિદ્ધ કરી આપી તેમ લોકગીતની પરમ્પરાએ જ શાસ્ત્રીય નિબદ્ધ-ગાનમાં આવું લયની ભાતનું વૈવિધ્ય સિદ્ધ કરી આપ્યું છે.

લોકગીતના સાઙ્ગીતિક રૂપે જ લોકગીતના શબ્દદેહને પણ ઘડ્યો છે. સાઙ્ગીતિક કૃતિમાં મુખડો, સ્થાયી અને અન્તરો મુખ્ય છે. લોકગીતમાં પણ પ્રાણ તો આરમ્ભનો મુખડો છે. એ સાંભળતાં જ લોકગીતનું મુખ એના આત્મા સુધી દોરી જાય છે. શ્રવણે અને શબ્દે એ મર્મસ્પર્શી હોય. હે હે મીર, હાં, હો રાજ રે, એવું કોઈ આરમ્ભનું લય-લટકણિયું ને એનો પહેલો જ મીંડથી લમ્બાતો સ્વર લયને માર્ગે ચડાવે. પૂરો મુખડો આરમ્ભનો પૂર્વાર્ધ બાંધે, એમાં ઉત્તરાર્ધ ઉમેરાય અને સમ જેવી ગતિ આવે, વજન આવે ને લયનું, સ્વરનું, શબ્દનું એ ત્રિમૂર્તિના સમન્વયનું રૂપ બન્ધાય. એમાં રે, લોલ, વણઝારા, મણિયારા, રસિયા, છેલ-છોગાળા એવું ઉમેરાય ને ધ્રુવપઙ્ક્તિએ એનો મુખભાગ પૂર્ણ થાય. પછી દેહ ભાગ આવે અને સ્થાયી બને. એના આનુષઙ્ગિક અન્તરા ઉમેરાય. સાઙ્ગીતિક રચનાઓમાં અન્તરો ઉત્તરાર્ધના સ્વરોને 'સાં' સાથે સાંકળે. લોકગીતમાં આ ક્રમ-કવિ ન પણ હોય-ને એક સ્થાયી અન્તરા મુજબ બીજી કડીઓના અન્તરા ગવાતા જાય. શબ્દ એના સામગ્રીદેહને પૂર્ણ કરે. સ્વર એનો રસમહાલય રચે અને આત્મામાં પ્રવેશ કરાવે. અન્તે ચોટદાર પઙ્ક્તિ આવે. એમા પરાકાષ્ઠા સિદ્ધ થાય શબ્દથી. એની સામગ્રીથી અને સ્વર એને હૃદયનો સ્પર્શ આપે. લોકગીતનું જ આ સ્વરૂપ દૂહા-ચોપાઈમાં આવતી પદ્યકથામાં પણ ગેય ઊર્મિગીત રૂપે છે. મધ્યકાળમાં અનેક કવિઓએ વિવિધ પદો રચ્યાં અને અષ્ટછાપ કવિઓની રચનાઓમાં તે હવેલીમાં, પ્રશિષ્ટ સઙ્ગીતમાં ગવાયાં તેમાં તથા વાગ્ગેયકારોએ જે

(અનુસંધાન પૃ.૧૯)

# કવિ ત્રાપજકર

મહેન્દ્રસિંહ પરમાર

કવિ શબ્દશક્તિ હિમાલય ડગાવે,
અખણ્ડિત પૃથ્વીના ખણ્ડો ધ્રુજાવે,
કવિની કલમમાં છે તાકાત એવી,
પ્રભુને બોલાવે તો દોડીને આવે.

કવિના શબ્દની તાકાતની પ્રતીતિ કરાવતા આ શબ્દો છે પરમાનન્દ મણિશઙ્કર ભટ્ટના. ગુજરાત એમને કવિ ત્રાપજકરના નામથી ઓળખે છે. કવિ શબ્દ-સઞ્જીવનીના જાણતલ ત્રાપજકરની લેખન-પ્રવૃત્તિનો આરમ્ભ તો થયો નાટ્યલેખનથી. આજે આપણે જેને જૂની રઙ્ગભૂમિના નામથી ઓળખીએ છીએ તે નાટ્યપરમ્પરામાં ૧૯૨૪થી ૧૯૭૩ના સમયગાળા દરમિયાન સચેતન રઙ્ગભૂમિ સાથે પ્રત્યક્ષ જોડાઈને શ્રી ત્રાપજકરે ચાળીસેક જેટલાં રઙ્ગભૂમિક્ષમ નાટકો અને પાંચેક રેડિયોનાટકો આપ્યાં છે. બધી લલિતકળાઓનો સમન્વય જેમાં થાય છે એ નાટક ભિન્નભિન્ન રસરુચિ ધરાવનારાઓના ચિત્તનું સમારાધાન કરવાની ક્ષમતા ધરાવે છે. અને તેથી જ, 'નાટક લખે તે કવિ', 'કાવ્યમાં નાટક રમ્ય' કે 'નાટક લખવું તે કવિની કસોટી' - એમ આપણે ત્યાં કહેવાતું આવ્યું છે. એ દૃષ્ટિએ જોઈએ તો પણ શ્રી ત્રાપજકર કવિ ગણાય - કેમ કે ધન્ધાદારી રઙ્ગભૂમિક્ષેત્રે એક પણ નાટક નિષ્ફળ ન ગયું હોય એવા કદાચ એકમાત્ર યશસ્વી નાટ્યકાર ત્રાપજકર છે. નાટ્યલેખનનો આરમ્ભ એમણે 'અનારકલી'થી કર્યો. પછી તો 'વીરપસલી', 'રણગર્જના', 'જય ચિત્તોડ', 'સમ્રાટ હર્ષ', 'સમરહાક', 'સુખી કે દુઃખી', 'વહુરાણી' જેવાં ખૂબ જ લોકપ્રિય નાટકો એમણે આપ્યાં. એમાંનાં કેટલાંક નાટકો તો સળઙ્ગ ૧૭૦૦થી ૨૦૦૦ રાત્રિઓ સુધી સતત ચાલ્યાં. 'વીરપસલી' નાટક તો એટલું સફળ રહ્યું કે વડોદરામાં ચાલતા એ નાટકની ટિકિટો ટેલિગ્રામથી 'બુક' થતી એટલું જ નહિ, પ્રેક્ષકોના ધસારાને પહોંચી વળવા 'વીરપસલી સ્પેશ્યલ' ટ્રેન દોડાવવી પડેલી! કોઈ એક નાટક માટે આ ઘટના અભૂતપૂર્વ જ ગણાય. 'રણગર્જના'માં નિરૂપિત આઝાદીના જઙ્ગની ઘટનાઓ વિશે જાણીને સ્વયં ગાંધીજીએ મહાદેવભાઈ અને કસ્તુરબાને એ નાટક જોવા મોકલેલાં. કસ્તુરબાએ પ્રસન્નચિત્તે કવિને વધુ નાટક લખવા આશીર્વાદ આપેલા. આ બધી ઘટનાઓ હવે દન્તકથા બની ચૂકી છે. 'પાલીતાણા ભક્તિપ્રદર્શક નાટક કમ્પની', 'વિશ્વનાટક સમાજ', 'આર્ય નૈતિક નાટક સમાજ' જેવી સંસ્થાઓના અનુબન્ધથી નાટકો લખીને કવિ શ્રી ત્રાપજકરે એક ઇતિહાસ સર્જ્યો છે. રઙ્ગભૂમિના માધ્યમથી મહાવિદ્યાલય જેટલું ગઞ્જાવર લોકશિક્ષણનું કાર્ય પાર પાડનાર શ્રી ત્રાપજકરનાં આ નાટકો જો મુદ્રિત સ્વરૂપે મળે તો દસ્તાવેજી મૂલ્ય ધરાવનારું એક ઘરેણું બની રહે.

નાટ્યલેખન દરમિયાન નાટકની જરૂરિયાતના ભાગરૂપે એમણે ગીતો લખ્યાં છે. એટલે કવિતા-લેખનની શિસ્ત એમને નાટ્યલેખનના આશ્રયે મળી એમ કહી શકાય. પણ પછી તો સ્વતન્ત્ર કાવ્ય-રચનાઓનાં સઞ્ચયો એમની પાસેથી મળ્યા છે. 'પરમાનન્દ કાવ્યકુઞ્જ', 'આતમવાણી', 'બન્સરી મીઠાશભરી', 'વાણીનાં ફૂલ' અને 'ફૂલો વેરાણાં ચોકમાં' કાવ્યસઙ્ગ્રહોમાંથી પસાર થનારને ત્રાપજકરમાં કવિનું માનસ, લોકકથાકારની

બુદ્ધિચાતુરી અને સાચા ભજનિકનો અનેરો સમન્વય જોવા મળશે. એમનાં કાવ્યો સજગ રચનાકારના રચનાપ્રપઞ્ચને બદલે એક સંવેદનશીલ મનુષ્યના સહજોદ્‌ગાર જેવાં લાગે છે. પોતાની કવિતાનો પરિચય આપતાં એમણે લખેલું :

'મારાં કાવ્યો મારા જ જીવનના અનુભવોના સ્થાપત્ય નમૂના છે. લોકજીવનને સ્પર્શી જાય તેવા સહજ ભાવોથી મઢાયેલા છે, પ્રકૃતિ અને જીવનની કલ્પનાથી રઙ્ગાયેલાં છે, વાસ્તવદર્શી ધરતી અને કલ્પનાના આકાશનું અન્તર હળવું કરનારાં છે. ભાવ ઊર્મિ અને કલ્પનાને સરળ ભાષાશૈલીમાં ગૂંથનારાં છે તેમજ એકતારો અને મઞ્જીરાં સાથે ગવાય તેવાં ભજનો, વાંસળીમાં વહેતા મૂકી શકાય તેવા લોકઢાળો અને વાડી કે ખેતરને શેઢે લલકારી શકાય તેવા દુહા મેં રજૂ કર્યા છે.'

કવિ તરીકે એમનું વ્યક્તિત્વ પ્રતિભાવશીલ રહ્યું છે. જીવનમૂલ્યો, યુગપ્રશ્નો, લોકશિક્ષણ, વ્યવહારજીવનની આંટીઘૂંટીઓ ઇત્યાદિ સન્દર્ભોને ત્રાપજકર કવિતાની સરાણે ચઢાવે છે તો સમાન્તરે પ્રકૃતિ, પ્રણય અને પરમેશ્વર જેવાં સનાતન કાવ્યવિષયો સાથે પણ એમણે કામ પાડ્યું છે. મુક્તકથી માંડીને ખણ્ડકાવ્યકલ્પ કાવ્યરચનાઓ એમની પાસેથી મળી છે. પણ મુખ્યત્વે એમણે ભજન, ગઝલ અને દુહાના સ્વરૂપમાં સવિશેષ પ્રતિભા દાખવી છે.

એમની કાવ્યરચનાઓમાં સૌથી વધુ ધ્યાનપાત્ર એમનાં ભજનો છે. 'આતમવાણી', 'બન્સરી મીઠાશભરી' અને 'ફૂલો વેરાણાં ચોકમાં' સઙ્ગ્રહોમાંથી ચુનન્દાં કહી શકાય એવાં પચાસ જેટલાં ભજનો મળે છે. લોકજીવનના જીવન્ત સમ્પર્કને કારણે કવિ ત્રાપજકરનાં ભજનોમાં અધ્યાત્મદર્શન અને અનુભવજન્ય સત્યને સાદી-સરળ લોકબાનીમાં વણી લેવાનું કાવ્યકૌશલ સહજપણે ઝિલાયું છે. ઉપમાનો, રૂપકો અને ચોટદાર દૃષ્ટાન્તોની મદદથી ત્રાપજકરનાં ભજનોમાં ભાવસઘનતા અને સચ્ચાઈનો રણકો સમ્ભળાય છે :

આ દેહ પ્રભુનું મન્દિર છે,
ત્યાં ઝળહળ જ્યોત બિરાજે છે,
ઓહમ્ સોહમ્‌ની વીણાનું,
ત્યાં ગીત મધુરું ગાજે છે.

કે,

હરિવર મેઘ બનો આકાશે,
ચાતક થઈને સામે ઝૂરું, જળબિન્દુની આશે,

જેવાં ભજનોમાં કવિના અન્તરની અમીરાત પ્રકટ થતી દેખાય. કલ્પનાવૈભવની મદદથી 'ચેતન-ચિતારો' જેવા ભજનમાં કવિ એક પ્રકારની 'ભવ્યતા'નો પરિચય પણ કરાવે છે :

સૂરજ ચાંદાને ચીતર્યા ને
આભનો આવે ન આરો
થાંભલો એણે ક્યાંય ન ચીતર્યો
આ માંડવો ઊભો નોંધારો...

'હથોડા'ને વિષય બનાવીને એમણે અન્યોક્તિ સ્વરૂપે એક સુન્દર ભજન આપ્યું છે. સાદાં-સીધાં જીવન-રહસ્યને સાદામાં સાદી રીતે કેમ રજૂ કરી શકાય એનું આ ઉદાહરણ જુઓ :

હથોડે હાણ્યું કે ના માણ્યું
હથોડે જીવતર જીવી ના જાણ્યું -
જાત લોઢાની, પણ્ડ લોઢાનો
લોઢાનું હૈયું ઘડાણું
એરણ સાથે માથું એનું
રાત-દિવસ અફળાણું -

સોના-રૂપાના નવતર ઘાટનું
ઘરેણું ઘણું ટિપાણું
ઘડ્યાં ઘરેણાં બીજાએ પહેર્યાં
પણ્ડથી ના પહેરાણું -

આ અને આવાં કેટલાંય ભજનોમાં કવિની અનુભવવાણી સામર્થ્યપૂર્વક પ્રકટ થઈ છે. મુખ્યત્વે પ્રચલિત લોકઢાળોને ખપમાં લઈને લોકજીભે આસાનીથી વહેતાં રહી શકે અને હૈયે વસી શકે એવાં આ ભજનોના સન્દર્ભમાં જ શ્રી જયભિખ્ખુએ કહેલું કે, 'ત્રાપજકરનાં પ્રસિદ્ધ નાટકો જાણે એમનો બાહ્ય વેશ અને હૃદયમાધુરી વહાવતાં આ ભજનો જાણે એમનો અન્તરનો સન્નિવેશ લાગે છે.'

ભજનો ઉપરાન્ત કવિ ત્રાપજકરને દુહાનું સ્વરૂપ પણ ખૂબ ફળ્યું છે. એક તો, આગળ નોંધ્યું તેમ, લોકજીવનની રગેરગના એ જાણતલ છે. ને બીજું, કવિ દુલા કાગ સાથેની ઘનિષ્ઠ દોસ્તી એમને 'દસમો વેદ' લખાવવામાં મદદરૂપ બન્યા હોય તેમ લાગે છે. 'વાણીનાં ફૂલ' આખો કાવ્યસંગ્રહ દુહારૂપે જ મળ્યો છે. અન્દાજે એક હજાર જેટલાં દુહા એમણે લખ્યા છે. બે પઙ્ક્તિનાં ચાર ચરણમાં સઘળું કહી દેવાની ત્રેવડ ઉત્કટ કવિત્વશક્તિ માગી લેતી હોય છે. કવિ ત્રાપજકરે બીજું કશું ન લખ્યું હોત તોયે આ દુહાઓ એમના કવિયશને ગાઈ શકે એટલા ખમતીધર છે. દુહા સાંભળનાર પાસે કવિની અપેક્ષા સાંભળો!

ડોલે ન દુહો સાંભળી, દિલથી ન આપે દાદ,
નહિ સમજણ કે સ્વાદ, વાટોડિયાને વિઠલા!

હસતાં હોંકારો દીએ, દુહાને આપે દાદ,
સાકર જેવો સ્વાદ, વેધુ માણે વિઠલા.

- વેધુ - જાણતલને સાકર જેવો સ્વાદ આપતા આ દુહાની કવિત્વશક્તિ સુન્દર છે. પ્રિયજનની રાહ જોવાની અવસ્થાને જે યાદગાર કાવ્યરૂપ મળ્યું છે તે જુઓ :

કીકી કાળી વાદળી, આંખ બની આકાશ,
વરસે બારે માસ, વાટે તારી વિઠલા!
કન્થ મશાણે કળકળે, (હવે) રાખ જ જોવી રહી,
(ત્યાં તો) ભસ્મી ભેળી થઈ, વળગી હોઠે વિઠલા!

દુનિયામાં દુઃખિયાં ઘણાં, મોટો દુઃખિયો તું,
તુંથી દુઃખિયો હું, (કે) વિરહ વેઠું છું વિઠલા.

સંસારવિષયક, સુભાષિતમૂલક, નાટ્યાત્મક, અન્યોક્તિમૂલક એવા દુહાઓ ઉપરાન્ત પ્રેમ અને અધ્યાત્મને વ્યક્ત કરતી ગઝલો પણ ત્રાપજકરની અભિવ્યક્તિનું મહત્ત્વનું ઘટક રહ્યું છે. નાટ્ય-લેખનની એ જમાનાની માગને અનુરૂપ બેત-બાજીઓની ફાવટે કવિ ગઝલો લખે છે. સામસામા છેડાની પરિસ્થિતિ અને અવઢવને કવિ ગઝલમાં આ રીતે વ્યક્ત કરે છે :

મનડું કહે કે 'મળવું', નયનો કહે કે 'ના, ના'
ત્યાં સ્નેહ ને શરમ બે સંગ્રામ કરી ઊભાં

ગઝલમાં આવશ્યક એવી પ્રણયાભિવ્યક્તિ અને વાતચીતના લહેકાનો આ મિજાજ જુઓ :

આ તે કુટેવ કેવી? કાં પ્યાર કરો છો?
ઇકરાર કરો છો ને ઇન્કાર કરો છો!
હાની દુકાન માંહી ઊંહું તણા ઇજારે
સમજ્યા વિના બંધાયે વેપાર કરો છો!

કવિ કલાપીની યાદ અપાવે તેવી ખુમારી 'ફકીરી આજ લીધી' ગઝલમાં મળે છે :

ફિકરની ભસ્મ ચોળીને, ફકીરી આજ લીધી છે.
અભયનાં દ્વાર ખોલીને ફકીરી આજ લીધી છે.
બની સૈનિક સંસારે, ઘણા સંગ્રામ ખેલ્યા છે,
અગમનાં ખેલવાં યુદ્ધો, ફકીરી આજ લીધી છે.

'અગમનાં યુદ્ધો' ખેલવા 'ફકીરી' લેનાર આ

કવિએ પુષ્કળ લખ્યું છે. સ્વતન્ત્રતા, દેશદાઝ, રાજકારણ ઇત્યાદિ વિશે પણ એમણે કવિતા લખી છે. નિતાન્ત પ્રકૃતિકવિતા પણ એમણે આપી છે. એમના વિપુલ કાવ્યરાશિમાંથી ચૂંટીને એક સઙ્ગ્રહ થાય તો કવિ તરીકે એમની એક નવી છબિ પ્રકટ થાય એવું લાગે છે. સરળતા, પ્રવાહિતા, સચોટતા અને ગેયતા એમની કવિતાનાં મુખ્ય લક્ષણો છે. ઊંચું કાવ્યત્વ સિદ્ધ કરવાની ખેવના કરતાં લોકહૃદયે વસી જવાની પ્રથમ નેમને કારણે ક્યારેક માત્ર અભિધાના સ્તરે જ કાવ્યરચનાઓ મળે છે. પણ તેમ છતાં, લોકજીભે રમતાં રહેવાની ક્ષમતાને જ જો કવિતાકળાની પારાશીશી ગણીએ તો ત્રાપજકરની કવિતાને ઘણા ગુણ આપવા પડે. કવિએ પોતે જ કહ્યું છે તેમ :

નથી હું જાણતો મુજને, હું સારો કે નઠારો છું,
તમે જેવો ગણો તેવો, છતાં હું તો તમારો છું.

પોતાના વ્યક્તિત્વને આ રીતે ઓગાળી દેનારો કવિ જ ચોક્કસપણે પ્રજાનો કવિ બની શકે. કવિ ત્રાપજકર એ રીતે 'આપણા' કવિ તરીકે ચિરઞ્જીવ બની રહેશે. આવો કવિ જ ખુમારીપૂર્વક કહી શકે કે,

ઈશ્વરનો સન્દેશવાહક કવિ છે,
ને કુદરતની મસ્તીનો ચાહક કવિ છે.
ભલે કોઈ કહેતા કે 'પાગલ કવિ છે,
આ દુનિયા છે પાછળ ને આગળ કવિ છે! □

અનુસંધાન પૃ.૧૫થી)

સ્વરબદ્ધ એવી ગેય શબ્દરચનાઓ કરી તેમાં પણ આ લક્ષણો છે. પ્રાકૃતનાં અનેક મુક્તકોમાં, વારાઙ્ગનાપુત્રીઓની વિવિધ પ્રકારની વયસન્ધિના પ્રાકટ્યની વિસ્મયતા પ્રકટ કરતી કે પોતાના પ્રેમવિયોગનું નિવેદન કરતી 'માઈ રે!'થી આરમ્ભાતી ઉક્તિઓમાં, વાગ્ગેયકારી રચનાઓ અને લોકગીતની પરમ્પરાની રચનાઓમાં સામગ્રી શબ્દદેહ અને સ્વરદેહમાં ઘણું સામ્ય છે. એમાં પારસ્પરિક આદાનપ્રદાન છે. પ્રણયની આત્મ-લક્ષિતા અને ઊર્મિકાવ્યનો પશ્ચિમપ્રવાહ ભલે સાહિત્યમાં નર્મદથી આરમ્ભાયો માનીએ પરન્તુ આપણા સાહિત્ય, સઙ્ગીત અને લોક એ ત્રણ પ્રવાહોમાં આત્મલક્ષી નિરૂપણ કેન્દ્રમાં હતું. 'માઈ રે!' બગલમાં બેઉ બાજુ જાણે રસોળી નીકળી છે મને! એવું ગણપતિની કામકન્દલા કહે છે, 'માઈ રે! સાજન બિન નિંદ ના'વે!' એમ વાગ્ગેયકારી રચનાની નાયિકા કહેતી હોય છે ને લોકગીતમાં હું તો શેરી વાળીને સજું કરું કે 'હું તો હરખે વધાવવાને જૈશ મારે સોના સરીખો સૂરજ ઊગિયો' કહેનાર, આત્મલક્ષી નિવેદન કરનાર છે ને એનો ભાવ સર્વલક્ષી હોઈ સહુના આનન્દ કે શોધ, વાત્સલ્યાદિને વાચા આપે છે.

આમ, પાર્વતીપરમેશ્વરૌ શબ્દદેહ અને સ્વરદેહ જ લોકગીતના એ રીતે 'સસ્વર શબ્દાર્થૌ સહિતૌ લોકગીતમ્' એવું લક્ષણ બાંધી શકાય. □

## ઈ.સ. ૧૯૯૯નાં 'કવિલોક ટ્રસ્ટ'નાં પારિતોષિકો

૧. બ.ક.ઠા. સૉનેટ પારિતોષિક રૂ.૫૦૦-૦૦ લાલજી કાનપરિયાના સૉનેટ 'માધવપ્રિયા'ને (જાન્યુ-ફેબ્રુ.,૧૯૯૯)
૨. હિમાંશુ (બાબુલ) પારિતોષિક રૂ.૧૦૦૦-૦૦ લલિત ત્રિવેદીને ત્રણ ગઝલો માટે (નવેમ્બર-ડિસે. (૧૯૯૯)
૩. વ્રજલાલ દવે પારિતોષિક રૂ.૨૫૧-૦૦ અવલોકન માટે શ્રી નીતિન વડગામાને (સપ્ટેમ્બર-ઑક્ટ., ૧૯૯૯)
૪. સ્વ. ભાવનાબહેન મુકુન્દરાય દેસાઈ કાવ્યાસ્વાદ પારિતોષિક રૂ. ૩૫૧-૦૦ શ્રી ભાનુપ્રસાદ પણ્ડ્યાને (સપ્ટેમ્બર-ઑક્ટો.૧૯૯૯)

નિર્ણાયકો : શ્રી રાજેન્દ્ર શાહ, ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ અને 'કવિલોક'ના તન્ત્રી

## રસાત્મકમ્

### દગ જમણી
રાજેન્દ્ર શાહ

કરકી રહી દગ જમણી :
આમ અચાનક ભાવી મુજને ભેટ ધરે શી નમણી!

હું નહિ મૃગયા કાજ નીકળ્યો
રાજન વનવન માંહીં,
અહીં કુટિર નહિ ઋષિની કોઈ
નહીં હોય ધૂમ ક્યાંહીં.
અહીં વૈશાખી ખુલ્લા નભમહીં ધવલ તેજમય તરણિ.

આ અપરાહ્ને પવન!
પર્ણનું મર્મર મુખરિત ગાન,
વિહઙ્ગના ટહુકાની એમાં
પૂરક રસમય તાન,
કંઈ કંઈક કુતૂહલ દેતી જોઈ રહું છું ધરણી.

### વિઠ્ઠલ આનન્દ
રાજેન્દ્ર શાહ

કાલને ઉભય કણ્ઠ કસી આજનો તરુણ તન્ત
રહું છું રેલી સૂરમાં સકલ વિઠ્ઠલ આનન્દ.

નિત્યને આ યજન-અગ્નિ
મદીય જીવિતવ્ય
કંઈ ન અન્ય, છન્દે છન્દે
અર્ઘ્ય, ગવ્ય હવ્ય;
(એની) અવની અને ગગનગગન છવાય હવન-ગન્ધ.
વિઠ્ઠલ આનન્દ.

### રે મન...!
ગીતા પરીખ

રે મન, 'ભૂત' સમું શું ભટકે?
સ્થિર ના થાયે ક્યાંય જરાયે
ચઞ્ચલ સઘળે લટકે ૦ રે મન...
'ભૂત સમું' - એ કહું કેમ હું?
જોયું કોણે 'ભૂત'?
એ જ સવાલે ચહું રોકવા
તનમનનાં સહુ તૂત;
છતાંય ક્યાંયે, નહિ સમજાયે
મન મમ મુજથી છટકે ૦ હે મન...
પાણીમાં પરપોટા સમ એ
ઊપસે ને શમી જાય,
સરગમકેરી રમઝટ આખી
અરવે વિરમી જાય;
ઘસીઘસીને લીસું કરવા
ચહું - છતાંયે ખટકે
રે મન, 'ભૂત' સમું ક્યમ ભટકે ?
જરી તાણતાં અજાણ જેવું
પળ બે પળમાં બટકે;
શાને પળ-બે પળમાં બટકે ?

## ક્યાંથી ?

ગીતા પરીખ

ક્ષણ-ઝરૂખે અનન્ત ઝૂકે,
ડોકાય અસીમ સીમે,
સાંવ ઝીણા મારા કણ્ઠમાંયે હરિ
રણકે ધીમે ધીમે!

કાયને માની સાવ નકામી
થાવા ચહું જ્યાં દૂર
ત્યાંય હરિના પદ સઞ્ચારે
ધબકે નાનું ઉર!

વેરાન આવા જગમાં લાગે
જીવવું સાવ નિઃસાર,
ત્યાંય આ સૂકાં ખેતમાં એ તો
વરસાવે જલધાર!

જગતમાંય ના માય એવી છે
વિરાટ એની કાય,
તોય હરિવર માહરો ક્યાંથી
કણકણેય લહાય?!

## સમ્ભાળવો પડશે

દાન વાઘેલા

પન્થ નોખો પાળવો પડશે હવે;
ખુદને ખુદથી બાળવો પડશે હવે!

એક દાતણ-ચીરને રોપી અમે;
વડ ફરી ઉગાડવો પડશે હવે!

ચાલ મનવા! મન વગરના દેશ, પણ -
ખન્તપૂર્વક ખોળવો પડશે હવે.

તેં નજરથી કેટલો ઘાયલ કર્યો?
કે મને સમ્ભાળવો પડશે હવે.

## ભાર હળવાશનો

ભાનુપ્રસાદ પણ્ડ્યા

પવન વ્યાકુળ થઈ
હાંકતો વદી રૂહે :
હોય પાષાણ નો
ફેંકી દઉં ધરા પરે
ધનુષથી વછૂટ્યા તીર સરખો !
કિન્તુ ખગપાંખથી આ ખર્યું પિચ્છ તે
ઘૂમતું એવું અવકાશમાં કે
સ્કન્ધપે ધરું તદા
ખૂબ ચક્કર ચડે!
કઠિન સહવો અહો, ભાર હળવાશનો !
મયૂર મલકી કહે :
પિચ્છના ભારમાં સ્મરણ છે પ્યારનું !
પણ્ડ પર છત્રી-શાં સર્વ ખોલી દીધાં,
નયન નમણાં તહીં તરત ડોલી ઊઠ્યાં,
પીંછના વજનથી ઉર તોળી લીધાં,
ભારની મધુર હળવાશ માણી !
ડાળને પૂછિયું : તોલ પીંછા તણો
શો હશે? આપવો આંક તારે!
શાખ તરુની હસીને કહે કલરવે
પિચ્છનો ભાર ફૂલ-શો સવારે,
સાંજ ઢળતાં સદા
એ જ લાગ્યું મને અધિક ભારે !

# ચાર કાવ્યો

ચન્દ્રકાન્ત શેઠ

## આ તે કેવો સૂરજ?!

આ તે કેવો સૂરજ ?!
- પ્રકાશ છે ને હૂંફ નથી !

ફૂલો તો ઊઘડ્યાં
એને જોઈને ટેવ-વશ;
પણ એમના ઉઘાડમાં
ઉછાળ નથી ઉમઙ્ગનો!
પતઙ્ગિયાં તો બેઠેલાં ફૂલોની લગોલગ
પણ તેઓ તો પોતાના પણ્ડમાં જ
ઊતરી ગયાં ઊંડે,
પાનમાં ઊંડે ઊતરી જતી ઈયળની જેમ.
એમને ખબર જ પડતી નથી,
પડખે ફૂલો ઊઘડી ગયાં છે તેની.

તડકો તો ચડતો જ ગયો...
ચડતો જ ગયો...
સૂરજના ચડવા સાથે...
ને છાંયડો સઙ્કોચાતો જ ગયો...
સઙ્કોચાતો જ ગયો...
આપણા પગ તળે ખોવાઈ જાય ત્યાં સુધી..

સૂરજનું સત
હજુ આપણા અન્દરના ઓરડા સુધીયે પહોંચ્યું નથી...
પક્ષીઓએ સૂરજને તો જોયો છે
સડી ગયેલા કોઈ ઈંડાને જુએ એમ...
ને એટલે તો સૂરજનું સાન્નિધ્ય છતાં
નથી કરી શક્યાં કલરવ
ને નથી ભરી શક્યાં ઉલ્લાસભરી ઉડાણો.
હું જોઉં છું,
મારા બન્ધિયાર ઓરડામાં
બુઝાઈ ગયેલી દીવીની
શગની લાલ ટોચના ટપકા જેવો સૂરજ

આકાશમાં રહીને
સતત ધુમાતો...
વળીવળીને આંખો એનાથી બળે છે
અને થાય છે :
આ સૂરજને પ્રકાશ છે,
તાપ છે,
પણ હૂંફ નથી,
મને હળવું ફૂલ બનાવે એવી.



## આવ !

અન્તરમાંથી ઉઘાડ નીકળ્યો !
તું આવે છે ?
આવ !

ઊંડાણમાંથી દરિયો ઊછળ્યો !
તું આવે છે ?
આવ !

તારી પ્હેલાં ન્હોતાં વૃક્ષો,
ન્હોતાં વિહઙ્ગ-ગાન;
તું આવીને તારી પાછળ
ઊમટ્યું આખું રાન !
પ્રાણે પ્રાણે પરિમલ પમર્યો !
તું આવે છે ?
આવ !

તું મૂંગી તો દુનિયા મૂંગી,
મૂંગા બધા મુકામ !
તું રીઝે તો તારી સાથે,
રમતા મારા રામ !
પળ પળનાં ઝળહળતાં પુષ્પો !
તું આવે છે ?
આવ !
ખાલીમાં પણ ખીલી ખુશબો !
તું આવે છે ?
આવ !

## કેમ રે પધરાવું ઝળહળ જ્યોતને?

હું તો કેમ રે તેડાવું
ને કેમ રે પધરાવું ઝળહળ જ્યોતને
માટીના મારા કોડિયે?
મારું કોડિયું રે બરડ,
એમાં કેટલીયે તરડ?!
એની વાટમાં ના મરડ,
ટીપું તેલની ના સવડ :
તણખો ઊઠે તોયે કિયે ઠામે ઠરે?
હું કેમ રે પેટાવું ઝળહળ જ્યોતને
માટીના કાચા કોડિયે?
ચોગમ હવામાં છે ઠાર,
માથે વાદળાંના ભાર,
વાતો વાયરે અન્ધાર,
ખૂંચે આંખે ઝીણો ખાર,
કોડિયું રાખવું ક્યાં આંધળા આ ઘરે?
હું કેમ રે બેસાડું ઝળહળ જ્યોતને
માટીના કોરા કોડિયે?

## નથી

દરિયો ખેડી કાંઠે ઊતર્યો,
કાંઠે મારું કોઈ નથી;
જઙ્ગલ વીંધી ઘરમાં આવ્યો,
ઘરમાં મારું કોઈ નથી.

પગલાં મારાં ભલે હોય, પણ
રસ્તો મારો નથી નથી;
ભલે છાપરી મારી બાંધી,
છાયા મારી નથી નથી.
જેને જોવા દીપ કર્યો તે
આ અજવાળે ક્યાંય નથી;
જેની આશે ઘૂઘર બાંધ્યા
તાલ જ એનો ક્યાંય નથી.

વાતો એની ઘણી ઘણી, પણ
એમાં ઊંડે અર્થ નથી;
ગાંઠે લાગે ઘણુંક બાંધ્યું
પણ એમાં કૈં ગર્થ નથી;
જેને કાજે રાતો જાગું,
એ સ્વપ્ને તો નથી નથી;
જેના ફળની આશા, એનાં
મૂળ માટીમાં નથી નથી.

## બે કાવ્યો

શમ્ભુપ્રસાદ જોશી

### એકોતેરમું પૂરું થતાં...

ઑર એક આ
કાષ્ઠ ઊપડ્યું
આજે ઊભી વાટે -
(જોઈ રહ્યો છું ઢગ અદીઠ કો')
- એમાં ઢળવા માટે !

હજી કેટલાં આવાં ભળશે ?
ખબર નથી કૈં
(રામ જાણતા હશે !)

ક્ષણમાંથી દિનરાત થાય ને
વરસવરસનાં
કાષ્ઠ રચાતાં જાય !
ધ્યાન એટલું રાખું બસ, ના
ઊધી કોરી ખાય !

દિવસ હશે એ
કૃતાર્થ કેવો
ઘૂઘરિયાળો
ચરમ કાષ્ઠનો અશ્વ પલાણી
દબડક્ દબડક્...
પલકવારમાં
પોગું વિરામઘાટે !

### બાગમાં

લાવ હવે શૈશવકેલીમાં
મગ્ન યુગ્મના
શ્વેત કેશમાં ગોપાઈ જૈ
કરી ડોકિયું
વૃદ્ધ નયનમાં
રેખ વ્હાલની ન્યાળું !
ચાલ ઘડીભર
પડખું ઢાળી
ધરતીકૂખે થનગનતાં તૃણ -
અઙ્કુર કેરાં સ્વપ્ન અનોખાં
અઙ્ગઅઙ્ગમાં આંજું !

સળેખડાં કૈં, ઠૂંખ, પર્ણ-નાં
પ્રેતો કેરી ચેહ ચાતરી
ઊંચે ચડતા ધૂમ્રગોટમાં
ભળી જઈને
મઘમઘ મઘમઘ
લાલ શેરડે લજ્જિત થાતા
ગુલમહોરને
આશ્લેષે લૌં !

તરલ આંગળી
પવન-લ્હેરખીની ઝાલીને
ખૂણેખૂણો
ઉપવનનો ધમરોળું !
રઙ્ગ વેરતાં પતઙ્ગિયાંનાં
ભલી ખાંતથી
ઘરઠેકાણાં ખોળું !

ચલો હવે તો
સાંજ થતાંમાં પક્ષીગણના
વૃક્ષવૃક્ષથી
તમિસ્રસ્પર્શે ઢગલો ગરતા
કલરવના કણ
ચાંચચાંચથી ચૂગું !

# બે કાવ્યો

## સુધીર દેસાઈ

### શબ્દોની સાંકળ પર

હજાર હજાર આંખો પટપટાવતો અશ્વત્થ
જોયા કરે છે મારો માળો.
માળાને જમીન નથી
પણ અનન્ત આકાશ છે
મનના ખાલી મેદાનનો એક ખૂણો
હૂંફાળો છે હજી.

ખબર નથી,
કયો વિચાર ઊઠીને ચાલી ગયો અચાનક.
નાટકના પડદા જેવો સૂર્યાસ્ત થાય
તે પહેલાં જ ઘેર જવાની ઉતાવળમાં
સીટમાંથી ઊભા થઈ
ચાલવા માંડવાની આદત ગઈ નથી હજી.

હજાર હજાર આંખો પટપટાવતો અશ્વત્થ
જોયા કરે છે.
અને હું તો લટક્યા કરું છું ક્યારનો
ત્રિશઙ્કુની જેમ શબ્દોની સાંકળ પર
રાત અને દિવસની વચ્ચે
માળો બનીને.

### બીજમાં પડછાયો મૂકી

એક થાકી ગયેલ વૃક્ષનો પડછાયો
ટૂંટિયું વાળીને સૂઈ ગયો છે બીજમાં.

એને કોઈ રસ નથી હવે ફરી જાગવામાં
સતયુગમાં મનુષ્યનું આયુષ્ય લાંબું હતું.
ટૂંકું થઈ ગયું હતું કળિયુગ આવતાં આવતામાં.
પણ હવે સાઠ વર્ષનું થઈ ગયું છે
પચ્ચીસ વર્ષની જગ્યાએ.

હવે વૃક્ષ વૃદ્ધ થઈ જાય છે જલદી
એને જીવવું ભારે પડી જાય છે
પચ્ચીસ વર્ષ સુધી જીવતાં.

હવે નથી જનમવું એમને
પાંચ-પન્દર વર્ષ માટે.

પાણી વરસતાં દસ-પન્દર સેણ્ટિમીટરના હિસાબે
ઊંડું જઈ રહ્યું છે અનન્તભણી.

સોંપી દીધું છે મફતના ભાવે સરકારે
પમ્પ બનાવી,
લોકોને વેડફવા માટે,
જીવનની જેમ.

એટલે જ
બીજમાં પડછાયાને મૂકીને
ચાલ્યાં ગયાં છે એઓ.


**ગ્રાહકો - લેખકો - એજન્ટોને**

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા કુમાર કાર્યાલય લિ.માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો. લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ - ૩૮૦૦૦૧

## પ્રાતશ્ચરામિ

દક્ષા વ્યાસ

ચાલવા નીકળું છું
સવારે સવારે.
વૃક્ષોને જરા મળી લઉં
સહેજ અડી લઉં
સૂરજનાં અબોટ કિરણોને
પ્રાણમાં ભરી લઉં
લગરીક ઠણ્ડી-મીઠી હવા.

ચરણ ચાલે છે -

અચાનક
ગુલમોરની ડાળે હીંચકા લેતી નજર.
વળગી પડે છે
ચીંથરેહાલ બાળકના મુખમાં
ચવાતી ડાંખળીને
શેકાય છે
તાવડીમાં ટીપેલા રુક્ષ રોટલા ભેગી.

હવાની લહર સાથે
ગાતાં હૈયાને
ઘેરી વળે છે
ફૂટપાથ પર પડેલા
ભિખારીની કણસ.

સૂરજ-સળીઓ વીણતું મન
ઠરી જાય છે
જીંથરી-ફીંથરી કન્યાના
કાગળ વીણતા હેમાળા હાથમાં.

વૃક્ષોની કર્કશ ડાળીઓથી છિણાતો
મારી આગળ આગળ અડબડિયાં ખાતો
સોનેરી સૂરજ
ઓઝપાઈ જાય છે
ગગનચુમ્બી અપારદર્શક
ઇમારતોની આડશે.

## બોલો, શું કરવું ?

મહેશ મકવાણા

દરિયા માટે ઊભા હો ને,
મળવા આવે રણ; બોલો, શું કરવું ?
ખાટાં-મીઠાં શમણાંનો ગરમાટો જીવને બાળે,
ઘર સુધી પ્હોંચો ને રસ્તો પગને પાછા વાળે,

માગો સુખની એક સદી ને,
હાથે આવે ક્ષણ; બોલો, શું કરવું ?
વાદળ જેવા વરણાગી હૈયાનું તે શું કહેવું?
એક એકથી ચડિયાતા ચહેરાઓ વચ્ચે રહેવું.

તેમ છતાંયે લાગે વ્હાલું
લાખોમાં એક જણ. બોલો, શું કરવું ?

## જોયા કરું

ડાહ્યાભાઈ પટેલ 'માસૂમ'

શેઢા પરે આ તરણાની ઓથે,
આકાશની ઝાકળઝાંય ઊગી,
કૂવા પરે કોસ હજુ કિચૂડ,
નીકે વહે છે રૂપલું પ્રભાત,
આંબા પરે કોયલ કૂહુ કૂજે,
ને જાર ડૂંડે ચળકે ખુશાલી.
ચાસો મહીં સૂરજ, પક્ષીટૌકા,
નાચે મયૂરો ખીજડછાંય ઓઢી,
ને ચાડિયા તો ઝૂકી છાનુંમાનું,
માથા પરેથી ચકલાં ઉરાડે,
કેડી કરી નેજવું વાટ જુએ,
ભાતુ લઈને હજુ કેમ નાવ્યાં?

વીતી ગયેલી પળ પાસ બેસી,
જોયાં કરું હું છબીને છબીમાં.

## સળ

### પ્રદ્યુમ્ન તન્ના

હળવા હળવા પવન પાડે થીર સપાટીએ સળ
ને ઝળક ઝળક ઝબકી જાગે તળનાં પોઢેલ જળ!

ઝળક ઝૂલે ડાળખી પરે, ડાળખી ખેરવે ફૂલ,
ફૂલથી સરી સોડમ મહીં વંન બધાંયે ડૂલ.

સોડમ રેલી વાયરે થઈ ભાવન કો' હલચલ!
હળવા હળવા પવન પાડે થીર સપાટીએ સળ...

હલચલ મહીં મીણ્ડ ભરીને મીણ્ડ મહીં ગુઞ્જાર,
સોનલવરણી સીમ મહીં શી ભમરીની ભરમાર,

ભમરી ચૂસે મધ મીઠાં ને મધમાં અકળ બળ !
હળવા હળવા પવન પાડે થીર સપાટીએ સળ...

બળ ઉઘાડે પિણ્ડના રૂડાં તેજ તે જાજરમાન,
તેજમાં ભર્યાં હેજ ને હેજે આયખું આખું ગાન,

ગાન ભેળી કંઈ એપણા આવે કરતી શી સળવળ !

હળવા હળવા પવન પાડે થીર સપાટીએ સળ
ને ઝળક ઝળક ઝબકી જાગે તળનાં પોઢેલ જળ !

## કોણ કોનું સાંભળે?

### હરદ્વાર ગોસ્વામી

ખુદને મળવા ખુદ અભિપ્સિત, કોણ કોનું સાંભળે?
આ નગર છે, કર્ણ લોપિત, કોણ કોનું સાંભળે?

હણહણાટ લોહી કરવાના ઉકાળામાં હવે,
એક ટીપું શેષ શોણિત, કોણ કોનું સાંભળે?

સળવળે સંવેદના એ સ્પર્શની રાહે ઊભા,
સૌનો પથ્થર શ્વાસ શ્રાપિત, કોણ કોનું સાંભળે?

કણ્ઠ ડૂમામય, મૂંઝારામય મનન ભરચક ક્ષણે,
જાતથી છે જાત ગોપિત, કોણ કોનું સાંભળે?

## ડરું છું

### ભરત વિઞ્ઝુડા

પછી જન્મું અને પહેલાં મરું છું,
હું ખાલી થઈ અને ખુદને ભરું છું.

હું શોધું છું સ્વયમનું કેન્દ્રબિન્દુ,
અહીં આવીને ક્યાં પાછો ફરું છું?

અરીસામાં નિહાળ્યો'તો કદી મેં,
હજી પણ આંખમાં હું તરવરું છું.

તમે પણ યાદ આવો છો પળેપળ,
ને સાંજે રોજ ઈશ્વરને સ્મરું છું.

રચાતી અટપટી રેખાઓ કેવળ,
કશું વાસ્તવ અગર હું ચીતરું છું.

પરમ અન્ધારમાં લઈ જા પ્રભુ તું,
અહીંયાં જોઉં છું કંઈ ને ડરું છું.

## એના એ-પણું

### હરેશ 'તથાગત'

હુંય એનો એ જ છું ને એ જ એના એ-પણું !
અણગમામાં સ્હેજ કર આમેજ એના એ-પણું !

શાપવશ સહદેવ તાયે કૈં નથી શકતો કરી,
તરફડે છે આંખની સામે જ એના એ-પણું !

જિન્દગી આખી જીરવવું એમ તો છે ક્યાં સરળ ?
હોય છે શૂળી ઉપરની સેજ એના એ-પણું !

વાંઝણીની કૂખ જેવા ફેરફારો ના ખપે,
એય બહુ કે થાય ઓછું સ્હેજ એના એ-પણું !

દોષ એમાં કોઈપણના કેમ હું કાઢી શકું ?
હા, રદીફે નોતર્યું છે મેં જ એના એ-પણું !

## ક્યારેક તો
ઈશ્વર સુથાર 'શિલ્પી'

રસ્તે જતા પાછા વળે ક્યારેક તો!
કારણ શુકન આડા મળે ક્યારેક તો!

જામો પહેરી દમ્ભનો એ શ્વાસ લે
ને ઢઙ્ગ બદલે પળપળે ક્યારેક તો!

ડુઙ્ગર બરફનો એમ તો મીંઢો રહે
પણ ક્યાંક પથ્થર ઓગળે ક્યારેક તો!

તક ચૂકતા ખોટા કરીને વાયદા
ઘર આંગણે એ ટળવળે ક્યારેક તો!

'શિલ્પી' ન દાનત આપવાની અન્તરે
ટાણું ગયું કે ખળભળે ક્યારેક તો!

## છાંયડાની પરબ
'ઉશના'

વૃક્ષ હેઠળ છાંયડાની માંડીને બેઠો પરબ,
કણ્ઠમાં લઈને યુગોથી ધીખતી મારી તલબ!

લો, ફરી જાવું પડ્યું વલ્કલ સજી વનવાસ પર,
ખટમીઠી એક ભૂલનું, જો, ફળ મળ્યું કેવું અજબ!

કોણ જાણે શું બન્યું એવું અચાનક આજ, કે,
આજ ખુદ દરિયે મૂકી દીધી કિનારાની અદબ!

શુષ્ક મારા હાથને ફૂટે લીલીછમ પઙ્ક્તિઓ,
હોય મારા જીવનનું બીજું કયું મોટું પરબ!

શી મઝા એના વિના જીવનસુરાના પાનમાં?
દે દુઆ કે ઉમ્રભર જલતા રહે મારી તલબ!

શબ્દને કણ્ડારીને મેં કવનને આપી કલા,
શ્વાસના રઙ્ગો પૂરી દેખાડ તું તારો કસબ!

## જિન્દગી ગાળી રહ્યો છે
કિરીટ ગોસ્વામી

એ બધાંને ક્યારનો ભાળી રહ્યો છે
યુદ્ધ મનમાં શક્ય છે પાળી રહ્યો છે!

પ્રશ્ન મારો ફૂલનો, ટહુકા વિશેનો
કાં અહીં પ્રત્યેક જણ ટાળી રહ્યો છે!

આજ લીલાં પર્ણ જેવો એક માણસ,
કંઈક ખૂણામાં જઈ બાળી રહ્યો છે!

આપણે ચિન્તા કશાની હોય ક્યાંથી;
આપણું એ રોજ સમ્ભાળી રહ્યો છે!

છે 'કિરીટ' કૈં જન્મનો એકાન્તવાસી;
બસ, ગઝલમાં જિન્દગી ગાળી રહ્યો છે.

## ગઝલ એક ઈબાદત
રિષભ મહેતા

એટલી તું દે સરળ બાની મને,
કોઈ પણ માની ન લે જ્ઞાની મને.

સાવ ખુલ્લા આભ-શો ખુલ્લો છું હું,
ના રહો કોઈ લાગણી છાની મને.

આ સમજદારી તો પજવી નાખશે,
આપ તું થોડીક નાદાની મને.

દાગ એના પર ફકત સજદાનો હો,
આપજે બેદાગ પેશાની મને.

બન્ધ આંખો, બન્ધ હોઠોથી વદું;
દે અભિવ્યક્તિ તું રુહાની મને.

## ગઝલ એક શિકાયત

રિષભ મહેતા

કામના દીધી બગીચાની મને
એક પણ દીધી ન ફૂલદાની મને

શ્વાસ લેવાની રજા આપે છતાં
ક્યાં અદા તું દે છે જીવવાની મને?

વ્યક્ત પૂરો થઈ શકું છું ક્યાં કદી?
આવડી ભાષા કહે ક્યાંની મને?

મારા વશમાં એ જરા રહેતા નથી,
સાંપડ્યા છે શબ્દ તોફાની મને.

માર્ગ કાંટાળો કર્યો પહેલાં, પછી
ફૂલના જેવી દીધી પ્હાની મને.

સાંજ ભોંકાયે છે મારા શ્વાસમાં
ક્યાં કમી છે બાણશય્યાની મને?!

તું હણે મારી હયાતી હર ક્ષણે
ને સમજ પણ દે છે હોવાની મને!

## ગઝલ એક હકીકત

રિષભ મહેતા

તીવ્ર ઇચ્છા છે સળગવાની મને
પણ નવાઈ એક તણખાની મને.

હું સફર છું એક ખાલી નાવની
બીક ના બતલાવ દરિયાની મને.

જોઈ લેજો ને હું લીલોછમ રહીશ
વેદના પોતે જ ટોવાની મને.

હું શિખર પર છું અને છું એકલો
શૂન્યતા ઘેરી જ વળવાની મને.

નામ-સરનામું નથી દીધું છતાં
યાદ તારી રોજ મળવાની મને.

હું સરળતાથી હવે ઊકલી જઈશ
કે ગઝલ પોતે જ લખવાની મને.

એટલો ન સાચવ્યા કર તું મને
જિન્દગી! એક દી તું ખોવાની મને.

## હસી લઉં ગમો પણ

ગિરીશ ભટ્ટ

ન માયા રહે, ના રહે અણગમો પણ;
બજે જિન્દગીની બધી સરગમો પણ.

ન ઝીલી શકું એટલી હર્ષવર્ષા;
મળે ના મને એટલા માતમો પણ.

નહીં ન્યૂનતા - ભૂલું કર્મો જનમનાં;
ન પ્રજ્ઞા પ્રખર, ઠાલવી દઉં ભ્રમો પણ!

ન આંજી શકે એટલાં સૂર્યતેજો;
ન હો ઘોર ગાઢાં ઠગારાં તમો પણ!

હજો તવ દયા એટલી, ના ભૂલું હું;
ખડો રહું ચરણ પર, હસી લઉં ગમો પણ.

## છોને ગરલ મળે

ગિરીશ ભટ્ટ

ચરણો ઉપાડ ને તને, કાયમ મજલ મળે!
ના માનતી; તું લે કલમ કાયમ ગઝલ મળે!

પામી શકાય એટલા, શ્વાસો જ આપણા;
ફોગટ બધી મથામણો-મુજને સકલ મળે.

સાચવવું ફાવશે નહીં ગજવે કશું મને,
જેવી મળે સફર મને, આંખો સજલ મળે.

ઝાકળ સમી ઊડી જતી સંવેદના તરત;
ઘૂંટી શકાય માંહ્યલો એવી ખરલ મળે.

ઈર્ષા નથી થતી હવે, એ નીલકંઠની;
વર્ષોથી ગટગટાવું છું, છોને ગરલ મળે !

## આજે જ...

નલિન પણ્ડ્યા

આજે જ
મારે નદી પાર કરીને
તારા સુધી આવવું છે.

આ કિનારે
નૌકા શોધતો ભટકું છું;
ગહન જળપ્રવાહમાં
બધી જ નૌકાઓ ડૂબી ગઈ છે.

બચી ગયેલી
કિનારાની મોટી શિલાની જેમ
હાલતાંચાલતાં કશું સૂઝતું નથી.

કાળાં કાળાં
અન્ધકારનાં ચોસલાં બતાવતું
આ જળ મને ડરાવે છે.

આંખોમાં ઓગળતા
આભના ટુકડેટુકડા થતા જાય.
કશુંક મનમાં ખળભળી ઊઠે -
આજે જ ઊઠતા વણ્ટોળથી
આંખો ઘેરાતી જાય છે.

પડે છે
ઊપડે છે મારો કાફલો
તારી તોતિંગ ક્ષિતિજો આંબવા
બળબળતો તડકો ફેલાતો જાય છે.
આ કાફલો એની ક્ષિતિજો લઈ
નીકળ્યો છે,
ક્ષિતિજોને ક્ષિતિજો શોધે છે,
એક થવા મથે છે
આજે જ, પણ તું.....!

## માઉન્ટ ઑવ્ ડેથ

નલિન પણ્ડ્યા

શોધું છું
વર્ષોથી હાડપિઞ્જર શોધું છું!
માટી, ઈંટો, ભૂમધ્ય-કિનારાને ખોદું છું!
હજી ઊંડે જાઉં છું!
ઊંડે... ઊંડે...
રક્ત-રેલા, પ્રસ્વેદપાણી
જોર કરે ઉર ઇચ્છા તાણી.
ભૂગર્ભનલિકામાં વહી ગઈ
મારી આદિમતા;
સૂનું, સુક્કું હાડપિઞ્જર પડી રહ્યું છે.
મારા શરીરે હડપ્પા, મોહં-જો-દડો અને
લોથલ ગૂમડાંની જેમ
ફદફદી રહ્યાં છે;
એમાંથી રક્તપરુની બદબૂ આવ્યા કરે છે.
ગન્ધાતો... દોડતો...દડબડતો
શોધ્યા કરું છું!
ઊંડે ઊંડે ખોદ્યા કરું છું!
પિઞ્જારાની જેમ શરીરને પીંજતો... પીંજતો
માટીના એકેએક
થરને વખોડતો હાડપિઞ્જર સુધી
પહોંચું છું.
જળ અને વાયુ વર્ષોથી એનાં હાડકાં
ધોતાં ધોતાં
રેતીમાં એની કણીઓ ભેળવી દે છે!
આમ કણીએ કણીએ
ખરતું હાડપિઞ્જર શોધું છું.....
..... શોધું છું.

## ટહુકા અકબન્ધ

પ્રફુલ્લા વોરા

મારી પાંપણમાં જાણે કે વૃન્દાવન બન્ધ,
મેં તો ફળિયામાં રોપી છે ભીની સુગન્ધ.

હું તો ઓળઘોળ ઓળઘોળ
છલકું રે એમ,
પછી હરખાતી હરખાતી
મલકું રે કેમ ?

વહે વરસાદી મોસમની માટીની સુગન્ધ,
મેં તો ફળિયામાં રોપી છે ભીની સુગન્ધ.

મેં તો પગલાએ પગલાએ
માંડ્યા જ્યાં કાન
ત્યાં તો વહેતા આ વાયરામાં
રાધાનાં નામ !

જાણે વાંસળીને સૂરનો મીઠો સમ્બન્ધ
મારી પાંપણમાં જાણે કે વૃન્દાવન બન્ધ.

રઙ્ગ હૈયાને સઙ્ગ થકી
જામે ઉમઙ્ગ,
જેમ માછલિયું નીરમાં
બાંધે તરઙ્ગ,

મારા મનના ટોડલિયાના ટહુકા અકબન્ધ
મેં તો ફળિયામાં રોપી છે ભીની સુગન્ધ.

## નક્કી હશે

પરશુરામ ચૌહાણ

કંઈ ને કંઈ હરકોઈને બન્ધાણ તો નક્કી હશે,
સ્હેજ પણ અન્દર કશે ભઙ્ગાણ તો નક્કી હશે.

ફક્ત એવી ધારણાથી આ સફ઼ર લાંબી બની,
કે હજી આગળ કશે રોકાણ તો નક્કી હશે.

કાંઈ મોજાંઓ જ આકર્ષાય ના અમથાં કદી,
ચન્દ્રને પણ આ તરફ ખેંચાણ તો નક્કી હશે.

ઓશિયાળી ભાવનાના વ્હાણ મોઝારે હવે
કોઈ કાંઠે ક્યાંક એ સઞ્જાણ તો નક્કી હશે.

મેં ગગનની તડથી જોયું છે બીજું બ્રહ્માણ્ડ એક,
દૂર છે પણ એમનું રહેઠાણ તો નક્કી હશે.

## અગમનિગમની વાત

ધીરુ મોદી

અગમનિગમની વાત સમયની અગમનિગમની વાત,
સદાય સઙ્ગે હોય છતાંયે રહે અજાણી જાત,
સમયની અગમ-નિગમની વાત.....

સમય થકી તો અજવાળાં પર અન્ધારાં લિપાય,
પરથમ સોનાંને શણગારે પણ પાછળથી ખાય,
કોઈ ન જાણે ક્યારે ઊગશે ઝળહળતું પરભાત,
સમયની અગમનિગમની વાત.....

ભાતભાતના રઙ્ગો ક્યાંથી લાવે અચરજ થાય,
ક્ષણક્ષણનું સૂતર કાંતીને ચાદર વણતો જાય,
વણીવણીને ત્યાં જ ઉકેલે, નહિ વરતાતી ભાત,
સમયની અગમનિગમની વાત.....

અગમનિગમની વાત સમયની અગમનિગમની વાત,
હોય અજમ્પો માણસને, પણ એને બહુ નિરાંત,
અગમનિગમની વાત સમયની જગથી જૂની વાત,
સમયની અગમનિગમની વાત.....

## બે કાવ્યો / રાજેન્દ્ર શાહ

### વાત એક

કાના, માના,
બૂમબરાડા બન્ધ કરો, ને
આવો અહીં,
હું વાત એક કંઈ અજબગજબની કહું.

જુઓ, ચાર હાથ, બે પગ જેને,
તે કહો કોણ ?
'ભગવાન'.

પણ કેવળ ચાર ચરણના
જુદા ઘાટ ભલેને હોય,
તો ય જે એક જ સરખું નામ -
કહો શું?
'પશુ : ગામ જઙ્ગલનાં'

નહીં હાથ; નહિ પગ. દોરડિયું જાય વેગથી સરકી
એનાથી સહુ રહે દૂર, એ ડસે એવા ડરથી.
એનું નામ ત્હમે જાણો...
'હા, કહીએ એને નાગ.'
હાથ નહીં, પણ પીઠ ઉપર બે મળી જેમને પાંખ!
'ચકલાં, લેલાં, કીર, કાળિયો કોશી, કાબર, કાગ.'
એક જનાવર એવું, જેનું
માથાથી તે ભોંય લગીનું લાંબું એવું નાક :
નાક છતાં કંઈ કામ કરે એવું કે જાણે હાથ !
'એ તો હાથી, અમે દીઠો'તો
સરકસ અને સવારીમાંહી, ડગડગ ભરતો પ્હાડ.'

હવે, વધારે નહીં.
આપણી વાત જરા કંઈ કરીએ.
ચાર નહીં, બે હાથ, ચરણ બે,
અને આપણે ફરીએ ઊંચે માથે,
ઘરમાં શેરીમાં વનવગડે રમીએ સૌની સાથે.

### ચણ

કાબર કાગ કબૂતર આવે
ઘઉં ચોખા ચણવાને,
કોણ કેટલાં હશે અહીં ?
લાગે ગણપત ગણવાને.

બે નહિ ત્રણ છે કાગ.
સાત કાબર, ને કબૂતરો તો
આમતેમ વિખરાયેલાં તે
ગણે ફરી ફરી જોતો.
કંઈક આવતાં, કંઈક જતાંની
ગણનામાં ગૂંચવાય;
તહીં અચાનક છીંકે એની,
સૌ તિતરબિતર થઈ જાય.

ગભરાયેલાં સહુ ફરીથી
હવે આવશે ક્યારે?
લમણે હાથ દઈને ગણપત
એવું બધું વિચારે.

ને આવી ખિસકોલાંએ ત્યાં
કીધ એમનું થાણું;
ગમતું એવું મળ્યું એમને
ઘઉં ચોખાનું ખાણું.

## પવનમાં
ફિલિપ ક્લાર્ક

આવે મજા ભાઈ આવે મજા
પવનમાં કેવી આવે મજા!
મલકે ફૂલો ને છલકે સુગન્ધ
મન્દિરની રૂડી ફરકે ધજા.
આવે મજા ભાઈ આવે મજા.

ગરમીથી કણ્ટાળી બેસીએ આંગણે
ઠણ્ડી આવે પવનની લ્હેરખી
બ્હેની ભાઈ ને મિત્રોની ટોળકી
વાતો કરીએ બેસી લ્હેરથી
બોલીએ પાઠ ને ગાઈએ કવિતા
કાલથી પડે છે શાળામાં રજા.
આવે મજા ભાઈ આવે મજા
પવનમાં કેવી આવે મજા?

## વર્ષારાણી
'જગત્‌મિત્ર'

જળનાં ઝાંઝર પ્હેરી અલ્લડ વર્ષારાણી આવી.
મદમાતી છલકાતી ગાતી ઉમઙ્ગ, મસ્તી લાવી.

માનવ, પંખી સઘળાં જીવને હૈયે ટાઢક વ્યાપી,
જડચેતનની એક ઝપાટે આળસ એણે કાપી.

વરસે ધીમી ધારે, ક્યારેક વરસે જોરમાં આવી.
જળનાં ઝાંઝર પ્હેરી અલ્લડ વર્ષારાણી આવી.

કણના મણ કરશે એ કોઠીઓ દુનિયાની ઉભરાશે,
નાનકડાં ભેરુડાં મારાં મસ્તીથી છલકાશે.

તહેવારોનું ટોળું લઈ એ આવી સહુને ભાવી
જળનાં ઝાંઝર પ્હેરી અલ્લડ વર્ષારાણી આવી.

## હાઉકલી
હર્ષદ ચન્દારાણા

અલી ઓ ઢીંગલી..... રમીએ હાઉકલી.

પકડું છું આંગળી, ઊભી રે થા
ખોલી દે હોઠ તારા, ગીતો તું ગા
આપું છું દાદાનું છાપું, તું વાંચ
ઢીંગલાને મૂક, મારી સાથે તું નાચ
હું ને મારી ઢીંગલી..... રમીએ હાઉકલી

અલી ઓ તીતલી..... રમીએ હાઉકલી.

મટકાવું હું ય આંખ, આંખો મટકાવ
ફફડાવું બેઉ હાથ, પાંખો ફફડાવ
પાંદડીને ખસેડી પાસે તું આવ
પાંખડીથી ઊડ અને ઢીંચણ પર આવ
હું ને મારી તીતલી..... રમીએ હાઉકલી

અલી ઓ માછલી..... રમીએ હાઉકલી.

તું જેવા સોનેરી, મારા યે વાળ
તું જેવા રૂપેરી, મારા યે ગાલ
આખો દિ' ન્હાતી તું શાને રે બોલ
તળિયેથી નીકળ તું જલદી રે લોલ
હું ને મારી માછલી..... રમીએ હાઉકલી.

## Ozymandias of Egypt

I met a traveller from an antique land
Who said : Two vast and trunkless legs of stone
Stand in the desert. Near them on the stand,
Half Sunk, a shatter'd visage lies, whose frown
And wrinkled lip, and sneer of cold command,
Tell that its sculptor well those passions read
Which yet survive, stamp'd on these lifeless things,
The hand that mock'd them and the heart that fed;
And on the pedestal these words appear :
'My name is Ozymandias, king of kings :
Look on my works, ye Mighty, and despair !'
Nothing beside remains. Round the decay
Of that colossal wreck, boundless and bare,
The lone and level sands stretch far away.

P B. SHELLY

## ઈજિપ્તનો ઓઝીમાન્ડીઆસ

અનુ. જયન્ત પાઠક

પુરાણા દેશોના રખડુ પથિકે વાવડ દીધા :
રણે ત્યાં રેતીમાં ધડ વગર પાષાણ-પગ બે
દીઠા મેં ખોડાયા, નજીક પગની મસ્તક વળી
દટાયેલું રેતી મહીં અરધું ભાંગ્યુંતૂટ્યું પડ્યું;
મુખે મૂર્તિના જે દીસત કરડો કોપ, હજીયે
અને હોઠે આંક્યો મરડ, વળી જે ઠણ્ડી ક્રૂરતા
તુમાખી સત્તાની પ્રકટ થતી - સૌ જાય સૂચવી :
હશે એનો શિલ્પી કુશળ ઉર આવેગ ગ્રહણે
પીઠિકા પે કોર્યા વિશદ હજી વઞ્ચાય શબ્દો
હું ઓઝીમાન્ડ્યાસ પ્રબલ, ભૂપતિનો ય ભૂપતિ,
જુઓ સૌ માન્ધાતા કરણી મુજ ને શોક, 'નુભવો
ન કૈં રહેતું પૂંઠે અહીં સકલ ખણ્ડેર ફરતે
વિશાળા વિસ્તારે સમથલ, જતી જ્યાં નજર ત્યાં
લગી રેતી રેતી પથરઈ પડી છ એકલી, જુઓ.

## જ્યારે જ્યારે

સ્નિગ્ધા બેનરજી • અનુ. નિહારિકા ત્રિવેદી

જ્યારે જ્યારે
સ્મૃતિઓની સાથે
તારા સુધી પહોંચી
ત્યારે ત્યારે
હું અન્દરથી
તુલસીની જેમ
પવિત્ર બની પાછી ફરી છું.
જ્યારે જ્યારે
અન્તરમનની સાથે
તારા સુધી પહોંચી
ત્યારે ત્યારે
ધુમ્મસના ગળા સુધી ડૂબી
નદીની જેમ
હું ગતિની સાથે પાછી ફરી છું.
જ્યારે જ્યારે
આકાશની સાથે
તારા સુધી પહોંચી
ત્યારે ત્યારે
વાદળાંની આરપાર જતાં
પ્રાણવાયુની જેમ
સ્વછન્દ થઈને પાછી ફરી છું.
જ્યારે જ્યારે
જીવનની સાથે,
તારા સુધી પહોંચી
ત્યારે ત્યારે
ફૂલોનો રંગ લઈને
ઋતુરાજની જેમ
તારામાં ઋતુમય
થઈને પાછી ફરી છું.

# વર્તમાન અને ભૂતકાળ

ટૉમસ હુડ • અનુ. નિહારિકા ત્રિવેદી

મને યાદ છે, મને યાદ છે,
એ ઘર જ્યાં મારો જન્મ થયેલો
એ નાનકડી બારી જ્યાંથી સવારમાં
સૂર્ય ડોકિયાં કરતો
એ ક્યારેય એક ક્ષણ મોડો ન ઊગતો
ન તો વહેલો એક પળ એ આથમતો,
દિવસો પણ ક્યારેય ખૂબ લાંબા ન હતા;
પરન્તુ, હવે હું વિચારું છું ઘણી સવારે,
મારા શ્વાસો અટકે રાત્રિએ.
મને યાદ છે, મને યાદ છે
એ સફેદ અને લાલ ગુલાબો
એ વાયૉલેટ અને લિલિકપ્સ
જે પ્રકાશમાંથી બન્યાં હોય એવું લાગતું.
એ લાઈલૅક જ્યાં રૉબિન તેનો માળો બાંધતું.
અને લેબરનમ જે મારા ભાઈએ રોપ્યું હતું
મારા જન્મદિને
હા, એ વૃક્ષ હજુ જીવન્ત છે.

મને યાદ છે, મને યાદ છે
જ્યાં હું હિંચકતો
અને વિચારતો, તાજી અને સ્વચ્છ હવા
એ હોવી જોઈએ
જેમાં અબાબિલ ઊંચે આકાશમાં વિહરે છે,
મારું હળવું મન પીંછાઓ જેવું ઊડતું ત્યારે,
ખૂબ ભારે લાગે અત્યારે.
અમુક ખેલ ભાગ્યે જ ઠણ્ડક આપે છે,
મારા કપાળમાં કળતર છે.
મને યાદ છે, મને યાદ છે
ગાઢ ઊંચા ફરનાં વૃક્ષો,
હું તેની પાતળી ટોચ વિશે વિચારતો
જે આકાશની નજીક છે.
એ બાલીશ અજ્ઞાનતા હતી,
પણ અત્યારે માયાળુ આનન્દ છે.
એ જાણું છું કે હું એ સ્વર્ગથી ખૂબ દૂર છું.
ત્યારે એક બાળક હતો.

મંગલેશ ડબરાલ • અનુ. રજનીકાન્ત જોશી

## ઘર શાંત છે

તડકો દીવાલોને ધીરે ધીરે ગરમ કરી રહ્યો છે
ચોતરફ સાવ સાધારણ ગરમી છે
પથારીમાં એક દડો પડ્યો છે
પુસ્તકો મૌન છે
જો કે એમાં કેટલીયે વિટમ્બણાઓ બન્ધ છે.

હું અર્ધજાગ્રત અને અર્ધ ઊંઘમાં છું.
અડધો ઊંઘમાં છું - અડધો જાગતો છું
બહારથી આવતા અવાજોમાં
કોઈના રડવાનો અવાજ નથી
કોઈના ધમકાવવાનો કે ભયનો અવાજ નથી
નથી કોઈ પ્રાર્થના કરી રહ્યું
નથી કોઈ ભીખ માગી રહ્યું.

ને, મારી અન્દર લગીરે મેલ નથી;
જો કે એક ખાલી જગ્યા છે
જ્યાં કોઈ રહી શકે છે
અને આ સમયે હું નથી વિવશ
છતાં ભરેલો છું એક આવશ્યક વેદનાથી
ને મને યાદ આવ્યું છે શૈશવનું ઘર
જેના આંગણામાં ઊંધો પડ્યો પડ્યો હું
તડકાથી બરડો શેકતો હતો.

જગત પાસેથી હું કશું નથી માગી રહ્યો
હું તો જીવી શકું છું - ખિસકોલી, દડો
કે ઘાસ જેવું કશુંક જીવન,
મને કશી જ ચિન્તા નથી
ક્યારેક કોઈક ઝાટકો આપી ઢાળી દેશે
આ શાન્ત ઘરને.

## લખ્યે જ જતો હતો

આખરે મેં જોયું પત્ની કેટલી પીડા વહોરે છે!
બાળકો બેબાકળાં બની ફરે છે
સગા-સમ્બન્ધીઓ મારી સાથે વાત કરવી
નિરર્થક સમજતાં હતાં

પિતાએ વિચાર્યું,
હવે કદાચ હું એમને પત્ર લખીશ જ નહીં

મને શી ખબર આ બધાનું પરિણામ!
હું તો લખ્યે જ જતો હતો, કવિતા!

## વાહ, ભાઈ વાહ!

ત્રિલોચન • અનુ. રજનીકાન્ત જોશી

વાહ, ભઈ વાહ! તમે પણ ખૂબ લખ્યું છે
કલમ ચૂમી લેવાની ઈચ્છા થઈ આવે છે.
એ તો કહો કેવી રીતે લખી નાખો છો?
તમારો સઙ્ગ્રહ કેવો સરસ છે! મેં જોયો છે હોં!

સાચે જ તમારા જેવો આજે કોઈ નથી
પ્રશંસક ગયો, ને પ્રશંસાની ગુંજ ત્યજી
અદશ્ય બની મહાકાશમાં, ફૂલ તોડીને
કવિએ સૂંઘ્યું, પછી જોયું તો સંસાર તો નિદ્રામય!

પોતાની આકાઙ્ક્ષાઓના વૈભવમાં જાણે
સ્વપ્ન સઞ્ચરણ કરતું હોય, એને ઉધારની
તડ-જોડ કરવાની છે, જીવનના ટેકાથી
બધી જ વ્યવસ્થા કરવાની છે, આ બધું જ પૈસાથી
શક્ય છે. અહીં જ ભ્રષ્ટ બની એની બુદ્ધિ!
સાચે જ એના જેટલો પરવશ અન્ય કોઈ નહીં.

# મુગ્ધાના મનોભાવનું મર્માળું ગાન

હેમન્ત દેસાઈ

મુંઓ પેધે પડેલ રોજ હોણે ચડે ને મુંના
હિયાને ચડી જાય આરજો.

જોહા ને છણકા મીં અમથી કરું તીયાં,
લોકોના બોલ મુને વાગે મું આગ
મું તો અમરાતી વલખાતી તડપું તીંયા
નીં મરે કંઈ એ ઈના તરિયાનો તાગ.
કેવો નટખટ કંઈએ કરિયા વનાનો -
ઉતાર-ચડાવનો કરે કારસો -
મુંઓ પેધે પડેલ રોજ હોણે ચડે ને મુંના...

મીં હુક્કા લીલાની ચાગલાઈ કરિયા વના,
કાં લોકજીભે ચડી જંઈ હાવ.
'લી અમથુંક અમથુંક નીં અહવું આવે;
હોણે ઈ ઓડીને કેતો'તો નાવ.
ઈની અટનવી વાતો મીં ગાલવા તાણું;
ઈ કાચને કેઈ દેતો આરસો -
મુંઓ પેધે પડેલ રોજ હોણે ચડે ને મુંના...

મું પડછાયો હક્કેલતી ચાલું તીયાં;
ઈને હુંજે હોળી વના હોળીવાળું.
મુંતો કોરી કટ્ટ નેવા નીચે ચાલું;
ઈને વળગેલ કોઈ ભમરાળું.
ધમધમતા હાહમાં મું હાહતી;
હોણે ધગધગતા તાવમાં ઈ તાવતો -
મુંઓ પેધે પડેલ રોજ હોણે ચડે ને મુંના...

- સુશીલા ઝવેરી

વાત સાવ સાદી સીધી અને જાણીતી છે. પણ અહીં એ વિશિષ્ટ, કહો કે અવનવીન, બની રહે છે. કેમ કે, સુશીલા ઝવેરીએ એને આગવી ભાષામાં, આગવી રીતે અને આગવા ગીતબન્ધમાં રજૂ કરી છે. બલકે નાયિકાને મુખે ગવડાવી છે. વાત પરોક્ષ અથવા સામે બેઠેલી કોઈ સહિયરને ઉદ્દેશીને કહેવાઈ હોય, નાયિકા ક્રમશઃ વાતની વિગત કહેતી હોય અને સહિયર હોંકારા દેતી એ સાંભળતી હોય એવું કથન હોઈને આ ગીત નાયિકાની સ્વગતોક્તિનું નહિ, પણ નાટ્યાત્મક એકોક્તિનું રૂપ ધારણ કરે છે.

વાત પ્રેમની - પ્રેમના મર્મની છે; પ્રેમીજને અનુભવેલા વિરહની છે. એ વિરહ મિલન પછીનો નહિ, મિલન પૂર્વેનો છે. એટલે એમાં કેવળ વેદનાવ્યથા નથી, આનન્દ-ઉલ્લાસ પણ છે. તો વળી એમાં ખરું જોતાં એ બન્નેનું મિશ્રણ માત્ર નથી, વિવિધ મેઘધનુષી રઙ્ગો જેવાં અનેકવિધ ભાવઆકઙ્ક્ષા, ઝઙ્ખના, આશઙ્કા, શઙ્કા, વિમાસણ આદિની આવન-જાવન છે. હજુ પ્રેમનો એકરાર થયો નથી, તેની ઉપસ્થિતિની પરસ્પરને પૂર્ણ પ્રતીતિ થઈ નથી એવા મિલન પૂર્વેના વિરહની એ લાક્ષણિકતા છે. પ્રથમ પ્રેમનું પ્રાકટ્ય થતાં અનુભવાતી એ ભાવ-રમણાનો પરિચય પ્રત્યેક પ્રેમીજનને હોય છે. 'હમણાની રમણા'માં એ ભાવ-રમણાને સુશીલાબહેને માર્મિકતાથી શબ્દસ્થ કરી છે.

ગીતમાં રજૂઆત પામેલી વાત જેટલી છે તેટલી ગીતની ભાષા પરિચિત નથી. દક્ષિણ ગુજરાતની

# ચાર કાવ્યસઙ્ગ્રહો

નલિન પણ્ડયા

(અન્તઃ સલિલા : લે. સુમન અજમેરી, પ્રકાશક : સાગર પબ્લિકેશન્સ, સાગર બિલ્ડિંગ, સૈયદવાડા ઢાળ, ખાનપુર, અમદાવાદ-૧, પૃ.૧૩૬, રૂ.૮૦.)

કૉલેજકાળમાંથી નિવૃત્ત થયા બાદ કાવ્ય-રચનાઓના સર્જન અને પ્રકાશન તરફ વળેલા સુમન અજમેરીની આ મન સાથેની પ્રામાણિકતાની પ્રવૃત્તિ છે. માટે જ 'અન્તઃસલિલા'ની રચનાઓમાં મનના શુદ્ધ જળની વાત 'પ્રવાહહીન નદી આ' માં કરે છે. બાકી સત્તાવીશ અછાન્દસ રચનાઓને એની ભાષા અને યોગ્ય ભાષાકર્મ સાંપડ્યાં નથી. અન્ય સંવેદ્ય ક્ષણોનો અછાન્દસ ફાલ પ્રમાણમાં વિકસતી ક્ષણો ઉપસાવે છે. 'મુદ્રા આ અકળ', 'પાનખર નદી બુઠ્ઠી લાગણીઓના દેશમાં' જેવાં કાવ્યોમાં કાવ્યક્ષણો ઝિલાતી લાગે છે. કાવ્યમાં બધું જ કહી દેવાની ચિન્તામાં કવિ પરિસ્થિતિઓનું આલેખન વિશેષ આપે છે.

અહીં ચોવીસ રચનાઓ છાન્દસ છે. એમાં છન્દોવૈવિધ્ય કાળજીપૂર્વકનું છે. મહત્તા નામક શેક્સ્પીરીઅન સૉનેટનો પૃથ્વી છન્દ ઋજુતાથી પ્રયોજાયો છે. એમાં મહાનતા ન પામવા વિશેની મહત્તા દર્શાવીને મહાનતા કવિએ આગવી રીતે સિદ્ધ કરી છે. હરિગીત છન્દમાં 'હીરનું પારખું' કાવ્ય પણ સુન્દર ભાવાલેખ બને છે. મનની શક્તિ વિશે અન્તિમ બે પઙ્ક્તિઓ :

'પટ સિન્ધુનો ફાડી દઈ ગતિ રેખ પાડું ફાંકડી
કે જળસમાધિ પામીને નિજ હીરનું લઉં પારખું.'

(સૂરજ ઝળાંહળાં : લે.પ્ર. ઉપર મુજબ પૃ.૧૩૬, રૂ.૧૦૦.)

કોઈ પણ કવિ સામે અછાન્દસ કવિતા એ પડકાર રૂપ છે. એ પડકારને કવિ કેવી રીતે ઝીલે છે, નભાવે છે? અછાન્દસ જેટલું ધારીએ છીએ એટલું સરળ નથી જ નથી. સુમન અજમેરી તેમની અનુભવ પરિસ્થિતિઓને યથાતથ શબ્દબદ્ધ કરી દેતા હોવાથી આકાર રચાતો અટકી જાય છે. અજ્ઞત પ્રતીકોનું મનોગત વિશ્વ રચાઈને આકાર બનવો જોઈએ. અહીં આ કાવ્યોમાંથી 'એક દૃશ્ય' અને 'કોમા'માં એવો આકાર જોવા મળે છે. અન્ય અછાન્દસ રચનાઓમાં જૂની પદાવલિ સુમન અજમેરીનો પીછો છોડતી નથી.

આશરે બાવીસ છન્દોબદ્ધ રચનાઓમાં 'આશાફળી', 'ધૈર્યમૂર્તિ હિમાળો', 'મૃગ-મૃગી', 'સઙ્કલ્પ' અને 'ઝુરાપો' આસ્વાદ્ય છે. બાકીની રચનાઓ છન્દોવ્યાયામ બની જાય છે. 'ઝુરાપો'ની અન્તિમ બે પઙ્ક્તિઓ દ્વારા તેમની (કવિની) કાવ્યતૃષ્ણા અને વતનતૃષ્ણા આ રીતે વધ્યા જ કરે છે : જીવે તૃષ્ણા તારી મન મસળતી આગ ઝરતી
ચહું ઝંખું શિરે વતન સલૂણી ધૂળ ધરવા.

(કણ્ઠ કોળ્યું ગીત : લે.પ્ર. ઉપર મુજબ, પૃ.૧૧૨, રૂ.૭૦.)

સુમન અજમેરીની કાવ્યતૃષ્ણા ગીતો અને ગઝલો રૂપે કણ્ઠે કોળાય-કણ્ડારાય એવી છે. એમાં 'મન તમારું' 'મનડાનું પોત', 'વિરાટ પંથે ચાલ્યો અભ્યાગતનો આર્તનાદ' જેવાં ગીતો સુન્દર અને આસ્વાદ્ય છે. એનો ઈન્ટેરિઅર મૉનોલૉગ સુન્દર રચાય છે. ગીતો સાથે ગઝલો પરમ્પરિત સ્વરૂપની છે. શયદાની ગઝલોના લહેકા અહીં જોવા મળે ખરા. આ સઙ્ગ્રહની ગઝલોમાં કવિની છાન્દસ

(અનુસંધાન પૃ.૩૯)

સંસ્થાપક : રાજેન્દ્ર શાહ

શરદ

વિ.સં.૨૦૫૬



# કવિલોક

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તન્ત્રી

**ધીરુ પરીખ**

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શરદ વિ.સં. ૨૦૫૬ : વર્ષ ૪૩ : અઙ્ક ૫ સળઙ્ગ અઙ્ક ૨૫૭




આવરણ-સજાવટ : કલાધર વૈષ્ણવ

તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૬૦. આજીવન લવાજમ માત્ર રૂ.૬૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. આજીવન $ 75; ઇંગ્લણ્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૨.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દેસાઈ ઑફસેટ, અમદાવાદ ફોન :૫૩૩૦૨૪૫

શરદ વિ.સં. ૨૦૫૬ સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૦

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥



## આધુનિકતા અંગે અડપલાં

આજના તબક્કે જ્યારે પ્રજાજીવનની નસેનસમાં આધુનિકતા પરિભ્રમી રહી છે ત્યારે આધુનિકતાની વાત માંડવાનો કશો અર્થ ખરો ? પશ્ચિમ ગોલાર્ધમાં આજે જ્યારે આધુનિકોત્તર સ્થિતિ અને સ્થિત્યન્તરોની ચર્ચા જામી હોય ત્યારે વળી આધુનિકતાની રેકર્ડ વગાડવાની જરૂર ખરી ? આ પ્રશ્નો અને પરિસ્થિતિની વચ્ચે પણ આપણે ત્યાં કવિતાના સન્દર્ભે આધુનિકતાની વાત ઉખેળવી જરૂરી જણાય છે. આ સદીના છઠ્ઠા દાયકાના ઉત્તરાર્ધમાં આધુનિકતાની ટશર ફૂટી હતી. અલબત્ત, પશ્ચિમમાં તો એ સ્થિતિને ત્યારે લગભગ સૈકાનું આયુષ્ય સાંપડ્યું હતું.

ઈ.સ. ૧૮૭૦ની આસપાસ યૂરોપમાં ખેતીક્ષેત્રે મન્દી આવી. પરિણામે ગ્રામાભિમુખતા ઓસરી અને નગરાભિમુખતાની અસર વ્યાપક બનવા લાગી. ગ્રામનિવાસી પણ અન્તરથી તો નગરઝંખના સેવવા લાગ્યો. ખેતી જે અધિકતતર સમાજનું જીવનમૂલ્ય હતું તે વિલાવા લાગ્યું. આમ, અર્થક્ષેત્રે નવી ક્રાન્તિનો ઉદય થયો. મુક્ત વ્યાપારની હવા જામી. આમ, આર્થિક અને સામાજિક ક્રાન્તિનો નવ્ય યુગ ઉદય પામ્યો. ૧૯મી સદીના અન્ત ભાગે યૂરોપમાં નગરપરસ્તી અને નગરપ્રશસ્તિની આબોહવા જામી. વીસમી સદીનો પહેલો દશક પૂરો થતાં તો યૂરોપની સાડા ચાર કરોડની વસ્તીમાંની જે એંશી ટકા વસ્તી ઇંગ્લણ્ડ અને વેઇલ્સમાં રહેતી હતી તે નગરવિસ્તાર તરફ ખસી. એ તબક્કે બૃહદ્ લણ્ડન અને ન્યૂ યૉર્કમાં તો વસ્તી ૫૦ લાખનો આંક વટાવી ગઈ. પૅરિસમાં ૩૦ લાખ અને બર્લિનમાં તે આંકડો ૨૦ લાખને વટાવી ચૂક્યો. શહેરીકરણની પ્રક્રિયા ઝડપી બની. ગ્રામમાંથી નગરો અને નગરોમાંથી મહાનગરો વિકસવા લાગ્યાં. આ સાથે જ સ્પર્ધાનું તત્ત્વ અસ્તિત્વમાં આવ્યું. સ્પર્ધા સાથે ભૌતિક એપણાનો આલેખ ઊંચો ગયો. ઊંચે જતો આ આલેખ વ્યક્તિના અસંતોષમાં પરિણમવા લાગ્યો. આ અસન્તોષે અસુખ નિર્મ્યું અને નોતર્યું.

બીજી તરફથી ધર્મની પકડ ઢીલી પડવા લાગી. વિજ્ઞાન અને યન્ત્રવિજ્ઞાનની શોધખોળોએ બૌદ્ધિકતાને એવી ઉછેરી કે ધર્મ સામે અવારનવાર અને અવનવા પડકારો ઊભાં થવા લાગ્યા. ભૌતિકતા જીવનના કેન્દ્રમાં આવીને ઊભી રહી, એ એક જીવનમૂલ્ય બની ગઈ. ઓગણીસમી સદીના ઉત્તરાર્ધના આરમ્ભે પૅરિસની નવરચના થઈ ત્યારે આનાં બીજ વવાયાં હતાં. આધુનિકતાના અગ્રેસર બૉદલેર, આધુનિકતાની મનઃસ્થિતિના સંવેદનશીલ સર્જક બૉદલેર, આ પલટાતી પરિસ્થિતિના પ્રત્યક્ષાનુભવી હતા. આથી એમની કવિતામાં 'દૂરિતનાં પુષ્પો' પાગર્યાં. એમાં નવી નગરમૂલક સંસ્કૃતિનો અવસાદ છે તો આનન્દ પણ છે. 'Tableaux Parisiens' (પૅરિસનાં દૃશ્યો)માં આ અનુભૂતિ કાવ્યાવતરણ પામી છે. એ લખે છે :

'Tu m'as donne ta boue
et J'em ai fait de l'or.'
('તેં મને આપ્યો છે તારો કર્દમ
અને મેં એમાંથી પ્રકટાવ્યું છે કાઞ્ચન.)'

એમનો નવ્ય પૅરિસ-નગરથી ઉદ્ભવેલો વિષાદ આ રહ્યો :

'Change plus vite, helas !
que le coeur d'um mortel'

જૂનું પૅરિસ હવે રહ્યું નથી. એટલે કહે છે;

'નગરનું સ્વરૂપ અરે !
મનુષ્યના હૃદયથી વધુ બદલાય જલદી ખરે.'

વળી બૉદલેર કવે છે :

'Fourmillante cite, cite pleine de reves,
Ou le spectre en plein jour raccroche le passant !
Les mysteres partout coulent comme des seves
Dans les canaux etroits du colosse puissant.'
(રાફડાનું નગર, સ્વપ્નોથી ભર્યું ભર્યું નગર.
જ્યાં ભૂતાવળ ધોળે દહાડે આવતાંજતાંને વળગે છે.
મસમોટા રાક્ષસની સાંકડી નસોમાં
રહસ્યો જ્યાં ને ત્યાં રસની જેમ વહે છે.)

આવું રાક્ષસકાય વિરૂપ મહાનગર એક તરફથી કવિચિત્તમાં ધખના જન્માવે છે તો બીજી તરફથી ચાહના પણ જગાડે છે. 'Epilogue' નામના એમના કાવ્યમાં બૉદલેર જણાવે છે :

'Je t'aime. O capitale infame !'

(ઓ બે આબરૂ નગર, હું તને ચાહું છું.)

આ અને આવાં બીજાં કાવ્યો, કાવ્યખણ્ડો, કાવ્યપઙ્ક્તિઓમાં બૉદલેરનો જે વૈયક્તિક અનુભવ અને અવાજ છે તે તેના સમાજ અને સમયના જનસાધારણની અનુભૂતિ અને અભિવ્યક્તિ છે. જ્યારે જ્યારે ધરખમ પરિવર્તનો આવે છે ત્યારે ત્યારે માનવચેતના પ્રથમ તો એનો પ્રતિકાર જ કરે છે. જ્ઞાનમાંથી વિજ્ઞાન, ગ્રામમાંથી નગર, મંત્રમાંથી યંત્રમાં પરિવર્તિત થતા જતા સમયસંધિકાળે આવો પ્રત્યાઘાત આવે તે સ્વાભાવિક હતું. ગોપકવિતા અને ગ્રામસંસ્કૃતિથી ફંટાઈને કવિજનો નગરકવિતા અને નગરસંસ્કૃતિ તરફ વળે છે. એલિયટમાં એની તીક્ષ્ણ ધાર નીકળે છે.

આમ, ગઈ સદીના ઉત્તરાર્ધથી આ સદીના પૂર્વાર્ધ સુધીમાં આધુનિકતાની સંચેતના-સંવેદના વિશ્વવ્યાપી બની રહે છે. આને કારણે કવિતામાં ભાષાશૈલી અને અભિવ્યક્તિની તરકીબો-તકનિકો બદલાઈ જાય છે. આપણે ત્યાં એના પ્રાગડ ફૂટે છે નિરઞ્જન ભગતના 'પ્રવાલદ્વીપ' કાવ્યગુચ્છમાં. પછી તો અનેક સર્જકો વિવિધ સાહિત્યસ્વરૂપોમાં સમજપૂર્વક કે પછી ફેશનપૂર્વક આધુનિકતાની આરતી ઉતારવા લાગે છે. વળી, એમાં પૂર આવતાં એ ચેપી રોગની જેમ પ્રસરી પણ જાય છે. પરન્તુ એમ બનવું સહજ અને સહ્ય છે, કારણ કે આપણે ત્યાં આધુનિક સંસ્કાર-સંસ્કૃતિની અસરો ખૂબ મોડે મોડે દેખા દેવા માંડી હતી. આથી પશ્ચિમી કવિતા કરતાં આપણે ત્યાં એ ઘણે મોડે પ્રવેશ પામે છે તે ઐતિહાસિક બીના છે.

પરન્તુ હવે પશ્ચિમમાં પરિસ્થિતિ જુદી થવા માંડી છે. ઇન્ફોટેકના આ યુગમાં હવે 'વસુધૈવ કુટુમ્બકમ્'નો આદર્શ જાણે ચરીતાર્થ થતો લાગે છે. આખું વિશ્વ જાણે નૈકટ્યાનુભૂતિનો નાનકડો ગોળો બની ગયું છે. હવેનો યુગ કદાચ દેશાભિમાન નહિ, પણ દુનિયાભિમાનનો આવી રહ્યો છે. વૈશ્વિક સંસ્કૃતિના પડઘમ વાગી રહ્યા છે. હવે વિશ્વને આધુનિકતા કોઠે પડી ગઈ. આથી એનો તિરસ્કાર નહિ, પણ સ્વીકાર છે. આધુનિકતાના આરમ્ભે અને મધ્યાહ્ને એ ડૂબતી જતી સંસ્કૃતિ-sinking culture-નો અનુભવ કરાવતી હતી. પરન્તુ આજના વિરાટ નગરો, વિરાટ ઉદ્યોગો, વિરાટ વિજ્ઞાનસિદ્ધિઓ, વિરાટ ઇન્ટરનેટ અને ઇન્ફોસિટીના સાંસ્કૃતિક પરિસરમાં એ ઊંચાઈને આંબતી સંસ્કૃતિ -soaring culture- નો અનુભવ કરાવે છે. હવે હતાશાને સ્થાને નવ્યાશા જન્મી છે. આથી પશ્ચિમી જગતમાં તો હવે આધુનિકોત્તર સ્થિત્યન્તરોની વિશદ અને વ્યાપક ચર્ચાવિચારણા થવા લાગી છે. પણ આપણે ત્યાં આધુનિકતા બરાબર ઉત્તમતા એવા અણસમજભર્યા કે ગેરસમજભર્યા સમીકરણથી ચાલતી સર્જક-વિવેચક જમાત હવે આધુનિકતા સાથેનાં અડપલાં કર્યાં કરશે તો તેમાં ગુજરાતી કવિતા કઈ રીતે આગળ વધી શકશે ? એક કાળે આધુનિકતાની કવિતા એ નવપ્રસ્થાન હતું તે હવે સ્થગિતચરણ ના બને તેની ચિન્તા કરવી રહી.

ધીરુ પરીખ

# સર્જન અને ચિન્તનનો સહયોગ : પારાશર્યના અપ્રકટ દૂહાઓ

ડૉ. બિપિન આશર

ગુજરાતી સાહિત્યવિશ્વમાં જેઓ સત્ત્વશીલ સર્જક હોવા છતાં અલ્પપરિચિત રહ્યા છે એવા મુકુન્દરાય વિ. પારાશર્યએ કાવ્ય, નવલકથા, નવલિકા, વ્યક્તિચિત્ર જીવનચરિત્ર, નિબન્ધ, વિવેચન, સમ્પાદન, ભાષાન્તર જેવાં વિવિધ સાહિત્ય સ્વરૂપોમાં પોતાની કલમ ચલાવીને, ઇયત્તા અને ગુણવત્તાની દૃષ્ટિએ સમૃદ્ધ કહી શકાય એવું અને એટલું પ્રકાશન કર્યું છે. તેમના સમગ્ર ગદ્ય-પદ્ય સાહિત્યનો સૂક્ષ્મતાથી અભ્યાસ કરીએ છીએ ત્યારે તેમાં ધર્મ, અધ્યાત્મ, ભારતીય સંસ્કૃતિ, પરમ્પરા અને તેનાં ઉજ્જ્વળ જીવનમૂલ્યો, શ્રીમદ્ ભાગવત્, ઉપનિષદો, શ્રીમદ્ ભગવત્ ગીતા, મહાભારતાદિના તેમના ગહન પરિશીલનનો અણસાર આવ્યા વિના રહેતો નથી. તેમની ચિન્તનશીલ પ્રકૃતિ આયુર્વેદ, રાજકારણ, ઇતિહાસ, ખગોળવિદ્યા, અર્થશાસ્ત્ર, જયોતિષશાસ્ત્ર, સઙ્ગીત, સ્થાપત્ય, ચિત્રકલા, ફોટોગ્રાફી જેવા અનેકવિધ વિષયોની આસપાસ ફરી વળી હતી એટલું જ નહીં, પરન્તુ પરોક્ષ રીતે ગુજરાતી સાહિત્યને અને પ્રત્યક્ષપણે તેમની નજીક રહેતાં-રહેલાં સ્વજનો-મિત્રોને તેમની વાતો અને પત્રો દ્વારા ભરપૂર લાભ પણ મળ્યો છે. સામાન્ય ગુજરાતી સાહિત્યપ્રેમી, ભલે, તેઓને 'સત્યકથા' ભાગ ૧,૨,૩ કે 'મારાં બા અને બીજી સત્યકથાઓ' કે 'મારી બા' જેવાં વ્યક્તિચિત્રો વિષયક કૃતિ આપનાર સર્જક તરીકે ઓળખે, પરંન્તુ તેમનું આ સિવાય પણ જો કોઈ અત્યંત નોંધપાત્ર અને ધ્યાનાર્હ એવું સાહિત્યિક પાસું હોય તો તે છે કવિ તરીકેનું ઈ.સ. ૧૯૩૮માં પ્રકાશિત થયેલા તેમના 'અર્ચન' નામના કાવ્યસઙ્ગ્રહથી તેમની કાવ્યયાત્રા આરંભાઈ હતી. એ પછી તેઓએ સાડા ચાર દાયકાઓ સુધી વાંચ્યું છે, લખ્યું છે અને તેના ફળસ્વરૂપ 'સંસૃતિ' 'ફૂલ ફાગણનાં', 'દીપમાળા', 'કણ્ઠ ચાતકનો', 'શિવસ્તુતિ', 'પ્રાણ પપૈયાનો', 'ભદ્રા', 'અલકા', 'બે આખ્યાનો' જેવા કાવ્યસઙ્ગ્રહો પ્રકાશિત કર્યા છે. આ સમગ્ર પ્રકાશિત સાહિત્યથી અભ્યાસીઓ પરિચિત છે અને આ સર્વ રચનાઓમાંથી ઊપસતાં કવિના ભક્તિથી છલ-બ-છલ એવા ભાવભીના ઊર્મિશીલ હૃદય-વ્યક્તિત્વથી પણ અભ્યાસીઓ સાવ અજાણ નથી, પરન્તુ આ કવિનાં અપ્રકટ એવાં થોકબન્ધ કાવ્યો હજુ પણ પ્રકાશિત થવાં જોઈએ એવી ઇચ્છા દર્શાવી શકાય તેવાં આ અપ્રકાશિત કાવ્યો પર નજર દોડાવતો હતો ત્યારે મારી નજર પારાશર્યના દૂહાઓ પર સ્થિર થઈ. પરાશર્યએ માનવજીવનને સ્પર્શતા એવા અનેક મુદ્દાઓ વિશે ઊંડું ચિન્તન કર્યું છે, પરન્તુ તેમની જીવનચિન્તક તરીકેની ઊંચાઈનો ખ્યાલ તો તેમના કેટલાક અપ્રકટ દૂહાઓ અને કાવ્યાત્મક ગદ્યમાંથી જ આવે છે.

મુકુન્દરાય પારાશર્યએ અધ્યાત્મક્ષેત્રે કરેલા ચિન્તનમાં જેટલી ઊંડાઈ છે, એટલી જ સ્વસ્થતા અને પારદર્શકતા પણ છે. એક વિષય પર કરેલા ચિંન્તનના નવનીતને તેઓ આપણી સમક્ષ જે રીતે પીરસી આપે છે તેમાં તેમના સર્જક અને સાધક તરીકેના વ્યક્તિત્વની પ્રભાવશાળી છાપ ઊપસી આવે છે. તેમના ચિન્તનાત્મક ગદ્યને સૂક્ષ્મતાથી તપાસીએ છીએ ત્યારે તેમાં 'બાબા વાક્યમ્ પ્રમાણમ્'નો નહીં, પરન્તુ મૌલિકતાનો અનુભવ થાય છે. જયાં તેઓ વેદ-ઉપનિષદથી જુદા પડે છે ત્યાં પણ ખૂબ જ વિવેકભાનથી પોતાની વાતને રજૂ કરે છે. ઘણી વાર માનવના અસ્તિત્વ પર છવાયેલ, અહઙ્કારને કેવળ નકારાત્મક તત્ત્વ ગણાવીને તેની

સદન્તર ઉપેક્ષા કરવામનાં આવે છે. અહઙ્કારથી મુક્ત થવા માટે અનેક પ્રકારના ઉપાયો- સાધના કરવામાં આવે છે. આ અહઙ્કાર તત્ત્વ, ખરેખર, શું છે અને તેનું સ્વરૂપ કેવું છે તથા તેના હોવાપણાની સાધકતા-બાધકતા કઈ રીતે વર્તાય છે એ વિશે કરેલા ગહન ચિન્તનના પરિપાક રૂપે જે ગદ્ય-પદ્ય સર્જાયું છે તે જેટલું ભાષા અને સ્વરૂપની દૃષ્ટિએ આસ્વાદ્ય છે એટલું જ વિષયવસ્તુની દૃષ્ટિએ સમૃદ્ધ છે. અહઙ્કારના આવરણ અને તેને દૂર કરવાની થતી મથામણના સન્દર્ભમાં આ કવિચિન્તકે નોંધ્યું છે :

'સમજું છું કે અહઙ્કારનું આવરણ સાધકને સાલ્યા વિના રહેતું નથી. અહઙ્કાર જરૂર આવરણ છે. પરન્તુ એ જીવને સત્ત્વશુદ્ધિ માટે અવકાશ ઊભો કરવાનું આવશ્યક આવરણ છે, જીવને નિષ્કારણ ગોંધી રાખનાર આવરણ નથી. સત્ત્વશુદ્ધિની પરિપૂર્ણતાએ અહઙ્કાર આપોઆપ ખરી પડે છે."

અહઙ્કારને કેવળ નકારાત્મક અને નિન્દનીય તત્ત્વ ગણતી તત્ત્વવિચારણ સામે અહઙ્કારની આવશ્યકતા કઈ દૃષ્ટિએ છે એ વિશેનો, અહીં, થયેલો નિર્દેશ મુકુન્દરાય પારાશર્યની મૌલિક વિચારણાની સાક્ષી પૂરે છે.

અહઙ્કારને દૂર કરવા માટેનો શ્રેષ્ઠ ઉપાય તેનું દમન કે ઉન્મૂલન નથી એવું સ્પષ્પપણે દર્શાવતા પારાશર્યએ સહજપણે અહઙ્કારનું વિસર્જન કઈ રીતે થઈ શકે એ વિશે પણ પોતાના સ્વસ્થ અને સ્વચ્છ વિચારો નોંધ્યા છે :

'મને લાગે છે કે અહઙ્કારને દૂર કરવાના પ્રયત્ન અને વૃત્તિ સુધ્ધાં અહઙ્કારના દૃઢીકરણમાં કારણ બને છે. અહઙ્કારનું દમન કે તેના ઉન્મૂલન-માટે સીધા પ્રયત્ન એ ખરો ઇલાજ નથી. એવા દમનથી કે આઘાતથી અહઙ્કાર ઊલટો રીઢો થઈ જાય છે. અહઙ્કારને પોતાની કૃતકૃત્યતા લાગવા દો. શિવસાધનાની તન્મયતા અને તત્પરતામાં અહઙ્કાર વિસ્મૃત થતો જાય છે, અને તેથી તેમાં તેના વિસર્જનનાં બીજ છે. ઇંડું કાચું ફૂટવાથી પક્ષી ગગનવિહાર પામતું નથી. સત્ત્વશુદ્ધિ વિના આવરણ જતું નથી. છતાં તે જાય છે તેમ માની લઈએ તો તેથી યે ખરી મુક્તિનો લાભ મળતો નથી, કઈ રીતે મળે તે મને તો સમજાતું નથી.'

અહઙ્કારતત્ત્વથી મુક્ત થવા વિશેની આ વિચારણા કવિએ રચેલા દૂહાઓમાં પણ કેવી સમર્થતાથી પ્રતિઘોષાય છે તેનાં થોડાં દૃષ્ટાન્તો જોઈએ તો ખ્યાલ આવશે :

'ટીપાટીપ કર્યા કર્યે ધાતુ ઓગળે નૈં'
દમ્યા કરો મરતાં લગણ હું-પદ ગણશે નૈં
અગનિ પૂરો પામીને ઓગળી ધાતુ જાય
ભક્તિથી દોષો ગળ્યે અહમ્ ઓગળી જાય.'

હું-પદને છોડીએ તો જ હરિ મળે છે અને હરિની સાધના કરતાં કરતાં જ સહજપણે અહમ્ ઓગળી જાય છે એવાં એકબીજાં પર આશ્રિત આ તત્ત્વથી મુક્ત થતા કેવી હળવાશનો અનુભવ થાય છે અને હળવા થવાથી હરિને કેવા હરખભેર મળી શકાય છે એ વિશેના પણ દૂહાઓ જોવા જેવા છે :

'હરિહરની વરસે કૃપા ચોગમ મૂશળધાર,
હું-પદની છત્રી તજો ને પલળો પારાવાર.
મકના, ઇંડુંના ફૂટે તો પક્ષી નાવે બ્હાર,
હું-પદ તૂટ્યે અલખમાં આતમં કરે વિહાર.'

* * *

'નમ સહુને હું-પદ તજી; તું છોટો નૈં થઈશ.
હરિપદ સહેજે પોંચવા હળવો નરવો થાઈશ."

* * *

"નીન્દરમાં હું-પદ નથી, તો ભેદ તહીં ન કળાય
હું-પદ હોય ત્યાં લગ મકન, ભેદ કદી ના જાય.'

* * *

'સખા, સગા કે દેવ-ગુરુ માતાપિતા કે બાન્ધવ,
જે ગણે તે મકનને રુદિયે એક જ માધવ.'

*

'મમત ઘણી મકના મહીં, મકનો પણ નહીં હાથી,'
મકનને ત્રણ લોકમાં માધવ એકલો સાથી.'

કવિ બરાબર જાણે છે કે આત્માને ઓળખ્યા વિના હરિપદ પ્રાપ્ત થઈ શકતું નથી તેથી તેઓ જાત-પરખ પર અને 'આત્મસંવાદ' પર દૂહો રચી આ પ્રતિ ધ્યાન દોરે છે :

'મકનો પોતાને કહે ને પોતે સાંભળનાર
કોણ પરાયું મકનને આપરૂપ સંસાર'

*

'રળે ખાય એ ધન બધું પેટ પડ્યે મળ થાય
જાત-પરખના કણ વિના હરિપદ નૈં જ પળાય.'

*

'આતમ ભૂલ્યો માનવી ઇ દેહમાં ડૂબાડૂબ
ગઝા આવી આંગણે દૂષિત કરે છે ખૂબ.

કવિએ માનવ, માનવમન અને માનવ વ્યવહાર-વર્તનનો ખૂબ જ સૂક્ષ્મતાથી અભ્યાસ કર્યો છે. કેટલીક વાર માનવ માનવતા ભૂલીને વ્યવહાર-વર્તન કરતો હોય છે. માનવીની અવળચન્ડાઈથી પરિચિત એવા કવિએ જે કેટલાક દૂહાઓ રચ્યા છે તે પણ નોંધપાત્ર છે :

'નદિયું ગૈં, નાળાં ગયાં, રિયાં ન વગડે ઝાડ,
ન ધણિયાત ખેતર થયાં, રઈ ન ક્યાંયે વાડ.
દરિયા માઝા ના મૂકે, પણ માણસ એવું નૈં,
કોની વાડી વેડશે ઈ કાંઈ કે વાય નૈં.''

*

દેવે દીધા દૂધમાં માણસ નાખે ઝેર,
સમ્પજમ્પ ભડકે ભળે ને કાળો વરતાવે કેર.
અક્કલ માણસને મળી (ઈ) નખ્ખોદ કાઢ્યે રે
હેત હયાનાં ના રહ્યાં ઈ બીજું તે શું કરે ?

*

ઢોર વેંઢારે ભાર, જે માથે લાદ્યો માણસે
ને જાતે શિર લે ભાર ઈ માણસને શું ક્યેં ?
પેટ ચોળીને શૂળ, વિણ માણસને કુણ કરે ?
ના બીજો કો જીવ (જે) જાતદર્દ ઊભાં કરે."

*

પોતે ના પીએ પાંચ નૈ, જે પીએ તે મરે
કાળાં કરમનો માનવી ઈ શું તારે, શું તરે ?

*

મકને શી સમજણ રળી કરી કરીન વેઠ
મધુલિહને મધુકર કહે ને શઠને કે'તો શેઠ."

*

'તું જેવો દીઠો નહિ મકના, બીજો શઠ
સમજણનો છાંટોય નહિ, (પણ) દરેક વાતમાં હઠ.

*

મકને સ્વજન બહુ બાળિયાં જીવતાં તેમ જ મૂવે
ઈ મીઠું બોલ્યે શું વળે ? શું સાચું ઈ હરિ જુવે.

કવિએ ભાષા-વ્યાકરણમાં 'અ'કારાન્ત શબ્દને આરમ્ભ 'અ'નો 'એ' કરતાં શબ્દાર્થમાં તો ઠીક, પરન્તુ વ્યવહાર જીવનમાં પણ કેવો વિપરીત (છતાં સાચો) અર્થ સૂચવાય છે એ વિશે અને એક સજ્ઞયાવાચક વિશેષણ ક્રિયાપદ બનવાની ઇચ્છા વ્યક્ત કરે છે એ વિશે દૂહો રચ્યો છે :

'ગુણવૃદ્ધિ ભાષા વિષે ભલે ભણાતી હોય.
શકથી શેઠ સ્હેજ બને એવું જગમાં હોય.'

*

''બગડો તગડાને કહે કે હાલ ક્રિયાપદ થાયેં
તો કૈં જગ જાણે ખરું કે આપણથી શું થાયેં.

પારાશર્યના દૂહાઓમાં જે કેટલાક વિશેષ ધ્યાન ખેંચે છે તે મસાણનાં ઝાડ વિશેના દૂહાઓનો ઉલ્લેખ કરી શકાય. મસાણનાં વૃક્ષો અનેક પ્રકારનાં કષ્ટો વેઠીને પણ માણસ પર કેવા ઉપકારો કરે છે

તેના વિશે કવિએ આઠેક દુહાઓ રચ્યા છે.

'અમે ઝાડ માણસ નહિ, કને હોય તે દૈ દૈં,
છાંય ફૂલ ફળ જે કંઈ હોય કને દઈ છૂટિયે.
કાપે ડાળ ધોખો નહિ, નવી ઉગાડી જીવીએં
કાપનારને છાંય લે તો મીઠી ઠાળિએં
પૂજે કાપે, ભેદ નૈં, સૌને હરિરૂપ જાણીએ
ઝાડ છયેં ઝાડ જ રયૈં મેર હરિની માનીએ
મકન મસાણનું ઝાડ નૈં વાડીગવડા તણું
ચિતા દઝાડે હાડ (પણ) સહુ પર ઢાળી છાંયડી.'

હેમચન્દ્રાચાર્યથી આરમ્ભીને આજ પર્યન્ત ચાલતી ગુજરાતી કાવ્યયાત્રામાં અનેક કવિઓને એક કાવ્યસ્વરૂપ તરીકે કે છંદ તરીકે દૂહાએ આકર્ષિત કર્યા છે. ૨૪ માત્રા અને નિયમમાં બે, પરન્તુ વ્યવહારમાં ચાર ચરણોવાળા દૂહામાં કેટલાક કવિઓએ રઙ્ગ-બે-રઙ્ગી ભાવાનુભૂતિ અને વિચારતત્ત્વનો સંભાર ભરીને ગુજરાતી કવિતાની તાસીર બદલવવાનો પ્રયાસો પણ કર્યા છે. નર્મદ, નરસિંહરાવ, કલાપી, ઉમાશઙ્કર સુન્દરમ્ જેવા પણ્ડિત યુગીન-ગાંધીયુગીન કવિઓએ તેમનાં કાવ્યોના વાહન તરીકે આ છન્દને ઉપયોગ્યો છે. દલપતરામ વિશે તો કહેવાયું જ હતું 'રચ્યા રૂડા છન્દ દલપતરામે આધુનિક કવિઓ રમેશ પારેખ', વિનોદ જોશી, મનોહર ત્રિવેદી વગેરેએ પોતાની વિશિષ્ટ અનુભૂતિઓની અભિવ્યક્તિ માટે દૂહો પસન્દ કરીને પ્રયોગશીલ વલણ દાખવ્યું છે. આ પ્રકારનાં પરમ્પરિત અને પ્રયોગશીલ વલણો વચ્ચે રહીને મુકુન્દરાય પારાશર્યે પોતાના અધ્યાત્મ અને માનવજીવન વિશેના ગહન ચિન્તનને જે સમર્થતાથી દૂહાઓમાં શબ્દસ્થ કરવાની મથામણ કરી છે તેમાં તેમની ચિન્તક તરીકેની ધીર-ગમ્ભીર મુદ્રા (Image) તાદૃશ થયા વિના રહેતી નથી. આ અપ્રકટ રચનાઓ ઝડપથી પ્રકાશિત થશે તો પારાશર્યના વ્યક્તિત્વના એક અનેરા પાસાથી ગુજરાતી સાહિત્ય-પ્રેમીઓ અને અભ્યાસીઓ પરિચિત થશે. ❑

# કાવ્યસર્જનની પ્રક્રિયા

**મૂ.લે.એમી લોવેલ : અનુવાદક દક્ષા વ્યાસ**

'કવિતા કેવી રીતે સર્જાય ?' એ પ્રશ્નના જવાબમાં મારો સહજસ્ફુરિત ઉત્તર તદ્દન સાદો છે : 'હું જાણતી નથી.' પ્રશ્ન મને પુછાયો તેથી તે માત્ર મારી કવિતાને નિર્દેશીને જ પુછાયો હોવા છતાં જવાબમાં એથી કોઈ ફરક પડતો નથી. કેમકે તે કેવી રીતે સર્જાય છે તે વિશે હું જેટલું અલ્પ જાણું છું, તેટલું જ બીજો કોઈ પણ જાણતો હશે. હું જે કાંઈ જાણું છું, તે તો જે જાણવું જોઈએ તેનો લાખોમો ભાગ છે. ચેતનાના સ્પર્શ આગળ અમારો સંયોગ થાય છે અને કવિતાના ઉદયપથને સમજવા માટેનું તે નોંધપાત્ર અન્તર છે.

મિ. ગ્રેવ્ઝ માને છે તેમ કવિતા તે પરસ્પરવિરોધી વિચારોનું સમ્મિશ્રણ હોય કે સારા ટીસ્ડેલ કહે છે તેમ ભાવાવેગના અજમ્પા અને તાણમાંથી મુક્તિ કે તેનું તે પરિણામ હોય, અથવા પ્રોફેસર પ્રેસકોટે જે સાબિત કરવા આખું પુસ્તક લખ્યું છે તે દિવાસ્વપ્નની સાવ નજીકની ચૈતસિક અવસ્થામાંથી સર્જાતી હોય તો પણ કોઈનેય માટે તેનું ચોક્કસ વર્ણન કરવું અશક્ય છે. મારા પોતાના અનુભવને આધારે હું વિશ્વાસપૂર્વક એટલો દાવો કરી શકું કે તે દિવાસ્વપનની અવસ્થા કરતાં સમ્પૂર્ણપણે જુદી પોતાની રીતે લાક્ષણિક એવી અવસ્થા છે.

સાચું એ છે કે આમાં એક રહસ્ય છે અને એ અંગે કવિ પોતે જેટલો સભાન હોય છે તેટલું બીજું કોઈ હોતું નથી. કબૂલ કરીએ કે કવિ અમુક અંશે રેડિયો-એરિયલ જેવો હોય છે તરઙ્ગો પર આવતા અમુક પ્રકારના સન્દેશાઓ ઝીલવા સક્ષમ હોય છે. પણ તે એરિયલ કરતાં કશુંક વધુ હોય છે, કેમ કે તે આ સન્દેશાઓને કાવ્યરૂપે શબ્દોની ચોક્કસ ભાતમાં પરિવર્તિત કરવા શક્તિમાન હોય છે.

આ દૃષ્ટિએ કવિની વૈજ્ઞાનિક પરિભાષા આ રીતે આપી શકાય : કવિ અસાધારણ સંવેદનશીલતા અને સક્રિય અર્ધજાગ્રત ચેતનાવાળું વ્યક્તિત્વ ધરાવે છે. દુર્નિવાર સમ્પ્રજ્ઞતા દ્વારા એ પોષાય છે. અને એને એ પોષે છે. કવિઓમાં 'કવિતા આવી' એવો રૂઢિપ્રયોગ પ્રચલિત છે. આ રૂઢિપ્રયોગ એટલો ચવાઈ ગયેલો છે કે એવું કહેવામાં સંયમ રાખવાનું *કાળજીપૂર્વક શીખવું પડે. પણ ખરેખર તો મારી* સમજણ મુજબ કવિતા જે સમ્પ્રજ્ઞતામાંથી આવે છે તેને તે સૌથી સારી રીતે વ્યક્ત કરે છે.

કેટલીક વાર કવિતાને જન્મ આપનારા બાહ્ય ઉત્તેજકો જ્ઞાત હોય છે અથવા તેમનું પગેરું શોધી શકાય છે. એ કોઈક દૃશ્ય, કોઈક ધ્વનિ, વિચાર કે ભાવાવેગ સ્વરૂપે હોઈ શકે. ક્યારેક મૂળભૂત પ્રેરણાનું કાં તો વિસ્મરણ થયેલું હોય અથવા તે અનનુભૂત ગહન સ્મૃતિમાંથી ઊઠી હોય, જેની કોઈ નોંધ ચેતના પાસે ન હોય એવું બને, પરન્તુ આવો ગોપિત કે સઙ્કલિત ભાવાવેગ એ તેનો હિસ્સો છે. કેમ કે માત્ર ભાવાવેગ જ ચેતનાને કાર્યાન્વિત કરે છે. અર્ધ સમ્પ્રજ્ઞાત મન કેવી સાવધનાથી અને ચોકસાઈપૂર્વક કામ કરે છે તેની હું મારા સર્જન વેળા વારંવાર સાક્ષી બની છું. કોઈ દેખીતા કારણ વિના જ એક ખ્યાલ મારા માનસપટ પર પ્રગટે છે. દા.ત. 'ધ બ્રોન્ઝ હોર્સિસ.' ઘોડા કવિતા માટે એક સારો વિષય છે એવી મારું ચિત્ત નોંધ લઈ લે છે. પછી સભાન રીતે તેના વિશે હું કશું જ વિચારતી નથી. પરન્તુ એમ કરીને ખરેખર તો એ વિષયને મેં મારા અર્ધસમ્પ્રજ્ઞાતમાં દાખલ કરી દીધો – લગભગ કોઈ

ટપાલપેટીમાં ટપાલ નાખે તેમ. છ મહિના પછી કવિતાના શબ્દો મારા માનસપટ પર પ્રગટવા લાગ્યા. અજ્ઞાત શબ્દભણ્ડોળનો ઉપયોગ કરીને કહું તો, 'ત્યાં કવિતા હતી.'

કેટલાક કવિઓ તેમને સમ્બોધતા કોઈ ધ્વનિ સાંભળ્યાની વાત કરે છે, અને કહે છે કે તેઓ તો માત્ર શ્રુતલેખન જ કરે છે. મારી નાનપણની વૈજ્ઞાનિક તાલીમ મારા અલ્પ ચિત્રાત્મક શબ્દભણ્ડોળના ઉપયોગ માટે જવાબદાર છે કે કેમ કે પછી તેમની સર્જનપ્રક્રિયા મારા કરતાં જુદી છે કે કેમ તેની મને ખબર નથી, પણ હું કોઈ ધ્વનિ સાંભળતી નથી. હું શબ્દો ઉચ્ચારાતા જરૂર સાંભળું છું. એ ઉચ્ચારણ કોઈપણ પ્રકારના સૂર વિનાનું હોય છે. શબ્દો મારા માનસપટ પર ઉચ્ચારાતા જણાય છે, પરન્તુ કોઈ તે બોલતું હોતું નથી. આ પ્રભાવથી હું પરિચિત છું, કેમ કે હું શબ્દો સાંભળું છું; જ્યારે હું મારી જાતને વાંચી સમ્ભળાવતી હોઉં ત્યારે પણ. અને લખતી હોઉં ત્યારે પણ લખતી વખતે હું વારંવાર મેં જે લખેલું હોય તે મોટેથી બોલતી અટકી જાઉં છું. જો કે તે ભાગ્યે જ ખરેખર જરૂરી હોય છે, છતાં બહુ સ્પષ્ટ રીતે શબ્દો મારા માનસપટ પર પડઘાતા હોય છે.

ગમે તેમ પણ અર્ધજાગ્રત મન એ સૌથી વધુ સંવેદનપટુ અંગ છે. ઘણી વાર એ કોઈ કટોકટીભર્યા બિન્દુએ અટકી જાય છે અને એમાંથી બીજો કોઈ શબ્દ બહાર આવતો નથી. અહીં કવિની સભાન તાલીમ સક્રિય બને છે. જે અર્ધ સમ્પ્રજ્ઞાતે છોડી દીધું છે તેને તેણે સૌથી વધુ શક્ય તેવી યુક્તિપૂર્વક પૂર્ણ કરવાનું છે. પ્રત્યેક દીર્ઘકવિતા આવા છૂટક ખડ્ડકોવાળી હોય છે. તેથી ઘણી કૃતિઓમાં સર્જકે અસઙ્ખ્ય પુનર્લેખનમાંથી પસાર થવું પડે છે. કવિને આવો સઙ્ઘર્ષ કરતો જોઈને છૂપા ભાગીદાર એવા અર્ધજાગ્રત મનને તેના પર દયા આવે છે અને તે પુનઃ તેની મદદે આવે છે. કેટલીક વાર તે ચોક્કસ ખણ્ડમાં એણે ફરી કંઈ કરવાનું હોતું નથી. આથી જ કહેવું જોઈએ કે કવિ જન્મે છે અને બને છે. હમ્મેશ સક્રિય હોય એવી અર્ધસમ્પ્રજ્ઞાત કાર્યશાળા સાથે જન્મ્યા વિના કવિ ન બની શકાય. ઉપરાન્ત મિ. ગ્રેવની ભાષામાં કહીએ તો તેની પાસે છિદ્રો પૂરનારી લાપી જેવું જ્ઞાન અને બુદ્ધિપ્રતિભા હોવાં જોઈએ. છિદ્રો પૂરવાની આ પ્રક્રિયાનું કોઈ અવમૂલ્યન ન કરે. સારી કવિતાની એ શરત છે. છેલ્લાં ૨૫ વર્ષમાં મારા હાથમાંથી અનેક મહાન કવિઓની હસ્તપ્રતના પ્રથમ આલેખ પસાર થયા છે. તેમાંથી કોઈનાં પણ લખાણ આ પ્રકારની પ્રક્રિયા વિનાનાં જોવા મળ્યાં નથી. કીટ્સના 'ધી ઈવ ઑવ્ સેન્ટ ઍગ્નેસ'માં તો એવું કામ ઘણું થયું છે.

દીર્ઘકવિતા અર્ધજાગ્રત મનમાં તૈયાર થતાં ઘણો સમય લે છે. ટૂંકી કવિતામાં આ ગર્ભાધાનનો કાળ એકાદ દિવસ, તત્ક્ષણ કે વચગાળાનો કોઈ પણ સમય હોઈ શકે. શબ્દો એકાએક પ્રગટે છે અને એવું તાકીદનું દબાણ લાવે છે કે વિલમ્બ શક્ય જ હોતો નથી. તે તત્કાળ લખી લેવી જોઈએ, નહીં તો તીવ્ર યાતના, લગભગ શારીરિક પીડા પણ આવે છે. કાવ્યને યોગ્ય અભિવ્યક્તિ આપ્યા વિના એમાંથી છુટાતું નથી. કવિતા આવે છે ત્યારે હું જે કાંઈ કરતી હોઉં, જે કાંઈ લખતી હોઉં તે બધાંને બાજુ પર મૂકીને તેના ઉપર ધ્યાન આપું છું, તેની અવગણના કરતી નથી. મારું એવું બન્ધારણ થઈ ગયું છે કે બહાર હોઉં અથવા કોઈની સોબતમાં સક્રિય રીતે રોકાયેલી હોઉં ત્યારે કવિતા ભાગ્યે જ આવે છે. પરન્તુ હું જ્યારે એકલી હોઉં ત્યારે બહાર મેં જે કાંઈ કર્યું કે જોયું હોય તેના ઉપરનો ધૂંધળો ખ્યાલ પોતાની જાતે વ્યક્ત થવા લાગે છે અને હું શાંત અને અભિમુખ ન

બને ત્યાં સુધી રાહ જુએ છે.

હું ભાગ્યે જ મારા મનમાં રચનાને ગોઠવું છું. કવિતા આવી રહી હોવાનું લાગે છે કે તરત પહેલું કામ હું કાગળ-પેન્સિલ શોધવાનું કરું છું. કોરા કાગળ પર તાકી રહેવું તે અર્ધસંપ્રજ્ઞાત મનની જાગૃતિમાં મને વશીભૂત કરે છે. આ જ કારણે હું ચાલતી હોઉં કે ગાડી ચલાવતી હોઉં ત્યારે ભાગ્યે જ કાવ્યોને મઠારું છું. મને લાગ્યું છે કે એકાગ્રતા તે આ સમાધિ-અવસ્થાની પ્રકૃતિ છે. (જો કે અહીં સમાધિ એ બહુ અતિશયોક્તિપૂર્વકનો શબ્દ છે) અને તે હું ક્યાં જઈ રહી છું અને ક્યા સ્થળે મારે ઊતરવાનું છે જેવી બાબતોથી તૂટવી ન જોઈએ.

આપણે ટૂંકી કવિતા વિશે વિચારીએ છીએ ત્યારે અર્ધસમાધિની આ અવસ્થા કાંઈ વિસ્મયકારક લાગતી નથી. કૌતુક તો એ વાતનું છે કે દીર્ઘ કવિતાની રચનાવેળા આ સમાધિ-અવસ્થા અવરોધોને અટકાવી રાખે છે. કવિતા અનેક દિવસો અને અઠવાડિયાઓ લે એટલી લાંબી હોય ત્યારે તેને જારી રાખવા માત્ર લખવા બેસી જઈએ તો તે મનની ધારેલી આકૃતિ જન્માવે છે જે (મેં અગાઉ કહ્યું તે ખૂટતી કડીઓ ને બાદ કરતાં) છેવટ સુધી સુધારા માગે છે. બીજી બાજુ અર્ધસમ્પ્રજ્ઞાત જો તૈયાર ન હોય તો કોઈ પણ શક્તિ તેમ કરાવી શકતી નથી. આથી જ અનુપજાઉ સમયનો બધા કવિઓને અનુભવ હોય છે.

હું ચોક્કસ માનું છું કે કવિએ શક્ય તેટલું બધું જાણવું જોઈએ. કોઈ વિષય તેનાથી અળગો નથી. કોઈ પણ દિશાના જ્ઞાનની પૂર્ણતા હશે તો તેની કવિતામાં વધુ ઊંડાણ આવશે. હું માનું છું કે જૂનાં અને નવાં કાવ્યસ્વસ્વરૂપોથી તે સંપૂર્ણપણે ઘડાયેલો હોવો જોઈએ. પણ મારી દૃઢ સ્મૃતિ છે કે એણે તેની સ્વયંસ્ફુરણાત્મક પ્રકૃતિથી ઉપરવટ જઈ કદી પણ પ્રણાલિકાને માન આપવું જોઈએ નહીં. બધાં કરતાં તેને તેની પોતાની સચ્ચાઈ અંગે ચોક્કસ થવા દો. તેને કોઈ પણ જાહેર દાવાઓને નમવા ન દો – પછી તે ગમે તેટલા લોભામણા કેમ ન હોય. પછી તેને તેની અર્ધસંપ્રજ્ઞાત ચેતના સૂચવે તે પૂરી હિમ્મતપૂર્વક લખવા દો.

('Poetry and Poets'-માંથી)

# કવિ 'કાન્ત'ની કવિતામાં સત્યનું અવતરણ

પલ્લવી ભટ્ટ

'કવયઃ સત્ય શ્રુતં' વેદનું વાક્ય છે. કવિઓ સત્યને સાંભળે છે. સુન્દરમ્ કવિને મંત્રદ્રષ્ટા કહે છે. કવિનો શબ્દ પરાવાણી થઈને આપણી સમક્ષ આવે છે.

સાક્ષરયુગના મોટા કવિ 'કાન્ત'ના પાયાના ઉછેરમાં ભારતીય સંસ્કૃતિ અને તત્ત્વ-ચિન્તન છે. 'નર્મદા એક પ્રેમકથા' એ અપ્રગટ આત્મકથામાં એ લખે છે કે 'હું ન્હાનો હતો ત્યારે સવારે પથારીમાં સુતા સુતા કવિ મુકુન્દનાં પદો (કવિ કાન્તના પિતામહ) અને સ્તુતિ – શ્લોકો ગવાતાં તેની ઘેરી અસર મારા ચિત્ત પર થયેલી છે.'

રા.વિ. પાઠકે 'પૂર્વાલાપ'ના સમ્પાદનમાં આવૃત્તિ પાંચમી ૧૯૪૦ની પ્રસ્તાવનામાં કહેલું છે કે કવિ 'કાંન્ત સ્વભાવે અત્યન્ત ઋજુ, કોમળ સંવેદનશીલ. 'સત્યાન્વેષણ' અને ન્યાયનો આગ્રહ રાખનારા કવિ હતા.

આ કવિની કવિતા પૂર્વજીવનની વાત કહેતી 'પૂર્વાલાપ' અને ઉત્તર જીવનની વાત કહેતી 'ઉત્તરાલાપ' રૂપે પ્રગટ થવાની હતી, પરન્તુ કાન્તે પ્રથમ આવૃત્તિ જે પ્રગટ કરી તે 'પૂર્વાલાપ'ની પ્રસાદી રૂપે માત્ર ચાર જ કાવ્યો સાથે પ્રગટ થયેલી છે : 'વસન્તવિજય', 'ચક્રવાકમિથુન', 'અતિજ્ઞાન' અને દેવયાની.' તેમને મન એમની કવિતા કવિતાને પાત્ર ન હતી, તેથી ફાડી નાખેલી. એ યાદ આવતાં સ્નેહી અને મિત્રો પાસેથી મળતાં એ કાવ્યસઙ્ગ્રહ 'પૂર્વાલાપ' નામે પ્રગટ થયો, જેનું સમ્પાદન મુનિકુમાર ભટ્ટ અને રા.વિ. પાઠકે કરેલું. એક તરફ અક્ષરદેહ પ્રગટ થયો અને ક્ષરદેહ નાશ પામ્યો.

કવિ 'કાન્ત'ને હું સાડાત્રણ કાવ્યોના કવિ કહું છું, જેમાં 'વસન્તવિજય' 'અતિજ્ઞાન', 'ચક્રવાકમિથુન' અને 'દેવયાની' છે. દેવયાની કાવ્ય જે 'પૂર્વાલાપ'માં ઉપલબ્ધ છે તે અધૂરું છે. (કવિ કાન્તના અપ્રગટ કાવ્યોમાં તે સંપૂર્ણ છે. આ લખનારના મહાનિબન્ધ 'કાન્તનું ગદ્ય'માં આપણને મળે છે.)

કાન્તે જીવનનું રહસ્ય શોધવાની સતત કોશિશ કરી છે. તેમણે તેમના પૌરાણિક વિષયો લઈને બતાવ્યું છે કે પૂર્ણ સત્ય તે તો અખિલના 'સંવિત્'ની ધારામાંથી જ આવે છે.

'મહાભારત'ના પાંડુપુરમ્ના ૧૨૫મા શ્લોકોનો આધાર લઈને 'અતિજ્ઞાન', 'વસન્ત વિજય' કાવ્ય રચ્યાં છે. 'દેવયાની'નું વસ્તુ પણ પુરાણું (મહાભારતની કથાનું છે) છતાં એમાં કાન્તની વિભાવના ક.મા. મુનશી, ગુરુદેવ ટાગોર, ઉમાશઙ્કર જોશી કરતાં જુદી પડે છે. તેની વિશેદ વાત આગળ ઉપર કરીશું.

કવિ અને સન્ત અઢી અક્ષર પર જીવનમાં ચાલે છે. 'સત્ય' અને 'પ્રેમ' એ બેમાંથી એકને અપનાવે છે અથવા એની આન્તરસૂઝે બન્નેને અપનાવે છે, જેમ કાન્ત, સુન્દરમ્, નરસિંહ, ગુરુદેવ ટાગોર, શેલી, અને કીટ્સ પ્રેમને જીવનના એક ઉપરના સ્તરે અપનાવતા સ્થૂળ સપાટી પરનું જીવન એની સાથેના માનવ વ્યવહારો-લાગણીઓ આજીવિકા બધું જ હોડમાં મૂકીને અન્તરદીપથી આગળ વધે છે, જે કાન્તે એમના જીવનમાં આપણને કરી બતાવ્યું છે. પરમનો પાસ અને એનું મહત્ત્વ સમજાઈ જતાં અન્તરનો ભગવો ઘેરો બને છે અને અનાસકિતની ભાવના જીવનના પાયા પર દૃઢ થતી

જાય છે. તેથી જ જીવનમાં એની સામે જે કોઈ પડકાર આવે તેને સન્ત અમૃત તરીકે અપનાવે છે.

કવિ કાન્તે વેદ, ઉપનિષદ વાંચ્યાં પરંતુ એમને સ્વીડનબોર્ગનું તત્ત્વચિન્તન સ્પર્શી ગયું અને ત્રેવીસ-ચોવીશ વર્ષની વયે એમણે ખ્રિસ્તીધર્મ અંગીકાર કર્યો, જાહેરમાં સમૂહભોજન લીધું. એ એમણે અન્તરના સત્યને અનુસરીને કર્યું છે.

'વસન્તવિજય'માં જ્ઞાનનો ક્ષય છે. આ જ્ઞાન ભયગ્રસ્ત હતું, કિન્દમ ઋષિના શાપે વાનપ્રસ્થ જીવનનો સ્વીકાર હતો. આ જ્ઞાન ઉપરથી લદાયેલું હતું, જેથી પાણ્ડુની મનોમન્થનની ચરમ સીમા આપણને કાન્તે બતાવી છે :

'જાણું બધું પણ દીસે સ્થિતિ આ નવીન
મારું નથી બલ બન્યો જલ બ્હાર મીન.

અને આ પહેલાની પઙ્ક્તિમાં કહે છે :

'સૃષ્ટિસૌન્દર્યને જોતાં કૈં રોમાઞ્ચ થયું હતું
ઘણા દિવસનું પેલું યોગાન્ધત્વ ગયું હતું.'

અહીં કવિને અભિપ્રતે છે કે જે સત્ય અન્તરના ઊંડાણથી નથી સ્વીકારેલું તે સત્ય માનવીની જિજીવિષા સામે ટકી શકતું નથી. એથી મનની સ્થિતિ દ્વિધાત્મક અવસ્થામાં રહે છે-

'શાને થવું પતિત આશ્રમધર્મનાથી
સૌંદર્ય શું જગત શું તપ એ જ સાથી !'

તપનો સ્વીકાર કરવો છે, પણ સમ્પૂર્ણ તૈયારી હજુ નથી. એટલે પાણ્ડુનો પછડાટ બતાવે છે, જે ઉપરથી લદાયેલા જ્ઞાનની નિઃસારતા કવિ દર્શાવે છે.

'અતિજ્ઞાન'નો કવિ આપણને કહે છે કે

'ઉદ્ગ્રીવ દૃષ્ટિ કરતાં નભ શૂન્ય ભાસે
ઝાંખી દિશા જણાય, અનિષ્ટ પાસે,'

તેમજ

'ત્રિકાલનું જ્ઞાન હતું કુમારને,
નજીક આંખે નીરખે થનારને,
સ્વપક્ષનો દ્યુત વિષે પરાજય
વળી દિસે દ્રૌપદી માનનો ક્ષય.'

ભવિષ્ય, વર્તમાન અને ભૂતકાળનું 'જ્ઞાન સહદેવને છે. પાંચ પાણ્ડવોમાં સહુથી તે નાનો [illegible] જેથી,

'શિશુ સમાન ગણી સહદેવને
ખબર આ કંઈ ન કર્યા હતાં.'

નિયતિની ગતિ કેવી છે એ જે જાણે છે એને કહેવાની રજા નથી.

પૂછે તો જ કહી શકે અને તેથી જ-

'કરાય શું નિષ્ફલ જ્ઞાન સર્વ આ
થનાર ચીજો નવ થાય અન્યથા,'

કાન્તે અભિપ્રેત નિયતિને પકડી છે. કાલથી પર 'અચેતન'નું એક દૃઢ દર્શન છે તેની આ પ્રકાશની ધીરે ધીરે ઊઘડતી કેડીઓનું પ્રતિનિધાન કાવ્યખણ્ડો કરે છે.

આથી જ નિર્ભીકપણે બહુ સ્પષ્ટ રીતે જ્ઞાનની નિઃસારતા, અતિજ્ઞાનની પઙ્ગુતા, કાન્ત બતાવી શક્યા છે જે માણસના નિશ્ચિત નિત્યને બદલવા અસમર્થ લાગે છે. કોઈક એવી ક્ષણ એવી પરાશક્તિ છે જે આ બધાને અતિક્રમીને ભૂમણ્ડળના નિહિત સ્વરૂપને પ્રગટ કરે છે. એની સાથે જયાં સુધી તાદાત્મય સધાતું નથી ત્યાં સુધી માનવચક્ર આ પ્રકૃતિ કે નિયતિના કર્મના નિયમોના દાંતામાં ફસાયેલ છે એ ક્ષણોની બર્બરતા કાન્તે તેમની પૂરી કવિત્વશક્તિથી આપણને બતાવી છે.

'સતી બેભાન શય્યામાં ગંધથી જ પડી ગઈ
સૂતો જ્યોતિષી પ્યાલીને છાતી સાથે જડી દઈ.'
(અતિજ્ઞાગ)

'ચક્રવાકમિથુન' વિષે ન. ભો. દિવેટિયા કહે છે કે ચક્રવાક. યુગ્મને જીવાત્મા અને પરમાત્મા જેને

ઉપાનિષદમાં 'દ્વા સુપર્ણા' કહીને વર્ણવવામાં આવ્યાં છે. પ્રેમીયુગલ એ રૂપકનું સ્વરૂપ છે. અને તેથી રજની અને તિમિરમાં જ્ઞાનજ્યોત પ્રગટે છે. આ ભાવ મુખ્યત્વે 'ચક્રવાકમિથુન'ની કવિતામાં અભિતપ્રેત છે :

'ચાલો એવા સ્થલ મહિં, વસે સૂર્ય જેમાં સદૈવ
આનાથી અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ.'

સતત વસતા સૂરજની ખોજ કાન્તની ચેતનાને અભિપ્રેત છે. સૂરજ એટલે અંદર-બહારનું અજવાળું. જે રાબિયા સોયબહાર શોધતી હતી. તે, એણે કહેલું કે ભીતરે (ઓરડામાં) અંધારું છે માટે સોયને હું બહાર શોધું છું.

એવું જ કાન્તની આ પક્તિઓ છે :

'લાંબા છે જયહાં દિન પ્રિયસખી, રાત્રિએ
દીર્ઘ ત્હેવી.'
(ચક્રવાકમિથુન)

અને એ જ કાવ્યમાં આગળ

'આ ઐશ્વર્યે પ્રણય સુખની હાય ! આશા જ કેવી ! પ્રણયસુખ કયું, એ અહીં પ્રશ્ન છે. આપણી ઇન્દ્રિયગત વાતો કે શાશ્વતમાંથી અવિરત જગત પર વહેતો પ્રેમનો પ્રવાહ એ મુદ્દો કાન્તે ભાવક પર છોડ્યો છે; કારણ કે એમની નવી શ્રદ્ધાએ 'અચેતન' શબ્દનો જાગૃત પ્રયત્નને જોતાં અહીં આ વિગત તરફ દૃષ્ટિ જાય છે. કાન્તને મન પ્રણય એ પરમનું જ સ્વરૂપ છે. અને એ પામવા સર્વસ્વનું નિઃશેષ સમર્પણ અને 'હું'ની પાશવીતાનું વિગલન આ બન્ને ભાવો કાન્તના નિગૂઢમાં બહુ સ્પષ્ટ છે. એટલે તો ફનાગીરી એમણે સામેથી સ્વીકારી છે. કાન્તને પ્રેમનું આ જ આર્ત રૂપ અભિપ્રેત છે. જૂની વિભાવનાએ પ્રેમનું સાફલ્ય જણાતું નથી.

'અમિત એ અવકાશ તણી મહીં
ક્યંહિ જ ચેતન એક દિસે નહિ'
(ચક્રવાકમિથુન)

જીવનમાં સાંપડેલી નવી શ્રદ્ધા અસર કરે છે. સ્વીડનબોર્ગનના પુસ્તકની ઘેરી અસર કાન્તના સમગ્ર અસ્તિત્વ પર હતી. એટલે નવી શ્રદ્ધાએ જોમ ઉમેરાયું અને શ્રી હીરાબહેન પાઠક કહે છે તેમ આ કાવ્ય કળશ ઉપર ક્રોસ મૂકીને ગયું.

'અમિત એ અવકાશ તણી મહીં'
ક્યંહિ અચેતન એક દીસે નહીં,'
દ્વિજત્વની ખોજમાં નીકળેલા કવિને હવે
ઊંચાં પાણી મને સતાવે પિતા !

...

કૈંક નારકી દૃશ્ય બતાવે પિતા

...

મારી હોડી ખરાબામાં તૂટી ગઈ
મારી હિમ્મત છેક જ ખૂટી ગઈ
ભવસાગરે અન્ય આધાર નથી'

કોચલામાંથી બહાર નીકળવાની એક ક્રિયા પેલા જીવની છે. અને તેથી જ 'સામ'નામક કવિતામાં કવિ કહે છે-

'દોર મને તવ સત્યની માંહી'. એ સત્યનું તારણ હાથ લાગતાં બધે જ શાન્તિ અનુભવ થાય છે. અને 'અપાવરણને પ્રાર્થના' જન્મે છે-

'સુવર્ણમય પાત્રથી સત્યનું મુખ બંધ જે
ઉઘાડી આપતું પૂષન ! સત્ય ધર્મ દગર્થતે'

*

'વેદનાં વાક્ય બોલો તાતજી
અન્તરની શ્રુતિ ખોલો ઓ તાતજી

કહેતા કવિમાં એક પરમ શાન્તિનો અનુભવ થાય છે, પરમ આનન્દનો અનુભવ થાય છે. ત્યારે,

'અમે ઘેલા બધા ઘેલા પ્રભુની પાઠશાલાના
અમે ઘેલા અમે મેલા પ્રભુની પાઠશાલાના'
(પ્રભુની પાઠશાલા)

પ્રભુની પાઠશાળાનું શરણ અને ચરણ મળે છે ત્યારે ચારે પાસ અપાર શાન્તિ થાય છે. અને...

'આજ મહારાજ ! જલ પર ઉદય જોઈને
ચંદ્રનો હૃદયમાં હર્ષ જામે' (સાગર અને શશી)

તેમજ

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માંહિ સરતી
કામિની કોકિલા કેલી કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી
પિતા સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
તરલ તરણી સમી સરલ સરતી;
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !'

તેમજ આગળ કવિ કહે છે-

'નિજ ગગન માંહિ ઉતકર્ષ પામે'
(સાગર અને શશી)

પોતાનું કયું ગગન જે સત્યાન્વેષણથી ભરેલું છે ? અમૃતનું તત્ત્વ મળ્યું છે, અને જીવનઘટને એક મહાનટે તેની કૃપાએ પાર કર્યો છે. 'સર્વ સંતાપ' શમે છે.

'પિયુ પિયુ પરમ ગુંજ દિલને
જલમાં થલમાં સઘળી પલમાં'

એ પિયુ બહાર નથી, અંદર એકાકાર થઈ ગયો છે. એમાંથી 'દેવયાની' જન્મે છે. ક.મા. મુનશીની 'દેવયાની' પુત્રીસામોવડી છે. ટાગોરની દેવયાની ઋજુ છે. કહે છે કે ભલે તેં મને શાપ આપ્યો પણ તું સુખી થા. ઉમાશઙ્કરની દેવયાની પ્રગલ્ભા છે. કચને દુઃખ એ થાય છે કે તે એને અંન્યાય કરી રહ્યો છે, જ્યારે 'કાન્ત'ની દેવયાની ષોડશી છે, અને કૌમાર્યમયી છે. હજુ એણે પ્રણયનો સ્પર્શ જ અનુભવ્યો નથી, પ્રણયનો પ્રથમ રોમાચ્ચ એટલે ઈશ્વરતત્ત્વ સાથેનું અનુસન્ધાન. એ ભાવ કાન્તની આ કવિતામાં અભિપ્રતે લાગે છે.

આ કાવ્ય નવી શ્રદ્ધાએ વધુ ભાવની મુદ્રા ઊપસે છે. અપ્રગટ 'દેવયાની'ને આ સાથે ધ્યાનમાં રાખતાં, એમાં કવિત્વ લોપાતું જરાય નથી.

કાન્ત એમની પ્રગટ-અપ્રગટ કવિતામાં સત્ય અને પ્રેમ બે ભાવોને લઈને ચાલ્યા છે. તેથી એમની કવિતામાં શાશ્વત સત્યનું અવતરણ પૌરાણિક માધ્યમોની કવિતા 'કલ્પના અને કસ્તૂરીમૃગ', 'રમા' જેવાં કાવ્યોમાં પણ વ્યક્ત થાય છે. કાન્તે, પદ એગ્જની ગીતો, ગઝલ, કવ્વાલી, સૉનેટ, અને ખણ્ડકાવ્યો, લખ્યાં છે. પ્રાસઙ્ગિક કાવ્યો, એમણે ભાવનગર રાજ્યમાં શિક્ષણધિકારી હોવાથી લખેલાં છે. કેટલાંક ગાયનોમાં પણ આ નિર્મિતિ છે.

છતાં કાન્તની મથામણ હંમેશ સત્યની શોધ માટેની રહી છે. એમણે વેદ, ઉપનિષદ પણ વાંચ્યાં, ઋગવેદનું ભાષાંતર અંગ્રેજીમાં કર્યું (Arcana of VADAથીસિસ 'કાન્તનું ગદ્ય' છતાં એમને સ્વીડનબૉર્ગના વિચારો એમની ચેતનાના વિકાસને ધ્યાનમાં લેતા એમને યોગ્ય લાગ્યા, એટલે એમણે જીવન, મિત્રો, નોકરી, બધું જ હોડમાં મૂક્યું અને માત્ર સત્યના પુંજને જ એના અસ્તિત્વમા આરોહિત કરવાની કોશિષ કરી એ નાની અમથી વાત નથી, મોટા ગજાનું કામ છે. જીવનભર તેમણે અન્તરના તલથી સ્વીડનબોર્ગને સ્વીકારેલો જ રાખ્યો.

ફરી હિન્દુત્વ પ્રાપ્ત કર્યું, પરન્તુ ઈશુની કરુણા અને પ્રેમ એમના જીવનના અંત સુધી તેઓએ છોડ્યાં નથી, એની એમના અપ્રગટ પત્રો સાક્ષી પૂરે છે. દા.ત. સૌ નર્મદા પર લખાયેલા પત્રો, મુનિકુમાર પર લખાયેલા પત્રો, કરુણાશંકર માસ્તર, જટિલ, કલાપી પરના પત્રો એમની કરુણા અને પ્રેમની આરસીને વ્યક્ત કરે છે. આજે પણ સાડા ત્રણ કવિતાનો કવિ જો અમર હોય તો એમની સત્યપૂત ગિરાને પરામાં ફેરવવાની કીમિયાગીરીથી 

## રસાત્મકમ્

### ત્રણ કાવ્યો / રાજેન્દ્ર શાહ

### હે દેવરાજ

વ્યોમના હે અધિરાજ, હે વાસવ
આ તે કેવી વર્જના !
જાય રે ભાદર, નહીં રે વાદળ, નહીં રે તડિત્-ગર્જના !
શ્યામલ ત્હારી છાંયમાં આ દિન
હાય જ્યાં ભીના ભીના,
ત્યારે ખેતરની આ કોમળ કૂંપળ
તરસે પાણી વિના,
ખોળામાં ખેલનારની જાણી નહીં રે ક્યાંયે તર્જના !
ગગત ઘેરી આવ હે મેહા
મઘવા કીજે વર્ષણા;
વ્યાકુલ વિહગ-વેણમાં ઝીલી હૃદયની અમ અર્ચના.

### ઝાંખી

નેણ મ્હારાં ભરમાય :
એનાં તેજનો પાલવ લ્હેરિયાં લેતો
તેજનાં ભળી જાય
રે ઘેલાં નેણ મ્હારાં ભરમાય !
પાંપણને પલકાર નિહાળું રૂપ તણો અમ્બાર
પળ મહીં ભણકાર, લજ્યાનો સમસમે સૂનકાર;
કિરણને કર,
શીતલ તિમિર સુરમો શો અન્જાય !
આવતું એનું કે'ણ એવું કે મનમાં નહીં ચેન,
કોઈ સુરાનું ઘેન, મ્હારે નહિ દિન, નહીં અવ રેણ,
જાગતાં સરું સોણલે,
મ્હારી નીંદરું ઊડી જાય.
એની ઝાંખી ક્ષણ તણી, ચિર ઝંખાએ હાથ
તલસે અન્તર મ્હારું...
ઊઘડતી પાંખોએ આકુલ ગગન ભેટવા જાય.

### હવે

હવે પ્રહર દીર્ઘ, દીર્ઘ દિન, દીર્ઘ આ યામિની
અનિદ્ર; અવકાશની મહીં - ઉદાસ આસીન હું
અકેલ — ગત જિન્દગીની અવિરામ ગાથા લહું
થતી પ્રગટ પર્વ પર્વ ગ્રથી પ્રેતલીલા સમી
અબોલ, નહિ વાદ્યઝઙ્કૃતિ, તથૈવ ભાવેઝમી
અને ઋતુ : નળે વિલાસરત મેઘસૌદામિની.
અહીં ન અલકા, ન રામગિરિ, શાપશોકાર્ત હું
નહીં વિકલ યક્ષ; કિન્તુ અવ નભરૂપે નહીં
તું ભૂમિ પર આ; અને હું ધરી એ રહ્યો છું અહીં.
ન સ્પર્શ્ય, નહિ શ્રાવ્ય, દૃશ્ય નહિ, દૂર દેશાન્તરે
પ્રમાણ તવ-મૌન, લોચન ઢળેલ તે ઉચ્ચરે
ઉરે ઉભર્યું સર્વ, ને ત્વરિત જાવું, ના થોભવું.
અથાહ અવકાશમાં દગની કેટલે ક્યાં ગતિ ?
તિરોહિત તણી વ્યથામધુર અન્તરે સંસ્થિતિ.

### સૂર્ય પણ

ભરત પટેલ

કેટલી પાળી ભરે છે સૂર્ય પણ,
રાતને કાળી કરે છે સૂર્ય પણ.
કૈં અમસ્તો પૂર્વ-પશ્ચિમ ના ફરે,
આભમાં ચારો ચરે છે સૂર્ય પણ.
ઊડતા પક્ષી ઉપર પથરો પડે,
ને પીંછાં સાથે ખરે છે સૂર્ય પણ.
સ્વપ્ન છાનું કેમ રાખીએ કહો,
આંખના દરિયે તરે છે સૂર્ય પણ ?
એટલે રણમાં રચે છે ઝાંઝવાં,
આગથી ખુદની ડરે છે સૂર્ય પણ.
કોઈ તો છાયા બનો મારી હવે,
રંક થઈને કરગરે છે સૂર્ય પણ.

## વરસાદ-૧

શૈલેશ ટેવાણી

વરસાદ મારી આબરૂ લઈને રહેશે તો ?
ઘરનું આં એક છાપરું લઈને રહેશે તો ?

વરસાદ એ આ જળની જુદી જ જાત છે,
ટાણે જ તારું-મારું કહીને રહેશે તો ?

વાદળને નામ અફવા જુદાઈની જ વાતો,
મારી ફળીની બ્હારું જઈને રહેશે તો ?

વરસાદ એટલે સૌ ધીજી પ્રણય કથાઓ,
એનું જ નામ પ્યારું થઈને રહેશે તો ?

ડર છે અને ઓ માડી હું સહી નહીં શકું,
આંખો થકી અકારું વહીને રહેશે તો ?

## વરસાદ-૨

શૈલેશ ટેવાણી

એનો તો એનો થઈ રહે પણ આજ તો વરસ,
મારુંય નામ બાળ પણ તેનો થઈ વરસ

ગરજે તો ફટ કહું તને ભૂંડા અહીંથી જા,
ટીપાંને જે રડે છે તેનો થઈ વરસ

હું છું કવિ એથી કહું છું જૂઠ નહીં સહું,
તું છો જો સાચેસાચ તો સાચો થઈ વરસ

તારે કપાળ ટીલી હું જોઈ નહીં શકું,
વટનો સવાલ છે જો મનમૂક ને વરસ.

તોફાન જેમ નહીં હવે સીધે સીધો વરસ,
ઝરમર નહીં ન વાંછટ હઠમૂક ને વરસ.

## વાયુ

હસમુખ પાઠક

રાત અન્ધારી,
તારા આકાશે,
નિર્જન રસ્તે,
વૃક્ષની નીચે,
બાઈ બેઠેલી,
બાળ ખોળામાં.

પાન ખર્યાં,
વૃક્ષ કમ્પ્યું.
વાયુ સૂસવ્યો,
ધૂળ ઊડી રહી,
બાઈ હલી ગઈ,
બાળ ન હલ્યું.

અન્ધારી રાત,
આકાશે તારા,
રસ્તો નિર્જન,
વૃક્ષ ને વાયુ,
બાઈ ને બાળ,
સૂનમૂન.

## ક્યાં જશો ?

અશરફ ડબાવાલા

રાત સંકોરીને બોલો ક્યાં જશો ?
જાગરણ છોડીને બોલો ક્યાં જશો ?

રઙ્ગ તમને એક પણ લાગ્યો નથી,
પીંછીઓ બોળીને બોલો ક્યાં જશો ?

બિમ્બ પથ્થરમાં ય દેખાતાં હવે,
દર્પણો ફોડીને બોલો ક્યાં જશો ?

જાત ફમ્ફોસી અને સપનું ગયું,
ગામ ઢણ્ઢોળીને બોલો ક્યાં જશો ?

સોમરસ પીધા પછીની છે તરસ;
ઝેરને ઘોળીને બોલો ક્યાં જશો ?

## શ્રીફળ વધેરો

શિવજી રૂખડા

કુમ્ભ આવ્યો છે પરત, શ્રીફળ વધેરો;
ભાંગની ભ્રમણા તરત, શ્રીફળ વધેરો.

જાળ ગૂંથી છે અમે હાથે કરીને;
નામ આપ્યું છે ભરત, શ્રીફળ વધેરો.

સાવ કોરો કોસ કૂવામાં તરે છે;
મૂકજો પાછી વરત, શ્રીફળ વધેરો.

નેતરાં ખેંચીને થાક્યા હાથ છેવટ;
આંગળી થઈ છે વિરત, શ્રીફળ વધેરો.

મૌનની ભાષા વડે પડઘા પડે છે;
વિસ્તરે છે અનવરત, શ્રીફળ વધેરો.

## હે પ્રિય

ઉશનસ્

તુંહિ મુજ પરમાનન્દ
હે પ્રિય, તુંહિ મુજ ચરમાનન્દ,
વાણી તો મુજને જે મળી'તી
કેવળ શાન્ત સપાટ,
તળેઉપર તેં જ કરી ને
ઉચ્છલ આપ્યો ઘાટ,
તેં જ દીધો તેને છલકન્તી છાલક જેવો છન્દ.
હૈયું તેં આપ્યું તો એનો
હરખ ન ઓછો કાંઈ,
પણ હૈયે તેં પ્રેમ દીધો તે
હૈયે રૂહે ન સમાઈ;
સાગરભરનીથી અદકો તેં ઉત્કટ દીધો સ્પન્દ.
હાજરીમાં તુજ ઊઘડી જાયે
પ્રેમનું પોયણીફૂલ,
બિન્દુમાં પણ ભરતી ઊછળે
નિસ્તલ ને નિષ્કૂલ!
ઉશનસ્ ઝૂમામાં ઊંચકી લ્યો ભૂમામાં હે ચન્દ!

## તું ક્યાં સાંભળે છે ? / નિર્મિશ ઠાકર

એક પણ ખોલ્યું નહીં તેં દ્વાર, તું ક્યાં સાંભળે છે ?
ખળભળે છે યાદના વિસ્તાર, તું ક્યાં સાંભળે છે ?
રાતભર ગાતી રહે છે વદેનાની એક મહેફિલ
એ પછીના શ્વાસના ઉદ્ગાર, તું ક્યાં સાંભળે છે ?
જાતની ક્યાં વાત, એ તો શ્વાસ ના કોરો જવા દે !
છે વિરહની રાત ને મલ્હાર, તું ક્યાં સાંભળે છે ?
માત્ર વગ્ચાઈ ગયેલા શબ્દમાં જા સ્હેજ ઊંડે
એક ઝીણી વાગતી સિતાર, તું ક્યાં સાંભળે છે ?
'રક્તમાં પડઘાય છે જે, તે જ હું છું — તે જ હું છું !'
કોઈ પોકારે રહીને બ્હાર, તું ક્યાં સાંભળે છે ?

## વાડો

જગદીશ ત્રિવેદી

એક ભરવાડને એવી ટેવ
એકલદોકલ ચરતું
હૃષ્ટપુષ્ટ ભાળે જ્યાં ઘેટુંબકરું
હળવે હાથે પંપાળીને
ખભે ઊંચકી
નિજ વાડામાં લાવી પૂરે.
અને કદી જો-
વાડામાંથી છટકી જાવા
કરે પશુ કો કુદાકૂદ
કડિયાળી વીંઝી વીંઝીને
ડચકારો ડારે-
કે-
લીલમલીલાં તૃણતણખલાં
દૂર દૂરથી દેખાડે !
—એક ભરવાડને આવી ટેવ.

## કાગળલક્ષી છે

શિવજી રૂખડા

વાત પરપોટા સમી ને છળલક્ષી છે,
હાથમાં કેવળ ભરેલાં જળલક્ષી છે.
આ ત્વચા પર નામ શિલાલેખ થાશે,
કેટલી આ કલ્પના કાગળલક્ષી છે?
બારણે વાગ્યા કરે ખાસ્સા ટકોરા
કાન સરવા છે છતાં સાંકળલક્ષી છે.
વાત ફુગ્ગામાં ભરીને નીકળ્યા પણ,
ટાંચણી કાબેલ ને કુશળલક્ષી છે.
વારતા બાકસ ભરેલી છે મઝાની,
સાર એનો એટલે ઝળહળલક્ષી છે.

## પરબ
### જગદીશ ત્રિવેદી

રડ્યાખડ્યા
કોક કોક દાનવીર
હજીયે
વટેમાર્ગુની તરસ-અગન ઠારવા
બેસાડે છે પરબ.

પણ
આળસુનો પીર પેલો પરબિયો
સ્હેજ જ દૂર આવેલી
સ્વચ્છ શીતલ જલકૂંડી સુધી જવાની
તસ્દી જ લેતો નથી ને !
અને નજદીકમાં જ-
બારેમાસ ઊભરાતી ગટરના
મલિન દુર્ગન્ધાયેલાં પાણીથી
છલકાવી દે છે માટલાં !

થાક્યોપાક્યો
પ્રસ્વેદ-નીતરતો વટેમાર્ગુ
ખોબલે ખોબલે
ઉતારે છે ગળે
જીવલેણ રોગના ઘૂંટડા.

## માણસ
### 'રાઝ' નવસારવી

જુઓ ! ત્યાં છે અવસરની શોભાના માણસ
કશા ખપ વિનાના તમાશાના માણસ

ઉઝરડા છે કર્કશ અવાજોના કાને
ગયા ક્યાં એ મીઠા ટહુકાના માણસ ?

ફરેબી આ દુનિયાથી થાકી ગયો છું
મને લાવી દો પ્રેમભાષાના માણસ.

હું એકાન્તવાસી નથી પણ કરું શું ?
નથી મળતા મારી અપેક્ષાના માણસ !

અમારા મુકદ્દરમાં શીતળતા ક્યાં છે ?
છીએ 'રાઝ' વૈશાખી તડકાના માણસ.

## આ ગઝલ સંકેતરૂપે
### નિર્મિશ ઠાકર

ફિલ્મની જાણે કહાની ગોઠવું છું !
શ્હેર વચ્ચે જિન્દગાની ગોઠવું છું !

હોઉં તો સાબિત થવાનો મોહ શાથી ?
કેમ હું મારી બયાની ગોઠવું છું ?

હે ખુદા, લે દૃશ્ય આ વેઠી શકે તો !
ધર્મ સામે એક જ્ઞાની ગોઠવું છું !

હું નથી-ની વેદનાનો સ્પર્શ તો જો !
કાચ સામે ફૂલદાની ગોઠવું છું !

છોળની સ્પર્ધા ન બીજે ક્યાંય શોભે,
હોય સાગર ત્યાં જવાની ગોઠવું છું !

નિર્મિશાતી આ ગઝલ સંકેતરૂપે !
અન્યથા હું ક્યાં નિશાની ગોઠવું છું ?

## ખચ!
### લલિત ત્રિવેદી

ઝેર-કટોરો લઈને ખચ
જા સગપણની વચ્ચોવચ!

ટગલી ડાળે ગોતું સચ
કેવી તેં દીધી લાલચ!

પ્હેલા પણડમાં ડક્કો પાડ
તીરથ છોડી દે અધવચ!

વક્ષ સોંસરું ઝૂલે છે
સૂન ઓરડા જેવું સચ!

નહિ પરવત કે નહિ કરવત
ધડકનનું આ લાંબું લચ!

પૂછે ઝળહળ પડછાયો;
તેજતિમિરમેં ક્યા હૈ સચ?

જા ખૂણાને અજવાળે
તારી ઘેઘૂર સાંજથી બચ!

# તે દિવસો

પ્રાણજીવન મહેતા

સીમમાંથી સિસોટી વગાડતી
છીંકોટા મારતી ભકછૂક ગાડી
પસાર થતી ભાળું
ત્યારે મનમાં થાય
આગગાડી આઘા ખસવાનું કે'
કે પછી કને બોલાવે–
આગગાડીના સિસોટી-ઈશારા સમજાય નહીં મને.

આખીય સીમમાં સિસોટી
સિંહ-ડણક સમી ગાજી ઊઠે ઘડીકમાં.
માસ્તર પટમાં સોટી પછાડે ને
નિશાળને ખૂણે ખૂણે એના પડઘા પડે
બરોબર તેમ સીમને ખૂણે ખૂણે
સિસોટીના પડઘા ઘુમરાયા કરે.

વળી થાય, શું દોડી દોડી
એના પગે સણકા સબાકા ઊપડતા હશે
ને હાંફ ચઢતાં નસકોરાં ફુલાવી
પેલા કાળાભમ ધુમાડા છીંકતી હશે,
છીંકોટા ભેળા બળબળતા કોલસાના
તણખા ઊડે
તે એમ થાય કે આગગાડીને મોંએથી
આગિયા ઊડાઊડા કરે.

કળાય નહીં કેમે કરી આ આગગાડીનું
મને તો.

ઉપર જોઉં તો આભમાં
આખેપડખે કાળુંકાળું વાદળું
પથરાઈ જતું ભળાય.
પાટા ઉપર પૈડાં ને પૈડે ગાડી
આગ ઓકતી જાય દોડતી ભકછૂક
જાણે છૂછૂની રમત માંડી.
આંખના પલકારમાં સરી જાય
દૂર-દૂર-પણે...
વિચારું અન્દર બેઠું જણ
હીંચકે હીંચતું હશે,
ઘડી આંખ મીંચતું હશે
પળ...
ત્યારે બાપુનો હાથ મારે ખભે ખોડાય.
હું પાછો
સીમથી ઘર સુધી
ચૂપચાપ બાપુની આંગળી ઝાલી
આગગલીના ફેર આવવાની રાહ જોતો
ઘસડાતો ચાલું !

# તું જરા થમ્ભી જા

પ્રવીણા આર. ગાંધી

મેં એને કહ્યું કે, 'તું જરા થમ્ભી જા.
મને હમણાં સમય નથી...' તો પણ તે
શ્વાસે શ્વાસે
ચાલ્યું જ આવે છે... વણથમ્ભ્યું ચાલ્યું આવે છે.
અરે ! તેને કોઈનો ડર નથી !
પણ મને તેનો ખૂબ ડર છે. કારણ ?
હું સન્ત નથી... મહન્ત નથી.
એ તો...
હોઠે અડાડેલા પ્યાલાના પાણીના ઘૂંટે
કે મુખમાં મૂકેલા અધૂરે કોળિયે,
અધૂરે સાદે કે અધૂરે શબ્દે,
કે જીવનની અધૂરી વાતે,
અધૂરે પગલે કે અધૂરી પગદણ્ડીએ,
અધૂરે ઓરતે કે અધૂરે સરમાને
એ તો....
વણથમ્ભયું, વણ રોકાયું, વણ નોતર્યું
ચાલ્યું જ આવે છે... પાછલી....
કોણ ઝડપાશે, કોણ રખડશે, કે કોણ
ટળવળશે. શી ખબર ?
પણ એ તો ચાલ્યું આવે છે
મને તેનો ખૂબ ડર છે;
કારણ હું સન્ત નથી. મહન્ત નથી.

અરે ! ગજબ થઈ ત્યાં તો !

એના દોડતા આવવાના પડઘા પડ્યા ...
ને એણે તો લીધી મને બાથમાં...
પણ આશ્ચર્ય ! કેવું સુખદ આશ્ચર્ય !
ન તો મને તેનો ડર લાગ્યો કે
શું થશે ? કેમ થશે ? કેમ સહેવાશે ? કેમ જવાશે ?
ન કશું મનને ! ન કશું તનને !
ચિત્તની શાન્તતા, પ્રશાન્તતા, પ્રસન્નતા પૂરી કે...
મોહનાં ઘૂઘવતાં પૂર ઓસર્યાં
ન શોક રાખશો કોઈ, ન કલ્પાન્ત કરશો કોઈ
ન બોલાવી બધાંને હેરાન કરશો કોઈ
કહીને ખમાવી બધાં જીવને, સાંભળી નવકાર મન્ત્રો
સરી અરિહન્ત સ્મરણમાં, પહોંચી સમોસરણમાં !

ત્યાં તો ક્ષણ ક્ષણ બાથ સામે બાથ ભીડી
પુત્રે તેના બાહુપાશમાંથી જ છોડાવી !
પરમ સખાના પ્રેમના પાવિત્ર્યે,
પરિવાર ને સ્વજનોના પ્રેમે ઉગારી.
ખરે જ અન્તરે
શુદ્ધ પ્રેમનો વૈભવ માણ્યો,
જાણે એક ઉત્સવ માણ્યો,
મહોત્સવ માણ્યો !

## બે ગઝલ

### સતીન દેસાઈ 'પરવેઝ'

(૧)

દરિયા માફક શાણા થઈને પચ્ચાતોને મેલો
પરપોટામાં ફૂટે શાને ઇચ્છાનો આ રેલો !

આંખોએ અપનાવી લીધો રસ્તો સાવજ સ્હેલો.
લીલાંછમ સ્મરણોને પીને કરમાયો છે વેલો.

હોવું જો પર્વત જેવું છે ક્યાં લગ એને ઠેલો
ધોધ સમું ખીણોમાં ધસતા પડકારોને ઝેલો.

કિરણોને કાંતીકાંતીને છો દેશ્યો પ્હેરાવે
અજવાળાનો કસબી સૂરજ અન્ધારાનો ઘેલો.

મૂળો ઊંડે છાનુંછપનું પાળો બાંધે તળની
આકાશોની દીવાલોમાં બાંધે એનો ડેલો.

ફૂલોને સૂંઘ્યા કરવાનું કામ હવાને સોંપી
મોસમની માફક ઓ મનવા ઘરઆંગણમાં ટહેલો

યુગયુગથી ચિત્કાર કરે છે અન્દરનો આ માણસ
પડછાયાનાં પ્હેરણ પ્હેરી ક્યાં લગ ખુદથી કેલો ?

ગઝલોના સૌ આકારોને એ જ ઘડે છે અબતક
મત્લાનું ટાંચણ ટાંચીને મક્તામાં ફૂટેલો.

(૨)

એમાં અતાગ એવું ઊંડાણ હોય સન્તો,
મણકા ય ટેરવાંથી અણજાણ હોય સન્તો.

કાયમ ઉઘાડ શ્વસતાં બીડેલ દ્વારદ્વારો
અમથી તિરાડમાંયે ખેંચાણ હોય સન્તો.

વાણીમાં નિત વહે છો હોવાનું રિક્ત ઝરણું,
બે હોઠની વચાળે પાષાણ હોય સન્તો.

ઘુમરાય છે હજીયે આ પાર પાર વચ્ચે
જન્મોજનમ અજાણી જે તાણ હોય સન્તો.

મઘમઘતા સ્વરસૂરોનું આખું ગગન શ્વસી લો
શબ્દોમાં ક્યારે એવી રસ લ્હાણ હોય સન્તો.

બસ એ જ વીંધી જાશે અગ્યારમી દિશાને
જેની નજરમાં કોઈ ના બાણ હોય સન્તો.

લોચન બીડ્યાં પછી જે અજવાસ ઊઘડે છે.
તમને એ જાગરણની ક્યાં જાણ હોય સન્તો.

એમાં જ સાત દરિયાની ભાળ મળશે તમને
મોજાં, ન જળ, કિનારો ના વ્હાણ હોય સન્તો.

ગિરનાર ઓગળે છે 'પરવેઝ'ની કલમમાં
એની ગઝલમાં રાણક વઢવાણ હોય સન્તો.

### સતત / રાકેશ દેસાઈ

મેજ પર ચશ્માં પડેલાં તાકતાં સતત
દેશ્ય આગત કે વિગતને પામતાં સતત.

આપણી વાતોય જો હું નીરખી શકું,
રઙ્ગમઞ્ચ કૈંક નાટક જામતાં સતત.

બન્ધ ઘરમાં ભીંત પર પીળી છબી હશે,
ને ટકોરા બારણાં પર વાગતા સતત.

સ્વપ્નને સ્પર્શી શકે છે બન્ધ પોપચાં,
રાહ જોતાં ટેરવાં તો જાગતાં સતત.

કાવ્ય-સર્જનમાં જરૂરી છે ભલે કસબ,
શબ્દ જે પ્હેલા મળે તે ફાવતા સતત.

## બે ગીત

### ભગીરથ બ્રહ્મભટ્ટ

(૧)

અમે તમારું મૂંગું ગાણું તમે અમારો રાગ
તમે અમારી અન્દર ખીલ્યા અવસરનો થૈ બાગ.

પાંપણ પાછળ પાંખો ફૂટી
પળની ડાળી ઝૂલી !
કીકી નીચે શોણિત ધારે
સવાર અઢળક ખૂલી !

વહેતાં જળની વચ્ચે જ્યોતિ ! જળમાં ઝીણી આગ ?

અમે તમારાં ઊજળાં જળમાં
લથબથ લથબથ નાહ્યા,
તમે અમારા રોમરોમમાં
સરગમ હરદમ લાયા;

નાજુક નમણું ફૂલ ઊઘડતું શબદ નામનો ફાગ !

(૨)

કોણ લાવતું તાલ તાનના કોણ રેડતું રાગ ?
ઢાળ થઈને કોણ ઢળે છે ભીતર ખીલે બાગ ॥

પાંપણ નીચે કોણ ઝૂલે છે
ઝાંઝર બાંધી પળનાં
નાડી નીચે રૂમઝૂમ નાચે
ઝાલરિયાં ઝાકળનાં ?

અવરજવના અજવાળાનું નામ બીજું શું આગ ?

બન્ધ આંખમાં કોણ છાંટતું
સૌરભના બે છાંટા
એક ઘડીમાં ક્યાં છુપાતા
ફાળ ભરીને ફાંટા ?

નાભિ નીચે ગુલ થૈ મ્હોરે મોસમ-મઢ્યો શું ફાગ !

## ત્રણ ગઝલ

### પ્રફુલ્લ નાણાવટી

(૧)

પરિચય નથી કૈં અટકળ હશે એ,
લખીતઙ્ગ વગરનો જ કાગળ હશે એ.

અમે ખાસ ઝરમરને ઝીલવા ગયાતા,
ખબર સ્હેજે નહોતી કે ઝકળ હશે એ !

વદન ગૌર પર એક ટપકાનો મહિમા
હશે શ્યામ તલ ત્યાં કે કાજળ હશે એ ?

વર કોણ નાથી શકે ભીષ્મતાને
હશે ચક્રધારી કે વ્યણ્ઢળ હશે એ ?

પછી એક સેતુજ બન્ધાઈ જાશે
અગર જો ઉભયનું અઞ્જળ હશે એ.

(૨)

એક સન્નાટો બધે વ્યાપી ગયો.
હુંય કેવો સૂર આલાપી ગયો !

માનવી એ નોખી માટીનો હશે
મૂલ્ય પાયાનાં જે પ્રસ્થાપી ગયો.

આત્મહત્યાનો જ એ કિસ્સો હતો
મૂળમાંથી વૃક્ષ જે કાપી ગયો.

એમનાં તર્પણ નિરાળાં હોય છે,
તાપણાં વિનાય જે તાપી ગયો.

માપવાના ગજ સહુ ટૂંકા પડ્યા
ફક્ત પડછાયો મન માપી ગયો.

(૩)

આવજા અહીં અવનવી કોની હશે,
ને અસર હૂંફાળવી કોની હશે ?

કોણ આવ્યું ને અલપ ચાલ્યું ગયું
ને અદબ મેં જાળવી કોની હશે ?

કેમ લાગે છે બધું અહીં અજનબી,
તેં જગા જે ફાળવી કોની હશે ?

કેટલાં અહીં ઉપકરણ ભેગાં કર્યાં,
પાલખી શણગારવી કોની હશે ?

નામ લેવાની મના જ્યાં હોય છે
ત્યાં છડી પૂકારવી કોની હશે !

## પાનબાઈને

### વિષ્ણુ પટેલ

અમને મેલીને પાનબાઈ તમે તો સિધાવ્યાં, ને
અમારી વ્યથાનો નહિ પાર રે!
કરવું હવે શું પાનબાઈ કાંઈ નવ સૂઝે, ને
અમારી કથાનો નહિ સાર રે!
કુહુક રે દામોદર પાનબાઈ નાડી નાડી વાક્યા રે
મેલ રે કપાતો ના લગાર રે!
વણવા મથ્યા રે પાનબાઈ અમેયે ચદરિયા, પણ
ડગલે ને પગલે તૂટે તાર રે!
ઝેરનો કટોરો પાનબાઈ અધરે અડાડ્યો, પણ
હાથ રે કબૂલી બેઠા હાર રે!
ઘસી ઘસી ચન્દન પાનબાઈ ઘસી નાખ્યું આયખું રે
રઘુવીર ના'વ્યા એક વાર રે!
અન્ધારાં થઈ ગ્યાં પાનબાઈ અચાનક અહીંયાં તો
વીજળીના એળે ગ્યા ચમકાર રે!

## ખ્યાલ કાંટાળા....

### કિરીટ ગોસ્વામી

પોતપોતાની ઉપર પડદો બધા રાખે
સાવ 'હું'ને એકલો, અળગો બધા રાખે.

ખ્યાલ કાંટાળા યથાવત્ હોય છે મનમાં
હાથમાં કેવળ અહીં ગજરો બધા રાખે.

જે નહીં આવે ફરી, એવા સમય માટે
જીવમાં શાને સતત ખટકો બધા રાખે?

તું હૃદયમાં રાખશે તેથી લખું છું હું
યાદ મારી ના ભલે ગઝલો, બધા રાખે.

## એક પ્રોષિતભર્તૃકાનું ગીત

### યોગિની શુક્લ

જરાક વાગ્યો ઝોલો, હું શમણામાં અટવાઈ.
મારી બઈ, શું રે કરું?
કોઈ જોશીડો તેડાવો, કઈ પળમાં હું ભરમાઈ.
મારી બઈ, શું રે કરું?
અલપઝલપ કૈં આંબો મ્હોર્યો,
ચૈતર ચાંદો નીતર્યો,
વનવગડે હું એકલડી,
ચિઠ્ઠીમાં શ્રાવણ ચીતર્યો
કોઈ કાસદડો તેડાવો, હું વાદળ જોઈ પસ્તાઈ,
મારી બઈ, શું રે કરું?
આગળ ડુંગર પાછળ ડુંગર,
વચમાં કાટ્યો દરિયો;
વીજળી સીધી વરસી અન્દર,
રોમ રોમ પાનખિયો-
કોઈ વૈદડો તેડાવો હું ટહુકો કાં કરમાઈ,
મારી બઈ, શું રે કરું?

## ગઝલ

### દિનેશ દેસાઈ

સૂકી નદીની વાટમાં દરિયા ઊભા કદી,
તરસી હશે તો દોડતી આવી જશે નદી.

જડમૂળથી આવી ગયા છે ફેરફાર સૌ,
જેવી ઊછળતી કૂદતી એવી નથી રહી.

ને વાનમાં આવી ગયા તો કામથી ગયા,
એ કામ લે છે આમ તો મીઠી જબાનથી.

જે તાજગીથી તર હતા પીળા પડી ગયા,
જીવ્યા હતા એ જિંદગી કેવીય શાનથી!

જેની પડી'તી ટેવ એ પણ છૂટતી ગઈ,
એના અભાવોમાં હવે વીતી જશે સદા.

## પદપ્રાંજલિ

### હરીશ મીનાશ્રુ

૧

સાધો, ભરવૈશાખે તાપે
સંત કેવડાની કરવતથી ગરદન નમણી કાપે
અબઘડી ઊભાં હો તે સ્થળનું
પાડો નામ બનારસ
અડતાંવેંત પ્રજાળી મૂકે
એ પળ સમજો પારસ
હરિ છાપ્યા હૈયે તો મિથ્યા દુવારિકાની છાપે
આંખ ચૂઈ કે ઢળી ગઈ
અભિયંતર અમરતકુપ્પી
શબદ એક ભીતર ગાજે
તો બડી સબનસે ચુપ્પી
સમદરનાં નહીં, મરજીવા મોતીનાં પાણી માપે

૨

સાધો, સૃષ્ટિ સકળ વિસામે
દૂર હતો તે નિકટ, હતો જે વિકટ, દર્પણે ભાસે
ટોક્યો'તો સૌએ : ના ચડતો
મુરશિદ સંગ રવાડે
ધરમીને ઘેર ધાડ પાડશે
મરમી ધોળે દહાડે
એ રીઝે તો પરગટશે પૂનમનો ચાંદ અમાસે
પ્રેમી તો પીઠી સમજીને
ચોળે અંગ ભભૂતિ
અનુરાગીમાં અગન ભળે
ભભકી ઊઠે અવધૂતી
સાધુનું મન સુમિરનમાં જ્યમ કંસારાનું કાંસે

૩

સાધો, ભાંડચરિતમ્ ભણીએ
વાંઝણીએ પૂછયું કે દાયણ તમે કહો તે જણીએ
સોળ સજી શણગાર ઘૂમે
કાપુરુષની પરણેતર
પરપોટાથી પેટ ફૂલણજી
ને વંઠેલું વેતર
જણ્યા વિનાનું એક ચેલકું ઝૂલાવતી પારણિએ
અમાસથી આંજેલી આંખે
શું પૂનમ શું પડવા
લળી ઝરૂખે લટકાં કરતી
શું ભડ કે શું ભડવા
સાથળ સાવ ઉઘાડી પૂછે, ખોતરીએ કે ખણીએ

૪

સાધો, અમે પ્રેમના ભોગી
જરા આટલું જોગવી આપો, તરત જ થઈશું જોગી
વૈદ્ય એક એવો લાવો જે
ઓસડિયાં ના પ્રાશે
એક ઔષધિ એવી જેનાં
મૂળ ઝીણાં આકાશે
નિજાનંદથી ઊંહકારા ભરતો બસ એક જ રોગી
મૃગજળ ચાખ્યાં હોય નહીં
એવાં કોઈ મૃગની છાલા
સ્વર્ણમૃગયા રમ્યાં હોય નહીં
એવાં હરિ નિરાલા
બદરિફળ નહીં, તૃપ્ત થયાં હો જે અમને આરોગી

## આવીને તે
મેહુલ ત્રિવેદી

જેને ધોવા મિનિટ સરખી ફાળવી છે કદી ના,
તે લાગે છે ચકચકિત્ત, સૌ વાસણે જિંદગી આ !
જેના માથે વરસભર જ્યાં હાથ મૂક્યો જરી ના,
રૂડી કીધી અધિક ઘસતાં ચીજ તેઓ બધી આ.
કાઢ્યા, બાઝ્યા પડળ ઘરમાં વસ્ત્રની ઝાપટોથી
બોલે થાક્યા મન પણ હવે, આ બધી ઝઝ્ઝટોથી
કણટાળો કાં, અવસર તણી આટલી આફતોથી ?
લોકો વાટો યુગયુગ થકી દેખતા જે દિનોની.

આવીને તે ઝગમગ કરે રાતના રજ્ઞરૂપો !
ફૂટે ત્યારે કઠણ ઉરમાં સ્નેહના ત્યાં જ કૂપો.
ગોખી થીજ્યા તિમિર સઘળાં, ઓગળે કોડિયાથી
ચિન્તા તોયે નવલ સુખને તેજમાં શોધવાની
લેવી દેવી સરભર થતી ચોપડે આજ ભૂલો,
તોફાનોનાં અચરજ મઢી આવતી કાલ ઝૂલો.

## ખેલ મ બનો હતો
. રાવલ 'તુષાર'

પ્રશ્ન આખો ગેરસમજણનો હતો,
બેય વચ્ચે ફેર સમજણનો હતો !

એમના મનમાં હતું શું શી ખબર,
કેમ કાળોકેર અવઢવનો હતો ?

કોઈ અમથું કોઈને મળતું નથી,
એટલે કે ખેલ મતલબનો હતો.

લાગણી કૂણી હતી, બે મત નથી,
તોય કાં સદેહ સળવળતો હતો !

આમ તો બે હાથની તાળી હતી,
હાથ ત્રીજો કેમ તમતમતો હતો ?

જિન્દગીને સ્પર્શતી બાબત હતી
ને વિષય આ પ્રેમ ભવભવનો હતો !

## દૂરતાનું શું
ભરત વિંઝુડા

હાથમાં હાથ મિલાવેલી દૂરતાનું શું ?
ભીડમાં ઘેરી વળે છે તે શૂન્યતાનું શું ?

જો તમે એમ કહો છો સમાનતાનું શું ?
ભીંત ઉપરની છબીની મહાનતાનું શું ?

ક્યાં સમાઈ શકું છું હું હજીય બે ગર્જમાં
ને કરું યત્ન તો મારી વિશાળતાનું શું ?

એ કહે માંગ પરંતુ કશું ન માંગે છે
બેઉં બાજુની નરી આ ઉદારતાનું શું ?

એ જુએ છે ને કહે છે બધુંય સુન્દર છે
હું કહું એમ તો મારી સભાનતાનું શું ?

## મને
અશોક ચાવડા 'બેદિલ'

માણમાહી સે' છે અને તો પણ લડે મને,
મારો જ પડછાયો હવે કાયમ નડે મને.

હું એક તણખો આગનો બૂઝાઉં એકલો,
જઈને હવાને કહો તમે આવી અડે મને.

રેતીની ઢગલી રોજ હું થાક્યો કરી કરી,
વરસોનું ખોવાયેલ બચપણ ના જડે મને !

માણાપણાને એમ ક્યાં ભૂલી શકાય છે ?
મારી રહ્યું છે કોઈ જ્યાં મારા વડે મને !

જડમૂળથી કોઈ ઉખેડી ના શક્યું મને
'બેદિલ' ઉખેડ્યો આખરે મારી જડે મને !

## બે રચનાઓ

### ચતુર પટેલ

(૧)

એકાએક કૂતરું ભસ્યું
ને ચીરા પડી ગયા એકાન્તમાં।
મથું છું શોધવા એને.
ખીજાયેલા, રિસાયેલાં
બાળક જેવો પવન
હલબલાવી મૂકે.
બધું કરી મૂકે ઉપરતળે
ને-
હું પણ ફરફરું, ફફડું ધજા જેવો!
સામે રેતીના ઢગલા છે...
મથું છું રોકવા એને મારી કવિતાથી
કદાચ આવતી કાલે-
આ રેતી લીલોતરી બનીને-
ઊગી નીકળે
એની રાહ જોતો બેઠો છું
સામે, આકાશનું ઈંડું ફોડીને
સૂર્ય નીકળવા મથે છે.
આંબલીએ બેઠેલી દેવચકલીનો
તીણો અવાજ-
કૂદાકૂદ કરે છે મારી ચોફેર
ને હું તડકો ઊલેચવા મથું થું
પરસાળમાંથી!
ડાંગરની ક્યારીમાંથી
દેકારો બોલાવતી, દોડી આવેલી
મીઠી સોડમને
હાંકી જાય છે ગોવાળ
ધણ સાથે પાછી!
સામેના ઝાડ પર બેઠેલો લક્કડખોદ
ઠોલ્યા કરે છે મારી કવિતાને.
આટલાં વરસો પછી મને પોપટની
હયાતીનો ખ્યાલ હવે આવ્યો;
કારણ કે મારો એક એક અક્ષર
લીલા રંગનો થઈ ગયો છે.

(૨)

કેટકેટલાંને બતાવું કે-
આ પડછાયે કેટલું પજવ્યો છે
મને...!
ઘણી વાર થાય કે
લાવ એને પાણીમાં વ્હેતો મેલી દઉં!
હાથમાં આવે તો-
બચકાટી નાખું, ગોલું, લાતાટું-
ગુંદું, કચરું
પણ-
વ્હેંત જેટલો છેટો
મથું પકડવા, ને એ ભાલાળું હશે,
ને હું થઈ જાઉં લીરેલીરા!
મને થાય કે-
આપું થાપ હું શ્વાસને
વિખેરી દઉંઉ
મારા પોતીકા આકાશને!
મૂકી રેઢો પછવાડે ઊંઘતો એને
છાંને મને ભાગું, કરી ત્રાગું
છૂટકારો માગું
પણ
મને જ ફસાવે પડી પગમાં
પાછળ પાછળ દોડે
બની ગલૂડિયું...
હું પડું તો એ પડે
લંબાય ટેકરિયો થઈને
સામે પૂરવમાં... સાંજ ઢળંતા!
હસે લુચ્ચું કરે ખીખીઆરાં,
આળોટે ખીણો વચ્ચે
અથડાય પથ્થર પર
ખીલાય વૃક્ષની ડાળીએ,
પાંદડે પાંદડે સૂવે
પડતાં રાત-
શમણાં થઈને લૂંટે
રડાવે લોહિયાળ, નચાવે નાચ
લઈ હથેળીમાં
ને હું નાચું સાચેસાચ-
મથું તોડવા એને, તો ખુદ હું તૂટી પડું!
નફ્ફટ થઈને ચોરે મારી નીંદરને,
ભોંકાય ભાલોળે રૂંવે રૂંવે
હું ત્રાસુ તો કે' લે બગાસું આલું,
આલું તારી છાતીમાં ધરબોલો
તારો ધરબેલો ધુતારો ભૂતકાળ!
લઈ લે જા-
હાથવગા કરી લે, મારા વ્હેતા જખમોને
કહો શું કહેવું એ નફ્ફટને!!

## તાસીર
### જગદીશ ધનેશ્વર ભટ્ટ

હું જ આવ્યો ચાલતો મારી કને,
માંયલો સામો મલ્યો બારી કને.

સાચવીને આ ધરા પર ચાલવું,
કોક ભીતર ભોળવી આવી હણે.

તિમિરલીંપ્યા ઓરડે તરસ્યાં કરું,
તેજ-લીલા રાખશે રાજી મને.

લેરખીએ લ્હેરથી વાયા કર્યું,
શાન્ત તણખે આગ શી લાગી પળે.

કોકના હોવા વિશે ધાર્યા કર્યું,
આયનો તરડાય છે ધારી ક્ષણે.

પથ્થરોનું પીગળી પાણી થવું,
ટેરવાંની તે જ તો તાસીરને !

## મેં લખી પહેલી ગઝલ
### હરબન્સ પટેલ

તારી આંખોમાં ચમકતું વીજ વાદળ ને ઘણું
મખમલી કંઈ વિસ્તર્યું ને મેં લખી પહેલી ગઝલ.

શાન્ત જળને તીર બેસીને સ્મરણ તારું કર્યું,
નિજરૂપ જલપર ચીતર્યું ને મેં લખી પહેલી ગઝલ.

સ્વાતિબિન્દુ છીપ મધ્યે જઈ પડ્યું હળવેકથી
નિર્મળું જળ નીતર્યું ને મેં લખી પહેલી ગઝલ.

ચાંદની પૂરજોશ ને એ જૂઈના મણ્ડપ તળે
રૂપ અદ્‌ભુત નિખર્યું ને મેં લખી પહેલી ગઝલ.

બન્ધ આંખે ઝળહળ્યું સઙ્ગીત-વન ખૂશ્બુ થઈ
વિશ્વ સઘળું વિસ્મર્યું ને મેં લખી પહેલી ગઝલ.

## એ આશા તું છોડ !
### વિનોદ ગાંધી

જેવો પગ તેવો પથ મળશે એ આશા તું છોડ !
ઉનાળે જગ લથબથ મળશે એ આશા તું છોડ !

વચન પ્રમાણે વર્તે એવું સદા બને, કૈકેયી ?
એ જ હમેશાં દશરથ મળશે, એ આશા તું છોડ !

તારે તારી જાતે ખોલી જે તે સમજી લેવું,
શબ્દ પ્રમાણે અરથ મળશે એ આશા તું છોડ !

દરિયો છે તો તરવું પડશે, કોઈ તારશે શાને ?
હોડી તારી સમરથ મળશે એ આશા તું છોડ !

પાર્થસારથિ અને પાર્થ તું. છે કેવળ આ કુરુક્ષેત્રે
કૃષ્ણસહિતનો રથ મળશે એ આશા તું છોડ !

## ટહુકામાં જાગતી ભોર
### ‘ઉશના’

ગાઢ અન્ધારું ભલે ચારે તરફ ઘનઘોર છે;
પાતળી એને હજુ પણ એક રૂપેરી કોર છે.

નાવમાં ડૂબે નદી ને માછલી દરિયો ગળે,
અજબ એનો દોર છે ને ગજબ એનો તોર છે.

આભને આંબી જવાના ઓરતાનું શું કરું ?
હાથમાં એના જ મારા કનકવાની દોર છે.

બાગમાં ફરજે ભલે પણ ચિત્તને સમ્ભાળજે,
ફૂલ એના બાગના કહેવાય છે, ચિત્તચોર છે !

સાચવું તો કેટલી સદીઓ ભલા હું આંખમાં,
લે, ધરું શબરી તણાં એકાં ભલેને બોર છે.

એ જ તો મારી ગઝલનો સૌથી સુન્દર શે’ર છે,
મોરના ટહુકામાં જેમાં, જાગતી આ ભોર છે.

## દરિયો

### યશવન્ત ત્રિવેદી

નાળિયેરના ઝાડ પે લીલો વાયરો હીંચે, પર્ણોની મર્મરની ઘૂઘરી રણકે આઠે પ્હોર
જલપક્ષી જે દિશમાં ઊડે ઊછળે દરિયો સપનાંની આ કોર ને ઓલી કોર.

આજ અચાનક કૌતક દીઠું ઊઠતાં મોજાં આભ ને ભીતર પક્ષીઓ રમે જલની ભીતર જલની જેવું
જલમાં બોળી ચાંચને કરે જલની સાથે જલના જેવી છોળની જેવી વાતને ઊડે જલની જેવું કેવું

ઘડીક પક્ષી દરિયા જેવું ઊછળે ઘડીક દરિયો ઊડે પક્ષી જેવું આભને ઓલે છોર
નાળિયેરીના ઝાડ પે લીલો વાયરો હીંચે, પર્ણોની મર્મરની ઘૂઘરી રણકે આઠે પ્હોર.

ઘડીક પાણી ઊડતું ફટિક જેમ ને ઘડીક તરતું પક્ષી ઝળળ જાણે પાંખ ને આંખ મઢ્યા છે હીરા
આંખમાં એની દૂરથી આવે છાંય છે કોની? ફૂટતી કોની જલના જેવી પાંદડીઓમાં લખતી પાણ્ડુર જાય છે ગિર

ઊછળે અસીમ પાંખ પે એને ઝાલવા દરિયો ઊછળે આણી ઓર ને ઓલી ઓર
નાળિયેરના ઝાડ પે લીલો વાયરો હીંચે, પર્ણોની મર્મરની ઘૂઘરી રણકે આઠે પ્હોર.

## ઉન્મત્ત સમુદ્રનો શિખરિણી છન્દ

### યશવન્ત ત્રિવેદી

હું એ અશબ્દાને, એ અપરિચિતાને શોધું છું
મુમ્બઈના પ્રવાલદ્વીપની એ સર્વસુન્દર અનામિકાને-
જેના ગાલ પર વિસ્મયનાં ફૂલોની ઠીબોમાંથી ટપકતા હોય સર્વ રજ
અને જેની નાભિને સૂંઘતો ચૈત્રનો અશ્વ હણહણી ઊઠે શેષ પ્રહરોમાં
જેના દેહની ગન્ધેગન્ધે ફૂટી નીકળે પ્રભાતનાં પુષ્પોને પુષ્ટતા
મધમાખીઓના તીખા ડઙ્ખ સમા એના ઓષ્ઠદ્વય તમતમાવી મૂકે સૂતેલા યુગોને....
હું એ જ અશબ્દાને શોધું છું જેની વિશ્રમ્ભકથાના સંવાદો સાંભળું છું ચૈત્રને આઠે પ્હોર-

અન્ધકારમાં ક્યારીની માટીમાં જાણે રેડી દીધી છે કેવડાની ગન્ધ
સહસ્ર કન્યાઓની કામનાના પેટાવી દીધા છે દીપ આ મસૃણ અન્ધકારમાં
લીંબુની સુવર્ણ છાલ-શી ત્વચા પર મૃગશીર્ષ નક્ષત્રના નખક્ષતોનાં ચિહ્નો
અને જુહુના સમુદ્રમાં વહેલી પરોઢે સમ્ભળાતી ઉદ્દામ ચઞ્ચલ લહેરો-શો અવાજ પ્રકમ્પિત નારીદોહનો

હે અનિર્વચનીયા, હે અનામિકા, હે અશબ્દા,
તારી ભરતીના એકએક મોજા ઉપર મારી કવિતાના શબ્દને-
કહે, કઈ રીતે લખું ઉન્મત્ત સમુદ્રનો શિખરિણી છન્દ ?

| કવિલોક : સપ્ટેમ્બર-ઑક્ટોબર ૨૦૦૦

## મુન્ની રમે છે / હસમુખ રાવલ

પ્હેલી નવરાતરીમાં પેન્ટ-શર્ટ પ્હેરિયાં
દાંડિયા ન્હોતા તે લીધી તાલીજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
બીજા તે નોરતોમાં નવ વાગે ઊંઘિયાં
સપનાંને તાલ તાલી દેતાંજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
ત્રીજે તે રડી-લડી લીધા રઙ્ગ-દાંડિયા
રાસ રમે છે ધીમા તાલમાંજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
ચોથે તે ચાર સખી સાથમાં સજીધજી
ચોથી સોસાયટીમાં સઞ્ચરીજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
પાંચમે પાધરાં પાંચ વાગે પોઢિયાં
ઢોલીનાં જગાડ્યાં ના જાગતાંજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
છઠ્ઠે શણગાર કીધા મોતીના હાર સજ્યા
પપ્પા હતા તે પહોંચ્યાં પ્લૉટમાંજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
સાતમે સાત તાળી શીખતાં લળી-ઢળી
લેતાં રે રુમકઝુમક રાસડાજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
આઠમે આઠે-આઠ ચોકમાં ઘૂમી વળ્યાં
લ્હાણી ને ખાનપાન પામિયાંજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.
નવમે નવરઙ્ગ વાઘા ચણિયા-ચોળીના સજ્યા
ઝબક્યાં ફોટે ને નાચ્યાં વીડિયેજી
મુન્ની રમે છે રઙ્ગતાલમાં હોજી.

## ટાબરિયું / ગીતા પરીખ

એક ટીણિયું મીણિયું ટાબરિયું,
એનાં પગલાં ડગમગ થાય,
તોયે સૌનાં મનમાં જાય,
એક ડગમગ ડગતું ટાબરિયું !
એક ચમૂચમૂ ચમકતું ટાબરિયું,
એને એક ન આવડે બોલ,
તોયે સૌને કરતો કૉલ,
એક ઝીણું ઝબૂકતું ટાબરિયું !
એક મઘમઘમઘતું ટાબરિયું,
એની પાંખડી ખૂલે સ્હેજ
તોયે મ્હેકે એનું તેજ,
એક અજબ ગજબનું ટાબરિયું !
એક -----* નામનું ટાબરિયું

*(અહીં જેને ઉદ્દેશીને લખવું હોય તેનું નામ મૂકવું.)

## દિવાળી આવી / જગતૂમિત્ર

આજ દિવાળી આવી,
આજ દિવાળી આવી.
મસ્તી, મીઠાઈ, ફટાકડા
ને દીવડાઓને લાવી,
આજ દિવાળી આવી.
નાનાં-મોટાં સહુનાં મનમાં
ઉમઙ્ગ આજે છાયો;
બાલુડાંએ આજ ખુશીનાં
રાગ મધુરો ગાયો.
તહેવારોની રાણી આજે
સહુનાં મનમાં ભાવી,
આજ દિવાળી આવી.
દીવા પ્રગટતાં અન્ધારું તો
ઊભે પૂંછડે ભાગે,
અવગુણ એમ જ નાસે, હૈયે
ગુણદીવડા જો જાગે.
એવી દેવા શીખ જગતમાં
દીપાવલી પ્રગટાવી,
આજ દિવાળી આવી.

# અનુવાદ

## સૌન્દર્ય/ અનુ. રાજેન્દ્ર શાહ

Beauty is unberable
drives us to dispair
Offering us for a minuute
The glimse of an eternity
That we should like
To stretch over the whole of tuie
-Albert Camus

સમગ્ર આ કાળ પરે છવાઈને
ઝાંખી કંઈ શાશ્વતની કરાવીને
રહે, ગમે તે ઉરને નિરન્તર.
પરન્તુ એ તે સરી જાય સત્વર,
ને એમ, હા, આપણને હતાશ જે
કરે ખરે સુન્દરતા અસહ્ય તે.

Never say
There is mothing beautiful in the
world anymore,
There is always something
to make you wound in a tree
The tremubling of a leaf.
-Albert Sehweitgzer

એવું કદી ના બોલવું
વિશ્વમાં સૌન્દર્ય ક્યાંય નથી હવે.
એવું કંઈ છે વૃક્ષમાંહિ સદાયનું
જે મુગ્ધ તવ મનને કરે,
છે એક કોઈ પર્ણનું સ્પન્દન.

## કાવ્યસમક / મારીઆ વિત્તોરીઆ ઝૂરેત્તી

મૂળ ઇટાલિયન પરથી અનુવાદ : પ્રદ્યુમ્ન તન્ના

ફૂંક

સાંઠીકડાં સળગાવ્યાં
પણ ઊભરે છે કેવળ ધુમાડો
ભીનાં ધૂમ્મસ મહીં ભળી જતો.
ને તોય એક જીવન્ત ફૂંકે
ભભૂકી ઊઠે જવાળ
તાપી શકાય હાથ
ને એક પ્રસન્ન ઉષ્ણ ઝાંયે
ઝળકી રહે આપણ ગાલ

ગન્ધ

ગન્ધ, ચીડ અને ધૂમ્રની
ઊડતા પાંદ,
શ્હેરની સડક-ધારે
દર્ભ-કક્કરની કેડી પરે
પગલાંનો મુધરવ,
સપ્ટેમ્બરનો ઢળતો સૂરજ,
સ્વસ્થ, સક્કોડી ઊભો નિજી ફાલ,
મીઠી કો બોલ સમો આ માસ.
કપચી પરે વરસાદ
અને ભૂખરાં વાદળ થકી,
હિમપાતની રાહ જોતી
સ્હેજ મ્લાન-પ્રસન્ન આ પળ....
ગન્ધ, ચીડ અને ધૂમ્રની ઊભરે ભીતર.

સવારે વસન્ત

વૃક્ષોની કૂંપળો થકી
ડોકાતી રહે નવલ ઋતુ
જાણે કોઈ ભૂખર સ્વપ્નમાં
ઝબકોળી હરિત નજરું,
આજે,
આ સૂર્યહીન
આકાશ કાજે...

## પવન

ને ચગ્યો છે પવન
રસ્તે ધૂળની રમત.
અજ્ઞાત ભણી
ધકેલાતાં પાન,
માનવીની જિન્દગી સમાન....

## શાન્તિ

પડઘાયાં જરીક
જલ-વિહઙ્ગના
ઉષ્ણ કણ્ઠેથી સર્યાં સૂર,
અન્તિમ વહી ગયાં
એક સળવળ થઈ...
બરું બીચ લમ્બાયા
દેડકે વળતો છેડ્યો
એક ઘોઘરો બોલ
ને પાછી
ફરી વળી બધે
શાન્તિ ઝરણ-ભાઠાની,
સ્તબ્ધ સાંજ મહીં.

## ટીપું

નહીં જેવું,
તડકે ન્હાયું,
જળનું એક ટીપું...
સ્હેજ લળ્યું
ને ઢળ્યું.
ક્ષણીક
પ્રસન્ન આયુ....

## ખેત મહીં ક્રૉસ

કોક મરી ગયું છે
આહીં રસ્તા પરે
ઘાસ અને છોડવાં બીચ
ઊભો છે એક ધૂળિયો ક્રૉસ
કાષ્ઠ પરે ખોતર્યા નામવાળો
વરસાદ ને ધૂળ
ઉખેળતા રહે છે હરરોજ
પેલું મટોડિયું એંધાણ
પણ દેવદારને ઝૂલવતો વાયરો
ગાતો રહે છે દફનાયા છોરાનું ગાન,
આથમણે ઢળતો પેલો સૂરજ
રાખતા રહે છે એનું ધ્યાંન
ને પડખે સરી ચરતાં મેંઢાનાં મોં
દેતાં રહે છે હળવી બચીની લ્હાણ...
અકળ અન્ત ભણી જતાં આપણે
દેતાં જઈએ એને યાદનું એક ફૂલ !

## I am not there

Do not stand at my grave
and weep,
I am not there. I do not
Sleep. (1)
I am a thousand winds
that blow.
I am the diamonds glints
On snow.
I am the sunlight on
ripened grain.
I am the gentle autumn
rain. (2)
When you awake in the
morning hush
I am the swift uplifting
rush.
Of quiet birds in circled
flight.
I am the soft stars that
shine at night. (3)
Do not stand at my grave
and cry,
I am not there, I did not
die (4)

*-Stephen Cummins :*

## ના, ત્યાં નથી હું !

અટકો ન મારી કબ્ર પર આંસુ ન સારો;
ત્યાં નથી હું. હું નથી ઊંઘી ગયો. (૧)
વાયરા વીંઝાય હજ્જારો
હું તે છું.
હિમ પટે તબકી રહી જે રત્નકણિકાઓ
હું તે છું.
પક્વ અન્નકણે ડુંડેડૂંડે સૂરજ કિરણો હિલોળાતાં
હું તે છું.
ઝેણ્ય હળુ વરસે શરદ કેરી
હું તે છું. (૨)
આંખ ઊઘડતે ભળકડે ચૂપકી ચૉપાસ
મૂંગા પક્ષીઓની પાંખમાં જે તત્ક્ષણે
ફૂટે ગરગનમાં ઘૂમવાની પ્યાસ
હું તે છું.
તારલા જે હળુહળુ રાતે દમકતા
હું તે છું. (૩)
થોભો ન મારી કબ્ર પર, ના આંસુ સારો
ત્યાં નથી હું. હું નથી રે મૃત્યુ પામેલો કદી. (૪)

અનુ. કનુભાઈ જાની

## આસ્વાદ

# પરમ ઉદ્દેશનું કાવ્ય : 'નિરુદ્દેશે...'

ભરત મહેતા

નિરુદ્દેશે
સંસારે મુજ મુગ્ધ ભ્રમણ
પાંશુ મલિન વેશે...

ક્યારેક મને આલિઙ્ગે છે કુસુમ કેરી ગન્ધ,
ક્યારેક મને સાદ કરે છે કોકિલ-મધુર કણ્ઠ,
નૅણ તો ઘેલાં થાય નિહાળી નિખિલના સહુ રઙ્ગ,
મન મારું લઈ જાય ત્યાં જાવું પ્રેમને સન્નિવેશે...

પન્થ નહિ કોઈ લીધ, ભરું ડગ ત્યાં જ રચું મુજ કેડી,
તેજછાયા તણે લોક, પ્રસન્ન વીણા પર પૂરવી છેડી,
એક આનન્દને સાગરને જલ જાય સરી મુજ બેડી,
હું જ રહું વિલસી સહુ સઙ્ગ ને હું જ રહું અવશેષે...

-રાજેન્દ્ર શાહ

એકે હજારાંની જેમ એક જ શબ્દની પ્રથમ પઙ્ક્તિ કાવ્યની ઉપર વિજયપતાકા સમી ફરફરે છે. 'નિરુદ્દેશે' કાવ્યનાયકના દૃઢ નિશ્ચયના સૂત્રોચ્ચારની પ્રાણવાન અભિવ્યક્તિ છે. કાવ્યનાયકે ઉદ્દેશહીન બનીને શું કરવું છે ?

'સંસારે મુજ મુગ્ધ ભ્રમણ
પાંશુ મલિન વેશે...'

કાવ્યનાયકને સંસારનું ભ્રમણ કરવું છે. ભ્રમણની આગળપાછળનાં વિશેષણોમાં કવિએ નાયકની ચેતનાને સચોટ ઉપસાવી છે. કાવ્યનાયક ઉદ્દેશહીન છે, પણ નિષ્કામ કે નિષ્ક્રીય નથી જ. એને મુગ્ધ ભ્રમણ કરવું છે, વિદગ્ધ (જ્ઞાની)ની જેમ ભ્રમણ નથી કરવું. જ્ઞાની ભેદ પાડે છે, કાવ્યનાયકને ભેદભાવ વિના ફરવું છે. જ્ઞાની ગ્રન્થમાં બતાવ્યા પ્રમાણે નકશાહુકમ ફરે. મુગ્ધ અ-ગ્રન્થસ્થ ફરે. વિદગ્ધ એની વિદગ્ધતાના કારણે જ પૂર્વગ્રહિત થઈને બધું જોતો હોય છે. મુગ્ધ પૂર્વગ્રહોથી પર બનીને જુએ છે. કાવ્યનાયક નિજલીલયા ઘૂમવા માગે છે. જ્ઞાની દિલ્હી ફરવા જાય તો ચોપડીમાં બતાવ્યા પ્રમાણે ફરે. મુગ્ધ પથિક તો લાલ કિલ્લો જુએ પણ ખરો અને ન પણ જુએ. લાલ ટીનની છતવાળા કોઈ ધાબામાં 'સન્ત શ્રી અકાલ' કરી કોઈ પઘડીબાબુ સરદારજી સાથે લસ્સી પીને પાછોય ફરે. એને એ અનુભવ લાલ કિલ્લાને જોવા કરતાંય વધારે મહત્ત્વનો લાગે. આમ, 'મુગ્ધ' વિશેષણમાં કવિએ કેટકેટલું સૂચવી દીધું છે ! 'ભ્રમણ' ને લગાડેલું બીજું વિશેષણ છે 'પાંશુ મલિન વેશે.' જેને પામવું છે. એ સંસારની રજેરજમાં પલોટાયા વિના પમાય ખરું ? અ-ભેદભાવવાળું અખણ્ડ દર્શન કરવું હોય તો ઉપરચોટિયો પ્રવાસ ન ચાલે. મુમ્બઈના વાલકેશ્વરના સ્નેહલગ્નને નહીં, પણ એ સ્નેહલગ્નની ઠેકડી ઉડાડતી વેશ્યાબજારેય જોવી પડે. ગૅટ વે ઑવ્ ઇન્ડિયા જોઈ નાખવાથી મુમ્બઈનો પરિચય થોડો થાય ? દાદરથી વિરાર સુધીની ફાસ્ટ લોકલમાં લટકવુંય પડે, ટ્રાન્સફરેબલ ગૂડ્ઝની જેમ ફેંકાવુંય પડે, તો મુમ્બઈનો થોડો પત્તો પડે તો પડે. કાવ્યનાયકના દૃઢ નિશ્ચયવાળા 'નિરુદ્દેશ'ની સાથેસાથે 'પાંશુ મલિન વેશે' હોવાથી એની નિસબત વ્યક્ત થાય છે. આવી ઉદ્દેશહીન પણ નિસ્તબતપૂર્ણ યાત્રા શરૂ થયા પછી કાવ્યનાયકને શું શું જોવા મળ્યું, શું શું અનુભવવા મળ્યું ?

'ક્યારેક મને આલિઙ્ગે છે કુસુમ કેરી ગન્ધ,
ક્યારેક મને સાદ કરે છે કોકિલ મધુર કણ્ઠ'

કવિએ કલ્પનની મદદથી કાવ્યનાયકના સભર અનુભવને વાચા આપી છે. ફૂલ કેવળ સુગન્ધ આપતું નથી, પણ ગન્ધથી આલિઙ્ગે છે. સુગન્ધનો પ્રસાર એ ફૂલનો ઉદ્દેશ નથી, સ્વભાવ છે. કોયલ પોતાના મધુર કંઠથી કવિને સાદ કરે છે. મધુર કણ્ઠનો લ્હાવો આપવો એ કોયલનો ઉદ્દેશ નથી, સ્વભાવ છે. તેથી આ ઘટના નિઃસ્વાર્થ છે. કોઈ કલાકારને સાંભળવા માટે તો આપણે કિમ્મત પણ ચૂકવવી પડે છે. એમના માટે 'શો' કે 'નાઈટ' યોજાતા હોય છે. કોયલનો કણ્ઠ કાવ્યનાયકને નિઃશૂલ્ક સાંભળવા મળે છે. ચન્દ્ર એની ચાંદની, શીતળતા; સૂર્ય એનો પ્રકાશ, વૃક્ષ એનો છાંયડો ભેદભાવ વિના સહુને આપે છે. એ એમનો સ્વધર્મ છે, સ્વ-ભાવ છે. પ્રકૃતિના આવા વિધવિધ ખેલ જોઈ નાયક પુલકિત થઈ જાય છે.

'નેણ તો ઘેલા થાય નિહાળી નિખિલના સહુ રઙ્ગ'

નિરુદ્દેશે મુગ્ધતા અને નિસબતની જ મૂડી વડે ભ્રમણે નીકળેલા કાવ્યનાયકને જગતદર્શનમાંથી હવે સ્વધર્મ લાધે છે.

'મન મારું લઈ જાય ત્યાં જાવું પ્રેમને સન્નિવેશે..'

સ્વતન્ત્રતાની જાહેરાત કર્યા પછી, સ્વતન્ત્ર રહેવાની હિમ્મત દાખવ્યા પછી, પૂરી નિસબત હોવાથી કાવ્યનાયકને આ જવાબદારી સ્વીકારવાનો આનન્દ છે. જગતને ચાહતા ચાહતા મનને ગોઠે ત્યાં ફર્યા કરવું. આવો જીવનમાર્ગ કોઈ પસન્દ કરે અને પછી કહે છે કે, 'હું નિરુદ્દેશે જીવું છું' તો માની શકાય ખરું ? એ તો પરમ ઉદ્દેશનો પૂજારી થયો ગણાય. નિરુદ્દેશે મુગ્ધ ભ્રમણયાત્રાએ નીકળેલો કાવ્યનાયક યાત્રા દરમ્યાન જ પરમ ઉદ્દેશ લગી પહોંચી ગયો. એમાં નિમિત્ત તો એણે નિસબતપૂર્વક કરેલું જગતદર્શન છે. એની આ પ્રાપ્તિ એનામાં ખુમારી જન્માવે છે. એ આત્મશ્રદ્ધાપૂર્વક કહી શકે છે-

'પન્થ નથી કોઈ લીધ, ભરું ડગ ત્યાં જ રચું મુજ કેડી...'

કાવ્યનાયકે કોઈ પન્થ નથી લીધો, પણ એ પથિક તો છે જ. જૂનાજાણીતા પન્થસમ્પ્રદાયમાં એને રસ નથી. પન્થ સામે તિરસ્કાર પણ નથી. એમ હોત તો એ હારીથાકી પથિક મટીને આળસુ કે બેઠાડુ થઈ ગયો હોત. નિષ્પન્થ પથિક છે એ, નિરાધાર નથી એ; કારણ કે એને આધાર જોઈતો નથી. એનો બેલી એ જ છે. કવિનું એક કાવ્ય 'આપણા ઘડવૈયા-બાન્ધવ આપણે હોજી....' સુજ્ઞ ભાવકને યાદ આવી શકે. કાવ્યનાયકને ભોમિયા વિના જ ડુઙ્ગરા ભમવા છે છતાં ડર નથી. યાત્રા નિષ્ફળ જવાની જ નથી એની ખાતરી છે, કારણકે એની પાસે જગતદર્શન વડે થયેલી ચાહનાની પ્રાપ્તિ છે. જૂનાજાણી રસ્તે જવામાં પૂરી સલામતી છે. પણ કાવ્યનાયકને એ રસ્તાઓ પર નથી જવું. પોતાની નૂતન યાત્રા વિશે એ સાશઙ્ક નથી એ અર્થમાં કાવ્યનાયક વિશિષ્ટ પથિક છે. તેથી જ એ રણકતા અવાજે કહી શકે છે કે જ્યાં હું એક ડગ જ ભરીશ ત્યાં જ કેડી રચીશ. 'જ' એ કેવળ લયપૂરક લટકણિયું નથી, દઢનિશ્ચયી પ્ર-પૂર્ણ નિસબતવાળા પથિકને થયેલી પ્રાપ્તિથી બેવડાયેલી મક્કમતાનો એમાં રણકો છે. એ સ્વાભિમાન છે, મિથ્યાભિમાન નથી. આ આત્મશ્રદ્ધા પેલા જગતના અખણ્ડ દર્શનમાંથી પ્રાપ્ત થઈ છે. હવે એને સ્વધર્મ લાધી ગયો છે : જગતને ચાહતા ચાહતા ફર્યા કરવું. એણે ફરતા ફરતા એ પણ જોયું છે કે આ જગતમાં બધું જ કંઈ સદ્-સદ્ નથી, અસદ્ પણ છે, દુરિત પણ છે. આ લોક 'તેજછાયા' બન્નેનો બનેલો છે. પ્રકાશ અને અન્ધકાર બન્ને છે. જો પેલું ફૂલ, પક્ષી, ઝાડ, સૂર્ય, ચન્દ્ર કોઈ એની પરવા કર્યા વિના સ્વધર્મ સાચવ્યા કરતા હોય તો હું કેમ નહીં ? હું પણ મારી કાવ્યવીણા પર પ્રસન્નતાથી 'પૂરવી' રાગ છેડ્યા

કરીશ. રાજેન્દ્ર શાહે એમના એક કાવ્યમાં આ વાત વધુ સઘનતાથી મૂકી છે :

'આભ ઝરે ભલે આગ, હસી હસી ફૂલ ઝરે ગુલમહોર'

તેથી જ કાવ્યનાયક હવે પોતાની જાતને સહુના સદ્મમાં વિલસતી જુએ છે. એટલું જ નહીં, પણ અવશેષે પણ પોતાની જાતને જ જુએ છે. એ અર્થમાં એનો આ અનુભવ આધ્યાત્મિક (Metaphysical) છે. અ-ભેદભાવનું આ કાવ્ય છે. રાજેન્દ્ર શુક્લ એમની એક રચનામાં કહે છે :

નકાર કોઈનોય નહીં,
નિષેધ કોઈનોય નહીં,
હું સર્વનો સમાસ છું
હું શુદ્ધ આવકાર છું.

આવા અભેદભાવના કારણે જ કાવ્યનાયકને હવે 'જ્ઞાન' થાય છે કે 'એક આનન્દના સાગરને જલ જાય સરી મુજ બેડી...' જેસલ-તોરલના ભજનમાં પણ જો જેસલ એનો 'ધરમ સમ્ભાળે' તો બેડલીને બૂડવા નહીં દેવાની હૈયાધારણ તોરલ આપે છે. અહીં પણ કાવ્યનાયકે પોતાનો 'ધરમ સમ્ભાળી' લીધો હોવાથી એની બેડલી સડસડાટ સરી જાય છે.

ગુજરાતી કવિતાયાત્રામાં પણ આ કાવ્ય એવા તબક્કે રચાયું છે કે જ્યારે ઉદ્દેશવાળાં પણ નિસબત વિનાનાં અનેક ઘોંઘાટિયાં કાવ્યો થોકબન્ધ લખાયે જતાં હતાં. 'ધ્વનિ' સઙ્ગ્રહનું આ પ્રથમ કાવ્ય કવિની પ્રસ્તાવના છે. નિરઞ્જન ભગતનું 'હું તો બસ ફરવા આવ્યો છું' આની સાથે તુલનાવી શકાય. આ કવિબેલડીના બન્ને નાયકોની તુમાખી ઝીણી નજરે જોતાં ભારે મોટી જવાબદારી ઉપાડતાં કાવ્યનાયકોની તુમાખી છે, તેથી એ કબૂલ છે. રચનાને એના સમય-સન્દર્ભમાં જોતાં રવીન્દ્રદર્શનથી પ્રભાવિત રચના છે. 'નિરુદ્દેશે' પરમ ઉદ્દેશનું કાવ્ય છે. □

# અવલોકન

## ઘડાયેલી કલમની નીપજ 'મયૂરાક્ષી'

નીતિન વડગામા

છેલ્લાં બે દાયકાથી ગુજરાતી કવિતાક્ષેત્રે પ્રવૃત્ત પીયૂષ પણ્ડ્યા 'જ્યોતિ', તાજેતરમાં 'મયૂરાક્ષી' નામે કાવ્યસઙ્ગ્રહ આપે છે. આ પૂર્વે તેઓ 'નિમિષ', 'કસક' અને 'કદમ્બ' જેવા ત્રણેક કાવ્યસઙ્ગ્રો આપી ચૂક્યા છે.

સુવિદિત છે તેમ 'મયૂરાક્ષી' એ આમ તો, 'ગીતગોવિન્દ'ના રચયિતા કવિ જયદેવની જન્મભૂમિ કેન્દુલીનાં નજીક વહેતી નદીનું નામ છે. સંસ્કૃત સાહિત્યના પ્રથિતયશ કવિ જયદેવ પ્રેમના કવિ તરીકે સુખ્યાત છે. રાધા-કૃષ્ણને નિમિત્તે 'ગીતાગોવિન્દ'કાર જયદેવે ગાયેલો પ્રેમભાવ અજોડ છે. 'મયૂરાક્ષી' નદીને નિમિત્તે પીયૂષ પણ્ડ્યા પણ જાણે કે, 'ગીતગોવિન્દ'ની માફક પ્રેમ અને પ્રકૃતિને વિષય બનાવીને કવિતા કરે છ.

'મયૂરાક્ષી' કાવ્યસઙ્ગ્રહમાં કુલ છપ્પન કૃતિઓ ગ્રન્થસ્થ કરવામાં આવી છે. જે કૃતિ પરથી સઙ્ગ્રહનું નામકરણ કરાયું છે એ 'મયૂરાક્ષી' શીર્ષકની કૃતિને બાદ કરતાં પચ્ચાવન જેટલી કૃતિઓ પ્રમાણમાં લઘુકદની કૃતિઓ છે. જ્યારે 'મયૂરાક્ષી' એ સુદીર્ઘ રચના છે. સઙ્ગ્રહના ઉઘાડમાં મુકાયેલી 'મયૂરાક્ષી' એ જાણે કે કવિની મહત્ત્વાકાઙ્ક્ષી કૃતિ છે, તેમ એ કૃતિ કવિની નિષ્ઠાપૂર્વકની કાવ્યસાધનાની પરિચાયક પણ છે. કવિ અહીં, મયૂરાક્ષી નદીને સમ્બોધીને શરદ, હેમન્ત, શિશિર, વસન્ત, ગ્રીષ્મ અને વર્ષા છયે ઋતુની ગતિવિધિ આલેખે છે..

હેમન્તની શીતલ લહરી અને શિશિરની શીતકાય સ્થિતિની વાત કર્યા બાદ કવિ વસન્તને આ રીતે વધાવે છે-

> જીવન જગત સકલ ઉષ્મા તણા
> અઙ્કુર પ્રગટાવતા
> વસન્તના વાયરા વાયા,
> વસન્ત વૈતાલિકના ટહુકાર ગુંજ્યા
> વૃક્ષવૃક્ષે વેલીએ પુષ્પ ને મઞ્જરી મહેક્યાં,
> નવજીવન, નવચેતન, નવગીત ગુંજ્યા
> ને પુષ્પધન્વાએ શર સાંધ્યા, (પૃ. ૧૩-૧૪)

આગળ વધતાં કવિ, ગ્રીષ્મની અગનઝાળ, ઋતુરાણી વર્ષાની આષાઢી ઘટા અને શરદરાત્રિના ચન્દ્રપ્રકાશની છટાને પણ અસરકારક રીતે નિરૂપે છે.

આ કવિની કવિતા પ્રકૃતિ અને પ્રેમના બે મુખ્ય પ્રવાહોમાં જ વિશેષ ગતિ કરતી માલૂમ પડે છે. 'ગુલમહોર', 'વસુન્ધરાને અઙ્ગણે,' 'વસન્તવાયુ,' 'મઙ્ગલ પ્રભાતે,' 'સઘળે ગુલમહોર', 'ફૂલ' 'વરસ્યાં વરસાદ પછી' જેવાં અનેક કાવ્યોની પશ્ચાદ્ભૂ તરીકે કવિએ પ્રકૃતિની રમણાને ખપમાં લીધી છે, તો કેટલાંક કાવ્યોમાં પ્રકૃતિના પરિપ્રેક્ષ્યમાં કવિએ પ્રેમની વાત પણ કરી લીધી છે.

ફૂલની ફોરમતી પાંખે સૂર બનીને લહેરાતાં, મનમન્દિરમાં ઘૂમરકાતાં ને પ્રીત બનીને પરખાતાં તેમજ કુઞ્જકુઞ્જમાં હળવે રહીને મલકતાં ને વગડાપન્થે પલાશપુષ્પે રઙ્ગ બનીને છલકતાં એવા વસન્ત વાયુની મનોહારિતા અને માદકતાને કવિ 'વસન્તવાયુ'માં આલેખે છે; તો વરસાદ વરસ્યા પછીના શાન્ત વ્યોમ, તૃપ્ત ધરા, પુલકિત તૃણવર્ણ ને તરબતર વૃક્ષપર્ણની તેમજ વરસાદના પ્રભાવે પક્ષી-

પ્રાણી સૃષ્ટિની અને સકલ જગતની સ્થિતિ-ગતિનો આલેખ આપે છે. 'વરસ્યા વરસાદ પછી' કાવ્યમાં વરસાદ વરસી ગયા પછીની સૃષ્ટિની સ્થિતિ અંગેનું કવિનું સૂક્ષ્મ નિરીક્ષણ અહીં આ શબ્દોમાં વ્યક્ત થાય છે-

શાન્ત વ્યોમ,
તૃપ્ત ધરા,
પુલક્તિ આ તૃણવર્ણ
આનન્દ બન્દુ અંગ ધરી,
તરબતર વૃક્ષપર્ણ.
સમીર ચાલ-
ઊછળતું કો' ચોપગાળું બાળ ! (પૃ. ૬૯)

પ્રકૃતિની માફક પ્રેમ પ્રત્યે પણ જાણે કે આ કવિની કલમને પક્ષપાત છે. 'આ સન્ધ્યાના સાળુમાં સરતો / સૂર્ય એટલે પ્રેમ, / આ આમાસના અન્ધાર ભરતો / ચન્દ્ર, એ ય તે પ્રેમ' એમ કહીને, પ્રેમની શાશ્વતતાને અને પ્રેમપદારથની વિલક્ષણતાને ચીંધીને, પ્રેમને પરિભાષિત કરતા આ કવિ, ઘણી બધી પ્રેમવિષયક કૃતિઓ પણ રચે છે. 'ભીતર ભરીએ'માં, એકમેકમાં ઓતપ્રોત બનીને સભરતાનો સાક્ષાત્કાર કરવાની મનીષા આ રીતે પ્રગટે છે-

હે સુનામિકે !
ચાલ આપણે-
મનની આંખે વ્યોમે તરીએ,
તનની આંખે ઊંડે સરીએ,
અંગે અંગે ભીતર અભરે ભરીએ. (પૃ. ૨૬)

તો વળી, ક્યારેક કવિનું રંગદર્શી વલણ કવિ પાસે આવી પંક્તિ પણ પ્રગટાવે છે :

વિખરાતી પાંદડી ગુલાબની
જાણે વેરાતી ખાક મારા ખ્વાબની. (પૃ. ૨૨)

એવી જ રીતે, 'જરી મેઘ તમે આંજ્યો, 'કોકવાર આવજે !' 'નદીકિનારે', 'ઉર તરસ્યું' કે 'ઉરઝરણ છલકાય' જેવાં ગીતો પણ, રાધા-કૃષ્ણના ભાવપ્રતીકોના પરિપ્રેક્ષ્યમાં પ્રણયભાવને સુપેરે શબ્દસ્થ કરે છે. આ ગીતોમાં કવિ, પ્રેમાતુર નાયક-નાયિકાની ઝંખનાને અને ક્વચિત્ ઝુરપાને, કૃષ્ણ-રાધાને મિષે વ્યક્ત કરવા ચાહે છે. આવાં અનેક કાવ્યોમાં કવિ સ્વતન્ત્ર રીતે પ્રેમની અનુભૂતિને આકારિત કરે છે, તો 'પાંદડી', 'ગુલમહોર', 'અનુરાગ' 'લોનાવલામાં...' 'વસન્તવાયુ' વગેરે કાવ્યોમાં તેઓ પ્રકૃતિને પીઠિકા બનાવીને પણ, પ્રણયભાવને ગાવાનું પસન્દ કરે છે. 'અનુરાગ'માં, ઊઘડતું ઝાકળ અને મઘમઘતા રંગ-પરાગની સમાન્તરે ગુંજી રહેતા અનુરાગની અભિવ્યક્તિ છે; તો લોનાવલાના પ્રાકૃતિક પરિવેશમાં, પ્રિય પાત્રના સ્મરણમાત્રથી ઉદ્‌ભવતા આહ્‌લાદક રોમાઞ્ચને અભિવ્યક્ત કરે છે 'લોનાવલામાં...' રચના. વાદળથી આચ્છાદિત એવી લોનાવલાની સવારને નિહાળીને કવિસંવિત્‌માં સવાલ ઊઠે છે કે-

વાદળવેરી સવાર
આ વર્ષાથી,
વૃક્ષો-ઝરણ કલરવથી કે પદરવથી ?
શાથી ?
કે તારા ટહુકાથી ? (પૃ. ૨૮)

તો વળી, 'વસન્તવાયુ' નામક ગીતમાં વ્રજનારીના હૈયાના ચાઞ્ચલ્યને તથા રાધા-માધવની પ્રીતિને કવિ, માદક એવો વસન્તવાયુમાં એકરૂપ થતા અનુભવે છે-

વ્રજનારીને હૈયે હૈયે ચઞ્ચળ થઈ સઞ્ચરતા,
જમુનાજલની ભીતર થઈને ગહન તરંગે છલતા.
અવનીભરમાં રાધામાધવ થઈને શા દરસાયા !
એ વસન્તવાયુ વાયા.
(પૃ. ૮૩)

એવી જ રીતે, 'વાદળ', 'ગુલમહોર' કે 'ફૂલ'

ટલાંક મૉનૉઇમેજ અન્તર્ગત પણ કવિ, પ્રકૃતનાં જે તે તત્ત્વો નિમિત્ત બનાવીને પ્રેમભાવની અભિવ્યક્તિ પણ સાધે છે.

જીવન અને જગત વિશે કે અન્ય કશાંક તત્ત્વો વિશે વિમર્શ કરવાનું કવિવલણ પણ, 'મયૂરાક્ષી'ની કેટલીક કૃતિઓમાં છતું થઈ આવે છે. 'સૌન્દર્યને પીતાંપીતાં / સુન્દરતામાં પરિણમીએ / ભીતરના સંવાદી સૂરે / અમરસતાને પ્રતિક્રમીએ' એવી અભીપ્સા ધરાવતા આ કવિની કલમ, ક્વચિત્ કશાક દર્શનના દિશામાં પણ આગળ વધે છે. સચરાચર-વ્યાપ્ત એવા પરમતત્ત્વની વ્યાપ્તિ વિશે કવિ, ટૂંકમાં અને સહજ-સરળ રીતે કહી દે છે :

રઙ્ગ તું, રૂપ-ગન્ધ-સૂર તું,
દૃષ્ટિ તું ને દૃશ્ય તું.
ઉરે ઉરે વિરાજતો
ઉમઙ્ગનો ઉમઙ્ગ તું. (પૃ. ૨૯)

તો 'પ્રત્યેક ધબકારે અને અમિયલ ટહુકારે' સાક્ષાત્ થતું એ તત્ત્વ કવિને, સૌન્દર્યના શાન્ત સાગર મહીં વરસતાં સ્વાતિબિન્દુના રૂપમાં પણ પ્રતીત થઈ આવે છે. તો વળી, 'મઙ્ગલ પ્રભાતે....'માં કવિ, નૂતન યુગના અધિનાયકને, નવયુગના પરિમલ મહેકાવવા ને નવજીવનની જ્યોત જગવવા આર્દ્ર સ્વરે આરત પણ કરે છે.

પીયૂષ પણ્ડ્યાની કવિતાના શબ્દની પ્રતીતિ કંઈક આ પ્રકારની છે-

અનાહત ગુહાથી સર્યો શબ્દ મ્હારો
વયો શૂન્યનાં શૂન્ય રૂપે,
નિરન્તર સદા મૌનમાં ગુઞ્જનારો,
છતાં ને છતાં ક્યાંક છૂપે,
થશે વિશ્વ-અવકાશમાં ઘૂમનારો
અરૂપી છતાં ચૈતન્ય રૂપે (પૃ. ૩૧)

પ્રસ્તુત સઙ્ગ્રહમાંનાં કાવ્યો અન્તર્ગત પણ કવિ, નિસબતપૂર્વક શબ્દ સાથે કામ પાડતા ને કેટલાંક સ્થાનોએ કવિકર્મનો સમુચિત પરિચય આપતા માલૂમ પડે છે. હા, મુક્તક-સદૃશ કેટલાંક લઘુકાવ્યો — પઙ્ક્તિઓ અભિધાના સ્તરે ચાલે છે ત્યારે કવિત્વ ખોડઙ્ગાય છે, તો કેટલીક વાર કાવ્યભાવને માટે અનિવાર્ય ન હોવા છતાં પ્રયોજાતી પ્રશિષ્ટ પદાવલી આગન્તુક પણ જણાય છે. અલબત્ત, આવી કેટલાક સીમાઓને બાદ કરતાં કવિનો કાવ્યપુરુષાર્થ ધ્યાનાર્હ બને છે ને કવિની વિકાસગતિનો પરિચાયક પણ બની રહે છે.

(મયૂરાક્ષી : પીયૂષ પંડ્યા, 'જ્યોતિ', પ્રવીણ પ્રકાશન, રાજકોટ, પ્ર.આ. ૧૯૯૯, કિંમત : રૂ ૪૦)

❒

હેમન્ત વિ.સં. ૨૦૫૭ નવેમ્બર-ડિસેમ્બર ૨૦૦૦

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

## સદીની સમાપ્તિએ કવિતામાં કોલાહલ

વીસમી સદીની સમાપ્તિની સાથે બીજી સહસ્રાબ્દીની પણ સમાપ્તિ થાય છે. આ સો વર્ષના ગાળાની ગુજરાતી કવિતા પર નજર કરીએ છીએ ત્યારે એમાં કેવા કેવા વાંકવળાંકો આવ્યા તેનો સહેજે અંદાજ આવી રહે છે. ગઈ કોઈ પણ સદી કરતાં આ સદીમાં ગુજરાતી કવિતાએ ઝડપી પરિવર્તનો ઝીલ્યાં છે. આનું એક અને અતિ મહત્ત્વનું કારણ ઉચ્ચ શિક્ષણનો વ્યાપ અને વિવર્ધન છે. આ કારણે નવશિક્ષિત વર્ગ અંગ્રેજી કવિતા અને અંગ્રેજીમાં અનૂદિત અન્ય દેશી-વિદેશી ભાષાઓની કવિતાના વાચનથી વિશ્વકવિતાના સંપર્કમાં મુકાયો.

આ સદીના આરંભે કાન્ત, ઠાકોર અને ન્હાનાલાલ જેવા કવિઓ સંસ્કૃત અને અંગ્રેજીના સમ્પર્કે પોતાના પુરોગામીઓથી જુદા પડ્યા. કાન્તનું છન્દોવિધાન, બાનીસૌષ્ઠવ અને ઊર્મિનિરૂપણ નમૂનારૂપ બની રહ્યાં. એમણે ઓછું લખ્યું પણ અચ્છું લખ્યું. ન્હાનાલાલે ઊર્મિને બરાબર ચગાવી. એમની સુમધુર શબ્દાવલિ અને કલ્પનોડ્ડયનોએ નવો ચીલો પાડ્યો. છન્દોલયના પ્રભુત્વની સાથે છન્દમુક્તિનો પ્રબળ પુરુષાર્થ કરી ડોલનયુક્ત ગદ્યશૈલીમાં નિજી મુદ્રાની કેટલીક સફળ કાવ્યરચનાઓ આપી. ઠાકોરે તત્કાલીન ઊર્મિલતાના અતિરેકમાંથી ગુજરાતી કવિતાને વિચારોર્મિ તરફ વાળી અને પ્રવાહી પદ્ય દ્વારા તેમાં આગવું આરોહણ કર્યું. વળી, એમણે સફળ સૉનેટરચનાઓ આપી એ કાવ્યપ્રકારમાં અનેક અનુગામીઓને સર્જનપ્રવૃત્ત કર્યા. આ ત્રણેય સીમાસ્તંભરૂપ કવિઓને તેમના ગાળામાં અને ત્યાર પછી પણ સફળ-અર્ધસફળ-અસફળ અનુગામીઓ

મળ્યા. આમ. ગુજરાતી કવિતા એક તરફથી છન્દોબદ્ધ અને છન્દમુક્ત સ્વરૂપે વિકસતી ગઈ તો બીજી તરફથી મણિલાલ-બાલાશઙ્કર-કલાપી આદિ કવિઓએ ગઝલના પ્રકારને ફારસીશાયી ઢબે સ્વીકાર્યો અને આગળ વધાર્યો. એમાં પણ ઇશ્કે હકીકી અને ઇશ્કે મિજાજી ઢબની રચનાઓ મૌલિક અને અનુકરણાત્મક સ્તરે મળવા લાગી.

તો આ વાતાવરણને ગાંધીના આગમને નવી દિશા આપી. રાષ્ટ્રિય-સામાજિક ચેતના સઙ્કોરાઈ અને કેવળ આત્મલક્ષી ઉદ્ગારોને સ્થાને માનવ અને માનવજાત કેન્દ્રમાં આવ્યાં. ગાંધીની સર્વક્ષેત્રીય વિચારસરણીએ કવિતા પર મોટો પ્રભાવ પાડ્યો. વિષયસામગ્રીથી ભાષાશૈલી સુધી આ પ્રભાવ વિસ્તર્યો. મેઘાણીએ સૌરાષ્ટ્રની લોકબાની અને લોકપરિસરને પુનઃ તાજાં કરવાની સાથે રાષ્ટ્રિય-સામાજિક સભાનતા તારસ્વરે રજૂ કરી. પણ સુન્દરમ્-ઉમાશંકરે કવિતાને ગાંધીરાહે પણ કલાત્મકતાથી ઉપાસી. ગુજરાતી કવિતા તેમના થકી નવું પરિમાણ પામી. શ્રીધરાણી, હરિશ્ચંદ્ર અને પ્રહ્લાદ પારેખ જેવા ખમતીધર સર્જકોએ નિજી રાહે ગુજરાતી કવિતાને આગળ વધારી. એમાંય પ્રહ્લાદ પારેખના સઙ્ગ્રહ 'બારીબહાર'ના પ્રકાશનથી ગુજરાતી કવિતાક્ષેત્રે નવી આબોહવા સર્જાઈ. ગાંધી-અનુપ્રાણિત કવિતા હવે સૌન્દાર્યાનુપ્રાણિત થવા મથે છે. આ ધારાની ઉત્તમ ઉપલબ્ધિ રાજેન્દ્ર શાહમાં અઙ્કે થઈ. નિરઞ્જન ભગત અને રાજેન્દ્ર શાહની કવિતાએ છન્દોલય અને વિષયનિરૂપણની રીતિમાં આગવાં શિખરો સર કર્યાં. ગીતની નવી જ આબોહવા જામી. ગીતના પ્રકારને સાહિત્યિક કોટિએ મૂકી આપવાનું મહત્ત્વનું કાર્ય આ બન્ને કવિઓએ કર્યું. એની સાથે નિરઞ્જન ભગતમાં નાગરી સભાનતા અને એનાં આલેખનનાં પ્રાગડ ફૂટ્યાં. આમ, આધુનિકતા તરફની ગતિનાં મણ્ડાણ થયાં. એ જ ગાળામાં બાલમુકુન્દ, પ્રિયકાન્ત, નલિન, હસમુખ આદિ કવિઓએ પોતપોતાની રીતે આ પ્રવાહને પુષ્ટ કર્યો. ઉશનસે સતત સર્જનશીલ રહી મુખ્યત્વે છાન્દસ કવિતામાં સન્માન્ય સ્થાન પ્રાપ્ત કર્યું તો જયન્ત પાઠકે નાગરી અને નિજી તળપદી ભાવસૃષ્ટિનાં સંમાર્જિત કાવ્યો આપ્યાં. હરીન્દ્ર દવેએ ગીત-ગઝલ-છાન્દસમાં પોતીકો કણ્ઠ કેળવ્યો તો સુરેશ દલાલે કેટલાંક સુન્દર ગીત રેલાવ્યાં.

પરન્તુ સાતમાં દાયકામાં હવા બદલાઈ. લાભશંકર-સિતાંશુની કવિતાએ આધુનિકતાનો સફળ આવિષ્કાર પ્રકટ કર્યો. લાભશઙ્કરમાં શૈલીપ્રાસચાતુર્ય અને પ્રાચુર્ય ધ્યાનપ્રદ બન્યું તો સિતાંશુમાં પરાવાસ્તવની ભૂમિકાએ નવપ્રસ્થાન થયું. એ જ ગાળામાં આદિલ, મનોજ, ચિનુ મોદી, રાજેન્દ્ર શુક્લ આદિએ પારમ્પરિક ગઝલને પ્રયોગલક્ષી બનાવી નવા વિષયવસ્તુ અને નવી અભિવ્યક્તિથી ચીલો ચાતરતી કરી. મહેફિલિયા કે મુશાયરિયા ગઝલને ગમ્ભીરતાથી આરાધવાનું બન્યું. ચન્દ્રકાન્ત શેઠે એ કાળે નિજી અભિવ્યક્તિ-મુદ્રાથી ધ્યાન ખેંચ્યું. તો સાતમા દાયકાના અન્તભાગે લોકલય અને લોકબાનીના છાક સાથે રમેશ પારેખનું આગમન થયું. એમની મદોન્મત્ત સર્જકતાએ ગીત-ગઝલ-છન્દોબદ્ધ અને ગદ્યકાવ્યમાં વિવિધ તરાહો પ્રકટાવી અને કલ્પનાનાં તિર્યક ઉડ્ડયનો અને ભાષાશૈલીની બળૂકી તાજપ સાથે અનેક નવીન કવિઓને આકર્ષ્યા.

ભાનુપ્રસાદ પંડ્યા, હરિકૃષ્ણ પાઠક આદિએ પણ ગીત અને છાન્દસ રચનાઓમાં સૌન્દર્યલક્ષી કવિતાધારામાં અનેક સફળ રચનાઓ આપી. જગદીશ જોશી, વિપિન પરીખ, પન્ના નાયક, દિલીપ ઝવેરી વગેરેએ પણ પોતપોતીકી રીતે ગુજરાતી કવિતાને આગળ વધારી છે.

આમ, આ સદીના પોણા ભાગમાં ગુજરાતી કવિતા વિસ્તરતી અને વિકસતી રહી. પરન્તુ છેલ્લા બે દાયકાના કવિતાપ્રવાહને જોતાં જણાય છે કે ગદ્યકાવ્ય, ગીત અને ગઝલનો ફાલ સૌથી વધુ માત્રામાં ઊતર્યો છે. ગદ્યકાવ્ય, ગીત કે ગઝલ સામે શો વાંધો હોઈ શકે ? પણ ખાટલે મોટી ખોટ એ રહી કે આ કાવ્યપ્રકારોમાં જે સર્જનો મળવાં લાગ્યાં તે મહદંશે બીબાંઢાળ બની ગયાં. એમાંથી જાણે પ્રાણ ચાલ્યો ગયો. કેવળ ખોળિયાંની ખલક ઊભી થવા પામી. નૈસર્ગિક કવિતાતત્ત્વને સ્થાને કૃતકતાએ આ કાવ્યપ્રકારોનો કબજો લીધો. અતિશયોક્તિ કરીને કહેવું હોય તો કહી શકાય કે આ બે દસકામાં સાચાં કાવ્યો કરતાં બોદા કવિઓની સંખ્યા વધી પડી. નવાગન્તુકો નજીકના પુરોગામી સબળ અને સફળ સર્જકોના નિષ્પ્રાણ અનુકરણમાં પડી નામકમાઈની ભ્રામક ચેષ્ટામાં સરી પડ્યા. આમાં પ્રકાશનની બહુલતાએ રસ્તો કરી આપ્યો. અનેક ફરફરિયાં જેવાં સામયિકોની ભરમારમાં અને ચોક્કસ નીતિથી ચાલતાં સ્થાપિત સામયિકોની પૂરકભરણીને કારણે અપક્વ અને અસફળ રચનાકારોને જાણે છુટ્ટો દોર મળી ગયો. સાધના માટેના સમયની પરવા કર્યા વગર પ્રકાશનની દીપશિખામાં કૂદા જેવા અનેક નવ્ય કવિઓ આત્મઘાતને વર્યા છતાં જાણે એનાથી અજ્ઞાત રહ્યા ! ગીત-ગઝલની છેતરામણી સરળતા અને ગદ્યકાવ્યની તદ્દન અસમજને કારણે જાણે એ પ્રકારોનાં મડાનાં મડાં ખડકાયાં ! અરે, આ ત્રણેય પ્રકારમાં સિદ્ધિ દાખવનાર સર્જકો પણ સંયમવિહોણા અતિસર્જનને કારણે સ્વાનુરક્તિથી સ્વાનુકરણમાં ઢળી પડ્યાનો તાસીરો મળાયો. એમ લાગે કે, છેલ્લા બે દાયકામાં ગુજરાતી કવિતાની સર્જનગતિ ચાલુ રહી છે છતાં વિકાસગતિ અટકી પડી છે. નિજી વ્યાવર્તક કવિકણ્ઠને બદલે જાણે સેળભેળિયા અવાજોનો કોલાહલ મચ્યો છે ! એકવીસમી સદીને, ઇચ્છીએ કે, નૂતન તરાહના કવિકણ્ઠનો કલરવ સાંપડી રહે !

ડિસેમ્બર ૨૫, ૨૦૦૦

ધીરુ પરીખ

# વિમર્શ

## રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા : ઉપલબ્ધિઓ

**પ્રસાદ બ્રહ્મભટ્ટ**

રાજેન્દ્ર-નિરઞ્જન યુગના મહત્ત્વના કવિઓની કવિતાને નજર સમક્ષ રાખીને યુગની સમગ્ર કવિતાના સન્દર્ભમાં તેની વિશેષતાઓ, લાક્ષણિકતાઓ, ઉપલબ્ધિઓ તારવવાનો ઉપક્રમ છે.

કોઈ પણ સમર્થ સર્જક પરમ્પરાના પ્રવાહમાં તણાવાનું પસન્દ કરતો નથી. પરમ્પરાનો આદર કરીને, ઉચિત લાભ ઉઠાવીને પણ એ કશુંક નવું સિદ્ધ કરવા મથે છે. વાસ્તવમાં નૂતનતાનો ઉન્મેષ સર્જકચેતનાનો શ્વાસ છે. નૂતનતાનો ઉન્મેષ પ્રગટાવવા સર્જક પ્રયોગનો આશરો લે છે. 'પ્રયોગ' સંજ્ઞા થોડીક અચોક્કસ હોવા છતાં પરમ્પરાના ધોરી માર્ગથી ફણટાવા મથતી કવિતાને આપણે પ્રયોગશીલ કહીએ છીએ. પ્રયોગો માત્ર સાહિત્યના ઈતિહાસમાં જ નહિ, કવિના સર્જનપ્રવાહમાં પણ નવા નવા વળાંકો લાવે છે. પ્રયોગો વિષયવસ્તુ અને અભિવ્યક્તિની રીતિ પરત્વે થતા હોય છે. નર્મદથી આજ સુધીની ગુજરાતી કવિતાનો વિચાર કરતાં જુદા જુદા યુગમાં કેવા કેવા પ્રયોગો થયા છે તે ધ્યાનમાં આવશે.

નર્મદ અને દલપતે ગુજરાતી કવિતાને પરમ્પરિત ભક્તિ અને તત્ત્વજ્ઞાનના મર્યાદિત ક્ષેત્રમાંથી મુક્ત કરી ઈહલોકપરાયણ કરી. દલપતરામે કરેલો સંસ્કૃત વૃત્તોનો પ્રયોગ કાવ્યના બહિરઙ્ગ પરત્વે થયેલ મહત્ત્વનો વળાંક કહી શકાય. નર્મદે અઙ્ગ્રેજી કવિતાના પ્રભાવ નીચે વિવિધ પદ્યસ્વરૂપો ખેડ્યા અને મહાકાવ્ય લખવા પ્રયત્ન કર્યો એ પણ નોંધપાત્ર બાબત છે. બન્ને કવિઓએ કવિતાના ભાવવિશ્વને વ્યાપક બનાવ્યું. એ યુગની કવિતામાં સંસારની નાની મોટી અનેક ચીજો અને ઘટનાઓ કાવ્યવિષય બનવા લાગી એ વિષય પરત્વે થયેલ મહત્ત્વનું પરિવર્તન છે.

નર્મદ-દલપત યુગ પછી પણ્ડિતયુગમાં ગુજરાતી કવિતા નવા વળાંકો સિદ્ધ કરે છે. આ યુગમાં યુનિવર્સિટીનું શિક્ષણ પામેલા, કાવ્યશાસ્ત્રના અભ્યાસીઓ કાવ્યસર્જન કરે છે તેથી આ યુગની કવિતામાં ઊંડાણ અને બળકટતા આવે છે તેમજ પ્રકૃતિ, પ્રણય અને પ્રભુ મુખ્ય કાવ્યવિષય બને છે. જીવનનાં અન્ય સામાજિક, રાજકીય ને સાંસ્કૃતિક ક્ષેત્રોથી કવિતા મહદંશે દૂર રહે છે. અભિવ્યક્તિની રીતિ પરત્વે ભાવાનુરૂપ વૃત્તોનો ઉપયોગ અને રૂપમેળ વૃત્તોનો વ્યાપક પ્રચાર આ યુગમાં થાય છે. કાન્ત, ઠાકોર, ન્હાનાલાલ વગેરે કવિઓ દ્વારા રૂપમેળ તથા માત્રામેળ વૃત્તોને અભ્યસ્ત કરીને અનુકૂળ ભાવાભિવ્યક્તિ સિદ્ધ કરવાના પ્રયત્નો થાય છે. કવિતામાં અર્થાનુસારી વિરામચિહ્નો મૂકવાનો આરમ્ભ સામાન્ય રીતે કાન્તથી થાય છે. ન્હાનાલાલ અભિવ્યક્તિ માટે અપદ્યાગદ્યનું વિશિષ્ટ વાહન અપનાવે છે. પણ્ડિતયુગના કવિઓ પૈકી ગાંધીયુગની કવિતા પર વ્યાપક પ્રભાવ પાડનાર કવિ છે બ.ક. ઠાકોર. એમની કાવ્યભાવના અને ઉચ્ચ કલા આગ્રહો ગાંધીયુગના કવિઓની કાવ્યરુચિ ઘડવામાં મહત્ત્વનો ફાળો આપે છે. પૃથ્વી તેમજ અન્ય સંસ્કૃત રૂપમેળ છન્દોને પ્રવાહિતા આપીને ઠાકોર નવી કેડી કણ્ડારે છે. તેમની કેડી ગાંધીયુગના કવિઓ માટે વિશાળ ક્ષેત્ર ખુલ્લું કરે છે.

ગાંધીયુગની કવિતામાં વિષયવસ્તુ અને નિરૂપણરીતિની બાબતમાં થયેલા પ્રયોગો વિશેષ મહત્ત્વ ધરાવે છે. કાવ્યવિષય પર ગાંધીજીનો પ્રભાવ

પડે છે અને સામાન્ય લાગતા વિષય પર પણ કવિતા લખાય છે. ચુસાયેલો ગોટલો, તૂટેલી ચમ્પલ, જાજરૂની માખી જેવા સામાન્ય નજરે ક્ષુલ્લક જણાતા વિષયો પર ઉમાશઙ્કર-સુન્દરમ્ જેવા પ્રમુખ કવિઓ કાવ્યો લખે છે. ૧૯૩૦-૪૦ની વચ્ચે ગુજરાતમાં પ્રગતિવાદનું મોજું આવે છે. એને પરિણામે વાસ્તવપ્રિયતા અને દીન-દલિતપ્રેમ વેગ પકડે છે. ૧૯૩૭માં રચાયેલું સુન્દરમ્નું કાવ્ય '૧૩-૭ની લોકલ' આ પ્રકારની રચનાઓનું પ્રતિનિધિત્વ કરે છે. દલપતરામ પછી પણ્ડિતયુગમાં સુકાઈ ગયેલું હાસ્યરસનું ઝરણું ખબરદાર, શેષ સુન્દરમ્, ઉમાશઙ્કર વગેરે કવિઓ વેગવંતું બનાવે છે. આ યુગમાં જૂનાં પદ્યસ્વરૂપો નવો અવતાર પામે છે. સુન્દરમ્ મધ્યકાલીન આખ્યાનશૈલીમાં લોકલીલા રચે છે તો મેઘાણી 'સાહિત્યની બારમાસી' લખે છે. પ્રયોગ તરીકે ઉમાશઙ્કરનાં 'પ્રાચીના'નાં પદ્યરૂપકો, સ્વપ્નસ્થનું એક જ છન્દમાં રચાયેલ 'ધરતીને' નામક દીર્ઘ ચિન્તનકાવ્ય તથા ચં.ચી. મહેતાનું કથાકાવ્ય 'રતન' નોંધપાત્ર છે. બળવન્તરાયને પગલે પગલે આ યુગમાં સંસ્કૃત વૃત્તો પ્રવાહિતા સાથે યોજાવા લાગે છે. પૃથ્વી, અનુષ્ટુપ અને ઉપજાતિ જેવા છન્દોને આ યુગમાં નવું જીવન સાંપડે છે આમ, ગાંધીયુગની કવિતા વિષય, કાવ્યભાષા, પદ્યપ્રકાર, છન્દ વગેરેમાં પરમ્પરાનું અનુસન્ધાન જાળવીને પણ કેટલાંક નવાં પ્રસ્થાનો કરે છે.

ગાંધીયુગ પછી આવે છે રાજેન્દ્ર-નિરઞ્જન યુગ. આ યુગમાં વિષયવસ્તુ, કાવ્યપ્રકારો અને અભિવ્યક્તિની રીતિ પરત્વે કેવા ઉન્મેષો પ્રગટ્યા છે તેનો હવે વિગતે વિચાર કરીએ.

## ૧. વિષયવસ્તુ

વિષયવસ્તુમાં પ્રગટેલા ઉન્મેષોનો વિચાર બે બાબતોને અનુલક્ષીને થઈ શકે : ૧. આ યુગમાં કયા વિષયો વિશેષતા - નવીનતા સાથે પ્રયોજાયા. પહેલાં જોઈએ આ યુગમાં પહેલી વાર પ્રયોજાયેલ વિષય નગર અને તજ્જન્ય સંવેદનાઓ.

નગરકવિતાને રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતાની વિશિષ્ટ ઉપલબ્ધિ ગણી શકાય. ગુજરાતી સાહિત્યમાં આ પ્રકારની કવિતાની સ્થાપના અને પ્રતિષ્ઠા નિરઞ્જન ભગતે કરી છે. નિરઞ્જનની નગરકવિતાનું મહત્ત્વનું કાવ્યગુચ્છ છે 'પ્રવાલદ્વીપ'. આ ગુચ્છ ગુજરાતી નગરકવિતાનું એક સીમાચિહ્ન છે. આ ગુચ્છની 'મુમ્બઈ નગરી', 'આધુનિક અરણ્ય' જેવી રચનાઓ કવિના નગર પ્રત્યેના અભિગમને મુખરતાથી પ્રગટ કરે છે. એક્વેરિયમની માછલીની જેમ રાતદિવસ ગતિ કરતા નગરજનની સ્થિતિ ઘાંચીના બળદ જેવી છે. તેની આ સ્થિતિથી સચિન્ત કવિ 'ફાઉન્ટનના બસસ્ટૉપ પર' નામક રચનામાં પૂછે છે.

સર્વ આ કઈ દિશા ભણી રહ્યાં ધસી? 'છન્દોલય બૃહત'
સવેગ શી ગતિ ! તમિસ્રલોકની પ્રતિ ? (પૃ. ૧૩)

કાવ્યાન્તે કવિ નગરના વાસનાથી ખદબદતા શોકપાવકમાં પડેલા પાપત્રસ્ત, શાપગ્રસ્ત માણસોના જીવનની વ્યર્થતા-નિરર્થકતા, ઉદ્દેશ્યહીનતા 'બૂડતા જહાજના મુસાફરોની નામાવલિ' કે વિશ્વના વિરાટગ્રન્થની છાપભૂલ' જેવાં આજના જીવન સન્દર્ભમાંથી સ્વાભાવિક રીતે પ્રાપ્ત થતાં કલ્પનો દ્વારા વ્યક્ત કરે છે. આ નામહીન સમૂહનો વિચાર કરતાં કરતાં કવિ પોતાનું નામ પણ વિસ્મરી જાય છે. આ કાવ્યની જેમ 'ચર્ચગેટથી લોકલમાં' અને 'હોર્ન્બી રોડ' નામક રચનાઓનો ધ્વનિ પણ આ જ છે આત્મવિસ્મૃતિનો.

'પાત્રો' તથા 'ગાયત્રી' 'પ્રવાલદ્વીપ' ગુચ્છની જ નહીં ગુજરાતી કાવ્યસાહિત્યની પણ મહત્ત્વપૂર્ણ રચનાઓ છે. 'પાત્રો'માં કવિ, ફેરિયો, આંધળો, ભિખારી, વેશ્યા અને પતિયો એમ છ પાત્રોની ઉક્તિઓ રજૂ થઈ છે. આ ઉક્તિઓમાં વ્યથા-

વિષાદની સાથે વ્યઙ્ગ અને વક્રતા ગૂંથાઈ ગયાં છે 'ગાયત્રી' ગુજરાતી નગરકવિતાનું ઉચ્ચશૃઙ્ગ છે. કાવ્યનું શીર્ષક ગાયત્રીમન્ત્રાની વેદકાલીન ભવ્ય કલ્પનાને જગાવી, સામ્પ્રત નગરજીવનના વાસ્તવ સાથે તેને વિરોધાવી, આધુનિક માનવસમાજની, આધ્યાત્મિક કટોકટીને વ્યઞ્જના દ્વારા પ્રગટ કરે છે. કાવ્ય ત્રણ ખણ્ડ - પ્રાતઃ, મધ્યાહ્ન અને સાયં-માં વિભક્ત છે. ત્રણે ખણ્ડો ચક્રાકાર ફરે છે અને પુનઃ પ્રભાત થતાં કાળવર્તુળ પૂરું થાય છે. કાવ્યનો પ્રારંભ થાય છે, સિન્ધુ શય્યા પર સૂતેલી નગરદ્વીપ સુન્દરીના ભવ્ય લયચિત્રથી અને અન્ત આવે છે સૂર્યને ઉદ્દેશીને થયેલી પ્રાર્થનાથી. સન્દેહથી શરૂ થયેલી કવિતા પ્રાર્થનામાં પરિણમે છે. નિરઞ્જને શરૂ કરેલ નગરકવિતાનો તન્તુ પ્રિયકાન્ત, હસમુખ તથા નલિનમાં આગળ લમ્બાય છે. એ જોતાં પહેલાં આ યુગના બીજા પ્રમુખ કવિ રાજેન્દ્ર જે પ્રકારની નગરકવિતા આપે છે તે જોઈ લઈએ.

રાજેન્દ્રના ત્રીજા કાવ્યસઙ્ગ્રહ 'શ્રુતિ'માં આધુનિક નગરજીવનની અનુભૂતિને અભિવ્યક્ત કરતી બે રચનાઓ 'ભૂલેશ્વરમાં એક રાત' અને 'મધ્યરાત્રીએ મુંબઈ' સાંપડે છે. ગુજરાતી કવિતામાં નગરજીવનની અભિવ્યક્તિના આરમ્ભકાળમાં જ રાજેન્દ્ર પાસેથી એ પ્રકારની કૃતિઓ પ્રાપ્ત થાય છે એ નોંધપાત્ર છે. આ કાવ્યોમાં નગરજીવનની ધમાલ, ધાંધલ, નિરર્થકતા, નિર્વેદ વગેરે અસરકારક રીતે વ્યક્ત થયાં છે. કવિના સાતમા સઙ્ગ્રહ 'ક્ષણ જે ચિરન્તન'માં 'મધ્યરાત્રીએ શહેર', 'મુંબઈમાં', 'પથસઙ્ગમ', 'બોલાવતું હશે કોણ ?', 'નિગોપન શોધન' જેવાં નગરજીવનની અનુભૂતિનાં કાવ્યો પ્રાપ્ત થાય છે. 'શ્રુતિ'નાં નગરકાવ્યોની જેમ આ કાવ્યો પણ મુંબઈને અનુલક્ષીને લખાયેલાં છે. આ કાવ્યોમાં નગરજીવનની વિસંવાદી પરિસ્થિતિમાં સમ શોધતા કવિની મનઃસ્થિતિ પ્રતિબિમ્બિત થઈ છે. 'શ્રુતિ'ની રચનાઓમાં અનુભૂતિ અને અભિવ્યક્તિ વચ્ચે જે એકરૂપતા સધાઈ છે તે અહીં પ્રમાણમાં ઓછી સધાઈ હોય તેમ લાગે છે. રાજેન્દ્રનાં નગરકાવ્યોને નિરઞ્જનનાં નગરકાવ્યો સાથે સરખાવતાં જણાય છે કે નિરઞ્જન પાસે આધુનિક સંવેદના છે તેમ તે સંવેદનાને મૂર્તરૂપ આપે તેવી અદ્યતન ઇબારત પણ છે. તેઓ જે પ્રતીક-કલ્પનો પ્રયોજે છે તે પણ આધુનિક સંવેદનાનું અવગમન સરળતાથી પ્રતીતિજનક રીતે થાય તેમાં મહત્ત્વનો ફાળો આપે છે. રાજેન્દ્ર આધુનિક સંવેદના લઈ આવે છે પણ તેને અભિવ્યક્ત કરતી કાવ્ય ઇબારત ભાવાનુરૂપ અદ્યતનતા ધારણ કરી શકતી નથી. પરિણામે અભિવ્યક્તિ પૂરતી પ્રભાવક બનતી નથી.

પ્રિયકાન્તે કેટલીક રચનાઓમાં નગરજીવનની સંવેદનાને વાચા આપી છે. અશબ્દ રાત્રિની 'નક્કી અહીં આ હું રહું છું ?' તથા 'આપણે' નગરભીંસમાં ભીંસાતી બહુજન સમાજની લાગણીઓને વ્યક્ત કરતી કવિની લોકપ્રિય રચનાઓ છે. આ બન્ને કાવ્યોમાં કવિની સંવેદનાને મૂર્તરૂપ આપવામાં ભાવાનુરૂપ કલ્પનો તથા ઉપમાનોનો ફાળો મહત્ત્વનો છે. રાજેન્દ્ર-નિરઞ્જન પાસેથી ભારતીય મહાનગર વિશેનાં કાવ્યો મળે છે. 'પ્રબલગતિ'માં પ્રિયકાન્ત અમેરિકન મહાનગરો વિષેનાં કાવ્યો આપે છે. સઙ્ગ્રહના એક ઉત્તમ કાવ્ય 'યશવન્તને ઉત્તર'માં 'ન્યૂયૉર્ક' તો પિયાનો છે' એવા યશવંતના વિધાનનો પ્રતિભાવ આપતાં પ્રિયકાન્ત કહે છે કે, એ પિયાનો તો છે પણ કાચની દીવાલોમાં કેદ શો-કેઈસનો પિસ છે જે કયારેય વાગ્યો જ નથી. કાવ્યમાં છેલ્લે કવિ સ્ત્રીપુરુષ સહશયનનાં ઉત્તેજક દૃશ્યો માણતા લોકોને બીર પીરસતી છોકરી અને પ્રૌઢ વેઇટ્રેસનું કરુણ ચિત્ર પાસ પાસે મૂકી કરુણને ઘેરો બનાવે છે. 'ન્યૂયૉર્ક એક હરણ' કાવ્યમાં હરણના પ્રતીક ન્યૂયૉર્ક વિશેનાં આ બે કાવ્યોની જેમ 'શિકાગો' અઙ્ગ્રેજી ગઝલ પર સ્કન્ધનગરી વિશેના દાહક વાસ્તવને

ધારદાર રીતે પ્રગટ કરે છે. પ્રિયકાન્ત અને નિરઞ્જનનો નગરપ્રત્યેનો અભિગમ લગભગ સરખો છે તે બન્નેનાં નગરકાવ્યો જોતાં જણાય છે, છતાં અભિવ્યક્તિની ભિન્નભિન્ન રીતિ બન્નેનાં કાવ્યોને આગવું વ્યક્તિત્વ બક્ષે છે.

હસમુખના સઙ્ગ્રહ 'નમેલી સાંજ'માં 'શહેરની ઘડીઓ ગણતાં' નામક કાવ્ય મળે છે. કાવ્યમાં આમ તો કવિ પરોઢ, બપોર, સાંજ ને રાત્રિની વાત કરે છે. પણ તે દ્વારા તેમને દર્શાવવી છે શહેરના જીવનની વ્યથા, વેદના, ગ્લાનિ વગેરે. નિરઞ્જને 'પ્રવાલદ્વીપ'ની રચનાઓમાં આ ભાવો વ્યક્ત કર્યા છે. અહીં હસમુખ વ્યઞ્જના આશ્રય લઈ નિરૂપણ કરે છે. કવિએ યોજેલાં ઉપમાનો તેમના વલણને છતું કરી દે છે.

પ્રિયકાન્ત અને હસમુખ કરતાં નલિને નગરવિષયક કાવ્યો વધુ આપ્યાં છે. નલિનનું નગરપ્રત્યેનું વલણ મુખ્યત્વે અણગમાભર્યું છે. 'ઉદ્‌ગાર'ની રચના 'સ્હવાર-ટ'માં કવિનો નગરજીવન પ્રત્યેનો અણગમો જોઈ શકાય છે. નલિનનું 'મુમ્બઈ' કાવ્ય છે તો નિરઞ્જનની પરમ્પરાનું. પણ મુમ્બઈની 'વિકરાળ પક્ષી' તરીકેની કવિકલ્પના અનોખી છે. 'ઉદ્વેગ' કાવ્યમાં કવિએ નગરજીવનનો ઉદ્વેગ અન્ધાર, સૂર્ય, ગીધ વગેરે કલ્પનોની મદદથી સુપેરે વ્યક્ત કર્યો છે. આ કાવ્યમાં કવિ નગરીને જે ઉપમા આપે છે ('ઠરડાયલી બેડોળ કાળી પૂતના સમ')તે તેમના અભિગમને સ્પષ્ટ કરી દે છે.

'અવકાશ'ની બે-ત્રણ રચનાઓમાં પણ નગરવિષયક સંવેદના આલેખાઈ છે. 'વણટોળ'માં મહાનગરમાં ઊઠેલા વણટોળનું ગત્યાત્મક ચિત્ર કવિએ દોર્યું છે. ન્હાનાલાલની કલ્પનસભર સૌંદર્યમય પઙ્ક્તિ 'ચન્દનીએ ચીતર્યા સમીર રે'ની આજના નગરના સન્દર્ભમાં કવિ 'ચીમનીએ ચીતર્યા સમીર રે' એવી પેરોડી બનાવે છે. ભીષણ, ભયાનક, બિહામણા નગરમાં જીવતા કવિને તેમાં જીવવા જેવું લાગ્યું નથી. આથી પોતાના 'જન્મદિને' કવિ તેનાથી દૂર ભાગી નીકળે છે. નલિનની નગરવિષયક અનુભૂતિ નિરઞ્જન, હસમુખ વગેરેની અનુભૂતિ સાથે મળતી આવે છે. પણ તેના પર અવલમ્બિત નથી. નલિને પોતે નગરને અનુભવ્યું છે. વળી અભિવ્યક્તિમાં તો તેઓ સમકાલીન કવિઓથી સારા એવા જુદા પડે છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગની નગરકવિતામાં નલિનની નગરકવિતાનો વિશિષ્ટ અવાજ છે.

રાજેન્દ્ર-નિરઞ્જન યુગની નગરકવિતામાં આધુનિક ભાવબોધ પ્રગટે છે. ગાંધીયુગના કવિ ઉમાશઙ્કર પણ આ કવિતાથી પ્રભાવિત થાય છે અને 'શોધ', 'છિન્નભિન્ન છું' જેવાં કાવ્યો આપે છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગના કવિઓ ઉશનસ્, જયન્ત પાઠક, હરીન્દ્ર દવે, સુરેશ દલાલ વગેરેની પરવર્તી કવિતા પર પણ આ નગરકવિતાનો પ્રભાવ વરતાય છે. અદ્યતન યુગના કવિઓ સુરેશ જોષી, ગુલામ મોહમ્મદ શેખ, રાવજી પટેલ, લાભશઙ્કર ઠાકર, સિતાંશુ યશશ્ચન્દ્ર, આદિલ મન્સૂરી વગેરેની નગર-વિષયક કવિતામાં રાજેન્દ્ર નિરઞ્જન યુગની નગરકવિતાનું અનુસન્ધાન વત્તાઓછા વળાંક સાથે જોઈ શકાય છે. અધુનાતન કવિતાના વિષયદૃષ્ટિએ થયેલ પ્રયોગોની પાછળ આ યુગની નગરકવિતાનો ફાળો છે એનો ઇન્કાર થઈ શકે તેમ નથી.

## નવ્ય યથાર્થવાદી કવિતા

ગાંધીયુગની કવિતામાં વાસ્તવપ્રિયતા વિશેષ છે. એ યુગના કવિઓને ગાંધીજીના પ્રભાવથી જાણે કે વાસ્તવ તથા આદર્શની લગની લાગે છે. એ યુગનો કવિ અગાઉના યુગ કરતાં ગાંધીજીની તથા પ્રગતિવાદની અસર નીચે વધુ ને વધુ સમાજાભિમુખ બને છે. પરન્તુ એ યુગના કવિઓનું વલણ મુખ્યત્વે રોમેન્ટિક રહે છે. એ યુગના પ્રમુખ કવિ ઉમાશઙ્કર જ સ્વીકારે છે. 'વાસ્તવ કાવ્યત્વને ' પામે, એને બદલે

વાસ્તવનો વાવટો ઉડાડવા જેવું વિશેષ જોવા મળતું. બીજા શબ્દોમાં જીવનની વાસ્તવિકતામાંથી વિષય લીધો છે એ તો તરત પ્રગટ થઈ જતું, પણ કાવ્યના અવયવે અવયવમાંથી - ભાવપ્રતીકો, શબ્દો, લય, બધામાંથી - આ એક વાસ્તવરચના છે એવો રણકો જવલ્લે જ ઊઠવા પામતો. રચના રોમૅન્ટિક જ, વિશેષે તો, બની જતી.'

રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં, ખાસ કરીને ૧૯૪૮ પછીથી વાસ્તવ તરફનો ઝોક જોવા મળે છે. પરન્તુ આ વાસ્તવ ગાંધીયુગના જેવો રોમૅન્ટિક નથી, નક્કર છે. ગાંધીયુગના વાસ્તવને સમાજ સાથે વિશેષ સમ્બન્ધ છે, આ યુગના વાસ્તવના કેન્દ્રમાં વ્યક્તિચેતના છે. આને કહેવો હોય તો નવ્ય યથાર્થવાદ કહી શકાય. આ યથાર્થવાદ કાવ્ય સાથે એકરૂપતા સાધે છે. ગાંધીયુગના કવિ માટે વાસ્તવ, ભાવના મુખ્ય હતાં, કવિતા કદાચ ગૌણ હતી. રાજેન્દ્ર-નિરઞ્જન યુગના કવિ માટે કવિતા મુખ્ય છે. અન્ય બાબતો ગૌણ. પરિણામે આ યુગમાં વાસ્તવ કાવ્યમય બનીને વ્યક્ત થાય છે.

રાજેન્દ્રનાં નગરવિષયક કાવ્યોમાં સામ્પ્રત જીવનનો ધબકાર છે. 'આયુષ્યના અવશેષે' સૉનેટમાળાનાં પહેલાં ત્રણ સૉનેટોં આજના માણસની વેદના વ્યક્ત કરે છે. નિરઞ્જને 'આધુનિક અરણ્ય'ની વાત કરી છે. રાજેન્દ્ર પોતાની રીતે 'વનખણ્ડન' ('શ્રુતિ')ની વાત કરે છે. સ્થૂળ રીતે નહીં, પણ સૂક્ષ્મ રૂપે આજના સમયની સંવેદના કવિએ વ્યક્ત કરી છે. 'શ્રુતિ'ની રચનાઓ 'પ્રભુ પધારે', 'બે ફૂલ દિયો' તથા 'માગણ આયો'માં માગણ પ્રત્યેનો કવિનો સમભાવ પ્રગટ થયો છે. ગાંધીયુગના જેવા જ વિષયો હોવા છતાં કવિની અભિવ્યક્તિ ભિન્ન પ્રકારની છે. ગાંધીયુગનો કવિ દરિદ્ર પ્રત્યે અનુકમ્પા બતાવવાની, તેમનો ઉત્કર્ષ કરવાની વાત કરતો હતો, પણ સાથે, તેમ નહીં થાય તો સર્વનાશ થવાની (ઉમાશઙ્કરનું જઠરાગ્નિ) ધમકી પણ આપતો હતો. દીનદરિદ્રને સહાય કરવાની વાત રાજેન્દ્ર કરે છે, પરન્તુ કહેવાની રીત બદલાઈ છે. ગાંધીયુગનો કવિ દીનદરિદ્રનો પક્ષકાર બની સમાજને સલાહ, શિખામણ કે ધમકી આપતો હતો. અનુગાંધીયુગનો કવિ 'ઓ રે બંધુ !' એમ કહી પોતાના ભાઈઓને દિલની વાત સૌમ્યતાથી સમજાવે છે. વળી રાજેન્દ્ર માગણને માત્ર માગણ નથી માનતા. તેને જ પ્રભુ માને છે. 'વિષાદને સાદ' સઙ્ગ્રહમાં સામ્પ્રત પરિસ્થિતિ પ્રતિની કવિની ઉત્કટ સમ્પ્રજ્ઞતા વ્યક્ત થઈ છે. સઙ્ગ્રહની પૌરાણિક પ્રસઙ્ગો પર અવલમ્બિત રચનાઓ 'અગ્નિ તેજ, આગને ભસ્મ', 'મેલ', 'હિરણ્યકશિપુ', 'પૂતનાનો પ્રેમ'માંથી પ્રતિફલિત થતું અર્થઘટન સામ્પ્રત પરિસ્થિતિને સ્પર્શે છે. સઙ્ગ્રહની કેટલીક રચનાઓમાં કવિએ ભાષાને કારણે પ્રજાપ્રજા વચ્ચે પેદા થતા વિદ્વેષથી પોતાને થયેલ દુઃખ વ્યક્ત કર્યું છે.

નિરઞ્જનની કવિતામાં યથાર્થ અનેક રૂપે ડોકાય છે. તેમની પ્રેમકવિતામાં પ્રેમનો રોમૅન્ટિક ઉછાળ છે તેમ પ્રેમના વાસ્તવની સમજ પણ છે. 'વિદાય' કાવ્યમાં કવિ ગહન મૌનમાં મનવ્યથા સહેવાની વાત કરે છે એમાં તેમની પ્રેમવિષયક ઊંડી સમજ વ્યઞ્જિત થાય છે. 'તું હતી સાથમાં', 'રે પ્રીત', 'રૂપ', 'ગ્રીષ્મમધ્યાહ્ન'માં જેવી રચનાઓ પ્રેમ વિશે નિર્ભ્રાન્ત થયેલા કવિની કટુ સમજને તીવ્ર રીતે વ્યક્ત કરે છે. આ કટુતા 'રે પ્રીત'માં નાટ્યાત્મક આવેશ સાથે વ્યક્ત થઈ છે. નગરકાવ્યોમાં સામ્પ્રત નગરજીવનની વ્યથાપૂર્ણ યથાર્થતા કલાત્મક આવિર્ભાવ પામી છે. મુમ્બઈના નગરજીવનની યથાર્થ છબી 'પ્રવાલદ્વીપ'માં ઝિલાઈ છે. આ ગુચ્છની રચનાઓમાં નગરવાસીઓની ધાંધલ-ધમાલ ભરી દુઃખપૂર્ણ જિન્દગીનો હૂબહૂ ચિતાર મળે છે 'પાત્રો'નાં પાત્રો નગરજીવનનાં પ્રતિનિધિ પાત્રો છે. વેશ્યા, પતિયો, ફેરિયો વગેરેના જીવનની કરુણતા વ્યઙ્ગની ધાર સાથે તીક્ષ્ણતાથી પ્રગટ થઈ છે. શહેરમાં પતિત, પીડિત,

હડધૂત પાત્રો જ દુઃખી છે એવું નથી. સુન્દર ધનવાન સ્ત્રી-પુરુષો પણ અકથ્ય વેદના જીરવે છે. 'કાફેમાં' નામક કૃતિમાં આવી એક સ્ત્રીની વેદનાની વાત કવિએ ભગ્ન નૌકાના પ્રતીક દ્વારા સચોટ રીતે કરી છે.

સ્વાતન્ત્ર્યપ્રાપ્તિ, દેશવિભાજન, કોમી હુલ્લડો, ગાંધીજીનું ખૂન, નેતાઓની સત્તાલાલસા, સમાજમાં વ્યાપેલ અનૈતિકતા ઇ. થી કવિચિત્ત હચમચી ઊઠે છે અને તેના ફલસ્વરૂપે દેશદશાનો ચિતાર આપતી કેટલીક સબળ કૃતિઓ સાંપડે છે. આવી રચનાઓમાં પ્રથમ મહત્ત્વપૂર્ણ રચના છે. 'સંસ્મૃતિ', જેમાં કવિનું પરસ્મૈપદી દર્શન વેધક કટાક્ષ સાથે પ્રગટ થયું છે આપણા દેશના ભવ્ય ભૂતકાળની સામે નિર્માલ્ય વર્તમાનને વિરોધાવીને કવિ પોતાનું કથયિતવ્ય ધારદાર બનાવી શક્યા છે. 'નિવેદન, ઑગસ્ટ ૧૯૫૬', '૩૦ જાન્યુઆરી ૧૯૫૦,' '૧૫ ઑગસ્ટ ૧૯૪૮' વગેરે કાવ્યો પણ આ વર્ગનાં જ છે. 'એકસૂરીલું' જેવી લઘુ પ્રયોગશીલ કૃતિમાં કવિએ સામ્પ્રત જીવનની યાન્ત્રિકતાને લાઘવથી પ્રગટ કરી છે. આ કાવ્યોમાં સમાજજીવનની યથાર્થતા વ્યક્ત થઈ છે તો 'પથ' જેવી રચનામાં જીવન વિશેની યથાર્થ સમજ ગમ્ભીરતાપૂર્વક વ્યક્ત થઈ છે. આમ, નિરઞ્જનની કાવ્યસૃષ્ટિમાં યથાર્થ-વાસ્તવ અનેક રૂપે પડઘાય છે.

પ્રિયકાન્તની કવિતામાં યથાર્થવાદી વલણ સઘન રૂપમાં જોવા મળે છે. પ્રિયકાન્તનું યથાર્થ દર્શન મહદંશે પ્રતીકાત્મક અભિવ્યક્તિ પામે છે. 'એક કવિની આ પ્રકારની વિશિષ્ટ રચના છે, એમાં યથાર્થની નક્કર અભિજ્ઞતા અર્થઘન રીતે પ્રગટી છે. કોઈ અંગત નહીં પણ યુગજન્ય વેદના અહીં પ્રતીકાત્મક રીતે અભિવ્યક્ત થઈ છે. પ્રિયકાન્તની ભાષા ગાંધીયુગની ડ્રામેટિક અને રોમૅન્ટિક ભાષાથી ભિન્ન છે અને યથાર્થને ઉપસાવવામાં વિશેષ કાર્યક્ષમ છે એમાં શઙ્કા નહીં. 'પ્રતીક'માં આ ઉપરાન્ત 'ખીલા' 'રજની અને મધ્યાહ્ન', 'ઉત્તર', 'ફૉકલેન્ડ રોડને જોતાં' વગેરે ઊંડાં માનવતાવાદથી અનુપ્રાણિત યથાર્થલક્ષી કાવ્યો છે. છેલ્લી રચનામાં વેશ્યા-જીવનની કરુણતા કવિએ સૂર્ય અને માછલીનાં પ્રતીકો દ્વારા બલિષ્ઠ રીતે વ્યઞ્જિત કરી છે. 'અશબ્દ રાત્રિ'ની 'નક્કી અહીં આ હું રહું છું ?', 'એ એટલી ઠણ્ડી હતી', 'એકલ', 'આપણે' જેવી રચનાઓમાં પણ કવિનું યથાર્થવાદી વલણ જોઈ શકાય છે. 'એ એટલી ઠણ્ડી હતી' તથા 'એકલ'માં કવિએ પરિવેશ તરીકે રાત્રિનો સમય પસન્દ કર્યો છે. રાત્રિની નીરવતા દાહક વાસ્તવને તીવ્ર રીતે ઉપસાવી આપે છે. પ્રથમ રચનામાં ચન્દ્રનું પ્રતીક ઘરબાર વિહોણા નિરાધાર લોકોની દશા સચોટ રીતે દર્શાવે છે.

'પ્રબલગતિ'માં યથાર્થલક્ષી કૃતિઓનું માતબર પરિમાણ ખૂલે છે. 'અમેરિકા દિન ૧૭', 'યશવન્તને ઉત્તર', 'ન્યૂયૉર્ક એક હરણ' જેવાં કાવ્યો અમેરિકાના વૈભવશાળી સમાજની સપાટી નીચેની યથાર્થતાને વેધક રીતે ઉપસાવી આપે છે. 'ભારતમાં પાછા ફરતાં', 'એ લોકો', 'લુહાર ક્યાં છે ?' વગેરે રચનાઓ અમેરિકાથી સ્વદેશ આવ્યા પછી કવિએ અનુભવેલ સંવેદનાઓને પ્રગટ કરે છે. 'વ્યોમલિપિ'ની 'ક્યાં છે મ્હારું નગર ? 'ચિરન્તન નારી', 'વસ્તી' વગેરે રચનાઓમાં નગરજન્ય વાસ્તવનાં કેટલાંક રૂપ પ્રત્યક્ષ થાય છે. 'તલવાર' અને 'કલકલ' જુદા પ્રકારની પણ યથાર્થલક્ષી રચનાઓ છે.

હસમુખ પાઠકની કવિતામાં યથાર્થવાદી વલણ કલાકારની હેસિયતથી પ્રગટ થયું છે. 'કવિનું મૃત્યુ' કાવ્યમાં મરેલો ઉન્દર શોષિત, પીડિત માનવનું પ્રતીક બને છે. બીજા એક પ્રસિદ્ધ કાવ્ય 'કોઈને કંઈ પૂછવું છે ?' માં પણ પ્રતીકાત્મક રીતે શોષિત, ઉપેક્ષિત માનવનું બલિદાન સૂચવાયું છે. નમ્બર લગાવેલો પાડો આજના વ્યક્તિત્વવિહોણા સામાન્ય

માણસનું પ્રતીક બની તેના મૂક બલિદાનને સાહજિકતાથી સૂચવી રહે છે. 'ઉચાળો' કાવ્યમાં પણ કવિએ મૂક માનવતાની વાત ખોલકાના પ્રતીક દ્વારા કરી છે. આ બધાં કાવ્યોનો વિષય તો ગાંધીયુગની કવિતામાં હતો તે જ છે, તફાવત પડ્યો છે અભિવ્યક્તિની રીતિમાં તથા કવિના અભિગમમાં. સ્વસ્થતાપૂર્વકનું તટસ્થ પ્રતીકાત્મક નિરૂપણ હસમુખની વિશેષતા છે. ક્યાંક ક્યાંક કવિ સાવધાનીપૂર્વક વ્યઙ્ગ્ય-કટાક્ષનો આશ્રય પણ લે છે. કહેવાતા ગાંધીવાદીઓની દમ્ભી ગાંધીભક્તિ પરનો ધારદાર કટાક્ષ 'રાજઘાટ પર' નામક મુક્તકમાં કલાત્મક અભિવ્યક્તિ પામ્યો છે. 'પશુલોક'માં કટાક્ષ તો ધારદાર છે, પણ તેની સૂક્ષ્મતા ઓછી છે. આ કાવ્યમાં કવિએ જુદાં જુદાં પશુઓનો પ્રતીકાત્મક વિનિયોગ કરી આપણા સમાજની સામાજિક, આર્થિક વિષમતાને પ્રગટ કરી છે.

નલિન રાવળનો અભિગમ મહદંશે રોમૅન્ટિક છે. તેથી તેમની પાસેથી યથાર્થલક્ષી રચનાઓ ખાસ મળી નથી. તેમની નગરવિષયક રચનાઓમાં સામ્પ્રત નગરજીવનની ધાંધલધમાલ સબળ રીતે વ્યક્ત થઈ છે. 'રસ્તા' નામક કાવ્યમાં કવિએ શહેરમાં નિરર્થક દોડધામ કરતા માણસોની વાત સજીવારોપણ અલઙ્કારની મદદથી કુશળતાપૂર્વક કરી છે. આવી પાંચ-સાતથી વધુ રચનાઓ નલિન પાસેથી નથી મળી.

ગાંધીયુગના ભાવનાશાળી, હવાઈ, કૃતક વાસ્તવવાદને સ્થાને રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં નક્કર, કલાભિમુખ નવ્ય યથાર્થવાદ આવે છે. આ યથાર્થવાદની મોટી અસર કાવ્યાભાસી, પોચટ લાગણીવેડાથી ભરપૂર કવિતા પર પડે છે. આવી કવિતા આ યુગમાં નહિવત્ બને છે. ખોટી ગીતપ્રવૃત્તિ પણ લગભગ નામશેષ થઈ જાય છે અને ધીમેધીમે અછાન્દસ કવિતા શરૂ થાય છે. અછાન્દસ કવિતાના મૂળમાં આ પ્રકારની રચનાઓ રહેલી લાગે છે. સિતાંશુ જેવાની અતિવાસ્તવવાદી (સર્‌રિયાલિસ્ટ) કવિતાને આ નવ્ય યથાર્થવાદી કવિતા સાથે સીધો સમ્બન્ધ નથી. (તેનું પ્રેરણા સ્થાન પશ્ચિમની કવિતા છે.) છતાં તે પ્રકારની કવિતાની તથા ગુલામ મોહમ્મદ શેખ, સુરેશ જોષી, લાભશઙ્કર ઠાકર વગેરેની યથાર્થલક્ષી કવિતાની પૂર્વભૂમિકા રાજેન્દ્ર-નિરઞ્જનયુગની આ કવિતા રચે છે એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

## પ્રેમકવિતા

રાજેન્દ્ર-નિરઞ્જનયુગની પ્રેમકવિતા અગાઉની પ્રેમકવિતાથી સ્પષ્ટપણે એ જુદી પડે છે. આ યુગના કવિઓનું પ્રેમવિષયક વલણ બદલાયું છે અને તેની અસર કવિતા પર થઈ છે. નિરઞ્જનનાં પ્રેમકાવ્યો ગાંધીયુગનાં પ્રેમકાવ્યોથી જુદાં પડે છે. કોઈને કદાચ અતિશયોક્તિ લાગશે, પણ વાસ્તવમાં આપણને પ્રેમની કવિતા પહેલવહેલી નિરઞ્જન પાસેથી મળી છે. અગાઉના કવિઓએ મુખ્યત્વે પ્રેમની ભાવનાની કવિતા કરી છે, પ્રેમની નહીં. ઉમાશઙ્કર, સુન્દરમ્ વગેરેમાં પ્રેમનું એક આદર્શીભૂત સ્વરૂપ પ્રાપ્ત થાય છે. ગુજરાતી કવિતામાં પ્રથમ વાર નિરઞ્જન સહજ, સ્વાભાવિક પ્રેમની કવિતા લઈ આવે છે. આ કવિતામાં આત્મિક કે ભાવનામય પ્રેમનો મન્ત્રોચ્ચાર નહીં, શારીરિક પ્રેમ (Profane love)નો રોમાઞ્ચકારી સ્પર્શ છે. નારીદેહની કમનીયતા અને રમણીયતા આ કવિતામાં સુપેરે વ્યક્ત થઈ છે. 'સુધામય વારુણી', 'સજ્જા', 'મૃત્તિકા' વગેરે કાવ્યો નમૂના ખાતર જોઈ શકાય. પ્રેમના પ્રાગટ્યનું નિમિત્ત બનતા, પુરુષના આકર્ષણના કેન્દ્ર એવા સ્તનની વાત કવિએ 'મૃત્તિકા'માં પ્રતીકાત્મક રીતે કરી છે. કાવ્યમાં 'મૃત્તિકા' શબ્દ એના સન્દર્ભમાં વિશેષ અર્થચ્છાયા પ્રગટાવી રહે છે.

નિરઞ્જનની જેમ રાજેન્દ્રે પણ ગાંધીયુગની

પ્રેમકવિતાથી એક ડગલું આગળ ભર્યું છે. 'ધ્વનિ'ના 'સુધામય રાગિણી' કાવ્યમાં કવિ પ્રેમીઓના આશ્લેષનું ઇન્દ્રિયરાગયુક્ત ચિત્ર દોરે છે 'ધ્વનિ'માં આલિઙ્ગનનું ચિત્ર આલેખનાર કવિ 'મધ્યમા'માં સમ્ભોગનું ચિત્ર પણ આલેખે છે. તીવ્ર સમ્ભોગેચ્છા જાગૃત થાય છે, ત્યાંથી માંડી સમ્ભોગ થયા સુધીની ક્રિયાઓ કવિ 'નિશિગન્ધા' કાવ્યમાં કુશળતાપૂર્વક આલેખે છે. આ કાવ્યના ચોથા શ્લોકમાં સમ્ભોગક્રિયા અને તે પછીની અવસ્થાનું જે વર્ણન થયું છે તેમાં અભદ્રતા નથી અને કલાસંયમ સહેજ પણ જોખમાયો નથી. વળી નિરૂપણમાં સન્દિગ્ધતા પણ નથી.

પ્રિયકાન્તની કલમ તો વારંવાર શયનખણ્ડમાં ધસી જાય છે. 'પ્રતીક'ની 'કઞ્ચુકીબન્ધ છૂટ્યાને', 'અન્ધકાર', 'ધૃષ્ટ', 'શયનખણ્ડમાં', 'સ્પર્શ'ની 'સંયોગ', 'સમીપ'ની 'ક્રૌંચવધ', 'પ્રબલગતિ'ની 'તું વસ્ત્રમાં હોય છે ત્યારે', 'શાવર' વગેરે રચનાઓમાં પ્રેમીજનોના કામવ્યવહારનું મુક્ત વર્ણન થયું છે. 'સંયોગ'માં સ્ત્રીપુરુષના સહશયન વેળાના રાત્રિસમ્બન્ધનું પ્રતીકાત્મક આલેખન થયું છે. ગુજરાતી કવિતામાં અગાઉ વણસ્પર્શ્યા રહેલા આ પડકારરૂપ વિષયને કવિતાની નજીક લઈ જવા માટે કવિએ ભારે પુરુષાર્થ કર્યો છે. 'પ્રતીક'ની રચનાઓમાં કામવ્યવહારનું આહ્‌લાદક નિરૂપણ થયું છે. સાથે કલાસંયમ જળવાયો છે તેથી કાવ્યાત્મક સૌંદર્યને આંચ નથી આવી, જ્યારે પ્રબલગતિની ઉપર્યુક્ત રચનાઓમાં સ્ત્રીના નિર્વસ્ત્ર દેહસૌન્દર્યની સાથે કાવ્યદેહની પણ અવમાનના થયેલી જણાય છે.

હસમુખે પ્રેમકાવ્યો લખ્યાં નથી, પણ સ્ત્રી સાથેના પુરુષના 'સંવનનનું પૃથક્કરણ કરી એનું સુખ અને દુઃખ કવિત્વમય રીતે દર્શાવ્યું છે. સ્ત્રીપુરુષસઙ્ગ સ્થૂળથી સૂક્ષ્મભૂમિકા પર પહોંચે છે ત્યાં સુધીની એની ગતિરીતિને કવિએ કુશળતાપૂર્વક સૌન્દર્યમય રીતે અભિવ્યક્ત કરી છે. કવિએ પડકારરૂપ વિષય પસન્દ કરી તેનું સમર્થ આલેખન કર્યું છે.

નલિન રાવળ સ્ત્રીપુરુષના દૈહિક સમ્બન્ધને પ્રતીકાત્મક રીતે નિરૂપવાના આગ્રહી જણાય છે. 'અવકાશ'ની રચનાઓ 'સિંહગાન' તથા 'ઝૂમાં' સુન્દરીમાં સિંહનો પ્રતીકાત્મક ઉપયોગ કરી કવિએ સમ્ભોગ સ્થિતિનું સૂચન સરળતાથી કર્યું છે. કવિનાં ઇઙ્ગિતોને આધારે જાતીય અર્થઘટન કરવામાં મુશ્કેલી પડતી નથી.

ઉશનસ્, જયન્ત પાઠક, હરીન્દ્ર દવે, સુરેશ દલાલ વગેરે કવિઓની પ્રેમકવિતામાં પણ શારીરિક પ્રેમનો આહ્‌લાદકારી સ્પર્શ અનુભવાય છે. જોઈ શકાશે કે આ યુગની પ્રેમકવિતા માત્ર ભાવનાવિહારી ન રહેતાં નક્કર ધરાતલ પર ડગ ભરે છે. પ્રેમની જે વાસ્તવિકતા છે તેને આ યુગના કવિઓ અવગણતા નથી. જાતીય વ્યવહારનું સ્પષ્ટ, સુરેખ વર્ણન કરવા છતાં અશ્લીલતામાં સરી ન પડાય તેની કાળજી આ કવિઓ રાખે છે. આજના કેટલાક ઉદ્દામ કવિઓની જેમ આ કવિઓએ બેફામભરી રીતે કલમ નથી ચલાવી. વિષયદષ્ટિએ તેમણે કરેલા પ્રયોગો સમજદારી-પૂર્વકના છે અને કલાગત મર્યાદાની અન્દર રહી કરેલા છે.

## પ્રકૃતિકવિતા

અર્વાચીન ગુજરાતી કવિતામાં નર્મદ-દલપતથી માંડી આજ સુધી પ્રકૃતિ નિરૂપણ થતું આવ્યું છે. દરેક યુગની પ્રકૃતિ કવિતાની આગવી વિશેષતાઓ છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગની પ્રેમકવિતાની જેમ પ્રકૃતિકવિતા પણ કેટલીક બાબતોમાં અગાઉની કવિતાથી જુદી પડે છે. અગાઉ (નર્મદ-દલપત યુગમાં વિશેષ) પ્રકૃતિનું વર્ણન કરી તેમાંથી કશોક બોધ તારવવાનું વલણ જોવા મળે છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગનો કવિ આ પ્રકારના વલણથી મુક્ત છે. પ્રકૃતિનું જીવન્ત તત્ત્વ તરીકે આલેખન કરી

તેનું સૌન્દર્ય પ્રગટ કરી તેમાંથી આનન્દ મેળવવાનું આ કવિઓનું વલણ જણાય છે. આ યુગની કવિતાનું એક મહત્ત્વનું લક્ષણ સૌન્દર્યાભિમુખતા આ પ્રકારની કવિતામાં સ્પષ્ટપણે જોઈ શકાય છે. આ પ્રકારની કવિતાનો પ્રારમ્ભ પ્રહ્‌લાદ પારેખની કવિતાથી થાય છે. 'આજ અન્ધાર ખુશબો ભર્યો લાગતો' ('બારી બહાર') આ કવિતા ગાંધીયુગથી સાવ જુદી મુદ્રા ધારણ કરે છે. આ યુગના પ્રમુખ કવિઓમાં આ વલણ પૂર્ણવિકસિત સ્વરૂપમાં જોવા મળે છે.

રાજેન્દ્ર શાહ માત્ર આ યુગના જ નહીં, સમગ્ર ગુજરાતી સાહિત્યના મહત્ત્વપૂર્ણ પ્રકૃતિ-કવિ છે. તેમની કવિતામાં પ્રકૃતિનું રૂપ સોળે કળાએ ખીલેલું અનુભવાય છે. 'વિજન અરણ્યે', 'શ્રાવણી મધ્યાહ્ને', 'યામિનીને કિનાર' ('ધ્વનિ'), 'વનખણ્ડન' ('શ્રુતિ'), 'શાન્ત કોલાહલ' 'ધરુ' ('શાન્ત કોલાહલ') 'પારિજાત' ('ચિત્રણા') વગેરે કવિનાં ઉત્તમ પ્રકૃતિકાવ્યો પ્રકૃતિકવિ તરીકેના તેમના વિશેષને સુપેરે પ્રગટ કરે છે. રાજેન્દ્રનાં પ્રકૃતિકાવ્યોનું ઝીણવટપૂર્વક અધ્યયન કરતાં ધ્યાનમાં આવશે કે પ્રકૃતિ સાથેનો કવિનો સમ્બન્ધ ઉપરછલ્લો કે છીછરો નથી પણ પ્રગાઢ છે. તેમની કવિતામાં ઉલ્લેખાયેલ વનસ્પતિ, પશુપક્ષી, જીવજન્તુ ઈ.ની યાદી જોતાં જણાશે પ્રકૃતિનાં એ બધાં તત્ત્વોને જે કુશળતાથી સમર્થ રીતે કવિતામાં સંવાદી વિનિયોગ થયો છે તે આપણને સાનન્દાશ્ચર્યમાં ગરકાવ કરી દે તેવો છે. તેમની કવિતામાં પ્રકૃતિ કોઈ આગન્તુક પદાર્થ તરીકે નહીં પણ કવિ વ્યક્તિત્વના એક અવિનાભાવી અંશ તરીકે પ્રયોજાઈ છે. તેમની કવિતામાં પ્રકૃતિનું જીવન્ત સ્વરૂપ જોવા મળે છે. પ્રકૃતિના સૌન્દર્ય અને ઉલ્લાસનું નિરૂપણ છન્દોબદ્ધ કાવ્યો કરતાં ગીતોમાં વિશેષ પ્રમાણમાં થયું છે. પ્રેમકાવ્યોમાં ઉદ્દીપન તથા આલમ્બન વિભાવ તરીકે પ્રકૃતિનો જે વિનિયોગ થયો છે તે ધ્યાન ખેંચે તેવો છે. ઉદ્દીપન વિભાવ તરીકે આવતી પ્રકૃતિ પ્રણયભાવને પોષક બને છે. અન્યત્ર પ્રકૃતિ કોઈ ને કોઈ માનવભાવને પોષક બની રજૂ થઈ છે. પરન્તુ રાજેન્દ્રની વિશેષતા એમાં છે કે શુદ્ધ સૌન્દર્યલક્ષી પ્રકૃતિકાવ્યો તેમની પાસેથી વિપુલ પ્રમાણમાં પ્રાપ્ત થયાં છે. આ કાવ્યો કાવ્યત્વની દૃષ્ટિએ સન્તર્પક અને કવિના કવિત્વને ગૌરવાન્વિત કરે તેવાં છે.

રાજેન્દ્રની સરખામણીમાં નિરઞ્જને પ્રકૃતિકવિતા ઓછી લખી છે એ સાચું, પણ તેમણે જે પ્રકૃતિકાવ્યો લખ્યાં છે તે ગુણવત્તાની દૃષ્ટિએ ઊણાં ઊતરે તેવાં તો નથી. નિરઞ્જન પાસેથી પ્રહ્‌લાદ-રાજેન્દ્રની સરખામણીમાં શુદ્ધ પ્રકૃતિકાવ્યો ઓછાં મળે છે. જો કે જેમાં પ્રકૃતિનો મહત્ત્વપૂર્ણ વિનિયોગ થયો હોય તેવાં માનવભાવનાં કાવ્યો વિપુલ પ્રમાણમાં મળી રહે છે. આવાં કાવ્યોમાં પ્રકૃતિ કવિની માનસિક ચિત્રણાનું બાહ્ય આલમ્બન બને છે. પ્રકૃતિનું પ્રકૃતરૂપ કવિચેતનાની પ્રતિક્રિયારૂપ અભિવ્યક્ત થાય છે. નિરઞ્જનનાં નોંધપાત્ર પ્રકૃતિકાવ્યો છે 'ગ્રીષ્મ મધ્યાહ્નમાં', 'મન', 'પારેવાં', 'અષાઢ આયો', 'નૃત્યકાલી', 'શ્વેતશ્વેત', 'માઘની પૂર્ણિમા' ઈ. આ કાવ્યો રાજેન્દ્રનાં કે અન્ય કોઈ પણ ઉત્તમ કવિનાં શ્રેષ્ઠ પ્રકૃતિકાવ્યોની સ્પર્ધા કરી શકે તેવાં છે. આ કાવ્યોમાં નિરઞ્જને ભાવની ગહનતા અને સચ્ચાઈ સિદ્ધ કરી છે તેમજ ઊંચા પ્રકારનું કવિત્વ દર્શાવ્યું છે.

નિરઞ્જન કરતાં પ્રિયકાન્ત પાસેથી વિશેષ પ્રકૃતિકાવ્યો સાંપડ્યાં છે. પ્રહ્‌લાદ-રાજેન્દ્રની જેમ પ્રિયકાન્તની કવિતામાં પણ પ્રકૃતિ પૂરબહાર ખીલી છે. પ્રકૃતિનાં અનેક તત્ત્વો-પુષ્પો, પર્ણો, વૃક્ષો, પક્ષીઓ, અભ્ર, જળ, મત્સ્ય, સમીર, સૂર્ય, તારા વગેરેને લગતાં સંખ્યાબન્ધ કાવ્યો પ્રિયકાન્તની કાવ્યસૃષ્ટિમાંથી મળે છે. ફૂલ અને સૂર્ય પ્રિયકાન્તની કવિતાનાં મહત્ત્વપૂર્ણ તત્ત્વો છે. આ તત્ત્વોનો ક્યાંક ક્યાંક પ્રતીકાત્મક વિનિયોગ પણ કવિએ કર્યો છે. દિવસના જુદા જુદા પ્રહરો વિશે પ્રિયકાન્તે ઘણી

રચનાઓ કરી છે. કવિનાં કેટલાંક પ્રકૃતિકાવ્યોમાં સૌન્દર્યાભિમુખ રઙ્ગદર્શી વલણ દેખા દે છે તો કેટલાંક કાવ્યોમાં વાસ્તવદર્શી વલણ. દા.ત. 'પ્રતીક'ની સવાર વિષયક રચના 'આછી જાગી સવાર' પ્રથમ પ્રકારની રચના છે તો 'સ્પર્શ'નું આ જ વિષયનું કાવ્ય 'મલ્લું' યથાર્થવાદી છે. કવિના વલણની સાથે જ કાવ્યભાષા, કલ્પનો, પ્રતીકો વગેરે પણ બદલાઈ જાય છે.

હસમુખ પાસેથી પ્રકૃતિનો વિનિયોગ થયો હોય તેવાં કાવ્યો ઘણાં મળે છે. શુદ્ધ પ્રકૃતિકાવ્યો ખૂબ ઓછાં તેમના પ્રથમ સઙ્ગ્રહ 'નમેલી સાંજ'ની મોટા ભાગની રચનાઓમાં પ્રકૃતિ ડોકાય છે. કવિએ પોતાને ઈપ્સિત અર્થચ્છાયા સ્ફુટ કરવા માટે પ્રકૃતિનો મુખ્યત્વે પ્રતીકાત્મક ઉપયોગ કર્યો છે. 'સાંજ' કાવ્યમાં આવતો સૂર્ય એનું ઉદાહરણ છે. નર્મદ-દલપતથી માંડી ઉમાશઙ્કર સુન્દરમ્ સુધીના કવિઓની કવિતામાં સૂર્ય અસંખ્યવાર આવ્યો છે, પરન્તુ ઠેસ ખાઈને અડવળતો સૂર્ય તો હસમુખની કવિતામાં પહેલી વાર જોવા મળે છે. આદિલ મન્સૂરી, સિતાંશુ યશશ્ચન્દ્ર, ગુલામ મોહમ્મદ શેખ વગેરે અદ્યતન કવિઓની કવિતામાં સૂર્ય ચન્દ્ર તથા પ્રકૃતિનાં અન્ય તત્ત્વોનું જે રૂપ જોવા મળે છે તેનું પગેરું હસમુખની કવિતામાં રાજેન્દ્ર-નિરઞ્જન યુગનાં અન્ય કવિઓની પણ કેટલીક બાબતોમાં જુદાં પડે છે. પોતાનો પ્રકૃતિપ્રેમ પ્રગટ કરવા કે પ્રકૃતિના તત્ત્વોનું માત્ર આલેખન કરવા કવિએ પ્રકૃતિકાવ્યો નથી લખ્યાં. તેમનો ઉદ્દેશ્ય તો પ્રકૃતિનાં તત્ત્વોનો વિનિયોગ કરી તે દ્વારા પોતાના યુગનાં વિષાદ, વેદના, હતાશા જેવા ભાવો દર્શાવવાનો લાગે છે. 'સૂર્યમુખી', 'સરોવર' જેવી થોડીક રચનાઓ જ એવી છે જેને વાચ્યાર્થ પૂરતી પણ શુદ્ધ પ્રકૃતિકવિતા કહી શકાય.

નલિનના બન્ને સઙ્ગ્રહોમાં પ્રકૃતિકાવ્યો મળે છે. બન્ને સઙ્ગ્રહનાં કુલ ૧૧૪ કાવ્યોમાંથી ચાળીસ ઉપરાન્ત પ્રકૃતિવિષયક કાવ્યો છે. એમાં ઋતુઓ-વિષયક તથા દિવસના પ્રહરોવિષયક કાવ્યો મોટા પ્રમાણમાં છે. વસન્ત અને વર્ષા કવિની પ્રિય ઋતુઓ જણાય છે. કવિ ઋતુકાવ્યોમાં માત્ર ઋતુચિત્ર આલેખી અટકતા નથી, તેની સાથે માનવભાવો ગૂંથી પ્રકૃતિ અને માનવ વચ્ચેના ગાઢ સમ્બન્ધને પ્રગટ કરે છે. દિવસના પ્રહરો વિષેની મોટા ભાગની રચનાઓમાં કવિનો રોમેન્ટિક મિજાજ જોવા મળે છે. સિંહવિષયક રચનાઓ 'સિંહ', 'સિંહગાન' તથા 'ઝુમાં સુન્દરીમાં આવતો સિંહનો ઉલ્લેખ પ્રતીકાત્મક ધારણ કરી જાતીય વાસનાની પ્રબળતા વ્યક્ત કરે છે. 'રેતપક્ષી' ફેન્ટસી પ્રકારની રચના છે. મોટા ભાગનાં પ્રકૃતિકાવ્યોમાં નલિનનો અભિગમ રાજેન્દ્ર, પ્રિયકાન્ત વગેરે સાથે મળતો આવતો હોવા છતાં નિરૂપણરીતિને કારણે તે અલગ મુદ્રા ધારણ કરે છે. અધિકાંશ પ્રકૃતિકાવ્યોમાં માનવભાવ પ્રગટાવવાનું કવિનું વલણ જોઈ શકાય છે.

રાજેન્દ્ર-નિરઞ્જન યુગના અન્ય કવિઓ ઉશનસ્, જયન્ત પાઠક, બાલમુકુન્દ દવે, પિનાકિન્ ઠાકોર, સુરેશ દલાલ વગેરેની કવિતામાં પણ પ્રકૃતિનો વિપુલ ઉપયોગ થયો છે. ઉશનસ્ અને જયન્ત પાઠકની પ્રકૃતિકવિતા તો અનેક દૃષ્ટિએ માતબર છે. કેટલાક અપવાદોને બાદ કરતાં ઉપર્યુક્ત કવિઓમાં પ્રકૃતિ પ્રત્યેનું રોમેન્ટિક, સૌન્દર્યાભિમુખ વલણ જોવા મળે છે. આ યુગનો એક પણ કવિ એવો નથી જેણે ઠીકઠીક પ્રમાણમાં પ્રકૃતિકાવ્યો ન લખ્યાં હોય. શુદ્ધ પ્રકૃતિકાવ્યોની વાત કરીએ તો પણ અન્ય કોઈ પણ યુગ કરતાં વધુ સંખ્યામાં નિર્ભેળ પ્રકૃતિકાવ્યો રાજેન્દ્ર-નિરઞ્જન યુગ પાસેથી આપણને મળ્યાં છે. આ પરથી ગુજરાતી કવિતાના ઇતિહાસમાં પ્રકૃતિકવિતા પૂરતો આ યુગ સૌથી વધુ સમૃદ્ધ છે એમ કહી શકાય.

(આવતા અઙ્કે સમ્પૂર્ણ)

## બલિહારી

રાજેન્દ્ર શાહ

કૉની હું ગાઉં બલિહારી ?
રે સઈ, કૉની પર જાઉં વારી વારી ?
ઘરમાંથી બ્હાર મ્હારું પગલું મણ્ડાય
ને જમણેથી નોળિયાનું જાવું,
ઝાંઝરમાં જોમ કાંઈ ઊછળી રહે
ને વામ આંખનુંય તે ફરકાવું
જોઉં આભનીય કેસરી અટારી.
ગામને પાધર અલી આવું ને સાંભળું હું
ટહુકી રહેલ કોઈ પક્ષી;
વચલો આ પ્હોર જાય એળે ન એમ
કોઈ કાજ તે જણાઈ રહ્યું ઝક્ષી;
રક્ત રાતે અઞ્જાઈ આંખ મ્હારી.
બીજું કેવું શું વાતને વધારી ?
રે સઈ, કૉની હું ગાઉં બલિહારી !

## તમારો ગ્રૂપફોટો જોઈને

ઉશનસ્

જૂની સામે ટાંગી ભીંત ઉપરની તસ્વિર મહીં
પિતા માતા-ફોઈ તમ ત્રયી નિહાળી હું રહું છું
તમારાથી હાવાં સ્થળ સમયમાં દૂર રહું છું,
અહીં પેલું મ્હારું. (અમ) વતન ના, એ ઘર નહીં,
અહીં મારી યે તે અવ વય તમારા જ સરખી,
તમે જેવાં ફોટામહીં દિસત, એવો જ હું અહીં,
હવે આંખો ઝાંખી, અધિક દૂરનું દેખતી નહીં,
અને એથી આગે સ્મૃતિ પણ શકે કૈં નિરખી.

તમારી ફોટામાં છબિ નિરખું ને આછું ઊઘડે
દિવાળીનું પેલું ઘર અમ જૂનું શૈશવ તણું :
રવેશે ટિંગાડ્યું કૂંડું તુલસીનું સૂકું તરણું
અને ખૂણે ખૂણે તિમિરનું જૂનું જંતુ જકડે.
તમારી ત્યાં જોઉં ત્રયી ત્રણ ખૂણે. હાથ લમણે
મૂકી બેઠી; જોઉં ચતુરથ ખૂણે એમ હું મને.

## પદપ્રાઞ્જલિ

હરીશ મીનાશ્રુ

(૧)

સાધો, વ્યાકુળ વનસ્થલિમાં
હરિ અમરિતનાં કરે છાંટણાં હરિણની પગલીમાં
વસન્તનું નભ ખીલ્યું નાભિમાં
મહુરત શીદને કાઢું
લઈ લ્યો ઘડિયાં લગન, શબદનું
સગપણ કરીએ ગાઢું.
કસ્તૂરિયાવસ્થામાં ઊઘલ્યાં અમે તો પ્રેમગલીમાં.
મધનું ટીપું ચાખ્યું ત્યાં તો
નખશિખ અમે પવિતર,
અળવીતરો છે સન્ત, વળી
એનાં છે અકળ ચરિતર;
અમે ભૃઙ્ગ : હરિ કરે પેંતરા બીડવા કમલકલીમાં

(૨)

સાધો, વિલસે અરૂપવિલાસા
સ્વયં મૌન જ્યાં નિવસે નિજમાં તે ગુજરાતી ભાષા,
ધવલ કપૂરીકાયા ધારી
ત્વચા તરલ પાંખડીઓ
એને સહજ ઉતરડી રચીએ
ચિદાનન્દ ચાખડીઓ;
સરસ્વતી, મધુપદમાં ધારો : એ જ સરલ અભિલાષા.
કખગઘઙ અઙ્ગમાં
રૂંવે રૂંવે ફરફરતાં
અમરપટો લખી આપે ક્ષરને
બાર અક્ષરો ઝરતા
સ્તુતિ સકળ ત્હારી પ્રસ્તુતિ : નિત નેપથ્યે વાસા.

(૩)

સાધો, સંગતિને સરનામે
બીજ એક રોપું ને તરત જ બેસું વૃક્ષવિસામે.
સ્પર્શ મુશળને કરું, સદ્ય એ
બને વિકળ બિસતંતુ
તંતુવાદ્ય રચીને રણઝણ
વાદન કરું. પરન્તુ...
શરત એટલી શ્રોતાગણમાં સન્ત બિરાજે સામે.
લોહથાળમાં સમરથ એક જ
મારે પારસમેખા
દેહ મટીને નેહ ભયો
શીદ ધારું ભગવાં ભેખા
અડસઠ તીરથ આજ એકઠાં થયાં અમારાં ગામે.

(૪)

સાધો, પુણ્ય થયાં હડકાયાં
કોઈ મહારાજા મહન્ત કોઈ, કોઈ કુબેરના જાયા
ઈન્દ્રપુરીનો અધિપતિ તું
કરે ધૂળ પર લીંપણ
માયાની સાથળના મરમી
જો, ધગડાને ઢીંચણ
સોનપતરીએ મઢી વાત પિત કફની કોમળ કાયા.
સુખદુઃખ તો સમદરના જળ પર
વિધિનું વસિયતનામું
અમને મળવું હોય તો લો
મુગતાફળનું સરનામું
અષ્ટ પ્રહર આનન્દે બૂડ્યાં મુરશિદનાં વહવાયાં.

(૫)

સાધો, મૃત્યુઞ્જય શીદ જાપે
હોય મરણિયો એ તો નિજની ચિતા ચેતવી તાપે
બોલ્યુંચાલ્યું માફ, ફોક કરવું
જે ચાવ્યું ધાવ્યું
ક્ષણના વાઘા ધરીને મૃત્યુ
બનીઠનીને આવ્યું
ભવની ભીંતો પડું પડું એનાં કંકુના થાપે
પિણ્ડ હોય તે પાકે, નિશ્ચે
નામ હોય તે વણસે
મુરશિદનાં મ્હેણાં પર
સાધુપુરુપ હોય તે કણસે,
પોતાની મુનસફી પ્રમાણે મરવાં આપોઆપે.

(૬)

સાધો, એ શું મદિરા ચાખે
દરાખનો જે મરમ ભૂલીને વળગ્યો જઈ રુદરાખે
નભ આલિઙ્ગન લિયે નિરન્તર
તોય વિહગ બૈરાગી
ભગવામાં યે ભરત ભરીને
સોહે તે અનુરાગી
એક અજાયબ મુફલિસ દેખ્યો જેને લેખાં લાખે
તુલાવિધિ મુરશિદની કરવા
મળે જો એક તરાજુ
સવા વાલ થઈ પડખેના
પલ્લામાં હું જ બિરાજું
ના ઉકલે એ કોઈ ઉખાણે, ના પરખાય પલાખે.

---

સુધારો : સપ્ટે-ઑક્ટો. ના અઙ્કમાં પૃષ્ઠ ૧૭ના 'હવે' કાવ્યમાં છઠ્ઠી લીટીમાં 'નળે' શબ્દને બદલે 'નભે' વાંચવું; આઠમી લીટીમાં 'નભરૂપે'ને બદલે 'નામરૂપે' વાંચવું; અગિયારમી લીટીમાં 'પ્રમાણ તવ'ને બદલે 'પ્રયાણ તવ;' વાંચવું.

## છો !

### ગીતા પરીખ

દેવાળું જ દીવાળી કરતી,
હોળી હોમે ઝાળે,
ઉતરાણે ઉર પતઙ્ગ તૂટે
બળેવ ખીસ્સું બાળે.
તહેવારોનો અર્થ કશો જ્યાં
'અર્થ' તણાયે જાયે !
ને એમાં વહેવાર ભળે ત્યાં
હર્ષ હણાયે ક્યાંયે !
બાહ્યાન્તરની ભીંસે માનવ
નિજને ક્યાંય ન ન્યાળે,
મથીમથીને ટાળે તોયે
અટવાતો ગોટાળે.
અન્તર અનરાધાર રૂએ, છો
લોક હસન્તો ભાળે,
મૂકી મોકળા દરવાજા ને
ડૂચ્ચા મારે ખાળે !

## ઈવ ગણે !

### કરસનદાસ લુહાર

થરથર ધ્રૂજે છે એનાં આંગળાં,
ઈવ ગણે આદમનાં પાંસળાં !
એકએક પાંસળીને અડકે છે આંગળી
ને આંગળીમાં ઊડે છે લ્હાય,
સૂતેલા આદમની આંખોમાં એક બીજી
ઈવ જાણે મીંઠું મલકાય !
સંશયનાં છલકે છે તાંસળાં,
ઈવ ગણે આદમનાં પાંસળાં !
મૂળ વગર ઝાડ ઊભું ઘટાટોપ લોહીમાં
ને સૂરજથી વરસ્યો અન્ધાર,
શ્વાસોમાં સૂસવતો અણિયાળો સન્નાટો
બુઠ્ઠી છૂરીને કાઢે ધાર !
વ્યોમ નિરાધાર અને
ઘેરાયાં વાદળાં !
ઈવ ગણે આદમનાં પાંસળાં !

## તીર સામે જઈશ ના

### સુશીલા ઝવેરી

આ ઉદાસી ભવ્ય વૈભવ ઝૂંટવી તું લઈશ ના,
લાગણીના ખાસ દેશે ઠેઠ ખેંચી જઈશ ના.

દ્વાર દિલનાં મેં સદા ઠાલાં જ દઈ દીધાં હતાં,
ખોલતાં હડસેલો દઈને ખાસ ખટકો દઈશ ના.

વેદના દેનારનો આભાર એ દે છે કવન
હે કવિ ! અપયશ દઈ તેને નગુણો થઈશ ના.

કોઈ આવે એ અતિથિ જાય એ પ્રણાલિગત
ક્યાંય તું ઉચ્છ્વસ્તિનો એને અધિકાર દઈશ ના.

જો નયન દિલથી નકારે જેને રોમે રોમથી,
એ મનુજના ગુપ્ત ખૂણે રાતવાસો રહીશ ના..

આ ઉપાદાનો બધા એના જ એ છોને રહે,
સ્નેહની સીમા વળોટી તીર સામે જઈશ ના.

## હવે

ઝાકીર ટક્ષારવી

છોડ ભાપાભૂત ને કાગળ હવે,
નીકળી જા કલમની આગળ હવે,

ભોંય પર ગોથાં લગાવી શું વળે,
તારલો થઈ આભમાં ઝળહળ હવે.

શ્વાસ ધીમા થૈ ગયા ઓ જિન્દગી,
ખૂટવા આવ્યા હશે અઞ્જળ હવે.
હું જ પિવડાવું તને ગંઙ્ગાનું જળ,
ખીલજે વેરાનમાં બાવળ હવે.
રઞ્જ લાવી કરબલા જેવી તરસ,
ફૂટશે પાતાળનાં યે જળ હવે.
કાઢજે અન્દાજ મારી પ્યાસનો,
જળ ભરોસે પી ગયો મૃગજળ હવે.

## એક ક્ષણ

ચન્દ્રહાસ શાહ

મ્હને મળે જો ક્ષણ એક એવી,
જેમાં બને આ મન પૂર્ણ શુદ્ધ,
ઇચ્છા સમૂળી શમી જાય સર્વ,
આત્મા તણો નિર્મળ ત્યાં પ્રકાશ.

ન્હાનેરી એવી ક્ષણ મૂલ્યવાન,
જાણી લઉં હું મુજથી મ્હને જ,
ત્યાં સત્યકેરું પ્રતિબિમ્બ સત્ય,
અનન્ત ત્યાં ખણ્ડિત ના ક્ષણોમાં.

આનન્દનો ત્યાં ઉદધિ અમાપ,
સૌન્દર્ય કેરી લહરો અથાગ,
અમાપ છે જીવનકેરું માપ,
અદૃશ્ય ના, ત્યાં સહુ દૃશ્યમાન

સન્તૃપ્ત સન્તોપ અનુભવાય
પ્રત્યેક ભાવિ ક્ષણ, વર્તમાન.

## થવા ન ચહું

સુશીલા ઝવેરી

સ્થિતપ્રજ્ઞ કદીએ થવા ના ચહું, કે,
પામું ન તરતમતા સંવેદનામાં.

પરદાનશીનેય પરદો હઠાવ્યો,
શે વેદના વ્યક્ત કરું વ્યઞ્જનામાં.

ભીતર અસ્તવ્યસ્ત થયું તું અજાણ્યે,
સ્કીઝોફ્રેનિયાની ઉત્તેજનામાં.

પરિસ્થિતિ ન્હોય સમતોલ એથી,
તૃપ્તિ-તરસ હોમાઈ ગૈ અજ્ઞનામાં.

જિંદગીમાં જીવન ન ભરી જાણું ત્યાં તો,
નનામી તો ઊપડી સ્થળમાં નનામાં.

તીવ્ર ગતિમાન ચક્રો સમાણો,
સમય સાવ ઊભો રહ્યો વઞ્ચનામાં.

ઊર્મિઓ વિપ પી અકાળે મરી ગઈ,
ના ગોકિરો કે ન થયાં પઞ્ચનામાં.

## ત્રણ રચના

પ્રવીણા આર. ગાંધી

૧ વાદળી બનીને વરસી
તો ય છમ કરતું
પાણી મ્હને જે દઝાડી ગયું.

૨ કેવાં ઉપર ચઢો છો ચઢાણ !
ને ઉપર જોતાં હું જ નીચે પછડાઈ.

૩ કોરી ધાકોર
આંખોની પાછળ ઘૂઘવે સાગર !
કે સાગરમાં વહે પાણી આંખોનાં.

## કલ્પના

### ધ્વનિરાણી દેસાઈ

ભિખારી છોકરાંઓ
જેમ ઘડીભર સ્થિર ઊભેલી
બાજુનાં ટ્રેકવાળી
ટ્રેનોમાં કૂદકા મારે,
એમ હું પણ મારું છું કૂદકા
ઘણી વાર
વાસ્તવિકતાથી કલ્પનામાં.
ને પછી
બાળકની જેમ
આવજો આવજો કરી
નીકળી પડું છું
પૂરપાટ જતી કલ્પનાની ડબલ ફાસ્ટમાં.
દરેક ફેરિયા પાસેથી ખરીદું છું, હું કલ્પના.
ને પછી જુદી જુદી કલ્પનાને ભેગી કરી
બનાવું છું અનોખું કોલાજ.

ત્યાં તો સિગ્નલ આવે
ને મારું છું કૂદકો
ને ઊપડી પડું છું હું જોડે ઊભેલી
વાસ્તવિકતાની ટ્રેનમાં.
આમ ને આમ કૂદકા મારી
સ્ટેશનો પણ ચૂકાઈ ગયાં છે
ને દિશા પણ ચૂકાઈ ગઈ છે,
કદાચ હું જ કલ્પના બની ગઈ છું,
હવે તો.

## મળ્યાની ચર્ચા છે

### હરદ્વાર ગોસ્વામી

કિનારે ચાર હોઠે બસ મળ્યાની ચર્ચા છે.
સમન્દર તો સદન્તર ખળભળ્યાની ચર્ચા છે.

સવારે અટકળોના અશ્વ તબડક તબડક, ને
કિરણ હર આશનાં સાંજે ઢળ્યાની ચર્ચા છે.

બધાયે બન્ધ બારણ બાબતે સદિયોથી ચૂપ,
ચહેરા બે મળ્યા ને સળવળ્યાની ચર્ચા છે.

પહેલાં 'કાવ્ય લખતો'ની હતી આંગણ આંગણ,
હવે થોડી ક્ષણો તમને મળ્યાની ચર્ચા છે !

હજી 'હરદ્વાર' ક્યાં મ્હેં તીર તાક્યું કે છોડ્યું ?
ને શ્વાસો કોઈનાએ ટળવળ્યાની ચર્ચા છે !

## વિણ ગણિત..

### હરદ્વાર ગોસ્વામી

કેમ તું ભણે છે !
વિણ ગણિત ગણે છે !

આંસુથી સીંચેલાં
વૃક્ષ છે, રણે છે !

વિણ ઉગાવ્યે હર કવિ,
શબ્દને લણે છે !

ત્હારું સ્મિત ઝરૂખો,
મ્હેક મન ચણે છે !

નભનું પિંઝરું પણ,
બાજ અવગણે છે !

## બે ગઝલ

કિશોર મોદી

૧

નામ તારું વાંચું છું લીટીલીટીમાં,
એક નવલી પળ મળી છે તુજ પ્રીતિમાં.

આજ ક્ષણ રોમાઞ્ચની પાછી મળી છે,
જાણી'તી ઉલ્લાસપૂર્વક મેં પીઠીમાં.

ભીંત પર પણ ખાલીપો ક્યાં છે હવે તો,
હું મરકતો જોઉં તુજ ચ્હેરો મિતિમાં !

એટલે આ ગામમાં આનન્દમાં છું,
તુજ સુવાસો આવતી રૂહે વીથિમાં.

ઝઙ્ખના કિશોર પોકારી રહી છે,
હું તને મળવાને આવું કઈ તિથિમાં ?

૨

આવ્યો રૂડો પ્રસઙ્ગ ફરવાનો સમય થયો,
ભેગાં મળ્યાં બધાં; મલકવાનો સમય થયો.

એમ જ દિવસ ગુલાબી ચ્હેરે બસ ઊભો હતો,
ત્યાં બોલ્યું કોઈ સૌને મળવાનો સમય થયો.

જીવનની જ્યાં વસન્ત લ્યો વીતી ગઈ પછી,
અન્તિમ ચરણ મહીં હરખવાનો સમય થયો.

સોનેરી સાંજ થઈ, સૂરજ હસતો ગયો વળી,
લે પેન હાથમાં તું, લખવાનો સમય થયો.

ચાદર સ્મરણની વાળી લઈ ભૂલી જજે બધું,
કિશોર જલદી કર, નીકળવાનો સમય થયો !

## નદી

(મૉનૉ-ઈમેજ)

મધુ કોઠારી

(૧)

બાળકના
વાંકાચૂંકા અક્ષર જેવી
જીવનનાં કયાં
વાક્યોને શોધતી હશે
આ નદી ?

(૨)

નદીકિનારે ઊભેલું વૃક્ષ
લાગે છે જે ભૂલા પડેલા માણસ જેવું
કદાચ પોતાના જ પડછાયાથી
થઈ જાય છે ભયભીત
અને
નદીનાં જળમાં
સન્તાઈ જવા કરે છે પ્રયાસ,
કદાચ નદી જ થઈ જાય છે !
નદીકિનારે ઊભેલું વૃક્ષ
હવે થઈ જાય છે
વહેતો લીલો રઙ્ગ....

(૩)

નદી વૃક્ષ જળ
જળ વૃક્ષ સ્નેહ
સ્નેહ વહેતું જળ ?
વૃક્ષ લીલો સ્નેહ !?
નદી સ્હેજ ગરમ
સ્નેહથી ?
નદી સ્હેજ પુલકિત
વૃક્ષથી ?

## જિન્દગી અને કવિતા

યશવન્ત ત્રિવેદી

જિન્દગીને તમે એમ જોયા કરી છે અર્ધી રેમ્બ્રાંના ચિત્રની ઉદાસ સાંજ સમી અસ્પષ્ટ
ને અર્ધી - પ્રભાતનાં ભાકોડિયાં ભરતાં સૂર્યકિરણોના પર્લ-ગ્રે પ્રકાશમાં

ત્હમે બારણું ઉઘાડવા જાઓ અને સદ્યસ્નાતા નોસિકાનાં સ્તનને તમારો હાથ અડી જાય અકસ્માતે

ને એ રાત્રે જાંબળી અન્ધકારતમાં ત્હમે પેલા સ્પર્શ પરથી એ સ્ત્રીનાં સ્તનને,
એની ઈજિયન બ્લૂ આંખોને, પવનને સ્પર્શતા એના સુવર્ણ કેશરાશિને,
એની નાભિને, ડેફડિલ ક્વીન પુષ્પને, પેલી ભીની ક્ષણને ચિત્રમાં ગોઠવવા મથો છો...
એને સૌન્દર્ય અને વેદના વચ્ચે ઊભી રાખવા ત્હમે કોઈક પ્રતીકની ખોજમાં નીકળો છાન્
પછી ત્હમે એને આશાના વિન્યાર્કમાં કે રોઝ ગાર્ડનમાં ક્યાંક બેસાડવા લૅન્ડસ્કેપની ગોઠવણ કરો છો
ક્યારેક આંબાના ઝાડ પર મન્જરીઓ મહેકી ઊઠી હોય તેવી ગ્રીષ્મની વિશ્રબ્ધતામાં
કે પહેલા વરસાદના છાંટાની માદક ગન્ધથી ઉન્મત્ત વર્ષામાં
એના શરીરની સુગન્ધને કઈ રીતે પ્રગટ કરવી તેની મથામણમાં પડી જાઓ છો-

પછી તે એપ્રોક્સિસમેટલી કવિતાની જેમ બધું ગોઠવવા માંડો છો -
તમારું રક્ત સહન કરી શકે તેનીયે બહાર નીકળીને
ત્હમે એને નિર્વસ્ત્ર ન્હાતી પૃથ્વીની જેમ જોયા કરો છો....!

રાત્રે બી.બી.સી. પર તમારો ઈન્ટરવ્યૂ લેતી પેલી સ્માર્ટ સ્ત્રી મધુર
સ્મિત કરીને પૂછે છે :
'તમને જિન્દગી કેવી લાગી ?'
ને લણ્ડનની અણ્ડરગ્રાઉન્ડ ટ્રેનની બારીના કાચ ઉપર
ઠણ્ડીમાં ધ્રૂજતા તમારા હોઠ પરથી ચોંટી જતી વરાળને પેલી ક્યાંય સુધી
જોયા કરે છે...
કારણ કે ઈન્ટરવ્યૂઅર સુન્દર સ્ત્રીનાં બે સ્તન વચ્ચે
ચન્દ્ર જોઈને તમે વિહ્વલ અને અવાક્ થઈ ગયા છો !

## નથી હાલનો

જિતુ પુરોહિત

દિસે છે ત્હને જે તલ ગાલનો,
એ ફોટો જૂનો છે, નથી હાલનો.

ક્ષણે ક્ષણને તેથી બધા પી લિયે છે,
ભરોસો નથી કોઈને કાલનો.

ત્હને હો કે ના હો મ્હને તો છે આજે,
હજી યાદ વરસાદ ગઈ સાલનો.

મકાનોમાં રોનક છે એ કારણે,
રવિ ઝળહળે છે કોઈ ભાલનો.

નથી કંઈ જમાનાએ નવતર કર્યું,
ફક્ત રઙ્ગ બદલ્યો છે દીવાલનો.

નવી રીત સાથે લડાઈ નવી છે,
છે કિસ્સો પુરાણો ખડ્ગ-ઢાલનો.

## ઈશ્વર-અનુભૂતિ
### દીપક ત્રિવેદી

જળમધ્યમાં જળ બાહ્યમાં જળ ભીતરે જળવિસ્તરે
કરપાત્રમાં તવ ગન્ધમાં સુગન્ધમાં ખળખળ તરે !

પગઘુંઘરું મનરેશમી અવસાદમાં હિમપર્વતે
વરસાદમાં રજમાત્રમાં ગજગામિની પળ નીતરે !

હરપદ્મમાં નભપત્રમાં નિજ-લેખિની તરુવર સમી
નવવિશ્વમાં મમહસ્તમાં મધુમાલિની ઝાકળ ભરે !

રણઝણ થતાં રૂપદર્શને નતમસ્તકે તમસા તીરે
કયમ ઝાલવું ઉપવસ્ત્રથી તવ નેત્રથી કાજળ ખરે !

મૃગચર્મ પર પદચિહ્નને પસવારતા નવ ચેતને
મર્મર થતાં વનપર્ણમાં પલવારમાં સ્થળ પાંગરે !

## બધું બારોબાર આવશે
### દીપક ત્રિવેદી

પહોંચ મ્હારા સુધી બધું બારોબાર આવશે,
કમળ તો શું સરોવર પણ ધરાર આવશે.

આ હવાના કાનમાં બે શબ્દ કહેતાંવેંત
સાંઢણી પર બેસીને અસવાર આવશે !

ડૂસકું સમ્ભળાવ મા હજુ ચારે તરફ તું જો,
ટાઢ-તડકો-ને પછી વરસાદ ધાર આવશે.

આ અમસ્તો બારણે બેસી શકે તો બેસ તું
ગેબી અવાજ કોઈ ખૂણેથી અપાર આવશે.

## માણસ
### શ્યામસુન્દર રખિયાણી

ના સાદો ના સીધો માણસ
ઊંધાથી પણ ઊંધો માણસ.

દરિયો ખાલી કરવા મથતો,
દુર્બળ, પાછો ગાંડો માણસ.

પ્હોંચ્યો સીધેસીધો સ્વર્ગે,
વર્ષોનો એ માંદો માણસ.

સીધા તો સૌ આગળ ચાલ્યા,
અટક્યો છે બસ આડો માણસ.

જાણે છે કહેવતને તો પણ
ખોદે છે કાં ખાડો માણસ ?

બસ ઠાલાં વચનો આપે છે,
લાવે છે ક્યાં ચાંદો માણસ ?

## શિવાલય
### રતિલાલ સથવારા

વિજન વનમાં દેરું ઊભું પુરાતન જીર્ણ થૈ,
જડિત સઘળું નીચે પોઢ્યું અનાદર પામતું,
મદન, અથવા અર્ધે અઙ્ગે, બૃહસ્પતિ, કિન્નરો,
મરક મરકે ઇન્દ્રાણી ને ઉપેન્દ્ર વિના શિરે,
યુગલ સઘળાં, જાળી, સ્તમ્ભો પડેલ અહીંતહીં.
અવ ન પગથી; ઊભું સૂનું ઘણું જ અવાવરું,

પણ પ્રથમ ત્યાં યાત્રી આવી વિરામ કરી જુએ -
નિરુપમ બધું શ્રી અગાઙ્ગે, નજાકત ભઙ્ગિમા.
પવન સરતાં વાસન્તીનો પલાશ થકી સરી
રમત કરતાં પારેવાંથી શિવાલય ગુઞ્જતું.
ગરમ દિવસે આભીરો ત્યાં ભરે મધુ સોણલાં,
વિધ-જળ ઢળે દેરા માથે નિશા તવ ખીલતી.

મધુર પળ જે ખીલી પ્હેલાં શમે અવ સામ્પ્રતે,
સ્વર ટહુકતા ધીમાધીમા અતીત પળો તણા.

## ઠાકોરનું મરસિયું

રતિલાલ સથવારા

હાય રે ઠાકોર !
પાદરથી જીવતા ઝલાણા બાપ,
ડેલી વળોટી ઊતર્યો' તો સાપ !
હાય રે ઠાકોર ! કેમ ભુલાશે ઠૂઝી પાણી ?
કેમ ભુલાશે બુલન્દ વાણી !
વાવને આરે હજી ત્હમારા ઘોડાની હાવળ સમ્ભળાય,
હજી તમારા કઙ્કુ પાળિયે ધીઙ્ગાણું વરતાય
હાય રે ઠાકોર !
લાલ હિઙ્ગલોક આંખે આંજી હજી તમારી રાણિયું જાગે,
હવે અધરાતે સોગઠાંબાજી કોઈ ન માગે.
અધરે મધરાતે સોગઠાંબાજી કોઈ ન માગે
અધરે મધરાતે ભેંકારે મ્હોરે ચોક
મારા રાજાજી !
કાજળકાળી રાતે મૂંગો ગોખ
મારા રાજાજી !
સાગરે સીસમના સૂના ઢોલિયા
મારા રાજાજી !
ગામને માથે દુઃખના ડુઙ્ગર ડોલિયા
મારા રાજાજી !
આંખોનાં અમરત અમે તો કેમ કરીને પામીશું !
પાવલિયુંનાં જોર ગયાં તે કેમ કરી ચાલીશું ?
હાય રે ઠાકોર !
ભમ્મર ભાલો ભીંતે ઝૂલે,
નાગણશી તલવાર હવે તો ક્યાંથી ખૂલે ?
હાય રાજાજી !
હવે અમારે લોહીનાં આંધણ,
મર્યો બધાંનો બાપ બધાંનાં સૂનાં આંગણ
અમે તમોને શું પાઠવીએ ?
આંસુનાં તોરણ મોકલીએ....
સ્વીકારજો મા-બાપ !

## ત્હમે આવો તો...

લાલજી કાનપરિયા

આ જગના છે જૂઠા વહેવાર હો રામ !
એક ત્હારી સઙ્ગાથ બાંધ્યો તાર હો જી.

મધદરિયે ઝૂલે હવે નાવડી હો રામ !
મ્હને ઊંચકી લ્યો પ્રભુ ! પવનપાવડી હો જી.

મ્હને ઘેરીને ઊભા ચાર ચોરટા હો રામ !
કાંઈ લૂંટે છે મારીને કોરડા હો જી.

મળી મારગે જાતાં પાંચ પૂતળી હો રામ !
મ્હને ભોળવે છે બહુ લળી લળી હો જી.

કોઈ બાજુમાં ઝીણું ઝીણું ગાતું હો રામ !
મ્હને અમલ પિયાલો ભરી પાતું હો જી.

ત્હમે આવો તો થાય બે'ક વાતું હો રામ !
મ્હારું ચિત્તડું રહે છે અકળાતું હો જી.

## શાની ખોટ ?

ધીરુ મોદી

ત્હારે શાની ખોટ ? ઓ મનવા, ત્હારે શાની ખોટ ?
ક્યારે પણ નહિ ઓટ, ઓ મનવા, ત્હારે શાની ખોટ ?

ત્હારે માટે રોજ સવારે પઙ્ખી ગીતો ગાતાં,
ચાર દિશાના વાયુ સઘળે સુગન્ધ લઈને વાતા.

ફૂલડે ફૂલડે જ્યોત ! ઓ મનવા, ત્હારે શાની ખોટ ?

ઘેલો ફાગણ ગુલાલ નાખી તુજને આખો રઙ્ગે,
પલાશપુષ્પો કઙ્કુ કેસર છાંટે ત્હારે અઙ્ગે
રઙ્ગીલા વિસ્ફોટ ! ઓ મનવા, ત્હારે શાની ખોટ ?

ત્હને નીરખવા ચન્દ્ર કલા પણ જરાક નીચે ઝૂકે,
ત્હને રીઝવવા ઈન્દ્રધનુ પણ કમાન તરતી મૂકે.

નહિ કિલ્લા, નહિ કોટ ! ઓ મનવા, ત્હારે શાની ખોટ ?

## બે ગઝલ

દિનેશ ડોંગરે 'નાદાન'

(૧)

સૂર્ય જેવું ઝળહળે એ કોણ છે ?
મીણ માફક ઓગળે એ કોણ છે ?
આંગણે જેનાં પડે પગલાં પછી,
ઘરની ભીંતો સળવળે એ કોણ છે ?
સહેજ અમથોયે મ્હને જોઈ ઉદાસ,
રાત આખી ટળવળે એ કોણ છે ?
આંખ-મન-નાભી લગોલગ ઊતરી,
રક્તની ભીતર ભળે એ કોણ છે ?
ચોતરફથી હો સતત ખેંચાણ પણ -
ઘર તરફ પાછો વળે એ કોણ છે ?
સાંજ શણગારો સજી બેસે અને
જઈ ક્ષિતિજોમાં ઢળે એ કોણ છે ?

(૨)

લઈ અપેક્ષાઓ બધી સગપણ સુધી ગયો,
એમ ભીતરમાં પડેલા વ્રણ સુધી ગયો.

હું જ મ્હારી હસ્તીનો પડકાર ઝીલીને
કાળથી છુટ્ટી પડેલી ક્ષણ સુધી ગયો.

આ વ્યથાઓ મૂળસોતી નાથવા કદી
જાત છોડી નીકળેલા જણ સુધી ગયો.

પહોંચવાનું ક્યાં હતું, પ્હોંચી ગયો છું ક્યાં ?
આજ લગભગ એટલી સમજણ સુધી ગયો.

હાંફતું "નાદાન" હરણું જોયું તે પછી,
વેશ હું જળનો ધરીને રણ સુધી ગયો.

## બે ગઝલ

ગુણવન્ત ઉપાધ્યાય

### જગાડે છે

હાથ પકડી એકડો ઘૂંટાવે છે,
એ વિચારો કેટલા કરાવે છે.

નાવ શ્રદ્ધાની લઈ ઝુકાવ્યું તો
કોણ સામેથી કિનારો લાવે છે ?

આપણું હોવું વિરામસ્થળ જેવું
અવનવા યાત્રી અહીં પધારે છે.

લાગણીનો તન્તુ સહેજ લમ્બાયો
પેન, કારણ શબ્દથી પલાળે છે.

શબ્દની પહેચાન આગવી કિન્તુ
જાણવાની શર્ત પહેલાં લાદે છે.

આંખ ચોળી, જાગતાં તરત જોયું
આપણા પહેલાંનો કોઈ જાગે છે.

આપણા પહેલાંથી કોઈ જાગે છે,
એ જ ઢણઢોળી ત્હને જગાડે છે.

### મુકામ આવે છે

એક સઘળું એકમાં સમાવે છે,
એની ઇચ્છાથી જ છૂટું પાડે છે.

કોઈને દેખાય છે ક્યાં કારીગર
એકલો દશ્યોની પાર મહાલે છે.

કોઈ ઇશારા ઉપર એ નાચે ને
કેટલાને એ જ તો નચાવે છે.

પદ, ભજન, આરતી કે અર્ચનમાં
શબ્દરૂપો ઝૂઝવા પ્રમાણે છે.

દેખતાંને ક્યાંય પણ ન દેખાતો
એ હજુ સુરદાસને રમાડે છે.

આપણું સુરદાસ જેમ ચાલે તો,
ચાલતાં મુકામ કોઈ આવે છે.

ચાલતાં મુકામ કોઈ આવે છે,
એની ઇચ્છાથી જ એ ચલાવે છે.

## ચાર મુક્તકો
### એસ. એસ. રાહી

૧

વાટકીમાં ઉષ્ણતા બોળી જુઓ,
શુષ્ક કિરણોને ય ઢણઢોળી જુઓ.
કેમ આ પળિયું સુકાતું જાય છે,
આટલામાં રણ હશે ખોળી જુઓ.

૨

અહીં વૃક્ષ નીચે હું પલળી રહ્યો છું,
ઊભો છું છતાં ક્યાંક રઝળી રહ્યો છું.
બુઝાયેલી મીણબત્તી શો ઘાટ મ્હારો,
એ અફવા છે કેવળ કે પીગળી રહ્યો છું.

૩

ઘર હજી અકબન્ધ છે મ્હારું છતાં,
હું નવાં શમણાંની ભીંતો કાં ચણું ?
હસ્તરેખાઓ નથી ગમતી મ્હને,
પણ હથેળી છોડી મ્હારે ક્યાં જવું ?

૪

પર્વતો ખૂંદી ચરણ પાછાં ફર્યાં,
બાગમાં ઘૂમીને રણ પાછાં ફર્યાં.
જ્યારથી ખારાશને હું પી ગયો.
ઝાંઝવાં પીવા હરણ પાછાં ફર્યાં.

## નમૂના તરીકે
### હરદ્વાર ગોસ્વામી

પરમ પ્રેમ પદના નમૂના તરીકે
ગઝલ સર્વ ક્ષણના નમૂના તરીકે.

અમાસી આ વદના નમૂના તરીકે.
મ્હને લ્યો, દરદના નમૂના તરીકે.

નસેનસને ચીરી, લઈ લે તું લોહી,
અમારા શબદના નમૂના તરીકે.

જરા સ્મિતથી થાઉં ઝળહળ ઝળઝળ,
ત્હને લઉં શરદના નમૂના તરીકે.

ત્વચામાં રૂંવાડાં બની જાય કણ્ટક,
વિતક હોય વનના નમૂના તરીકે

નમૂના તરીકે, નમૂના તરીકે,
ગઝલ છે ગઝલના નમૂના તરીકે.

## છે જાણ પાકી ફેફસાં અઙ્ગે
### મનસુખવન ગોસ્વામી

નથી ક્યારેય પૂછ્યું એમણે પણ હાદસા અઙ્ગે,
અમે આમેય બેપરવા અમારી આ દશા અઙ્ગે.

ગણો તો છે જગત આખુંય આ ચોપાટ શમણાંની,
પછી શો શોક, પાસાં, સોગઠી અથવા કશા અઙ્ગે ?

સહજ રીતે રહીએ ને હરીએ ને ફરીએ બસ
અમે વાકેફ ક્યાં એવા અમારા કો ઠસા અઙ્ગે.

'ગ' જેવો દાગ આ છાતીના એક્સ-રે મહીં આવ્યો,
હવે 'ઝલ' આવશે, છે જાણ પાકી ફેફસાં અઙ્ગે.

શબદના સઙ્ગની ઊંચાઈ પર પૂગી ગયા કેડે,
કદી ક્યાં આવતો અમથો વિચારે પણ નશા અઙ્ગે.

રહે છે એક કવિ નામે મનોહરભાઈ ત્રિવેદી,
નથી મિતવા ખબર બીજી કશી અમને ઠસા અઙ્ગે.

ગઝલ એનાં ગુણીજનને ગમે છે, એ જ કાફી છે,
અરે હે મન ! વ્યર્થ ચિન્તિત રહે તું નામના અઙ્ગે.

## પથ્થરની પ્રાર્થના

### રતુભાઈ દેસાઈ

જડ પથ્થર છું, ખરડબરડ છું, તાપે તપવા દો;
ક્યારેક મીણમાં કે નવનીતમાં મુજને ભળવા દો !
જરીકે મ્હને પીગળવા દો !

કિઙ્કર કૃષ્ણતણો ચહું થાવા, કઙ્કર મટવા દો,
જરીક ઘસાઉં, લીસો થાઉં, જલ પર પળવા દો.
જરીકે મ્હને પીગળવા દો !

કલકલ ખળખળ અકળ નિનાદે, જે નિત ઝમઝમ થાય,
સ્થલથી ઊઠી જલમય ધારે ઝરણું વહેતું જાય;
તે ધારાની ધારે ધારે, મુજને પળવા દો.
મણ પથ્થરની કણકણ થઈ મૃણમયમાં ભળવા દો !
જરીક રે ! મ્હને પીગળવા દો ?

અઙ્કુર થઈને ઊગું. કૂંપળ થઈને ફૂટવા દો !
તુંમય તુંમય તન્તુ તારે, તડતડ તૂટવા દો!
પ્રભુજી ! મ્હને પીગળવા દો!

## ખોખાં

### બઙ્કિમ રાવલ

ઠાંસી ઠાંસી ખૂબ ભરેલાં
ખાલી ખાલી ફોફાં.
હવાનાં પીચ્છા, હવાનાં ગીતો
સરસ મજાનાં ખોખાં.

ખોખાંને બસ એક જ કામ,
હવા પચાવી પાડો;
હવા પચાવી પાડો, ભાઈ વાહ !
હવા પચાવી પાડો.

ખોખાં તો બસ ભેગાં થઈને
કરે ગજબના ખેલ,
ખોખાંમાંથી મોંઘી વસ્તુ
સાંપડવી નહીં સ્હેલ.

## ગમતી'તી હું !

### હંસા રાજદા

કે'ને તે હેં ! ત્હને સાચકલે ગમતી'તી હું ?
અણસારો, નંઈ ને ઈશારો ય નંઈ -
કે ત્હને સાચકલે ગમતી'તી હું.
તડકાને ચોસલે બેઠાં આપણ બે
વાદળિયું કરતી'તી વાતું,
કેટલી યે વાર મ્હેં તાકી ને તાક્યું
ત્હારી કીકીઓ કેતી'તી હાચું
કે ત્હને સાચકલે ગમતી'તી હું!
ચાંદલિયે કોઈ દિ' ભેટો થિયો નથ
કોયલે ટહુકો નથ કીધો,
કોણ જાણે શમણાં કૈં કહી ગ્યાં કાનમાં
સાનમાં અસ્સલ કૉલ દીધો -
કે ત્હને સાચકલે ગમતી'તી હું.
મોર જ્યમ આમ આવ ઓરો ઓરો
હાથ હથવારે લે મુને આંતરી
ઢેલ જ્યમ વાંહે હું હુલાસે હાલું
થૈ જાય કે વાયરાને ખાતરી -
કે ત્હને સાચકલે ગમતી'તી હું.

## સતત

### રાકેશ દેસાઈ

મેજ પર ચશ્માં પડેલાં તાકતાં સતત
દૃશ્ય આગત કે વિગતને પામતાં સતત.
આપણી વાતોય જો હું નીરખી શકું,
રઙ્ગમઞ્ચ કૈંક નાટક જામતાં સતત.
બન્ધ ઘરમાં ભીંત પર પીળી છબી હશે,
ને ટકોરા બારણાં પર વાગતા સતત.
સ્વપ્નને સ્પર્શી શકે છે બન્ધ પોપચાં,
રાહ જોતાં ટેરવાં તો જાગતાં સતત.
કાવ્ય-સર્જનમાં જરૂરી છે ભલે કસબ,
શબ્દ જે પ્હેલા મળે તે ફાવતા સતત.

## અમલ અવનિનો

### પીયૂષ પણ્ડ્યા 'જ્યોતિ'

હે પ્રિયે ! સુનામિકે !
અનન્તના પ્રવાસનો ના કશો ભય મ્હને,
ના સ્વજન વિણ જીવનનો રસ મ્હને.

આ પૃથિવી
 હા, સુન્દર સુહાસિની,
 નિત્ય નૂતન નેહદાયિની,
અઢળક આનન્દદાત્રી,
 અકળ ધૈર્યધાત્રી.

આ વસુન્ધરા
 મધુર મીઠાં પ્રણયભીનાં
 સ્નેહીના દાન દેનાર દુર્લભ
અન્ય ક્યાંયે જાણ્યું નહીં જે સુલભ
 પૃથિવી એવી આ અલભ !

શું સ્વર્ગ ?
ને શું દેવલોકવર્ગ ?

છે ત્યાં કશો વિરહ-કસક-મધુ-અર્ક ?
છે ત્યાં જ શું પ્રેમવું કેવળ પ્રેમઅર્થ ?

હે સુનામિની !
ત્હારાં નયનની મૌન વાણી
 પુનિત સ્નેહની સરવાણી !
છે બીજે કોઈ જગે હોય જાણી ?

આ વસુધા -
 માનો જીવનસુધા !
યુગોથી જે મહેકતી
 ગુઞ્જરતી ગીતો પ્રેમસૌન્દર્યનાં
હોય જ્યારે જવાનું અહીંથી મ્હારે
માગું પળે તે સફરમાં હોય તું સાથે
અને ચહુ ફરી ફરી જનમવા સઙ્ગે સઙ્ગે
મધુમય જીવન-ઉત્સવ ઊજવવા ઉમઙ્ગે,

ચડ્યો પ્રિયે !
 આ અવનિનો મ્હને અમલ ચઙ્ગે !

## અમે અછતના જણ

### પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'

ભલે ભોંયમાં ભણ્ડાર્યા પણ અમે નથી ભમ્ફોડી;
આષાઢી વાદળ ઊમટ્યાં તો ફદફદતી કઙ્કોડી.
સેંજળનાં અઞ્જળ ના જેને ખીજડો છું કાંટાળો,
કોઈ કોઈનું સગું ન સન્તર ત્યાં છાંયાળો માળો;
જાઈ-જૂઈનાં જાણું ના હું છું શેઢાની ડોડી. - ભલે૦
જતાં આવતાં ક્યાં અટકે છે વાદળ છેલછબીલાં?
જીવારખમાં મૃગજળ આંધી રવ-રવ રેત-કબીલા.
એકાંતરે પણ વરસે ભરપૂર સોનાં લઈએ ગોડી. - ભલે૦
દૂર દેશના લીલા કાગળ વાંચું હરદે બાંધું,
નદી-સોયમાં ઝરણાં પ્રોવી ફાટ્યા સમદર સાંધું;
રેવાજલ સામે મળશે એ આશે ગાલ્લી જોડી. - ભલો૦

## જશે આગળ

સતીન દેસાઈ 'પરવેઝ'

કદીક એમ એ દીદારથી જશે આગળ,
ગમે ત્યાં પહોંચશે અન્ધારથી જશે આગળ.
અકળ ભલેને હો અણસારથી જશે આગળ,
કશું ઝીલ્યા વિના પડકારથી જશે આગળ.
ઊભીને ત્યાં જ સકળ પારથી જશે આગળ,
ત્યજીને મોજ એ તરનારથી જશે આગળ.
તું નિત્ય ચણતો રહે છો દીવાલ શ્વાસોની,
એ શૂન્ય જેમ બધાં દ્વારથી જશે આગળ.
વધાવશે ન ફક્ત મૂળ મારું તરણાવું,
કે મારું ફૂટવું સચ્ચારથી જશે આગળ.
સતત ત્યાં મીટ નિરાકારતા જ માંડે પણ
કદી એ તત્ત્વ ન આકારથી જશે આગળ.
થશે પ્રવાસની આખર અહીં ગગગશરૂઆતો,
પળોય જે પળે ધબકારથી જશે આગળ.
ઝળકવું મોક્ષનું માની ન લે જ આખરનું,
હયાત રિક્ત એ ઝબકારથી જશે આગળ.

## વિસ્તારીને જોયું છે

સતીન દેસાઈ 'પરવેઝ'

ધારી ધારીને જોયું છે, કૈંક વધારીને જોયું છે,
ઝળહળ ઝળહળ ઊતરે જે કૈં એય નકારીને જોયું છે.
જોવાની સૌ રમણાઓથી મેં પરવારીને જોયું છે,
આમ જુઓ તો કિરણો ભેળું આંખો ઠારીને જોયું છે.
બ્રહ્માણ્ડોની માફક ક્યારે મેં અવતારીને જોયું છે !
ગેબ અદીઠના હોવાને પણ મેં પડકારીને જોયું છે.
પારપારનાં વ્હાણોથી પર, હોવું યે ઓગળતું આખર,
જોતાંજોતાં ડૂબે સઘળું યુગયુગ તારીને જોયું છે.
પિણ્ડપિણ્ડને પ્રજાળતા આ ગઝલ-ભજનના ધખતા ધૂણા-
એય અમે પણ રમતરમતમાં થૈ ગિરનારી, ને જોયું છે.
આકારોને ઓગાળીને નક્કરતા ક્યાં ખોઈ છે મેં
અન્ધારામાં પ્રગટે છે શું એ કણ્ડારીને જોયું છે.
વણખેડ્યા કિરણોના પન્થે અન્ધારાના અશ્વ પલાણી
અજવાળું પણ કાળ-કાળને મેં સચ્ચારીને જોયું છે.
ઊંડેઊંડે સાવ અચાનક ચીર સ્વરોનું લોપિત થાવું,
ઊંડે ઊંડે સાવ અમસ્તું મેં વિસ્તારીને જોયું છે.

## શ્વાસને સરવર

વિષ્ણુ પટેલ

એક ચિત્તે શ્વાસને સરવર તરો,
મત્સ્ય ત્યાગી મોતીનો ચારો ચરો.
જાતરા કે હજ કર્યાથી શું વળ્યું.
સાવ જો પલળ્યાં વગર પાછાં ફરો?
ઊભરાનું તો ભલું પૂછવું, ભલા;
સાવ સુક્કી ભોમમાં ફૂટે ઝરો!
થઈ જવું જો હોય માલામાલ તો
જાતને જઈ શૂન્યને શરણે ધરો.
ખુદ સફર પહોંચાડશે મઞ્જિલ સુધી
માત્ર ઓળખી શકો જો ઉમ્બરો!
કાન દઈ સઙ્ગીત ત્યારે સાંભળો
હોય જ્યારે મૌન બાવન અક્ષરો!
ના સવા રૂપિયો શ્રીફળ એને ખપે;
સાવ બાળક થઈ અને લાયક ઠરો.
લીન થાવું એટલું સહેલું નથી.
સાંભળી લો, હાથ સળગે પણ ખરો !
શક્ય છે કેવળ તમાશો થઈ રહો,
જો કટોરો ઝેરનો ભાળી ડરો.
લાલ ભાળી થાંભલો ના થરથરો;
કીડીઓ દેખાય એવું કંઈ કરો.
એની રહેમત ખૂટવું જાણે નહિ;
ગાંસડી લ્યો કે ભલે ગાડાં ભરો !

## અનુવાદ

# તપ્ત ચૈત્ર-દિને

અનુ. રાજેન્દ્ર શાહ

આધેક ઘુમે નયન ચુમે સ્વપન દિયે જાય.
શ્રાન્ત ભાવે યૂથીર માલે પરશે મૃદુ બાય.

વનેર છાયા મનેર સાથી વાસના નહિ કિછુ -
પથેર ધારે આસન પાતિ ના ચાહિ ફિરે પિછુ -
વેણુર પાતા મિશાય ગાથા નીરવ ભાવનાય...

મેઘેર ખેલા ગગનતટે અલસ લિપિ-લિખા,
સુદૂર કોન્ સ્મરણપટે જાગિલ મરીચિકા.

ચૈત્રદિને તપ્ત વેલા તૃણ-આચ્ચલ પેતે
શૂન્યતલે ગન્ધ-ભેલા ભાસાય બાતાસેતે -
કપોત ડાકે મધુરશાખે વિજન વેદનાય.

**-રવીન્દ્રનાથ ઠાકુર**

થાકેલા મ્હારા ભાલને હવા જૂઈના કોમલ કરે.
સ્પર્શી, ચૂમી ઊંઘમાં આવ્યાં નયને, સ્વપન ધરે.
વન-છાયા મુજ મનની માયા
વાસના ના કોઈ અવર;
પથતટે મુજ આસન
ના હું પાછળ નાખું નજર.
નીરવ મ્હારે ભાવ બળે વેણુ પર્ણની મર્મરે.
ગગનમહીં મેઘની લીલા મન્દ લિપિ-લેખા,
સ્મરણને પટ સુદૂરની કંઈ જણાય મરીચિકા.
પાથરી નિજી પાલવને
તૃણ, તપ્તા ચૈત્ર દિને,
શૂન્યે ગન્ધ-મનાઈ મૂકે
વ્હેતી વાયુનાં વ્હેણે
મહુડે બેઠું કપોત બોલે એકલ વેદન-સૂરે...

*

દુષ્ટઃ શબ્દ ! સ્વરતો વર્ણતો વા
મિથ્યા પ્રયુક્તો ન તદર્થમાહા
સ વાગ્વજ્રો યજમાન હિનસ્તિ
યથેન્દ્રશત્રુઃ સ્વરતો પરાધાત્ ॥

(ઇન્દ્રશત્રુઃ વૃત્ર) **-પતઞ્જલિ મહાભાષ્યમાંથી**

જે વર્ણ કિંવા સ્વરની અશુદ્ધિથી
પ્રયુક્ત હો શબ્દ, - ન અર્થસાધક.
તે વાક્વજ્રે હત થાય યાજ્ઞિક
સ્વરાપરાધે જયમ ઇન્દ્રશત્રુ.

*

મધુમન્મે નિક્રમણં મધુમન્મે પરાયણમ્ ।
વાચા વદામિ મધુમદ્ ભૂન્મેસં મધુસંદશ ॥

**-અથર્વ ૧-૩૪-૩**

મધુમત્ આવવું પાસે, મધુમત્ મ્હારું હો જવું;
મધુમત્ મ્હારી હો વાણી, સર્વથા મધુસદશ.
(મધુમય - માધુર્યે - મધુરા)

## બે પાત્રો / રાજેન્દ્ર શાહ

### ઝમકૂડી

અલી ઓ ઝમકૂડી !
ઘડીક અહીં
ને નજર માંડું ત્યાં
હોય ગામને પાધર ભમતી રમતી એવી
ક્યાં ગઈ હરખપદૂડી ?
કેમ વાળવી એને, એનાં જોઈ અડપલાં ભારે ?
લઢવા જઉં ત્યાં લાડ કરે, એને શું કરવું મ્હારે ?
મ્હારાં ક્યાં છે ફોફળ સૂડી !
પરણીને શું કરશે ? મ્હારી ઊંઘ ગઈ છે ઊડી !
ગાશે ને ગાગર પર દેશે તાલ હાથની ચૂડી !
સાદ કરીને, થાકી આવ, જે સૂરજ મોભે આવ્યો,
ત્હારે કારણ ભાતભાતનાં કંઈક રમકડાં લાવ્યો;
જોને વાત કહું છું રૂડી
અલી ઓ ઝમકૂડી !
અરે કોણ પાછળથી ખેંચે આમ ઓઢણું મ્હારું !
ઓ તું ! આવી રહી વળૂંબી
"ઘર પાછળ હું તો રમતી, બા, જોને આવી ઊભી."

### જડાવબા

(કટાવની ચાલ)

સોમાં બે કંઈ ઓછાં એવું જડાવબા તો બોલે,
તો પણ
વાળુ કરી, પરવારી, ઢળતે દિવસ ઓટલે બેસી
પોળનાં બધાં
વાત કંઈ માંડે ઠણ્ડા પહોર તણી જ્યાં, ત્યારે
કોઈ ન એમની તોલે.

ભલે દાંત બેચાર આંખની ઝાંખ, છતાંયે
અવાજ ઓળખ બધું નીતર્યું
વાત હિલોળે ચડતી (અહીંથી તહીંથી મળતાં વ્હેણ
કથામાં કથા આવતી એમ)
નહીં નિજ પરનું એવો ભેદ, પૂર્ણ બહલાવ-
આયખું આખું એમનું
આવી ખેલતું ખોળે...

ઠણ્ડી પવન લહર-
જાણે ના હોય આંગળી વચલી એવી-
રહે આંજતી આંજણ આનું - નીન્દરનું, હો ઘેન-
ઊઠતાં રામનામની સાથે, જડાવબા ને સૌયે
ઘરઘરનાં દેવાય બારણાં.
ને નીરવતા -
રાત જનેતાનો કોમલ કર સૌને ભાલ-કપોલે.

## સાઈકલ

રાજેન્દ્ર શાહ

મ્હારા જન્મદિવસની મુજને ત્રણ પૈડાંની સાઈકલ
મળી, અને મ્હારા પગમાંહી થનગનતું આવ્યું બલ.

પોળમહીં બાળક સૌ ભેળાં,
એક પછી એક વારી,
એમ અમે કિલ્લોલ કરન્તાં
કરીએ મઝા, સવારી.
લાલ, પીળી, લીલી લાઈટ ન, નહિ પોલીસથી ડરવું,
અહીંથી ત્યાં, ત્યાંથી અહીં, અવળું, મન ફાવે તેમ ફરવું.

ટ્રીન ટ્રીન ટ્રીન ટ્રીન બજે ઘણ્ટડી,
ખસી જાવ વચ્ચેથી,
મારગમાં ઊભાં, ને આવે
ત્હેને એમ કહેતી.
અધવચ્ચે અટકાવે એને રડાવાય શી રીતે ?
પજવે તોયે બ્હેન ખરીને ! આપી દઉં હું પ્રીતે.

આંગણમાં બેઠેલી બા આ જોઈ બહુ હરખાતી.
કામકાજની ભેળું ગમતું ગીત ગુઞ્જતી ગાતી.

## પિઞ્જરનો પોપટ

(બાલગીત)

મંગળ રાવળ 'સ્નેહાતુર'

મીઠું મીઠું બોલે રણઝણિયાં લ્યો,
હીંચકે પોપટ ડોલે રે ! પિંઞ્જરિયાં લ્યો !
માડી મરચું દેતી રણઝણિયાં લ્યો,
બેની શબ્દ શીખવે રે ! પિઞ્જરિયાં લ્યો !
'દાદી બેટા કહેતી રણઝણિયાં લ્યો,
કરમાં લઈ પમ્પાળતી રે ! પિઞ્જરિયાં લ્યો !
ભાભીને ના ગમતું રણઝણિયાં લ્યો,
દોઢી ઊભી દેખતી રે ! પિઞ્જરિયાં લ્યો !
દાદા ખબર રાખતા રણઝણિયાં લ્યો,
ભાભીને સમજાવતા રે પિઞ્જરિયાં લ્યો !
બન્ધવ શાળા ચૂટે રણઝણિયાં લ્યો,
એકડાને ઘૂંટાવતો રે ! પિઞ્જરિયાં લ્યો !

ઑફિસ હું આવતો રણઝણિયાં લ્યો
પખા આવ્યા કહીને રે પિઞ્જરિયાં લ્યો !
ઊડતો સામે આવે રણઝણિયાં લ્યો,
પ્રીતથી વળગી પડતો રે ! પિઞ્જરિયાં લ્યો !
સાંજે રોજે ફહેતો રણઝણિયાં લ્યો,
હાલ્યને પપ્પા ફરવા રે, પિઞ્જરિયાં લ્યો !
અમે ગુલશન જાતા રણઝણિયાં લ્યો,
ભેળ ને પૂરી ખાતા રે ! પિઞ્જરિયાં લ્યો !
જઈને મોડા આવી રણઝણિયાં લ્યો,
સૂતા ગોઠડી કરતા રે ! પિઞ્જરિયાં લ્યો !

## યોસેફ મૅકવાન

### શુભેચ્છાઓ

અને
એણે મ્હને કહ્યું :
''મિત્રોએ
પચીસ પૈસાના પોસ્ટકાર્ડ ઉપર
લખી મોકલેલી
શુભેચ્છાઓ
મ્હને ઘણી કામ લાગી છે;
પેલા આશ્રમરોડ ઉપર
ચારે બાજુએથી ઘેરાયેલા
ગાંધીજીની નજર સામે
બેફામ દોડતી બસની હડફેટમાં
હજી હું આવ્યો નથી;
પેલા તિલકરોડ ઉપર
હવામાં એકાકાર થઈ ગયેલા
પેટ્રોલ-કેરોસીનના ધુમાડામાં
હજી હું ઓગળી ગયો નથી,
પેલા ગાંધીરોડ ઉપર
કોઈ ખૂણામાં ફૂટપાથ પર
મ્હારા પાકીટને સ્પર્શ કરવા
કોઈ લોહીચૂસ છરીએ પ્રયત્ન કર્યો નથી,
અને
હું જીવતો છું એમ પુરવાર કરવા
પેલી કચેરીના મરી ગયેલા માણસો સામે
હજી મ્હારે જવું પડ્યું નથી.
સાચે જ સને ૧૯૯૯ માટે
મિત્રોએ પાઠવેલી શુભેચ્છાઓ
મ્હને ઘણી કામ લાગી છે,
બરાબર ને ?

-ચન્દુ મહેસાનવી

કવિ માત્ર શબ્દો દ્વારા સમાજ સાથે, કે પોતાની જાત સાથે સતત સંવાદ રચતો હોય છે. એ સંવાદના શબ્દરથ થયેલા એવા ભાવપુદ્ગલોમાંથી કાવ્યસુગન્ધ પ્રગટતી રહે છે. આપણા ચિત્તમાં સઞ્ચોપાયેલા, સઙ્ગ્રહાયેલા સંસ્કારો સાથે જ્યારે તે તાલ મેળવે છે ત્યારે આપણને તે રચના સ્પર્શી જાય છે. અન્ય રીતે સમજીએ તો કવિતાના સૂક્ષ્મ મર્મનો ધ્વનિ આપણા મનોજગતમાં આન્દોલનો જગાડે છે ત્યારે કશુંક પામી ગયાનો પડછાયો આપણને ઝબકાવીને, પુલકિત કરીને ચાલ્યો જાય છે. કાવ્યાનન્દની આવી ક્ષણ આપણને ક્યાંથી, કયા કાવ્યમાંથી ક્યારે કેવી પરિસ્થિતિમાં પ્રાપ્ત થશે એનું કોઈ ગણિત હોતું નથી, કોઈ નિયમ હોતો નથી.

'શુભેચ્છાઓ' એ કવિ શ્રી ચન્દુ મહેસાનવીએ વર્તમાન જીવનની ઉપહાસયુક્ત લાચારીને કટાક્ષ દ્વારા સબળ ઉપસાવી છે. કવિ જે પરિસ્થિતિમાં શ્વાસ લઈ રહ્યા છે એ આપણોય સમય છે. તેથી એ લાચારી, એ કટાક્ષ કવિ પૂરતાં મર્યાદિત ન બનતાં આપણાં સંવિતનેય ઉઝરડી જાય છે એથી સીધી-સાદી અભિધાયુક્ત પદાવલિઓ પણ કટાક્ષના ભાવસન્દર્ભે કાવ્યાત્મક રૂપ લઈ લે છે.

અને
એણે મ્હને કહ્યું-

આમ, કાવ્યારમ્ભ નાટ્યાત્મક ઉક્તિથી થાય અને ન વર્ણવાયેલા એવા ચિત્તભાવ સાથે આપણું મન સહજ રીતે એમાં સઞ્ચોપાઈ જાય છે સન્ધાઈ જાય છે. એટલે પછીની પઙ્ક્તિઓ અભિધાત્મક હોવા છતાં પરિસ્થિતિના સ્થૂળભાવને અતિક્રમી સંવેદના જગાડે છે. એની કોઈ આળપમ્પાળ કવિ કરતા નથી.

## સાઈકલ

### રાજેન્દ્ર શાહ

મ્હારા જન્મદિવસની મુજને ત્રણ પૈડાંની સાઈકલ
મળી, અને મ્હારા પગમાંહી થનગનતું આવ્યું બલ.

પોળમહીં બાળક સૌ ભેળાં,
એક પછી એક વારી,
એમ અમે કિલ્લોલ કરન્તાં
કરીએ મઝા, સવારી.
લાલ, પીળી, લીલી લાઈટ ન, નહિ પોલીસથી ડરવું,
અહીંથી ત્યાં, ત્યાંથી અહીં, અવળું, મન ફાવે તેમ ફરવું.

ટ્રીન ટ્રીન ટ્રીન ટ્રીન બજે ઘણ્ટડી,
ખસી જાવ વચ્ચેથી,
મારગમાં ઊભાં, ને આવે
ત્હેને એમ કહેતી.
અધવચ્ચે અટકાવે એને રડાવાય શી રીતે ?
પજવે તોયે બ્હેન ખરીને ! આપી દઉં હું પ્રીતે.

આંગણમાં બેઠેલી બા આ જોઈ બહુ હરખાતી.
કામકાજની ભેળું ગમતું ગીત ગુઞ્જતી ગાતી.

## પિઞ્જરનો પોપટ

### (બાલગીત)

### મંગળ રાવળ 'સ્નેહાતુર'

મીઠું મીઠું બોલે રણઝણિયાં લ્યો,
હીંચકે પોપટ ડોલે રે ! પિંઞ્જરિયાં લ્યો !
માડી મરચું દેતી રણઝણિયાં લ્યો,
બેની શબ્દ શીખવે રે ! પિઞ્જરિયાં લ્યો !
દાદી બેટા કહેતી રણઝણિયાં લ્યો,
કરમાં લઈ પમ્પાળતી રે ! પિઞ્જરિયાં લ્યો
ભાભીને ના ગમતું રણઝણિયાં લ્યો,
દોઢી ઊભી દેખતી રે ! પિઞ્જરિયાં લ્યો !
દાદા ખબર રાખતા રણઝણિયાં લ્યો,
ભાભીને સમજાવતા રે પિઞ્જરિયાં લ્યો !
બન્ધવ શાળા ચૂટે રણઝણિયાં લ્યો,
એકડાને ઘૂંટાવતો રે ! પિઞ્જરિયાં લ્યો !

ઑફિસ હું આવતો રણઝણિયાં લ્યો
પપ્પા આવ્યા કહીને રે પિઞ્જરિયાં લ્યો !
ઊડતો સામે આવે રણઝણિયાં લ્યો,
પ્રીતથી વળગી પડતો રે ! પિઞ્જરિયાં લ્યો
સાંજે રોજે કહેતો રણઝણિયાં લ્યો,
હાલ્યને પપ્પા ફરવા રે, પિઞ્જરિયાં લ્યો !
અમે ગુલશન જાતા રણઝણિયાં લ્યો,
ભેળ ને પૂરી ખાતા રે ! પિઞ્જરિયાં લ્યો !
જઈને મોડા આવી રણઝણિયાં લ્યો,
સૂતા ગોઠડી કરતા રે ! પિઞ્જરિયાં લ્યો !

## યોસેફ મેકવાન

### શુભેચ્છાઓ

અને
એણે મ્હને કહ્યું :
''મિત્રોએ
પચીસ પૈસાના પોસ્ટકાર્ડ ઉપર
લખી મોકલેલી
શુભેચ્છાઓ
મ્હને ઘણી કામ લાગી છે;
પેલા આશ્રમરોડ ઉપર
ચારે બાજુએથી ઘેરાયેલા
ગાંધીજીની નજર સામે
બેફામ દોડતી બસની હડફેટમાં
હજી હું આવ્યો નથી;
પેલા તિલકરોડ ઉપર
હવામાં એકાકાર થઈ ગયેલા
પેટ્રોલ-કેરોસીનના ધુમાડામાં
હજી હું ઓગળી ગયો નથી,
પેલા ગાંધીરોડ ઉપર
કોઈ ખૂણામાં ફૂટપાથ પર
મ્હારા પાકીટને સ્પર્શ કરવા
કોઈ લોહીચૂસ છરીએ પ્રયત્ન કર્યો નથી,
અને
હું જીવતો છું એમ પુરવાર કરવા
પેલી કચેરીના મરી ગયેલા માણસો સામે
હજી મ્હારે જવું પડ્યું નથી.
સાચે જ સને ૧૯૯૯ માટે
મિત્રોએ પાઠવેલી શુભેચ્છાઓ
મ્હને ઘણી કામ લાગી છે,
બરાબર ને ?

—ચન્દુ મહેસાનવી

કવિ માત્ર શબ્દો દ્વારા સમાજ સાથે, કે પોતાની જાત સાથે સતત સંવાદ રચતો હોય છે. એ સંવાદના શબ્દસ્થ થયેલા એવા ભાવપુદ્‌ગલોમાંથી કાવ્યસુગન્ધ પ્રગટતી રહે છે. આપણા ચિત્તમાં સંઝોપાયેલા, સઙ્ગ્રહાયેલા સંસ્કારો સાથે જ્યારે તે તાલ મેળવે છે ત્યારે આપણને તે રચના સ્પર્શી જાય છે. અન્ય રીતે સમજીએ તો કવિતાના સૂક્ષ્મ મર્મનો ધ્વનિ આપણા મનોજગતમાં આન્દોલનો જગાડે છે ત્યારે કશુંક પામી ગયાનો પડછાયો આપણને ઝબકાવીને, પુલકિત કરીને ચાલ્યો જાય છે. કાવ્યાનન્દની આવી ક્ષણ આપણને ક્યાંથી, કયા કાવ્યમાંથી ક્યારે કેવી પરિસ્થિતિમાં પ્રાપ્ત થશે એનું કોઈ ગણિત હોતું નથી, કોઈ નિયમ હોતો નથી.

'શુભેચ્છાઓ' એ કવિ શ્રી ચન્દુ મહેસાનવીએ વર્તમાન જીવનની ઉપહાસયુક્ત લાચારીને કટાક્ષ દ્વારા સબળ ઉપસાવી છે. કવિ જે પરિસ્થિતિમાં શ્વાસ લઈ રહ્યા છે એ આપણોય સમય છે. તેથી એ લાચારી, એ કટાક્ષ કવિ પૂરતાં મર્યાદિત ન બનતાં આપણાં સંવિતનેય ઉઝરડી જાય છે એથી સીધી-સાદી અભિધાયુક્ત પદાવલિઓ પણ કટાક્ષના ભાવસન્દર્ભે કાવ્યાત્મક રૂપ લઈ લે છે.

અને
એણે મ્હને કહ્યું-

આમ, કાવ્યારમ્ભ નાટ્યાત્મક ઉક્તિથી થાય અને ન વર્ણવાયેલા એવા ચિત્તભાવ સાથે આપણું મન સહજ રીતે એમાં સંઝોપાઈ જાય છે સન્ધાઈ જાય છે. એટલે પછીની પઙ્ક્તિઓ અભિધાત્મક હોવા છતાં પરિસ્થિતિના સ્થૂળભાવને અતિક્રમી સંવેદના જગાડે છે. એની કોઈ આળપમ્પાળ કવિ કરતા નથી.

અને તાક્યું તીર મારે છે. આ બધું કલ્પનાના એક લસરકે ગદ્યલયના દેહે ઊતરી આવે છે એથી સહ્ય બને છે.

આજે આપણે એવા સમયમાં પ્રવેશી ગયા છીએ કે મોત અને જીવન જાણે પરસ્પરના સ્પર્ધક બન્યાં છે ! આપણી જીવનશૈલી સમયના સન્દર્ભે બદલાઈ ચૂકી છે. આપણે જીવનને ઢાંચામાં બાંધી બેઠા છીએ. કવિએ એની વેદનાની વાત 'શુભેચ્છાઓ'ની છાયામાં કરી છે. સાવ સસ્તા, સાદા પોસ્કકાર્ડ પર મિત્રોએ, પરિચિતોએ શુભેચ્છાઓ પાઠવી છે. એની અભિધાત્મક ઉક્તિઓ આપણામાં ભાવાન્દોલન જગાડે છે તેનાથી રચાતું કાવ્યતત્ત્વ સ્પર્શી જાય છે.

અમદાવાદ જેવા નગરમાં આશ્રમ રોડ, તિલક રોડ, ગાંધી રોડ... ભરચક્ક રહે છે. મહાપુરુષોનાં નામ સાથે સઙ્કળાયેલા આ રસ્તાઓ પરથી પસાર થતાં બચી જવાયું... કેવો મોટો કટાક્ષ ઊભો થાય છે એ વિરોધાભાસમાંથી ! આવા રસ્તેથી પસાર થઈ જીવતાં ઘેર પહોંચીએ એ જ ગનીમત. એ જ પેલી 'શુભેચ્છાઓ'નું સુફળ !

ગાંધીજીની નજર સામે
બેફામ દોડતી બસની હડફેટમાં
હજી હું આવ્યો નથી.

અહીં સીધા કથનથી જે તિર્યક વ્યઙ્ગ્ય સર્જાય છે એની ચમત્કૃતિ અનાયાસે આપણા ભાવવિશ્વ સાથે અનુસન્ધાન સાધી લે છે... 'બેફામ દોડતી બસ' એટલે ભેળસેળ સંસ્કૃતિની હડફેટમાં ગાંધીચીંધ્યા માર્ગે ચાલી કદાચ પોતાનું થોડું ઘણુંય સત્વ-તત્ત્વ જળવાઈ રહ્યું છે એ તરફનો ઇશારો હોઈ શકે. અને એ જ ગાંધી રોડ પર 'લોહીચૂસ' છરી હજી ભટકાઈ નથી એ પણ શુભેચ્છાનું સુફળ જ ને ! 'લોહીચૂસ' છરીના વિશેષણનો ભાષાપ્રયોગ અતિતીવ્રતમ છે, અતિ જીવન્ત છે.,

અરે, આવા ભયઙ્કર વાતાવરણમાં હજી તમે 'જીવતા' છો.... એનો દાખલો પેલી નીરસ-નિર્જીવ કચેરીમાં જ્યાં એકધારા રૂટિન કામે માણસને 'મારી' નાખ્યો છે ત્યાં આપવાનો. તીવ્ર વિરોધાભાસ રચી કવિ શુભેચ્છાઓ - (૧૯૯૯ માટે)નું આલેખન કરે છે.

કાવ્યાન્તે આવતો સંવાદાત્મક ઉદ્ગાર 'બરાબર' ?' દ્વારા કવિ પોતાની વ્યથાકથા સાથે આપણનેય સહજભાવે સાંકળી લે છે. કાવ્યના આપણા મનમાં રચાતા આવતા ભાવ સાથે આપણોય હકારાત્મક હોંકારો નીકળી જ જાય.. 'બરાબર ને ?' દ્વારા જે કાકૂ પ્રગટે છે તે જ આખા કાવ્યભાવને ઊંચકી લે છે. આમ વર્તમાન જીવન-પરિસ્થિતિનો આ કાવ્યમાં કટાક્ષયુક્ત ભાવ ધારદાર રીતે વ્યક્ત થયો છે. એટલે આ ગદ્યકાવ્યને આપણે માણી શકીએ છીએ.



# ધ્રુવપદનું રસાવહ ઉપમાકર્મ

રાધેશ્યામ શર્મા

## દિવેટ વિનાનું

હસે આંખડી ને ઢળે ચાંદની
વિના ઊગ્યે પૂનમની રાત રે, સાહેલડી !
દિવેટ વિનાનું ભરેલું કોડિયું.
ભરી ફૂલવાડી ફૂલની કુમાશથી
વિના ફૂલડાંની સુવાસ રે,
દિવેટ વિનાનું ભરેલુ કોડિયું સાહેલડી !
મીઠી વાતો ને ખીલી રાતડી
વિના સાથી સરોવરપાળ રે, સાહેલડી !
દિવેટ વિનાનું ભરેલ કોડિયું.
અઙ્ગ અઙ્ગે રઙ્ગત શી રાસની
વિના સઙ્ગત હૃદયે લાહ્ય રે, સાહેલડી !
દિવેટ વિનાનું ભરેલું કોડિયું.

('પ્રતીતિ') -રમણભાઈ બી. પટેલ

સાહેલડીને સમ્બોધીને લખાયેલાં પરમ્પરાગત ગીતોમાં મહદ્ અંશે દીવાની, ઉજાસની નવરાત્રિની કે દિવાળીની વાતવિગત આવે. ખાસ કરીને ગરબી-ગરબાનો કે ગોખે-ટોડલે ઝગમગ ટગમગ થતા દીવાનો સન્દર્ભ ઊભરે...

વિષય લેખે આને 'આઇડિયાલિસ્ટિક રોમેન્ટિસિઝમ' કહી શકાય. આદર્શ-ભાવનાઓનો ઢોળ ચઢાવેલો કૌતુકરાગ મનાય.

પરન્તુ ૧૯૫૦ના ગાળામાં 'દિવેટ વિનાનું' શીર્ષક સાથે ગીત સૂઝવું ને લખવું ધ્યાનાર્હ છે.

ગીત વાંચી જોતાં જ ખ્યાલ આવે, એની સંરચનાનો. 'સાહેલડી'ના સમ્બોધનને અનુસરે છે 'દિવેટ વિનાનું ભરેલ કોડિયું' અને તે ગીતના પ્રારમ્ભ પછીના તમામ અન્તરાઓના ટેક સમી ધ્રુવપઙ્ક્તિ.

બીજી લાક્ષણિકતા છે, જ્યાં જ્યાં ધ્રુવસ્થિર પઙ્ક્તિ 'દિવેટ વિનાનું ભરેલ કોડિયું' પ્રગટ થાય છે ત્યાં ત્યાં એ પૂર્વપઙ્ક્તિપદની સમગ્ર સિચ્યુએશન માટે ઉપમાનું એક ઉદાહરણ બની રહે છે. આને કારણે આવર્તન મોનોટોનસ બન્યા વિના સન્દર્ભપુષ્ટ નાવીન્યથી રસાયેલું અનુભવાય.

પ્રવાહી ઢાળમાં સહજ વહેતા ગીતનો પ્રારમ્ભ જુઓ : 'હસે આંખડી'થી દૃષ્ટિ અને 'ઢળે ચાંદની'થી શુક્લપક્ષની રાત્રિ સઙ્કેતાય, ત્યાં તો બીજી કડીમાં સૂચન રમતું આવ્યું કે પૂનમની વાત અર્થાત્ પૂર્ણિમાનો ચાંદ છે નહિ, પણ ચાંદનીને ઢળેલી જોઈ આંખ હસી એટલે 'ઊગી પૂનમની રાત તાળીઓના તાલે' એવું ગાઈ પણ લેવાય ! (અવિનાશ વ્યાસનું જાણીતું ગીત અહીં ઝબકી જશે !)

અહીં સુધી તો બરાબર પણ 'સાહેલડી'ના સમ્બોધન ઉદ્ગાર ચિહ્ન બાદ ઓચિન્તો ગીતલેખકનો કૅમેરા ભાવકને 'દિવેટ વિનાનું ભરેલ કોડિયું' ક્લોઝઅપમાં બતાડે છે.

તર્ક પ્રશ્નાર્થી બને અહીં. આંખડી હસી, ચાંદની ઢળી અને ઊગ્યા વિના પણ પૂર્ણિમાની રાત્રિનો મજાનો અનુભવ સમ્ભવ્યો પછી સાહેલડીને સણકોવી દિવેટ વિનાનું ભરેલું કોડિયું ગીતમાં ચીન્ધવાનું કોઈ કારણ ?

કદાચ ગીતને અણધાર્યો વળાંક આપવા પૂનમના પ્રકાશના વિરોધ (contrast)માં 'દિવેટ વિનાનું ભરેલ કોડિયું'ની શુષ્ક 'ઇમેજ' પ્રસ્તુત થઈ ગઈ છે.

આ ગીતસ્થિત કલ્પન પણ કર્ષક રમ્ય છે. કોડિયું ભરેલું છે ઘીતેલથી, પણ ત્યાં દિવેટ નથી ! દિવેટવિહોણું કોડિયું ગમે તેટલું કાંઠાભરપૂર હોય એને નિષ્ક્રિય છે, નિરુપયોગી છે. પ્રકાશ પ્રદાન કરવાની ક્ષમતા કોડિયામાં નથી. પૂનમની રાત ઊગી નથી એ તથ્ય પર ઓવર ફોક્સ કરવા માટે તો આ 'ડ્રાય ઈમેજ' આમેજ નહિ કરી હોયને ? આવા સવાલનો જવાબ હવેના અન્તરાઓમાંથી જડશે.

અનુવર્તી અન્તરામાં ફૂલની મસૃણ કુમાશથી ભરેલી ('ભરેલ' કોડિયું અહીં યાદ રાખો) ફૂલવાડીનું ચિત્રાઙ્કન છે. સાથે સુવાસ છે એથી olfactory ઘ્રાણેન્દ્રિય કલ્પનને સઙ્કર સધાય પણ 'સુવાસ'ની આગળ 'વિના' આવવાથી સુવાસ વગરની ફૂલ-કુમાશવાળી ફૂલવાડી કેવી ? તો અહીં સચોટ ઉપમા ઉપસ્થિત છે. સુમનસુવાસ વિનાની ભરેલી ફૂલવાડી દિવેટ વિનાના ભરેલ કોડિયા સમી !

કવિકર્મ રસપ્રદ છે. જેમાં ભરેલી ફૂલવાડી પણ પેલા ભરેલા કોડિયાની હારોહાર રસિકોનાં ચિત્તમાં ચિત્રરૂપે સ્થિત થઈ રહે.

પ્રારમ્ભમાં ચાંદની રાત, પછી ફૂલવાડીનાં અને પછી ખીલેલ રાતડી સાથે સરોવરિયાની પાળનું દૃશ્ય આરેખાયું; પણ તરત જ માલૂમ પડે છે - સરોવરપાળ સાથી વિનાની છે. તો તે કેવી કહેવી ? તો હાજરાહજૂર છે ધ્રુવતારક પઙ્ક્તિ : 'દિવેટ વિનાનું ભરેલ કોડિયું.'

સાથી, સખી, સઙ્ગાથ શૂન્ય સરોવરપાળને ગીતકાર દિવેટવિહોણા કોડિયાની નિકટ લાવી, સહોપસ્થિતિ સહોપસ્થિત કરી શક્યા.

પુનઃ પ્રમાણો - પૂનમ શી રાત, ફૂલવાડી, સરોવરપાળ અને અન્તે રાસની રઙ્ગત. (કૃષ્ણ-ગોપીના અધ્યાસો સ્પષ્ટપણે છેડ્યા નથી એ સંયમ રમ્ય !) પૂર્વ પઙ્ક્તિમાં રોમૅન્ટિક વાતાવરણ રચી, બીજી જ કડીમાં ધક્કો (Jolt) આપવાની રીતિ પૂરા ગીતમાં પ્રસરાવી છે. રાસની સાથે 'સઙ્ગત'નો પ્રાસ સુમેળ સાધી શક્યો છે, પણ સઙ્ગતનો જ અહીં અભાવ (વિના સઙ્ગત) છે ત્યાં હૃદયે લાહ્ય ના હોય તો શું હોય ? જોકે આગળની બધી પઙ્ક્તિઓમાં જ્યાં પૂનમ ઊગી નહોતી, ફૂલની સુવાસ નહોતી, સાથી નહીં હોવાથી જે અભાવ સર્જાયો હતો એની અસર વર્ણવાઈ નથી એટલે ગીતની લયચારુતા સચવાઈ હતી પણ અન્તે 'વિના સઙ્ગત હૃદયે લાહ્ય રે' લખીને આગળ બાંધેલી સંયમની પાળ ગીતકવિએ કંઈક તોડી પાડી છે. છતાં 'દિવેટ વિનાનું ભરેલ કોડિયું' આવી, સળઙ્ગ રચનાને એક સબળ કલ્પનના વિનિયોગના કારણે ઉગારી લે છે. આવી ઍન્ટી-રોમૅન્ટિક ઝુકાવવાળી ગીતકૃતિ રચવાના સાહસ માટે કવિશ્રી રમણભાઈ પટેલને ધન્યવાદ.

પ્રસ્તુત ગીતકૃતિના કેન્દ્રવર્તી વિષય સાથે સેન્ટ જહોનની આ પઙ્ક્તિઓ વાગોળવા જેવી છે :

The light shineth in darkness and the darkness comprehended it not...

❑

## ગ્રાહકો - લેખકો - એજન્ટોને

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા કુમાર કાર્યાલય લિ. માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો. લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ - ૩૮૦૦૦૧

# લયના બળૂકા વેગમાં નવીન ભાવોની અભિવ્યક્તિ

દુર્ગેશ ન. ભટ્ટ

છેંતાલીશ રચનાઓમાં લયનો ધસમસાટ વેગ લઈને આવતા વિજય રાજ્યગુરુનો ગીતરચનાના ક્ષેત્રે નવપ્રવેશ ઉમળકાભેર વધાવવાનું મન થાય તેવો છે. સઙ્ગ્રહનું નામાભિધાન 'ચાલ પલળીએ' સ્વયં સૂચવે છે તેમ વર્ષાનો અને ભીઞ્જાવાનો અનુભવ અહીં વિવિધ ગીતોમાં અનેક સ્તરે કવિને ભીઞ્જાવતો રહે છે. 'મેઘસવારી આવી' (પૃ. ૧૬) અને 'વર્ષાગીત' (પૃ. ૪૨) આવા સ્થૂળ વર્ષાના અનુભવને વર્ણવે છે. તે 'પલળ તું' (પૃ. ૯૬ ગીતમાં) પ્રતીકસ્તરે ઊંચકાઈ પ્રિયતમાને 'પલળ તું ખુલ્લા ગગન તળે' એવું શૃઙ્ગારપ્રેરક આહ્વાન કરે છે.

તો, 'મન પલળે વારે વારે' (પૃ. ૨૦)માં તો સૂક્ષ્મ ભાવાનુભૂતિ રૂપ જ વહેવા માંડે છે.

'કોઈ અચાનક યાદ આવતાં પીગળ્યો પોચો પ્હાડ
પાંપણની ગઈ વાડ તૂટી ને તૂટ્યા બેઉ કમાડ.
ખળખળતાં જળ, જળની વચ્ચે એક
છબી ભીઞ્જાય,
એક અનુપમ છબી આંખમાં હાલક-ડોલક થાય,
આંખોનાં ભરપૂર પૂરમાં હોડી કોણ હઙ્કારે ?
મન પલળે વારે વારે....' (પૃ. ૨૦)

તે વર્ષાનું પ્રતીક 'ચાલ, પલળીએ !' ગીતમાં પરાકાષ્ઠાએ પહોંચી અરસ-પરસને તરબોળ કરી દે છે.

'બળ બળતી ધરતી થઈ પળમાં જળથી માલામાલ !
ચાલ પલળીએ, ચાલ પલળીએ, ચાલપલળીએ, ચાલ !'
અરસ-પરસની આંખોમાં વાદળ ઘૂમરાતાં હોય,
અરસ-પરસની હેલીમાં હૈયાં ભીઞ્જાતાં હોય,
કોણ વધુ ભીઞ્જાણું ? મનમાં ઊઠે એક સવાલ !
પલળીએ ચાલ !' (પૃ. ૨૭)

રમેશ પારેખે (સઙ્ગ્રહના પૂંઠા પરના લખાણમાં) કવિને આવકારતાં જણાવ્યું છે તેમ, 'કવિનાં શીર્ષકોમાં નાવીન્ય છે. ઉપરાન્ત, ગીતના વિષયીભૂત ભાવોમાં અને તેની નિરૂપણરીતિમાં પણ નાવીન્ય અનુભવાય છે. જુઓ 'લગ્નોત્સુક પ્રૌઢાનું ગીત' (પૃ. ૫૨) :

'હરખપદૂડી દિવસે દીવો સળગાવીને સૂરજનું
રણઝણ રણઝણ
અજવાળું જોવા નીકળી !
મતલબ એકે ઝબકારાનાં ઝાંઝર પ્હેરી શ્વેતવાદળી
મેઘધનુષ
મરમાળું જોવા નીકળી !'
સરવરમાં પ્રતિબિમ્બ દૂરથી જોયું ને હરખાણી
થઈ ગઈ પાણી પાણી પાણી !'

પરન્તુ ?...

'થયો કડાકો, આભ અચાનક હાલ્લકડોલ્લક હાલ્યું
પગલું પગલામાં અટવાણું...
પચ્ચાવન પરપોટા ફૂટ્યા ખોડજ્ઞાતી ડમણી પાછી વાળો
દરિયા સાતેસાત વછૂટ્યા ખોડજ્ઞાતી ડમણી પાછી વાળો
અધવચ અન્તરિયાળે લૂંટ્યા ખોડજ્ઞાતી ડમણી પાછી વાળો
રાંમણદીવો રામ કરી, કઙ્કણ સળગાવી લાવાથી ઉભરાતું
રાતું નાળું જોવા નીકળી
મતલબ એકે ઝબકારાનાં ઝાંઝર પ્હેરી શ્વેત વાદળી
મેઘધનુષ
મરમાળું જોવા નીકળી !'

અવનવી લય-ભાતો નીપજાવવાના કવિના

ધ્યાનાર્હ પ્રયત્નો (પ્રસ્તાવના વિ.જો.)માં આ પ્રલમ્બ-લયનો પ્રયોગ પણ વિશેષ ધ્યાનપાત્ર છે. લયનાં મોજાંઓમાં ફંગોળાતા શબ્દો, તેનાં પુનરાવર્તનો ભવની તીવ્રતા અને વેગ વધારે છે.

'વિધવા પત્નીને આશ્વાસન,' બળવાખોર વહુવારુનું ગીત, 'અફવાનું ગીત' પણ એવાં જ અભિવ્યક્તિની તાજગી દર્શાવતાં ગીતો છે તો, 'સત્તર વરસની અલ્લડ છોકરીનું ગીત' અને 'નવોઢાના આગમને' પણ એવી તાજગીને સાદ્યન્ત ટકાવી રાખે છે.

'દરિયાના જન્મની કથા'માં કવિકલ્પનાએ સર્જેલી મિથ આકર્ષક છે. 'કારેલાની પેઠે' તેની બોધકતાને કારણે, તથા 'બે ઘુવડનો વિશ્રમ્ભાલાપ' કશી નવી ચમત્કૃતિના અભાવે શુષ્ક જ રહી જાય છે, તો. 'નેતાનું ગીત' તેની દુર્બોધતાને કારણે આસ્વાદક્ષમ બનતું નથી.

લયના વેગવાન ધસમસાટમાં કવચિત્ આવી જતાં અનૌચિત્ય અને શબ્દાળુંતાના ડહોળાણથી મુક્ત થઈ કવિની કવિતાનાં નીર વધુ આછરે અને બીજા કાવ્યપ્રકારો પણ કવિ આવી જ સફળતાથી અજમાવે તેવી શુભેચ્છા !

('ચાલ પલળીએ !' (ગીતસઙ્ગ્રહ) : વિજય રાજ્યગુરુ : મે-૨૦૦૦ - આ. ૧, મૂલ્ય રૂ. ૪૦/ - પ્ર. રવિ-મંગલ પ્રકાશન, ૪૦ શિવનિકેતન, ગૌતમેશ્વરનગર, સિહોર-૩૬૪૨૪૦)

□

એક ને એક પ્રકારનાં સર્જનોમાં રત રહી સર્જનપ્રવૃત્ત રહેવામાં સર્જકતાની જીવન્તતા સમજે છે. ઘણા કિસ્સાઓમાં આ રીતે એકની એક તાંત વગાડવાનું બને છે અને તે સર્જકની સિદ્ધિને બિરદાવી ચૂકેલો ભાવક-વિવેચકવર્ગ એ એકધારાં યાન્ત્રિક ઉત્પાદન-શાં કાવ્યોને ઉદારભાવે નિભાવી લેતો હોય છે. પરન્તુ સર્જકપક્ષે, હાથ લાગી ગયેલા કસબને કારણે એકનું એક પોત વણ્યા કરવું તે સર્જકતાના ભ્રાન્તિમૂલક અહેસાસમાં રમમાણ રહેવાની અસંયમી કવનપ્રવૃત્તિ છે.

આથી સર્જકતાનો કોઈ નવો ઉન્મેષ ન આવે ત્યાં સુધી સભાન સર્જક કલમ ઉપાડતો નથી. આપણે ત્યાં કાન્ત-ઠાકોર કે નિરઞ્જન-સિતાંશુ જેવા સર્જકોમાં આ પ્રકારનો સભાન સંયમ જોવા મળે છે. એટલે સર્જકતાની સાચી ક્ષણોને પારખી લેવી એમાં પણ એક પ્રકારની કલાકીય સૂઝ પ્રકટે છે. એટલે ગણિતની પરિભાષામાં કહેવું હોય તો ઓછું અને અચ્છું લખનાર સર્જક અતિલેખનમાં રાચનાર પણ ઓછી માત્રામાં અચ્છુ લખનાર સર્જકની સમકક્ષ હોય છે. આથી એવું તારણ કાઢી શકાશે નહિ કે અતિસઙ્ખ્યામાં સર્જન કરનાર સર્જક મોટો સર્જક, સર્જકતાની સાતત્ય ક્ષણનો સર્જક ! બલકે નવનવોન્મેષશાલિની નિજી સર્જકતાને પિછાની સંયમથી સર્જનરત રહેનાર સર્જક કદાચ સાચી સર્જકતાને સમજાર સર્જક તરીકે એકાઙ્ગુષ્ઠ ઊંચો ગણાવો જોઈએ.

આ ન્યાયે સર્જકતાની સાથે સંયમનો અવિનાભાવી સમ્બન્ધ સ્વીકારીને ચાલવામાં એકન્દરે કવિતાવિશ્વ પર ઉપકાર થતો હોય છે.

**ધીરુ પરીખ**

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : શિશિર વિ.સં. ૨૦૫૭ : વર્ષ ૪૪ : અઙ્ક ૧ સળંગ અઙ્ક ૨૫૯




તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૬૦. આજીવન લવાજમ માત્ર રૂ.૬૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૨.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દેસાઈ ઑફસેટ, અમદાવાદ ફોન :૫૩૩૦૨૪૫

શિશિર વિ.સં. ૨૦૫૭ જાન્યુઆરી-ફેબ્રુઆરી ૨૦૦૧

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो ने वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥
ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## સર્જકતા અને સંયમ

**મા**નવચિત્ત અનેક સ્થિત્યન્તરો અનુભવે છે. એ સ્થિત્યન્તરો વિવિધ ભાવો પેદા કરે છે. આ ભાવો મનુષ્યચિત્ત અજ્ઞાત કક્ષાએ અનુભવીને રહી જતો હોય છે, તો વળી ક્યારેક એને વાચિક-આઙ્ગિક અભિવ્યક્તિ આપતો હોય છે. આટલી ચિત્તપ્રક્રિયા સુધીમાં કશું નવું બનતું નથી. પરન્તુ એથી એક ડગલું આગળ ચાલીએ તો આ ચિત્ત જે ભાવ-સ્થિત્યન્તરો અનુભવી તેને અવનવીન રૂપે અભિવ્યક્ત કરવા મથે છે ત્યારે કલાસર્જન થાય છે. એમાં મનુષ્યની કલ્પનાશક્તિ તેને ઉપકારક બને છે. આમ, સર્જનની પાછળ કશુંક નવું રચવાનો, જે નથી તેને અસ્તિત્વમાં લાવવાનો, ઉદ્યમ હોય છે. અને આવી ઉદ્યમશક્તિ એને અન્યથા આપણે સર્જકતા કહીએ છીએ.

આ સર્જકતા પ્રત્યેક માનવીને માટે સહજ હોતી નથી. આથી આ સર્જકતા કે સર્જનશક્તિ અ-ગમ્ય અને અ-કલ્પ્ય ગણાઈ છે. પરિણામે દર્શનશાસ્ત્રોમાં એને ગૂઢ, ગુહ્ય કે રહસ્યમય ગણાવાઈ છે. આવી અ-ગમ્ય, અ-કલ્પ્ય, ગૂઢ, ગુહ્ય, રહસ્યમય ક્ષણે ચિત્ત જે વાચિક-લિખિત આવિષ્કાર પામે છે તેમાં કંઈક નૂતન અભિવ્યક્તિ હોય છે, અને કલાપરત્વે તે આનન્દપર્યવસાયિની હોય છે. આ કલા-આનન્દના મૂળમાં પેલી

નૂતન સર્જનાત્મકતા રહેલી છે. સર્જકતાની આવી ધન્ય ક્ષણો અવારનવાર અને અસઙ્ખ્ય માત્રામાં આવતી હોતી નથી. આનો સીધોસાદો અર્થ એ થયો કે સાચી સર્જકતા અસઙ્ખ્ય કૃતિઓનું અને અવારનવાર સર્જન ના કરી શકે. પણ તો પ્રશ્ન થાય કે રવીન્દ્રનાથ ટાગોરનાં લગભગ ૩૦૦૦ કાવ્યો, ન્હાનાલાલનાં અસઙ્ખ્ય કાવ્યો, સુન્દરમ્-ઉમાશંકરનાં પણ ઢગલામોઢે રચાયેલાં કાવ્યો કે રાજેન્દ્ર શાહનાં પણ અઢળક સર્જનોનો સર્જકતાની પરિમિત માત્રા સાથે મેળ કેવી રીતે બેસાડવો. ઉત્તર બહુ અઘરો અને અસ્વાભાવિક નથી. સર્જકતાની ક્ષણો તો પરિમિત જ હોય છે, અને તે પરિમિત પરમોત્કૃષ્ટ પળોએ જે સર્જન થયું હોય છે, તે જ તે તે સર્જકની સર્જકતાની સાફલ્યપતાકા છે.

ઉક્ત કવિઓની બહુસઙ્ખ્ય રચનાઓમાં એમની સઙ્ખ્યબહુલતા એ એમની ઉત્તમ સર્જકતાની પારાશીશી નથી. હા, નથી જ નથી. પરન્તુ સિદ્ધતાની કલમકસરત આ પ્રકારે ઉત્તમ સર્જકો પાસે પણ અતિસર્જન કરાવે છે. આને કદાચ અતિસર્જન નહિ, પણ અતિલેખન કહેવું ઘટે. આ અતિલેખનનાં અનેક કારણો હોઈ શકે. એક વાર સર્જનકસબ હાથવગો થઈ ગયો અને કવિકીર્તિકલશ નામવગો થઈ ગયો પછી તે સર્જકને માટે જાણે રચનારત (સર્જનરત નહિ !) રહેવું આંતર જરૂરિયાત નહિ, બાહ્ય જરૂરિયાત બની જાય છે. કદાચ એવું પણ હોય કે સફળ સર્જકતા જે સાંપડી છે તે કદાચ હાથતાળી દઈ જાય તો ! ચાલો, એને પમ્પાળીને સાચવી રાખવા માટે પણ ઉત્તમ સર્જક ઉત્તમતાના શિખરે પહોંચ્યા પછી પણ અનુત્તમ રચનાઓનો ખડકલો કરતો જાય છે. કહો કે, ભલે સર્વાંશે અનુત્તમ ના હોય તો પણ સરવાળે અનુત્તમ રચનાઓ ખડકતો જાય છે. એક વાર છન્દોલય પર, કાવ્યબાની પર, કાવ્યપ્રકાર પર, કાવ્યાભિવ્યક્તિ પર હાથ બેસી ગયા પછી એ જ ઢાંચાની રચના ઉપર રચના અક્ષરબદ્ધ કરવામાં પછી પેલી સર્જકતાની ઓટની ખોટ પૂરવાનો ધન્ધો થતો હોય તેવું પણ અસમ્પ્રજ્ઞાતપણે બની શકે. અને આમ, અગાઉની સફળ હથોટીનો પછી એકનો એક જ ચહેરો દર્પણાવલિમાં પ્રતિબિમ્બાતો અનુભવી શકાય. એટલે કે, વાસ્તવમાં એક જ બિમ્બની, એક જ પ્રકારના સફળ ઉત્તમ બિમ્બની, એક જ પ્રકારના કલાત્મક ઉત્તમ સર્જનબિમ્બની પછી પ્રતિબિમ્બ-લીલા રચાતી હોય છે. આવું થાય ત્યારે સામાન્ય રીતે 'ગઞ્જાવર રચનાઓના માતબર સર્જક કવિ'ની પ્રોક્ષણ-પદાવલિ વપરાતી થઈ જાય છે. અલબત્ત, આવું અતિલેખન કરનાર ઉત્તમ સર્જકકવિની એમાં રહેલી નિગૂઢ સર્જકતાને કશી આંચ આવતી નથી, એમના કીર્તિકાંગરાને પણ ખરવાનો ભય રહેતો નથી. આવા અતિલેખનમાં રત કવિની અસઙ્ખ્ય રચનાઓના પુઞ્જમાં અતિસઙ્ખ્ય સામાન્ય રચનાઓને બાદ રાખીને જ સુજ્ઞ ભાવક-વિવેચક તે તે સર્જકની સાચી સર્જકતાનો આસ્વાદ-આનન્દ માણતો-પ્રમાણતો હોય છે. અને આથી જ ઉત્તમ કવિની સર્જકતાની ઉત્તમતા રચનાદળ પર નહીં પણ રચનાબળ પર અવલમ્બેલી હોય છે. એવું પણ બને છે, અને તે બહુધા સહજ અને સ્વાભાવિક હોય છે, કે ઘણાખરા સર્જકો સિદ્ધિને વર્યા પછી

એક ને એક પ્રકારનાં સર્જનોમાં રત રહી સર્જનપ્રવૃત્ત રહેવામાં સર્જકતાની જીવન્તતા સમજે છે. ઘણા કિસ્સાઓમાં આ રીતે એકની એક તાંત વગાડવાનું બને છે અને તે સર્જકની સિદ્ધિને બિરદાવી ચૂકેલો ભાવક-વિવેચકવર્ગ એ એકધારાં યાન્ત્રિક ઉત્પાદન-શાં કાવ્યોને ઉદારભાવે નિભાવી લેતો હોય છે. પરન્તુ સર્જકપક્ષે, હાથ લાગી ગયેલા કસબને કારણે એકનું એક પોત વણ્યા કરવું તે સર્જકતાના ભ્રાન્તિમૂલક અહેસાસમાં રમમાણ રહેવાની અસંયમી કવનપ્રવૃત્તિ છે.

આથી સર્જકતાનો કોઈ નવો ઉન્મેષ ન આવે ત્યાં સુધી સભાન સર્જક કલમ ઉપાડતો નથી. આપણે ત્યાં કાન્ત-ઠાકોર કે નિરઞ્જન-સિતાંશુ જેવા સર્જકોમાં આ પ્રકારનો સભાન સંયમ જોવા મળે છે. એટલે સર્જકતાની સાચી ક્ષણોને પારખી લેવી એમાં પણ એક પ્રકારની કલાકીય સૂઝ પ્રકટે છે. એટલે ગણિતની પરિભાષામાં કહેવું હોય તો ઓછું અને અચ્છું લખનાર સર્જક અતિલેખનમાં રાચનાર પણ ઓછી માત્રામાં અચ્છુ લખનાર સર્જકની સમકક્ષ હોય છે. આથી એવું તારણ કાઢી શકાશે નહિ કે અતિસઙ્ખ્યામાં સર્જન કરનાર સર્જક મોટો સર્જક, સર્જકતાની સાતત્ય ક્ષણનો સર્જક ! બલકે નવનવોન્મેષશાલિની નિજી સર્જકતાને પિછાની સંયમથી સર્જનરત રહેનાર સર્જક કદાચ સાચી સર્જકતાને સમજાર સર્જક તરીકે એકાઙ્ગુળ ઊંચો ગણાવો જોઈએ.

આ ન્યાયે સર્જકતાની સાથે સંયમનો અવિનાભાવી સમ્બન્ધ સ્વીકારીને ચાલવામાં એકન્દરે કવિતાવિશ્વ પર ઉપકાર થતો હોય છે.

ધીરુ પરીખ

# રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા : ઉપલબ્ધિઓ

ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ



## ચિન્તનપ્રવણ કવિતા

જેને ચિન્તપ્રવણ કહી શકાય તેવી રચનાઓ આ યુગમાં સારા એવા પ્રમાણમાં મળે છે. રાજેન્દ્ર પાસેથી ચિન્તનપ્રવણ કાવ્યો મોટી સઙ્ખ્યામાં પ્રાપ્ત થયાં છે. 'નિરુદ્દેશે,' 'આયુષ્યના અવશેષે', 'શેષ અભિસાર' ('ધ્વનિ'), 'સકલની સાથ', 'ક્ષણની તરલભૂમિએ', 'ખાલી ઘર' (ક્ષણ જે ચિરન્તન); 'અગ્નિ-તેજ, આગ ને ભસ્મ' ('વિષાદને સાદ') વગેરે રાજેન્દ્રનાં ઉલ્લેખનીય ચિન્તનપ્રવણ કાવ્યો છે. આ પ્રકારનાં કાવ્યો કવિએ મોટી સઙ્ખ્યામાં આપ્યાં છે. છતાં તેમાંથી તેમનું કોઈ ચોક્કસ દર્શન પ્રાપ્ત થતું નથી. આનું કારણ કદાચ એ છે કે કવિ કોઈ નિશ્ચિત વિચારધારા કે સમ્પ્રદાયને વરેલા નથી. ભારતીય તેમજ પાશ્ચાત્ય તત્ત્વવિજ્ઞાનની ભિન્નભિન્ન ધારાઓનો પ્રભાવ તેમના પર પડેલો જોઈ શકાય છે. ઝીણવટભરી તપાસ કરતાં તેમની કવિતામાંથી યોગ, ભક્તિ, જ્ઞાન-ઉપાસનાના ત્રણેય માર્ગ જડી આવે છે. પરન્તુ સમગ્રપણે જોવા જતાં કોઈ ચોક્કસ દર્શન કે સમ્પ્રદાયને આશ્રયે રાજેન્દ્રની કવિતા સ્વરૂપ પામતી હોય એવું લાગતું નથી. તેમ છતાં જીવન પ્રત્યેનો, જગત પ્રત્યેનો કવિનો અભિગમ તેમનાં આ કાવ્યોમાંથી પામી શકાય છે. જગતમાં દેખાતા વિસંવાદમાં સંવાદની શોધ તેમને અભીષ્ટ છે. બીજા શબ્દોમાં કહીએ તો તેમની મુખ્ય અનુભૂતિ સાયુજ્યની છે. તેમની ચિન્તનપ્રવણ કવિતા એકી-સાથે અધ્યાત્મની અને કલાની એમ દ્વિવિધ પ્રાપ્તિ માટે મથે છે. પોતાનું ચિન્તન કલાત્મક રૂપ પામે તે માટે તેઓ પૂરતા સભાન છે. કવિનું ચિન્તન મહદંશે ઊર્મિમય બનીને આવ્યું છે. તેથી કણ્ટાળાજનક ન બનતાં આનન્દપ્રદ બન્યું છે.

પ્રેમ-પ્રકૃતિની પ્રારમ્ભિક કવિતા અને 'પ્રવાલદ્વીપ'ની પરિપક્વ કવિતાની વચ્ચે કડી બનીને આવે છે નિરઞ્જનની ચિન્તનપ્રવણ કવિતા. આ પ્રકારની કવિતાનો પ્રારમ્ભ 'સંસ્મૃતિ'થી થાય છે. આ કાવ્ય ઉપરાન્ત 'પથ', 'મિત્ર મડિયાને,' 'પથ્થર થરથર ધ્રૂજે', 'રિલ્કેનું મૃત્યુ', 'એકસૂરીલું', 'વિદાયવેળા' જેવાં ચિન્તનપ્રવણ કાવ્યોમાં વિચાર તથા ઊર્મિ, ચિન્તન તથા કલ્પના એકબીજાનાં પૂરક બનીને કાવ્યના કાવ્યત્વને ઓપ આપે છે તથા કવિના કવિત્વનો સન્તર્પક પરિચય કરાવે છે. ચિન્તનશીલતા, જે નિરઞ્જનના કવિવ્યક્તિત્વનું મહત્ત્વનું પાસું છે, તે અન્ય કાવ્યોને મુકાબલે 'પ્રવાલદ્વીપ' પછી સબળ રીતે, સમૃદ્ધ રીતે આ કાવ્યોમાં વ્યક્ત થયું છે.

પ્રિયકાન્તની કવિતામાં પણ ચિન્તન કાવ્યમય રૂપ ધારણ કરી વ્યક્ત થાય છે. 'પ્રતીક'ના પ્રસિદ્ધ મુક્તક 'કેટલું સ્હેલું અરે જલની લહરને જાગવું'માં જીવનની ક્ષણભઙ્ગુરતાને કવિએ લાઘવથી રમણીય રીતે દર્શાવી છે. કવિની કાળવિષયક રચનાઓમાં પણ સમયના સન્દર્ભમાં જીવનવિષયક ચિન્તન પ્રગટ થયું છે. 'પ્રતિક'ની 'એ ક્ષણો', 'આયુષ્યનું કર્મ', 'કાળ' જેવી રચનાઓ કાળની વિવિધ રમણાઓને મનોરમ રીતે દર્શાવે છે. કેટલીક રચનાઓમાં કવિએ પોતાની કાવ્યવિષયક વિભાવના પણ વ્યક્ત કરી છે. 'સમીપ'ની 'ખાલી ખાલી', 'છે નહીં છતાં' વગેરે ગઝલોમાં કવિનું ચિન્તન સઘન સ્વરૂપે પ્રગટ થયું છે

નિરઞ્જન યુગમાં આ પ્રકારની કવિતા રચાય છે ખરી, પણ તેનું પ્રમાણ ખૂબ ઓછું છે. વળી, આ પ્રકારની જે કવિતા રચાઈ છે તે પણ કવિના અભિગમની દૃષ્ટિએ અગાઉની કવિતાથી જુદી પડે છે.

રાજેન્દ્ર પાસેથી પ્રભુપ્રેમની રચનાઓ પ્રમાણમાં વિશેષ મળે છે. તેમની આ પ્રકારની કવિતા પર રવીન્દ્રનાથ, વ્રજ કવિઓ, સન્ત કવિઓ વગેરેની ભક્તિકવિતાની વત્તીઓછી અસર વરતાય છે. 'આન્દોલન'ના એક ગીતમાં કવિ પ્રભુને 'મિતવા !'નું સમ્બોધન કરે છે ત્યાં ભક્તિમાં સખાભાવ પ્રગટ થાય છે. વ્રજકવિતાની પરમ્પરામાં આવતી રચનાઓ કવિ પાસેથી સારી સઙ્ખ્યામાં મળી છે. રાજેન્દ્રની પ્રભુભક્તિની રચનાઓમાં કવિત્વના ચમકારા જોવા મળે છે. જુઓ 'આન્દોલન'નું એક ગીત :

માઝમ રાતમાં અણદીઠી
કોની તે આંગળી આંજતી રે
મારે પાંપણ જાગામીઠી ? (પૃ. ૫૩)

'જાગા મીઠી'ની મધુર કલ્પના આવાં ભક્તિ કાવ્યોને પણ આસ્વાદ્ય બનાવે છે.

નિરઞ્જન પાસેથી પરમ્પરાગત ભક્તિની એક પણ રચના પ્રાપ્ત થતી નથી. છતાં એક પ્રકારની ઊંડી ધાર્મિકતાનો સ્પર્શ એમને કેટલીક રચનાઓ કરાવે છે. 'પથ્થર થર થર ધ્રૂજે' જેવી ગીતરચનામાં સાચી ધાર્મિકતા શું છે એ કવિએ ઈશુના દૃષ્ટાન્તથી સચોટ રીતે દર્શાવ્યું છે. ઉત્તરાર્ધની 'પ્રિયતમ મારો' જેવી રચનામાં પ્રેમરૂપે જ પ્રભુતા જાણી, માણી શકાય એ ભાવ વ્યક્ત થયો છે. પ્રેમપન્થ પર ધીરે ધીરે ડગ માંડતા પ્રિયતમનું સૌમ્ય, શીતલ ભવ્ય ચિત્ર ગીતમાં ખડું થાય છે. પ્રેમનો બૃહદ્ અનુભવ બાહ્યરૂપમાં ભક્તિનું રૂપ ધારણ ન કરતો હોવા છતાં એની કક્ષા સુધી પહોંચી જાય છે એમ કહી શકાશે.

પ્રિયકાન્ત નિરઞ્જનના શિષ્ય હોવા છતાં તેમના જેવી પ્રખર બૌદ્ધિકતા ધરાવતા ન હતા. ધર્મપરાયણ માતાપિતાને કારણે તથા અધ્યાત્મગ્રન્થોના વાચનને લીધે તેમનામાં આધ્યાત્મિક વૃત્તિ વિકસી હતી. 'પ્રતીક'ની 'સાંઈ' કે 'એક આ ઈંડું' તથા 'પ્રબલગતિ'ની 'રહસ્ય'જેવી થોડીક રચનાઓ કવિની આ વૃત્તિનો અણસાર આપી રહે છે. 'સમીપ'નું અન્તિમ કાવ્ય 'પ્રભુ' પણ કવિની ઈશ્વરપરાયણતાનું દ્યોતક છે. રાધા-કૃષ્ણવિષયક રચનાઓ પૈકી કેટલીક રચનાઓમાં પ્રભુપ્રેમ, ભક્તિભાવ વ્યક્ત થયો છે.

હસમુખ પાસેથી પરમ્પરાગત ભક્તિરચના સાંપડતી નથી. છતાં 'અન્ત ઘડીએ અજામિલ', 'ગજેન્દ્રચિન્તન', 'સેતુ', 'રાહ', 'ઇચ્છામૃત્યુ', 'સંધ્યાવન્દન' વગેરે રચનાઓમાં કવિનો આધ્યાત્મિક અભિગમ જોઈ શકાય છે. હસમુખની વિશેષતા છે કે તેમણે આ રચનાઓમાં ઈશ્વરનો ઉલ્લેખ કર્યા સિવાય માત્ર વ્યઞ્જના દ્વારા ઈશ્વરનું સૂચન કર્યું છે. 'સન્ધ્યાવન્દન' નામક દીર્ઘકૃતિમાં ઈશ્વરને પામવાનો માર્ગ કવિએ પોતાની આગવી રીતે દર્શાવ્યો છે. આસન, મનન અને ધ્યાન દ્વારા નહીં, પણ પ્રેમ દ્વારા ઈશ્વરને સહેલાઈથી પામી શકાય એમ કવિ સૂચવતા લાગે છે.

આ યુગના અન્ય કવિઓ પૈકી પ્રજારામ તથા મકરન્દ પ્રભુપ્રેમની, સાચી આધ્યાત્મિકતાને વાચા આપતી સઙ્ખ્યાબન્ધ કૃતિઓ આપે છે. પ્રજારામની રચનાઓ મુખ્યત્વે શ્રી અરવિન્દદર્શનથી પ્રભાવિત છે, જયારે મકરન્દની કવિતા મિશ્ર અસરો ધરાવે છે. કાવ્યત્વની દૃષ્ટિએ મકરન્દની કવિતા વધુ સમૃદ્ધ છે. મકરન્દની આધ્યાત્મિક કવિતા આ યુગનો એક બલવાન ઉન્મેષ છે. બાલમુકુન્દ, વેણીભાઈ, ગીતા પરીખ વગેરે કવિઓ પાસેથી પરમ્પરાગત

પ્રભુભક્તિની રચનાઓ વિશેષ સાંપડે છે. રાજેન્દ્રમાં પરમ્પરાનું અનુસન્ધાન અને મૌલિકતાના ચમકારા બન્ને જોવા મળે છે. પ્રિયકાન્ત, હસમુખ અને મકરન્દની આ વિષયની કવિતા ગાંધીયુગથી સ્પષ્ટ રીતે જુદી પડે છે.

રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતાનો પ્રથમ તબક્કો આશરે ૧૯૪૦થી '૫૦ સુધીનો સ્વાતન્ત્ર્યસઙ્ગ્રામ, આઝાદીની પ્રાપ્તિ અને તે પછી પ્રખર રાજકીય, રાષ્ટ્રિય પ્રવૃત્તિઓથી ધમધમતો હતો. છતાં ગાંધીયુગની દેશપ્રેમ, રાષ્ટ્રભાવની કવિતાની તુલનામાં આ યુગની કવિતામાં દેશપ્રેમની રચનાઓ અલ્પ પ્રમાણમાં મળે છે. આ પ્રકારની જે થોડીઘણી રચનાઓ મળે છે. તેમાં ગાંધીયુગનું ઉદ્દામ દેશાભિમાન નથી.

'શાન્ત કોલાહલ'ની અન્તિમ રચના 'પુણ્ય ભારત ભૂમિ' રાજેન્દ્રનો દેશપ્રેમ કેવા પ્રકારનો છે એનો ખ્યાલ મેળવવા પૂરતી છે. કવિએ દેશની સ્તુતિ કરી છે પણ તેમાં ક્ષુદ્ર દેશાભિમાન નથી, વિશાળ રાષ્ટ્રભક્તિ છે. કવિ માત્ર માતૃભૂમિની જ નહીં, સમુદ્ર અને આકાશની પણ સ્તુતિ કરે છે. આવો વિશાળ છે કવિનો દેશપ્રેમ !

નિરઞ્જને દેશપ્રેમની એક પણ પરમ્પરાગત રચના નથી આપી. છતાં સ્વાતન્ત્ર્યપ્રાપ્તિ પછીની દેશદશાને વર્ણવતી રચનાઓમાં કવિનો ઊંડો, સાચો દેશપ્રેમ જોઈ શકાય છે. દ્વિતીય સ્વાતન્ત્ર્યદિનનું સ્વાગતગીત 'સંસ્મૃતિ' સાચા અર્થમાં દેશપ્રેમનું જ કાવ્ય છે. દેશની હતાશાપ્રેરક દશાનો વ્યઙ્ગ-કટાક્ષ ભરપૂર ચિતાર આપ્યા પછી અન્તે કવિ જે ભાવના વ્યક્ત કરે છે તે તેમના દેશપ્રેમને છતો કરી રહે છે. '૧૫ ઑગસ્ટ ૧૯૪૮', '૧૫ ઑગસ્ટ ૧૯૫૦', '૨૬ જાન્યુઆરી ૧૯૫૦' વગેરે પણ આ વર્ગની કૃતિઓ છે.

પ્રિયકાન્તની 'પ્રબલગતિ'ની કેટલીક રચનાઓ 'ભારતમાં પાછા ફરતાં' 'આ લોકો', 'લુહાર ક્યાં છે ?' વગેરેમાં કવિનો દેશપ્રેમ પરોક્ષ રીતે વ્યઞ્જિત થતો જોઈ શકાય. આ યુગના અન્ય કવિઓ બાલમુકુન્દ, વેણીભાઈ, પિનાકિન્ વગેરે પાસેથી દેશપ્રેમવિષયક રચનાઓ ઠીકઠીક પ્રમાણમાં સાંપડે છે. આ કવિઓની પ્રારમ્ભની કેટલીક રચનાઓ ગાંધીયુગની અસર નીચે ભાવનાપ્રધાન છે, જ્યારે ઉત્તરાર્ધની કેટલીક રચનાઓમાં નિરઞ્જનની અસર નીચે દેશદશાનો વાસ્તવિક ચિતાર રજૂ કરવાનું વલણ જોવા મળે છે.

આ યુગની કવિતામાં દેશપ્રેમની રચનાઓ ઓછી મળે છે, એ પરથી આ યુગનો કવિ દેશપ્રેમથી વિમુખ બન્યો છે, એમ કહી શકાશે નહીં. આ યુગના કવિનો દેશપ્રેમ ઓછો થયો નથી, પણ ગાંધીયુગના કવિમાં જે ભાવનાશીલતા, રોમૅન્ટિક આદર્શો હતા તેનાથી આ યુગનો કવિ મુક્ત થયો છે. તેની સામે નક્કર વાસ્તવિકતા પોતાનું બિહામણું રૂપ લઈ ઉપસ્થિત થયેલી છે. એવી પરિસ્થિતિમાં તે દેશપ્રેમની બુલન્દ ઘોષણાઓ ન કરી શકે તે સ્વાભાવિક છે.

ઉપર જોયા તે વિષયો ઉપરાન્ત આ યુગમાં જે અન્ય પ્રકારનાં કાવ્યો રચાયાં છે તેમાં અઞ્જલિકાવ્યો, વ્યક્તિવિશેષને ઉદ્દેશી રચાયેલ કાવ્યો, કાળવિષયક કાવ્યો, પ્રાણીકાવ્યો, વ્યઙ્ગકટાક્ષપૂર્ણ કાવ્યો વગરેનો સમાવેશ થાય છે. આ ઉપરથી સમજાશે કે વિષયોની દૃષ્ટિએ ગાંધીયુગ અને રાજેન્દ્ર-નિરઞ્જન યુગ વચ્ચે બહું મોટું અન્તર છે તે અભિવ્યક્તિમાં અને કવિના અભિગમમાં. નગરવિષયક કાવ્યો આ યુગમાં પહેલી વાર મળે છે. આ નગરકાવ્યો, નવ્ય યથાર્થવાદી તથા આધુનિક સંવેદનોને ઝીલતાં કાવ્યો, આ કવિતાનો નોંધપાત્ર ઉન્મેષ પ્રગટ કરે છે.

નિરઞ્જન યુગમાં આ પ્રકારની કવિતા રચાય છે ખરી, પણ તેનું પ્રમાણ ખૂબ ઓછું છે. વળી, આ પ્રકારની જે કવિતા રચાઈ છે તે પણ કવિના અભિગમની દૃષ્ટિએ અગાઉની કવિતાથી જુદી પડે છે.

રાજેન્દ્ર પાસેથી પ્રભુપ્રેમની રચનાઓ પ્રમાણમાં વિશેષ મળે છે. તેમની આ પ્રકારની કવિતા પર રવીન્દ્રનાથ, વ્રજ કવિઓ, સન્ત કવિઓ વગેરેની ભક્તિકવિતાની વત્તીઓછી અસર વરતાય છે. 'આન્દોલન'ના એક ગીતમાં કવિ પ્રભુને 'મિતવા !'નું સમ્બોધન કરે છે ત્યાં ભક્તિમાં સંખાભાવ પ્રગટ થાય છે. વ્રજકવિતાની પરમ્પરામાં આવતી રચનાઓ કવિ પાસેથી સારી સઙ્ખ્યામાં મળી છે. રાજેન્દ્રની પ્રભુભક્તિની રચનાઓમાં કવિત્વના ચમકારા જોવા મળે છે. જુઓ 'આન્દોલન'નું એક ગીત :

માઝમ રાતમાં અણદીઠી
કોની તે આંગળી આંજતી રે
મારે પાંપણ જાગામીઠી ? (પૃ. ૫૩)

'જાગા મીઠી'ની મધુર કલ્પના આવાં ભક્તિ કાવ્યોને પણ આસ્વાદ્ય બનાવે છે.

નિરઞ્જન પાસેથી પરમ્પરાગત ભક્તિની એક પણ રચના પ્રાપ્ત થતી નથી. છતાં એક પ્રકારની ઊંડી ધાર્મિકતાનો સ્પર્શ એમને કેટલીક રચનાઓ કરાવે છે. 'પથ્થર થર થર ધ્રૂજે' જેવી ગીતરચનામાં સાચી ધાર્મિકતા શું છે એ કવિએ ઈશુના દૃષ્ટાન્તથી સચોટ રીતે દર્શાવ્યું છે. ઉત્તરાર્ધની 'પ્રિયતમ મારો' જેવી રચનામાં પ્રેમરૂપે જ પ્રભુતા જાણી, માણી શકાય એ ભાવ વ્યક્ત થયો છે. પ્રેમપન્થ પર ધીરે ધીરે ડગ માંડતા પ્રિયતમનું સૌમ્ય, શીતલ ભવ્ય ચિત્ર ગીતમાં ખડું થાય છે. પ્રેમનો બૃહદ્ અનુભવ બાહ્યરૂપમાં ભક્તિનું રૂપ ધારણ ન કરતો હોવા છતાં એની કક્ષા સુધી પહોંચી જાય છે એમ કહી શકાશે.

પ્રિયકાન્ત નિરઞ્જનના શિષ્ય હોવા છતાં તેમના જેવી પ્રખર બૌદ્ધિકતા ધરાવતા ન હતા. ધર્મપરાયણ માતાપિતાને કારણે તથા અધ્યાત્મગ્રન્થોના વાચનને લીધે તેમનામાં આધ્યાત્મિક વૃત્તિ વિકસી હતી. 'પ્રતીક'ની 'સાંઈ' કે 'એક આ ઈંડું' તથા 'પ્રબલગતિ'ની 'રહસ્ય'જેવી થોડીક રચનાઓ કવિની આ વૃત્તિનો અણસાર આપી રહે છે. 'સમીપ'નું અન્તિમ કાવ્ય 'પ્રભુ' પણ કવિની ઈશ્વરપરાયણતાનું દ્યોતક છે. રાધા-કૃષ્ણવિષયક રચનાઓ પૈકી કેટલીક રચનાઓમાં પ્રભુપ્રેમ, ભક્તિભાવ વ્યક્ત થયો છે.

હસમુખ પાસેથી પરમ્પરાગત ભક્તિરચના સાંપડતી નથી. છતાં 'અન્ત ઘડીએ અજામિલ', 'ગજેન્દ્રચિન્તન', 'સેતુ', 'રાહ', 'ઇચ્છામૃત્યુ', 'સંધ્યાવન્દન' વગેરે રચનાઓમાં કવિનો આધ્યાત્મિક અભિગમ જોઈ શકાય છે. હસમુખની વિશેષતા છે કે તેમણે આ રચનાઓમાં ઈશ્વરનો ઉલ્લેખ કર્યા સિવાય માત્ર વ્યઞ્જના દ્વારા ઈશ્વરનું સૂચન કર્યું છે. 'સન્ધ્યાવન્દન' નામક દીર્ઘકૃતિમાં ઈશ્વરને પામવાનો માર્ગ કવિએ પોતાની આગવી રીતે દર્શાવ્યો છે. આસન, મનન અને ધ્યાન દ્વારા નહીં, પણ પ્રેમ દ્વારા ઈશ્વરને સહેલાઈથી પામી શકાય એમ કવિ સૂચવતા લાગે છે.

આ યુગના અન્ય કવિઓ પૈકી પ્રજારામ તથા મકરન્દ પ્રભુપ્રેમની, સાચી આધ્યાત્મિકતાને વાચા આપતી સઙ્ખ્યાબન્ધ કૃતિઓ આપે છે. પ્રજારામની રચનાઓ મુખ્યત્વે શ્રી અરવિન્દદર્શનથી પ્રભાવિત છે, જ્યારે મકરન્દની કવિતા મિશ્ર અસરો ધરાવે છે. કાવ્યત્વની દૃષ્ટિએ મકરન્દની કવિતા વધુ સમૃદ્ધ છે. મકરન્દની આધ્યાત્મિક કવિતા આ યુગનો એક બલવાન ઉન્મેષ છે. બાલમુકુન્દ, વેણીભાઈ, ગીતા પરીખ વગેરે કવિઓ પાસેથી પરમ્પરાગત

છે. પ્રહ્‌લાદની કવિ તરીકેની સિદ્ધિમાં તેમનાં ગીતોનો મોટો ફાળો છે.

રાજેન્દ્રનાં કુલ કાવ્યો પૈકી અડધા ઉપરાન્ત ગીતો છે એ હકીકત તેમના કાવ્યસર્જનમાં ગીત કેવું મહત્ત્વનું સ્વરૂપ છે એનો નિર્દેશ કરે છે. રાજેન્દ્રની પૂર્વે ન્હાનાલાલ તથા ઉમાશઙ્કર-સુન્દરમે ગીતનાં ઉચ્ચ શિખરો સર કર્યાં હતાં. રાજેન્દ્ર આ કવિઓથી ઉફરા માર્ગે ચાલે છે અને નિજી છાપવાળી મૌલિક ગીતરચનાઓ આપે છે. લયરચના, પ્રાસયોજના તથા ભાષાની દૃષ્ટિએ આગવી વિશેષતાઓ સિદ્ધ કરી રાજેન્દ્રે પ્રથમ હરોળના ગીતકવિ તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. તેમનાં ગીતોની બાની અર્થવ્યઞ્જક અને ભાવવ્યઞ્જક બનવાની સાથે સૌન્દર્યબોધક પણ બની શકી છે.

ગીતના સ્વરૂપને સાહિત્યિક સ્વીકૃતિ આપવવામાં રાજેન્દ્રની જેમ નિરઞ્જનનો પણ મોટો ફાળો છે. રાજેન્દ્રે પોતાના કુલ કાવ્યસર્જનના લગભગ ૫૦% જેટલાં ગીતો રચ્યાં છે તો નિરઞ્જને ૪૦% જેટલાં. ગીતસઙ્ગ્રહ 'કિન્નરી'ની પ્રસ્તાવનામાં ગીત અને ગાયકીને કંઈ જ સમ્બન્ધ નથી એમ જણાવી ગીતને અન્ય સાહિત્યસ્વરૂપોની જેમ વિશિષ્ટ અને સ્વતન્ત્ર સાહિત્યસ્વરૂપ ગણવાનો અનુરોધ કર્યો છે. રાજેન્દ્રની જેમ નિરઞ્જને પણ ગીતની લયરચના તથા પ્રાસયોજનાના અનેક પ્રયોગો કર્યા છે. ગીત જેવા પ્રારમ્પરિક સ્વરૂપની ભાષા તેમણે સાવ બદલી નાખી છે. 'મુંબઈ નગરી' નામક ગીતમાં તેમણે પુષ્કળ અઙ્ગ્રેજી શબ્દો પ્રયોજ્યા છે. નિરઞ્જન અપરિચિત કે અલ્પપ્રચલિત શબ્દો ખાસ પ્રયોજતા નથી, તેથી તેમનાં ગીતોનું અવગમન જલદી સધાય છે.

રાજેન્દ્ર-નિરઞ્જનની જેમ પ્રિયકાન્તે પણ ગીતસઙ્ગ્રહ ('લીલેરો ઢાળ') આપ્યો છે. આ સઙ્ગ્રહ ઉપરાન્ત 'પ્રતીક'થી 'પ્રબલગતિ' સુધીમાં પ્રિયકાન્તે પોણોસો જેટલાં ગીતો આપ્યાં છે. પ્રિયકાન્તે રાજેન્દ્ર-નિરઞ્જનની અસર નીચે ગીતરચનાનો પ્રારમ્ભ કરેલો તેથી શરૂઆતનાં ગીતો પર આ કવિઓનો પ્રભાવ જોઈ શકાય છે. પરન્તુ ટૂંક સમયમાં આ અસરમાંથી મુક્ત થઈ કવિ સ્વકીય મુદ્રાથી અઙ્કિત ગીતરચનાઓ આપે છે. લય, પ્રાસ, પ્રતીક-કલ્પન તથા ભાવની દૃષ્ટિએ 'પ્રતીક'થી 'પ્રબલગતિ' સુધીમાં કવિએ કેવું પરિવર્તન સિદ્ધ કર્યું છે તે 'આછી જાગી સવાર' ('પ્રતીક') તથા 'ભારતમાં પાછા ફરતાં' ('પ્રબલગતિ')ને પાસપાસે મૂકી જોતાં જણાશે.

આ યુગના વિશેષ પ્રયોગશીલ કવિ હસમુખ પાસેથી માત્ર એક ગીત ('કવિકર્મ અન્તે') મળે છે અને તે પણ પરમ્પરાગત નહિ, પ્રયોગશીલ - વિષય અને નિરૂપણ બન્ને દૃષ્ટિએ નલિન પાસેથી પણ ગીત કહી શકાય તેવી ત્રણચાર રચનાઓ માંડ મળે છે. 'ઉદ્‌ગાર'ની 'ગાન'ને પરમ્પરાગત અર્થમાં ગીત કહી શકાય. યુગના અન્ય કવિઓ ઉશનસ્, જયન્ત પાઠક, બાલમુકુન્દ, વેણીભાઈ, પિનાકિન્, મકરન્દ, ગીતા, હરીન્દ્ર, સુરેશ વગેરે પાસેથી વિપુલ પ્રમાણમાં ગીતો પ્રાપ્ત થાય છે.

સમગ્ર રીતે જોતાં રાજેન્દ્ર-નિરઞ્જન યુગના કવિઓની ગીતરચનાઓ અન્ય યુગોની ગીતકવિતા કરતાં ઇયત્તા અને ગુણવત્તામાં ચઢિયાતી નીવડે તેવી છે. બળવન્તરાય અને ગાંધીજીના પ્રભાવને કારણે ગાંધીયુગમાં ગીતસર્જન ઓછું થયું હતું. આ યુગ જાણે કે એનું સાટુ વાળી આપે છે. આ યુગમાં ગીતસર્જન વિપુલ પ્રમાણમાં થાય છે એ તો ખરું જ, પ્રમુખ કવિઓ એને સમર્થ રીતે ખેડે છે. પરિણામે ગીત આ યુગમાં સાહિત્યિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે. આની અસર અદ્યતન યુગના કવિઓ પર પડે છે અને રમેશ પારેખ, અનિલ જોષી, જગદીશ જોશી

વગેરે કવિઓ મોટી સઙ્ખ્યામાં ગીતો લખે છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગના કવિઓ ગીતના સંવિધાન પરત્વે અવનવા પ્રયોગો કરે છે. આ ગીતોમાં અગાઉનાં ગીતો કરતાં શબ્દલાલિત્ય અને લયમાધુર્ય વધેલાં લાગે છે. મારવાડી, વ્રજ તેમજ લોકગીતોના ઢાળો ઉપરાંત બઙ્ગાળી ઢાળોને પણ આ યુગનો કવિ અજમાવે છે. આમ, અનેક દૃષ્ટિએ ગીત રાજેન્દ્ર-નિરઞ્જન યુગની વિશિષ્ટ ઉપલબ્ધિ બની રહે છે.

## સૉનેટ

બ.ક.ઠાકોર દ્વારા પ્રસ્થાપિત આ સાહિત્યસ્વરૂપનું ખેડાણ ગાંધીયુગમાં વિપુલ પ્રમાણમાં થાય છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં સૉનેટ પ્રત્યેનો પક્ષપાત વધતો તો નથી, પણ જળવાઈ રહે છે. આ યુગમાં ગીત પછી સૌથી વધુ ખેડાયેલ કાવ્યસ્વરૂપ સૉનેટ છે. ગાંધીયુગનાં ઉત્તમ સૉનેટોની સાથે હરીફાઈ કરી શકે તેવાં ઉત્તમ સૉનેટો આ યુગમાં સારી એવી સઙ્ખ્યામાં પ્રાપ્ત થાય છે.

શુદ્ધ કવિતાને રસસૌન્દર્યને લક્ષ્ય બનાવી રાજેન્દ્ર-નિરઞ્જન યુગનો પાયો નાખનાર કવિઓ પ્રહ્લાદ અને હરિશ્ચન્દ્ર પાસેથી થોડાંક સૉનેટો મળે છે ખરાં. પ્રહ્લાદે આઠ સૉનેટ આપીને પણ નિર્વ્યાજ સરળ અભિવ્યક્તિથી સફળ સૉનેટકાર તરીકેનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. 'વિદાય' તથા 'સૂર્યોદય' તેમનાં ઉત્તમ સૉનેટો છે. હરિશ્ચન્દ્રે લગભગ પિસ્તાળીસ જેટલી ચૌદ પઙ્ક્તિની રચનાઓ આપી છે, પણ તેમાંથી સફળ સૉનેટો તો માંડ બેત્રણ મળે છે. વિષાદભાવને પ્રગટ કરતું તેમનું સૉનેટ 'વિષાદ' નોંધપાત્ર છે.

રાજેન્દ્ર પાસેથી લગભગ સોએક સૉનેટ મળે છે. રાજેન્દ્રને સૉનેટના શેક્સ્પિયરશાઈ પ્રકાર પ્રત્યે વિશેષ પક્ષપાત લાગે છે. તેમનાં કુલ સૉનેટમાંથી ૨/૩ જેટલાં આ પ્રકારનાં છે, બાકીનાં મિલ્ટનશાઈ પ્રકારનાં. પેટ્રાર્કશાઈ પ્રકારમાં કવિએ રચના કરી નથી. સૉનેટની નિશ્ચિત પ્રાસયોજના તેમણે સ્વીકારી નથી. તેમણે જ્યાં સહજ રીતે મળ્યા છે ત્યાં અને અન્તિમ યુગ્મમાં સર્વત્ર પ્રાસ મેળવ્યા છે. મિલ્ટનશાઈ સૉનેટોમાં પઙ્ક્તિઘટકોના વિવિધ પ્રયોગો તેમણે કર્યા છે. હરિણી કવિનો પ્રિય છન્દ છે અને તે તેમણે પૂરી શક્તિથી પ્રયોજ્યો છે. 'વિષાદને સાદ' સૉનેટમાં તેમણે કરેલો વનવેલીનો પ્રયોગ નોંધપાત્ર છે. રાજેન્દ્રે સૉનેટયુગ્મ, સૉનેટત્રયી તથા સૉનેટમાળાઓ પણ આપી છે. 'વનખણ્ડન' તથા 'આયુષ્યના અવશેષે' નામક સૉનેટમાળાઓ તો ગુજરાતી સૉનેટસાહિત્યમાં સીમાચિહ્ન બની ગઈ છે. સંવેદનોની સ્પર્શક્ષમ, અભિવ્યઞ્જક રુચિર અભિવ્યક્તિ અને ઊંડાણ ધરાવતા જીવનદર્શનને કારણે કવિનાં સૉનેટો કલાત્મક બની શક્યાં છે.

રાજેન્દ્રે સો જેટલાં સૉનેટ આપ્યાં છે તો નિરઞ્જને ૩૮. રાજેન્દ્રને શેક્સ્પિયરશાઈ પ્રકાર પ્રિય છે તો નિરઞ્જનને મિલ્ટનશાઈ. તેમનાં લગભગ ૩/૪ સૉનેટો આ પ્રકારમાં ઢળાયેલાં જોવા મળે છે. સૉનેટમાં પ્રાસ મેળવવાની બાબતમાં નિરઞ્જન વિશેષ આગ્રહી છે. અલબત્ત, તેમણે પરમ્પરાગત પ્રાસરચના નથી કરી પણ બધાં સૉનેટોમાં મુખ્યત્વે કખખક, ગઘઘગ, ચછછચ જંજ પ્રકારની પ્રાસરચના કરી છે. નિરઞ્જને વિવિધ છન્દો પ્રયોજ્યા છે પણ તેમનો પ્રિય છન્દ છે પૃથ્વી. રાજેન્દ્રની જેમ નિરઞ્જન પણ છેલ્લી પઙ્ક્તિઓમાં ક્યારેક છન્દપલટા કરે છે. નિરઞ્જને સૉનેટયુગ્મ આપ્યું છે. 'કરોળિયો', 'મોર', 'આધુનિક અરણ્ય', 'બલ્લુકાકાને અઞ્જલિ' વગેરે તેમનાં યાદગાર સૉનેટો પરલક્ષી પ્રકારનાં છે. આ સૉનેટોમાં આધુનિક જીવનના કારુણ્યને અનુરૂપ પ્રતીકકલ્પનોની મદદથી તેઓ ભાવવ્યઞ્જક અભિવ્યક્તિ દ્વારા તીક્ષ્ણ બનાવી પ્રગટ કરે છે. નિરઞ્જનનું સૉનેટસ્વરૂપમાં પ્રભાવ-પ્રવર્તક પ્રદાન છે.

રાજેન્દ્ર-નિરઞ્જને જે સ્વરૂપનું વિપુલ ખેડાણ કર્યું છે તે સૉનેટનું પ્રિયકાન્ત, હસમુખ, નલિને અલ્પમાત્રામાં ખેડાણ કર્યું છે. પ્રિયકાન્તે માંડ સાતઆઠ સૉનેટો આપ્યાં છે. નલિને બન્ને સઙ્ગ્રહમાં થઈ પાંચ સૉનેટ લખ્યાં છે તો હસમુખે ચુસ્ત અર્થમાં સૉનેટ કહી શકાય તેવી એક પણ રચના કરી નથી. તેમની પન્દર પઙ્ક્તિની રચના 'શહેરની ઘડીઓ ગણતાં' ચુસ્ત અર્થમાં સૉનેટ ન હોવા છતાં સૉનેટ જેવી સબળતા ધરાવે છે. બીજી બાજુ પ્રિયકાન્તે ચૌદ પઙ્ક્તિની રચનાઓ આપી હોવા છતાં તેમાંથી એકે સૉનેટ તરીકે સન્તર્પક બની શકી નથી. આ યુગમાં રાજેન્દ્ર-નિરઞ્જન પછી ઇયત્તા અને ગુણવત્તા બન્ને દૃષ્ટિએ આ સ્વરૂપને ઉલ્લેખનીય પ્રદાન કરનાર કવિઓ છે ઉશનસ્ અને જયન્ત પાઠક. આ બે કવિઓ પાસેથી સઙ્ખ્યાબન્ધ ઉત્તમ સૉનેટો પ્રાપ્ત થાય છે. ઉશનસ્‌નું વિપુલ સૉનેટસર્જન વિસ્મય પમાડે તેવું છે. તેમનું સૉનેટ-સર્જન બળવન્તરાયને પણ આંબી ગયું છે. તળપદી તાકાત, કલ્પનાના ઉન્મેષો તથા સૂક્ષ્મ સંવેનશીલતાને લીધે તેઓ આ યુગના અગ્રણી સૉનેટકાર બની શક્યા છે. પિનાકિન્, હરીન્દ્ર, સુરેશ, બાલમુકુન્દ વગેરે કવિઓ પાસેથી પણ વત્તાંઓછાં સફળ સૉનેટો મળ્યાં છે.

સઙ્ખ્યાદૃષ્ટિએ કદાચ ગાંધીયુગ જેટલાં સૉનેટો આ યુગમાં રચાયાં નહીં હોય, પણ ઉત્તમ સફળ સૉનેટોની સઙ્ખ્યા ગાંધીયુગ કરતાં આ યુગમાં ઓછી નથી. ગાંધીયુગમાં માતબર બનેલું આ સ્વરૂપ રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં પોતાનું ગૌરવપૂર્ણ સ્થાન ટકાવી રાખે છે. અભિવ્યક્તિની નવીન સૂક્ષ્મ રીતે યુગને અનુરૂપ નવાં પ્રતીક-કલ્પનોનો વિનિયોગ, તાજગીપૂર્ણ અભિવ્યક્તિ, બળકટતા, કલાત્મકતા વગેરે તત્ત્વોથી આ યુગમાં સૉનેટ વિશેષ સમૃદ્ધ બને છે.

## મુક્તક-લઘુકાવ્ય

આ યુગમાં મુક્તક અને મુક્તકસદૃશ લઘુરચનાઓનું ખેડાણ વિશેષ થાય છે. આ સ્વરૂપમાં કવિ એકાદ ભાવ કે વિચારકણને ચોટદાર રીતે લાઘવથી નિરૂપે છે. દલપતરામ, રમણભાઈ નીલકંઠ, બ.ક.ઠાકોર પછી ગાંધીયુગમાં 'શેષ', સુન્દરમ્, ઉમાશઙ્કર, સ્નેહરશ્મિ, જેવા આગલી હરોળના કવિઓ આ સ્વરૂપનું ખેડાણ કરી તેને કાવ્યપ્રકાર તરીકે પ્રતિષ્ઠા અપાવે છે.

હરિશ્ચન્દ્ર પાસેથી મોટી સઙ્ખ્યામાં મુક્તકો મળે છે. 'સ્વપ્નપ્રયાણ'ની ૨૪૪ કૃતિઓમાં લગભગ પાંસઠ જેટલાં મુક્તકો છે. આ મુક્તકો એકથી માંડી પાંચ-છ પઙ્ક્તિ સુધીનાં છે. આ મુક્તકોમાં ક્યાંક ચિન્તનકણિકાઓ છે, ક્યાંક પ્રેમની ઊર્મિઓ છે તો ક્યાંક મધુર ચિત્રાઙ્કનો પણ છે. હરિશ્ચન્દ્રનાં અનેક મુક્તકોમાં સુરેખ લાવણ્યમયતા છે.

નિરઞ્જને વિપુલ પ્રમાણમાં સફળ મુક્તકો આપ્યાં છે. તેમનું નાનામાં નાનું ચોટદાર મુક્તક છે 'આશ્લેષમાં'. આ મુક્તક પૂરું બે પઙ્ક્તિનું પણ નથી. 'કાવ્યો', 'અભ્ર', 'તન્ત્રીને પ્રત્યુત્તર', 'કાફેમાં', 'ફોકલેન્ડ રોડ,' 'પૂર્ણાંક', 'આ હાથ' વગેરે પરમ્પરા મુજબનાં ચાર પંક્તિનાં સુદૃઢ, સુશ્લિષ્ટ મુક્તકો છે. નિરઞ્જન પાસેથી છ-આઠ પઙ્ક્તિની રચનાઓ પણ મળી છે. એને મુક્તક ન કહીએ તો લઘુકાવ્ય કહી શકાય. આ લઘુરચનાઓમાં કવિનું ઘૂંટાયેલું કવિત્વ અનુભવાય છે.

પ્રિયકાન્તે પણ થોડાંક યાદગાર મુક્તકો રચ્યાં છે. 'પ્રતીક'નાં મુક્તકો પૈકી કેટલાંક તો ગુજરાતી સાહિત્યનાં ઉત્તમ મુક્તકોમાં સ્થાન પામે તેવાં છે. જીવનની ક્ષણભઙ્ગુરતાને કાવ્યાત્મક રીતે વ્યક્ત કરતું એક મુક્તક આપણે નિર્દેશી ગયા છીએ. મુક્તકના સ્વરૂપ માટે આવશ્યક સુદૃઢતા તથા અર્થઘનતા

પ્રિયકાન્તનાં મુક્તકોમાં જોવા મળે છે. કવિએ થોડાંક લઘુકાવ્યો પણ આપ્યાં છે. આ કાવ્યો મુક્તક જેવી ચમત્કૃતિજન્ય સઘન અનુભૂતિનો સ્પર્શ કરાવે છે.

હસમુખ પાસેથી 'રાજઘાટ પર' અને 'સરોવર' નામક બે મુક્તક પ્રકારની રચનાઓ મળી છે. બન્ને મુક્તકોમાં કવિએ વ્યઞ્જનાની મદદથી અનેક અર્થો પ્રગટાવ્યા છે. 'રાજઘાટ પર' તો ગુજરાતીનાં ઉત્તમ મુક્તકોમાં સ્થાન પામે તેવું અનવદ્ય બની શક્યું છે. 'સૂર્યમુખી', 'આંબો', 'સેતુ' વગેરે મુક્તક નહીં પણ લઘુકાવ્ય કહી શકાય તેવી રચનાઓ છે. નલિન પાસેથી પણ કેટલીક આ પ્રકારની રચનાઓ પ્રાપ્ત થાય છે. 'ઉદ્ગાર'નાં 'આવું?', 'કવિનું મૃત્યુ' તથા 'અવકાશ'નાં 'પક્ષી', 'છવિ', 'સ્હવાર', 'શાન્તિ', 'પર્ણગીત' વગેરે ઉલ્લેખનીય લઘુકાવ્યો છે. યુગના અન્ય કવિઓ ઉશનસ્, જયન્ત પાઠક, મકરન્દ દવે, પિનાકિન્ ઠાકોર, બાલમુકુન્દ દવે, ગીતા પરીખ વગેરે પાસેથી વત્તાઓછા પ્રમાણમાં આ પ્રકારની રચનાઓ મળી રહે છે. ટૂંકમાં, અગાઉના યુગોની જેમ આ યુગમાં નોંધપાત્ર સઙ્ખ્યામાં મુક્તકો રચાયાં છે. અને થોડાંક ઉત્તમ મુક્તકો પણ સાંપડ્યાં છે.

### દીર્ઘકાવ્ય

દીર્ઘકાવ્ય વ્યાખ્યામાં સમાવવો મુશ્કેલ છતાં અલગ ચર્ચા માગી લે તેવો, આ યુગમાં સારું એવું ખેડાણ પામેલો કાવ્યપ્રકાર છે. પ્રહ્‌લાદના 'બારી બહાર'માં દીર્ઘકાવ્ય કહી શકાય તેવી પાંચેક રચનાઓ મળે છે. 'બારી બહાર', 'છેલ્લી પૂજા', 'પરાજયની જીત', 'દાન' આ દીર્ઘકાવ્યોમાં છેલ્લાં ત્રણ કથાકાવ્ય કે પ્રસઙ્ગકાવ્ય કહી શકાય તેવાં છે. હરિશ્ચન્દ્રના 'સ્વપ્નપ્રયાણ'માંથી 'સ્વાધ્યાય', 'પરાજય', 'કોજાગ્રિ ?', 'ક્રન્દન', 'જીવનમૃત્યુ' જેવી દીર્ઘકૃતિઓ સાંપડે છે. આ પૈકી 'કોજાગ્રિ?' પોલિશ કાવ્યનો અનુવાદ છે, 'સ્વાધ્યાય' ૧૪ ખણ્ડની પ્રમાણમાં વિશૃઙ્ખલ રચના છે, 'પરાજય' પાંચખણ્ડની કથાકાવ્યના વર્ગમાં બેસી શકે તેવી રચના છે. આ દીર્ઘકાવ્યોમાં ઊંચી કક્ષાનું કાવ્યત્વ અનુભવાતું નથી.

રાજેન્દ્રના સઙ્ગ્રહોમાંથી સારી એવી સઙ્ખ્યામાં દીર્ઘકાવ્યો પ્રાપ્ત થાય છે. 'ધ્વનિ'માં 'જિન્દગી ! જિન્દગી !', 'વિજન અરણ્યે' તથા 'શ્રાવણી મધ્યાહ્‌ને'; 'શ્રુતિ'માં 'ચલો પ્રિય', 'મારું છે અન્ન,' 'પત્ર'; 'શાન્ત કોલાહલ'માં 'સ્વપ્ન', 'છલનિર્મલ', 'સ્મરણ'; 'ક્ષણજે ચિરન્તન'માં 'ખાલી ઘર', 'ઉમ્બર ઉપર', 'વિષાદને સાદ'માં 'અગ્નિ તેજ, આગ ને ભસ્મ' તથા 'મધ્યમા'ના દ્વિતીય ખણ્ડની નવમી રચના 'કોણ મને બોલાવી રહ્યું છે,' ઇત્યાદિ ઉલ્લેખપાત્ર દીર્ઘકાવ્યો છે. આ ઉપરાન્ત કેટલાંક સંવાદકાવ્યો, ગીતનાટ્ય વગેરેનો આ વર્ગમાં સમાવેશ કરી શકાય. રાજેન્દ્રનાં દીર્ઘકાવ્યોમાં ઊર્મિ, કલ્પનાનો અભાવ નથી, પણ ચિન્તનની માત્રા વિશેષ છે. કવિ કોઈ રચનામાં નિરર્થક લમ્બાણમાં સરી પડ્યા નથી.

નિરઞ્જની મહત્ત્વપૂર્ણ દીર્ઘરચનાઓ છે : 'ગ્રીષ્મમધ્યાહ્‌નમાં', 'સંસ્મૃતિ', 'ફાઉન્ટનના બસ સ્ટૉપ પર', 'ચર્ચગેટથી લોકલમાં', 'પાત્રો' તથા 'ગાયત્રી'. આમાંની છેલ્લી ચાર રચનાઓ 'પ્રવાલદ્વીપ' ગુચ્છની છે. આ દીર્ઘકાવ્યોમાં સૌથી લાંબી રચના 'ગાયત્રી' ૨૦૦ પઙ્ક્તિની છે. રાજેન્દ્રની જેમ નિરઞ્જનનાં દીર્ઘકાવ્યો પણ વિચારપ્રધાન, ચિન્તનપ્રધાન છે. રાજેન્દ્ર કરતાં નિરઞ્જનનાં દીર્ઘકાવ્યો સુશ્લિષ્ટતાની બાબતમાં ચડી જાય તેવાં છે. નિરઞ્જનનું સૉનેટો અને તેથી પણ વધુ દીર્ઘકાવ્યોમાં મોટા ગજાના કવિ તરીકેનું દર્શન થાય છે.

પ્રિયકાન્તે દીર્ઘકાવ્યો પ્રમાણમાં ઓછાં લખ્યાં છે. 'અશબ્દ રાત્રિ'ની જાણીતી કૃતિ 'નક્કી અહીં

આ હું રહું છું ?', 'સમીપ'ની 'ઇતિહાસકાર ઇતિહાસમાં', 'બળદ' તથા 'પ્રબલગતિ'ની 'યશવન્તને ઉત્તર', 'કૂવાને કાંઠે', 'ઈસુની ઉક્તિ' વગેરે પ્રિયકાન્તની કેટલીક ઉલ્લેખનીય દીર્ઘરચનાઓ છે. લઘુ રચનાઓની સરખામણીમાં પ્રિયકાન્તને આ દીર્ઘરચનાઓમાં ઓછી સફળતા મળી છે. હસમુખની રચનાઓ પૈકી 'પશુલોક', 'પ્રાર્થે હવે કાલિદાસ', 'અન્તઘડીએ અજામિલ', 'ગજેન્દ્રચિન્તન', 'મા જયારે વૈકુણ્ઠ જશે', 'સન્ધ્યાવન્દન' તથા 'સંવનન'ને દીર્ઘરચનાઓ તરીકે ઓળખી શકાય. હસમુખનાં લઘુકાવ્યોમાં સામાન્ય રીતે તરલ, ચઞ્ચલ ભાવો જોવા મળે છે, જયારે દીર્ઘકાવ્યોમાં મુખ્યત્વે ગહન, ગભીર, વ્યાપક ભાવો વ્યક્ત થયા છે. લઘુરચનાઓ કરતાં દીર્ઘરચનાઓમાં કવિનું કવિત્વ ગહન પરિમાણ ધારણ કરે છે. નલિનની કૃતિઓ 'કવિ', 'બાપદીકરો', 'નારી', 'અશ્વત્થામાની સ્વગતોક્તિ'ને દીર્ઘકાવ્યના વિભાગમાં મૂકી શકાય. 'બાપદીકરો' કથાકાવ્ય છે. 'અશ્વત્થામાની સ્વગતોક્તિ' તથા 'નારી' બૃહદ્ પરિમાણને તાગતી કવિની મહત્ત્વની દીર્ઘકૃતિઓ છે. કવિની સર્ગશક્તિનો ઉન્મેષ આ બે કાવ્યોમાં પ્રગટેલો જોઈ શકાય છે. યુગના અન્ય કવિઓ પાસેથી પણ થોડીક દીર્ઘકૃતિઓ પ્રાપ્ત થઈ છે.

ઉપર્યુક્ત દીર્ઘકાવ્યો પૈકી બહુ ઓછી રચનાઓને પરમ્પરાગત કાવ્યપ્રકારો ખણ્ડકાવ્ય, પ્રસંગકાવ્ય, પદ્યનાટક વગેરેમાં સમાવી શકાશે. મોટા ભાગની રચનાઓ તો રૂઢ પદ્યપ્ર કારોમાં બેસી ન શકે તેવી છે. આ યુગનો કવિ ગાંધીયુગના કવિ કરતાં વિશેષ અન્તર્મુખ બન્યો છે. તેથી તેની પાસેથી પરલક્ષી કૃતિઓ અલ્પ પ્રમાણમાં મળી છે. નિરઞ્જનની રચના 'પાત્રો' કે હસમુખની કૃતિ 'પશુલોક'માં પાત્રો છે, પણ તે કવિના વિચારોનાં વાહક હોય તેમ લાગે છે. બીજા શબ્દોમાં કહીએ તો તે પાત્રો કરતાં પ્રતીકો જેવાં વિશેષ લાગે છે. આ કૃતિઓમાં આવતો સંવાદ નાટકનો સંવાદ નથી.

### સંવાદકાવ્ય

ગાંધીયુગમાં રા.વિ. પાઠકનું 'નવવરવધૂ' ('શેષનાં કાવ્યો'), સુન્દરમ્‌નું 'શશી ભૂલ્યો' ('વસુધા') જેવાં સંવાદકાવ્યો મળ્યાં હતાં. આ યુગમાં પણ થોડાંક ઉલ્લેખનીય સંવાદકાવ્યો મળે છે.

રાજેન્દ્રના 'ધ્વનિ'માં 'શેષ અભિસાર', 'પ્રાસાનુપ્રાસ', 'એક ફૂલ એવું', 'પ્રેમના મન્ત્રનું કૈંક ગુઞ્જન, 'માયાવિની', 'ફેરિયો અને ફક્કડ', 'શ્રુતિ'માં 'ધનિકનાં સન્તાન', 'શાન્તકોલાહલ'માં ખેતરમાં' જેવાં સંવાદકાવ્યો સાંપડે છે. આ બધાં કાવ્યોમાં 'શેષ અભિસાર' કાવ્ય તરીકે સન્તર્પક છે. આ કાવ્યોમાં કવિએ જે ચબરાકિયા, ચમત્કૃતિપૂર્ણ, તાજગીસભર સંવાદો સહજ રીતે સર્જ્યા છે તે પરથી કવિની સંવાદ-શક્તિનો પરિચય સાંપડે છે. આ શક્તિનો સુભગ ઉપયોગ 'શ્રુતિ'ના ગીતિનાટ્ય 'પદ્માવતી'માં થયો છે. કવિએ યોજેલું દશ્યવિધાન અને ગીતોનો વિનિયોગ નાટ્યાત્મક વાતાવરણના નિર્માણમાં ઉપકારક છે.

રાજેન્દ્રની સરખામણીમાં નિરઞ્જને સંવાદકાવ્યો થોડાં લખ્યાં છે. સંવાદકાવ્ય કહી શકાય તેવી બે જ રચનાઓ નિરંજન પાસેથી મળે છે : 'પાઠાન્તર' અને 'વાંકું મ જોશો.' પહેલી રચનામાં કવિ અને અન્ય વ્યક્તિ વચ્ચેનો સંવાદ છે તો બીજી રચનામાં બે પ્રણયીજનોની ઉપાલમ્ભગોષ્ઠિ છે. 'પાઠાન્તર'માં સંવાદની છટા થોડીક આવી શકી છે. 'સાબરના અજમ્પા' વગેરે કાવ્યોમાં સંવાદનો વિનિયોગ કર્યો છે એ નોંધપાત્ર છે. ગુજરાતી કાવ્યસાહિત્યમાં પદ્યનાટકની દિશામાં જે પ્રયોગો થયા છે તેની પૂર્વભૂમિકારૂપે આ પ્રયોગોનો ઉલ્લેખ

કરવો જોઈએ.

### અછાન્દસ કવિતા

અછાન્દસ કવિતા અદ્યતન યુગનો મુખ્ય પ્રવાહ છે. આજે છાન્દસ બહુ ઓછા પ્રમાણમાં સર્જાય છે. ગાંધીયુગ અને રાજેન્દ્ર-નિરઞ્જન યુગનો મુખ્ય કાવ્યપ્રવાહ તો છન્દોબદ્ધ કાવ્યોનો જ હતો. યુગના ઉત્તરાર્ધમાં અછાન્દસ કવિતાનો આરમ્ભ થાય છે. આ કવિતાની અસર યુગના મુખ્ય કવિઓ રાજેન્દ્ર કે નિરઞ્જન પર તો પડતી નથી, પણ પ્રિયકાન્ત, હસમુખ, નલિન વગેરે કવિઓની પરવર્તી કવિતા પર તેની અસર ઝિલાય છે.

પ્રિયકાન્ત અછાન્દસ પ્રતિ વળ્યા તેમાં કવિ તરીકેની આન્તરિક જરૂરિયાત કરતાં પ્રયોગખોરી વિશેષ લાગે છે. પ્રિયકાન્તમાં શિશુસહજ ઉત્સાહ વધુ હતો, સમર્થ કવિમાં હોવી જોઈએ તે સાવધતા ઓછી. પરિણામ જે અનિવાર્ય હતું તે જ આવ્યું. અછાન્દસ ગદ્યકાવ્યોમાં તેમનું કવિત્વ પાંખું પડ્યું. બહુ ઓછાં અછાન્દસ કાવ્યો – 'સમીપ'નું 'બળદ', 'પ્રબલગતિ'નાં 'ઈસુની ઉક્તિ', 'એ લોકો', 'જલાશય', 'યશવન્તને ઉત્તર', 'વ્યોમલિપિ'નાં 'એક વાર', 'ચિરન્તન નારી', 'ફૂલ' વગેરે સફળ શક્યાં છે. આ કાવ્યો સિવાય મોટા ભાગના અછાન્દસ રચનારનું બન્ધારણ પાંખું છે, કાવ્યત્વ નહિવત્ જેને શુદ્ધ ગદ્યકાવ્ય કહી શકાય તેવી રચનાઓ 'સમીપ'ની 'ધવલ પથારીના શાન્ત અચેત સમુદ્રમાં' તથા 'પ્રબલગતિ'ની 'બદામ બેસશે?' પણ કવિના કોઈ વિશેષને પ્રગટાવી શકતી નથી.

પ્રિયકાન્તની જેમ હસમુખે પૂર્વાર્ધમાં છન્દોબદ્ધ રચનાઓ આપ્યા પછી ઉત્તરાર્ધમાં અછાન્દસ રચનાઓ આપી છે. પ્રિયકાન્ત અને હસમુખમાં ફેર એટલો કે પ્રિયકાન્તે અછાન્દસના પ્રવાહમાં આડેધડ ઝંપલાવ્યું અને નવા માધ્યમ સાથે કામ પાડવામાં જે પ્રકારની સભાનતા રાખવી જોઈએ તે તેઓ રાખી શક્યા નહીં. હસમુખ પૂરતા સભાન અને વિદગ્ધ કવિ છે એટલે અછાન્દસ રચનાઓમાં પણ છાન્દસના જેવી સફળતા હાંસલ કરે છે. 'અન્તઘડીએ અજામિલ', 'ગજેન્દ્રચિન્તન', 'સંવનન' જેવી અછાન્દસ કૃતિઓ કાવ્ય તરીકે તો ઉત્તમ બની છે જ, ભાષાપ્રયોગ, ગદ્યલય તથા અભિવ્યક્તિની દૃષ્ટિએ પણ ખાસ નોંધપાત્ર છે.

નલિનનો પ્રથમ સઙ્ગ્રહ બહાર પડ્યો ત્યારથી જ ગુજરાતી કવિતામાં અછાન્દસનો પ્રવાહ શરૂ થઈ ગયો હતો. પણ એ સઙ્ગ્રહમાં કવિએ આ નવા પ્રવાહની અસર ઝીલી નહીં. 'અવકાશ'ની રચનાઓનાં સર્જનકાળમાં તો અછાન્દસનું પૂર આવી જાય છે. નલિન આ પ્રવાહથી અલિપ્ત રહેતા નથી અને સઙ્ગ્રહના ઉત્તરાર્ધમાં થોડીક અછાન્દસ રચનાઓ આપે છે. એ રચનાઓ પૈકી 'અશ્વત્થામાની સ્વગતોક્તિ' તથા 'નારી' કાવ્યત્વની દૃષ્ટિએ ઉલ્લેખનીય સફળ રચનાઓ છે.

યુગના અન્ય કવિઓ પૈકી ઉશનસ્, જયન્ત પાઠક, સુરેશ દલાલ, હરીન્દ્ર દવે વગેરે કવિઓની ઉત્તરાર્ધની કાવ્યસૃષ્ટિમાં અછાન્દસ રચનાઓ સારા પ્રમાણમાં પ્રાપ્ત થાય છે. આ બધી અછાન્દસ રચનાઓ અદ્યતન યુગના પ્રારમ્ભ પછીની છે અને તેના પ્રભાવતળે રચાયેલી છે તેથી તેને રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતાની વિશિષ્ટ ઉપલબ્ધિ ન કહી શકાય. હા, આ યુગના કવિઓએ પણ ગુજરાતી કવિતાના આ મહત્ત્વપૂર્ણ પ્રવાહના સર્જનમાં પોતાનું યોગદાન આપ્યું છે તે નોંધવું પડે.

### અન્ય કાવ્યપ્રકારો

રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં વિશેષ પ્રમાણમાં ખેડાયેલ કાવ્યપ્રકારોની વાત આપણે કરી. હવે આ યુગમાં અલ્પ પ્રમાણમાં ખેડાયેલ કાવ્યપ્રકારો પણ

જોઈ લઈએ.

અંગ્રેજીમાં જેને 'ઓડ' કહે છે તેવાં ઉદ્‌બોધન કાવ્યો રાજેન્દ્રે સારા પ્રમાણમાં આપ્યાં છે. 'ધ્વનિ'માં જ 'અશ્રુ હે', 'હે અન્ધકાર', 'હૃદય હે !', 'શીમળાને', 'હે દીપજ્યોતિ', 'હે પ્રેમપાગલ', 'વિધાતાને', 'ઉર હે !', 'હે મુગ્ધ ! લજ્જામયિ !' 'ગોપવનિતાને' જેવાં ઘણાં ઉદ્‌બોધન કાવ્યો મળે છે. આ કાવ્યોમાં અન્ય કાવ્યો કરતાં કલ્પનાનું તત્ત્વ થોડુંક વિશેપ જોવા મળે છે. આ કાવ્યો પૈકી 'હૃદય હે !', 'ઉર હે !' જેવાં કાવ્યોમાં આત્મસમ્બોધન છે તો 'શીમળાને', 'હે અન્ધકાર' જેવાં કાવ્યોમાં અન્યને સમ્બોધન છે. આ કાવ્યો પૈકી 'હે અન્ધકાર', 'અશ્રુ હે !' જેવાં કાવ્યોને ઓડકાવ્યો કહી શકાય.

નિરઞ્જન પાસેથી, સમ્બોધન કાવ્ય કહી શકાય તેવી થોડીક રચનાઓ મળે છે. 'હે કૃષ્ણા', 'એક ફૂલને', '૧૫ ઑગસ્ટ ૧૯૪૯', 'અજાત હે ગીત', 'હે લાસ્યમૂર્તિ', 'હે કલિ', 'મ્યૂઝિયમમાં', 'ઝૂમાં', 'ઉમાશઙ્કરને' જેવી કૃતિઓ આ પ્રકારની છે. આ કાવ્યો કવિએ કોઈ વ્યક્તિ, પ્રાણી કે પદાર્થને ઉદ્દેશી લખેલાં છે.

આ કાવ્યપ્રકારને હરિશ્ચન્દ્ર ભટ્ટનું પ્રદાન નોંધપાત્ર છે. 'રુદ્રને', 'પવનને !', 'પૃથ્વીને', 'ઇન્દ્રને', 'અગ્નિને' વગેરે કાવ્યોને સફળ સમ્બોધન કાવ્યો કહી શકાય.

ગાંધીયુગ કરતાં રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં ગઝલનું ખેડાણ વિશેપ પ્રમાણમાં થયું છે. જો કે રાજેન્દ્ર-નિરઞ્જન, હસમુખ તથા નલિન આ કાવ્યપ્રકાર પર હાથ અજમાવતા નથી. પ્રિયકાન્ત પાસેથી 'પ્રતીક', 'સમીપ', 'પ્રબલગતિ' અને 'વ્યોમલિપિ'માંથી પચીસેક ગઝલોનો નાનકડો ગુલદસ્તો પ્રાપ્ત થાય છે. 'પ્રતીક'માં સળઙ્ગ ગઝલ મળતી નથી, ગઝલના થોડાક મત્લા મળે છે. 'સમીપ'માં તેમની પહેલી જે શુદ્ધ ગઝલ મળે છે તેનું શીર્પક છે 'ગધેડાં'. ગધેડાંના પ્રતીક દ્વારા કવિએ અનેકવિધ કલ્પનો ગૂંથી લીધાં છે. આ સિવાયની ઉલ્લેખનીય ગઝલો છે : 'ખાલી ખાલી', 'રહી ગઈ', 'છે નહીં છતાં' અને 'સુનકાર'; 'સમીપ'ની 'પક્ષી અને ઘટા' તથા 'પ્રતીક'ની 'હેમન્ત'ની મધરાત નઝમ પ્રકારની રચનાઓ લાગે છે. 'પ્રબલગતિ'માં 'શિકાગો' નામક એક ગઝલ મળે છે. આ ગઝલમાં કવિએ ભુજઙ્ગી છન્દનો વિનિયોગ કર્યો છે. 'વ્યોમલિપિ'માં 'જાશું', 'પાનખરના રઙ્ગ' તથા 'સાગર' નામક ગઝલો પ્રાપ્ત થાય છે. 'સમીપ'ની ગઝલો કરતાં આ ગઝલો પ્રમાણમાં વિશેપ સન્તર્પક બની છે. પ્રિયકાન્ત ઉપરાન્ત આ યુગના અન્ય કવિઓ હરીન્દ્ર દવે, વેણીભાઈ પુરોહિત વગેરેનું આ સ્વરૂપમાં નોંધપાત્ર પ્રદાન છે. અદ્યતન યુગમાં ગઝલ જે સાહિત્યિક પ્રતિષ્ઠા પ્રાપ્ત કરે છે તેની પૂર્વભૂમિકા રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં બન્ધાય છે.

આમ, આ યુગમાં ખેડાયેલ કાવ્યસ્વરૂપોનો વિચાર કરતાં જણાય છે કે આ યુગે કાવ્યસ્વરૂપની બાબતમાં કોઈ મોટું પ્રસ્થાન કર્યું નથી. આ યુગના ઉત્તરાર્ધમાં આકાર ધારણ કરતું અછાન્દસનું કાવ્યસ્વરૂપ એક મહત્ત્વપૂર્ણ ઘટના ગણી શકાય. જો કે તેના નિર્માણમા માત્ર આ યુગના જ કવિઓનો ફાળો નથી એ આપણે નોંધી ગયા છીએ. ગીત-સૉનેટમાં આ યુગ પોતાનું વિશિષ્ટ પ્રદાન કરે છે. પરમ્પરાથી જુદા પ્રકારનાં દીર્ઘકાવ્યો આ યુગમાં ધ્યાનપાત્ર બની રહે છે. મુક્તકો અને લઘુકાવ્યો પણ સારી સઙ્ખ્યામાં રચાય છે. એકન્દરે જોતાં આ યુગ વિપયવૈવિધ્યની જેમ કાવ્યસ્વરૂપોનું વૈવિધ્ય સારા પ્રમાણમાં નિપજાવી શકે છે. (ક્રમશઃ)

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પંડ્યા

## ઝઘડો અને રિસામણું

[પૂર્વવૃત્તાન્ત : પ્રાચીન ગ્રીસનો વિસ્તાર આજના ગ્રીસના વિસ્તાર કરતાં ઘણો મોટો હતો. એ અનેક નાનાંમોટાં રાજ્યોમાં વિભક્ત હતું. માઈસિનેનો રાજા ઍગામેમ્નૉન સૌ ગ્રીક રાજાઓનો અધિપતિ હતો. એનો નાનો ભાઈ મેનેલોઝ સ્પાર્ટાનો રાજા હતો. ટિણ્ડેર્યુસની પત્ની લેડેને દેવાધિપતિ ઝ્યૂસથી થયેલી અતિ સૌન્દર્યવાન પુત્રી હેલન એની પત્ની હતી. ટ્રૉય (અથવા, ઇલિયમ)ના રાજા પ્રાયમનો સ્વરૂપવાન પુત્ર પેરિસ મેનેલોઝનો અતિથિ બન્યો અને હેલનના સૌન્દર્યથી આકર્ષાઈ – હેલન પણ એના રૂપ પર મુગ્ધ બની હતી. – એણે હેલનનું અપહરણ કર્યું. આ અપમાનનો બદલો લેવો જ રહ્યો અને હેલનને પાછી મેળવવી જ રહી. પોતાના મોટા ભાઈ ઍગામેમ્નૉનને આ વાત કરતાં એણે બધા ગ્રીક રાજવીઓને ભેગા કર્યા અને, એ સૌના સૈનિકોના મોટા કાફલાનાં વહાણો ભરી ટ્રૉયને કબજે કરવા અકીઅતો (ગ્રીકો) ઊપડ્યા.

ટ્રૉયના દુર્ગ પાસે જઈ પડાવ નાખી, યુદ્ધ આદર્યું પણ, ટ્રૉય અજેય રહ્યું. પૂરાં નવ વર્ષ સુધી દરિયાકાંઠે લાંગરેલા જહાજોની પાસે પડાવ નાખીને ગ્રીક સૈન્યો ત્યાં અનેક વાર નાનાંમોટાં છમકલાં કરતાં રહ્યાં, પણ કશા નિર્ણાયક પરિણામ વિના. ટ્રૉયની આજુબાજુના પ્રદેશમાં જઈ, ગ્રીક સૈન્યો ધાડ પાડતાં અને ત્યાંની સમ્પત્તિ તથા સ્ત્રીઓ ઉપાડી લાવતાં.

ગ્રીક સૈન્યમાં અનેક કુશળ યોદ્ધાઓ હતા. એ સર્વમાં એકિલીઝનું સ્થાન વિશિષ્ટ હતું. મર્માઈડનોના રાજા પેલ્યૂઝ અને સમુદ્રપરી થેટિસનો એ પુત્ર ખૂબ પરાક્રમી હતો. એ એટલો જ ક્રોધી પણ હતો. ઈલિયડની કથાનો આરમ્ભ એના યુદ્ધમાંથી ખસી જવાથી થાય છે અને, પોતાના જમણા હાથ સમા પેટ્રોકલસના મૃત્યુથી એ પાછો લડવા પ્રેરાય છે અને, રાજા પ્રાયમના વીર પુત્ર હેક્ટરનો વધ કરી એના શબને પોતાને પડાવે લાવે છે.

પ્રાચીન ગ્રીક પ્રજાઓ મરેલાંઓ પ્રત્યે ખૂબ આદર દર્શાવતી અને મૃત્યુ પછી કેટલીયે વિધિઓ કરતી. આ બધું કરી શકાય તે માટે વૃદ્ધ રાજા પ્રાયમ રાતે એકિલીઝને પડાવે જઈ હેક્ટરનું શબ આપવા તેને વિનન્તી કરે છે અને એકિલીઝ એ વિનન્તી સ્વીકારી હેક્ટરનું શબ રાજા પ્રાયમને પાછું આપે છે. હેક્ટરની અન્તિમ વિધિના વર્ણનથી આ ઈલિયડની કથા પૂરી થાય છે.

ટ્રૉયના પતનની કથા હોમરે પોતાના બીજા મહાકાવ્ય ઑડિસિમાં જણાવી છે. એ કથા હેલન પોતાને સ્વમુખે ઑડિસ્યૂસના પુત્ર ટેલિમૅક્સને કહે છે.

પણ આપણે ઈલિયડની કથા પર પાછાં આવીએ. એકિલીઝ ખૂબ બળવાન, ખૂબ પરાક્રમી અને ખૂબ ક્રોધી છે. થીબી નગરી પર હલ્લો કરી ત્યાંનું અઢળક દ્રવ્ય લૂંટી, અનેકોને સંહારી, અનેકોને પકડી એ પાછો પોતાને પડાવે આવ્યો ત્યારે ત્યાંના પોલોના દેવળના પૂજારીની સુન્દર, યુવાન પુત્રી ક્રાઈ-સેઈસને એ ઉપાડી લાવ્યો હતો. ઍગામૅમ્નૉને એને પોતાના અન્તઃપુરમાં રાખી હતી. આથી અપોલોદેવ અકીઅનો – ગ્રીકો – પર કોપાયા હતા.

પોતાની પુત્રીને મુક્ત કરવા માટે મોટી રકમનું નજરાણું લઈ, ક્રાયસેસ, અપોલોના દેવળનો પૂજારી ગ્રીક સૈન્યમાં ગયો ત્યાંથી આ કથા આરંભાય છે.]

વગડામાં ભેંસોનું ખાંડું. વાગોળતું પડ્યું હોય એમ, સમદરકાંઠે ગ્રીક વહાણો લાંગરેલાં પડ્યાં છે. એ વહાણોથી થોડે દૂર જરા તડકો ખાતાં ગ્રીક સૈન્યોની હારની હાર બેઠી છે. અને એ સેનાપતિઓની હારની વચ્ચે, જરા ઊંચેરે આસને, સમસ્ત ગ્રીક સૈન્યોનો વડો ઍગામેમ્નૉન બેઠો છે. પોતાની આ વિશાળ સેના પર શી વીતવાની છે તેનાથી એ અજાણ છે.

એની સામે બેસી ઘૂંટણિયે પડી એક માણસ યાચી રહ્યો છે : 'આ બાનની રકમ લો પણ કૃપા કરી મારી ફૂલ જેવી દીકરી ક્રાઇસેઇસને પાછી સોંપો.'

ક્રાઇસેઈસનો પિતા અપોલોના દેવળનો પૂજારી હતો. ગ્રીક ધાડપાડુઓએ એની રૂપવતી યુવાન પુત્રીનું અપહરણ કર્યું હતું. પોતાની પુત્રીના બદલામાં એ મોટું નજરાણું લાવ્યો હતો તે ઍગામેમ્નૉન અને બીજા ગ્રીક સેનાપતિઓ સાથે ધરી એણે વિનન્તી કરી હતી : લો અને મારી પુત્રીને પાછી સોંપવા કૃપા કરો.' એણે આગળ કહ્યું.

'હે મહારાજો ! હે શૂરવીરો ! તમે પ્રાયમની નગરીને તોડવા ચાહો છો. ઑલિમ્પસ પહાડ પર વસતા દેવો તમારી એ ઇચ્છા પૂરી કરે અને તમને સૌને હેમખેમ ઘર પહોંચાડે. પણ ધનુર્વિદ્યાના દેવ અપોલો પ્રત્યે આદર દાખવી, આ નજરાણું લઈ, તમે મારી રાંકની દીકરીને મુક્ત કરશો તો જ દેવો તમને સહાય કરશે.' નીચે બેઠેલા સૈનિકોને હેમખેમ ઘરભેગા થવામાં રસ હતો એટલે એ સૌએ તાળીઓ પાડી ક્રાઇસેસના આ સૂચનને વધાવી લીધું. પણ જેની પાસે એ માગનારની કન્યા ક્રાઇસેઇસ હતી તે ઍગામેમ્નૉનને એ ન ગમ્યું.

'અરે બુઢ્ઢા', એ બોલ્યો, 'ચાલતો થઈ જા અહીંથી, નહીં તો, તારા હાથમાંના આ અપોલાના દણ્ડનીયે હું સાડીબાર નહીં રાખું. તારી દીકરીને હું મારા ભેગી લઈ જઈ એને મારા રાણીવાસમાં રાખવા માગું છું. ત્યાં એ શાળે વણશે અને મારી શય્યા શોભાવશે. ભાગી જ જા. નહીં તો, તારી ચામડી ઊતરડી નાખીશ.'

ક્રાઇસેસ બિચારો શું કરે ? સમસ્ત ગ્રીક સૈન્યોના વડા, બધા ગ્રીક રાજવીઓના અધિપતિ ઍગામેમ્નૉન પાસે લાચાર થઈ એણે ચાલતી પકડી. ડરનો માર્યો એ કમ્પી રહ્યો હતો. એની જીભ સિવાઈ ગઈ હતી. ખળક ખળ, ખળક ખળ પછડાતાં મોજાંની બાજુએ થઈ એ પાછો જવા લાગ્યો. પણ એના અન્તરમાંથી એક દર્દભરી પ્રાર્થના ઊઠી : 'હે મારા અપોલોદેવ ! મેં તમારી સેવાપૂજા બરાબર કરી હોય, તમને બળદના અને બકરાના પગના બલિ બરાબર ચડાવ્યા હોય તો, મારાં આ આંસુનો બદલો તમારા તાતાં તીર આ ગ્રીકોના લોહીથી લે તેવું કરો. સૂરજદાદા, આ આશા પૂરણ કરો.'

સાચા હૃદયની એની આ પ્રાર્થના સાંભળતાંવેંત સૂરજદેવ અપોલો ઑલિમ્પસથી આવી પહોંચ્યા. હાથમાં ધનુષ્ય ધારણ કર્યું છે ને પીઠે બાણનું ભાથું છે. ગ્રીક વહાણોની સાથે બેસીને પોતાના રજત ધનુષ્ય પર એણે એક ભયઙ્કર તીર ચડાવ્યું. એ તીરે ગ્રીકોનાં ખચ્ચરોનો અને શ્વાનોનો ઘાણ કાઢ્યો. એમની બાણવર્ષા ચાલુ જ રહી અને ગ્રીક સેનામાં હાહાકાર વર્તાવવા લાગી. એમનાં અગ્નિશરો ગ્રીક સૈન્યોને બાળવા લાગ્યાં. આમ નવ દિવસ ચાલ્યું.

ક્રાઇસિસનો રક્ષક દેવ અપોલો હતો તો, ઍકિલીઝની રક્ષક દેવી હેરે હતી. ગ્રીક દેવાધિપતિ ઝ્યૂસની એ બહેન અને પત્ની બેઉ હતી. એની પ્રેરણાથી આ અપોલોના ત્રાસના નિરાકરણ અને નિવારણ માટે વિચારણા કરવા ઍકિલીઝે ગ્રીકોની

સભા બોલાવી. બધા આવી ગયા ત્યારે એ વેગવીર ઊભો થયો અને સભાને સમ્બોધન કરવા લાગ્યો :

'મહારાજ ઍગામેમ્નૉન ! એક તરફ યુદ્ધ અને બીજી તરફથી આ અપોલોદેવના કોપથી ચાલી રહેલો સંહાર જોતાં, આપણાં સૈન્યોનો ખાતમો થઈ જશે. પછી જે થોડાક બચીશું તેમને માટે વહાણના ભંડકમાં વલાઈ પાછા ઘરભેગા થવા સિવાય કંઈ રહેશે નહિ. આપણી ઉપર આ અપોલોદેવ કેમ કોપ્યા છે અને તેનો શો ઇલાજ છે તે કોઈ જાણતલને આપણે પૂછી શકીએ નહીં ? ઘેટાનો કે બકરાનો ભોગ ધરાવી, એ દેવને તૃપ્ત કરી આ મહામારીમાંથી બચવાનો ઇલાજ વિચારવો જ ઘટે.'

ગ્રીક છાવણીમાં થેસ્ટરનો પુત્ર કેલ્ચેઝ હતો તે ભૂતભાવિનો વાંચનાર હતો. અપોલોદેવ તરફથી મળેલી એની આ વિદ્યાથી તો ગ્રીક કાફલાને અહીં ઇલિયમ (ટ્રૉય) સુધી સલામત આણ્યો હતો. એને હૈયે ગ્રીકોનું જ હિત હતું. ઊભો થઈ એ બોલ્યો :

'ઍકિલીઝ, મારા રાજ, અપોલોના આપણા પરના કોપનું કારણ જણાવવા આપે મને ફરમાવ્યું છે, તો સાંભળો. પણ તમારી બધી વાગ્શક્તિથી અને તમારા બધા બળથી મને રક્ષણ આપવાના સોગન્દ તમે ખાશોને ? કારણ હું જે સાચી વાત કરીશ તેથી સૌ અકીઅનોના અધિપતિ, સર્વસત્તાધીશને નારાજ કરી એમની દુશ્મનાવટ વહોરી લઈશ. મારા જેવો મામૂલી આદમી એમની સામે શું કરી શકે ? આજે ભલે એ વાત ગળી જાય, પણ ભવિષ્યમાં તક મળ્યે એ ઘા માર્યા વિના ન રહે.'

સૂર્યદેવ અપોલોના સોગન ખાઈ, કેલ્ચેઝને ઍકિલીઝે ખાતરી આપતાં, કેલ્ચેઝે કહ્યું કે, 'આપણા વિધિઓમાં ક્યાંય ત્રુટી નથી. ક્રાઇસેઇસને એના બાપને પાછી ઍગામેમ્નૉને ન આપી એટલું જ નહીં, ઉપરથી એમણે એ બિચારા પુરોહિતનું અપમાન કર્યું. આપણી ઉપર જે વીતી રહી છે અને જે વીતવાની છે તેનું કારણ આ છે. આ મૃગનયનીને આપણે સલામત પાછી સોંપીશું નહીં ત્યાં સુધી આ વિનાશનું ભેંકાર નૃત્ય ચાલવાનું જ છે. અને હા, છોકરીને પાછી વાળતાં બદલામાં કંઈ નજરાણું સ્વીકારવાનું નથી જ અને, ક્રાઇસેસના અપોલો દેવળ માટે ભેટ પણ મોકલવાથી તો કદાચ અપોલોદેવ રીઝે.' આટલું બોલી કેલ્ચેઝ બેઠો તે ભેગો રાજરાજેશ્વર ઍગામેમ્નૉન કોપથી કૂદતો ઊભો થયો. એના હૈયામાં ખુન્નસનાં પૂર ચડ્યાં હતાં. અને એનાં નેણ અગ્નિબિન્દુઓ બન્યાં હતાં. પોતાની ડરામણી દૃષ્ટિ કેલ્ચેઝ પર માંડી એ બોલ્યો :

'અનિષ્ટના ભાખનારા ! મારી તરફેણનો એક શબ્દ પણ કદી તારી જીભે સર્યો નથી. આફતની આગાહીઓ આપવામાં જ તું રાચે છે. તેં કદી સારું ભાખ્યું જ નથી. ને આજે તું ભાખે છે કે, 'અપોલોદેવ' આપણી ઉપર કોપ્યા છે. કારણ કે, સારું એવું નજરાણું સ્વીકારીને પણ મેં ક્રાઈસેઈસને મુક્ત કરી નથી. શા માટે ? મારે એને મારા ભેગી લઈ જઈ મારા રાણીવાસમાં બેસાડવી છે. મારી રાણી ક્લાઇટેમિનેસ્ટ્રા કરતાંયે એ મને વધારે પ્યારી લાગે છે. આમ છતાં, સૌના હિતનો ખયાલ રાખી હું એને મુક્ત કરવા તૈયાર છું, કારણ કે, મારા બહાદુરોને આમ મરતા મારાથી જોવાતા નથી. પણ મને એનો બદલો મળવો જ જોઈએ. મને મળેલી ભેટ બીજે ઘર કરી ગઈ છે એ તમે સૌ જાણો છો.'

ઍકિલીઝ તરત જ ચિત્તાની જેમ કૂદતો ઊભો થયો. 'આપ નામદારની બેનમૂન લોભવૃત્તિ સન્તોષવા માટે આપણાં સૈન્યોને ક્યાં ધાડ પાડવાનું આપ નામદાર સૂચન કરો છો ?'ઍકિલીઝે કહ્યું. એ આગળ બોલ્યો : 'જે નગરોને આપણે રગદોળ્યાં તેની લૂંટના ભાગ પડાઈ ગયા છે. તો શું સૌ પોતાને ભાગે

આવેલી વસ્તુઓ ફરીથી અહીં ઢગલો કરે એમ આપ ઇચ્છો છો? એમ બિલકુલ નહીં બને. સૂરજદેવ માગે છે એ કન્યા પાછી આપી દો. અત્તર ઘડી જ. ને ઝ્યૂસની કૃપાથી આપણે ટ્રૉયનો કિલ્લો પાડશું તો, અમે આપને ત્રણગણું શું, ચોગણું વાળી દેશું.'

'ઍકિલીઝ, તમે ભલે મોટું માણસ હો, પણ તમારી જાળમાં હું સપડાઈશ એમ ન ધારતા. તમારી વાગ્છટાથી હું ભોળવાઈશ નહીં. છોકરીને પાછી આપી દેવાનું તમે મને કહો છો પણ તમને મળેલું નજરાણું તો અકબન્ધ રાખો છો. મને પડવાની ખોટ પૂરે એવું, મારા મોભાને યોગ્ય અને મને ગમે તેવું બીજું પાત્ર મને મળવું જ જોઈએ. મને એય નહીં આપો તો હું તમારું ઍયાઝનું કે ઑડિસ્યૂસનું ઇનામ ઊંચકી લઈશ પછી, તમે સૌ મારી પર ગુસ્સે થશો. પણ એ વાત પછી અત્યારે તો આ છોકરીને પાછી વળાવીએ. એક વહાણ તૈયાર કરી, દેવને ભોગ ધરાવવાનાં પ્રાણીઓ એમાં ચડાવીએ, સુન્દર ગાત્રોવાળી ક્રાઇસેઇસને એમાં બેસાડીએ અને, ઍયાઝ, આઇડોમેન્યુસ, વીર ઑડિસ્યૂસ કે તમે જાતે જઈ, અપોલોને બલિ ચડાવી સૂરજદેવની કૃપા પુનઃ માગી લાવો.'

મહાન દોડવીર ઍકિલીઝે ઍગામૅનૉન પર વેધક દૃષ્ટિ નાખી અને વેણ સમ્ભળાવ્યાં : 'નિર્લજ્જ કુટિલ, દરેક કાર્યમાં તમે તો સિંહભાગ જ માગો છો. પછી ધાડમાં કે ધીંગાણામાં તમે મોકલેલા સાથીઓ તમને કેવી રીતે વફાદાર રહે? કોઈ ટ્રૉજન વીર સાથેના મારા અંગત ઝઘડાને કારણે હું અહીં નથી આવ્યો. એમણે નથી તો મારું કોઈ પશુ ઉપાડ્યું કે નથી મને કંઈ નુકસાન કર્યું. અમે સન્ધાય મને રાજી રાખવાને કારણે આ ચડાઈમાં જોડાયા છીએ, મૅનેલોઝના અને આપના હિત માટે અહીં સુધી આવ્યા છીએ ને આટલાં વર્ષોથી અહીં જ ચીટકી રહ્યા છીએ. અને ઉપરથી આપ વળી મને ધમકી આપો છો કે, સેનાએ તમને આપેલી ભેટ હું લઈ લઈશ. ટ્રોયની કોઈ ધમધમતી નગરીને અકીઅનો ધમરોળે છે ત્યારે, આપને અપાય છે તેટલું મને અપાતું નથી. લડવામાં મને આગળ કરવામાં આવે છે અને લૂંટનો સિંહભાગ સદાય આપ લઈ લો છો. હું તો લોથપોથ થઈને આવ્યો હોઉં છું ને જે મારે હાથ ચડ્યું હોય તેનાથી સન્તોષ માની લઉં છું. આ બધું મારાથી નથી સહેવાતું. મારા ચાંચાળા બતેલાઓને સાબદા કરી હું તો આ ઊપડ્યો મારે વતન. આપને માટે સમૃદ્ધિ અને ભોગસામગ્રી લાવવી અને ઉપરથી અપમાન સાંભળવાં એ હવે અસહ્ય બની ગયું છે.'

'પાછા જવાની ચળ ઊપડી હોય તો જરૂર ઉચાળા ભરો. મારા હિત માટે રોકાવા ખાતર હું કંઈ પગે પડવાનો નથી. મારી પડખે બીજા અનેક આદરપૂર્વક ઊભા છે અને, ભગવાન ઝ્યૂસ તો છે જ. તમારા જેવો બેવફા બીજો કોણ છે? તમારે તો વાતેવાતે વાંકું પાડવું છે ને વાતેવાતે હથિયાર ઉગામવું છે. તમે મહાન વીર છો. કોણે તમને વીર બનાવ્યા? ભગવાને. લઈ જાઓ તમારા યોદ્ધાઓ અને તમારા બતેલાઓને અને મર્મોઇડનો પર રાજ કરો. પણ એ બરાબર સાંભળી લો. ફીબસ અપોલો મારી પાસેથી ક્રાઇસેઇસ લઈ લે છે તે રીતે તમારે ઉતારે આવી તમને ભેટ મળેલી રૂપાળી બ્રાઇસેઇસને હું ઉપાડી જઈશ. ને આ તમને પાઠ ભણાવવા માટે કે હું તમારાથી વધારે સમર્થ છું અને બીજાઓ પણ જાણી લે કે પોતાના મહારાજા સામે બણ્ડ કરવાનું શું પરિણામ આવે છે.' આમ ઍગામૅમ્નૉને કહ્યું.

આ સાંભળી ઍકિલીઝને ઝાળ લાગી ગઈ. મ્યાનમાંથી તલવાર કાઢી, ઍગામૅમ્નૉન તરફ ધસી, કોઈ રોકે તે પહેલાં તે એ મહારાજાની છાતીમાં હલાવી દેવી કે, પોતાના ગુસ્સાને અંકુશમાં રાખવો? આ બેમાંથી કયો વિકલ્પ સ્વીકારવો એ વિશે એ

વિચારવા લાગ્યો. એની તલવાર અર્ધી મ્યાનમાંથી નીકળે તે પહેલાં એની સાથે એની રક્ષણ કરનારી દેવી એથીની પ્રગટ થઈ. ઍકિલીઝ સિવાય કોઈ બીજાને એ દેખાઈ નહીં. અકિલીઝે દેવીને પૂછ્યું, 'મહાત્રાતા ઝ્યૂસની પુત્રી, આપ શા માટે પધાર્યા છો ? મહારાજા ઍગામૅમ્નૉનની ઉદ્દંડતા જોવા ? મારે આપને સ્પષ્ટ કહેવું જોઈએ કે પોતાની આ ઉદ્દંડતાની કીમત ઍગામૅમ્નૉને પોતાના જાનથી જ ચૂકવવી પડશે.'

એથીનીએ ઉત્તર આપ્યો : 'તારી વિવેકબુદ્ધિને જાગ્રત કરવા હું આવી છું. ઑલિમ્પસની સામ્રાજ્ઞી હેરેના તમે બન્ને લાડકા છો અને એ દેવીની પ્રેરી હું અહીં આવી છું. ચાલ હવે, તલવાર પરથી હાથ ઉઠાવી લે. એને શબ્દોના તીર મારી તું જે કરવાનો છે તે એને કહે, અને ભવિષ્યવાણી સાંભળી લે. તું એને જે કંઈ આપશે એથી ત્રણગણું વધારે મૂલ્યવાન તું પામીશ. અમારું કહ્યું માની જા.'

'દેવી,', ઍકિલીઝ બોલ્યો. 'તમે બન્ને દેવીઓની આજ્ઞા શિરસાવન્દ્ય ગણું છું. જે દેવોનું રાખે તેનું દેવો રાખે.' આમ કહી એણે તલવાર મ્યાન કરી અને એની મૂઠ પરથી હાથ લઈ લીધો. એથીની અદૃશ્ય થઈ ગઈ.

પણ ઍકિલીઝ કંઈ શાન્ત થયો ન હતો. ઍગામૅમ્નૉનને એ કડવાં વેણ સમ્ભળાવવા મણ્ડ્યો. 'શરાબી રાજા !' એ ભાંડવા મણ્ડ્યો, 'તમારી આંખ ભલે શ્વાનની રહી, તમારી હિમ્મત તો છે બીકણ સસલી જેવી. હથિયાર બાંધી તમે કદી યુદ્ધે જાઓ તો તરત મૃત્યુને ભેટશો. અહીં છાવણીમાં બેઠા રહી, તમારી વિરુદ્ધ બોલનારનાં ઇનામ-અકરામ તમે પડાવી લો છો. લોકો એટલા નબળા છે એટલે તમારી સામે ઉંકારો કરતા નથી. બાકી, તમારી આ લૂંટ છેલ્લી પુરવાર થવાની છે. જુઓ આ દણ્ડ — એના સોગન્દ ખાઈ હું પ્રતિજ્ઞા લઉં છું કે, માણસોની મહામારી જેવા હેક્ટરને હાથે ભલે આપણા સૈન્યનાં માથાં વધેરાય, હું હવે હાથમાં હથિયાર નહીં ધારણ કરું, કારણ કે તમે મારા જેવા ઉત્તમ લડવૈયાનો તિરસ્કાર કર્યો છે.'

આમ કહી, સોનાના ખીલા જડેલા દણ્ડને ફંગોળતો પેલ્યુસપુત્ર ઍકિલીઝ પાછો પોતાને આસને બેઠો. ઍગામૅમ્નૉન સામો ગર્જે એ પહેલાં નેસ્ટર કૂદકો મારી ઊભો થયો. પાઇલોસનો એ રાજવી બધા ગ્રીકોમાં વયોવૃદ્ધ હતો અને જ્ઞાનવૃદ્ધ પણ હતો. પાઈલોસની પ્રજાની બે પેઢીઓ એની આંખ સામે જન્મી, ઊછરી અને પાછી થઈ હતી. હાલ એ બીજી પેઢીનો સાક્ષી હતો. એના હૃદયમાંનું સાર્વજનિક હિત એને આમ બોલવા પ્રેરતું હતું.

'યુદ્ધમાં અને શાન્તિમાં સમસ્ત અકીઅન પ્રજાને દોરનારા તમને બેને આમ બાખડતા જોઈ, પ્રાયમ અને એના પુત્રો રાજી થતા હશે અને અહીં સૌ અકીઅનો આંસુ સારે છે. તમો બેઉના કરતાં મેં થોડાં વધારે ચોમાસાં જોયાં છે તો મારાં વેણ તમે બન્ને સાંભળો. તમારા કરતાં ક્યાંય વધારે સમર્થ હતા એવા વીરોએ પણ મારી વાત માની છે. ઍગામૅમ્નૉન, તમારા સ્થાનનો અધિકાર તમે ભૂલી જાઓ અને, લશ્કરે ઍકિલીઝને આપેલી કન્યાને તમે એની પાસેથી પડાવી લો નહીં. એને મળેલી ભેટ એની પાસે જ ભલે રહી. અને વીર ઍકિલીઝ, રાજા પ્રત્યેનો તમારો ડંખીલો અભિગમ બદલો. દેવ ઝ્યૂસ તરફથી રાજાએ દણ્ડછત્ર અને અધિકાર પ્રાપ્ત થાય છે ને તે કારણે એ વિશેષ આદરને પાત્ર છે, એના વિશેષ હક્ક છે. તમે દેવીપુત્ર હોઈ વધારે બળવાન ભલે હો છતાં, ઍગામૅમ્નૉન પ્રત્યે વધારે આદર દાખવવો ઘટે, કારણ એ વધારે લોકો પર રાજ કરે છે. મહારાજ ઍગામૅમ્નૉન, શાન્ત થાઓ. યુદ્ધમાં આપણા આધારસ્તમ્ભ ઍકિલીઝ પ્રત્યે કૂણા પડવાની હું, નેસ્ટર આપને વિનન્તી કરું છું.'

ત્યાં તો ઍકિલીઝ ઍગામૅમ્નૉન પ્રત્યે ત્રાડુકી ઊઠ્યો : 'તમે ગમે તે કહો તે હું માથે ચડાવી લઉં તો કાયર ગણાઉં. તમારું આધિપત્ય બીજાઓ પર ચલાવો. હું હવે એ સાંખી લેવાનો નથી. તમે આપેલી આ કન્યા ભલે તમે પાછી લઈ લો હું એને માટે લડીશ નહીં. પણ, મારા કાળા બતેલામાં બીજી અનેક વસ્તુઓ છે, એ એક્કેયને તમને હાથ લગાડવા નહીં દઉં. એમ કરી જુઓ એટલે, મારા ભાલાથી તમારા લોહીનો દદુડો વહેવા લાગશે.'

ઍકિલીઝ ઊભો હતો અને ઍગામૅમ્નૉન પણ ઊભો થયો. એટલે સભા પૂરી થઈ. પેટ્રોક્લસ અને બીજા સાથીઓ સાથે ઍકિલીઝ પોતાના વહાણ અને પોતાની રાવટી તરફ વળ્યો અને ઍગામૅમ્નૉને એક વેગીલો કોટિયો તૈયાર કરી અને તેમાં, અપોલો દેવને ભોગ ધરાવવાનાં પશુઓ તથા વીસ ચુનન્દા સાથીઓ ચડાવ્યાં તથા, સુગાત્રી ક્રાઈસેઇસને પણ સાથે લીધી. ચતુર ઓડિસ્યૂસ માલમ તરીકે ગયો.

ઍગામૅમ્નૉનના સૂચનથી બધા ગ્રીકો સ્નાન કરી શુદ્ધ થયા અને સૂર્યદેવને બલિ ચડાવ્યો. ત્યાર પછી રાજા ઍગામૅમ્નૉને બે સન્દેશવાહકોને ઍકિલીઝને પડાવે જઈ ઍકિલીઝ પાસેથી બ્રાઈસેઇસનો કબજો મેળવી તેને પોતાની પાસે લાવવા આજ્ઞા કરી.

ઉજ્જડ દરિયાકાંઠે ચાલતા ચાલતા એ બે દૂતો અણગમતું કામ કરવા જઈ રહ્યા હતા. આખરે એ મર્મેઈડનોના કાફલા પાસે અને ઍકિલીઝના કાળા બતેલા પાસે પહોંચ્યા. એ બતેલાની બાજુમાં જ એણે કોટડી ઊભી કરી હતી. ત્યાં બેઠેલા ઍકિલીઝે ઍગામૅમ્નૉનના દૂતોને જોતાં એ એમના આગમનનો હેતુ કળી ગયો. ડર અને શરમના માર્યા એ દૂતો તો મૂંગા જ ઊભા હતા. ઍકિલીઝે જ ઝગડાનો ભઙ્ગ કરતાં કહ્યું, આવો બિરાદરો : મારો તમારી સાથે કોઈ ઝગડો નથી, ઍગામૅમ્નૉન સાથે છે. પછી રૂપવતી કન્યા બ્રાઈસેઇસને બોલાવી દૂતોને સોંપતાં ઍકિલીઝ બોલ્યો : 'આ સોંપણીના દેવો સમક્ષ તમે સાક્ષી છો. હવે અકીઅનોનો વિનાશ અટકાવવા હું વચ્ચે નહીં પડું. રાજા તો પાગલ થઈ ગયો છે. એને માટે જાન દેનારાઓના જાનનું શું થશે એ વિશે એણે વિચાર જ કર્યો નથી.' ત્યાં આણવામાં આવેલી બ્રાઈસેઇસને લઈ દૂતો રવાના થયા.

ઍકિલીઝની આંખો આંસુથી છલકાઈ. ત્યાંથી ઊઠી એ એકલો એકલો નિર્જન સાગરને તટે ટહેલવા લાગ્યો. એણે કરેલી પ્રાર્થના સાંભળી એની માતા થૅટિસ સમુદ્રમાંથી પ્રગટ થઈ અને એણે પ્રજાને એના રુદનનું કારણ પૂછ્યું : જવાબમાં ઍકિલીઝે જે બન્યું હતું તે કહ્યું અને, ઝ્યૂસ પાસે જઈ માતાએ અકીઅનોનો પરાજય માગવો એમ એ કરગર્યો.

સમુદ્રપુત્રી થૅટિસનું હૃદય આ કરુણ કથનથી દ્રવી ઊઠ્યું. એણે પુત્ર ઍકિલીઝ માટે ચિન્તા વ્યક્ત કરી અને કહ્યું, 'હું ઝ્યૂસ પાસે ઑલિમ્પસ પહાડ જઈશ અને એને ચરણે પડીશ. મારી વાત એ કાને ધરશે જ.' આમ કહી વ્યથાગ્રસ્ત ઍકિલીઝ પાસેથી એ ચાલી ગઈ.

દરમિયાનમાં ઑડિસ્યૂસ અને એનાં માણસોનું જહાજ ક્રાઇસે પહોંચ્યું અને, સઢ સંકેલી, જહાજ લાંગર્યું. પછી સૂરજ દેવળે જઈ, ક્રાઈસેઇસને એના પિતાને સોંપી અને, પોતે જે ભોગસામગ્રી લાવ્યો હતો તે અપોલોદેવને ધરવા કહ્યું. પુત્રીને જોઈને પિતાનું અંતર આનન્દથી ભરાઈ ગયું. પછી ઓડિસ્યૂસે આણેલાં પશુઓનો વિધિપૂર્વક અપોલોને ભોગ ધરાવવામાં આવ્યો અને સૌએ પ્રસાદ લીધો. પેટ ભર્યા પછી સૌએ સુરાપાન કર્યું અને પછી, સૂરજદેવને ખુશ કરવા અકીઅનોએ ગીતો ગાયાં, ત્યાં જ રાત ગાળી વળતી સવારે ઑડિસ્યૂસે વહાણને તરતું મેલ્યું અને મુકામે પહોંચ્યા પછી સૌ વિખેરાયાં.

અગ્યાર દિવસનાં વહાણાં વાઈ ગયાં

ઍકિલીઝે ન કદી યુદ્ધમાં ભાગ લીધો, ન ભાગ લીધો ગ્રીક વીરોની સભાઓમાં. વીર હોઈ એ યુદ્ધને ઝંખતો હતો પણ, પ્રતિજ્ઞાને લઈને પોતે યુદ્ધથી અળગો રહ્યો હતો છતાં એનું હૃદય વલોવાતું હતું.

ઑલિમ્પસમાં મળેલી દેવસભામાં ઍકિલીઝની માતા થેટિસે દેવાધિદેવ ઝ્યૂસના પગ પકડી પોતાના પુત્રના અપમાનનું વેર ઍગામૅમ્નૉન અને, બધા ગ્રીકો, પર વાળવા કાકલૂદી કરી. ઝ્યૂસ મૂંઝાયા. ટ્રૉજનોને પોતે સહાય કરે તો પોતાની અર્ધાઙ્ગના હેરે પોતાની પર કોપાય. આટલા લાંબા સમય સુધી અકીઅનો વિજેતા બની ઝૂક્યા ન હતા તેથી તે થોડી નારાજ તો હતી જ. 'એ આપણને બન્નેને જુએ એની પહેલાં તું ચાલી જા પણ તે પહેલાં તારી વાત મેં સ્વીકારી છે એમ દર્શાવવા હું માથું ધુણાવું છું.'

ઝ્યૂસે પોતાનું મસ્તક ધુણાવતાં એમના કેશની જટા છૂટી પડી અને નીચે સરી અને સમસ્ત ઑલિમ્પસ ધ્રૂજી ઊઠ્યું.

પછી થૅટિસ પાછી ગઈ અને ઝ્યૂસ પોતાને મહેલે ગયા. એને જોતાંવેંત એમની પત્ની હેરેને પોતાના પતિ અને થૅટિસ વચ્ચે રન્ધાયેલા કાવતરાની ગન્ધ આવી ગઈ. 'હે મહા ધૂર્ત !' એ બોલી. 'કઈ દેવી આવીને તમારી સાથે કાવતરું કરી ગઈ ? મારી પીઠ પાછળ તમે આવું કંઈ ને કંઈ કરતા જ રહો છો ને મને એની વાત પણ કરતા નથી.'

'દેવી, મારા બધા નિર્ણયો જાણવાની આશા રાખો મા. તમે મારાં પત્ની હોવા છતાં એ તમે સહન નહીં કરી શકો. કહેવા જેવું બધું સૌથી પહેલાં તમને જ કહીશ. પણ દેવોને પૂછ્યા વિના હું કંઈ કરવા ચાહું ત્યારે, તમારે માથું ન મારવું.'

'હે ક્રૉનોસના ભયઙ્કર પુત્ર ! આપની કોઈ વાતમાં વચ્ચે પડવાની મને આદત નથી. તમે જાણો અને તમારું કામ જાણે. પણ આજ સવારે સાગરપુત્રી થૅટિસ આવી હતી અને તમારા પગ પકડીને બેઠી હતી. ઍકિલીઝને સહાય કરવાનો અને અકીઅનોનો સંહાર કરવાનો કૉલ તમે એને આપ્યો છે એમ હું ધારું છું.'

'મહારાણી, તમે વધારે પડતું ધારો છો અને તમારાથી કશું ગુપ્ત રાખી શકાતું નથી. પણ એથી તો મારું હૃદય તમારાથી વધારે દૂર કરવા સિવાય બીજું કશું તમે કરી શકતાં નથી. મને વધારે ક્રોધિત કરશો તો ઑલિમ્પસના બધા દેવો પણ તમને નહીં બચાવી શકે.'

બળદની આંખો જેવી આંખવાળી દેવી હેરે ધ્રૂજી ઊઠી. સ્વર્ગના દેવમાત્ર મૂંગા થઈ ગયા. આખરે હેરે અને ઝ્યૂસના પુત્ર હેફેઇસ્ટસથી નહીં રહેવાયું. એ બોલી ઊઠ્યો, 'મનુષ્યજાતને માટે તમે બે આપસમાં ઝઘડો એ તે કેવું ! દેવોના ભાગલા પડી જાય પછી ખાવામાંય શું સ્વાદ રહે ? મા, પિતા ઝ્યૂસ સાથે સુલેહ કરી લો નહીં તો બીજાં કડવાં વેણ સાંભળવાં પડશે. એ ઑલિમ્પિયન ધારશે તો આ સ્વર્ગનેયે ઉડાવી દેશે.' આમ કદી એણે પોતાની માતાને અમૃત પાત્ર આપ્યું. માતા જરા મલકી અને પી ગઈ. પછી બધા દેવોને પણ એણે અમૃતપાન કરાવ્યું. અપોલોદેવે હાર્પ વગાડ્યું. કલાની દેવીઓ ગીત ગાવા લાગી. એમ આનન્દપ્રમોદ કરતાં સન્ધ્યાકાળ થયો. વજ્રધારી દેવ ઝ્યૂસ ઊઠી પત્ની હેરે સાથે જવા લાગ્યા. દેવમણ્ડળ વિખરાયું. (ક્રમશઃ)


**ગ્રાહકો - લેખકો - એજન્ટોને**

ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા કુમાર કાર્યાલય લિ.માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો. લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

## નિરન્તરની લીલા

રાજેન્દ્ર શાહ

આપણી નિરન્તરની લીલા આપણે રહ્યાં લહી,
આપણે યુગલ એક ને છતાં અળગાં એવાં રહી.
અભાવને ભાવ કોણને કારણ
કોણ રહ્યું છે યાચી ?
કોણ રહ્યું છે નાચી,
રહે કોણનું હૃદય રાચી !
એક બાજુએ ઉછાળ, પછાડ,
આનન્દ, ક્રન્દન;
આસનિયે થિર ભાવના ભર્યું
કેવળ છે રઞ્જન.
આપણે યુગલ એક ને છતાં અળગાં એવાં રહી,
આપણી નિરન્તરની લીલા આપણે રહ્યાં લહી.

## ધામ નિરાળું

રાજેન્દ્ર શાહ

આ કોઈ ધામ નિરાળું લહું જ્યાં હું ઉજ્જ્વલ અન્ધારું
અહીં ચેતનમય દૃષ્ટિ મ્હારી આ
આશ્ચર્યથી અચેત;
અહીં શબ્દ નહીં, સૂર નહીં
પણ કર્ણ મહીં સઙ્કેત.
હું ક્યારે નીન્દરમાં, ક્યારે જાગું કંઈ ન જાણું !
જાણે કોઈ મહાસાગરને
તરઙ્ગહીન તરઙ્ગ,
કોઈ અવરની ઝાંખી નહિ ને
છતાંય હું ન અસઙ્ગ,
મ્હારે હાથ હલેસું નહિ ને નાવ તો ય હઙ્કારું !

## નખ પરનાં સગપણ

જગદીપ ઉપાધ્યાય

ચોંકી સફાળુ ઊઠતી પાંપણ મળે, ના હું મળું ના તું મળે,
સળગી ગયેલા સ્વપ્નનાં રજકણ મળે'ના હું મળું ના તું મળે.

ઘટના ઘટી છે સ્નેહના જળગામમાં ડૂકી જવાની કારમી
ચ્હેરો, ચહેરા પર મૂકી બે જણ મળે, ના હું મળું ના તું મળે.

ડાળી સડકના ઊભરાતા શ્વાસમાં, યાન્ત્રિક કોલાહલ મહીં
ટૂંપાઈને ઉબાઈ જાતી ક્ષણ મળે, ના હું મળું ના તું મળે.

સાગર તણી વાતો કરે લૈને અહીં સૌ હાથમાં ખાબોચિયું,
નખ પર વધેલાં આજ સૌ સગપણ મળે, ના હું મળું ના તું મળે.

હડફેટમાં માણસપણું લે દોડવાનું ટ્રેન માફક ચીસતા
ખિસ્સું ભરીને રોજ તાજા વ્રણ મળે, ના હું મળું ના તું મળે.

## અરીસાની આ તરફ

લલિત ત્રિવેદી

દઈ દઉં ગમે તે માગ અરીસાની આ તરફ
મળતો નથી સુરાગ અરીસાની આ તરફ.

સિન્દૂરી રઙ્ગ ઊખડે તો હું ય કહી શકું
છે હાથવેંત તાગ અરીસાની આ તરફ.

એને વરું તો શું હશે ? માટી ? મીરાં ? કે શ્યામ
કોઈ બતાવો લાગ અરીસાની આ તરફ.

છે એ જ જાંબલી તરસ ને એની એ કથા
છે ચાંચ જેવી આગ અરીસાની આ તરફ.

તારી તરફ, અરવિન્દ ! તું બોલાવ મા મને
મારે છે મારો ભાગ અરીસાની આ તરફ.

વિક્રમ સંવત પ્હેલાનો ભટકે છે એક ફકીર
કોને ધરે ચિરાગ અરીસાની આ તરફ ?

## બે ગઝલ

સુરેશ ઝવેરી 'બેફિકર'

(૧)

વ્યથાના વાયરા પીડા પવનની પાનખર વચ્ચે;
નડે છે ભાગ્ય આડે પાંદડાં પીળાં સફર વચ્ચે.
વધે છે કેટલી સરહદ વટાવીને પછી પાદર;
હવે તો ગામડાની હોય છે ખાંભી નગર વચ્ચે.
કહે છે આંખ તારી, કાળજું તારું કઠણ પણ છે,
નયન તારાં રડી પણ જાય પાણીની કંસર વચ્ચે.
ધરી છે મેંય ધીરજ એટલું સમજી-વિચારીને,
નશામાં ખુદ હશે કાસદ હજી તારી ખબર વચ્ચે.
હૃદયમાં ક્યાંક એકમ ક્યાંક પાંચમ ક્યાંક છે પૂનમ,
નસોમાં ધસમસે દરિયો હજી તારી અસર વચ્ચે.
અહીં પણ કોઈને પાછા નડે નહિ એ જ કારણથી,
જગા થોડીઘણી તો રાખવાના સૌ કબર વચ્ચે.

(૨)

બનાવે ફૂલમાંથી એક ખઞ્જર તો તને જાણું,
બનાવે કણ્ટકોમાંથી જ અત્તર તો તને જાણું.
ગયો છ નાવ લઈને તું ભલે ઊંડા સમન્દરમાં,
પુરાવો તું વમળનો લાવ નક્કર તો તને જાણું.
નથી ચકચાર જેવા કોઈ વાવડ કે નથી ચર્ચા;
થયું છે ગામમાં છું, માર ચક્કર તો તને જાણું.
તરાવ્યા રામના નામે ઘણા પથ્થર સમન્દરમાં,
તરાવે રામનું જો નામ પળભર તો તને જાણું.
જવા દે દોસ્ત મારી પીઠ પરના ઘાવની ચર્ચા;
બતાવે શત્રુ મારો એક કટ્ટર તો તને જાણું.
ભલે સત્કાર રાખી નામ ઘરનું થાય છે રાજી,
બધાને પ્રેમથી બોલાવ અન્દર તો તને જાણું.
નથી ઘર ભાગ્યમાં તો આટલું તો કર હવે ઈશ્વર,
રમાડી ખ્વાબમાં તું જાય ઘરઘર તો તને જાણું.
મજાનાં લાગતાં ફૂલો બધે શોભા નથી દેતાં,
કફન પર ફૂલને પથરાવ સુન્દર તો તને જાણું.

## સૃષ્ટિ નવલી

ગીતા પરીખ

આ તડકો પોચો પાન પાન પર
લળી લળી લહરાયે,
એ તેજ લીંપણે આભે કેવો
રજ્ઞ સુંવાળો છાયે !
આ હરિયાળીના લીલા હૈયે
નવચેતન છણટાયે
એ તેજધારમાં પલળી જાતાં
મન કોરું મલકાયે.
આ ઈન્દ્રધનુના દરવાજા-શી
કમાન નભ પર સોહે,
એ સપ્ત રજ્ઞ પર ચઢીઊતરી
નજર માહરી મોહે.

આ આત્મતણે ચન્દરવે ઝલમલ
ઝીણાં આભલાં ઝળકે,
એ તેજે એના વિભાવરીનો
શ્યામલ પાલવ ફરકે;

આ આશાવરીના સૂર સુકોમળ
તુષાર-જલ પર ઝૂલે,
એ સપ્ત સ્વરોની સ્વરમાલામાં
સૃષ્ટિ નવલી ખૂલે.
રે મન સૃષ્ટિ અદકી ખૂલે !

## મળતી નથી

કિરીટ ગોસ્વામી

એક મનવાઞ્છિત ઘડી મળતી નથી,
સ્વપ્નમાં પણ ગુલછડી મળતી નથી.

આંસુ જેમાં આપણા માટેય હો
કોઈ એવી આંખડી મળતી નથી.

કેમ, ક્યારે, ક્યાં ક્યાં પડ્યા ખુદથી અલગ
એક પણ અમને કડી મળતી નથી !

રાજ-સિંહાસન મળે છે રોજ પણ
રામની બે ચાખડી મળતી નથી.

સાથ છે એનો બધી તન્હાઈમાં
ક્યાં કલમ-સાહેલડી મળતી નથી.

## ફૂલોની ભાષા

અઝીઝ ટક્કારવી

શાયદ ફળે કાંઈ તારીય આશા,
શીખી લે અહીં તુંય ફૂલોની ભાષા.

દરિયો સહજમાં પછી પાર કરશે,
ડુબાડી શકે જો અહીં તું નિરાશા.

પાધર થયું ઘર પડીને છતાંયે
આપે હજી કોણ અન્દરથી જાસા ?

પીછું પકડવાનું પડતું મૂકીને
પર્વત ઊંચકવા કરે શું તમાશા !

ઊંડે લગાવી છે ડુબકી 'અઝીઝે'
નક્કી લ્યો પડવાના પોબાર પાસા.

## વાણી

વિનોદ ગાંધી

મારી જુદી પડે છે વાણી,
નહીં સાંધો, નહીં રેણ; અવિરત સતત સરે સરવાણી !
એક શબદ વાદળથી આવે
  એક દિગન્ત ગજાવે,
એક ફૂટે પાતાળ મહીંથી
  જુદું જ બિન બજાવે,
ચહેરેમહોરે ચિરપરિચિત લાગે તોય અજાણી !
મારી જુદી પડે છે વાણી.

એક શબદ છે ઈશ્વર જેવો
  એક તો છે પરપોટો,
એક શબદ દિગમ્બર જેવો
  એકને અઙ્ગ કછોટો,
સૃષ્ટિસર્જક બ્રહ્મા પૂછે, 'આ કઈ છે બ્રહ્માણી ?'
મારી જુદી પડે છે વાણી !

## જળ-બહુરૂપી

વિનોદ ગાંધી

આ જળ કેવાં, તે જળ કેવાં, કેવાં જળ છે પેલાં ?
શાન્ત બની જળ જે ફેલાયાં, એ જ ગગનગાજેલાં ?
  બહુરૂપી છો જાત જળતણી
    રઙ્ગે રઙ્ગે જુદાં,
ક્યાંક કાગ તો, ક્યાંક હંસ ને
  ક્યાંક ગરુડ, કાં ફૂદાં,
એક જ જળ જે વૃક્ષ બને તે કેમ બને છે વેલા ?
શાન્ત બની જળ જે ફેલાયાં, એ જ ગગનગાજેલાં ?
  તરે-તારવે ડૂબે-ડુબાડે
    હોડી અથવા વહાણ,
  ફૂલ ડૂબે તો ઠીક, પરન્તુ
    તરી જાય છે પહાણ,
ઘડીક લાગે મસ્તફકીરી, ઘડીક એ થાકેલાં.
શાન્ત બની જળ જે ફેલાયાં, એ જ ગગનગાજેલાં ?

# ચાર ગીત

## અશોકપુરી ગોસ્વામી

૧

હમણાંથી તો હરિવર મારે રોજ થાય છે ચણભણ,
મને મૂકીને એક કોરાણે પટપટ પૂછે પાંપણ,

'મોરપીચ્છ ને મોરલી જેવું ક્યાં છે તારું વળગણ ?
ના આવે, ના બોલાવે ને તું ય ન બોલે કૈં પણ.'
વાતે વાતે વાંકું પાડી; પૂછે આપણું સગપણ.
મને મૂકીને એક કોરાણે પટપટ પૂછે પાંપણ.
હમણાંથી તો હરિવર મારે૦

અડધે મારગ સાથે આવી, હવે કરે છે અડચણ,
તને વાંચવા મથે નહીં, હું તારી ચબરખી તો પણ,
હું સમજું ના શકું સમજાવી, હું અભ્ભણની અભ્ભણ.
મને મૂકીને એક કોરાણે પટપટ પૂછે પાંપણ.
હમણાંથી તો હરિવર મારે૦

૨

હમણાંથી તો હરિવર હું મને રથનું પૈડું લાગી,
તમે ધરો જે રથનો, એવા રથને હું લૈ ભાગી.

અણદીઠ ભૂમિ જાવા નીકળી, નહીં મારગ નહીં કેડી
તરસ તીહાં લગ પુગાડશે એ આશા મૂળમાં રેડી.
મને દોડતી રાખે એવી અણી જ્યારથી વાગી
તમે ધરો જે રથનો, એવા રથને હું લૈ ભાગી
હમણાંથી તો હરિવર હું મને૦

મને દોડતી રાખે આંખો, આંખો હું દોડાવું,
દોડ મને તો જીવતી રાખે નથી હવે ખોડાવું,
હતી ઉતાવળ ઝાઝી મેં ના રજા તમારી માગી,
તમે ધરો જે રથનો, એવા રથને હું લૈ ભાગી.
હમણાંથી તો હરિવર હું મને૦

૩

હમણાંથી તો હરિવર હું મને આડે હાથે લઉં છું,
મને વગોવી, ભાડી, હું મને નીતનીત ભૂંડી કઉં છું.

જળ જમુનાને ઘાટે જઈને ગાગર ભરી ભરી લાઉં
ઘર આવે તે પહેલાં ઢોળી, પાછી ઘાટે જાઉં,
'આવ જાવ'માં આયખું વીતે, મારી શરમ મરી જાઉં,
મને વગોવી, ભાંડી, હું મને નીતનીત ભૂંડી કઉં છું
હમણાંથી તો હરિવર હું મને૦

તું જ એકલી એવી નીકળી, ગાગર લાવે સાજી !
તને એમ કે એ વાતે હું થૈ જૈશ રાજી રાજી !
કદી કાંકરી લાગી ન્હૈં ને, કોરીમોરી રઉં છું,
મને વગોવી, ભાંડી, હું મને નીતનીત ભૂંડી કઉં છું.
હમણાંથી તો હરિવર હું મને૦

૪

હમણાં હરિવર હું મને જંગલ લાગું ઝાઝી,
આડેધડ ઊગી નીકળી છે ચોમાસે વનરાજી.

અમથું અમથું ઊગી ગયાનો મહિમા કીધો ભારે,
નીન્દી; ગોડી; સાફસુથરી કહશો ફૂલોને ક્યારે ?
મને બગીચો કરવાને વનમાળી થાઓ રાજી,
આડેધડ ઊગી નીકળી છે ચોમાસે વનરાજી.
હમણાંથી તો હરિવર હું મને૦

ખોદો ગોડો, તપવો, સીંચો પડતર માની મને,
ઉછરેલાંને ઉગારવાનું નહીં કોઈથી બને,
મબલખ સામે મરજી મૂકી, મૂકી મેં ઇતરાજી,
આડેધડ ઊગી નીકળી છે ચોમાસે વનરાજી.
હમણાંથી હરિવર હું મને૦

## બને છે

મહેશ મકવાણા 'પ્રત્યક્ષ'

આંખમાં એકાન્ત ભરવાનું બને છે,
કેટલાયે ઘાવ ગણવાનું બને છે.

યાદ કરવાની પડી છે દિલને આદત,
એ બહાને રોજ રડવાનું બને છે.

હું હવે ક્યાં ઘર સુધી પ્હોંચી શકું છું ?
ચાલવાનું ને લથડવાનું બને છે.

હોય દુશ્મન પારકાં એવું નથી કૈં,
જાત સાથે પણ ઝઘડવાનું બને છે.

કોઈ આવી, દે તસ્સલી બે ઘડી ને,
આખરે પાછું કણસવાનું બને છે.

લાખ રાખો સાવધાની ને છતાંયે,
આગમાં ક્યારેક પડવાનું બને છે.

એક સરખી છે દશા 'પ્રત્યક્ષ' બધાંની.
આંસુઓ કાં ઝેર પીવાનું બને છે.

## ફક્ત પથ્થર હોય છે

અશોક ચાવડા 'બેદિલ'

હા, કમાણી ઉમ્રભરની ફક્ત પથ્થર હોય છે
બાંધણી સૌની કબરની ફક્ત પથ્થર હોય છે.

કક્કુ થાપો સહેજ ભૂંસાતાં રુએ છે એ ઘણું
આમ છો દીવાલ ઘરની ફક્ત પથ્થર હોય છે.

કાચ જેવા આ હૃદયને તું કહે હું ક્યાં મૂકું ?
ચીજ સૌ તારા નગરની ફક્ત પથ્થર હોય છે.

સાવ સૂની આંખમાં પડઘા પડે છે યાદના,
યાદ જ્યારે હમસફરની ફક્ત પથ્થર હોય છે.

માથું પટકે તોય 'બેદિલ' પ્રાર્થના નિષ્ફળ જશે
મૂર્તિઓ શ્રદ્ધા વગરની ફક્ત પથ્થર હોય છે !

## ક્યાં છે મારે હાથ !

(દૂહા-ગઝલ)

'ઉશના'

ખોડાયા લો, સ્તમ્ભ થઈ, હોવાનો લઈ શાપ,
વળવળ થાવાનું હવે ક્યાં છે મારે હાથ !

નાહક નિર્જળ વાવમાં ફેંક્યા ના કર પ્હાણ;
ખળભળ થાવાનું હવે ક્યાં છે મારે હાથ !

તનથી તો ભીના થયા, પીગળ્યાં ક્યાં મનપ્રાણ
ખળખળ થાવાનું હવે ક્યાં છે મારે હાથ !

વરસ્યું તારી સાજના, નજરું પાછી વાળ,
મૃગજળ થાવાનું હવે, ક્યાં છે મારે હાથ !

સ્પર્શો ભીનાં ઝરમરે, જરઠ ત્વચાની ડાળ;
તળવળ થાવાનું હવે ક્યાં છે મારે હાથ !

તળિયેથી ખેંચે મને કોનો ધીમો સાદ
સમથળ થાવાનું હવે ક્યાં છે મારે હાથ !

ઘેરાયો લો, રાહુના પડછાયામાં ભાણ;
ઝળહળ થાવાનું હવે ક્યાં છે મારે હાથ !

હાર્યો નર બમણું રમે, મૂકે ન હેઠો દાવ,
નિષ્ફળ થાવાનું હવે ક્યાં છે મારે હાથ !

## મુશ્કેલ છે

મનીષ પરમાર

એમને સમ્ભારવાં મુશ્કેલ છે,
આંસુ ઊનાં ઠારવાં મુશ્કેલ છે.

કોઈ વર્તારો નથી વરસાદનો,
વાદળોને ધારવાં મુશ્કેલ છે.

રાતનો ઓળો હવે આવી ગયો,
તેજથી શણગારવાં મુશ્કેલ છે.

કેટલા જખ્મો મને પીડ્યા કરે !
વરસ આ ગુજારવાં મુશ્કેલ છે.

એકધારાં ઝાંઝવાંઓ છેતરે,
વ્હાણ રણમાં તારવાં મુશ્કેલ છે.

## બે ગઝલ

### મહેશ રાવલ

૧

આ ઉદયવખતે બધે કેવું હતું !
અસ્તવખતે ક્યાં હવે એવું હતું ?
જો પ્રગટશે તો જ પ્રગટાવી શકે
એ પહેલાં ક્યાં ટળે એવું હતું !

કોણ હૂંડી આપણી સ્વીકારશે ?
આ તબક્કે ક્યાં બને એવું હતું ?

ઈશ્વરે બદલ્યું નથી ઘર, ત્યાં જ છે
આમ અડધે ક્યાં મળે એવું હતું ?

હોય તણખો રાખ નીચે શક્ય છે,
માત્ર શ્વાસે ક્યાં ખરે એવું હતું !

ખુદ તને તારો પરિચય ક્યાં થયો ?
ભીડ વચ્ચે ક્યાં જડે એવું હતું !

અણવનો વૈભવ અમસ્તો ક્યાં હતો !
ત્યાં મળે તે ક્યાં મળે એવું હતું !

૨

અજવાળાં જોતરં મા મનવા
પડછાયા ખોતર મા મનવા.
છે તારા, પણ ક્યાં તારા છે ?
સરવાળા ગોઠવ મા મનવા !
અધકચરી ને અણઘડ કાંધે
નભ આખા નોતર મા મનવા !
પરપોટા તરશે પળ-બે પળ
સરનામાં કોતર મા મનવા !
અવસરના પડઘા આભાસી
ભણકારા ઓળખ મા મનવા !
સાગર ખારા નગ વેળુના
પગલાંમાં પોરવ મા મનવા !
સગપણ સૂકાં આવળ-બાવળ
ટહુકા ત્યાં મોકલ મા મનવા !

## આસમાની

### કરસનદાસ લુહાર

નજર ઉપર નિયન્ત્રણ છે, નકાબો છે નઝારા પર,
સિતમ આથી વધુ શું હોય આંખોથી પનારા પર ?

સમય તૂટી પડ્યો છે કોઈ હિંસક પ્રાણીની પેઠે
સમયનું શિલ્પ પૂરી ખન્તથી કણ્ડારનારા પર.

નિરાધારો અમે આકાશનો આધાર થઈ બેઠાં,
છતાંયે આસમાની આફતો આવી અમારા પર

બહેતર છે કે, બસ મઝધારમાં ડૂબી જવું એથી,
કિનારો ખુદ સલામત છે નહીં જ્યારે કિનારા પર

અમાસે જાત નિચોવી વધારે તેજ વરસાવે,
તહોમત છે તિમિર ઉછેરવાનું એ સિતારા પર.

## વિચારો

### ચન્દ્રહાસ શાહ

મારા વિચારો અફળાઈ ભીંતે
પાછા ફરે એ મૃતપ્રાય, ના એ
ક્યારેય ચાહું.
જગ તપ્ત તપ્ત
ફરી વળે સૌ પ્રતિઘોષ એના
જગત સીમાડે,
ના એ ચહું હું,
કિન્તુ ચહું એટલું હું તથાપિ
જ્યાંથી થતો ઉદ્‌ગમ, મૂળ શોધ,
એને નિહાળી ભળી જાય એમાં
એકાદ છાયા જગમાં પ્રયાસ,
અસ્તિત્વ બિન્દુ કરી પાર અન્તે
જાયે શમી શાન્ત સુશાન્ત રૂપે.

## ત્રણ ગઝલ

### રમણીક સોમેશ્વર

૧

પવન ફૂંકાતો ઝઞ્ઝાવાતી,
અમે હાથમાં લીધી બાતી.

તીણું તીણું ચૂમ્ભે છે કંઈ,
છાનું-છપનું ચૂવે છાતી.

મનમાં તો એવું ઘૂમરાતી,
છતાં વાત કંઈ ક્યાં કહેવાતી ?

જીવતર નામે સમરાઙ્ગણમાં
તેગ મળી શબ્દોની તાતી.

લખવા બેઠા ત્યાં લહેરાયા,
ખૂટ્યા શબ્દો, ખૂટી પાતી !

શ્વાસોના લય-તાલે આ તો
જીવતરની સગડી ફૂંકાતી.

૨

આજ અચાનક એવું થયું
કેમ કહું કે કેવું થયું !

તેં ના પૂછ્યું, મેં ના કહ્યું
જે જાગ્યું તે મનમાં રહ્યું.

જળની લહેરી જેવું કશું
આ આવ્યું, ને લે, આ ગયું.

ઝીણું ઝીણું રણઝણતું
કેમ કરીને જાયે ગ્રહ્યું ?

થીજ્યું થોભ્યું, બન્ધાયું
રેલો થઈને પાછું વહ્યું.

૩

મળે પણ ખરું, ના મળે પણ ખરું,
વિખેરાયું મારામાં મારાપણું.

ઇચ્છાઓ ભડકે બળે છે બધી
ને તાપી રહ્યો હું અજબ તાપણું.

પ્રવેશી શકું ખુલ્લા આકાશમાં
કહો કઈ દિશામાં હશે બારણું ?

અહીં ઢોલિયો ઢાળી સૂતો સમય
અને વાત માંડી રહ્યું આંગણું,

તમે શી ફિકરમાં ડૂબ્યા જીવજી ?
અચમ્બાનું આખું જગત આપણું ?

## હવે ઉગારશે !

### જિતુ પુરોહિત

પ્રશ્ન છે હૈયામાં સૌના શું હશે ?
જીભ ઉપર તો વળી શું આવશે ?

દર્દ દેખાતું નથી તો શું થયું ?
પીઠ ઉપર સોળ રાતા ઊઠશે.

શ્વાસની ફીકર લઈને આપણી,
ઠેકઠેકાણે જવાથી શું થશે ?

આંખ આ બિચારી બીજું શું કરે ?
બહુ બહુ તો આંસુઓ બે સારશે.

પઞ્ચતત્ત્વોની રમતમાં જે રમે,
એ જ તો સૌને હવે ઉગારશે.

કાળ તો અન્તે તને આંબી જશે,
ભાગીને લે કેટલુંક તું ભાગશે ?

આટલામાં ક્યાંક એ ઊભો હશે;
શોધ કરવાથી જરૂર તું પામશે.

# બે ગઝલ

## સતીન દેસાઈ 'પરવેઝ'

૧

તમામ નાવ હું ઊંધી તરાવી જોઉં છું,
સમાધિ જળમાં લઈનેય ફાવી જોઉં છું.

ફક્ત ચગળતો નથી, એને ચાવી જોઉં છું
ભરી બપોરે હું સૂરજ પચાવી જોઉં છું.

કસોટી આગવી કરતો રહું સમયની પણ,
ઊઘાડા દ્વારને સાંકળ લગાવી જોઉં છું.

પુરાણી સાવ છે પ્હેરણને ત્યાગવાની સમજ
હું મન સમેત સ્વરૂપો ફગાવી જોઉં છું.

નિકટ આ શ્વાસને લાવ્યા પછી ય જમ્પું ક્યાં ?
હું કાળનેય નિકટ ઑર લાવી જોઉં છું.

બીડીને મોકલું અજવાસ છો લિફાફામાં
હું અન્ધકારને વળતો નિભાવી જોઉં છું.

લગામ હાથના વળગણમાં હું મળું ક્યારે
કશું પલાણું છું ક્યાં કે કુદાવી જોઉં છું !

થયા છે હિઝરતી આખર ગનાને ગાનારા,
પ્રથમનું મૌન હજી હું બજાવી જોઉં છું.

ક્ષિતિજની હોય જે તાકીદ કરવતો બાબત,
એ સૂર્ય-ચન્દ્રને સાથે બજાવી જોઉં છું.

વહું છું દર્દ હું અજ્ઞત હરેક માટીનાં
ન કોઈ ઘાટ ઘડે એ તપાવી જોઉં છું.

ન આંખ ચાંપીને દીદારનાય વ્રત કરિયે
કે આંખ વચ્ચે ચરમને બુઝાવી જોઉં છું.

૨

ખોડાવું છે તો મૂળ સ્વરૂપો જગાડને,
દરિયા કનેથી લાવ તું પાછા પહાડને.

પળની પરમ્પરાને ત્યજી પટ ઉઘાડને
અણસારથીયે આગવાં ચરણો ઉપાડને.

ઓગાળતો રહું છું હું શ્વાસોના પ્હાડને
વ્હેતા મૂકીને જોઉં મારાં હાડ હાડને.

જંઝોડતા રહે છે સ્વયં મૂળ ઝાડને,
મુઠ્ઠી ભરીને ધૂળ પળેપળ ઉડાડને.

આકાર ક્યાં ગ્રહું છું કોઈ નાદ ઝીલવા
હું તો ચરમને થાપ દઉં છું વગાડને.

અસ્તિત્વની સંભાનતા મૂરતને પીડતી
તાકે છે રાતભર એ બીડેલાં કમાડને.

ફૂટે ગઝલને ચાંચ જે ચૂગે ન ચણ વિશે
બેફિક સાવ ખુલ્લા તું શબ્દો ઉગાડને.

સૂરજને તાકવાના પ્રયત્નો ય વ્યર્થ છે
વીન્ધે છે સહેજ અમથો ય પડછાયો તાડને.

પળ જેમ ઓગળી જશે અસ્તિત્વ જાળનું.
દરિયો વણીને હાથમાં મત્સ્યો રમાડને.

ખુદને બીડીને તાગિયે 'પરવેઝ' ક્યાં સુધી ?
ચણવા મથે છે કોણ અમસ્તી તિરાડને ?

### લવાજમ પૂરું થાય છે ?

આ અંક સાથે જો આપનું લવાજમ પૂરું થઈ જતું હોય તો સત્વરે તે મોકલી આપશો. 'કવિલોક'નું વાર્ષિક લવાજમ રૂ. ૬૦ મનિ ઑર્ડરથી કે ડિમાન્ડ ડ્રાફ્ટથી નીચેના સરનામે મોકલવું. ચેકથી લવાજમ મોકલો તો રૂ. ૫૦ + ૧૫ બૅન્ક કમિશન ઉમેરી રૂ. ૭૫ મોકલવાં. ડ્રાફ્ટ કે ચેક 'કવિલોક ટ્રસ્ટ' એ નામનો લખવો. કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ ૦૦૧.

## ભૂકંપ પછીના દિવસોમાં

યોસેફ મૅકવાન

એ આવ્યો
વિચિત્ર અવાજના ન્હોર ભેરવી કાનમાં
સમગ્ર અસ્તિત્વને હચમચાવતો
અચિન્ત આવ્યો...
આંખોમાં મૃત્યુનાં મોજાં ઉલાળતો
ભીતરના સાતેય કોઠાને ઉછાળતો
એ આવ્યો
અચિન્ત આવ્યો
ક્ષણોની તીણી ધારથી
લોહિયાળ કરતો સમયને
આપણા થડકારાઓને લઈ જઈ
લપેટતો ધરતીના પેટાળમાં
થઈ ગયો ક્યાંક પસાર...
સદીઓથી અડીખમ સ્થિર ઊંચું આકાશ.
'હાશ' કરીને
જાણે ઘડીક બેઠું ધરતી પર પોરો ખાવા
એનો આંખોમાં વિચિત્ર વરતાયા કરે ભાર...
કે વાગ્યા કરે લોહીમાં એ ભૂકંપની ધાર.. હજીયે..

## હવેલી છે

અઝીઝ ટક્કારવી

પ્રીતની રીત ઘણી ઘેલી છે
વાત સન્તોએ આ કહેલી છે.

જોજનો ચાલતાંયે આવે ના
બે કદમ દૂર એની ડેલી છે.

જિંદગીનો હિસાબ શું બેસે ?
સાવ ગૂંચવાયેલી પહેલી છે.

કોઈ માથે ચડાવી ચાલે છે
કોઈની ઠોકરે ચડેલી છે.

એના દીવાના જ્યાં વસે છે, એ
લાગણી નામની હવેલી છે.

## દોડી જઉં છું...

નલિન પણ્ડ્યા

અડધે સુધી ચાલી આવ્યો છું,
અડધેથી દોડી જવું છે !
સજ્જડ ચોંટી ગયેલી બ્રેક
ઊખડવાની રાહ જોઉં છું,
ગિઅર પાડ્યા કરું છું,
સ્ટિઅરિઙ્ગ ફેરવ્યા કરું છું,
આજુબાજુ દેખાતા પહાડો અને
જઙ્ગલ-ઝાડીઓની અડાબીડતા
દૂર થતી જ નથી.
ધુમ્મસ ખસે ત્યારે
સૂર્યનારાયણની દિશા પકડાય !
જમીન ખસ્તી જ નથી
આકાશ સ્થિર થઈ
આંધળી કાળી દીવાલ જેવું લાગે !
પાતાળ ઊંડું ને ઊંડું
ભ્રાન્તિયુક્ત ખોદાતું જાય,
જમીન પર કાન દઈને
ક્યાંક જળપ્રવાહનો ખળખળતો અવાજ
સાંભળું છું.
હમણાં વહી જવાશે એવી પ્રતીક્ષામાં હું
તમામ શક્તિઓથી ઝઝૂમું છું.
સૂર્યનારાયણનાં દર્શન કરીને
સળગતી ધસમસતી મન્દાકિનીમાં
ભળવા દોડી જઉં છું...

## વરસો પછી
મનીષ પરમાર

ઝરમરેલા પ્હાડને બોલાવતો વરસો પછી,
સાદ તારો ખીણમાં હું વાવતો વરસો પછી.

કૈંક ફણગાતું હૃદયના ચાસમાં શબ્દો સમું,
હા, વરસતો પત્ર તારો આવતો વરસો પછી.

હોય છે ભીની હવા, ભીનું બધું વાતાવરણ,
યાદની લીલોતરી છલકાવતો વરસો પછી.

આમ ઘાયલ મ્હેકથી હુંયે થયેલો બાગમાં,
કણ્ટકોની હું અણીથી ફાવતો વરસો પછી.

એક તારી રાહમાં ભેગાં કર્યાં લાખો કિરણ,
શક્યતાનો છાંયડો ડૂબી જતો વરસો પછી.

## જળવત્ જળવત્
ગિરીશ ભટ્ટ

જળમાં રહેવું જળવત્ જળવત્;
સદા જગતના ચોરાહા પર રહેવું જળકમળવત્.

મન મદિરા, મન મજ્જીરાં, મન માલિક ને મન દાસી;
રજ્જબેરજ્જી ચિત્તર વચ્ચે કેમ પહોંચાડશે કાશી !

કોઈ ડૂબકી પરમ પમાડે, ને કોઈ જીવાડે શબવત્,
જળમાં રહેવું જળવત્ જળવત્.

પન્થ નથી કાંઈ સમથળ, એનાં રૂપ છે લખચોરાશી !
નટ જેવાં ખેલૈયા થઈએ, તોય થતી અહીં હાંસી.

કોઈ કબીર બતાવે મારગ, કેમ જીરવંતી કરવત્ !
જળમાં રહેવું જળવત્ જળવત્.

## ગઝલ
ગિરીશ ભટ્ટ

કેટલા સંવાદ મન સાથે કરું ?
કેટલા વિખવાદ મન સાથે કરું ?

ગાઢ સમ્બન્ધો હવે બાંધ્યા પછી,
કેટલી ફરિયાદ મન સાથે કરું ?

જેટલા યોગો, વિયોગો તેટલા,
કેટલા અપવાદ મન સાથે કરું ?

ક્યાં અજાણ્યાં એકબીજાંથી ? પછી
કેટલી મરજાદ મન સાથે કરું ?

બેય કાંઠા સાબદા, ઇચ્છા તરે;
કેટલો પરમાદ મન સાથે કરું ?

## કંઈ મજા ન આવે તો
ભરત વિંઝુડા

કશુંય થાય નહીં કંઈ મજા ન આવે તો,
મરી જવાય નહીં કંઈ મજા ન આવે તો.

તને મળાય હજી એનો અર્થ સમજી જા,
તને મળાય નહીં કંઈ મજા ન આવે તો.

કોઈની સાથ ન ફાવે છતાંય બેઠો છું.
ભીંતો ચહાય નહીં કંઈ મજા ન આવે તો.

હજીય બેસી રહ્યાં ઝાડ પર ઘણાં પક્ષી;
ઊડ્યાં કરાય નહીં કંઈ મજા ન આવે તો.

કબીર જેવી રીતે વસ્ત્ર રોજ વણતા'તા.
સતત વણાય નહીં કંઈ મજા ન આવે તો.

## સ્મરણોની વણઝાર

હંસા રાજદા

ક્યાંથી આવી ક્યાં જાતી આ ટોળી હારોહાર ?
ધક્કામુક્કી ધિઙ્ગામસ્તી સ્મરણોની વણઝાર.
સમય સમયમાં અટવાયો ડગ થાતાં આઘાંપાછાં,
જરાક જેટલી જબરજસ્તી - સ્મરણોની વણઝાર.

સુખદુઃખોની હેરાફેરી પાંપણ પર ઝીલનાર
કીકી બે હસતી ને રોતી સ્મરણોની વણઝાર.
મરજીવા થઈ ડૂબ્યા સાગર, ખાલી હાથ ફર્યા
કદીક સાચાં-કાચાં મોતી સ્મરણોની વણઝાર.

ઝાંઝવાનાં નીરે બેઠાં, કલ્પતરુની છાંય,
સાચાંખોટાં સપનાં દીઠાં સ્મરણોની વણઝાર.
પ્હાડ ચડી ભોંયે પછડાયાં, ઘાવ જખમ રૂઝાયા
અનુભવ લીધા કડવામીઠા સ્મરણોની વણઝાર.

આનન્દો જીવ નન્દ ભયો રે નિજ આનન્દે ગાશું
ભવની ભૂલી લીલી સૂકી સ્મરણોની વણઝાર.
જીવન લીલા ખઞ્જેરી લો, ઝાંખર, કઙ્કર, ધૂળ;
હવે તો જાવું ઘેર, મૂકીને સ્મરણોની વણઝાર.

## માણસાઈ

નિર્મિશ ઠાકર

ગીચ જઙ્ગલોને ચીરી
આરપાર નીકળી જતા
ટ્રેઈનના લોખણ્ડી પાટા જોઈ
ધ્રૂજી ગયેલો હું
કશું જ કરી શકતો નથી,
બસ એક ધારણા પર
જઈ અટકું છું કે...
ક્યારેક સૌન્દર્યોથી હર્યોભર્યો હતો
તે આ પૃથ્વી નામનો ગ્રહ
હવે જોતજોતામાં
ધુમાડા ઓકતું એક કારખાનું બની જશે.
પાટા વચ્ચેના કાળા-સખ્ત પથ્થરો વચ્ચેથી
માથું ઊંચકી રહેલાં સફેદ જઙ્ગલી ફૂલો
કદાચ હસી રહ્યાં છે
મારી સ્તબ્ધતા પર.
થોડી વારમાં સ્વસ્થ થઈ
આ જ પાટેપાટે
હું શહેર ભણી જતો હોઈશ,
મને ખબર છે.

## સારી નથી

દિલીપ આચાર્ય 'દિલૂ'

વેદના વાગોળવી સારી નથી,
સાવ કૈં આ જિન્દગી ખારી નથી.

રેતના તો હેતનો ઈતિહાસ છે,
મ્હેલની મેં ધારણા ધારી નથી.

જિન્દગીને સ્પર્શવી સ્હેલી નથી,
વાત કૈં અજ્ઞત બધી તારી નથી.

આંખમાં તો ઊપસે જે મન મહીં,
સર્પરેખા દોરવી સારી નથી.

પાઘડીનો વળ ભલે છેડે મળે,
વળ ભરેલી જિંદગી મ્હારી નથી.

લાકડાનાં ફળસજયાં 'શોકેસ' છે,
ચાખવાની ઘેલછા પ્યારી નથી.

## આવ મેહુલા આવ

રાજેન્દ્ર શાહ

વરસું વરસું કરતાં વાદળ નથી હજીય વરસતાં :
હમણાં આવે હમણાં, રાહે અમે હોંશથી રમતાં.

ઠણ્ડો આવે પવન
આભમાં ઊડે ચોગમ પક્ષી,
એય અમારી માફક
કેવાં હશે રહેલાં ઝક્ષી !
ફોરું એક ઉઘાડાં અઙ્ગે પડતાં અમે હરખતાં.

કળા કરી ખુલ્લા મેદાને
મોર રહ્યો બોલાવી.
ટહુકે ટહુકે ડાળડાળનાં
પાન રહો ડોલાવી.
આવ મેહુલા આવ, ગાજ-વીજે ગોરમ્ભો કરતાં,
આવ, ઝીલીએ અમે તળાવ-તરઙ્ગ સમાં ઊછળતાં.

## 'ચાલ' કહે તો...

ચંદ્રકાન્ત શેઠ

'ચાલ' કહે તો ચાલજો,
'દોડ' કહે, દડબડજો !
'ખૂલ' કહે તો ખૂલજો,
પક્ષીથઈ ફડફડજો !
ખોટું કહે તો ખડી જજો,
ને વાંકું કરે તો વઢજો,
સાચું કહેનારાની વાંસે
હસતાં હસતાં પડજો.
બદબૂ સામે બંધ થજો ને
ખુશબુ સામે થાજો,
અગન શૂળની સામે થાજો,
ઝાકળ થૈ ફૂલ ઢળજો.

## બમ્ બમ્

એકલવ્ય

બમ્ બમ્ બમ્ બમ્ બોલે બોલ
ઢોલક બાજે પોલં પોલ
કોણ હજી સૂતેલું ઘરમાં ?
ઊઠીને દરવાજો ખોલ.

ચન્દુ નાચે, નન્દુ નાચે,
તાલે તાલે ગોળ ગોળ,
એકલ દોકલ અને બધાયે
નાચે ઘેલાં સોળે સોળ.

આવો જે કોઈ રહેલ બાકી
રમીએ રાગે લોલં લોલ
ઠુમક ઠુમક પગ ના માંડે તે
બેઠો બેઠો આંખો ચોળ.

બમ્ બમ્ બમ્ બમ્ બોલે બોલ
રમીએ રાગે લોલંલોલ

## નદી

મનહર જાની

પગમાં જળનાં ઝાંઝર પહેરું બચકે બાંધું રેતી
વાયુનાં હું વસ્ત્ર ઓઢતી સદાય વહેતી રહેતી.

ઊંચી-નીચી ધરતી ઉપર વાંકી-ચૂંકી ચાલું
તરસ્યાં જીવજંતુને જોઈ તરત બાવડી ઝાલું.

કાળમીંઢ પથ્થરને પળમાં ભાંગી ભુક્કો કરું
પરોપકારને કાજે આખી દુનિયામાં હું ફરું.

ઊનાળે હું ધીમી ચાલું, ચોમાસે હું દોડું;
બાંધો ત્યાં બન્ધાઈ જાઉં ને મલકું થોડું થોડું.

ડુંગરદાદાની હું દીકરી દરિયાવરને વરી,
મનફાવે ત્યાં હરતી-ફરતી નામ છે મારું નદી.

## એક સમસ્યાગીત /રશ્મિ ગોહિલ

### સવારમાં

આ બાજુ ફળિયાના તુલસીક્યારાને કોઈ ગૃહલક્ષ્મી નિર્મળ જળ પાય છે.
આ બાજુ ખભે કુહાડો ઉપાડતોક કઠિયારો જઙ્ગલમાં જાય છે !

આ બાજુ કવિ ગઈ રાતે લખેલ ગીત વાંચી રતુમ્બલ મલકાય છે,
આ બાજુ આઠસાત પૃષ્ઠનો ઉકરડો 'ન્યૂઝ પેપર' કહી ઉમ્બરે ફેંકાય છે.

આ બાજુ બાળકના મોઢા પર દૂધ જેવી સુંવાળી નીન્દરડી વાય છે,
આ બાજુ ઘરેરાટ ભાગતા વિમાનમાંથી ઊંધમૂંધ બૉમ્બમારો થાય છે.

આ બાજુ ખુદના હિસ્સાની સવાર લઈ બાથરૂમમાં કોઈ ગાય છે,
આ બાજુ કોઈ કોઈ ફૂટપાથ ઉપર ગઈકાલોનાં મડદાં ગન્ધાય છે.

આ બાજુ એટલે કે આ તારા માપની સવારનું અઙ્ગરખું સિવાય છે,
આ બાજુ એટલે કે માણસનાં સપનાંની આખી સિલાઈ ઉતરડાય છે.

આ બાજુ એટલે કે વચ્ચેની ભીંતનું પછવાડું હજી ક્યાં દેખાય છે ?
આ બાજુ ભીંતમાં એક ભગદાળું પાડે તે કોશ કઈ કોઠમાં ઘડાય છે ? **રમેશ પારેખ**

રમેશ પારેખ એટલે ગીતની બાબતમાં એક લીલ્લેરું નામ. ગીતો દ્વારા તેમણે માણસના મનને સ્પર્શ્યું છે. ઉક્ત ગીતકાવ્યમાં મનુષ્યના મનની ભાંજગડને કવિ સાવ હળવી કટાક્ષશૈલીમાં રજૂ કરે છે.

'સવારમાં...' શીર્ષક ભાવકને ભ્રમમાં નાખે છે. અહીં શીર્ષક દ્વારા કવિનો ઉદ્દેશ સવારનું નયનરમ્ય ચિત્ર આપવાનો હરગીઝ નથી, પણ એ દ્વારા બનતી આઠ ઘટનાઓને ચાર દૃશ્યોમાં ચાર જોડ પઙ્ક્તિઓમાં દૃષ્ટિમૂલક બનાવે છે. આ ગીતમાં કુલ છ જોડપઙ્ક્તિઓ છે. અહીં શીર્ષકથી જ કવિ વ્યઙ્ગ્યની શરૂઆત કરી દે છે. સવાર એ મઙ્ગલમય (શુભ) શરૂઆતનું પ્રતીક છે. જ્યારે અહીં તો એથી કંઈક ઊલટું જ છે. આ ગીતની મુખ્ય બે બાજુ છે, એ આપણે સમજી લેવું જોઈએ – જે માણસજાતની બે બાજુ બની રહે છે.

ર.પા.નો મૂળ હેતુ 'વિરોધાભાસ દ્વારા વાસ્તવિકતા'-નો છે. 'સવારમાં' કાવ્યના શીર્ષકમાં જ વિરોધાભાસ રહેલો છે. ર.પા.નો આ ઉદ્દેશ સમજવા માટે આ સઙ્ગ્રહની જ એક ગીતપઙ્ક્તિની મદદ લઈએ :

'એટલે કે ગીત એવું લખવું કે હોય ફૂલવાડીના
પ્રાસમાં કુહાડી.'

આ રચનામાં પણ કંઈક એવું જ છે. શરૂઆત જોઈએ;

'આ બાજુ ફળિયાના...
...જઙ્ગલમાં જાય છે !'

કવિ કહે છે : એક બાજુ કોઈ એક ગૃહિણી તુલસીક્યારાને (વૃક્ષને) પાણી પાઈને ઉછેરે છે ને બીજી બાજુ કોઈ કઠિયારો ખભે કુહાડો નાખીને જઙ્ગલ તરફ રવાના થાય છે. બીજી પઙ્ક્તિના અન્તમાં કવિ ઉદ્‌ગારચિહ્‌ન પ્રયોજે છે. 'શું આજ છે તુલસી (વૃક્ષ) ઉછેરનું પ્રયોજન ?' એવો પ્રશ્ન ભાવકના મનમાં પણ તરત ખડો થાય છે. બીજી પઙ્ક્તિઓમાં-

'આ બાજુ કવિ ગઈ રાતે..
...ઉમ્બરે ફેંકાય છે.'

અહીં કવિ કોઈ બીજા કવિની વાત કરે છે, જે રાત્રે ઉજાગરો કરી લખેલા પોતાના ગીતને વાંચી મલકાય છે – ખુશીનો સમ્બન્ધ પ્રસ્તુત છે. 'રતુમ્બલ' શબ્દ દ્વારા

ચા પીતાં પીતાં એવો એક અર્થ લઈ શકાય, તો બીજો અર્થ વૃક્ષના થડ સાથે જોડી શકાય – રજ્જની બાબતમાં. પરન્તુ અહીં કવિએ રચેલા ગીતમાંનો વિષય આપવામાં આવ્યો નથી. કદાચ વૃક્ષ ઉપર જ કોઈ ગીત હોઈ શકે ! બીજી પંક્તિમાં આવતાં 'આઠ સાત પૃષ્ઠના ઉકરડા' દ્વારા કોઈ એક વૃક્ષના સંહાર દ્વારા કાગળનો જન્મ... અથવા 'ન્યૂઝપેપર'માં આવતા સમાચારોનો વિષય હોય શું ? કલ્પના કરી શકાય છે. 'બૉમ્બવિસ્ફોટમાં આઠનાં મોત, ત્રણ ઘાયલ. શહેરમાં એક આત્મવિલોપન. ઝેરી દવા પીને મૃત્યુ. પોલીસ કેસ... વગેરે વગરે...' છે ને ઉકરડો ? કવિ ત્રીજું ચિત્ર આપે છે :

'આ બાજુ બાળકના...
...બૉમ્બમારો થાય છે.'

પ્રથમ કવિ સ્તનપાન કરતા બાળકનું દૃશ્ય રજૂ કરે છે, જેણે હજી દુનિયાને જોઈ નથી. 'ઘરેરાટ' 'ઊંઘમૂંધ' જેવા રવાનુકારી શબ્દો નોંધનીય છે. વિમાનમાંનો ઘરેરાટ અવાજ આવાં બાળકની ઊંઘ હરામ કરી શકે છે. કે પછી વિમાનમાંથી થતો બૉમ્બમારો આવાં બાળકોને જીવનભર માટે ઊંઘાડી શકે છે. અહીં હિરોશિમા – નાગાસાકિનો ઐતિહાસિક સન્દર્ભ સમ્ભારવા જેવો છે. હજી ત્યાંની નવી પેઢી આવા બૉમ્બમારાનું પરિણામ ભોગવી રહી છે. પછીનું ચિત્ર છે :

'આ બાજુ ખુદના...
મડદાં ગન્થાય છે...'

પ્રથમ પઙ્ક્તિમાં માણસની લાચારીને વાચા અપાઈ છે. બાથરૂમમાં ગાવાની ઘટના સાથે જાણે માણસનો (સત્યનો) અવાજ ચાર દીવાલ પૂરતો સીમિત બન્યો છે. ચગદાઈ ગયો છે. બીજી પઙ્ક્તિમાં 'ગઈકાલો' શબ્દ દ્વારા બૉમ્બમારાનું પરિણામયુક્ત છે. એ પરિણામ સ્થળે સ્થળે હજી સુધી ગન્થાય છે. એવા આયોજન ખાતર પઙ્ક્તિને અધૂરી છોડી છે. કોઈ પણ સારી નરસી બાબતનું પરિણામ ભોગવ્યા વગર માણસનો છૂટકો નથી.

અહીં સુધી કવિએ ગીતમાં બે બાજુઓનાં વર્ણન કર્યાં છે. હવેની પઙ્ક્તિઓમાં આ બાજુઓના અર્થ સ્પષ્ટ થાય છે.

'આ બાજુ એટલે કે...
...આખી સિલાઈ ઉતરડાય છે.'

આ પઙ્ક્તિઓ ઉપરોક્ત ચાર સમસ્યાઓ –ચાર ઘટનાઓના પરિણામરૂપ છે. અત્યાર સુધીમાં કવિએ ગીતમાં જે આ બાજુ (પહેલી બાજુ)માં નવસર્જનની જ વાત કરી છે. અહીં એ અઙ્ગરખાંના સિવાવાની પ્રક્રિયા દ્વારા સાબિત થાય છે. જ્યારે આ બાજુ (બીજી બાજુ)માં સંહારની જ વાત કરી છે. અહીં એ બીજી પઙ્ક્તિમાં માણસનાં સપનાંની સિલાઈ ઉતરડાવાની પ્રક્રિયા સાથે સમ્બન્ધિત છે. આઝાદી પછી ગાંધીજીએ પણ પોતાનાં સપનાંને ઉતરડાતાં જોયેલાં ! 'ઉતરડાય' શબ્દ દ્વારા તીવ્રતા સધાય છે. કોઈ એક વ્યક્તિના સ્વાર્થને ખાતર આખી માણસજાતનાં સપનાંઓ ધૂળમાં રોળાય છે. પછીની પઙ્ક્તિઓમાં (છેલ્લે) કવિના મનમાં બે પ્રશ્નો જન્મે છે :

'આ બાજુ એટલે કે...
...કોશ કઈ કોઢમાં ઘડાય છે ?'

આ વચ્ચેની ભીંત કઈ ? આપણા એક કવિ કહે છે :

'ભ્રમણાની ભીંત ચણી ક્યાં લગ રે બેસવું
માણસ હોવાની મને ચીડ'

કેટલું સામ્ય છે બન્ને પઙ્ક્તિઓમાં ! બીજા પ્રશ્નનો ઉત્તર આપતાં કદાચ આપણે જ અપરાધી સાબિત થઈએ, કારણ ભગદાળાં પાડતી કોશ ખરેખર આપણે ત્યાં જ ઘડાય છેને !

સમગ્ર કાવ્યમાં બે વાસ્તવિકતાઓ રહેલી છે. ભ્રમણાની ભીંતની બન્ને બાજુની વાસ્તવિકતા. પેલી વાસ્તવિકતા છે. સુખરૂપીસ્વાર્થરૂપી વાસ્તવિકતા - ને બીજી છે મનુષ્યજીવનની પોકળતા, લાચારી, ચિન્તા, પીડા, સત્ય. સવાર-એ પ્રકાશ (અજવાળા)નું પ્રતીક છે. અહીં 'સવારમાં' શીર્ષકથી શરૂ થતું ગીત અન્ધકારમાં પરિણમે છે. વર્તમાન તરફથી ભવિષ્યની ગતિ છે, પણ આ ભવિષ્ય ઝાંખું છે એ દરેક માણસે વિચારવાનું રહેશે. ગીતમાં એક બાજુ કૂંપળ ફૂટવાની વાત છે, તો બીજી બાજુ તોપ ફૂટવાની. એક બાજુ નવસર્જન છે તો બીજી બાજુ સંહાર. આમ, આ એક સમસ્યાગીત છે. જે સમસ્યામાંથી પરિણામ અને પરિણામમાંથી પ્રશ્નમાં રૂપાંતર પામી અન્તે સમસ્યામાં જ પરિવર્તન પામે છે. □

# આન્તરચેતનાની લયાન્વિત અનુભૂતિ – 'પઙ્ક્તિપર્વ'

સુરેશચન્દ્ર પણ્ડિત

જેમ ઉર્દૂભાષાની પ્રમુખ કવિતા ગઝલ છે તેમ ગુજરાતી ભાષાનું પ્રમુખ કાવ્યસ્વરૂપ ક્યું તેવો પ્રશ્ન સહજ થાય. તેના જવાબરૂપે ગુજરાતી ભાષાના પ્રમુખ કાવ્ય તરીકે ગીત કહી શકાય. લયપ્રધાન સુન્દર ગુજરાતી ગીતો છેક કવિશ્રી ન્હાનાલાલના યુગથી ગુજરાતી પ્રજા સાથે વણાઈ ગયા છે. ત્યાર બાદ આ ગુજરાતી ગીતકાવ્યો બોટાદકર, પ્રહ્લાદ પારેખ જેવા અનેક કવિઓ દ્વારા ગુજરાતી ભાષામાં સર્જન પામ્યાં છે. ગુજરાતી ગીતોનું સદ્ભાગ્ય છે કે આ ગીતકવિતા ગુજરાતી ભાષાએ ઉત્તરોત્તર વિકાસ પામતી જોવા મળે છે. ઉમાશઙ્કર જોશી-સુન્દરમે પણ સુન્દર ગીતોની રચના કરી. નિરઞ્જન ભગત અને રાજેન્દ્ર શાહે ગુજરાતી ભાષામાં ચોટદાર ટચૂકડાં ગીતકાવ્યો લખીને કમાલ કરી આપી. ત્યાર બાદ આ ગુજરાતી ગીતકવિતાના પ્રવાહમાં ૧૯૬૦ પછી કવિશ્રી રમેશ પારેખ અને અનિલ જોશીએ નોંધનીય પ્રદાન કર્યું છે. સુરેશ દલાલ અને હરીન્દ્ર દવેએ પણ નમૂનેદાર ઊર્મિગીતોની રચનાઓ કરી. ગીતકવિતાનો પ્રવાહ ૧૯૬૦ પછી ઉત્તરોત્તર વિકાસ પામતો જોવા મળે છે. મકરન્દ દવે જેવા કવિએ ભજનની ભાષામાં ગીતોની રચના કરી. આ ગીતકાવ્ય રમેશ પારેખ અને અનિલ જોશીના સમકાલીન કવિઓમાં પણ પ્રબળ વહે છે. જેમ કે રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, માધવ રામાનુજ જેવા અનેક નામી-અનામી કવિઓ દ્વારા ગીતકવિતા વિકાસ પામતી જોવા મળે છે. (અહીં બધા જ ગીતકવિઓનો નામોલ્લેખ શક્ય નથી તેથી ઉપરોક્ત નામો ઉપરાન્ત અનેક માતબર ગીતકવિઓ ગુજરાતી ભાષામાં આવિર્ભાવ પામ્યા છે.)

રમેશ પારેખ અને અનિલ જોશી તથા તેમના સમકાલીન ગીતકવિઓ બાદ પણ ગીતસર્જનનો ઉપક્રમ સતત જોવા મળે છે. તેમાં અલબત્ત અનેક ગીતકવિઓએ નોંધપાત્ર સર્જન-પ્રવૃત્તિ કરી છે. કવિશ્રી દિલીપ જોશી પણ એક ગીતકવિ છે. ગીતકવિતાનો 'વીથિ' નામક પ્રથમ કાવ્યસઙ્ગ્રહ ૧૯૯૦ની સાલે પ્રગટ કરી ઉમદા ગીતકવિ તરીકે દિલીપ જોશીએ ગુજરાતી સાહિત્યમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી દશ વર્ષ બાદ તેમનો દ્વિતીય કાવ્યસઙ્ગ્રહ 'પઙ્ક્તિપર્વ' પ્રગટ થયો છે જેમાં મહદ્અંશે ગીતો છે અને કેટલીક ગઝલો છે.

પ્રસ્તુત 'પઙ્ક્તિપર્વ' કાવ્યસઙ્ગ્રહમાં દિલીપ જોશીએ લખેલાં ચુમાલીસ ગીતો છે. તેમના પ્રથમ કાવ્યસઙ્ગ્રહ વીથિમાં એંશી જેટલાં ગીતો જોવા મળે છે. આ રીતે એક ગીતકવિ તરીકે ગુજરાતી સાહિત્યના છેલ્લા બે દાયકામાં દિલીપ જોશીએ પણ નોંધપાત્ર ગીતસર્જન કર્યું છે.

'પઙ્ક્તિપર્વ' કાવ્યસઙ્ગ્રહમાં સર્વપ્રથમ તો કવિસંવેદના દ્વારા સર્જાયેલાં 'અસ્તિત્વ' વિષયક ચાર ગીતો ધ્યાનાકર્ષક બની રહ્યાં છે. કવિ સર્વસૃષ્ટિના અસ્તિત્વ અઙ્ગે પોતાના નિજ સંવેદનમાંથી ગીતસર્જન કરે છે. આ સમગ્ર સૃષ્ટિનાં મુખ્ય પાંચ તત્ત્વો જળ, આકાશ, વાયુ, તેજ અને પૃથ્વી અહીં કવિની વિશિષ્ટ સંવેદના દ્વારા ગીતની પઙ્ક્તિઓ સ્વરૂપે અભિવ્યક્તિ પામે છે. પરન્તુ આ પઞ્ચતત્ત્વ તે તો પ્રકૃતિ છે. પ્રકૃતિના કેવળ વર્ણન તરફ ગીતકવિતા અહીં ગતિ કરતી નથી. સાથે સાથે કવિનું સંવેદન પોતાના સામ્પ્રતને પણ ગીતમાં વણી લે છે. તેથી બાહ્ય પ્રકૃતિ અને આન્તર પ્રકૃતિના એકરસ સ્વરૂપ અદ્વૈત સર્જાય છે. કવિ અસ્તિત્વ નામક આ ચાર ગીતોમાંથી પ્રથમ ગીતમાં જ આ અદ્વૈત સિદ્ધ કરે છે.

ચા પીતાં પીતાં એવો એક અર્થ લઈ શકાય, તો બીજો અર્થ વૃક્ષના થડ સાથે જોડી શકાય — રજ્જની બાબતમાં. પરન્તુ અહીં કવિએ રચેલા ગીતમાંનો વિષય આપવામાં આવ્યો નથી. કદાચ વૃક્ષ ઉપર જ કોઈ ગીત હોઈ શકે ! બીજી પંક્તિમાં આવતાં 'આઠ સાત પૃષ્ઠના ઉકરડા' દ્વારા કોઈ એક વૃક્ષના સંહાર દ્વારા કાગળનો જન્મ... અથવા 'ન્યૂઝપેપર'માં આવતા સમાચારોનો વિષય હોય શું ? કલ્પના કરી શકાય છે. 'બૉમ્બવિસ્ફોટમાં આઠનાં મોત, ત્રણ ઘાયલ. શહેરમાં એક આત્મવિલોપન. ઝેરી દવા પીને મૃત્યુ. પોલીસ કેસ... વગેરે વગરે...' છે ને ઉકરડો ? કવિ ત્રીજું ચિત્ર આપે છે :

'આ બાજુ બાળકના...
...બૉમ્બમારો થાય છે.'

પ્રથમ કવિ સ્તનપાન કરતા બાળકનું દશ્ય રજૂ કરે છે, જેણે હજી દુનિયાને જોઈ નથી. 'ઘરેરાટ' 'ઊંઘમૂંઘ' જેવા રવાનુકારી શબ્દો નોંધનીય છે. વિમાનમાંનો ઘરેરાટ અવાજ આવાં બાળકની ઊંઘ હરામ કરી શકે છે. કે પછી વિમાનમાંથી થતો બૉમ્બમારો આવાં બાળકોને જીવનભર માટે ઊંઘાડી શકે છે. અહીં હિરોશિમા — નાગાસાકિનો ઐતિહાસિક સન્દર્ભ સમ્ભારવા જેવો છે. હજી ત્યાંની નવી પેઢી આવા બૉમ્બમારાનું પરિણામ ભોગવી રહી છે. પછીનું ચિત્ર છે :

'આ બાજુ ખુદના...
મડદાં ગન્ધાય છે...'

પ્રથમ પઙ્ક્તિમાં માણસની લાચારીને વાચા અપાઈ છે. બાથરૂમમાં ગાવાની ઘટના સાથે જાણે માણસનો (સત્યનો) અવાજ ચાર દીવાલ પૂરતો સીમિત બન્યો છે. ચગદાઈ ગયો છે. બીજી પઙ્ક્તિમાં 'ગઈકાલો' શબ્દ દ્વારા બૉમ્બમારાનું પરિણામયુક્ત છે. એ પરિણામ સ્થળે સ્થળે હજી સુધી ગન્ધાય છે. એવા આયોજન ખાતર પઙ્ક્તિને અધૂરી છોડી છે. કોઈ પણ સારી નરસી બાબતનું પરિણામ ભોગવ્યા વગર માણસનો છૂટકો નથી.

અહીં સુધી કવિએ ગીતમાં બે બાજુઓનાં વર્ણન કર્યાં છે. હવેની પઙ્ક્તિઓમાં આ બાજુઓના અર્થ સ્પષ્ટ થાય છે.

'આ બાજું એટલે કે...
...આખી સિલાઈ ઉતરડાય છે.'

આ પઙ્ક્તિઓ ઉપરોક્ત ચાર સમસ્યાઓ -ચાર ઘટનાઓના પરિણામરૂપ છે. અત્યાર સુધીમાં કવિએ ગીતમાં જે આ બાજુ (પહેલી બાજુ)માં નવસર્જનની જ વાત કરી છે. અહીં એ અઙ્ગરખાંના સિવાવાની પ્રક્રિયા દ્વારા સાબિત થાય છે. જ્યારે આ બાજુ (બીજી બાજુ)માં સંહારની જ વાત કરી છે. અહીં એ બીજી પઙ્ક્તિમાં માણસનાં સપનાંની સિલાઈ ઉતરડાવાની પ્રક્રિયા સાથે સમ્બન્ધિત છે. આઝાદી પછી ગાંધીજીએ પણ પોતાનાં સપનાંને ઉતરડાતાં જોયેલાં ! 'ઉતરડાય' શબ્દ દ્વારા તીવ્રતા સધાય છે. કોઈ એક વ્યક્તિના સ્વાર્થને ખાતર આખી માણસજાતનાં સપનાંઓ ધૂળમાં રોળાય છે. પછીની પઙ્ક્તિઓમાં (છેલ્લે) કવિના મનમાં બે પ્રશ્નો જન્મે છે :

'આ બાજુ એટલે કે...
...કોશ કઈ કોઢમાં ઘડાય છે ?'

આ વચ્ચેની ભીંત કઈ? આપણા એક કવિ કહે છે :

'ભ્રમણાની ભીંત ચણી ક્યાં લગ રે બેસવું
માણસ હોવાની મને ચીડ'

કેટલું સામ્ય છે બન્ને પઙ્ક્તિઓમાં ! બીજા પ્રશ્નનો ઉત્તર આપતાં કદાચ આપણે જ અપરાધી સાબિત થઈએ, કારણ ભગદાળાં પાડતી કોશ ખરેખર આપણે ત્યાં જ ઘડાય છેને !

સમગ્ર કાવ્યમાં બે વાસ્તવિકતાઓ રહેલી છે. ભ્રમણાની ભીંતની બન્ને બાજુની વાસ્તવિકતા. પેલી વાસ્તવિકતા છે. સુખરૂપીસ્વાર્થરૂપી વાસ્તવિકતા - ને બીજી છે મનુષ્યજીવનની પોકળતા, લાચારી, ચિન્તા, પીડા, સત્ય. સવાર-એ પ્રકાશ (અજવાળા)નું પ્રતીક છે. અહીં 'સવારમાં' શીર્ષકથી શરૂ થતું ગીત અન્ધકારમાં પરિણમે છે. વર્તમાન તરફથી ભવિષ્યની ગતિ છે, પણ આ ભવિષ્ય ઝાંખું છે એ દરેક માણસે વિચારવાનું રહેશે. ગીતમાં એક બાજુ કૂંપળ ફૂટવાની વાત છે, તો બીજી બાજુ તોપ ફૂટવાની. એક બાજુ નવસર્જન છે તો બીજી બાજુ સંહાર. આમ, આ એક સમસ્યાગીત છે. જે સમસ્યામાંથી પરિણામ અને પરિણામમાંથી પ્રશ્નમાં રૂપાંતર પામી અન્તે સમસ્યામાં જ પરિવર્તન પામે છે. □

# આન્તરચેતનાની લયાન્વિત અનુભૂતિ – 'પંક્તિપર્વ'

સુરેશચન્દ્ર પણ્ડિત

જેમ ઉર્દૂભાષાની પ્રમુખ કવિતા ગઝલ છે તેમ ગુજરાતી ભાષાનું પ્રમુખ કાવ્ય સ્વરૂપ ક્યું તેવો પ્રશ્ન સહજ થાય. તેના જવાબરૂપે ગુજરાતી ભાષાના પ્રમુખ કાવ્ય તરીકે ગીત કહી શકાય. લયપ્રધાન સુન્દર ગુજરાતી ગીતો છેક કવિશ્રી ન્હાનાલાલના યુગથી ગુજરાતી પ્રજા સાથે વણાઈ ગયા છે. ત્યાર બાદ આ ગુજરાતી ગીતકાવ્યો બોટાદકર, પ્રહ્લાદ પારેખ જેવા અનેક કવિઓ દ્વારા ગુજરાતી ભાષામાં સર્જન પામ્યાં છે. ગુજરાતી ગીતોનું સદ્‌ભાગ્ય છે કે આ ગીતકવિતા ગુજરાતી ભાષાએ ઉત્તરોત્તર વિકાસ પામતી જોવા મળે છે. ઉમાશઙ્કર જોશી-સુન્દરમે પણ સુન્દર ગીતોની રચના કરી. નિરઞ્જન ભગત અને રાજેન્દ્ર શાહે ગુજરાતી ભાષામાં ચોટદાર ટચૂકડાં ગીતકાવ્યો લખીને કમાલ કરી આપી. ત્યાર બાદ આ ગુજરાતી ગીતકવિતાના પ્રવાહમાં ૧૯૬૦ પછી કવિશ્રી રમેશ પારેખ અને અનિલ જોશીએ નોંધનીય પ્રદાન કર્યું છે. સુરેશ દલાલ અને હરીન્દ્ર દવેએ પણ નમૂનેદાર ઊર્મિગીતોની રચનાઓ કરી. ગીતકવિતાનો પ્રવાહ ૧૯૬૦ પછી ઉત્તરોત્તર વિકાસ પામતો જોવા મળે છે. મકરન્દ દવે જેવા કવિએ ભજનની ભાષામાં ગીતોની રચના કરી. આ ગીતકાવ્ય રમેશ પારેખ અને અનિલ જોશીના સમકાલીન કવિઓમાં પણ પ્રબળ વહે છે. જેમ કે રાજેન્દ્ર શુક્લ, મનોજ ખંડેરિયા, માધવ રામાનુજ જેવા અનેક નામી-અનામી કવિઓ દ્વારા ગીતકવિતા વિકાસ પામતી જોવા મળે છે. (અહીં બધા જ ગીતકવિઓનો નામોલ્લેખ શક્ય નથી તેથી ઉપરોક્ત નામો ઉપરાન્ત અનેક માતબર ગીતકવિઓ ગુજરાતી ભાષામાં આવિર્ભાવ પામ્યા છે.)

રમેશ પારેખ અને અનિલ જોશી તથા તેમના સમકાલીન ગીતકવિઓ બાદ પણ ગીતસર્જનનો ઉપક્રમ સતત જોવા મળે છે. તેમાં અલબત્ત અનેક ગીતકવિઓએ નોંધપાત્ર સર્જન-પ્રવૃત્તિ કરી છે. કવિશ્રી દિલીપ જોશી પણ એક ગીતકવિ છે. ગીતકવિતાનો 'વીથિ' નામક પ્રથમ કાવ્યસઙ્ગ્રહ ૧૯૯૦ની સાલે પ્રગટ કરી ઉમદા ગીતકવિ તરીકે દિલીપ જોશીએ ગુજરાતી સાહિત્યમાં પ્રવેશ કર્યો. ત્યાર પછી દશ વર્ષ બાદ તેમનો દ્વિતીય કાવ્યસઙ્ગ્રહ 'પઙ્ક્તિપર્વ' પ્રગટ થયો છે જેમાં મહદ્‌અંશે ગીતો છે અને કેટલીક ગઝલો છે.

પ્રસ્તુત 'પઙ્ક્તિપર્વ' કાવ્યસઙ્ગ્રહમાં દિલીપ જોશીએ લખેલાં ચુમાલીસ ગીતો છે. તેમના પ્રથમ કાવ્યસઙ્ગ્રહ વીથિમાં એંશી જેટલાં ગીતો જોવા મળે છે. આ રીતે એક ગીતકવિ તરીકે ગુજરાતી સાહિત્યના છેલ્લા બે દાયકામાં દિલીપ જોશીએ પણ નોંધપાત્ર ગીતસર્જન કર્યું છે.

'પઙ્ક્તિપર્વ' કાવ્યસઙ્ગ્રહમાં સર્વપ્રથમ તો કવિસંવેદના દ્વારા સર્જાયેલાં 'અસ્તિત્વ' વિષયક ચાર ગીતો ધ્યાનાકર્ષક બની રહ્યાં છે. કવિ સર્વસૃષ્ટિના અસ્તિત્વ અર્થે પોતાના નિજ સંવેદનમાંથી ગીતસર્જન કરે છે. આ સમગ્ર સૃષ્ટિનાં મુખ્ય પાંચ તત્ત્વો જળ, આકાશ, વાયુ, તેજ અને પૃથ્વી અહીં કવિની વિશિષ્ટ સંવેદના દ્વારા ગીતની પઙ્ક્તિઓ સ્વરૂપે અભિવ્યક્તિ પામે છે. પરન્તુ આ પઞ્ચતત્ત્વ તે તો પ્રકૃતિ છે. પ્રકૃતિના કેવળ વર્ણન તરફ ગીતકવિતા અહીં ગતિ કરતી નથી. સાથે સાથે કવિનું સંવેદન પોતાના સામ્પ્રતને પણ ગીતમાં વણી લે છે. તેથી બાહ્ય પ્રકૃતિ અને આન્તર પ્રકૃતિના એકરસ સ્વરૂપ અદ્વૈત સર્જાય છે. કવિ અસ્તિત્વ નામક આ ચાર ગીતોમાંથી પ્રથમ ગીતમાં જ આ અદ્વૈત સિદ્ધ કરે છે.

ધખધખતી ધખનાના જોરે
આ કાંઠો ઓ કાંઠો થાતો;
બિસ્તરના બેચાર સબડકે,
ઓસરીએ ઉલ્લાસ છવાતો
ભીતરનાં પોલાણ પોંખતું,
ફૂલ ફૂટ્યાની ઘટના જેવું
ઝરણ વહે છે કલકલ કલકલ (પા. નં.૫૨)

અસ્તિત્વ જેવા ગહન વિષયને ગીત જેવા મહદ્અંશે ઊર્મિગમન કરતા કાવ્યપ્રકારમાં કઈ રીતે વણી લેવો તે અંગે કવિસંવેદના પણ દ્વિધા અનુભવે છે. તેથી કવિ માનવ અસ્તિત્વનો પરિચય ભજનાવાણીની ભાષામાં આપતાં કહે છે :

જીવનતરનાં પાનાંઓ વચ્ચે
મમતા માયા બૂડી રે..
કરમ-ધરમના ખેલ તમાશે
આતમ અપની મૂડી રે
પરપોટાતી પાંચ પળોએ
છેડ્યો રે એકૂતાર જીવનનો ! (પાના. નં. ૫૩)

કવિની અભિવ્યક્તિ ગીતમાં અસ્તિત્વ અંગે ક્યારેક નિરાશાનો પણ સૂર અભિવ્યકત કરે છે. અસ્તિત્વ અંગેના ત્રીજા ગીતમાં તેથી કવિ અન્તે કહે છે-

'કાચી પડેલ કોઈ પેઢીના ચોપડામાં શું રે
ગણિત હવે માંડવું ?

ઊર્જાની ઊર્ધ્વગતિમાં જ કશોક અહેસાસ શક્ય છે. બ્રહ્માજીએ પણ પોતાની ઊર્જાને ભ્રૂકુટિમાં સ્થિર કરી ત્યારે તેને અસ્તિત્વ અંગેનું ખરું જ્ઞાન પ્રાપ્ત થયું. આ વિચારણા અસ્તિત્વના ચોથા ગીતના આરમ્ભે કાવ્યની ભાષામાં કવિ અભિવ્યક્ત કરવા મથામણ કરે છે :

અધ્ધર થયું તે બધું ઈશ્વર થયું !
નક્કર છે આપણામાં તગતગતું સાચ-
જેને શોધવામાં આંસુ સમન્દર થયું !

કવિ-સંવેદનામાંથી જે તગતગતું સાચ આવે છે તે શું હશે તેવો પ્રશ્ન સહજ થાય. સાઙ્ખ્યશાસ્ત્રના પુરસ્કર્તા કપિલમુનિ જેને લિઙ્ગથી પણ પર શાશ્વત આત્મા જેવી સઙ્જ્ઞા આપે છે તે જ આ તગતગતું સાચ હશે ? ગીત આમ પરિવેશથી આત્મવાણી તરફ ગમન કરે છે.

'પઙ્ક્તિપર્વ'માં આ રીતે 'અસ્તિત્વ' શીર્ષકથી ચાર ગીતો પ્રસ્તુત ગુજરાતી ભાષામાં કૃષ્ણગીતો ઘણાં કવિઓ દ્વારા સર્જાયેલાં જોવા મળે છે. મહર્ષિ વ્યાસજીએ કૃષ્ણાવતારને કલા અવતાર કહ્યો છે. ભગવાન શ્રીકૃષ્ણ યોગેશ્વર પ્રવર્તતી સર્વ કલાઓના અધિનાયક છે. તેથી ભારતીય અર્વાચીન સાહિત્ય પર પણ તેની જબરી અસર છે. નવી ગુજરાતી ગીતકવિતામાં પણ 'કૃષ્ણ' સઙ્જ્ઞા અનેક અર્થછાયાઓ લઈ પ્રગટ થતી જોવા મળે છે.

ગોપીઓને કૃષ્ણ સર્વમાં જોવા મળે છે. આ પ્રેમગોવાલણોનું ચિતવન તો તે સર્વાન્તર્યામિએ હરી લીધું છે. તેથી ગોપીની સંવેદનાનું આલેખન કરતાં કવિ એક સુન્દર ગોપીગીત રચે છે. ગોપીની સ્થિતિ કેવી છે !

ચિતવનમાં ઘનશ્યામ સમાયો
રાત દિવસની કાંઈ ખબર નહીં
રાગ મધુર મન રસભર ગાયો
પલપલ વેણુનાદ ઊઠે રે
પલપલ કુઞ્જગલી નજરાતી !
ઘોર તિમિરનો ડર શું જેને
શ્યામ નિરન્તર દીપક બાતી !
ઘનબદરા શો નૈન છવાયો.

જીવજગતમાં સર્જન-વિસર્જનનો ઉપક્રમ સતત જોવા મળે છે. 'ગિરધર દોરી જાતાં રે' નામક ગીતમાં તેથી કવિ કાળની પણ કવિતા રચે છે. કવિ કાળને 'કાળફણિધર' જેવી વિશિષ્ટ સઙ્જ્ઞા આપે છે. આ કાળફણિધર આખરે તો ડસવાનો જ છે. તેણે જ સર્વ સગપણોને પ્રતિબદ્ધ કરી દીધાં છે. આ કાળ સાથે જીવ જન્મ-મરણના ચક્કરમાં ફસાયો છે. જીવની સ્થિતિ વણઝારા જેવી છે. કવિ કહે છે :

સાન એટલે સણકે સણકા, રસ્તે આગે આગે રે
સહુ સહુનાં સગપણને ભીંસ્યાં, કાળ-ફણિધર નાગે રે.
પળના પામર વણજારાને લખલખ ફેરા થાતા રે.

'પઙ્ક્તિપર્વ' કાવ્યસઙ્ગ્રહમાં કવિ સંવેદનાનું પ્રકૃતિ સાથેનું સાહજિક સન્ધાન સ્પષ્ટ વર્તાય છે. કવિકલમે તેથી સુન્દર ઋતુગીતોનું સર્જન જોવા મળે છે. 'વસન્ત' નામક ગીત તેની આકૃતિની વિશિષ્ટ બાંધણીને કારણે કવિની આગવી લયકળાનો પણ પરિચય આપે છે. કવિ શબ્દપુનરુક્તિ દ્વારા ગીતનો મુખડો બાંધી વસન્તનો પરિચય આગવી રીતે આપે છે :

મ્હેક મ્હેક મ્હેક મ્હેક મ્હેક મ્હેક મ્હેક
નખમાંથી નભમાંથી પણ્ડમાંથી પળમાંથી
દદડે છે રઙ્ગરઙ્ગ, પલળે છે આંખકાન સાનભાન ધોધમાર
દીસે છે રઙ્ગરૂપ એક એક એક એક એક એકએક.

એ જ રીતે કવિ વર્ષાઋતુનાં ગીતોની રચના પણ આગવી રીતે કરે છે. પ્રસ્તુત સઙ્ગ્રહમાં ચારથી પાંચ વર્ષાઋતુનાં ગીતો ધ્યાનાકર્ષક બની રહ્યાં છે. મોસમની પ્રથમ અનુભૂતિ. પા. નં. ૧૮ વય વરસાદ અને તોફાન' પા.નં. ૧૯-૨૦, 'છોકરો' વગેરે શીર્ષકથી સમાવિષ્ટ ગીતો વર્ષાના સન્દર્ભે સુન્દર કવિતા ઊભી કરે છે. કવિ છોકરાના શીર્ષકથી વર્ષાઋતુની ગીતરચના પણ આગવી રીતે કરે છે :

ફાટ ફાટ ચોમાસું ગજવામાં હોય
એવા છોકરાનું મૂલ ધડોધડ વધી જાય.
ઋતુઓના રઙ્ગધનુ પ્હેરેલા છોકરામાં
પહેલો વરસાદ થઈ પલળી જવાય.
અત્તરની શીશીમાં આયખું ઝબોળીને
ચોમાસું ઠેરઠેર વાવતો !
પાણીનાં ઝાડવાંને પનઘટ પર ખઙ્ખેરી
પવન પણ ખિખિયારા નાખવા !
માથા પર આખુંયે ગામ જાણે ગોવર્ધન
હોય એવું છોકરાને ઝટકે જણાયે.

'પંક્તિપર્વ' કાવ્યસઙ્ગ્રહમાં ગીતો ઉપરાન્ત લગભગ ઓગણચાલીસ જેટલી ગઝલો જોવા મળે છે. સર્વપ્રથમ વાર એકસાથે ઓગણચાલીસ ગઝલો લઈને કવિશ્રી દિલીપ જોશીએ ગુજરાતી ગઝલવિશ્વમાં પ્રવેશ કર્યો છે. મહદ્અંશે તેમની ગઝલરીતિ ફસાહતના રઙ્ગને અનુસરે છે. તેમની ગઝલોમાં ફસાહત અર્થાત્ સરળ અભિવ્યક્તિ પ્રબળ વહે છે. કવિ દ્વારા સર્જાયેલ ફસાહતના રઙ્ગનો એક શેર જોઈએ :

એવો કૈંક કરિશ્મો કરજે.
જ્યાં પણ જાજે મેળો કરજે.

ગઝલનો આરમ્ભ આ રીતે સુન્દર બાંધણીથી થાય છે. એ જ ગઝલના બીજા એક શેરમાં કવિ કહે છે :

માપ બધાયે સાચા પડશે,
શૂન્ય થઈ સરવાળો કરજે.

કવિ અહીં શૂન્યનો મહિમા કરે છે. સર્વ સરવાળા-બાદબાકી અન્તે તો શૂન્યમાં જ સરકી જાય છે. શૂન્ય હોવું એ જ ખરી મુક્તિ છે. શૂન્યમાં જ સર્વ સરવાળા અને માપતોલ આવી જતાં હોવાથી કવિ સર્વ પ્રથમ તો શૂન્ય જ થવાનું કહે છે. શૂન્ય થવું એટલે શું ? શું સમાધિભાવમાં સરકી જવું ? આ ગઝલના મક્તામાં છેલ્લે કવિ કહે છે :

એક સમાધિ જેવું થાશે,
પોતાથી તું વાતો કરજે.

કવિની શેર કહેવાની કળામાં ઘણી જગ્યાએ 'મારિફત' અર્થાત્ અધ્યાત્મરઙ્ગ પ્રબળ વહે છે. પરમતત્ત્વનો પાર પામવો મુશ્કેલ છે. કવિ કબૂલ કરે છે કે તે તત્ત્વ કળી શકાય તેવું નથી. 'અલખના આરે' શીર્ષકથી પ્રગટ ગઝલમાં કવિ આ પરમતત્વની ઓળખ આપતાં કહે છે :

પોત દેખાય છે અકળ એનું,
એમ ખેંચાણ છે પ્રબળ એનું.

સુફીઓ જેને સનમ, સાકી જેવા ઉપનામથી નવાજે છે તેની ગલી પણ અલૌકિક જ હોઈ શકે. એ ગેબી ગલીના સાંજ-સવારની મહેફિલ પણ અલૌકિક હોય છે. પરિન્દા તેના દીદારથી જ કૃતાર્થ બની જાય

છે. પરન્તુ તેનો દીદાર પામવા સ્થૂળ આંખો કામિયાબ થતી નથી. આન્તરચક્ષુની જરૂર પડે છે. કવિ આ આન્તરચક્ષુને 'અગત આંખો' કહે છે. કવિ મારિફતના રઙ્ગમાં કહે છે :

થાતા અનન્ત આંખે એના દીદાર કેવાં !
એ ગેબની ગલીના સાંજલ-સવાર કેવાં !

ગુજરાતી ભાષાના વિદ્વાન પ્રાધ્યાપક અજિત ઠાકોર કહે છે તેમ નવોદિતમાં પણ અધ્યાત્મ રઙ્ગ (METAPHYSICS) જોવા મળે છે. પરન્તુ તેની અભિવ્યક્તિની તરાહો બદલાઈ છે. નવા જ સ્વરૂપે આ અધ્યાત્મરઙ્ગ કાવ્યનું રસાયણ બન્યો છે. તેના સન્દર્ભો બદલાયા છે. દિલીપ જોશીની ગઝલોમાં પણ આ રઙ્ગ વિશિષ્ટ અર્થછાયા સાથે કાવ્યના વિષય તરીકે જોવા મળે છે.

'પઙ્ક્તિપર્વ'માં સમાવિષ્ટ ગઝલો ગઈ સદીના છેલ્લા બેદાયકાની ગઝલસર્જન પ્રવૃત્તિ છે. ગુજરાતી ભાષાની ગઝલ હવે કેવળ ઝઝબાતની બાની જ રહી નથી, પરન્તુ ઉચ્ચતમ કાવ્યત્વ સિદ્ધ કરે છે. આ સન્દર્ભે દિલીપ જોશીના કેટલાક શે'ર જોઈએ :

પહેરી લીધી પ્રવાસમાં શૈશવની ઝાંઝરી !
એવી હરે; મુગ્ધતા ખોબે અમે ભરી !

*

કેવું વાતાવરણ થવા લાગે
ઘર, તમે હો તો મ્હેકવા લાગે.

*

હંસોની હાર જેવાં અઢળક નસિબ લઈને,
વરસીને ક્યાંક સ્વપ્નો થાતાં પસાર કેવાં !

'પઙ્ક્તિપર્વ' કાવ્યસઙ્ગ્રહમાં કુલ ચુમાલીસ ગીતો અને ઓગણચાલીસ ગઝલો સમાવિષ્ટ છે. આ ગીતગઝલ સઙ્ગ્રહ બે હજારની સાલે પ્રગટ થયો છે ત્યારે સ્વાભાવિક રીતે ગઈ સદીની છેલ્લા બે દાયકાની ગુજરાતી ભાષાની કવિતાનું પ્રતિબિમ્બ તેમાં જોવા મળે છે. કવિ તો કાવ્યસર્જનની મસ્તીમાં જ ઓતપ્રોત હોય છે. તેથી ક્યારેક તે પુનરાવર્તનદોષમાં પણ સરી પડે છે. જેમ કે કવિશ્રી દિલીપ જોશીનાં ગીતોમાં જળતત્ત્વ અને તેને લગતી સઙ્જ્ઞાઓ વારેવારે જોવા મળે છે. દા.ત. વસન્ત ગીતમાં પણ 'ધોધમાર' જેવી જળતત્ત્વની સઙ્જ્ઞા આવી પડી છે. તેની જગ્યાએ પૂરબહાર કે એવી બીજી કોઈ સઙ્જ્ઞા યોજી શકાઈ હોત. સંક્ષિપ્તમાં કહીએ તો દિલીપ જોશીનાં ગીતોમાં જળતત્ત્વ અને તેને લગતી સઙ્જ્ઞાઓ પ્રબળ વહે છે. ગઝલોમાં કવિ મારિફતનો રઙ્ગ સારી રીતે ઉપસાવી શક્યા છે. હુસ્ને-ખયાલ પણ મૌજૂદ છે. સઙ્ગીતની બન્દિશમાં બાંધી શકાય તેવી રવાનુકારી પણ કવિને હસ્તગત છે. ઉપરોક્ત ત્રણ તત્ત્વોની સરખામણીએ અન્દાજેબયાંનું તત્ત્વ મધ્ય પ્રકારે હોવાથી અંદાજેબયાં ઉપર વિશેષ ધ્યાન આપવાની આવશ્યકતા રહે ખરી.

સુન્દર મજાનો કાવ્યસઙ્ગ્રહ લઈ બે હજારની સાલે દિલીપ જોશી ગુજરાતી સાહિત્યમાં કવિતાનો નવ્ય પરિવેશ લઈ ફરી દેખાયા છે ત્યારે કવિતાના આ ધૂમકેતુને અનેક શુભેચ્છાઓ.

['પઙ્ક્તિપર્વ' : ગીતગઝલ સઙ્ગ્રહ, પ્રકા. વ્યંજના-૩, મારુતિનગર, ઍરોડ્રોમ રોડ, રાજકોટ-૩૬૦૦૦૧, મૂલ્ય રૂ. ૧૦૦] □

## ડૉ. જયંત પાઠક કવિતા-પુરસ્કાર

સુરતની એમ.ટી.બી. આર્ટ્સ કૉલેજની શ્રી જયંત પાઠક કવિતા-પુરસ્કાર સમિતિ તરફથી ૧૯૯૮ અને ૧૯૯૯ના વર્ષ દરમ્યાન પ્રગટ થયેલા કાવ્યસઙ્ગ્રહોમાંથી તજજ્ઞોએ શ્રી મુકેશ જોષીના કાવ્યસઙ્ગ્રહ 'કાગળને પ્રથમ તિલક' ને ડૉ. જયંત પાઠક કવિતા-પુરસ્કાર આપવાનું નક્કી કર્યું છે.

નિર્ણાયકો : ડૉ. મણિલાલ હ. પટેલ અને ડૉ. અશ્વિન દેસાઈ

વિ.સં. ૨૦૫૭ માર્ચ-એપ્રિલ ૨૦૦૧

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## ગીત-ગઝલ અને સુગમ ગાન

ગુઞ્જવું, ગણગણવું, ગાવું એ મનુષ્યના સંવેદનની આદિમ અભિવ્યક્તિ છે. ધીમે ધીમે એ સૂરાશ્રિત સઙ્ગીત કલાનું રૂપ ધારણ કરે છે. એટલે સઙ્ગીત એ સ્વતન્ત્ર કલા છે. તો ભાષાની શોધને સહારે મનુષ્યના સંવેદનની વર્ણાશ્રિત અભિવ્યક્તિ સાહિત્યકલાનું રૂપ ધારણ કરે છે. આથી સાહિત્ય પણ એક સ્વતન્ત્ર કલા બને છે. સઙ્ગીત અને સાહિત્ય એ બન્ને સ્વતન્ત્ર કલાઓનું પ્રયોજન આનન્દ આપવાં તે છે. આ બન્ને સ્વતન્ત્ર કલાઓની સર્વસાધારણ આનન્દપરિણતિના રાહ ભિન્નભિન્ન છે. સાહિત્ય શબ્દાર્થની કલા હોઈ એ અર્થબોધ દ્વારા સંવિતને પ્લાવિત કરી આનન્દ આપે છે તો સઙ્ગીત સૂરની કલા હોઈ એ નાદબોધ દ્વારા સંવિતને પ્લાવિત કરી આનન્દ આપે છે. પરન્તુ આનો અર્થ એ થતો નથી કે સઙ્ગીત અને સાહિત્ય અન્યોન્યાશ્રિત છે. સાહિત્યકલા સઙ્ગીતકલાનો ઉપયોગ કરે કે સઙ્ગીતકલા સાહિત્યકલાનો ઉપયોગ કરે એમાં વાંધો હોઈ શકે નહિ, અને છતાંય બન્ને કલાનું નિતાન્ત સ્વાતન્ત્ર્ય વણઅભડાયું રહે તેવી સમજ હોવી જોઈએ.

સઙ્ગીતકલામાં કણ્ઠ્ય સઙ્ગીત એટલે કે ગાન બે પ્રકારનું : શાસ્ત્રીય અને સુગમ. શાસ્ત્રીય અને સુગમ બન્ને પ્રકારના ગાનમાં ગીત અને ગઝલનો ઉપયોગ કરવાની જૂની પરમ્પરા છે. પરન્તુ શાસ્ત્રીય ગાનમા નિરનિરાળી ગાયકીને કારણે કેટલીય વાર અર્થબોધ પર ધ્યાન અપાતું નથી. અર્થબોધની પ્રક્રિયા અને તે મા[illegible] આકાઙ્ક્ષા, યોગ્યતા અને સન્નિધિમાંથી સન્નિધિ ન જળવાતાં સુબોધ ગીત દુર્બોધ

બની જતું હોય છે. અર્થબોધ માટે જે પઠનકાકુઓ ઉપકારક થાય છે તે સઙ્ગીતમાં શક્ય બનતું નથી. ગાતી વખતે માત્રાને દ્રુત-પ્લુત કરવાની જરૂરિયાતને કારણે કે આલાપતાનને કારણે વર્ણવર્ણ વચ્ચે કે શબ્દશબ્દ વચ્ચે જે અન્તર પડે છે તેને કારણે અર્થબોધમાં વ્યવધાન ઊભું થાય છે. આથી નાદબોધ સાથે અર્થબોધ સાધવો એ કપરી કલાસમ્પૃક્તિ છે.

આનો હલ કાઢવા સુગમ ગાન આગળ આવે છે. અર્થબોધને જાળવીને એ નાદબોધનો આનન્દ તર્પે છે. એટલે અંશે એ સુગમ છે. આપણે ત્યાં લગભગ છેલ્લી અર્ધી સદીમાં સુગમ સઙ્ગીતનાં વિવિધ મણ્ડળોએ ગીત-ગઝલનો સુપેરે ઉપયોગ કર્યો છે. સઙ્ગીતની મહેફિલો, આકાશવાણી, દૂરદર્શન, દશ્ય-શ્રાવ્ય કસેટ્સ દ્વારા ગીત-ગઝલ વિશાળ જનસમુદાય સુધી આજે પહોંચે છે.

અહીં સઙ્ગીતની વાત એક બાજુએ રાખીએ તો ગીત-ગઝલનો મહિમા એની સાહિત્યિક ગુણવત્તા પર આધારિત છે. કવિસમ્મેલનોમાં અને ગઝલના મુશાયરામાં ગીતગઝલ ગાઈને પણ રજૂ કરવાનું કેટલાક કવિઓનું વલણ છે. ગાવું એ ગુનો નથી. પણ ગીતગઝલ ગાઈને જ રજૂ કરવાં જોઈએ એ અનિવાર્યતા પણ નથી. બલકે કૃતિનો સ્પષ્ટ અર્થાનુસારી પાઠ જ અપેક્ષિત છે. માત્ર ઉત્તમ પઠન દ્વારા જ અર્થનું ભાવક સુધી સઙ્ક્રમણ થવું જોઈએ એ જ એકમાત્ર સાહિત્યિક શરત છે.

પરન્તુ, આગળ કહી ગયો તેમ, આપણે ત્યાં સુગમ સઙ્ગીતકારોએ સઙ્ગીતજન્ય આનન્દ સાથે શબ્દજન્ય આનન્દથી શ્રોતાઓનાં ચિત્તને પરિપ્લાવિત કરવા ગીતગઝલોનો બહોળો ઉપયોગ કરવા માંડ્યો ત્યારે તેવા સઙ્ગીતકારો સમક્ષ ધ્યેય તો ઉત્તમ સાહિત્યિક કૃતિનું સઙ્ક્રમણ વધારવાનો જ હતો. અને એવા ઉચ્ચાશયથી સઙ્ગીતકારો ઉત્તમ સાહિત્યિક કૃતિઓ પર પોતાની પસન્દગી ઉતારતા રહ્યા. હા, એવું બને કે કોઈ ગીતગઝલ સાહિત્યિક દૃષ્ટિએ ઉત્તમ હોય પરન્તુ તેની પદાવલી સઙ્ગીતની સૂરાવલી માટે તરજક્ષમ ના પણ હોય. આમ છતાંય એવી પણ અનેક રચનાઓ મળી રહે કે જેની સાહિત્યિક ગુણવત્તા તલભાર પણ ઓછી ના હોય અને જેની પદાવલી સઙ્ગીત માટે સાનુકૂળ હોય. ત્યારે સઙ્ગીતકાર આવી રચનાઓ પર પોતાની પસન્દગી ઉતારે તે સ્વાભાવિક છે. આ માટે સઙ્ગીતકાર પાસે પણ કૃતિ પસન્દ કરવા સારુ સાહિત્યિક દૃષ્ટિની અપેક્ષા રહે છે. આવી પરિષ્કૃત સમજથી જેઓ સુગમ સઙ્ગીતના ક્ષેત્રે પ્રવૃત્ત છે તેઓ સાહિત્યિક કૃતિની જ પસન્દગી કરતા હોય છે.

પણ છેલ્લા કેટલાક સમયથી સુગમ સઙ્ગીતકારો દ્વારા સાંભળવા મળતાં ગીતગઝલોની સાહિત્યિક ગુણવત્તા વિષે પ્રશ્નો થાય તેમ છે. જે રીતે ગુજરાતી ચલચિત્રોમાં મહદંશે ઠાલા શબ્દોના ચાકળા ગૂંથતી રચનાઓની ભરમાર ચાલતી આવી છે તેવું ફિલ્મેતર સુગમ સઙ્ગીતમાં હવે બનવા પામે છે. ત્યારે ચિન્તા સેવવાનું થાય છે. આજકાલ સામયિકોમાં અને સઙ્ગ્રહોમાં સાવ ફિસ્સી ગીતગઝલ રચનાઓની વસન્ત બેઠી લાગે છે. કૃતક પ્રણયરઙ્ગી અને અધ્યાત્મરઙ્ગી રચનાઓમાં શૃઙ્ગાર અને ભક્તિને નામે નરી વેવલાઈભરી અસાહજિક સ્ત્રૈણ અભિવ્યક્તિઓ ગાડાનાં ગાડાં ભરીને સાહિત્યમાં ઠલવાતી જાય છે.

આવી રચનાઓ કેવળ માનવહૃદયની અતિપોચટ લાગણીઓ સાથે ચેડાં કરે છે અને સર્જક અગડંબગડં અલઙ્કારાયોજન અને સૂઝસમજ વગરની લિસ્સીલપટી અતિમધુર અને અતિમાર્દવયુક્ત પદાવલીની પતઙ્ગો ચગાવે છે. સામાન્ય જનસમૂહ આવી ભલીવાર વગરની બિનસાહિત્યિક રચનાઓ પર ઓળઘોળ થઈ જતો હોય છે. આવી પરિસ્થિતિમાં સુગમ સઙ્ગીતકાર પણ જાણ્યે-અજાણ્યે ઘસડાતો હોય છે. નવી અને શબ્દાડમ્બરી, સાહિત્યિક હોવાનો ભ્રમ ફેલાવતી, ગીતગઝલાદિ ગેય રચનાઓનું સુગમ ગાન આજે એની મધુર સૂરાવલીથી શ્રુતિતર્પક બને છે, પણ એની બિનસાહિત્યિક કૃતક અભિવ્યક્તિથી ચિત્તકલેશ ઊભો કરે છે. વળી, ગાયકીના પ્રચલનને કારણે સાવ સામાન્ય સ્તરની રચનાઓ સામાન્ય જનસમૂહને સન્તર્પક લાગે અને એ રીતે સાહિત્યિક મૂલ્યની માવજત મોળી પડતી જવામાં સુગમ સઙ્ગીતકારોએ પસન્દ કરેલી આવી ઢઙ્ગધડા વગરની ગેય રચનાઓનો આજે આઘાતક ફાળો છે.

પુનઃ સુગમ સઙ્ગીતકારોની જવાબદારી આજના સન્દર્ભમાં અતિ ગમ્ભીર બની રહે છે. જો હવે ઉત્તમ સાહિત્યિક રચનાઓની પસન્દગીને બદલે સુગમ સઙ્ગીતકારો અનર્થક કે ભ્રામક સુફુ પદાવલીયુક્ત ગેય રચનાઓથી પોતાનું કામ ચલાવી લેશે તો તેઓ સઙ્ગીતકલાની ભલે સેવા કરતા હશે જ, પરન્તુ સાહિત્યકલાનાં ખોટાં મૂલ્યો વહેતાં મૂકવાનું જોખમ વહોરી લેશે. આ પરિસ્થિતિથી સુજ્ઞ ગાયક, ભાવક, સર્જક અને સઙ્ગીતકાર સહુએ સભાન થવાનો સમો પાકી ગયો લાગે છે.

એપ્રિલ ૨૬, ૨૦૦૧ — ધીરુ પરીખ

# રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા : ઉપલબ્ધિઓ

ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

### ૩. અભિવ્યક્તિની રીતિ

રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતામાં અભિવ્યક્તિની રીતિ પરત્વે થયેલા પ્રયોગો વિશેષ મહત્ત્વ ધરાવે છે. આ યુગની કવિતામાં અભિવ્યક્તિ સમ્બન્ધે જે સભાનતા જોવા મળે છે તેની પાછળ પશ્ચિમની આધુનિક કાવ્યવિવેચનાનો પ્રભાવ પડ્યો હોવાનો સમ્ભવ જણાય છે. આ યુગમાં વધેલ પ્રતીક-કલ્પનોના વિનિયોગ માટે પણ આ પાશ્ચાત્ય પ્રભાવ કારણભૂત છે. આનું પરિણામ સારું આવે છે. આપણી કવિતા બંધિયાર બનતી અટકે છે અને તાજગીનો અનુભવ કરાવે છે. કવિતા જ્યારે સાતત્યવાળી અને પરિવર્તનશીલ હોય છે ત્યારે તે પુરોગામી કવિતા સાથેનું અનુસન્ધાન જાળવે છે અને નવા ઉન્મેષો પણ પ્રગટાવે છે. અભિવ્યક્તિ પરત્વે આ યુગની કવિતાનું ગાંધીયુગની કવિતા સાથે અનુસન્ધાન છે અને નવું પ્રદાન પણ છે. પ્રયોગોની વાત કરતી વખતે આ બન્ને બાબતોનો વિચાર કરવાનો રહે છે. સમર્થ કવિના પ્રયોગો માત્ર પ્રયોગ ખાતર નથી હોતા, તેની પાછળ સંક્રાન્તિ-વ્યાપારને વધુ ને વધુ સમર્થ, સક્ષમ બનાવવાની મથામણ રહેલી હોય છે. આ દૃષ્ટિએ રાજેન્દ્ર-નિરઞ્જન યુગના કવિઓએ છન્દોલય, અલઙ્કાર, પ્રતીકકલ્પન, કાવ્યભાષા, કૌંસરચના, વિશિષ્ટ કાવ્યાકારો ઇ. બાબતોમાં કરેલા વિશિષ્ટ પ્રદાનને તપાસવાનો અહીં ઉપક્રમ છે.

#### છન્દોલય

ગાંધીયુગની કવિતામાં વૃત્તવૈવિધ્યના અને છન્દને અભ્યસ્ત કરવાના પ્રયોગો પ્રારમ્ભાય છે. પદ્યની પ્રવાહિતા સાધવાના અને પૃથ્વી છન્દની શક્યતાઓ ચકાસવાના અખતરા પણ એ યુગમાં થાય છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગ આ પ્રયોગોને ચોક્કસ દિશામાં વાળે છે. આ યુગની કવિતામાં અભિવ્યક્તિના જે બે મુખ્ય પ્રવાહ જોવા મળે છે તેની વાત કરતાં ઉશનસ્ લખે છે : 'એક ગાંધી-ઠાકોર પ્રભાવિત કવિતા પ્રણાલીના પ્રત્યાઘાતે શુદ્ધ કવિતાનો અને માધ્યમ પરત્વે રૂપ-સંવાદનો આગ્રહી છે, તો બીજો વિશ્વવ્યાપી વિસંવાદિતાને પ્રગટ કરવા મથતો અભિવ્યક્તિ પરત્વે રૂપ-સુષમા શિસ્તનો કેવળ અનાગ્રહી છે; એટલું જ નહીં, જીવનલય તૂટે તો કવનલય પણ તૂટે જ એવી પ્રામાણિક માન્યતાવાળો છે.'[૧] ગાંધી-ઠાકોરના પ્રભાવથી મુક્ત થવા માગતા પ્રવાહના આદર્શ બને છે રવીન્દ્રનાથ અને કાન્ત. આ પ્રવાહના કવિઓ ઓજોગુણીને બદલે પ્રસાદમધુર ધ્વનિમૂલ્યવાળી બાની યોજવા પ્રવૃત્ત થાય છે. છન્દોને અનવદ્ય બનાવવાનો આગ્રહ વધતો જાય છે. છન્દોને પરમ્પરિત કરવાનું વલણ પણ ઉત્તરોત્તર વધતું જાય છે.

રાજેન્દ્ર શાહના છન્દો પાસાદાર, સુઘડ તથા ઋજુ-મનોહર છે. હરિણી, વસન્તતિલકા, અનુષ્ટુપ, પૃથ્વી જેવા રૂપમેળ છન્દો પરનું કવિનું પ્રભુત્વ અસાધારણ છે. 'આયુષ્યના અવશેષે'ની સૉનેટમાળા હરિણી છન્દ પરનું કવિનું પ્રભુત્વ સુપેરે પ્રગટ કરે છે. એ જ રીતે 'શ્રાવણી મધ્યાહ્ને' કાવ્ય કવિના વસન્તતિલકાનું સુચારુ રૂપ દર્શાવે છે. અનુષ્ટુપની લયભઙ્ગીઓનો અનન્ય નાટ્યાત્મક પ્રયોગ જોવા મળે છે. 'શેષ અભિસાર'માં 'વિજન અરણ્યે'માં પણ આ

છન્દનો પ્રશસ્ય વિનિયોગ થયો છે. કવિએ 'અનાગત'માં તથા કેટલાંક સૉનેટોમાં પૃથ્વીને સફળતાપૂર્વક પ્રયોજ્યો છે. જોકે રાજેન્દ્રની ખરી શક્તિ પ્રગટ થઈ છે પરમ્પરિત છન્દોમાં. પરમ્પરિત ઉપજાતિનું દૃષ્ટાન્ત 'શ્રુતિ'ના કાવ્ય 'ભૂલેશ્વરમાં એક રાત'માં તથા પરમ્પરિત વસન્તતિલકાનું ઉદાહરણ 'ધ્વનિ'ના 'હૃદય હે !'માંથી મળી રહે છે. પરમ્પરિત મનહરનાં દૃષ્ટાન્તો મોટી સઙ્ખ્યામાં મળે છે. 'વિષાદને સાદ' જેવા સૉનેટમાં તથા 'ક્ષણ જે ચિરન્તન'ના એક ગીત 'નહિ રોકું'માં પણ આ છન્દનો સફળ વિનિયોગ કવિ કરી શક્યા છે. સમર્થ કવિઓ દ્વારા મહદંશે ઉપેક્ષા પામેલા આ છન્દના રાજેન્દ્રે જેટલા સફળ પ્રયોગો કર્યા છે તેટલા કદાચ બીજા કોઈ કવિએ કર્યા નથી. મનહરના સગોત્ર છન્દ-વનવેલીની શક્યતાઓને પણ કવિએ બરાબર ચકાસી છે. તેમનો સઙ્ગ્રહ 'ચિત્રણા' એ દૃષ્ટિએ નોંધપાત્ર છે. આ આખો સઙ્ગ્રહ પરમ્પપરિત કે મુક્ત વનવેલીમાં લખાયો છે. પ્રાસ અને લયને સાથે વણી લઈને આ છન્દને તેમણે ઘણો નેય બનાવ્યો છે. કવિના સઙ્ગ્રહોમાંથી પરમ્પરિત હરિગીતનાં ઘણાં દૃષ્ટાંતો મળી રહે છે. 'વર્ષા પછી', 'અશ્રુ હે !', 'એક ફૂલ એવું', 'સ્વપ્નજાગૃતિ', 'હું છું ગયો ખોવાઈ' જેવાં અનેક ઉદાહરણો માત્ર 'ધ્વનિ'માંથી જ પ્રાપ્ત થાય છે. રાજેન્દ્ર સંવાદોને છન્દોમાં સરળતાથી વહાવી શકે છે. 'ધ્વનિ'ના 'એક ફૂલ એવું'માં કવિએ હરિગીતનો સંવાદમાં વિનિયોગ કર્યો છે. એક જ છન્દનાં કવિ કેટકેટલાં રૂપ ઉપસાવી આપે છે તેનો વિચાર કરતાં છન્દના દૃશ્ય સ્વરૂપને રાજેન્દ્રે કેટકેટલાં લાડ લડાવ્યાં છે તે જણાઈ આવે છે. સીધોસાદો ઉપજાતિ, પરમ્પરિત ઉપજાતિ, સંવાદોમાં પ્રયોજાયેલ ઉપજાતિ તથા ભાવાનુરૂપ વિશિષ્ટ આકાર પામતો ઉપજાતિ - એમ એક જ છન્દ અનેક રૂપ ધારણ કરે છે. કવિ કાવ્યભાવને અનુરૂપ ચિત્તમાં જે રૂપમાં કાવ્ય સર્જાય છે તે મુજબ તેને અક્ષરદેહ આપે છે. રાજેન્દ્રની છન્દસૃષ્ટિની પરિક્રમા કર્યા પછી જરા પણ અત્યુક્તિ વિના કહી શકાય કે કવિએ ગુજરાતી છન્દોના વિકાસમાં નોંધપાત્ર ફાળો આપ્યો છે. ડૉ. કાન્તિલાલ કાલાણી કહે છે : 'શ્લોકોના સ્વરૂપ-બન્ધનમાંથી પ્રો. ઠાકોરે આપણને ક્યારનાય ઉગાર્યા છે, તો છન્દના દૃશ્ય સ્વરૂપને પલટવામાં રાજેન્દ્રે મોટી સિદ્ધિ હાંસલ કરી છે.'[3]

છન્દની સાથે જ જેનો વિચાર કરવો પડે એવું કવિતાનું બીજું મહત્ત્વનું અઙ્ગ છે લય. લય એ શ્રાવ્યભાતનું નિયમિત આવર્તન છે. અર્થવહન કરવું એ તેનું કાર્ય છે તેથી કાવ્યના વક્તવ્યને ઉપયુક્ત લય પ્રયોજવામાં કવિકર્મની સાર્થકતા રહેલી છે. છન્દના નિશ્ચિત બન્ધારણને કારણે નિયત લય સર્જાય છે. પરન્તુ સમર્થ કવિ એક જ છન્દમાં જુદી જુદી કૃતિએ જુદા જુદા લય નિપજાવી શકે છે. રાજેન્દ્રની વસન્તતિલકા છન્દની થોડીક પઙ્ક્તિઓ પરથી આનો ખયાલ આવશે :

-જો, સત્ત્વ આપણું જ આ[illegible] સઙ્ગ ખેલી
આનન્દ ગુઞ્જનની પ્રાવૃ[illegible] જાય રેલી.
('ધ્વનિ'. પૃ. ૬૪)

-મારે ગમાઅણગમા શું હતું કશું ના,
ઘોંઘાટહીન પણ ઘાટ હતા ન સૂના.
('ધ્વનિ', પૃ. ૯૪)

-લજ્જાઢળેલ દૃગથી ઉર દીધ જોડી;
હે રાગિણી. પ્રિય ! તું યૌવનરમ્ય તોડી.
('શાન્ત કોલાહલ'. પૃ. ૨)

ઉપરની પઙ્ક્તિઓમાં એક જ છન્દ હોવા છતાં કૃતિએ કૃતિએ નવીન લાગે છે તેનું કારણ છન્દોલય છે. દરેક કાવ્યનો લય તેના ભાવને અનુરૂપ [illegible] અને દરેક કાવ્યનો ભાવ ભિન્ન ભિ[illegible]

છન્દોલય પણ જુદો જુદો હોય છે. કવિતામાં શબ્દ અને અર્થની સમતુલા સાચવી ઉપયુક્ત લય પેદા કરવો દુષ્કર છે. રાજેન્દ્રની કવિતામાં એ શક્ય બન્યું છે. 'ધ્વનિ'ના 'ને એ જ તું ?' કાવ્યની નીચેની કૌંસમાં મૂકેલી પઙ્ક્તિઓ સમુચિત લયનું ઉત્તમ નિદર્શન પૂરું પાડે છે.

(ગુઞ્જતો વહ્યો ધ્વનિ
તરઙ્ગ-આવૃત્ત અનન્ત શાન્તિમાં.) (પૃ. ૧૪)

ઉપજાતિ છન્દની આ દોઢ પઙ્ક્તિમાં પ્રયોજાયેલ શબ્દોના ઉચ્ચાર માત્રથી કવિનો ઇપ્સિત અર્થ પ્રગટ થવા પામ્યો છે.

શબ્દમાં અર્થથી જુદો અવાજનો ગુણ પણ રહેલો છે. આ ગુણનો સૂઝપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો આહ્‌લાદક નાદમાધુર્ય પેદા થઈ શકે. આ નાદતત્ત્વની શક્યતા તપાસવાના પ્રયત્નો પણ રાજેન્દ્રે મોટા પ્રમાણમાં કર્યા છે. 'આયુષ્યના અવશેષે'ની આરમ્ભની પઙ્ક્તિઓ આ દૃષ્ટિએ ઉલ્લેખનીય છે. આ પઙ્ક્તિઓમાં કવિ ડમણીમાં બેઠેલી વ્યક્તિને અનુરૂપ ડમણીનું વ્યક્તિત્વ ઉપસાવી શક્યા છે. હરિણી જેવા ચુસ્ત છન્દમાં કવિ જે સિદ્ધ કરી શક્યા છે તે શબ્દનાદનું વૈશિષ્ટ્ય પરમ્પરિત મનહર જેવા પ્રમાણમાં શિથિલ કહી શકાય તેવા છન્દમાં પણ સિદ્ધ કરી શક્યા છે. 'શાન્ત કોલાહલ'ની કવિતા 'દામ્પત્ય' તેનું ઉત્તમ નિદર્શન પૂરું પાડે છે.

નિરઞ્જનના કાવ્યસઙ્ગ્રહનું 'છન્દોલય' નામ તેમની કાવ્યવિભાવનાને સહેજે સૂચવી રહે છે. છન્દોલય'માં કવિની છન્દ, લય અને પ્રાસ વિશેની જે સૂઝ, સમજ અને ચોકસાઈ વ્યક્ત થઈ છે તે ગુજરાતી કાવ્યસાહિત્યમાં ઉલ્લેખનીય ઘટના કહી શકાય. નિરઞ્જને અક્ષરમેળ અને માત્રામેળ બન્ને પ્રકારના છન્દો કુશળતાથી પ્રયોજ્યા છે. બન્ને પ્રકારના છન્દોમાં તેમને નોંધપાત્ર સિદ્ધિ હાંસલ થઈ છે. સંસ્કૃત વૃત્તોમાં શિખરિણી, વસન્તતિલકા, મન્દાક્રાન્તા અને પૃથ્વી પ્રત્યે કવિનો પક્ષપાત જોઈ શકાય છે. 'અલ્પ-વિરામ'ના જાણીતા કાવ્ય 'શેષ સ્મરણો'માં કવિએ અભ્યસ્ત શિખરિણીનો પ્રયોગ ત્રણત્રણ પઙ્ક્તિના પાંચ લયઘટકો યોજી એવી કુશળતાથી કર્યો છે કે છન્દનો એક નવો લયબોધ ઊભો થાય છે. 'સ્વપ્ન' સૉનેટમાં વસન્તતિલકાના ભવ્યમધુર લયમાં કવિ યૌવનોર્મિને પ્રત્યક્ષ કરી આપે છે અને અન્તિમ પઙ્ક્તિમાં ત્રણ અક્ષરો ઉમેરી ચમત્કૃતિ સાધે છે. 'છન્દોલય'ના 'વિદાય' તથા 'પિતા'નો પૃથ્વી, 'અલ્પ-વિરામ'ના 'કરોળિયો', 'મોર' તથા બલ્લુકાકા વિષયક ત્રણ સૉનેટોમાં વળ ખાઈને મૃદુલ-કઠોરરૂપ સંસિદ્ધ કરે છે. નિરઞ્જનની આ સિદ્ધિ દુરારાધ્ય બળવન્તરાયને પણ પ્રસન્ન કરે તેવી છે. 'આધુનિક અરણ્ય'નો પૃથ્વી પરભાષી શબ્દોના વિપુલ ઉપયોગથી અદ્યતન ઇમારત સર્જી નૂતન ભાવ-અધ્યાસો પ્રગટાવી રહે છે.કોઈ છન્દ અનેક કાવ્યોમાં પ્રયોજી તેમાં સિદ્ધિ મેળવવી એક વાત છે અને એકાદ કાવ્યમાં પ્રયોજી અદ્‌ભુત સફળતા પ્રાપ્ત કરવી તદ્દન જુદી વાત છે. નિરઞ્જને 'ગાયત્રી'માં અનુષ્ટુપનો પ્રયોગ એવો સફળતાપૂર્વક કરી આશ્ચર્યકારક સિદ્ધિ હાંસલ કરી છે. ન્હાનાલાલના 'પિતૃતર્પણ' તથા સુન્દરમ્‌ના '૧૩-૭ની લોકલ' જેવો અનુષ્ટુપનો સર્જનાત્મક વિનિયોગ નિરઞ્જન 'ગાયત્રી'માં કરી શક્યા છે. ઉપજાતિનાં અનેક રૂપો કવિએ કણ્ડાર્યાં છે. 'મૃત્તિકા'માં કવિએ ઉપજાતિને અભ્યસ્ત કર્યો છે, પણ તે નિયમિત સ્વરૂપમાં છે. દરેક શ્લોકની માત્ર પહેલી અને પાંચમી પઙ્ક્તિ ખણ્ડિત છે, બાકીની પૂર્ણ. 'એકલો' કાવ્યનો અભ્યસ્ત ઉપજાતિ એક નૂતન લયરેખા સિદ્ધ કરે છે, જે ભાવરેખાને અજબ ઉઠાવ આપી રહે છે. ચતુરક્ષરી છન્દ-મનહર, વનવેલીનો પ્રયોગ નિરઞ્જને થોડા

પ્રમાણમાં, પણ સમર્થપણે કર્યો છે. ૧૯૪૮માં લખાયેલ કાવ્ય 'ઝરમર' વનવેલીમાં છે. રાજેન્દ્રની જેમ નિરઞ્જને પણ આ છન્દ ગીતમાં પ્રયોજ્યો છે. 'કિન્નરી'નું ગીત 'તને જોઈ વાર વાર' (પૃ. ૭૬) તેનું સુન્દર દૃષ્ટાન્ત છે. '૩૩ કાવ્યો'ના ગીત 'ટગર ટગર'માં પણ આ છન્દ કવિની આગવી મુદ્રાથી અઙ્કિત થઈ પ્રયોજાયો છે. આપણા મનહર-વનવેલી અને બઙ્ગાળી પયાર છંદ વચ્ચે ઠીક ઠીક સામ્ય છે. બઙ્ગાળીનો અભ્યાસ કરી રાજેન્દ્ર-નિરઞ્જને પયારના લય અને લાલિત્યને આપણી ભાષામાં ઉતારવા પ્રયત્ન કર્યો છે. નિરઞ્જનનું 'પારેવાં' કાવ્ય પયાર-કુળનું છે.

રાજેન્દ્રની જેમ નિરઞ્જનનું વલણ પણ ધીમે ધીમે સંસ્કૃત વૃત્તો તરફથી માત્રામેળ છન્દો તરફ ઢળતું જાય છે. માત્રિક છન્દોને પરમ્પરિત કરી કવિએ પ્રશસ્ય સિદ્ધિ પ્રાપ્ત કરી છે. કવિના ભાવની હ્રસ્વદીર્ઘગતિ સાથે પરમ્પરિતતા કેટલી નિકટતાથી તાલ મેળવી શકે છે એ જોવું હોય તો નિરઞ્જનનું કાવ્ય 'સુધામય વારુણી' જોવું જોઈએ. આ જ છન્દનો વિલમ્બિત લય 'ધ્રુવતારા'માં ઝિલાયો છે. બીજી બાજુ 'કણ્ટકોના પ્યારમાં' તથા 'તારલી' જેવાં કાવ્યોમાં હરિગીતનો દ્રુતવિલમ્બિત લય નીપજી આવ્યો છે. આ બધાં કાવ્યોનો તથા 'આશ્લેષ'માં મુક્તકનો પરમ્પરિત હરિગીત રોમૅન્ટિક આવરણમાં વીંટાયેલો છે. 'પાત્રો'માં આ છન્દ વાસ્તવની ધીંગી ધરતી પર આવી પોતાનું નવું સ્વરૂપ પ્રગટ કરે છે. અહીં કવિ નાટ્ય-પદ્યની નજીક પહોંચતી અભિવ્યક્તિ સાધી શક્યા છે. '૩૩ કાવ્યો'માં પણ નિરઞ્જનનો અભિગમ આ દિશામાં રહેલો જણાય છે. આ બધાં કાવ્યોમાં કવિએ બોલચાલની ભાષાથી શક્ય તેટલી નિકટની ભાષા સિદ્ધ કરવા મથામણ કરી છે. 'હાથ મેળવીએ', 'ઘર' વગેરે રચનાઓ નમૂના ખાતર જોઈ શકાય. નિરઞ્જન દ્વારા વિશેષ ખેડાયેલ બીજો માત્રિક છન્દ છે ગુલબક્ષ્ડી બળવન્તરાય, ઉમાશઙ્કર, સુન્દરમ્, શ્રીધરાણી વગેરેએ તેનો સફળતાપૂર્વક વિનિયોગ કરેલો છે, પરંતુ નિરઞ્જન જેટલી બહુતાયતથી આ છન્દ બહુ ઓછા કવિઓએ પ્રયોજ્યો હશે. ગુલબક્ષ્ડીમાં 'લગા'નાં આવર્તનો આવતાં હોવાથી માનવજીવનની એકવિધતાને પ્રગટ કરવામાં તે વિશેષ ઉપકારક નીવડે છે. 'એકસૂરીલું' કાવ્યમાં કવિએ તેનો એ હેતુ માટે સફળ પ્રયોગ કર્યો છે. બીજી બાજુ 'પ્રવાલદ્વીપ'નાં કાવ્યોમાં નગરજીવનની એકધારી યાન્ત્રિકતા આલેખવા, વ્યથા અને કરુણતા ઉપસાવવા, નાટ્યાત્મકતા સિદ્ધ કરવા કવિએ આ છન્દનો સાથ લીધો છે. 'ફાઉન્ટનના બસ સ્ટૉપ પર', 'ચર્ચગેટથી લોકલમાં', 'હૉર્ન્બી રોડ', 'સ્વતન્ત્ર છો' વગેરે કાવ્યોમાં ગુલબક્ષ્ડી નવીનવી ભાવભઙ્ગીઓ સાથે પ્રયોજાયો છે. ઝૂલણા છન્દનો સર્જનાત્મક વિનિયોગ 'સાગર અને શશી'માં કાન્તે તથા 'આજ'માં પ્રહ્‌લાદ પારેખે કર્યો છે. 'ગ્રીષ્મ મધ્યાહ્ન'માં કે 'સંસ્મૃતિ' જેવી દીર્ઘ કૃતિઓમાં અને 'મન' જેવી લઘુ કૃતિમાં પરમ્પરિત ઝૂલણાનો યાદગાર પ્રયોગ નિરઞ્જને કર્યો છે. 'અલ્પવિરામ'ની કૃતિ 'શ્વેતશ્વેત'માં કવિએ ઇન્દ્રવજ્રા, દ્રુતવિલમ્બિત અને વસન્તતિલકાનું એવું કુશળ સંયોજન કર્યું છે કે વાંચતાં આપણે જુદા જુદા છન્દની પઙ્ક્તિઓ વાંચીએ છીએ તેનો ખ્યાલ સુધ્ધાં આવતો નથી.

નિરઞ્જને કોઈ નવા છન્દો નિપજાવ્યા નથી, પરભાષાના છન્દો એકાદ અપવાદને બાદ કરતાં પ્રયોજ્યા નથી, છન્દોમિશ્રણના પ્રયોગો પણ જવલ્લે જ કર્યા છે, બહુ અપરિચિત કે અલ્પપરિચિત છન્દો પણ ખાસ ઉપયોગમાં લીધા નથી અને છતાં તેમની છન્દસિદ્ધિ ગુજરાતી કવિતાના છન્દવિકાસમાં એક

સીમાચિહ્ન બની ગઈ છે. આનું કારણ મને એ લાગે છે કે, તેમણે પરિચિત છન્દોનો આપણને અપરિચિત એવો એટલે કે વિશિષ્ટ પ્રકારે વિનિયોગ કર્યો છે. નલિન રાવળ સાચું કહે છે : 'જેમ બાલાશઙ્કર, કાન્ત, કલાપી, ન્હાનાલાલ, બળવન્તરોય, અને સુન્દરમ્-ઉમાશઙ્કરની રચનાઓ સાથે અર્વાચીન કાવ્યભાષાનું સ્વરૂપ ઘડાતું આવ્યું તેમ રાજેન્દ્ર-નિરઞ્જનની રચનાઓએ પણ સમગ્ર કાવ્યભાષાને અર્થ અને લયના નવા પરિમાણમાં મૂકી આપી.''

છન્દ અને લયનું સૌન્દર્ય જેમણે મોટા પ્રમાણમાં સિદ્ધ કર્યું છે એવાં ગુજરાતી કવિઓમાં કાન્ત અને નિરઞ્જન મુખ્ય છે. 'પૂર્વાલાપ' અને 'છન્દોલય'નો સ્વચ્છ મધુર પદવિન્યાસ મનમાં રમ્યા કરે છે. આ બન્ને કવિઓ પાસે લયનો એવો સમ્મોહક જાદુ છે કે તેની અસર નીચે આવનાર પ્રત્યેક ભાવક તે જાદુ તીવ્રતમ માત્રામાં અનુભવ્યા વિના રહી શકતો નથી. નિરઞ્જને તેમનાં કાવ્યોમાં અને ગીતોમાં જે લય નિષ્પન્ન કર્યો છે તે તેમની કવિતાનું આકર્ષક તત્ત્વ છે. કેટલાંક કાવ્યોની અપૂર્વ સફળતામાં લય ઉપરાંત કવિએ સર્જેલા વિરલ પ્રાસ પણ કારણભૂત બન્યા છે. 'પારેવાં' કાવ્ય એનું ઉત્તમ નિદર્શન છે. કાવ્યમાં કવિ ઝીંકાતી આષાઢ ધારાનો અખણ્ડિત લય નિર્મી શક્યા છે. આ લયમાં વચ્ચે ભળે છે નેહનો લય અને એમાં અન્તે ભળે છે પારેવાંની વેદનાનો લય. આ કાવ્યની જેમ 'કિન્નરી'ના એક ગીતના પ્રાસ-લયમાં પણ બહારના અને અન્દરના વિશ્વનો સમ્બન્ધ જોઈ શકાય છે :

રે આજ આષાઢ આયો,
મેં નેણના નીરમાં મનનો તે માઢ ગાયો !
(પૃ. ૧૨૨)

અહીં કવિ પ્રકૃતિના ઉલ્લાસ અને પ્રિયાવિરહથી જન્મેલ વિષાદનો સામસામો પ્રાસ રચીને વેદનાને તીવ્ર બનાવે છે. કેટલાંક કાવ્યોમાં લયમાં નાટ્યાત્મક આરોહઅવરોહ ઊભો કરી કાકુની સહાયથી કવિ ઇપ્સિત ભાવ તીવ્રતાથી વ્યક્ત કરે છે. 'રે પ્રીત', 'આધુનિક અરણ્ય'ની અન્તિમ બે પઙ્ક્તિઓ યથાયોગ્ય કાકુઓ સહિત ઉચ્ચારાય તો કવિની ઇપ્સિત અર્થચ્છાયાઓ પ્રગટી શકે. છન્દોબદ્ધ કાવ્યોની જેમ ગીતોમાં પણ કવિ ભાવાનુરૂપ ભિન્ન ભિન્ન લય કુશળતાપૂર્વક નિપજાવે છે. 'વસન્તરઙ્ગ', 'પથ્થર થર થર ધ્રૂજે', 'ફરવા આવ્યો છું' જેવાં ગીતોનો લય તપાસતાં એની પ્રતીતિ થશે.

પ્રિયકાન્તના શરૂઆતના ત્રણ સઙ્ગ્રહોમાં છન્દોબદ્ધ કૃતિઓનું પ્રમાણ વિશેષ છે. છેલ્લા બે સઙ્ગ્રહોમાં ઓછું. પ્રિયકાન્તે પણ રાજેન્દ્ર-નિરઞ્જનની જેમ રૂપમેળ તથા માત્રામેળ છન્દોને સરખા પ્રભુત્વથી પ્રયોજ્યા છે. અનુષ્ટુપ ('કઞ્ચુકી બન્ધ છૂટ્યાને' - 'પ્રતીક', 'ચાલતાં ચાલતાં' - 'અશબ્દ રાત્રિ'), પૃથ્વી ('કપિ' - 'પ્રતીક',) શિખરિણી (શયનગૃહમાં 'પ્રતીક' 'અગાસીમાં આંટા' - 'સ્પર્શ'), મન્દાક્રાન્તા ('અન્ધકાર' - 'પ્રતીક'), વસન્તતિલકા ('રજની અને મધ્યાહ્ન', 'પૃથ્વી' - 'પ્રતીક'), શાર્દૂલવિક્રીડિત ('નિદાઘ' - 'પ્રતીક') વગેરે પ્રસિદ્ધ છન્દો પ્રિયકાન્તે સફળરીતે ખપમાં લીધા છે. પ્રિયકાન્તે ઉપજાતિની અનેક રચનાઓ આપી છે, જેમાં 'પ્રતીક'ની 'કબૂતરો' ઉલ્લેખનીય છે. નિરઞ્જને 'પ્રવાલદ્વીપ'માં જે છન્દની અવનવી છટાઓ ઉપસાવી છે એ ગુલબક્ષીને પ્રિયકાન્તે સ્ત્રીપુરુષ સમ્ભોગની કવિતા 'યોગ' ('પ્રતીક')માં કુશળતાપૂર્વક વિનિયોજયો છે. 'પ્રતીક'ના જ એક કાવ્ય 'ચન્દ્ર-ફૂલ'માં કવિએ ગુલ-બક્ષીની ભિન્ન મુદ્રા પ્રગટ કરી છે.

'પ્રતીક' પરથી 'અશબ્દ રાત્રિ' પર આવતાં આખી કાવ્યસૃષ્ટિ જ બદલાઈ જાય છે. માત્ર વિષયો

જ નહીં, છંદ-લય, ભાષા બધું બદલાય છે. સઙ્ગ્રહની સોળ રચનાઓ પૈકી માત્ર પ્રથમ રચના જ અનુષ્ટુપમાં છે, બાકીની બધી પરમ્પરિત માત્રામેળ છન્દોમાં લખાઈ છે. હરિગીત, ઝૂલણા વગેરે માત્રામેળ છન્દોને ભાવાનુકૂળ પઙ્ક્તિખણ્ડોમાં ઢાળી કવિએ વિશેષ કાવ્યાકારો સર્જ્યા છે. આ આકારો કાવ્યભાવને પ્રત્યક્ષ કરાવવામાં ઉપકારક નીવડે છે. અભ્યસ્ત ઝૂલણાનાં બે ભિન્ન રૂપો 'વિભ્રમે' અને 'ખિસકોલીઓ' નામક કાવ્યોમાં જોવા મળે છે. 'વિભ્રમે'નો ઝૂલણા શાન્ત ગતિનો છે. તેની ગતિ આશ્ચર્ય પ્રતિ છે. 'ખિસકોલીઓ'નો નાટ્યાત્મક ઝૂલણા ખિસકોલીઓની રમતિયાળ ઊછળકૂદ અને એ ઊછળકૂદમાંથી આંખમાં ઝૂલતાં કૈં સામટાં વૃક્ષોને ચીતરી જતી આખી ક્રીડાને તાદૃશ વર્ણવી રહે છે. સઙ્ગ્રહની ધારદાર વ્યઙ્ગ કરતી બે કૃતિઓ - 'નક્કી અહીં આ હું રહું છું ?' તથા 'આપણે'માં પ્રવાહી પરમ્પરિત હરિગીતના બદ્ધ-અબદ્ધ લયઘટકો દ્વારા કવિએ કુશળતાપૂર્વક અવનવા કાકુઓ ઉપસાવ્યા છે. 'રાત્રિ' ('સ્પર્શ')ના અન્ધકારની સઘનતા કવિ ચોપાઈની લઘુ પઙ્ક્તિઓમાં પણ સફળતાથી અનુભવાવી શકે છે.

હસમુખના પ્રથમ સઙ્ગ્રહ 'નમેલી સાંજ'ની રચનાઓ છન્દપ્રયોગોની દૃષ્ટિએ ધ્યાનપાત્ર છે. આ સઙ્ગ્રહની કાવ્યભાષાને 'અશબ્દ રાત્રિ', '૩૩ કાવ્યો' તથા 'ઉદ્‌ગાર' ની કાવ્યભાષા સાથે સરખાવતાં એ સમયની કાવ્યભાષાની એક સળઙ્ગ તપસીલ ધ્યાનમાં આવે છે. હસમુખ પ્રિયકાન્ત, નિરઞ્જન તથા નલિન પાસે હરિગીતને કાવ્યગત વિચારવળાંકોને અનુરૂપ ખેલવવાની સારી એવી ફાવટ છે એ જણાઈ આવે છે. અર્થને ઉઠાવ આપવા વાસ્તે હસમુખ કાવ્યમાં ચમત્કૃતિયુક્ત આકાર કેવી રીતે સિદ્ધ કરે છે તે 'વૃદ્ધ' કાવ્ય તપાસતાં ધ્યાનમાં આવશે. 'સર્જન' કાવ્યમાં મુદ્રણની ખૂબી વિના પણ લયની વર્તુળાકાર છટા વરતી શકાય છે. 'નમેલી સાંજ'ની રચનાઓ પૈકી 'સૂર્યમુખી' ગુલબક્રી છન્દમાં રચાઈ છે ને 'શ્હેરની ઘડીઓ ગણતાં' વસન્તતિલકા છન્દમાં. દીર્ઘકૃતિ 'પશુલોક'માં પરમ્પરિત હરિગીતના અર્થાનુસારી પઙ્ક્તિખણ્ડો પાડી વિશિષ્ટ લયયોજના કરી છે. 'સાંજ' કાવ્યમાં એક જ સન્ધિનાં આવર્તનોની પરમ્પરા છે. અર્થાનુવર્તી હોવા છતાં લય સળઙ્ગ જળવાઈ રહે છે. પરમ્પરિત હરિગીતના પ્રયોગો પ્રિયકાન્ત, નલિન, નિરઞ્જન વગેરેએ કર્યા છે. પણ એ પ્રયોગોમાં સૌથી વધુ સિદ્ધિ કદાચ હસમુખને મળી છે. 'શિર નમ્યું' ખણ્ડની રચનાઓમાં કવિ તેમનું દ્વિજત્વ સિદ્ધ કરે છે. આ ખણ્ડની 'ગજેન્દ્રચિન્તન', 'અન્તઘડીએ અજામિલ', 'મા જ્યારે વૈકુણ્ઠ જશે' જેવી રચનાઓમાં કવિએ ભાષાલયની વિલક્ષણ રીતિ પ્રયોજી છે. આ રચનાઓમાં કવિ ધ્રુવપઙ્ક્તિની જેમ અમુક પદાવલિ પુનરાવર્તિત કરીને તેનાં લયાન્દોલનો દ્વારા વિશિષ્ટ ભાવોપકારક વાતાવરણ સર્જે છે. ગદ્યલયની અનેક શક્યતાઓનો નિર્દેશ આ રચનાઓમાંથી મળી રહે છે.

નલિનની કવિતા નિરઞ્જન, પ્રિયકાન્ત તથા હસમુખની પરમ્પરામાં હોવા છતાં પોતાનું આગવું વ્યક્તિત્વ ઊભું કરી શકી છે એમાં કવિના છન્દોલયનો ફાળો વિશેષ છે. નલિનનું વલણ હસમુખની જેમ પ્રયોગશીલ હોવાને લીધે અક્ષરમેળ છન્દો તેમણે ઓછા પ્રમાણમાં પ્રયોજ્યા છે. પરમ્પરાગત સાહિત્યસ્વરૂપ સૉનેટમાં તેમણે અનુષ્ટુપ ('સ્હવાર-૧' - 'ઉદ્‌ગાર', 'સરકસ'- 'અવકાશ') અને શિખરિણી ('દુઃસ્વપ્ન' - 'આકાશ')નો પ્રયોગ કર્યો છે. અન્યત્ર આ છન્દો જોવા મળતા નથી. માત્રામેળ છન્દો પૈકી શામળ-

દલપતે વિપુલ પ્રમાણમાં પ્રયોજેલ છન્દમાં કવિએ ઉત્તમ કવિતા સિદ્ધ કરી છે. 'ઉદ્‌ગાર'ની 'ઠામ' અને 'અવકાશ'ની 'વાતી લૂ'માં આ છન્દનાં બે જુદાં જુદાં રૂપ જોવા મળે છે. 'ઉદ્‌ગાર'નાં કાવ્યો 'સ્હવાર-૨' તથા 'મધ્યરાત્રિએ ભરૂચ' તેમજ 'અવકાશ'નાં કાવ્યો - 'વણટોળ', 'અવાજ', 'ઝૂમાં સુન્દરી', 'સ્હવાર', 'સૂર્યનું પ્રેત'-માં ગુલબક્રીની ભિન્ન ભિન્ન મુદ્રાઓ અંક્તિ થઈ છે.

નલિનની મોટા ભાગની રચનાઓ પરમ્પરિત છન્દોમાં થઈ છે. એમાં યે પરમ્પરિત હરિગીતની રચનાઓ સૌથી વધુ છે. પ્રિયકાન્ત, હસમુખની જેમ નલિનમાં પણ હરિગીતને કાવ્યગત વિચારવળાંકોને અનુરૂપ ખેલવવાની સારી ફાવટ છે. 'ઉદ્‌ગાર'ની 'આવું?', 'એક વૃદ્ધાની સાંજ', 'એક નામેરી વૃદ્ધને મળતાં', 'ઉદ્વેગ', 'કવિનું મૃત્યુ' તથા 'અવકાશ'ની 'કાવ્યપાઠ કરતા કવિ', 'છબિ', 'કવિ', 'એકાન્ત', 'સિંહ', 'વરસાદમાં' વગેરે અનેક કૃતિઓ નલિનની આ છન્દ ઉપરની પકડના નિદર્શક છે. પ્રિયકાન્તે વિશેપ પ્રયોજેલ પરમ્પરિત ઝૂલણાની એક સુન્દર રચના 'ઉદ્‌ગાર'માં મળે છે - 'મધ્યાહ્ન' એ જ રીતે પરમ્પરિત વસન્તતિલકા ('વાદળાં' - 'અવકાશ'), પરમ્પરિત મનહર ('ઉદ્‌ગાર'ની 'કાલ લગી અને આજ', 'ચોમાસામાં' તથા 'વારવાર' તેમજ 'અવકાશ'ની 'યયાતિ', 'અન્ધકાર', 'તાકી રહે વૃદ્ધ' વગેરે રચનાઓ)નો સફળ વિનિયોગ કવિએ કર્યો છે. પરમ્પરિત રચનાઓમાં કવિ જાણે કે લયની ઠેલણ-ગાડીએ આગળ વધતા હોય એમ લાગે છે. લય એમની કવિતાનું મહત્ત્વનું તત્ત્વ છે. 'ઉદ્‌ગાર' કરતાંયે 'અવકાશ'માં લયતત્ત્વનો પ્રભાવ વિશેપ વરતાય છે. નલિનની કવિતાનો લય સ્વચ્છસુઘડ હોવાની સાથે સાથે સૂક્ષ્મ અને સતર્ક પણ છે. તેઓ લયને તોડવા કરતાં એને વાળીને એની પાસેથી કવિતાનું કામ કઢાવી લેવાનું વધારે પસન્દ કરે છે એ એમની રચનાઓ તપાસતાં જણાય છે.

ગાંધીયુગની કવિતામાં સંસ્કૃત વૃત્તો માટેનો પક્ષપાત વિશેષ હતો. આ પક્ષપાત, આપણે જોયું તેમ રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં ઓછો થતો જાય છે. અને માત્રામેળ છન્દો પ્રત્યે વધતો જાય છે. રાજેન્દ્ર-નિરઞ્જન કરતાં પણ પ્રિયકાન્ત, હસમુખ અને નલિનમાં આ વલણ વિશેપ જોવા મળે છે. હસમુખના પ્રથમ કાવ્યસઙ્ગ્રહ 'નમેલી સાંજ'ની ૧૮ રચનાઓ પૈકી માત્ર એક જ સંસ્કૃત વૃત્ત (વસન્તતિલકા)માં છે, બાકીની બધી પરમ્પરિત માત્રામેળ છન્દોમાં છે. પ્રિયકાન્તના 'પ્રતીક' - 'અશબ્દરાત્રિ' અને નલિનના 'ઉદ્‌ગાર'માં પણ લગભગ આવી જ સ્થિતિ છે. આ હકીકત છન્દોની બાબતમાં દિશાન્તરસૂચક છે. એનાં કારણોમાં જતાં જણાશે કે ગાંધીયુગની કવિતાની ભાવધારાને સંસ્કૃતવૃત્તો અનુકૂળ હતા. પરન્તુ રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કરવટ બદલેલી કવિતા માટે માત્રિક છન્દો વધુ ઉપકારક સિદ્ધ થાય છે. માત્રિક છન્દોમાં ગુજરાતી ભાષાની બોલચાલની લઢણ વધુ સાહજિકતાથી આવી શકે છે. તેથી આ યુગમાં સંસ્કૃતવૃત્તોને સ્થાને માત્રિક છન્દો આવે છે. સાથે સાથે સ્વાભાવિક રીતે જ કવિતાની બાની, અલઙ્કારસૃષ્ટિ, પ્રતીક-કલ્પનો વગેરે પણ બદલાય છે.

## અલઙ્કાર

દલપત-નર્મદ યુગની કવિતામાં સંસ્કૃત અને ખાસ તો વ્રજભાષાની કવિતાની અસરને લીધે શબ્દાલઙ્કારો અને અર્થાલઙ્કારોનું પ્રાચુર્ય જોવા મળે છે. અને યુગના મોટા ભાગના કવિઓ (જેમાં દલપતરામનો પણ સમાવેશ થાય) અલઙ્કારસિદ્ધિમાં કવિતાની સિદ્ધિ જોતા હતા ત્યાર પછી અંગ્રેજી કવિતાના સંસ્કારને લીધે પણ્ડિતયુગની કવિતામાં

અલઙ્કારનો મોહ ઓછો થાય છે. કાન્ત, બળવન્તરાયમાં પ્રમાણમાં ઓછા અલઙ્કારો જોવા મળે છે જ્યારે ન્હાનાલાલમાં વધુ અલઙ્કારપ્રીતિ દૃષ્ટિગોચર થાય છે. ગાંધીયુગની કવિતામાં અલઙ્કાર પ્રત્યેનું સમ્યક્ વલણ વડાય છે. એ યુગના પ્રમુખ કવિઓ અલઙ્કારની બાબતમાં સારો વિવેક ને સૂઝ પ્રગટ કરે છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતામાં પણ અલઙ્કાર પ્રત્યેનું ઉચિત વલણ વ્યક્ત થાય છે. આ યુગના કવિઓ અઙ્કાર માટે ઘેલછા નથી તેમ તેની ઉપેક્ષા પણ નથી. ગાંધીયુગની કવિતામાં અને રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતામાં પ્રયોજાતા અલઙ્કારોમાં તફાવત શું એવો પ્રશ્ન થાય. ગાંધીયુગના કવિ કરતાં અનુગાંધીયુગનો કવિ વધુ કે ઓછા પ્રમાણમાં અલઙ્કારો પ્રયોજે છે એવું નથી. ગાંધીયુગ કરતાં જુદા જ અલઙ્કારો આ યુગમાં પ્રયોજાય છે એમ પણ નથી. જે તફાવત જોવા મળે છે તે અલઙ્કાર-સામગ્રીમાં, ઉપમાન-સૃષ્ટિમાં છે અને તે છે પણ મહત્ત્વનો.

ગાંધીયુગીન કવિતાધારા સુધી અલઙ્કારોમાં સામાન્યરીતે પ્રકૃતિનાં તત્ત્વોનાં તથા આસપાસની સૃષ્ટિનાં પરમ્પરાગત ઉપમાનોનો પરિચિત વિનિયોગ થતો હતો. રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતામાં આ પ્રકારનો વિનિયોગ થયો છે જ. રાજેન્દ્રના સઙ્ગ્રહ 'ધ્વનિ'ના પ્રથમ કાવ્ય 'નિરુદ્દેશે'માં પ્રાપ્ત થતો રૂપક - 'એક આનંદના સાગરને જલ જાય સરી મુજ બેડી' (પૃ. ૧) કે 'શ્રુતિ'ની રચના 'ચલો પ્રિય'ની ઉપમા-

ચલો પ્રિય ! પદે પદે પથ છે અનન્ત,
આ વિશ્વલીલાનો સહુવૈભવ આનન્દ
ઝાકળ વસન જેમ ધરી, નિરુદ્દેશે
સર્વકાળનાં આપણ, ચલો સર્વદિશે. (પૃ. ૯૧)

વગેરે તાજગીપ્રદ દૃષ્ટાન્તો છે.

પરંતુ છે તો કાવ્યસૃષ્ટિમાં પરિચિત કલ્પનસૃષ્ટિ પર આધારિત. નિરઞ્જન, પ્રિયકાન્ત વગેરેની કવિતામાં પણ આ પ્રકારના સઙ્ખ્યાબન્ધ અલઙ્કારો પ્રાપ્ત થાય છે.

રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતાની એક વિશિષ્ટધારા છે નગરવિષયક કવિતાની તથા આધુનિક સંવેદનાઓને પ્રગટ કરતી કવિતાની. આધુનિક ભાવબોધને પ્રગટ કરવા માટે સ્વાભાવિક રીતે જ આ કવિઓને તેને અનુરૂપ નવી ઉપમાન સૃષ્ટિનો સહારો લેવો પડ્યો છે. ક્યારેક કવિ એનાં એ જ ઉપમાનોને નવી રીતે પ્રયોજે છે. પવનનું ઉપમાન નવું નથી, પણ હસમુખ 'શ્હેરની ઘડીઓ ગણતાં'માં તેનો વિનિયોગ નવા ભાવસન્દર્ભમાં નવી રીતે કરે છે. એ જ રીતે 'કલાકોથી' નામક રચનામાં નિરઞ્જન વરસાદનો આધુનિક ભાવસન્દર્ભમા ઉપયોગ કરે છે. એ જ કાવ્યમાં લાંબા ભાષણનું નવું ઉપમાન પણ પ્રયોજાયું છે. પછીના કાવ્ય 'નિવેદન, ઑગસ્ટ ૧૯૫૬'માં નેતાનો અને તેના ભાષણનો ઉપયોગ કવિએ વ્યઙ્ગકટાક્ષપૂર્વક કર્યો છે. આ ઉપમાનો સ્વાભાવિક રીતે જ અગાઉની કવિતામાં ન હતાં. 'પ્રવાલદ્વીપ' ગુચ્છના એક કાવ્ય 'ચર્ચગેટથી લોકલમાં'ની એક વિલક્ષણ ઉત્પ્રેક્ષા આ સન્દર્ભમાં અપૂર્વ છે :

મુસાફરો, અસંખ્ય આ મુસાફરો
શું ટ્રેનને ચડ્યો ન હોય આફરો ! (પૃ. ૨૧૮)

મુંબઈની જિન્દગીને ઉપસાવવા કવિ યન્ત્રવૈજ્ઞાનિક યુગનાં આવાં ઉપમાનોનો ઉપયોગ કરે છે. પસાર થઈ જતી ટ્રામ કે બસને 'લાલ પેન્સિલની લીટી તાણીને ઉપસાવતી' (પૃ. ૨૩૪) કહીને કવિ જાણે કે આ નવી ઉપમાનરીતિ નીચે પાઠ ધ્યાનાકર્ષક લીટી દોરી રહ્યા છે !

આ યુગમાં અલઙ્કારોની દૃષ્ટિએ પ્રિયકાન્તની

કવિતા વિશેષ સત્ત્વવન્તી છે. તેમની ઉપમાનસૃષ્ટિ પણ સમૃદ્ધ છે. કવિ પાસે પોતાના પરિચયમાં આવેલ તમામ વસ્તુઓમાંથી કાવ્યાર્થને પોષક ભાવગર્ભ ઉપમાનો પ્રયોજવાની શક્તિ છે. 'પ્રતીક'નાં ઉપમાનો જોતાં લાગે છે કે કવિએ ફૂલ, કઙ્કુ, અક્ષત જેવા શુભ મઙ્ગલકારી પદાર્થોનો તથા અલકલટ, હૈયાનાં લોચનો જેવાં સ્ત્રીદેહનાં અઙ્ગ ઉપાઙ્ગોનો વિશેષ ઉપયોગ કર્યો છે. આ બાબત કવિના રઙ્ગદર્શી વલણની ઘોતક ગણી શકાય. 'અશબ્દ રાત્રિ' તથા 'સ્પર્શ'નાં ઉપમાનો તપાસતાં જણાય છે કે ત્યાં રઙ્ગદર્શી તત્ત્વ ઓછું થયું છે, કવિની ઉપમાન સૃષ્ટિ વાસ્તવજગતની વધુ નજીક આવી છે. 'પ્રબલગતિ'ની ઉપમાન સૃષ્ટિ તો બિલકુલ વાસ્તવિક છે. બનાવટી દાંત, વાળ પર પહેરેલી વિગ, મિલમાં વણાઈને વહેતું વસ્ત્ર, સાન્તા ક્લૉઝ, ન્યૂ યૉર્કથી ટોકિયોની ફ્લાઇટ વગેરે ઉપમાનો કવિના નવા અનુભવજગતને પ્રતિબિમ્બિત કરે છે. 'પ્રતીક' અને 'સ્પર્શ'માં સ્ત્રીપુરુષ દેહસમ્બન્ધની વાત ઘણે ઠેકાણે આવે છે. પણ ત્યાં ભારતીય પરિવેશ હોવાથી કવિ સંયમની પાળ ઓળઙ્ગતા નથી. 'પ્રબલગતિ'ના પાશ્ચાત્ય પરિવેશમાં કવિ આ પાળ ઓળઙ્ગી જાય છે. સઙ્ગ્રહનાં લૈઙ્ગિક ઉપમાનોમાંથી નિદર્શનો મળે છે. 'પ્રબલગતિ'ની નવી ઉપમાન-સૃષ્ટિમાંથી એકબે નમૂના જોઈએ. ઉપમા : 'સીન નદીનાં નીર અત્યારે કેટલાં sweet છે તે તો નથી ચાખ્યાં પરન્તુ હોવાં જોઈએ તો હમણાંના ચાખેલા હોઠ જેવાં હોવાં જોઈએ.' (પૃ. ૫)

રૂપક : 'હવાના દૂધળિયાળ સ્તનોની ડીંટડી પર ફરી વળે વ્હિલ્સ.' (પૃ. ૬)

હસમુખની ઉપમાનસૃષ્ટિ એક જુદું જ ભાવવિશ્વક ખડું કરે છે. તેમની કાવ્યભાષા તથા અભિગમની જેમ તેમનાં ઉપમાનો પણ યુગના અન્ય કવિઓથી જુદાં પડે તેવાં વિશિષ્ટ છે. બીજી બાજુ તેમની ઉપમાનસૃષ્ટિ અન્ય કવિઓ કરતાં ઘણી સીમિત છે. રાજેન્દ્ર, પ્રિયકાન્તમાં પ્રકૃતિનાં ઉપમાનો વિશેષ છે, હસમુખમાં નહિવત્. હસમુખ મુખ્યત્વે પૌરાણિક સાહિત્યમાંથી અને જીવાતા સામ્પ્રત માનવજીવનમાંથી ઉપમાનો શોધે છે. એ છે પણ ઉચિત, કારણ કે કવિ સામ્પ્રત માનવનાં સમ્વેદનાઓને વાચા આપવા મથે છે. તેમણે 'સાયુજય'ના 'કવિતા એટલે' નામક પ્રાસ્તાવિક લેખમાં કહ્યું પણ છે : 'આ પૃથ્વીના સમગ્ર મનુષ્ય તરીકેનું સતત ભાન જો કવિતામાં ન પ્રગટી શકે તો કદાચ એ વીસમી સદીની કવિતા ન લેખાય.' કવિનાં ઉપમાનો તેમના અભિગમનાં નિદર્શક છે. જેમાં પૌરાણિક સન્દર્ભો વેરાયેલા છે એવાં ઉત્પ્રેક્ષા અલઙ્કારનાં બે દૃષ્ટાન્તો જોઈએ : અશ્વત્થ (જાણે તેજહીણો દ્રોણસુત !) (પૃ. ૪), વૈશાખનો વણ્ટોળ ગાંડોતૂર (જેરુસલેમનાં ટોળાં તણો ધૂંધવાટ જાણે !) (પૃ. ૭) 'શ્હેરની ઘડીઓ ગણતાં'માં પરોઢ, બપોર અને સાંજ વિશેનાં લાક્ષણિક ઉપમાનો પણ ઉલ્લેખનીય છે. આ ઉપમાનો કવિને અભિપ્રેત અર્થનું વિશદ રીતે સહેલાઈથી અવગમન કરાવી આપે છે. હસમુખનાં મોટા ભાગનાં ઉપમાનો તાજગીસભર છે. ખૂબ પ્રચલિત ઉપમાનો તેઓ ભાગ્યે જ પ્રયોજે છે. તેઓ ગધેડાને મૂક માનવતા સાથે સરખાવે છે તો સફેદ અને લાલ ફૂલોને અનુક્રમે આઇન્સ્ટાઇનના ધોળા વાળ અને ગાંધીજીના લોહી સાથે સરખાવે છે. આ બધાં ઉપમાનોમાં માત્ર નવીનતા નથી, અર્થસભરતા-ભાવપ્રવણતા પણ છે. આ ઉપમાનો દ્વારા કવિ પોતાને અભીષ્ટ અર્થને સઘનતા જ નથી અર્પતા, એક નવું પરિમાણ પણ અર્પે છે. ઉપર જોઈ તે ઉત્પ્રેક્ષાઓ માત્ર સાધર્મ્ય નથી દર્શાવતી, ઐતિહાસિક, પૌરાણિક સન્દર્ભો ઊભા

કરી એક નવો પરિપ્રેક્ષ્ય પૂરો પાડે છે.

નલિનનાં ઉપમાનોમાં એમનું રોમૅન્ટિક વલણ છતું થાય છે. મૂર્ત કરતાં અમૂર્ત ઉપમાનોમાં કવિ વિશેષ રાચે છે. તેમની ઉપમાનસૃષ્ટિ પ્રમાણમાં વિસ્તૃત છે. જોકે એમાં પ્રકૃતિનાં તત્ત્વોનું પ્રાધાન્ય સહેજે વરતાઈ આવે છે. જાતીયતા સાથે સઙ્કળાયેલ ઉપમાનો પ્રયોજવાનું વલણ પણ ક્યાંક જોવા મળે છે. તેમની કવિતામાં અલઙ્કારોનું પ્રાચુર્ય હોવા છતાં એ ક્યાંય આગન્તુક લાગતા નથી. પ્રિયકાન્ત અને હસમુખની જેમ નલિનમાં ઉપમા અલઙ્કાર વિશેષ પ્રમાણમાં જોવા મળે છે. 'ઉદ્‌ગાર'ની બેત્રણ વિશિષ્ટ ઉપમાઓ જુઓ :

ધૃતરાષ્ટ્રની આંખો સમો અન્ધાર
આ અહીં ઠરડાયલી બેડોળ કાળી પૂતના જેવી
પડી નગરી. (પૃ. ૧૨)

કાલ લગી શ્હેરના સૌ લત્તા ચીનાઓની આંખ જેવા લાગતા'તા ઝીણા, આજ સમાચાર-પત્રોનાં હેડિંગ જેવા પ્હોળા. (પૃ. ૧૬)

'અવકાશ'ની એક ઉપમા : 'કાવ્યમાં ધડકતા લય સમા જેહનાં ધડકતાં ગગન સ્તન' (પૃ. ૬૭).

હવે 'ઉદ્‌ગાર'નું એક રૂપક :

ઊંઘના સડેલ ગૂણિયા પરે પડેલ (માર્ગ) (પૃ. ૩)

'અવકાશ' : ખીચોખીચ બન્ને કાંઠે વધતા
નગર-ઉકરડે ફેલાયું એ આભ. (પૃ. ૫૪)

રૂપકો જોતાં જણાય છે કે ઉપમામાં નલિનનું જે સૌન્દર્યાભિમુખ વલણ છે તે રૂપકમાં વાસ્તવાભિમુખ બને છે. 'ઊંઘનું સડેલ ગૂણિયું'. 'સ્હવાર - ઍમ્બુલન્સકાર' 'નગર-ઉકરડે', 'લોહપર્ણો' ('અવકાશ', પૃ. ૫૫) વગેરે રૂપકો કવિના આ વલણના નિદર્શક લેખી શકાય. નલિનના અલઙ્કારોમાં ખાસ ઉલ્લેખનીય છે તેમના સજીવારોપણ. આ યુગના કવિઓમાં આ અલઙ્કારનો સૌથી વિશેષ વિનિયોગ કરનાર કદાચ નલિન છે.

ઉપર્યુક્ત ઉદાહરણોને આધારે આપણે કહી શકીએ કે રાજેન્દ્ર-નિરઞ્જનયુગની કવિતા અલઙ્કારની બાબતમાં ગાંધીયુગની કવિતાથી થોડીક જુદી પડે છે. આ જુદાપણું મુખ્યત્વે ઉપમાનોની બાબતમાં છે. આ યુગનો કવિ પ્રચલિત, પરમ્પરાગત ઉપમાનોનો ઉપયોગ ઓછો કરી નવાંનવાં, આધુનિક ભાવબોધને ઉપસાવે તેવાં ઉપમાનો પ્રયોજવા તરફ અભિમુખ બન્યો છે. આ વલણ વિશેષ મુખર બની એની આત્યન્તિક સ્થિતિ લઈ અદ્યતન કવિતામાં ઉપસ્થિત થાય છે. ગુલામ મોહમ્મદ શેખ, સુરેશ જોષી, મનહર મોદી, લાભશઙ્કર જેવા અદ્યતન કવિઓ તદ્દન બીભત્સ, જુગુપ્સાજનક ઉપમાનો પ્રયોજવાનું વલણ ધરાવે છે. આ વલણનો પ્રારમ્ભ રાજેન્દ્રનિરઞ્જન યુગની કવિતામાં થયેલો જોઈ શકાય છે. આમ, અલઙ્કારોની બાબતમાં પણ આ યુગ ગાંધીયુગ અને અદ્યતન યુગ વચ્ચેની કડી પૂરી પાડે છે. (ક્રમશઃ)

# હોમરકૃત મહાકાવ્ય ઇલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૨. સેનાઓ સાબદી થઈ

બધા દેવો તો નિરાંતે પોઢી ગયા પણ દેવ ઝ્યૂસની આંખમાં ઊંઘ ન આવી. એકિલીઝનો પક્ષ લઈ બધા ગ્રીકોને સંહારલીલાનો સ્વાદ કેમ ચખાડવો એના વિચારે એ ચડ્યા હતા. ઍગામેમ્નૉનને એક ખોટું સ્વપ્ન મોકલવાનું એમણે નક્કી કર્યું. આવા એક સ્વપ્નને ઝ્યૂસે આજ્ઞા કરી : 'અકીઅન જહાજો પાસે ઍગામેમ્નૉન છે તેની પાસે જા. અને, એને કહે, 'અકીઅન દળોને સાબદાં કરો. ટ્રૉય જીતવાની ઘડી આવી પૂગી છે. દેવી હેરેની વાતે બધા દેવો તમને વિજય અપાવવા સમ્મત થયા છે. ટ્રોજનોનું આવી ખૂટ્યું છે.'

નેસ્ટરનું રૂપ લઈ સ્વપ્ન ઍગામેમ્નૉન પાસે આવ્યું રાજાની ઊંઘમાં પ્રવેશી એણે કહ્યું : 'રાજા ! સૂતા છો? માથા પર આટલી જવાબદારીવાળું માનવી નિરાંતે નિન્દર કરી શકે નહીં. મારું કહેવું સાંભળો. હું ઝ્યૂસદેવ પાસેથી આવું છું. તમારા સુકેશી અકીઅન વીરોને સાબદા કરો : કારણ. ટ્રૉય જીતવાનો મોકો આવ્યો છે. બધા ઑલિમ્પસ વાસીઓ હવે તમારે પલ્લે છે. હેરેની વાત સૌએ સ્વીકારી છે અને ટ્રૉયનું પતન નિર્માયું છે. જાગો ત્યારે આ ભૂલી ન જતા.'

મૂર્ખ રાજા છેતરાઈ ગયો. એને લાગ્યું કે, 'હું આજે જ ટ્રૉય જીતી લઈશ.' ઝ્યૂસની રમતનો અને, દિવસને અન્તે શું પરિણામ આવશે તેનો કંઈ ખયાલ તેને ન હતો. ઊંઘમાંથી જાગ્યો ત્યારે, સ્વપ્નમાં સાંભળેલા શબ્દો હજી એના કાનમાં ગુંજતા હતા. એણે સુંવાળું કેડિયું પહેર્યું અને તેની ઉપર ઉપવસ્ત્ર ચડાવ્યું. ખભે ચાંદીની મૂઠવાળું કૃપાણ લટકાવ્યું, પરાપૂર્વથી ચાલતો આવેલો રાજદણ્ડ હાથમાં લઈ, પોતાનાં સૈન્યો હતાં તે જહાજો તરફ એ ગયો.

અરુણોદય થતાં જ એણે ચોપદારોને આજ્ઞા કરી, 'બધાં અકીઅન દળોને હાજર થવા આજ્ઞા કરો.' રાજાજ્ઞા પોકારાતાં બધાં સૈન્યો હડુડુ કરતાં આવી પહોંચ્યાં પણ, નેસ્ટરના વહાણ પાસે ઍગામેમ્નૉને પ્રથમ અગ્રણીઓની સભા બોલાવી. પછી તેમને એણે પોતાના સ્વપ્નની વાત કરી. સ્વપ્નમાંના સૂચનને નેસ્ટરની ટેકા અનુસાર બધાં દળોને બોલાવ્યાની વાત કર્યા પછી ઍગામેમ્નૉને કહ્યું, 'પણ જંગે ચડતાં પહેલાં હું એમની કસોટી કરવા માગું છું. પ્રથમ જહાજભેગા થઈ હું એમને ઘેર પાછા વળવાનું કહીશ. પછી તમે સૌ તમારે સ્થાનેથી એમને રોકાવા ને યુદ્ધે ચડવા કહેજો.'

ઍગામેમ્નૉન બેઠા ભેગો વૃદ્ધ નેસ્ટર ઊભો થયો. રાજાની વાતને ટેકો આપતાં એ બોલ્યો : 'દોસ્તો, ગ્રીક સેનાપતિઓ અને સુજ્ઞ જનો, બીજા કોઈએ પોતાના આવા સ્વપ્નની વાત કરી હોત તો આપણે એને માનત નહીં, પણ આ તો આપણા સેનાધિપતિનું સ્વપ્ન છે, તો ચાલો, આપણે સૌ આપણાં સૈન્યોને સાબદાં કરીએ.' આટલું બોલીને ત્યાં ઊભા ન રહેતાં નેસ્ટર ચાલવા લાગ્યો અને એ સભા એમ પૂરી થયાનું એણે સૂચવ્યું. બીજા રાજાઓ પણ એને અનુસર્યા.

એ સૌ રાજવીઓને પોતાનાં લશ્કરોની બેરખો પછી બેરખો સામી મળી. બધાં જહાજો અને બધાં ઝૂંપડાંઓ ખાલી થઈ ગયાં હતાં અને સૌ સભાસ્થાન તરફ જતા હતા, વસંતમાં ખીલી નીકળેલાં પુષ્પો

ઉપર જાણે મધમાખોનાં ટોળાંઓ તૂટી પડતાં હતાં. એ સૌ બેઠા ત્યારે, એમની નીચેની ધરતી કણસવા લાગી. મહારાજા ઍગામેમ્નૉનના નવ ચોપદારો એમને શાન્ત રહેવાનું અને સાંભળવાનું કહેવા લાગ્યા. એ સૌ શાન્ત પડ્યા અને વ્યવસ્થિત ગોઠવાયા એટલે, હાથમાં રાજદણ્ડ ધારણ કરીને રાજા ઍગામેમ્નૉન ઊભા થયા અને અકીઅન સેનાઓને સમ્બોધી બોલ્યા :

'મારા બહાદુર મિત્રો અને અકીઅન રણબક્કાઓ, દેવાધિદેવ ઝ્યૂસે મને ભયંકર પછડાટ આપ્યાની વાત મારે તમને કહેવી જોઈએ. ટ્રૉયના મિનારાઓને ધ્વસ્ત કર્યા વિના મારે અહીંથી પાછા વળવાનું નથી એમ મને કહેનાર દેવ ઝ્યૂસે મને ક્રૂર ઘા માર્યો છે. એમનું મન ફરી ગયું છે અને નાલેશી સાથે મને ઘરભેગા થઈ જવાનું ફરમાવે છે. ટ્રોજનો તો નબળા છે, સઙ્ખ્યાબળે અને યુદ્ધબળે, ને તે છતાં, આપણે પીછેહઠ કરવી પડે છે તેની કેવી તે કરુણ કથા આપણી આવતી પેઢીઓ સાંભળશે ? નવનવ વરસ અહીં વીત્યાં. આપણાં વહાણોનાં સથા ને જડોયાં ને ખૂવાયે સડવા લાગ્યાં છે. આપણાં સ્રીબાળકો આપણી વાટ જોઈ જોઈ થાક્યાં છે, આપણે જે કાજ હાંસલ કરવા અહીં આવ્યા હતા તે તો સીધ્યું જ નથી. તો ચાલો સૌ થઈ જઈએ જહાજભેગા અને વતનની વાટ પકડીએ. ટ્રૉય અણનમ રહેવાનું છે.'

નેસ્ટર વગેરે અગ્રણીઓ સિવાય સૌ ગ્રીક સૈનિકોનાં હૃદયસોંસરા ઍગામેમ્નૉનના આ શબ્દો ઊતરી ગયા. સૂરીઓ વાવડો ઊપડે અને આઈકેરિયન દરિયાનાં પાણી ખળભળવા માંડે અને મોટો મોજો ઊભો થાય કે, તોફાની પછમનો વાયરો ઊપડે અને ખળાનાં ધાન ઊડવા લાગે એમ સમગ્ર ગ્રીક દળો ખળભળી ઊઠ્યાં. મોટી ગર્જના કરતાં એ પોતાનાં જહાજો ભણી ધ્રોડ્યાં. ધૂળની મોટી ડમરી ચડી. જલદી પોતપોતાને જહાજે ચડી જહાજોને તરતાં કરવા સૌ દેકારા કરવા મંડ્યા. કેટલાક તો વળી એ વહાણોને ટેકવવા રાખેલાં લાકડાં પણ કાઢવા લાગ્યા. એમની આ ધમાલનો શોર ઠેઠ સ્વર્ગે પહોંચે તેવો હતો.

અકીઅનોના ઘેર પાછા વળવાના આ ધસારાને દેવોની રાણી હેરેએ ખાળ્યો. એણે એથીનીને કહ્યું : 'ઝ્યૂસની સદા જાગ્રત પુત્રી, આ તો પીડા ઊભી થઈ. સુંદરી હેલેનને પાછી લીધા વિના જ શું આ લોકોને આપણે ઘર ભણી જવા દેવા છે ? જેને માટે આટલા ગ્રીક વીરો ટ્રૉયની ભૂમિમાં ખપ્યા છે તે હેલનને શું પ્રાયમના અને ટ્રોજનોના ઈનામ તરીકે જ મૂકી દેવી છે ? તું સાબદી થા; કાંસ્ય ઢાલધારી અકીઅન વીરો પાસે જા અને, એમને રોકવા માટે તારી બધી વાગ્યશક્તિ વાપર. એમનાં વહાણોનાં લઙ્ગર છૂટવાં જ ન જોઈએ.'

એથીનીને તો એટલું જ જોઈતું હતું. ઑલિમ્પિન પહાડ પરથી એ તરત ઊડી અને ઑડિસ્યૂસ પાસે આવી. દેવોની જેમ એ અડગ ઊભો હતો. પોતાના જહાજ પાસે એ તો ઢુક્યોય ન હતો; નિરાશાથી એની છાતી જ બેસી ગઈ હતી. એની પાસે જઈ એથીની બોલી. 'લેઅર્ટિસના કુંવર, ઑડિસ્યૂસ, હુડુડુ કરતા વહાણોમાં ચડી તમે બધા અકીઅનો આમ નાસી જવાના છો શું ? હેલનને માટે પ્રાયમને અને એની પ્રજાને છાતી ફુલાવતા છોડી જવાના ? તો શું પોતાના વતનથી દૂર આટલા બધા ગ્રીક વીરોએ પોતાના પ્રાણ આપ્યા ને વૃથા જવાનું ? આમ, અહીં આંટા નહીં માર. ચાલ મારી સાથે અને તારા સૈનિકોમાં ફરી તારી વક્તૃત્વ-શક્તિથી એમનામાં પ્રાણ પૂર. એમને જહાજો ભણી જતા અટકાવ.'

## રસાત્મકમ્

### એક વિના

રાજેન્દ્ર શાહ

હે પ્રિય,
એક વિના બધું ઊણું :
ભર્યા ભર્યા આ વિશ્વ મહીં પણ
લાગે સઘળું સૂનું.

અહીં કેટલો કોલાહલ ?
ગુન્ગુની નિકટ ને દૂર,
કાનાં રે સમ્બોધન કોને ?
કર્ણ રહે આતુર
અધર ઉપરનો મૃદુ સ્મિત ઝરતો
તવ રવ ક્યારે સુણું !

લોચન ઝંખે વદન અરુણું જોવા,
નિજને ત્હારાં નેત્ર-નૂરમાં પ્રોવા.

રઙ્ગરઙ્ગનો વિલાસ સન્તત
અહીં રહે વિસ્તરતો,
પર્ણ ઉપરનાં ઝાકળબિન્દુ સમાન
સ્પર્શ ન કરતો;
જે અનુરાગની આગ, વિના તે
હૈયું વલખે કૂણું.

### તેડું

હસમુખ પાઠક

મુરલીનો સ્વર મધુરો વાગે
ધ્રુજવ રોમે રોમ રે !
કમ્પન રોમે રોમ રે !
સાંભળ સહિયર, અનઙ્ગરાગે
બોલાવે ઘનશ્યામ રે !
તેડાવે ઘનશ્યામ રે !

મુરલી-સ્વર નિત દિન ને રજની
તાને મૂર્છના મીણ્ડ રે !
બાહ્યાભ્યન્તર ગુંજ રે !
દશ દિશ ફોરે સૌરભ વ્રજની
મઘમઘતું બ્રહ્માણ્ડ રે !
રસવન્તુ બ્રહ્માણ્ડ રે !

શરદ-પૂનમના ચાંદા જેવો
વેરે વિમલ પ્રકાશ રે !
ઝળહળ શ્વેત ઉજાસ રે !
ઉજ્જ્વળ અન્તર-આભે તેવો
કેવળ નીલ-વિલાસ રે !
નરદમ નીલ-વિલાસ રે !

# મારી દષ્ટિથી તારા ગીતને ઊંચકી રાખું છું !

યશવન્ત ત્રિવેદી

હું તારા ચહેરાને એટલે ધારીધારીને જોઉં છું, હે પ્રિય,
કે એમાં રચાતા અનિર્વચનીય વિશ્વને ક્ષણવાર પણ ખોઉં નહીં !
એટલે તો મારી દષ્ટિથી તારા ચહેરા પરના ગીતને ઊંચકી રાખું છું
કે ક્યારેક વિષાદના ભારથી એ દડી ન જાય આંસુની જેમ !

કેટલા બધા એપ્રિલના રસ્તાઓ !
કેટલી બધી ફૂલોથી મઘમઘી ઊઠતી કેડીઓ પ્રભાતની અને ધૂસર સાન્ધ્યવેળાની !
કેટલા બધા સ્વર્ગંગાના રજતમાર્ગો દોડતા જાય છે આકાશ ભણી...
કેટલા બધા સમયના પુષ્પ-આસવને પીઉં છું તારા ઓષ્ઠ પરથી !
કેટલી વિહ્વળતાથી સ્પર્શું છું પુષ્પ જેમ ફૂટતા અનાગતને તારાં નેત્રોમાં !
જાણે હું દર્પણથી દર્પણને વિસ્મયમાં જોઈ રહ્યો છું !

રાત્રિની મધુર છાયામાં સૂતેલી અપ્સરાઓ -
જાણે રજનીગન્ધાને આંગળીઓ અડી જાય છે વિશ્રમ્ભકથાઓ સમી -
અહીં, તહીં, સર્વત્ર સ્પર્શ્યા કરું છું તારા લૅન્ડસ્કેપમાં સ્વપ્નની નિર્દોષતા જેમ !

તું અને પૃથ્વી મારી સાવ નિકટ આવતાં જાઓ છો
તેમતેમ હું જોતો જાઉં છું કે તારા ચહેરા પર
હવે ધીરેધીરે સ્વર્ગ રચાતું જાય છે....!

દેવદૂતો કંઈ અમસ્તા ફૂલની નિશાની થોડી કરે તારા બારણા ઉપર ?

## રણ પછીનું થોભવું

નલિન પણ્ડ્યા

હું ક્યાં ઊભો છું ?
એની જ ખબર નથી.
ક્યાં દોડી જવું
એની પણ ખબર નથી.
રેતીના રોટલા કરું છું
ને કાળના પોટલા બાંધું છું.
આગળ ભીંતો પાછળ ભીંતો,
પહાડ સમી પડતર છે ભીંતો.
ઊંટના હિલોળા ખાઈ ખાઈને
પણ આગળ વધી શકાયું નથી
પગ પછાડવા છતાં
ખાડો ખોદાયો નથી
માથું પછાડવા છતાં
આકાશને પામી શકાયું નથી.
વરસ, તું વરસ;
તરવાનો તો ક્યાં પ્રશ્ન છે ?
ગમે તે થાય
ભીંતની રેત થઈ ખરવા કરતાં
કોઈ ગઢના કાંગરા થઈને ખરવું છે.
ભલે અહીં અણનમ ભાન વિના
ઊભા રહેવાયું હોય.
ભલે દૂરનો સૂરજ
પાછળ મારાં પગલાંની લિપિ ઉકેલ્યા કરે.
આંસુઓની કાજળકોટડી તૂટી ગઈ
માટે જ આકાશ તરફ
મીટ માંડી ઊભો છું
ખબર નથી ક્યાં ઊભો છું !

## ઉંદરચતુષ્ક

હર્ષદેવ માધવ

(૧)

દરમાં દર,
એમાં ઉંદર
વધે વૃદ્ધિદર
નાચે નટવર,
બોલે હર હર,
જણ ગણ, જણ જણ, મર મર.

(૨)

હે ઈ.પી.કો.ના રક્ષકો !
ઉંદરને દરની બહાર કાઢો
તો જ
એને અહેસાસ થશે ઉંદર હોવાનો
ચૂં કે ચાં ન કરી શકતા ઉંદરોને
અમે શાણા નાગરિકો કહીએ છીએ.

(૩)

ઉંદરડાઓ દેશના નકશાને
કોરી કોરીને ખાય છે,
ને જુઓ -
એ લોકો હવે તો રાષ્ટ્રધ્વજને પણ...
(શું થાય ?
અમે પઞ્ચશીલના સિદ્ધાન્તોમાં
માનીએ છીએ એટલે...)

(૪)

હે અર્જુન !
પોતાને ઉંદર માનતા સિંહને તો આત્મજ્ઞાન
કરાવી શકાય,
પણ
પોતાને સિંહ માનતા ઉંદરને માટે
કોઈ ઉપાય નથી.
તું અક્ષૌહિણીઓ ન ગણ,
ઉંદરો ગણ.

## બે ગઝલ

### દિનેશ ડોંગરે 'નાદાન'

૧

ક્યાં હતા એના સગડ જોઈ લીધું,
છેક કૂંપળથી તે થડ જોઈ લીધું.

સાંભળ્યું'તું આંજલગ જેના વિશે,
રૂપ ચેતનનું એ જડ જોઈ લીધું.

શીશ કાપ્યા બાદ પણ લડતું હતું,
મેં સગી આંખે એ ધડ જોઈ લીધું.

છાશવારે જેની ચર્ચા થાય તે -
કાળનું એકેક પડ જોઈ લીધું.

ફૂલના પર્યાય સમ સમ્બન્ધ પણ
હોય છે કેવા બરડ જોઈ લીધું.

હાડચામનો પૂતળો 'નાદાન' પણ
હોય છે કેવો અકડ જોઈ લીધું.

૨

થઈ ગયો તું આટલો નિષ્ઠુર શાને ?
તારું હોવું આ હદે છે ક્રૂર શાને ?

તારા સર્જન પર તને શ્રદ્ધા નથી તો -
તે કર્યું'તું આ બધું મઞ્જૂર શાને !

તું પરમ જ્ઞાની કરુણામય છતાં પણ
આમ વર્તે થઈને ગાંડોતૂર શાને ?

મ્હેલ શમણાંના રચાવી આંખ સામે,
છીનવ્યું છે આંખનું તે નૂર શાને !

તારો નિર્ણય સોળ આની સત્ય છે તો,
તારી આંખોમાં છે ઘોડાપૂર શાને ?

## બે ગઝલો

### શ્યામ ઠાકોર

૧

કાગળો પર ચીતરું વરસાદને,
પથ્થરો પર કોતરું વરસાદને.

હોય તું ને સાંજ વેળા હોય તો;
એ ક્ષણે હું નોતરું વરસાદને.

વિશ્વ આખું આ ભલે ડૂબી જતું;
હું કદી ના કરગરું વરસાદને.

આંગણે તારે કદી આવી ચડે,
વાત તારી પણ કરું વરસાદને.

આપવા ભીનાશ દુનિયાને સતત;
શ્વાસમાં હું સંઘરું વરસાદને.

૨

ઈશ્વર જેવો ઈશ્વર છે તું.
કોણે કીધું પથ્થર છે તું ?

પૂછી જો આ દર્પણને પણ;
હરદમ હરક્ષણ નવતર છે તું.

આવ્યો એવો ચાલ્યો ક્યાં તું ?
મારે આંગણ અવસર છે તું.

વાવ્યું તેવું ઊગ્યું પણ છે.
મારું લીલું ખેતર છે તું.

પદ પરભાતે ગાયાં છે તેં,
જૂનાગઢનો નાગર છે તું.

## હાથનાં કર્યાં

સૉલિડ મહેતા

હાથનાં કર્યાં હૈયે વાગ્યાં....
નીંદ ન આવી નાવ્યાં શમણાં
રાત સમૂળી જાગ્યા....

બડભાગી આ જીવ અમારો
સઙ્કોરાતો જાય
દૂર દૂરથી દૂર દૂર લગ
ક્યાંય પવન ના વાય

ઈશ્વર પાસે જઈને કોણે
આવાં અઞ્જળ માગ્યાં....

થાય ગામમાં ગોકીરો ને
પડે ભયાનક બૂમ
આખ્ખે આખ્ખા માણસ થાતા
રસ્તા વચ્ચે ગુમ

બની ગયેલા ઘરના માલિક
ઘર છોડીને ભાગ્યા....

## વૈરાગી વૈરાગી

દાન વાઘેલા

જ્યારે એવી લગની લાગી...
બસ, વૈરાગી વૈરાગી !

તન મક્કમ ને મન તોખારી જોબન જેનાં હોય હઠીલાં,
ધ્યેય સમાધિ ધરે ચલે તો ચીતરે નવા જ ચીલા.

પગમાં પાંખો હોય ને આંખો સૂર્યતેજ લે તાગી...
બસ, વૈરાગી વૈરાગી !
ચાર દિશાને બથમાં દાબી સાત સમન્દર બાંધે,
મેરુ માથે મ્હેલ ચણાવે, પળપળ યુગની સાંધે
ગુરુ-જ્ઞાનનાં દાન મળ્યાં જ્યાં સ્વપ્નસિદ્ધિઓ જાગી...
બસ, વૈરાગી વૈરાગી !

## ડુઙ્ગરા દૂરથી

સૉલિડ મહેતા

ડુઙ્ગરા દૂરથી રળિયામણા...
જોશીએ ભાખેલી છાપામાં છાપેલી
જૂઠી પડે છે બધી ધારણા....

આગન્તુક ઈચ્છાઓ પરચૂરણ પીંછાઓ
ઓળઘોળ અઙ્કાશે ઊડે
સરનામું પૂછીને આવેલી સાંજ એક
ઝાકળના દરિયામાં બૂડે

ફળિયાની ધૂળ મહીં ફાગણનાં ફૂલ જેમ
કોળે છે સમ્બન્ધો આપણા...

આણી પા ઓલી પા ઊભેલા પડછાયા
ઑગળતા કોના તે વાંકે
નીચી તે નજરુંથી અટકળતા પાલવમાં
ફ઼ોણ હજી મોતીડાં ટાંકે

માણસ તો ઠીક હવે શઙ્કાથી જુએ છે
ઘરનાં આ બારી ને બારણાં....

## વાતમાંથી વાત

દાન વાઘેલા

આ હૃદયને જ્યાં તપાવ્યું'તું સખત;
ધૂપ-શી ઊઠી ભભક તરતોતરત!
એમ ભૂલી જાવ એવું ક્યાં હતું ?
બસ, પરમ ઈશ્વર સમી રાખી મમત.
વાતમાંથી વાત મળતી ગઈ હતી;
પણ ગઝલમાં ઘૂંટવાની થઈ શરત !
ચાંદ-સૂરજ જેમ આકાશે રહો,
ત્યાં શિખર ને અહીં તળેટી છે ફકત.
જિન્દગી છે સ્વપ્ન જેવી ચીજ પણ -
ભૂલશે ના દાનને હરપળ જગત !

## મૂળસોતો

હરદ્વાર ગોસ્વામી

મૂળસોતો મને ઉખાડ્યો છે
ને પછી આભમાં ઊડાડ્યો છે.

શ્વાસ ફાગણ બની મહેકાતો
રંગ કેવો તમે લગાડ્યો છે !

તે પછી ઊંઘ ના કદી આવી,
સ્વપ્નમાં જ્યારથી જગાડ્યો છે !

આવી ઊંચાઈ ના કદી આવે,
પ્રેમમાં કોઈએ પછાડ્યો છે.

કૃષ્ણ ભૂલી ગયા વિદુરભાજી,
કાવ્યનો શબ્દ જ્યાં ચખાડ્યો છે.

પૂજશે સૌ ચરણકમળ, એથી
પઙ્ગુને પર્વતે પુગાડ્યો છે.

સાત સમદર તરી ગયા પળમાં,
જાતમાં મેં મને ડુબાડ્યો છે.

## ગળચટો ડૂમો...

હરદ્વાર ગોસ્વામી

મૌનના કણ્ઠમાં તેર મણનો ડૂમો,
શબ્દશ્રી એ ક્ષણોનો કરો તરજુમો.

શ્હેરનું માથું ફોડી શકે એકદા
રોજ પથ્થર થવા મ્હેક પાડે બૂમો !

તે ક્ષણ વૃક્ષમાં મા ઊગી નીકળે,
ફેંકું પથ્થર છતાં આપતી ફળ લૂમો !

હોય 'હરદ્વાર' એથી વધુ શું ખુશી !
થબથબાવી પીઠે વેદના ક્હે, 'ઝૂમો.'

નાભિથી નભ સુધી પ્રેમનાં ગીત ગા,
કણ્ઠ ખૂલી જશે, ગળચટો પણ ડૂમો.



## પાણીનું રણ હો !

ભરત પટેલ

કૈંક ના સમજાય એવું આવરણ હો,
રેતનો દરિયો અને પાણીનું રણ હો !

હું સતત ચાલું અને રસ્તો ન ખૂટે
વિશ્વમાં સૌથી અલગ મારું ભ્રમણ હો !

તો જ એમાં બિમ્બ મારું સમ્ભવિત છે,
આયના પાછળ તમારી આંખ પણ હો !

કાંઈ પણ બોલ્યા વગર થઈ જાય નિર્ણય,
મૌનની ભાષા, નજરનું વ્યાકરણ હો !

એમ એ મુજથી થતી ગઈ દૂર જાણે.
જિન્દગીની સાવ બાજુમાં મરણ હો !

નાવ મારી ખુદ ડુબાવી દઉં પરન્તુ,
હાથમાં એકાદ તો સૂકું તરણ હો !

## ઘર નથી

રિષભ મેહતા

છે ઘણાં ઠેકાણાં મારાં, ઘર નથી;
દ્વાર ના ખખડાવ, હું અન્દર નથી.

એક દુર્ઘટના છું ભૂલી જા મને
યાદ કરવાપાત્ર હું અવસર નથી.

હું ક્ષમાનો ગુણ ક્યાંથી કેળવું ?
દોસ્ત ! હું માણસ છું, પયગમ્બર નથી.

દોષ કોનો કાઢશે દર્પણ હવે ?
કોઈના પણ હાથમાં પથ્થર નથી.

મૌન તારું સાંભળું તો છું છતાં,
એ જ મારા પ્રશ્નનો ઉત્તર નથી.

## ત્રણ ગઝલ

### અશોકપુરી ગોસ્વામી

૧

તને એ ફૂલ મારે, તોય મારે છે રહેમરાહે,
પ્રહર આઠેય એ તારી વહારે છે રહેમરાહે.

ન તાલેવન્ત ને, તોયે ખરીદાવે ઘણી સમ્પત,
બધી એ શાહુકારી આ બજારે છે રહેમરાહે.

કરી દઈ સાવ અન્ધારું પછી ચકમક ઝગાવે છે,
વળી હળવે રહીને રાગ વધારે છે રહેમરાહે.

ભર્યાં ઘરમાં જ જન્મ્યો ને, ભરી ભીડમાં જ જીવ્યો જે,
સ્વજન એકાદ ક્યાં એની મજારે છે રહેમરાહે ?

અરે શઙ્કા કરી એની ઉપર એવું વિચારી તેં ?
હજી પણ એય એનું એ જ ધારે છે રહેમરાહે.

સજા કરવા મળેલાઓય સમ્મત થઈ નથી શકતા,
સહુ કાજી થનારાઓ વિચારે છે રહેમરાહે.

ફકત પાંખો મળ્યેથી ઊડવાનો અર્થ ના સરતો,
દિશાને ચીંધવાને 'એ' મિનારે છે રહેમરાહે.

૨

શીદને સામી ઢાલ કરે છે,
તીર મારીને ન્યાલ કરે છે !

ચેલા, ચીંથરેહાલ થઈ જા,
જો ને; માલામાલ કરે છે.

કોક દિવસની વાત જ ન્હૈં અહીં
કરવાનું તત્કાલ કરે છે.

ફૂલ જેવો થઈ જાયને પ્યારે,
ઝાકળ જેવું વ્હાલ કરે છે.

વણ દીવે અજવાળું દેખો,
જબરી એય કમાલ કરે છે !

૩

માછલી થઈને કહે છે હઠ ન છોડું,
નિર્જળાં થાતી નદીનો પટ ન છોડું.

સાવ નાની વાતની આ વારતા છે,
ભાંગી ભુક્કો થાઉં તો પણ ગઢ ન છોડું.

પર્ણ ખરતાં, મૂળ મરતાં, તે છતાં પણ;
વૃક્ષની છું છાલ મારું થડ ન છોડું.

એક તારા નામ પર સઘળું ત્યજી દઉં,
માત્ર તારા નામ કેરી રઢ ન છોડું.

એ વહીને, હા, અહીં આવી શકે છે;
રણ ભલે હું હોઉં મારો વટ ન છોડું.

આવ કે બોલાવ-ના, બીજું કશું ન્હૈં,
એટલી રકઝક - ને, આ રકઝક ન છોડું.

હે ગઝલ, જો ભગવું અજવાળું થયું,
હાથ કે કૈં પણ બળે પણ શગ ન છોડું.

## હવે ક્યાંથી મળે ?

### વિષ્ણુ પટેલ

થૂઈ-થપ્પા-થડ હવે ક્યાંથી મળે ?
ખૂંદવાં એ ખડ હવે ક્યાંથી મળે ?

'છત્રછાયા' શબ્દ અહીં છે લાપતા;
એ વતનના વડ હવે ક્યાંથી મળે ?

અહીં બધું ચિક્કાર ચાલે યન્ત્રવત્;
ટ્હેલવું અલ્લડ હવે ક્યાંથી મળે !

ઢાળિયામાં વહી ગયું ક્યાં બાળપણ ?
દોહ્યલા વાવડ હવે ક્યાંથી મળે !

આ નગરને આભડી ગયો ખાલીપો;
એ જૂનાં ઓસડ હવે ક્યાંથી મળે ?

## મન

કિરીટ ગોસ્વામી

અડખે-પડખે ઈચ્છાઓ
ને વચમાં મનનું થાણું રે,
બાકી સઘળું મન જાણે
ના હું બીજું કૈં જાણું રે !

મનને રાજી કરવા હું તો દોડું, હાંફું, થાકું રે
તોયે મનને પડતું મુજથી રોજે-રોજે વાંકું રે
મન ના આવે હાથ કદી
તો એને હું ક્યમ નાણું રે ?
બાકી સઘળું મન જાણે
ના હું બીજું કૈં જાણું રે...

જો હું ફૂલો તોડું તો મન કાંટો થઈને વાગે રે
હું દઉં તે ના ગમતું એને, એથી ઊલટું માગે રે
મન છે કે આ તે છે, યારો,
અઘરું કોઈ ઉખાણું રે ?

બાકી સઘળું મન જાણે
ના હું બીજું કૈં જાણું રે....!

## કોઈ મન્તર બતાવો

અશરફ ડબાવાલા

કોઈ મન્તર બતાવો મહારાજ ! કે મનથી કેડો છૂટે
એવા અન્દર મેં વીરડા ગાળ્યા કે માંહ્યલો બુરાતો જાય,
કેમ માયાની નીરથી છૂટું ? આ જીવ પણ ભીંજાતો જાય,
ખોબે ખોબે ઉલેચું છું નીરલ ને રોજ સરવાણી ફૂટે.

કદી તરણું ના તર્યાનું દુઃખ તો કો'ક દી વ્હાણો ડૂબ્યાં,
કદી ઓછાં પડ્યાં એનાં હેત ને કો'ક દી અંજળ ખૂટ્યાં,
મને માદળિયું બાંધો મહારાજ ! કે પીડનું વળગણ તૂટે.

## બોલાવે

હસમુખ પાઠક

બોલાવે પ્રિય વૃન્દાવનમાં
કુઞ્જ-નિકુઞ્જની છાંય રે !
નિર્મલ નિભૃત છાંય રે !
લાજ-શરમ-ભય-વસ્ત્ર નકામાં
હૃદયે વીંટે બાંય રે !
વહાલે વીંટે બાંય રે !

તેડાવે પિયુ રાસે રમવા
યમુનાજીને તીર રે !
કાલિન્દીનાં નીર રે !
પળ પળ વહેતા કાળને ખમવા
આરે ઊભો વીર રે !
તારે જીવણ ધીર રે !

જાઉં નહીં તો શું કરું સહિયર
જઈ ભેટું તત્કાલ રે !
વ્રજનન્દન નન્દલાલ રે !
કિઙ્કર હસમુખ છોડને મહિ.યર
ગોપી સજે ચાલ રે !
રાધા સજે ચાલ રે !

## આ નેહમાં

મનસુખવન ગોસ્વામી

બોલવાના છે નકર બોલ બહુ ઓછા સખી
જીભના કેવા વળે તો'ય તે લોચા સખી !

છે કશું અદ્‌ભુત રસાયણ નક્કી રે આ નેહમાં
થાય પલભરમાં કઠણ કાળજાં પોચાં સખી.

પતંગિયા જેવું બની જાય ફોરું પણ્ડ પણ
તો ટકે ક્યાંથી પછી બ્હારના બોજા સખી ?

પ્રિય નામે થાય તબદીલ કાને પ્હોંચતાં
છોને તમરા બોલતા હોય કે તોતા સખી.

નેહમાં જોતા ફકત એ નિરાળી લાગતી
વાટ બીજી પણ નહીંતર ઘણી જોતાં સખી.

જ્યાં પ્રકટતા હોય ઝાકળના દીવા જીવમાં
ગનાન સઘળું ત્યાં કને મારતું ગોથાં સખી.

એ ક્ષણો સામાન્ય લેખાય ના કે જે ક્ષણે
ચાંદલો ભાલે કરે કક્કુ ને ચોખા સખી.

## માહેર છું

જગદીશ ધનેશ્વર ભટ્ટ

હું જ મારી જાતથી જાહેર છું
છાવરેલી વાતથી માહેર છું.
આયનાથી આ જગત અભરે ભર્યું,
ભાસ ને આભાસથી માહેર છું.
શૂનને સાકાર કરતાં આવડ્યું,
માંયલાની વાતથી માહેર છું.
હાથને લાંબો કર્યો ને ના ગમ્યું.
દીનતાના શ્રાપથી માહેર છું.
કોક પદરવ આંગણામાં સાંભળું,
એ જ છે ને એ નથી, માહેર છું.
મૌન ઘેરું આંખમાં છલકી ગયું.
વેદનાના ઘાવથી માહેર છું.

## મથામણમાં

સતીન દેસાઈ 'પરવેઝ'

નીપજતું ક્યાં કશું આકારની મથામણમાં
કે એ જ શૂન્ય છે ઘડનારની મથામણમાં.

સીમિત થૈ ગયું છે શ્વાસનું પ્રગટ હોવું.
હદો રચાઈ ગઈ પારની મથામણમાં.

ટૂંકાવી જોઉં સમજ હું અન્તતાની પણ,
ન વ્યર્થ તાગું નિરાકારની મથામણમાં.

ચરણ ને શ્વાસ વિના જાતરા તપોવનની,
કે તપ સ્વયં ગળે ઉદ્ધારની મથામણમાં

બિડાવાપાત્ર જ અન્તે ઊઘડવાપાત્ર બને
બીડું છું આંખ હું દીદારની મથામણમાં.

ફૂટું છું ક્યારે કે પશ્ચાત હોય ખીલવાની
હું ક્યારે હોઉં છું આધારની મથામણમાં !

અજમ્પ એ જ છે આજે ય સૌ કિનારાને
ન કોઈ મોજ છે તરનારની મથામણમાં.

નીપજ સહજ છે મથામણની ક્યાં રિવાયત છે
ગઝલ છતાંય છે સચ્ચારની મથામણમાં.

પ્રતિજ્ઞાબદ્ધ પળો છેક લગ મથ્યા કરશે
બધુંયે ખોઈને પળવારની મથામણમાં.

તમે જ એને કદી નાથવા તિલક કીધાં,
શબદ હતો જ ક્યાં પડકારની મથામણમાં !

તું એક જન્મની નિસ્બતનો ખેલ ખેલે પણ
યુગો જ વીતશે ધબકારની મથામણમાં !

# બે ગીત

## ભગીરથ બ્રહ્મભટ્ટ

૧

મને માણસ કહો કે કહો ઝાડ
છલકાતી વસન્તે છલોછલ્લ જીવું ને પાનખરે પ્હેરું તિરાડ !
સમરણની છાયામાં કલરવતી ડાળખીનો
લાગણિયું પ્હેરે છે વેશ
પક્ષીની ફરફરતી પાંખોનાં પૂર
મુને લૈ જાતાં આથમણે દેશ !
ફૂલોની વાણીમાં આવકાર દેવાના અવસરનું નામ છે ઉઘાડ !
પ્હેલા અષાઢના લોચનથી ખરખરતા
ટહુકાઓ કલબલશે આંગણે
નદિયુંનાં નિર ભેળાં વહી જાશે આયખાં
પાનખરે પીધેલી પાંપણે
માટીમાં ધરબેલાં મૂળિયાંના મલકાટે ખોલબન્ધ કરતાં કમાડ !

૨

ખિલ્યા પ્હેલાં ખર્યા

આમ જુઓ તો અધવચ્ચેથી, ટપ દૈ પાછા વળ્યા
તમે અમસ્થા અમથા લાલ, ખિલ્યા પ્હેલાં ખર્યા ?
કાંટા વાગ્યા, વાગ્યા કક્કર ન્હોતો રસ્તો સીધો ?
શા કારણિયે તમે ફણટાયા વાંકો મારગ લીધો ?
અટક્યા નહિ ને શા સારું ભૈ ઢાળ જોઈને ઢળ્યા ?
મારગ બીજો દરિયો જાણો દરિયે દૂજે મોતી
મારગમાંથી ખસી જવાની ભૂલ કરો તે ખોટી
કહી શકોતો કર્માધીન, ખુદ ખુદાને નડ્યા !

( * એક યુવાનનો આપઘાત એ ઘટનામાંથી સૂઝેલું)

# દુષ્કાળ

## નલિની બ્રહ્મભટ્ટ

કલ્પવૃક્ષ ઉગાડતી આ ધરતી પર
કોણે પાડી દીધી તિરાડો ?
આડો પડી ગયો છે પીપળો
સમ્ભળાતો નથી હવે
ઊર્ધ્વમૂલ અધોશાખાનો મન્ત્રોચ્ચાર
નથી સમ્ભળાતી લીલાં પર્ણની મર્મર
કે સૂકાં પર્ણની ખરખર
સરોવરનાં મત્સ્ય તો બની ગયાં ભક્ષ્ય
લક્ષ્ય માત્ર છે જીવવાનું
જીવો જીવતાં આવડે તો જીવો.
જીવવા દો એ તો બકવાસ માત્ર.
હવે સરોવરની પાળે ને આંબાની ડાળે
પોપટ ભૂખ્યો નથી પોપટ તરસ્યો નથી
પોપટ તો વેરાઈ ગયો પીછાં બનીને.
કહી દો કાલિદાસને
આ છે અમારી ભૂમા
પોપટનાં પોચાં પેટ જેવાં પાન
તો બની ગયાં ચારો
ને ચાળો હવે રોગનો
ઘરઘરમાં બાંધે માળો
ખાલી ખોરડામાં ખાલી પેટમાં
ધોળે દિવસેય ડાકલાં વાગે
પડવા વાંકે ઊભેલી ભીંતો પર
ભૂખી ભૂતાવળના પડછાયા ભાગે
એ જોઈને
કંઈક નવોઢાના વણજન્મ્યા બાળને
મળી જાય છે મોક્ષ.
'બુદ્ધમ્ શરણમ્ ગચ્છામિ
ધમ્મમ્ શરણમ્ ગચ્છામિ' નહીં
ધનમ્ શરણમ્ ગચ્છામિ
ગાતાં, ખાતાં, વાંચતાં, હેલિકૉપ્ટરમાં ઊડતાં,
ઠાલો દિલાસો દેતાં
મંત્રીઓની મર્સિડીઝને
ચઢે ન ધૂળિયો ડાઘ.
ભલે ને સુકાઈ ગઈ સરસ્વતી
ભલે બની ગઈ ક્ષિપ્રા ક્ષીણસ્રોતા
આ વર્ષે ય ફાગણ માસમાં
મધુમાસ તો આવશે જ,
પણ સોળ વર્ષની કુંવારી કન્યાની
આંખોમાંથી ખરી પડ્યાં છે કેસૂડાં
છિનવાઈ ગયું છે સપનું રૂપાળા રાજકુંવરનું;
હવે તો બાકી રહ્યું છે માત્ર
મુખમાં એના અઙ્ગાર મૂકવાનું !
કહો, કોણ કરશે પહેલ ?

## પહેલા પુરુષ એકવચનમાં
વિનોદ ગાંધી

શોધું છું હું ખુદને શાને પહેલા પુરુષ એકવચનમાં,
કોણ મળ્યું છે ખુદ પોતાને પહેલા પુરુષ એકવચનમાં ?

એક ફૂલ સચરાચર વ્યાપ્યું સુગન્ધનો સથવારો લઈને,
વાત વહી છે નાકે-કાને પહેલા પુરુષ એકવચનમાં.

જીવી જઈને જે ના બનતું મરવાથી તો એ બનશે ને ?
કોઈ નીકળ્યું છે મરવાને પહેલા પુરુષ એકવચનમાં.

આંખ, હથેળી, નાક, જીભ ને કાન વડે જે જે કંઈ આવ્યું,
એ જ બધું છે એવું માને પહેલા પુરુષ એકવચનમાં !

જાત બીજાને વહેંચી દેવી દરેક માટે એક નિયમ છે
શમા હોય કે હો પરવાનો પહેલા પુરુષ એકવચનમાં.

કોણ રહે છે જડચેતનમાં સચરાચરમાં જળ-પથ્થરમાં
પુસ્તક પુસ્તક પાને પાને પહેલા પુરુષ એકવચનમાં ?

## સન્નિકટ છું
વિનોદ ગાંધી

હવે સમયની સન્નિકટ છું,
શીશીમાં રેતીનો પટ છું.

પરિણામથી કોણ ડરે છે ?
હું જ યુદ્ધ ને હું જ સુભટ છું.

લૂભવું છું ને લોભાઉં છું,
કામિનીની કેશલ લટ છું.

હું જ સૂઉં છું, હું જાગું છું,
શય્યા હું ને હું કરવટ છું.

જમનાતીરે ગોપી હું છું,
હું જ કૃષ્ણ ને હું પનઘટ છું.

કોણ ખોલશે મારા વિના ?
નવી વધૂનો હું ઘૂંઘટ છું.

## જોગ-સઞ્જોગ
'ઉશના'

ચળવળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ
પળપળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ.

નાહક અવઝડ વાવમાં ફેંક્યા ના કર પ્હાણ,
ખળખળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ.

ખોડાયા લો થમ્ભ થઈ, હોવાનો લઈ શાપ;
સળવળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ.

તનથી તો ભીના થયા, પીગળ્યા, ક્યાં મન પ્રાણ ?
ખળખળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ.

પાગલ મારી પ્યાસને સમજાવું શી પેર ?
મૃગજળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ.

અગમ-અગોચર ખીણમાં ઊંડો ઊતરે જીવ,
સમથળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ.

ઘેરાયો લો, રાહુના પડછાયામાં ભાણ,
ઝળહળ થાવાના હવે નથી જોગ-સઞ્જોગ.

## જો સૂરજ ઢળે છે
હસમુખ કે. રાવલ

વહે લોહી થાક્યાં કે દરિયો વહે છે ? જો સૂરજ ઢળે છે.
ઢળી તાડ-છાયા કફન પાથરે છે, જો સૂરજ ઢળે છે.

વહ્યા આભનો કણ્ઠ પીતી ધરા કૉળતી ગીત લીલાં
હવે આભ મૂગું થતું થરથરે છે, જો સૂરજ ઢળે છે.

નથી ક્યાંય ભમરો નથી ક્યાંય ગુઞ્જન નથી ક્યાંય વાવડ
કમળ ફાટી આંખે બિડાતું રહે છે, જો સૂરજ ઢળે છે.

તિમિર પી એ ઐરાવતો પશ્ચિમે ત્રાટક્યા કે સૂરજ પણ
નભે કચ્ચરે-કચ્ચરો થઈ ખરે છે, જો સૂરજ ઢળે છે.

ન નભ છે, ન દરિયો, ન સૂરજ, ન છાયા - બધું સાવ ખાલી
ગપાટે ચડ્યાં લોક વાતો કરે છે, જો સૂરજ ઢળે છે.

## પ્રયોજન
હરેશ 'તથાગત'

કેમ સમજું કે શું પ્રયોજન છે ?
બ્રહ્મથી યે વિરાટ ધડકન છે !

હું ખરા અર્થમાં છું સ્વસ્થ હવે -
ક્યાંય આવન ન ક્યાંય જાવન છે !

રોજ એનાં જ એ બધાં પ્રકરણ,
આ કથાનું કશે સમાપન છે ?

ઊઘડી આંખે તો સીમિત છે બહુ
બન્ધ આંખે અપાર વાચન છે !

કાળજીથી તમે પ્રવેશો કે -
શ્હેર પૂરું થયું - હવે વન છે !

## અસુર પ્રકમ્પ
તૃષિત પારેખ

ધરણીની છાતી ચીરી, ઊભો અસુર પ્રકમ્પ
ગ્રસ્ત કર્યા જનપદ નગર, એને વળે ન જમ્પ.

લાવા સરખો ક્રોધ છે, વીજ સમાણી આંખ
જ્વાળામુખ પ્રજળાવતું વિહગ, વૃક્ષ ને ડાંખ.

પેટ નહીં પેટાળ છે, શિલા દંષ્ટ્રા કરાળ,
પશુ મનુજ એ માંહ્ય દળે, ભરે ચરાચર ફાળ

ગિરિ ધ્રૂજે, નદ ધ્રૂજતા, ધ્રૂજી ઊઠે ત્રિકાળ,
ધ્રૂજે ગ્રહ નક્ષત્ર નભસ, ધ્રૂજે માડી ને બાળ.

શિખર સમી મહેલાત તો થાય કકડભૂસ ડૂલ,
શેરીમાં ને ગૃહઆંગણે કાળ તણી શી ઝૂલ !

પાષાણોને વીંધતું કો કરતું આર્ત પોકાર,
આશા આવતી કાલની પાઠવે ઝાઝા જુહાર.

સ્વપ્નોના ભઝારમાં ખોજ કરે છે શુંય,
તિરાડ તારામાં પડી ભઈ જોઈ લે તુંય !

## માલિકીભાવ
હરેશ 'તથાગત'

જાત રઝાય તો ઘણું, ભાઈ !
સૃષ્ટિ તો પ્હાડ વચ કણું, ભાઈ !

માલિકીભાવની જ છે પીડા,
અન્યથા શું છે આપણું, ભાઈ ?

ઝાંઝ જોડે પખાજ શોભે રે,
એકલો કેમ રણઝણું, ભાઈ ?

'હું' પણાથી કશુંય કૈં પામ્યો ?
સ્હેજ શણગાર 'તું' પણું, ભાઈ !

પૂર્ણનો ખ્યાલ એક ભ્રમણા છે -
અસ્તિ તો શૂન્યમાં વણું, ભાઈ.

ઘરવિહોણાં ઘણાંય છે માનવ,
કેમ મન્દિર નવું ચણું, ભાઈ ?

બ્હારના રઝ છે ફટકિયા સૌ,
ભીતરી ખોલ બારણું, ભાઈ !

## મન થયું
પરશુરામ ચૌહાણ

એકલા ને એકધારું ચાલવાનું મન થયું,
કાફલો છોડી હવે આગળ જવાનું મન થયું.

આ મરુથલમાં ભટકતી યક્ષકન્યા જોઈને
એક મૃગજળને અહીં દરિયો થવાનું મન થયું.

આ કયો મુકામ આવ્યો છે સફરમાં કે હવે
આ ઉમરથી જિંદગીને માપવાનું મન થયું.

દ્વાર સુધી જઈ ચરણ અટકી ગયા ને એ પછી
આ અમારી આંગળીઓ વાઢવાનું મન થયું.

ક્યાં સુધી સમજાવીએ મનને, અરે થઈ સાંજ ને
કાચના ટુકડા ફરીથી સાંધવાનું મન થયું.

## જોયા કરો

લલિત ત્રિવેદી

વૃક્ષમાં ને પાંદડાંમાં થાય તે જોયા કરો,
શું ફરક, જે લાકડામાં થાય તે જોયા કરો.

તો પછી આ છાંયડામાં થાય તે જોયા કરો,
વંશ જેવા બાવડામાં થાય તે જોયા કરો.

વાંસળીમાં ના વહી તે ફૂંકનું શું થાય છે ?
રાત આખી દીવડામાં થાય તે જોયા કરો.

સાંજ જેવું કોણ છે ? વિત્યો દિવસ ? ઇચ્છા ? તિમિર ?
કોઈ ખૂણે ઓરડામાં થાય તે જોયા કરો.

આ પ્રતીતિના પ્રવાહો ને ખડક આ લોહીના
એક માણસના ઘડામાં થાય તે જોયા કરો.

કેટલાં પાતાળ ખોતરશે હજી જીવાત આ ?
યાને મારું રાફડામાં થાય તે જોયા કરો.

એક દિ' નદીએ જઈ વહેતો કર્યો ગજરો અમે
ક્યાં સુધી કેવળ મડામાં થાય તે જોયા કરો !

## ખૂણામાં બન્ધ મીણમાં

લલિત ત્રિવેદી

ખૂણામાં બન્ધ મીણમાં પથ્થર ન ફેંક તું
ખામોશ છે આ ખીણમાં પથ્થર ન ફેંક તું.

ત્યાં અશ્મિઓ હશે અને પરપોટા પણ હશે
અન્દર ઘૂઘવતા ફીણમાં પથ્થર ન ફેંક તું.

પગલાં બતાવી ડ્હોળ મા આકાશનો નશો
આ સાંજના અફીણમાં પથ્થર ન ફેંક તું.

કમરો ન ખોલ, માંડ ઊછેરી છે રાતને
સપનાં ધરું છું નીણમાં પથ્થર ન ફેંક તું.

ઓછું નથી કે એ હવે ખણ્ડેર થૈ ગયા
સામ્રાજ્યના આ ક્ષીણમાં પથ્થર ન ફેંક તું.

## જુદી જ છે અસર

લલિત ત્રિવેદી

આ મૌન, આ પ્રવાસની જુદી જ છે અસર,
મિત્રો ! ગુફાનિવાસની જુદી જ છે અસર.

ઉદ્યાનની એ સાંજમાં ના શોધ તું મને,
ખૂણાના આ ઉજાસની જુદી જ છે અસર.

મારા જ આદિલય અને રોમાઞ્ચ આદિ છે,
આ કૂણાં કૂણાં ઘાસની જુદી જ છે અસર.

ઊંડાણ આભનું છે, પ્રિયે ! તારી આંખમાં,
તું જો કે બાહુપાશની જુદી જ છે અસર,

જો ઠારવા જશો તો એ ય આગ થૈ જશે,
પ્રગટે દીવો તો પ્યાસની જુદી જ છે અસર.

## આભની સારવાર

મેહુલ ત્રિવેદી

વિશ્વની વૈવિધ્યસભર સભ્યતા
પોતાનાં અનેક હૃદયો જેવી
બેઠકોમાં ભરીને સમૃદ્ધ થયા પછી
એનાં ગૌરવથી મસ્ત એવાં
વિમાનોની ત્વરિત ઉડાનોના
ઘર્ષણથી ઉઝરડાયેલા,
વૈભવશાળી અને
ભર્યા ભર્યા પરિવાર વચ્ચે પણ
દરિદ્ર, એકાકી મનોદશાથી પીડાતા
આભ પર
વાદળોના મલમપટ્ટા
ચાંચ વડે લગાડવા
મથી રહ્યાં છે
પક્ષીઓ...!

## કલકલ ક

ચન્દ્રકાન્ત શેઠ

કલકલ ક
ખણખણ ખ
ગણગણ ગ
ઘમઘમ ઘ
ક ખ ગ ઘ ઙ

ચ મ ચ મ ચ
છ મ છ મ છ
જ મ જ મ જ
ઝ મ ઝ મ ઝ
ચ છ જ ઝ ઞ

ટમ ટમ ટ
ઠમ ઠમ ઠ
ડમ ડમ ડ
ઢમ ઢમ ઢ
ટ ઠ ડ ઢ ણ

તમ તમ ત
થન થન થ
દમ દમ દ
ધમ ધમ ધ
નમ નમ ન
ત થ દ ધ ન.

પલ પલ પ
ફર ફર ફ
બમ બમ બ
ભમ ભમ ભ
મમ મમ મ
પ ફ બ ભ મ.

યશ યશ ય
રસ રસ ર
લસ લસ લ
વશ વશ વ
શમ શમ શ
પટ્ પટ્ પ
સર સર સ
હસ હસ હ
હેત સાથે હળીએ,
ળને હો મળીએ ?

## અકસ્માત

રમેશ પારેખ

ટપ્પ દઈ ખાંડનો દાણો વાગ્યો ને થયું કીડીને ઢીમણું કપાળમાં
કીડીબાઈ રૂવે ને દીકરીઓ રૂવે
સગાંવહાલાં આવીને ઢીમણાને જુવે

પાડોશી કીડીએ કીધું કે : બાઈ !
મધનાં ટીપાં આવા રોગમાં ચટાય

એક કીડી કહે : કરો હળદરનો લેપ, બાંધો પાટો, સુવડાવો પરસાળમાં

ઢીમણાનો ડૉક્ટર આવીને કહે : but
ઈન્જેક્શન આપું તો રોગ જશે ઝટ
કીડી ઈન્જેકશનનું સાંભળીને નામ
એવી રડી કે ટોળે વળી ગયું ગામ
ગામ કહે : ખાંડણીમાં ખાંડીને ખાંડ દિયો ઉપવાસી કીડીને ફરાળમાં.

## ચકલાં

મઙ્ગળ રાવળ 'સ્નેહાતુર'

ચકલાં ચઢતાં ઊંચા પ્હાડે,
ચકલાં સરતાં નીચા ઢાળે.
ચકલાં પરોઢિયામાં જાગે,
ચકલાં ચકચક કરતાં રાગે.
ચકલાં પાર વગરનાં ટોળે,
ચકલાં ચણ ચણ આંગણ ખોળે.
ચકલાં ઘરમાં આવી રમતાં,
ચકલાં બાલુડાંને ગમતાં.

ચકલાં જયાં ને ત્યાં જળ પીતાં,
ચકલાં વીજ કડાકે બીતાં !
ચકલાં માળા ગોખે બાંધે,
ચકલાં નવું જીવતર સાંધે.
ચકલાં ધરતી ધૂળે ન્હાતાં,
ચકલાં મેઘ નિશાની દેતાં.
ચકલાં વાડે પાડે છીંડું
ચકલાં સાક્ષરતામાં મીંડું.

## ઝમકુનો પતઙ્ગ
'જગતમિત્ર'

ઝમકુએ પપ્પાને ખૂબ કર્યા તઙ્ગ,
ત્યારે પપ્પાએ એને દીધો પતઙ્ગ
ઝમકુનો આકાશે ઊડે પતઙ્ગ,
દેખીને દુનિયા થઈ જાયે દઙ્ગ !

'આખો દિવસ શું ઉડાડે પતઙ્ગ ?
ઝમકુડી, ભણવાનાં આવા શું ઢઙ્ગ ?'
મમ્મી તાડૂકી કરી આંખોને તઙ્ગ
આવા ચાળે જ પડે ભણવામાં ભઙ્ગ !'

ઝમકુડી બોલી ધારીને ઉમઙ્ગ-
મારો તો એક દિન ઊડે પતઙ્ગ
ચાંદા-સૂરજના ચગવે પતઙ્ગ
જો ને ભગવાન રોજ ધારી ઉમઙ્ગ !'

જાણે જીતી હોય કોઈ મહાજઙ્ગ,
ઉડાડે એમ હવે ઝમકુ પતઙ્ગ.
ઝમકુનો આકાશે ઊડે પતઙ્ગ
દેખીને દુનિયા થઈ જાયે દઙ્ગ.

## મજા પડી ગઈ !
હસમુખ કે. રાવલ

શાળામાં સાહેબ ને ખિસ્સે પિલ્લે મારો હાથ
તે કેવી મજા પડી ગઈ !
આખર દિન તે જલદી છૂટ્યા તબડક ઘોડા સાજ
તે કેવી મજા પડી ગઈ !
ઘર પ્હોંચીને પતઙ્ગ લઉં ત્યાં મમ્મી બોલી, 'ના.'
રે આખી મજા મરી ગઈ !
નાસ્તો ખાધો, લેસન કીધું પણ મમ્મીની ના
રે મારી મજા મરી ગઈ !
દોસ્ત હતી તે બારી બોલી : 'જલદી દોડી આવ.'
ને પાછી મજા પડી ગઈ !
જઈ જોઉં તો પતઙ્ગ આભે ઠમ્મક ઠમ્મક થાય
તે ખાસી મજા પડી ગઈ !
બારી બેઠા ખોટેખોટા ઠમકા મારે હાથ
લે તો યે મજા પડી ગઈ !
પપ્પા છાના જોતા'તા તે આવી ઊભા પાસ
લે જોને મજા મરી ગઈ !
પટ પપ્પી દઈ તેડી પપ્પા પ્હોંચ્યા ચોથે માળ
લ્યા, કેવી મજા પડી ગઈ !
પતઙ્ગ લઈ પપ્પા છોડાવે, મમ્મી મલકે સાથ
લ્યા, કેવી મજા પડી ગઈ !


### ગ્રાહકો - લેખકો - એજન્ટોને
ગત વર્ષથી કવિલોક દ્વિમાસિકની સઘળી વ્યવસ્થા કુમાર કાર્યાલય લિ.માંથી થાય છે. આથી ગ્રાહકોએ વ્યવસ્થા અંગેનો સર્વ પત્રવ્યવહાર નીચેના સરનામે જ કરવો. કવિલોકના લવાજમનો ચેક યા ડ્રાફ્ટ કવિલોક ટ્રસ્ટના નામનો જ લખવો.લવાજમ મોકલવાનું તથા પત્રવ્યવહારનું સરનામું કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ - ૩૮૦૦૦૧

# અનુવાદ

## आमार कीर्तिरे आमि करि ना विश्वास

आमार कीर्तिरे आमि करि ना विश्वास !
जानि कालसिन्धु तारे
नियत तरङ्ग घाते
दिने दिने दिबे लुप्त करि।
आमार विश्वास आपनारे।
दुई बेला सेइ पात्र भरि
ए विश्वेर नित्यसुधा
करियाछि पान।
प्रति मुहूर्तेर भालो बासा
तार माझे हवे छे सञ्चित।
दु:खभार दीर्ण करे नाइ,
कालो करे नाइ धूलि
शिल्पेर ताहार।
आमि जानि याद यबे
संसारेर रङ्गभूमि छाडि,
साक्ष्य देवे पुष्पवन ऋतुते ऋतुते
ए विश्वेरे भालो बासि याछि।
ए भालोबासाइ सत्य, ए जन्मेर दान।
बिदाय नेबार काले
ए सत्य अम्लान हये मृत्युरे करिवे अस्वीकार।
('रोगशय्याय')　　　　-रवीन्द्रनाथ ठाकुर

## કીર્તિનો હું કરું ના વિશ્વાસ

કીર્તિનો હું કરું ના વિશ્વાસ,
જાણું : એને કાલસિન્ધુ તરઙ્ગઆઘાતે
નિયમિત, દિને દિન કરી દેશે લુપ્ત;
મને તો વિશ્વાસ મારામાં જ.
બેય ટાણે પીધી છે મેં આ એક જ પાત્રે
જગતની નિત્યસુધા
ભરીપૂરી એમાં પ્રતિક્ષણની સઞ્ચિત પ્રીત,
દુઃખભારે એને કરી નથી ભયભીત
ધૂલિથી ન થયું એનું શિલ્પ કદી મ્લાન.
જાણું છું હું
જૈશ છોડી જગરઙ્ગભૂમિ, પછી
ઋતુએ ઋતુએ દેશે સાક્ષી પુષ્પવનઃ
કરી'તી મેં વિશ્વ સાથે પ્રતિપલ પ્રીત;
પ્રીતિ એ જ સત્ય, એ જ જન્મદીધું દાન -
એ જ સત્ય રહીને અમ્લાન
મરણનો કરી રહેશે સદા અસ્વીકાર.
('મૃત્યુશય્યા')　　　　અનુ. જયન્ત પાઠક

## શિશિર-વિદાય-ગાન

અનુ. રાજેન્દ્ર શાહ

છોડશું તમને છોડશું રે આ વાર જી.
જઈશું અમે જઈશું સાગર પાર જી.
વિદાયમાં શું હસવું આહ્વું !
મુરલીમાં આવનારને ગાવું !
જનારને સૂર આવનારાના
કરીએ એકાકાર જી.

નિરની ભણી શાનએ
રે સૌ અમને હવે તાણે ?
પૌષે જૂનાં પર્ણ ખર્યાં,
કરવાં એને નવલાં નર્યાં
માઘ મરીને બનિયો ફાગણ
ખાઈને ફૂલનો માર જી.

રવીન્દ્રનાથ ઠાકુર (ફાલ્ગુનીમાંથી)

दुष्टः शब्दः स्वरतो वर्णतो वा
मिथ्या प्रयुक्तो न तदर्थमाह ।
स वाग्वज्रो यजमानं हिनस्ति
यथेन्द्रशत्रुः स्वरतोऽपराधात् ॥
(પાતઞ્જલિ મહાભાષ્યમાંથી)

જે વર્ણ કિંવા સ્વરની અશુદ્ધિથી
પ્રયુક્ત હો શબ્દ, - ન અર્થસાધક;
તે વાક્વજે હત થાય યાજ્ઞિક
સ્વરાપરાધે જયમ ઇન્દ્રશત્રુ.
(ઇન્દ્રશત્રુ = વૃત્ર)

અનુ. રાજેન્દ્ર શાહ

# આજ તુમ બેહિસાબ યાદ આયે

રમેશ પારેખ

## પ્રશ્નપત્ર

૧. હાથ પરોવો હાથોમાં ને આંગળીઓની વચ્ચે રહેલી ખાલી જગ્યાં પૂરો.

૨. અને આમ તો તમેય મારી વાટ જુઓ છો, કેમ, ખરું ને....'હા' કે 'ના'માં જવાબ આપો.

૩. (આવ, હવે તો આષાઢી વરસાદ થઈને આવ, મને પલળાવ !) કૌંસમાં લખ્યા પ્રમાણે કરો.

૪. નાની પ્યાલી ગટગટ પીને ટાઢા પેટે હાથ ફેરવી હું તો જાણે બેઠો'તો, ત્યાં તમને જોયાં. તમને જોઈ તરસ્યો તરસ્યો તરસ્યો થ્યો છું. રસ આસ્વાદ કરાવો.

૫. શ્વાસોચ્છ્વાસો કોને માટે ? કારણ પૂરાં પાડો.

૬. છેકાછેકી બને તેટલી ઓછી કરવી.

(સાફસુતરો કોરોકટ બસ તને મળ્યો છું.)

૭. 'તમને હું ચાહું છું, ચાહીશ.' કોણે, ક્યારે, કોને, આવી પક્તિ (નથી) કહી ?

૮. હવે ખુલાસો. આ લો મારું નામ લખ્યું કાગળ પર. તેને ચૂમો. નહિતર કેન્સલ વ્હૉટ ઈઝ નૉટ ઍપ્લિકેબલ.

-ઉદયન ઠક્કર

નહીં ગઝલ, નહીં ગીત, નહીં અછાન્દસ એવું ઉદયન ઠક્કરનું આકારની દૃષ્ટિએ પણ વિલક્ષણ કાવ્ય છે. આ કાવ્યની પ્રથમ ખૂબી એ છે કે તે પ્રશ્નપત્રના રૂપમાં છે. વિદ્યાર્થીને પરીક્ષા માટે આપવામાં આવતા પ્રશ્નપત્રની રીઢી ને શુષ્ક ભાષા કવિશ્રી ઉદયન ઠક્કરે અહીં પ્રયોજી ભાવકને ચોંકાવવાનો સફળ ઉદ્યમ કર્યો છે. સાદા ગદ્યનો આભાસ કરાવતો આ કાવ્યનો લય કટાવ છંદમાં રસળતો ચાલે છે તે તમે નોંધ્યું ? ગઝલમાં પ્રત્યેક શેરનું આગવું ભાવવિશ્વ હોય તેથી ઊલટી અહીં દરેક પ્રશ્નના કેન્દ્રમાં 'પ્રેમ'ની વાત સઙ્કળાતી ચાલે છે. આ પ્રશ્નપત્રની મજા એ કે તમે જેમજેમ પ્રશ્ન વાંચતા જાઓ તેમતેમ તમને ખબર ન પડે તેમ પ્રેમનું ભણતર પણ ભણતા જાઓ છો !

પ્રસ્તુત પ્રશ્નપત્રનો પ્રથમ સવાલ કે સૂચના એ છે કે 'ખાલી જગા પૂરો.' અહીં હાથની, કાગળની કે કલમની કસરત જરૂરી નથી. તમે જેને પ્રેમ કરતા હો તે વ્યક્તિની નિકટ (શરીરથી નહીં, મનથી) પહોંચો અને એના હાથમાં તમારો હાથ દો, પરસ્પર આંગળીઓમાં આંગળીઓ પરોવો. પ્રેમની આ અભિવ્યક્તિ છડેચોક કરો. પ્રકટ અને અપ્રકટ લાગણીઓની મૃદુ માટી વડે ઉભયનાં હૃદય વચ્ચે રહી જતી અભિપ્રાય-ભેદે એને વિસઙ્ગતિએ સર્જેલી ખાલી જગા પૂરો, પ્રેમના રસમાં તરબોળ ને એકાકાર બની જાઓ. પ્રેમનો સંવાદ રચો. પ્રણયમાં પાણીપાતળાં બનીને સર્વત્ર ને અભ્યન્તરે ફરી વળવાનું હોય છે, વ્યાપી જવાનું હોય છે. પ્રેમમાં કશું અસ્પર્શ્ય નથી હોતું. વ્યાપકતા અને ઊંડાણ એ પ્રેમનું અસલી દિવ્ય સ્વરૂપ છે. હૃદયમાં ક્યાંક વાસના, સ્વાર્થ, મતલબ કે ભય પડ્યાં હોય તો તેને નિષ્કાસિત કરો ને એની ખાલી જગાને પ્રેમથી છલોછલ ભરી દો - આવી બધી વાતો કવિ કેવા લાઘવથી કહે છે !

૧. હાથ પરોવો હાથોમાં ને આંગળીઓની વચ્ચે રહેલી ખાલી જગ્યા પૂરો.

૨. અને આમ તો તમે ય મારી વાટ જુઓ છો, કેમ ખરુંને....'હા' કે 'ના'માં જવાબ આપો.

અહીં પ્રશ્નકર્તા પ્રિયતમ 'તમે ય મારી વાટ જુઓ છો' - એમ કહીને હું પણ તમારી વાટ જોઉં છું એ વાત અધ્યાહાર રાખીને પણ જાહેર કરી દે છે! પ્રેમની એ જ મજા છે ઢાંકોઢૂંબો કરવાની. પ્રેમ એ સતત પ્રતીક્ષાનું નામ છે. ઘડીભરનો વિયોગ પણ પ્રેમ સહન કરી શકતો નથી. અહર્નિશ પ્રતીક્ષા કર્યા પછી ક્યારેક ધીરજનો અન્ત પણ આવે. ને તે વખતે આવી રીસ પણ ચડે :

એક મુદ્દત સે ચિરાગોં કી તરહ જલતી હૈ
ઈન તરસતી હુઈ આંખો કો બુઝા દે કોઈ !

પણ પછી તરત જ મનોમન એવું આશ્વાસન પણ જાગે કે, ના, ના... જેમની વાટ જોઉં છું તે પણ ઘેરથી નીકળ્યા જ હશે. તેણે મારા ઘરની વાટ પકડી જ હશે. 'જિગર' મુરાદાબાદી આવા ભાવને સરસ રીતે એક શે'રમાં અભિવ્યક્ત કરે છે :

યે કહ-કર હમ દિલ કો બહલા રહે હૈં
વો અબ ચલ ચૂકે હૈં. વો અબ આ રહે હૈં.

પ્રશ્નપત્રનો ત્રીજો સવાલ એ સવાલ નથી પણ જાણે કે સહરાના તપ્ત અને નિર્જન રણમાં રઝળતા પ્રિયતમે પાડેલી આર્ત બૂમ છે :

૩. (આવ, હવે તો આપાઢી વરસાદ થઈને આવ, મને પલળાવ) કૌંસમાં લખ્યા પ્રમાણે કરો.

પ્રિયજનને બૂમ પાડી હોય ત્યારે એ બૂમનો તરજુમો ચીસમાં થઈને પ્રિયજનના હૃદય સુધી પહોંચી જતો હોય છે. એ ચીસ ઝફર ગોરખપુરીના શબ્દોમાં કદાચ આ રીતે વ્યક્ત થાય.

વક્તને ચહેરે કો બખ્શી હૈં ખરાશે બર્ના
કુછ દિનો પહેલે યે ચહેરા ભી ગઝલ જૈસા થા !

હવે પ્રશ્નપત્રનો ચોથો સવાલ. કવિએ આ કાવ્યનું શીર્ષક 'પ્રશ્નપત્ર' ભલે રાખ્યું, પરન્તુ અસલમાં તો એ આજીજીની ઉત્કટ લિપિમાં લખાયેલ માગણીપત્ર - ના, આજ્ઞાપત્ર જ છે. પ્રેમ ક્યારેય વાસી થઈ જતો નથી, હરપળે નવ્ય રૂપ ધારણ કરે છે એ વાત આડકતરી રીતે ચોથા સવાલે કહી દીધી છે તે તમે જોયું ? અનેક વાર પ્રિયપાત્રને સન્મુખ જોયું હોય તથાપિ દરેક વાર નવી જ દૃષ્ટિથી પ્રેમી તેને જુએ છે. અહીં કવિ થોડું ટીખળ કરે છે. તે પ્રિયપાત્રને કહે છે કે, મેં નાનકડી પ્યાલી ગટગટાવી ને પેટ પર હાથ ફેરવી ધરાઈ ગયાનો ઓડકાર ખાધો ત્યાં તમને જોયાં ! જોતાંવેંત પ્રણયની તૃપ્તિ કાળઝાળ તૃષામાં ફેરવાઈ ગઈ ને મને ભાન થયું કે અસલમાં તરસ છીપી જ ક્યાં છે ? એ તરસ તો ત્યારે જ છીપે જ્યારે તમે પ્રેમનું અમૃતપાન કરાવો. હાથમાં હાથ ભેરવો ને હોઠોથી હોઠ મિલાવો. ચુમ્બન એ પ્રેમને પ્રજ્વલિત કરતો તણખો છે, એ તૃપ્તિને તરસમાં ફેરવી નાખે છે એની બિચારા પ્રેમીને ખબર નહીં હોય ? હવે આપણે પાંચમા સવાલ પર આવી પહોંચ્યા. તેમાં સવાલ પણ છે ને જવાબ પણ છે :

૫. શ્વાસોચ્છ્વાસો કોના માટે ? કારણ પૂરાં પાડો.

આ પ્રશ્નનો સહેલો જવાબ એ છે કે મારો એકએક શ્વાસ તારા માટે છે, તારી ઝંખના માટે છે. આખું જીવતર તારા માટે ઓળઘોળ છે. એમ જ તું પણ મારા પ્રણયના ખ્યાલોમાં જીવે છે. કારણ પરસ્પરને એકબીજાંના સાન્નિધ્ય વગર ગમતું નથી, કોઈ ઈતર વ્યક્તિ કે ઘટનામાં રસ રહ્યો નથી, નિન્દર આવતી નથી, અને આવે છે તો તારાં જ સ્વપ્ન આવે છે અને-

'કતલ' અબ દિલ કી ધડકન બન ગઈ હૈ ચાપ કદમોં કી
કોઈ મેરી તરફ આતા હુવા મહેસૂસ હોતા હૈ !

છઠ્ઠો સવાલ શું છે ? સવાલ તો કંઈ નથી, છે માત્ર પ્રિયતમાને પ્રિયતમે કરેલું આર્જવભર્યું સૂચન કે લાગણીના લખાણમાં શક્ક-કુશક્ક ને શ્રદ્ધા-અશ્રદ્ધાની છેકાછેકી બને એટલી ઓછી કરવી.

પુનિત પ્રેમ પર દઢ ભરોસો રાખવો. હું કોરા કાગળ જેવો છું, તેમાં એક વાર તું પ્રેમભર્યા શબ્દોના સાથિયા પાડે તે પછી તેમાં ક્યારેય ફેરફાર કરીશ નહીં. જગતના જડભરત નિયમો તને ગમે તેટલા પ્રતિકૂળ હોય તો પણ તું મારી પેઠે અચલ ને દઢ રહેજે. આપણો પ્રેમ એ વેપારીની ખાતાવહી નથી કે જ્યાં પડેલ અઢી આંકડામાં વધઘટ કરી શકાય. અહીં તો એવો અનુભવ થયો કે-

ગમે-જહાં કા કર રહા થા હિસાબ
આજ તુમે હિસાબ યાદ આયે.

છઠ્ઠા પછી સાતમો પ્રશ્ન હાતિમતાઈને પુછાતા સાતમા સવાલ જેવો તિલસ્મી છે. પૂછે છે-

૭. 'તમને હું ચાહું છું, ચાહીશ' કોણે, ક્યારે, કોને આવી પક્તિ (નથી) કહી ?

આ પ્રશ્નના ગર્ભમાં તેનો ઉત્તર સમાયેલો છે. દરેક વ્યક્તિને ક્યારેક તો કોઈક અન્ય વ્યક્તિને આ શબ્દો જાહેરમાં નહીં તો ખાનગીમાં, અરે, મનોમન કહ્યા તો હશે જ. ભાગ્યે જ એવું જણ મળે તેણે જીવનમાં કોઈને ચાહ્યું ન હોય. જુઓને, જિગર સાહેબ પણ એ જ વાત કહે છે :

કોઈ હદ હી નહીં શાયદ મહોબ્બત કે ફસાને કી
સુનાતા જા રહા હૈ જિસ કો જિતના યાદ હોતા હૈ !

હવે આઠમો ને છેલ્લો સવાલ. આ સવાલનો જવાબ આંકડાથી કે અક્ષરથી નહીં, હૃદયની ઉષ્માથી આપવાનો છે. પ્રેમી કહે છે : તમે મને ચાહતા જ હો તો મેં આ કાગળ પર મારું નામ લખ્યું છે તે નામને ચૂમો અને પ્રણયના લખાણ પર મઝ્જૂરીની મહોર છાપી દો. સીધેસીધું મને ચુમ્બન આપતાં અચકાતાં હો તો કાગળને, તેમાં લખેલા મારા નામને ચૂમશો તો પણ ચાલશે ! પ્રિયજને એ પણ છૂટ આપી છે કે તને માન્ય ન હોય તો એ વાત પર છેકો પણ મૂકી શકો છો - રદ કરી શકો છો મારી ચુમ્બનની માગણી. પરન્તુ પ્રણયમાં આવી ચલણી સોનામહોર જેવી ગળચટ્ટી માગણીને કઈ પ્રિયતમા ઠુકરાવી શકે ?

ચાલો, ચુમ્બનની વાત પર કહેવાયેલા થોડા શે'ર પણ જોઈએ. શેફતા સાહેબ કહે છે :

જિસ લબ કે ગૈર બોસે લે ઉસ લબ સે શેફતા
કમબખ્ત ગાલિયાં ભી નહીં મેરે વાસ્તે !

રઞીન તબિયત ચાચા ગાલિબ પણ આ ચુમ્બન (બોસા) ઉપર એક શે'ર કહે છે :

બોસા નહીં દેતે હૈં ઔર દિલ પે હૈ હર લહજા નિગાહ
દિલ મેં કહેતે હૈ - મુફત આયે તો માલ અચ્છા હૈ !

## જો અને તો વચ્ચે લથડતો આત્મવિશ્વાસ ?

નિર્મિશ ઠાકર

જે કાવ્યને કારણે અમે ક્યારેય 'પક્ષીતીર્થ'ની મુલાકાતે જઈ શક્યાં નથી, એ અર્ઝે મારે ઘણું ઘણું કહેવાનું છે. 'પૈસા બગાડીને મુસાફરીમાં ધક્કા ખાતાં ખાતાં છેક ત્યાં સુધી જઈએ ને છેવટે આવું જ થવાનું હોય, તો તમે એકલા જ જઈ આવો, હું આવવાની નથી !' સન્દિગ્ધતાની જાળમાં અટવાયા વિના, ઘાંટા દ્વારા પોતાનો ભરપૂર આત્મવિશ્વાસ પ્રગટ કરતાં મારી પત્નીએ મારા હાથમાં પહેલી વાર એક કાવ્ય પકડાવી દીધું હતું. 'આ તેં લખ્યું છે ?' મેં પૂછેલું. બારીમાં ધુમ્મસ હતું. 'હું આવું લખતી હોઈશ ?' એણે બીજી રાડ પણ પાડેલી. પ્રથમ તો સારા પ્રકાશમાં બેસી, આપણે એ કાવ્યને જોઈએ. (જો જોઈ શકાય, તો માણીએ !)

### પક્ષીતીર્થ

ક્યારેક ખડક જ અદશ્ય થઈ ગયો છે.
ખડક જો દેખાયો છે તો

પગથિયાં અદૃશ્ય થઈ ગયાં છે.
પગથિયાં દેખાયાં છે તો ખડક ચઢી શકાયો નથી.
ખડક ચઢી ગયો છું તો અધવચ અટકી ગયો છું.
ને પાછો ઊતરી ગયો છું.
ખડક ચઢી પણ ગયો છું તો મન્દિર જડ્યું નથી.
મન્દિર જડ્યું છે તો બપોર જડી નથી.
બપોર જડી છે તો કહેવાયું છે કે
હમણાં જ પક્ષી આવીને ઊડી ગયું....
હમણાં જ...
પક્ષી તો અવશ્ય આવે જ છે.
પણ હું દર વખતે પક્ષીને ચૂકી ગયો છું.

-ચન્દ્રકાન્ત ટોપીવાળા

આમ તો મારા સ્વભાવને માફક આવે એવું કાવ્ય છે. એનો પ્રભાવ મારા પર પડે એ તો સ્વાભાવિક હતું જ, પણ એનો પ્રભાવ ઑફિસનાં કામો પર પડવા લાગ્યો, ત્યારે મને એવું પણ લાગેલું કે કદાચ નોકરી જ અદૃશ્ય થઈ જશે !

'આ જો અને તો વાળી જલેબીઓ મને પસન્દ નથી, મિસ્ટર ઠાકર....' અમારા મોટાસાહેબ બરાડતા હતા, 'ક્યારેક કેશવાળી દેખાઈ છે તો ઘોડો અદૃશ્ય થઈ ગયો છે. જો ઘોડો દેખાયો છે તો એના પર ચડી શકાયું નથી. જો ચડી શક્યો છું તો અધવચ લટકી ગયો છું...'

'અદ્ભુત સર ! આજે તો તમે કવિતાની કક્ષાએ...' હું તો હરખથી બોલી પડેલો.

'અરે મારી ક્યાં માંડો છો ? આ રિપોર્ટમાં તમારી આ પ્રકારની ભાષા છે. મેં તમને સોંપેલો એ પ્રોજેક્ટ આમાંથી અદૃશ્ય થઈ ગયો છે ને હવે તમારી નોકરી પણ...' અમારા સાહેબ મૂઠીઓ પછાડતા હતા. જો કે પછી તો મેં એમને આ વિશિષ્ટ કાવ્ય બતાવીને યથાશક્તિ સમજાવેલું અને તેઓ પણ આ કાવ્યના પ્રેમમાં પડી ગયેલા ! જો તેઓ આ કાવ્યને ચૂકી ગયા હોત તો એમની નોકરી ના જાત, મારી જ જાત !

ખેર, અનિશ્ચિતતાનીયે એક મજા હોય છે, જે નોકરીને દાવ પર લગાડીને પણ માણી શકાય એટલી રોમાઞ્ચક હોય છે ! આંગણાનાં પક્ષીઓને પડતાં મેલી કવિ છેક 'પક્ષીતીર્થ'ના પક્ષીને જોવા જાય છે એ રોમાઞ્ચક તો છે જ, પણ જો અન્તે કવિ પક્ષીને ચૂકી ગયા ન હોત, તો ત્યાં કદાચ એમને એક આઘાતજનક શક્યતા પણ ભેટી જાત !

જે સાડી હું છેક ભૂવનેશ્વરથી ખરીદીને સુરત સુધી લઈ આવેલો, એને જોતાં મારી પત્નીએ માથું કૂટી કહેલું કે 'આ સુરતની જ સાડી છે ! અહીંથી ખરીદી હોત તો સસ્તી પડત !', ત્યારે મારી રોમાઞ્ચકતા આઘાતમાં સરી ગયેલી.

આપણી રોમાઞ્ચકતા પણ એકતરફી હોય છે. પક્ષીને જોતા કવિને જોઈ આપણને રોમાઞ્ચ થાય છે, ત્યારે આપણે ભૂલી જતા હોઈએ છીએ કે પક્ષીઓ પણ કવિને જોતાં હોય છે ! ઘણી વાર તો કવિઓથી કણટાળી પક્ષીઓ પણ હવાફેર માટે દૂરનાં સ્થળોએ જતાં હોય છે. હું તો માનું છું કે કવિ પક્ષીને ચૂકી જાય છે (અથવા તો પક્ષી કવિને ચૂકી જાય છે !) ત્યાં જ કાવ્ય સિદ્ધ થાય છે. જો આટઆટલી તકલીફો પછી પક્ષીતીર્થમાં કવિને પોતાના વિસ્તારનું જ પક્ષી ભેટી ગયું હોત, તો એ આઘાતમાંથી કાવ્ય સર્જાત ખરું ? ફક્ત કવિની સ્થિતિ જ ધ્યાનમાં લઉં, તો આ કાવ્યાસ્વાદમાં હું તટસ્થતાને ચૂકી ગયો ગણાઉં, એટલે હું તો એ બાબત પ્રત્યે પણ ધ્યાન દોરીશ કે પોતાના વિસ્તારના કવિને 'પક્ષીતીર્થ'માં પણ જોઈ પક્ષીને કેટલું દુઃખ થાત ! વળી, પક્ષી પાસે તો કવિતા લખી દિલ હળવું કરવાનો વિકલ્પ પણ હોતો નથી !

આ કાવ્યની કેટલીક વિશેષતાઓને હું પકડી શક્યો છું. કાવ્યને આદ્યન્ત વાંચતાં બાહ્ય સ્તરે તો

એમ જ લાગે છે કે જો અને તો વચ્ચે કવિનો આત્મવિશ્વાસ લથડતો જાય છે. પણ ઊંડું વિચારતાં એમ લાગે છે કે પર્શીને ચૂકી જવાની ક્ષણ સુધી પહોંચતાં પહેલાં આ પ્રકારની ગતિ ઊભી કરવી એ કાવ્યની અનિવાર્ય બાબત છે. દરેક પઙ્ક્તિને અન્તે કાવ્ય પૂરું થઈ જતું લાગે છે. પણ દરેક અન્તેમાંથી કવિએ અન્તને જ પાછો ખેંચ્યો છે. પ્રથમ પઙ્ક્તિમાં અદૃશ્ય થઈ જતો ખડક પછીની પઙ્ક્તિમાં 'જો'ની શરત સાથે દેખાય છે. પણ તરત જ 'તો' આવી પડતાં પગથિયાં અદૃશ્ય થઈ જાય છે. ઘણાં લોકો તો ડુઙ્ગર ન ચઢવો પડે એટલા ખાતર 'પગથિયાં ન હોય તો સારું !' એમ પણ વિચારતાં હોય છે. પણ કવિ પગથિયાં દેખાડ્યાં પછી યે 'ખડક ચઢી શકાયો નથી' એમ જાહેર કરે છે. પણ 'ન ચઢી શકવા'માં પણ આત્મવિશ્વાસ ન દાખવી શકનાર કવિ, ચઢીને અધવચ અટક્યા પછી પાછા ઊતરી જાય છે. કાવ્ય અહીં પૂરું થતું નથી. દરેક પઙ્ક્તિમાં જે નથી જડતું તે બીજી પઙ્ક્તિમાં જડી જાય છે અને સાથે જ બીજું કાંઈક ખોવાઈ ગયાની ફરિયાદ મુકાઈ જાય છે.

કાવ્યની છેલ્લી પઙ્ક્તિ સૌથી જુદી પડી આવે એટલી વિશેષતા ધરાવે છે, કારણ કે એના પછી કોઈ પઙ્ક્તિ નથી. કવિએ અહીં ભવ્ય સંયમ દાખવ્યો છે, જે કલાત્મક પણ છે. એના પછી પણ 'જો પર્શીને નથી ચૂક્યો, તો...' એવી નવી પઙ્ક્તિ સાથે કવિ આગળ વધ્યા હોત, તો કાવ્ય પૂરું જ ન થઈ શકે - એવાં ભયસ્થાનો હતાં.

પોતાની વિલક્ષણ ગતિને કારણે આ કાવ્ય યાદગાર બન્યું છે, એટલું તો સ્વયંસ્પષ્ટ છે જ. બાકીનું કશું સ્પષ્ટ નથી - એમ કહેવાનો મારો આશય નથી જ, એ પણ સ્વયંસ્પષ્ટ છે, અસ્તુ. □


## ફૉર્મ - ૪ નિયમ ૮ અનુસાર

| | | |
|---|---|---|
| પ્રકાશન સ્થળ | : | કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર, અમદાવાદ-૩૮૦ ૦૦૧ |
| પ્રકાશનની સામયિકતા | : | દ્વિમાસિક |
| મુદ્રકનું નામ, રાષ્ટ્રિયતા અને સરનામું | : | ધીરુ પરીખ, ભારતીય, કુમાર કાર્યાલય લિ. |
| પ્રકાશકનું નામ, રાષ્ટ્રિયતા અને સરનામું | : | ઉપર પ્રમાણે |
| તન્ત્રીનું નામ, રાષ્ટ્રિય અને સરનામું | : | ઉપર પ્રમાણે |
| માલિકનું નામ અને સરનામું | : | ટ્રસ્ટીઓ, કવિલોક ટ્રસ્ટ, 'લાવણ્ય', વિજય પાર્ક, નવરઙ્ગપુરા, અમદાવાદ-૩૮૦ ૦૦૯. |

હું ધીરુ પરીખ, આથી જાહેર કરું છું કે ઉપર જણાવેલી વિગતો મારી જાણ અને સમજ પ્રમાણે સાચી છે.

૩૧ માર્ચ, ૨૦૦૧

-ધીરુ પરીખ

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## કવિતા અને અધ્યાત્મ

કવિતામાં આકાર અને અન્તસ્તત્ત્વની ચર્ચા છેલ્લી સદીથી ખૂબ ચાલી અને ચાલતી રહી છે. કવિતા અને પ્રકૃતિ, કવિતા અને પ્રેમ, કવિતા અને પ્રભુ, કવિતા અને માનવ જેવા ઉભયાન્વિત મુદ્દાઓથી કવિતાનો ચર્ચાચૉરો જીવન્ત રહ્યો છે. કવિતામાં, અરે કલાકૃતિમાત્રમાં, આકાર યા આકૃતિના મહિમાનો કોઈ અભિજ્ઞ જન ઇન્કાર કરી શકે તેમ નથી. પરન્તુ આકાર કોઈ વસ્તુ વગર સિદ્ધ થતો નથી. આથી કવિતાના આકારની જ્યારે વાત કરીએ ત્યારે તે ભુલાવું ના જોઈએ કે જે આકારની વાત થાય છે તે આકાર કઈ વસ્તુથી સિદ્ધ થયો છે. અહીં વસ્તુ બે અર્થચ્છાયામાં વપરાયેલો શબ્દ છે. એક, કવિતા બનવા માટેની છન્દ, લય, અલઙ્કાર, કલ્પન, પ્રતીક આદિ બાહ્ય સામગ્રી; બે, પ્રકૃતિ, પ્રણય, પ્રભુ, મનુષ્ય, ધર્મ, અધ્યાત્મ આદિ વિષયલક્ષી આન્તરિક સામગ્રી.

અહીં તે આન્તરિક સામગ્રીની વાત કરવા વિચાર્યું છે. ધર્મ અને અધ્યાત્મની કવિતાનો વિચાર કરીએ છીએ ત્યારે ધર્મનો પ્રાણ ભક્તિ છે, અને ભક્તિ માનવચિત્તની એક બળકટ ઊર્મિ છે, એ હકીકત સ્વીકારવી રહી. આથી ધાર્મિક કવિતા મુખ્યત્વે ભક્ત્યોર્મિ કવિતા છે. પરન્તુ અધ્યાત્મ એ ઊર્મિથી આગળ જઈને જ્ઞાનની ભૂમિકાએ પહોંચે છે. આ જ્ઞાન જીવનનાં રહસ્યોને તાગવા મથે છે. કેટલાક વિરલ મહાનુભાવો કે મહાન આત્માઓ આવાં રહસ્યોને પામે છે, તો વળી કેટલાક એ પામવાની

# રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા : ઉપલબ્ધિઓ

ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

## ૪.પ્રતીક-કલ્પન

અભિવ્યક્તિની રીતિ સાથે ગાઢપણે સકળાયેલ પ્રશ્ન છે પ્રતીક-કલ્પનનો. કવિ પોતાને સ્ફુરેલ સૂક્ષ્મ ભાવો ભાવકના ચિત્તમાં સંક્રાન્ત કરવા તેને અનુરૂપ પ્રતીક-કલ્પનોનો આશ્રય લે છે. જૂના, વાસી અલઙ્કારોની જેમ પ્રચલિત પ્રતીકો કે કલ્પનો પણ ભાવકને તીવ્ર, સઘન રીતે રજૂ કરવામાં બહુ કામયાબ નીવડતાં નથી. એ માટે કવિને યુગે યુગે નવાં ભાવપ્રતીકોની ખોજ કરવી પડે છે. ક્યારેક કેટલાંક જૂનાં પ્રતીકોને કવિ નવો સન્દર્ભ આપી પ્રયોજી શકે, પરન્તુ નવાં પ્રતીકો નિપજાવ્યાં સિવાય તેનું કામ ચાલે નહીં.

કોઈ પણ ભાષાની, કોઈ પણ યુગની કવિતામાં પ્રતીક-કલ્પનો હોવાનાં જ. પ્રતીક-કલ્પન વિના કોઈ પણ યુગની કવિતાને ચાલે નહીં. ગુજરાતી કવિતાની વાત કરીએ તો મધ્યકાલીન, નર્મદ-દલપત યુગની, પણ્ડિતયુગની કે ગાંધીયુગની કવિતામાં પ્રતીક-કલ્પનો મળી રહેવાનાં. છતાં રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતામાં પ્રતીક-કલ્પનના વિનિયોગની જે સભાન પ્રવૃત્તિ થઈ તે પૂર્વે કોઈ યુગમાં થઈ ન હતી. આ યુગના કવિઓ પાશ્ચાત્ય કવિતાના પ્રભાવ નીચે સભાનપણે પ્રતીક-કલ્પનનો વિનિયોગ કરે છે. આ યુગના એક પ્રમુખ કવિ નિરઞ્જન ભગત તો પોતાની કવિતાના અને કાવ્યવિષયક લેખો ભાષણો દ્વારા ધર્મયોદ્ધાના ઉત્સાહથી આ પ્રકારની કવિતાનો પુરસ્કાર કરે છે. પ્રિયકાન્ત, હસમુખ અને નલિન એ આન્દોલનમાં સાથ આપે છે અને પરિણામ સ્વરૂપે રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા પ્રતીક-કલ્પનધર્મી કવિતા કહેવાય છે.

રાજેન્દ્ર શાહ પ્રત્યક્ષરૂપે ઉપર્યુક્ત આન્દોલનમાં ઝુકાવતા નથી એ ખરું, પણ પરોક્ષ રીતે એ આન્દોલનને વેગ જરૂર આપે છે. રાજેન્દ્રની કવિતામાં પ્રતીક-કલ્પનોનો વિપુલ વિનિયોગ થયેલો જોઈ શકાય છે. 'ધ્વનિ'ના પ્રથમ કાવ્ય 'નિરુદ્દેશે'માં કુસુમકેરી ગન્ધ, કોકિલ, કેડી વગેરે કવિના આન્તરજગતને પ્રગટ કરતાં બહિર્જગતનાં કલ્પનો છે. આ કાવ્ય પછીનાં પાંચ-છ કાવ્યોમાં અન્ધકારનાં હૃદ્ય કલ્પનો સાંપડે છે. અન્ધકાર પ્રત્યે કવિને લાગણી બન્ધાઈ છે તેથી તો તેઓ તેને ચલ, અચલ, આકારશૂન્ય, સ્પષ્ટરેખ, ધસમસતો એમ અનેક રૂપમાં જોઈ શકે છે. અન્ધકારનું કલ્પન કવિનાં કાવ્યોમાં વારંવાર પ્રયોજાય છે. 'ક્ષણ જે ચિરન્તન'ના બળકટ ગીત 'ઠીબની આછી આંચ'માં અન્ધકારને તેમણે 'હિમટાઢો' કહ્યો છે અને છેલ્લી પઙ્ક્તિમાં 'કાંટાળિયા અન્ધારની ડાળે રતૂમડો અંકોર' (પૃ. ૯) એમ કહી જે થર્મલ સેન્સ જગાડી છે તે આસ્વાદ્ય છે. રાજેન્દ્રના એકે એક સઙ્ગ્રહમાં કલ્પનો તો છે જ, પણ 'ચિત્રણા'ની સૃષ્ટિ તો કલ્પનોની જ સૃષ્ટિ છે. સઙ્ગ્રહમાં, રજોધર્મ વટાવી ગયેલી અપરિણીત પ્રૌઢ સ્ત્રીનું એક છબિચિત્ર છે. 'કુ. નર્મદા'. આ અપરિણીત સ્ત્રીના જીવનની અસ્પર્શ્ય વન્ધ્યતાની કરુણતા ફલમાં નહીં પરિણમતા, દલેદલ ખરી જતા, ઝરી જતા ફૂલના કલ્પન દ્વારા કવિ વ્યક્ત કરે છે.

કલ્પન તેની વિશિષ્ટ ઉપસ્થિતિ તથા કાવ્યમાંના વિશિષ્ટ સન્દર્ભને કારણે પ્રતીક બની શકે

છે. 'ધ્વનિ'ની પ્રસિદ્ધ સૉનેટમાળા 'આયુષ્યના અવશેષે'ના પ્રથમ સૉનેટ 'ઘરભણી'માં જૂની ડમણીની વાત આવે છે. કાવ્યસમગ્રના સન્દર્ભમાં વિચારતાં આ ડમણી પ્રતીક બની રહે છે. પોતે જે ડમણીમાં બેઠો છે તે ડમણીની જેમ કાવ્યનાયકનું ચિત્ત આખા કાવ્ય દરમ્યાન ભૂતકાળનાં સ્મરણોથી ખખડ થતું અને કાળના વાંકાચૂકા ચીલાઓ પર ખોડઙ્ગાતું રહે છે. 'ધ્વનિ'ના ૧૩મા ગીત 'દીપક રે હોલવાયો'માં આવતું દીપકનું પ્રતીક પણ આવું બળકટ છે. જેની ઉક્તિરૂપે ગીત રચાયું છે તે સ્ત્રીના પતિ-પ્રાણાધારનું દીપક પ્રતીક છે તે કવિએ કુશળતાપૂર્વક વ્યઞ્જિત કર્યું છે. 'ધ્વનિ'નું જ એક કાવ્ય 'શીમળાને' પણ પ્રતીકાત્મક કાવ્યનું ઉત્તમ નિદર્શન છે. રાજેન્દ્રની કવિતામાં આવતાં પારવિનાનાં પ્રતીકો-કલ્પનો તેમના અલઙ્કારોની જેમ કાવ્યના રસાયણમાં એકરૂપ થઈને આવે છે. આ તત્ત્વોનો બિનજરૂરી કે નિરર્થક વિનિયોગ કવિએ ક્યાંય કર્યો નથી.

રાજેન્દ્ર કરતાં નિરઞ્જન પ્રતીક-કલ્પનનો વિનિયોગ વિશેષ સભાનતાથી કરે છે. તેમનું આખું 'પારેવાં' કાવ્ય કલ્પન તરીકે આસ્વાદી શકાય છે. 'સંસ્મૃતિ' કાવ્યમાં, રાષ્ટ્રના થયેલા ભાગલાને સ્વીકારવું કેવું તો દુષ્કર છે છતાં તે શક્ય બન્યું છે તેની અપાર વ્યથા છૂરી અને જલના કલ્પન દ્વારા વ્યક્ત કરી છે. 'પ્રવાલદ્વીપ'નું 'ગાયત્રી' કાવ્ય કલ્પનોના વિનિયોગની દૃષ્ટિએ ખાસ નોંધપાત્ર કાવ્ય છે. કાવ્યમાં સઙ્ખ્યાબન્ધ કલ્પનોનો કવિએ કાવ્યાત્મક ઉપયોગ કર્યો છે. કાવ્યનો પ્રારમ્ભ નગરદ્વીપ સુન્દરીના ચિત્તાકર્ષક કલ્પનથી થાય છે. સુપ્ત સુન્દરીના સમ્મોહક કલ્પનની સાથે કવિએ વિહઙ્ગો, ઉંદર તેમજ બિલાડીનાં કલ્પનોનો ચિત્તની સ્મૃતિ, જાગૃતિ અને સ્વપ્નાવસ્થાને પ્રગટ કરવા સુન્દર ઉપયોગ કર્યો છે. કાફેના અરીસાનું કલ્પન યુગસન્દર્ભને કારણે આસ્વાદ્ય બન્યું છે.

'મૃત્તિકા' કાવ્યમાં કવિને વાત તો કરવી છે પ્રિયાનાં સ્તનોની, પણ સીધી રીતે વાત કરતાં શૃઙ્ગાર ઉઘાડો પડી જાય અને કાવ્યત્વ પાંખું. આ મુશ્કેલી નિવારવા કવિ ફૂલનો પ્રતીકાત્મક ઉપયોગ કરે છે. 'મન' પણ પ્રતીકાત્મક કાવ્યનું દૃષ્ટાંત છે. કલ્પન અને પ્રતીકની સહોપસ્થિતિથી શોભતું કાવ્ય છે 'તારલી'. 'માનુનીને' કાવ્યમાં આવતું પાષાણનું પ્રતીક માનુનીના હૃદયની રુક્ષતા, કઠોરતાનું સૂચક છે. 'પ્રવાલદ્વીપ'નું 'આધુનિક અરણ્ય' નગરનું પ્રતીક છે એ સ્પષ્ટ છે. જેને સઙ્કુલ અને નવીન પ્રતીક કહી શકાય એવાં બે સુન્દર પ્રતીકો પ્રાપ્ત થાય છે. કવિનાં બે બલિષ્ઠ સૉનેટો 'કરોળિયો' અને 'મોર'માં. પ્રતીકાત્મક કાવ્યોનાં આ ઉલ્લેખનીય ઉદાહરણો છે.

આધુનિક કવિઓ કાવ્યમાં પ્રતીક-કલ્પનની જેમ ક્યારેક પુરાકલ્પનનો વિનિયોગ પણ કરતા હોય છે. આ વિનિયોગ ક્યારેક અનુબન્ધક ઉદાહરણ તરીકે, ક્યારેક સન્દર્ભ લેખે તો ક્યારેક લાગણીના સાર્થક વિભાવ તરીકે પણ થતો હોય છે. રાજેન્દ્રે 'વિષાદને સાદ'નાં કાવ્યોમાં પુરાકલ્પનોનો વિશિષ્ટ ઉપયોગ કર્યો છે. નિરઞ્જને એવો ઉપયોગ તો કર્યો નથી પણ 'સંસ્મૃતિ' જેવા કાવ્યમાં ગુરુ ગોવિન્દસિંહનાં, પાંચાલીનાં પુરાકલ્પનનો તથા 'આષાઢ આયો' જેવા ગીતમાં કાલિદાસના 'મેઘદૂત'ને આધારે યક્ષ, અલકાનો સન્દર્ભ લેખે કાવ્યભાવનો પોષક રીતે ઉપયોગ કર્યો છે તે ઉલ્લેખનીય છે.

પ્રતીક-કલ્પન પ્રિયકાન્તની કવિતાની લાક્ષણિક વિશેષતા છે. પ્રિયકાન્તે મુખ્યત્વે પ્રકૃતિના પદાર્થોમાંથી કલ્પનો-પ્રતીકો મેળવ્યાં છે. 'પ્રતીક'ના એક કાવ્ય 'રજની અને મધ્યાહ્ન'માં વર્તમાન

સમયની વાત કવિ સિંહના કલ્પન દ્વારા સચોટ રીતે કરે છે. કવિએ અનેક કાવ્યોમાં પાણીને પણ કલ્પન તરીકે યોજ્યું છે. 'પ્રબલગતિ'નું પ્રાસ્તાવિક કાવ્ય 'વ્હેવું વ્હેવું વ્હેવું એ જ છે નાયગ્રાનું સત્ય' એનું ઉત્તમ નિદર્શન છે. 'સમીપ'ની એક રચના 'સવાર'માં ઉષ્માનો અનુભવ કરાવતું એક સુન્દર સ્પર્શેન્દ્રિયગ્રાહ્ય કલ્પન મળે છે. 'નવશેકા પાણીની માંહી હાથ બોળીએ એમ સૂર્યમાં નજરો બોળું.' (પૃ. ૮) અલઙ્કારગર્ભ કલ્પનનાં દૃષ્ટાન્તો પણ પ્રિયકાન્તની કવિતામાંથી મળી રહે છે. ઉપમા અને રૂપક પર અવલમ્બિત અન્ધકારનાં બે કલ્પનો જુઓ : 'શ્યામાની સૌ અલક લટ શો રાત્રિનો અન્ધકાર' ('પ્રતીક', પૃ. ૬), 'અન્ધકારનો ઘુમ્મટ ડોલે.' ('સ્પર્શ', પૃ. ૧૦)

કવિતામાં ક્યારેક કલ્પનોની સેરમાંથી પ્રતીક બન્ધાતું હોય છે. 'અશબ્દ રાત્રિ'ની બે રચનાઓ 'નક્કી અહીં આ હું રહું છું ?' અને 'આપણે'માં સળઙ્ગ આવતાં કલ્પનો અન્તે પ્રતીકમાં પરિણમતાં જોઈ શકાય છે. આ પ્રતીકો એકાદ વ્યક્તિ પૂરતાં મર્યાદિત નથી, સમગ્ર સમાજને સ્પર્શે છે. પ્રિયકાન્તની કવિતામાં વારંવાર પ્રયોજાતાં બે પ્રાકૃતિક પ્રતીકો છે ફૂલ અને સૂર્ય. આ પરમ્પરાપ્રાપ્ત પ્રતીકોને કવિએ નિજી મુદ્રા સાથે પ્રયોજ્યાં છે. આ કવિનાં પ્રતીકોના અભ્યાસની દૃષ્ટિએ 'અશબ્દ રાત્રિ' મહત્ત્વનો સઙ્ગ્રહ છે. 'ખિસકોલીઓ' કાવ્યમાં વ્યક્ત થયેલો ખિસકોલીઓનો આખો અનુભવ જીવનોદ્ભવનું, જીવનોલ્લાસનું પ્રતીક બની રહે છે. કવિનાં પશુ-પક્ષીઓ વિશેનાં કાવ્યો મહદંશે પ્રતીકાત્મક છે. 'અશ્વ'માં આવતા અશ્વને અવપતન, સ્ખલન પામેલ મનુષ્યના પ્રતીક તરીકે તો, 'સમીપ'ના 'બળદ'ને મૃત્યુમાં રગદોળાઈ રહેલા વિશાળ જનસમુદાયના પ્રતીક તરીકે લઈ શકાય. 'કબૂતરો' કાવ્યમાં કબૂતરોના પ્રતીક દ્વારા કવિ સામ્પ્રતની દીનતા અને ગતકાલની વ્યથાનું નિરૂપણ કરે છે. 'પ્રગલગતિ'ના 'સ્નેહસમય' કાવ્યમાં આવતું મસ્ત ગજરાજનું પ્રતીક પ્રેમનું – તેના બાહુલ્ય, ગૌરવ અને ભવ્યતાનું દર્શન કરાવી અન્તે તેની વિફળતા દર્શાવે છે. પ્રિયકાન્તની કલ્પન-પ્રતીક સૃષ્ટિ મર્યાદિત કે સઙ્કુચિત નથી. કવિએ આસપાસની પરિચિત સૃષ્ટિમાંથી પ્રતીકો ઉપાડી તેનો કુશળ સર્જનાત્મક વિનિયોગ કર્યો છે. કાવ્યસર્જનના આરમ્ભથી છેક સુધી પ્રતીક રચનામાં કવિનો રસ ચાલુ રહે છે. નવાં નવાં પ્રતીકો ઉપરાન્ત પરમ્પરાપ્રાપ્ત પ્રતીકોનો પણ તેમણે લાભ લીધો છે. 'પ્રતીક' અને 'સ્પર્શ'નાં અનેક ગીતોમાં રાધાકૃષ્ણના પારમ્પરિક પ્રતીકનો તેમણે સમર્થ ઉપયોગ કર્યો છે.

પ્રતીકકલ્પનધર્મી કવિતાના આન્દોલનમાં પ્રિયકાન્તના જેવો મહત્ત્વનો ફાળો છે હસમુખનો. પ્રિયકાન્તની જેમ હસમુખની કવિતામાં પણ ખાસ કરીને 'નમેલી સાંજ'ની કવિતામાં પ્રતીક, કલ્પન, પુરાકલ્પન વગેરેનો પ્રચુર સફળ વિનિયોગ થયેલો છે. 'સાંજ' કાવ્ય કલ્પનોના વિનિયોગની દૃષ્ટિએ નોંધપાત્ર છે. આખું કાવ્ય કલ્પનોથી ખીચોખીચ ભરેલું છે. કાવ્યમાં પવન, સૂર્ય, ઘર, ખેતર, ચન્દ્ર વગેરેનાં કલ્પનો પ્રયોજ્યાં છે. 'ઉચાળો' કાવ્યના આરમ્ભમાં આવતું શહેરનું કલ્પન તથા છેલ્લે આવતાં કૂતરાં તથા તારલાનાં કલ્પનો આસ્વાદ્ય છે. 'શ્હેરની ઘડીઓ ગણતાં કાવ્ય પણ કલ્પનખચિત છે. કાવ્યાન્તે આવતું ભૂલા પડેલ શિશુનું કલ્પન સ્પર્શી જાય તેવું છે.

'કવિનું મૃત્યુ' કાવ્યમાં આવતો મરેલો ઉંદર શોષિત માનવનું પ્રતીક છે. 'તણખલું' કાવ્યનું તણખલું પ્રતીક છે, પરંતુ થોડુંક સઙ્કુલ છે તેથી જલદી પકડાવું મુશ્કેલ છે. 'આંબો' કાવ્યમાં વૈશાખનો વણ્ટોળ કલ્પન બનીને અટકી જાય છે જ્યારે આંબો

ઈશુનું પ્રતીક બની રહે છે. એ જ રીતે 'ઉચાળો'માં આવતો કુંભાર અને ખોલકું કાવ્યાત્મક સંદર્ભને લઈ ઈશ્વર અને મૂક માનવતાનાં પ્રતીકો બની શકે છે. 'પશુલોક'નો કૂતરો, ચામાચીડિયું, ઊંટ વગેરે પણ અનુક્રમે ભિખારી, સ્વાર્થી મજૂર નેતા તથા શેઠનાં પ્રતીકો તરીકે પ્રયોજાયાં છે તે સમજી શકાય છે.

કલ્પન અને પ્રતીક ઉપરાન્ત હસમુખે ક્યાંક ક્યાંક પુરાકલ્પનો પણ પ્રયોજ્યાં છે. 'પશુલોક' કાવ્યમાં કૂતરો શેઠને ઉદ્દેશી જે બોલે છે તેમાં કવિએ સાહજિકતાથી યુધિષ્ઠિર અને તેમના કૂતરાનું પુરાકલ્પન ગૂંથી લીધું છે.'વૃદ્ધ' કાવ્યમાં પણ બાણશય્યા પર સૂતેલા ભીષ્મનું પુરાકલ્પન ગૂંથાયું છે. આ ઉપરાન્ત 'એનાં એ જ' કાવ્યમાં કવિએ મહાભારતનાં પુરાકલ્પનો પોતાના વકતવ્યને સ્ફુટ કરવા યોજ્યાં છે.

'નમેલી સાંજ' પછીની રચનાઓમાં કવિ પ્રતીક-કલ્પનની સૃષ્ટિમાંથી બહાર નીકળી જાય છે. કવિનું ફોકસ બદલાઈ જાય છે. હસમુખનાં પ્રતીક-કલ્પનો વિશે એમ કહેવું પડે કે તેમાં જેટલી નવીનતા છે. કરામત છે તેટલી કલાત્મકતા નથી. પ્રિયકાન્તનાં પ્રતીકો જેવાં કવિતા સાથે એકરૂપ થઈ જાય છે તેવાં હસમુખનાં (એક બે અપવાદો બાદ કરતાં) થતાં નથી.

નલિને પણ પ્રતીકકલ્પન રચનામાં નોંધપાત્ર સફળતા મેળવી છે. તેમની કવિતામાંથી પ્રતીકકલ્પનોનાં પ્રચુર દૃષ્ટાન્તો સાંપડે છે. 'ઉદ્‌ગાર'ની પ્રથમ 'આવું ?'માં આવતું વસન્તનું કલ્પન કલ્પનાની નજાકત અને તાજગી લઈ આવે છે. 'બપોર' કાવ્યનું ખળખળ હસતી બિહામણી બપોરનું કલ્પન પણ બળકટ છે. 'ઉદ્વેગ' કાવ્યમાં કલ્પન અને પુરાકલ્પન કવિએ કુશળતાથી ગૂંથ્યાં છે. 'મધ્યરાત્રિએ ભરૂચ' અને 'કામ' કલ્પનોના વિનિયોગની દૃષ્ટિએ નોંધપાત્ર કાવ્યો છે. કલ્પનોની દૃષ્ટિએ આવું જ સમૃદ્ધ તાજગીસભર કાવ્ય છે, 'કહીં જશે ?' સંગ્રહના અન્તિમ કાવ્ય 'વારવાર'માં પણ કવિએ કોમળમધુર કલ્પનોનો વિનિયોગ કર્યો છે. 'અવકાશ'ના કાવ્ય 'એકાન્ત'માં ઝઞ્ઝાગ્રસ્ત ચન્દ્રવૃક્ષનું કલ્પન તેની નવીનતાથી ધ્યાન આકર્ષે છે. 'સિંહ અને વરસાદ'માં આવતું સિંહનું કલ્પન પણ ગતિશીલ ચૈતન્ય સભર લાગે છે. 'ટ્રેન' કાવ્યનું જિપ્સી સુન્દરી તરીકેનું ટ્રેનનું કલ્પન તો કદાચ ગુજરાતી કવિતામાં અપૂર્વ છે. 'અશ્વત્થામાની સ્વગતોક્તિ' તથા 'નારી' એ બે દીર્ઘકાવ્યોમાં અનેક કલ્પનો એકબીજા સાથે ગૂંથાઈને બે ભાતો ઉપસાવે છે.

'અવકાશ'નું લઘુકાવ્ય 'પક્ષી' કવિની રહસ્યગર્ભ સઙ્કુલ પ્રતીકરચનાનું ઉદાહરણ પૂરું પાડે છે. નિરઞ્જનનાં 'ઝૂમાં', 'મ્યૂઝિયમમાં' વગેરે કાવ્યોમાં સિંહ પ્રતીકાત્મકતા ધારણ કરે છે. નલિને પોતાનાં કાવ્યો 'સિંહ', 'સિંહગાન', 'ઝૂમાં સુન્દરી'માં સિંહનો પ્રતીકાત્મક ઉપયોગ કર્યો છે. આ કાવ્યોમાં સિંહના પ્રતીક દ્વારા કવિએ કુશળતાપૂર્વક જાતીયતાનું સૂચન કર્યું છે. 'રેતપક્ષી' કાવ્ય પ્રતીકાત્મક છે, પણ તેનું પ્રતીક મુખર છે. 'એક પક્ષી'માં આવતું પક્ષીનું પ્રતીક સઙ્કુલ, ગહન તેમજ રમ્ય છે. 'રાતું ગુલાબ', 'પરી', 'બિલાડી' વગેરે પણ પ્રતીકાત્મક કાવ્યો છે.

પ્રિયકાન્ત, હસમુખની જેમ નલિનની કવિતામાં પ્રતીકોનો સારા એવા પ્રમાણમાં સર્જનાત્મક વિનિયોગ થયો છે. પ્રિયકાન્તની કવિતામાં પરમ્પરાગત પ્રતીકો મળે છે. હસમુખની જેમ નલિનમાં નવાં નવાં પ્રતીકો નિપજાવવાનું પ્રયોગશીલ વલણ જોવા મળે છે. હસમુખ કરતાં નલિન પ્રતીકરચનાની બાબતમાં વિશેષ સભાન છે

તેથી હસમુખની જેમ કાવ્યમાં બેચાર અપવાદો બાદ કરતાં પ્રતીકોની સ્પષ્ટતા થવા દેતા નથી. પ્રિયકાન્તની માફક નલિનમાં પણ મુખ્યત્વે પ્રકૃતિનાં તત્ત્વોમાંથી પ્રતીકો મેળવવાનું વલણ જોવા મળે છે. નલિનનાં કેટલાંક પ્રતીકો એટલાં બધાં સક્કુલ, સૂક્ષ્મ છે કે તેનો આંગળી ચીંધીને એકાદ અર્થ આપવો મુશ્કેલ થઈ પડે છે. આમ છતાં તેવાં પ્રતીકો અસ્પષ્ટ, ગૂંચવાડા ભરેલાં તો નથી હોતાં.

રાજેન્દ્ર, નિરઞ્જન, પ્રિયકાન્ત, હસમુખ અને નલિન આ પાંચ કવિઓએ સભાનપણે કવિતામાં પ્રતીક-કલ્પનનું મહત્ત્વ વધારી આપ્યું. આને લીધે આ યુગના અન્ય કવિઓની કવિતામાં પણ આ તત્ત્વોનો વિશેષ વિનિયોગ થવા લાગ્યો એટલું જ નહીં, અદ્યતન યુગની કવિતા પર પણ તેની વ્યાપક અસર વિસ્તરી. આજની કવિતામાં પ્રતીક-કલ્પનના વિનિયોગનું જે વલણ જોવા મળે છે તેની પાછળ રાજેન્દ્ર-નિરઞ્જન યુગની પ્રતીક-કલ્પનધર્મી કવિતાનો પ્રભાવ છે. આમ, પ્રતીક-કલ્પનનો વધેલો સભાન ઉપયોગ આ યુગની કવિતાની અભિવ્યક્તિની રીતિ પરત્વેની એક મહત્ત્વની ઉપલબ્ધિ ગણી શકાય. (ક્રમશઃ)

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૨. સેનાઓ સાબદી થઈ (ચાલુ)

એ ઝાડની સૌથી ઊંચી ડાળે એક ચકલી એનાં આઠ બચ્ચાં સાથે ચીંચીં કરતી બેઠી હતી. નાગ એ બધાંનો કોળિયો કરી ગયો. એણે બચ્ચાંની માને પણ ન મૂકી. ગૂંચળું વાળીને એ બેઠો અને પછી, ચીંચીં કરતી એ ચકલી પર એણે ઝાપટ મારી પણ એનું આ ખાવાનું પૂરું થયું કે તરત જ, એને ત્યાં ઝાડ પર મોકલનાર ઝ્યૂસે જ એને પથરામાં ફેરવી દીધો. આ ચમત્કાર સામે આંખો ફાડી આપણે ઊભા હતા. આપણા પવિત્ર ધર્મકાર્યમાંના આ વિક્ષેપનો અર્થ શો ? તરત જ કેલ્ચેઝે ફોડ પાડ્યો હતો : 'આપણે અહીં લાંબા સમયથી છીએ અને હજી નવ વરસ ધામા નાખી રહેવું પડશે. ચકલી અને એનાં બચ્ચાં મળી કુલ નવ હતાં તે યાદ છે ને ? અને પેલો નાગ એમને ગળી ગયો એ રીતે નવ વરસ પછી આપણે ટ્રૉય પર વિજય મેળવી શકશું. કેલ્ચેઝે કહેલું બધું સાચું પડતું આવ્યું છે તો, વીર લડવૈયાઓ, દેશબાન્ધવો પ્રાયમના આ ભવ્ય નગર પર આપણે ડક્કો વગાડીએ ત્યાં સુધી પગ ખોડીને ઊભા રહો.'

ઑડિસ્યૂસે બોલવાનું પૂરું કર્યું તેવો એને એવા તો મોટા નિનાદથી વધાવવામાં આવ્યો કે એ ઘોર રવના પડછન્દા વહાણોએ પણ પાડ્યા. પછી મહારથી વયોવૃદ્ધ નેસ્ટરે પોતાના દેશવાસીઓને થોડા બોલ કહ્યા : 'તમારી વાત સાંભળતાં, યુદ્ધમાં રસ વગરના નાના છોકરાઓ જેવા તમે લાગો છો. આપણા કોલનું, આપણા સોગન્ધનું શું થયું ? યુદ્ધની જે યોજનાઓ આપણે સાથે ઘડી હતી, વફાદારીના જે સોગન્દ શરાબના ઘૂંટ સાથે આપણે જમણે હાથે લીધા હતા તે બધું શું પોકળ હતું ? હાલ તમે કેવળ શબ્દોનાં શસ્ત્રો જ વાપરો છો. ગમે એટલું બોલબોલ કરશું તો પણ આપણે ડગલુંયે નહીં વધી શકીએ. મહારાજ ઍગામેમ્નૉન, આપના દૃઢ નિશ્ચયને મક્કમપણે વળગી રહો અને આપણાં દળોને રણભૂમિમાં દોરો. આપણામાં કોઈ એકાદ દગાબાજ હોય તો એને પડ્યો પડ્યો સડવા દો. ઝ્યૂસે શું કહ્યું છે તેની એને ખબર પડે. ટ્રૉય પર વાવટો ફરકાવવા માટે આપણે જે જહાજે ચડ્યા હતા તે જ દહાડે ક્રોનોસના એ પુત્રે આપણને અનુમતિ આપી હતી. આપણી જમણી તરફ વીજઝબકારો થયો હતો, એનો અર્થ એ કે આપણું કાજ મઙ્ગલ થવાનું છે. હેલને આપણને જે ત્રાસ આપ્યો છે તેના બદલામાં તમને દરેકને પૂરું વળતર મળે નહીં અને તમે સૌ અક્કેક ટ્રોજન સ્ત્રીને ભોગવો ત્યાં સુધી પાછા જવા તલપાપડ નહીં થાઓ. પાછા જવા માગનાર પોતાના વહાણ પાસે ગયો તેવો વીંધાયો સમજજો.

'ને નામદાર, આપની યોજનાઓ બધી પાકી છે કે નહીં તેની ખાતરી કરી લેજો અને બીજાઓની સલાહ લેજો. મારી સલાહ તો સાંભળી જ લો. વીર ઍગામેમ્નૉન, તમારાં દળોનું વિભાજન એમની જાતિઓ અને એમના કુળ અનુસાર કરી નાખો એટલે, દરેક કુળનો લડવૈયો પોતાના કુળના માણસો પડખે અને જાતિનો લડવૈયો પોતાની જાતિના બીજા માણસો પડખે ઊભો રહે. આમ, ભાઈની સાથે ઊભા રહી ભાઈ લડતો હોઈને, કાયર કોણ છે તે તરત પરખાઈ આવશે. પછી, તમારી અને ટ્રૉયના પતનની વચ્ચે ઈશ્વરની ઇચ્છા છે કે આવા સૈનિકોની નામર્દાઈ છે તેની ખબર તરત જ પડી જશે.'

નેસ્ટરના આ પ્રવચન બદલ રાજા ઍગામેમ્નૉને તેને અભિનન્દન આપ્યાં અને કહ્યું : 'આદરણીય નેસ્ટર, તમે ઘણી કીમતી સલાહ આપી છે. હે દેવ ઝ્યૂસ, દેવી એથીની અને દેવ ઍપોલો, મને નેસ્ટર જેવા દસ સલાહકાર આપો એટલે, અકિઅન સૈન્યો વડે ધમરોળાયેલી રાજા પ્રાયમની નગરીનો નાશ થાય. પણ ઝ્યૂસને અમને પીડવામાં રસ છે. એ મને નિરર્થક વિવાદોમાં અને ઝઘડાઓમાં ફસાયેલો રાખે છે. એક છોકરી બાબત અકિલીઝ સાથેનો ઝઘડો જ જુઓ. અમે બન્નેએ એકબીજાનાં કેવાં તો અપમાનો કર્યાં ! જોકે ગુસ્સે થવાની પહેલ મેં કરી હતી. અમારી બેઉની વચ્ચે ફરીથી સુમેળ થાય તો, ટ્રોજનોને એક દહાડો પણ આરામનો નહીં મળે.'

'પણ પહેલાં તમે સૌ જમી લો ને પછી, રણે ચડો. તમારાં ભાલાંનાં ફળાંની ધાર કાઢો, ઢાલને ઠેકાણે રાખો. ઘોડાઓને પૂરતું જોગાણ આપો અને તમારા રથનાં પૈડાંને ઊંઝણ, પૂરી તાકાત સાથે તૂટી પડવા તૈયાર રાખો, કારણ, સઙ્ગ્રામ મણ્ડાશે ને તે, દી આખો ચાલશે. રાત પડશે ત્યાં સુધી જરીય આરામ નહીં લઈ શકાય. તમારી છાતી સાથે બન્ધાયેલી તમારી ઢાલના પટ્ટા પરસેવે રેબઝેબ થઈ જશે અને, ભાલાં પરના તમારા હાથ થાકી જશે; તમારા ઘોડાઓ પરસેવે નહાઈ રહેશે. અને મોરચે જવાને બદલે પોતાના ચાંચાળા બતેલા પાસે કોઈ ભળાયો તો એ બચી નહીં શકે, એ કાગડાકૂતરાનો બલિ બનશે.'

દખ્ખણના જોરદાર વાયરા વાય અને પથરાળ કાંઠા ઉપર પછડાતાં સમન્દરનાં મોજાંની ગર્જનાનો મહારવ ઊઠે તેવા રવે અકીઅનોએ ઍગામેમ્નૉનના બોલને વધાવ્યા. સભા તરત જ બરખાસ્ત થઈ અને, સૌ પોતપોતાને જહાજે જઈ, અગ્નિ પેટાવી ખાણું પકાવવા અને ખાવા લાગ્યા. મોઢામાં કોળિયો મૂકતાં પહેલાં દરેકે પોતાના ઈષ્ટદેવને અઞ્જલિ આપી માગ્યું : 'હે દેવ, મને હેમખેમ રાખજો.' રાજા ઍગામેમ્નૉને પાંચ વર્ષની વયના એક બળદનો બલિ ક્રોનોસપુત્ર ઝ્યૂસને ચડાવ્યો અને, નેસ્ટરને, રાજા આઈગેમેન્યૂસને, ઐયાઝને અને એના નામધારી બીજા ઐયાઝને ડાયમિડીઝને અને ઑડિસ્યૂસને નિમન્ત્ર્યા. રાજાનો નાનો ભાઈ મેનેલોઝ વગર નિમન્ત્રણે જ હાજર થઈ ગયો. સૌ બલિની ફરતા ઊભા રહ્યા. સૌના હાથમાં હોમવાના અનાજના દાણા હતા. એ-સૌ સાંભળે એમ રાજા ઍગામેમ્નૉને પ્રાર્થના કરી, 'હે દેવઝ્યૂસ, હે સ્વર્ગાધિપતિ, મને વરદાન છે કે, આજનો સૂરજ આથમે એ પહેલાં પ્રાયમના મહેલને હું જમીનદોસ્ત કરું, એના દરવાજાઓની હોળી કરું અને હૅક્ટરના કેડિયાને મારા ભાલાથી વીંધું. ઍગામેમ્નૉને આવી પ્રાર્થના કરી પણ, એ સન્તોષવાની ઝ્યૂસને ઇચ્છા ન હતી. દેવે એના બલિનો સ્વીકાર કર્યો પણ એના બદલામાં બેવડી આફત મોકલી.'

અકીઅનોએ પોતાની યાચનાઓ કરી દાણા વેર્યા. તે પછી તેમણે બલિનું માથું વધેર્યું, એના ગળાને કાપ્યું અને પછી એના સાથળોમાંથી કટકાઓ કાપી, તેમને ભડભડતા અગ્નિમાં શેક્યા. એ બરાબર ચડી ગયા પછી, સૌના સરખા ભાગ કરી, સૌ એની ઉપર તૂટી પડ્યા અને સુરાપાન કરી તરસ પણ છીપાવી. પછી નેસ્ટર ઊભો થયો. એણે કહ્યું : 'માનવજાતના રાજા ઍગામેમ્નૉન, આપણે હવે અહીંથી આટોપીએ અને પ્રભુચીંધ્યા કામે લાગી જઈએ. આપણા શરણાઈવાદકોને વહાણો પાસે મોકલી આપણાં લશ્કરોને સાબદાં થવા કહો. પછી આપણે સેનાપતિઓ બધાં દળ ઉપર નજર નાખી જઈએ અને એમને લડવા પ્રેરીએ.'

રાજા ઍગામેમ્નૉને આ સલાહનો તરત જ

સ્વીકાર કર્યો અને પોતાના ચોપદારોને આજ્ઞા કરી કે, સુકેશી અકીઅનોને યુદ્ધ માટે આજ્ઞા આપો. ચોપદારોએ એ આજ્ઞા કહી સમ્ભળાવી એટલે સૈન્યો હરોળોમાં ગોઠવાવા લાગ્યાં. મોખરે સેનાપતિઓ હતા અને એમની સાથે દેવી એથીની હતી. એણે એનું દિવ્ય કવચ ધારણ કર્યું હતું. સોનાનાં સેંકડો ફૂમતાં એમાંથી લટકતાં હતાં, અતીવ સુન્દર એ ફૂમતાંમાંનું દરેક સેંકડો પશુઓ કરતાં અનેકગણું મૂલ્યવાન હતું. આવા સુંદર વેશમાં એ બધા સૈનિકોને આગળ ધપવા પ્રેરતી હતી અને સૌને વીરતાપૂર્વક લડવા ઉત્તેજન આપતી હતી. થોડી વેળમાં જ બધાનું મન બદલાઈ ગયું અને, વહાણના ભણ્ડમાં ભરાઈ ઘરભેળા થવાને બદલે સૌને લડી લેવાની ઇચ્છા થઈ.

સાબદાં થઈ ઊભેલાં એ દળોનાં ભાલાંઓના તેજદાર ફળાં આકાશે અડવા લાગ્યાં. જાણે જઙ્ગલમાં દવ લાગ્યો હોય તેમ એ ચમકતાં હતાં. લાંબી ડોકવાળા વારસો અને હંસોનાં ટોળાંઓ આવે તેમ અકીઅન સૈનિકોનાં ટોળાં આવવા લાગ્યાં. એમના પગના અને ઘોડાઓના ડાબલાઓના આઘાતથી ધરતી ધમધમી ઊઠી. ટ્રોજનોના કટકા કરી નાખવાની એકમાત્ર ઇચ્છા હૃદયમાં ધારણ કરતા સુકેશી અકીઅન સૈનિકો ત્યાં એકઠા થયા હતા, જાણે ગાયોની ગમાણમાં દૂધ ભરેલાં ખુલ્લાં બોઘરણાં પર વસન્ત ઋતુમાં માખીઓ તૂટી પડી.

લશ્કરો ગોઠવાયાં અને એમના સેનાપતિઓએ પોતપોતાનાં સ્થાન લીધાં એટલે, વજ્રધારી ઝ્યૂસના જેવી આંખોવાળો, યુદ્ધદેવતાના જેવું કટિ ધારણ કરતો અને, વરુણદેવ પૉઝેઇડૉન જેવી વક્ષસ્થળવાળો રાજા ઍગામેમ્નૉન એમની વચ્ચે ફરી બધે નજર નાખી ગયો. ગાયોના ધણમાં ગોધલો નોખો તરી આવે એમ, દેવ ઝ્યૂસે એને બધાથી નોખો તારવી બીજા રાજાઓના તેજને ગ્રહણ લગાડી દીધું.

હે કલાની દેવીઓ, ઑલિમ્પસવાસિનીઓ, અકીઅન સેનાઓના સેનાપતિઓ અને વડેરાઓ કોણ હતા તે તમે મને કહો. મને દસ મુખ હોય, દસ જીભ હોય અને કાંસાનું કાળજું હોય તો પણ બધાં અકીઅન દળોની હું ગણતરી કરી શકું કે તેમનું વર્ણન કરી શકું તેમ નથી. અહીં તો હું એ કાફલાના સેનાપતિઓ અને એમના બતેલાઓની જ વાત કરું છું.

મેનેલોઝ અને લેઇટસ, આર્કેસિલોઝ અને કલોનિયસના આધિપત્ય હેઠળની બોઇશિયનોની સેના પહેલી ઊભી છે. એ સૌ હાઈરીથી ને સ્ટૉની ઑલિસથી, સ્કોલસથી અને ઊંચી ડુંગરીઓવાળા ઈટિઓનસથી, થેસ્પિયાથી અને ગ્રેઇયાથી અને ઘાસનાં મેદાનોવાળા માઇકેલેસસથી આવ્યા છે. ઇલેસિયોનનાં, ઇરિથ્રેનાં, હાઇલનાં અને પેટેઓનનાં લોક પણ એમની સાથે છે. પચાસ વહાણોમાં ચડીને એ સૌ આવ્યા છે. તે દરેક વહાણમાં પૂરા એકસો ને વીસ લડવૈયાઓ છે.

યુદ્ધના દેવ એરીઝના પુત્રો એસ્કેલેફસ અને ઇયાલમેનસના આધિપત્ય હેઠળ એસ્પલડન અને ઓર્કોમેનસનાં લોક આવ્યાં છે. એમનો કાફલો ત્રીસ વહાણોનો છે.

નોબોલસના પુત્ર ઉદાર હૃદયી ઇન્ટસના પુત્રો સ્કેડિયસ અને એપિસ્ટ્રોફસની સરદારી હેઠળ ફોસિસનાં દળો આવ્યાં છે. ચાળીસ કાળાં ડિબાઙ્ગ વહાણોમાં આવેલા એવડા એ બોઇશિયનોની જમણી પાંખે ગોઠવાયાં છે.

ઓઇલ્યુસનો પુત્ર, ચપાટ પગવાળો નાનો ઍયાઝ લોક્રિયન સૈન્યનો સેનાની છે. એ ઠીંચકો છે ને એણે લીનનનું કેડિયું પહેર્યું છે. ભાલાફેંકમાં કોઈ ગ્રીક એનો બરોબરિયો નથી. એનાં દળો સાઇનસ, ઑપસ અને કેલેરસથી, બેસા અને સ્કાર્પેથી, ટાર્ફે

અને ટ્રોનિયનથી અને ઓએગ્રિયસ નદીને કાંઠેથી આવ્યાં છે. ચાળીસ બતેલાઓ એના હાથ નીચે છે.

યૂબિયાથી થેલ્સિસના આઇરિટ્રિયાના અને હિસ્ટેઇયાના લડાયક એબેન્ટિસો આવ્યા છે. એ પ્રદેશો દ્રાક્ષના વેલાઓથી લચિત છે. બહાદુર એબેન્ટિસોના સેનાની, યુદ્ધદેવનો વંશજ અને ચાલ્કોડોનનો પુત્ર એલેફેનોર છે. એના સૈનિકોના પગ સ્ફૂર્તિલા છે, એમના વાળની એ લોકો લટ બાંધે છે, એમનાં ભાલાં રાખે છે અને, વેરીઓની સામે ધસી જઈ, એમનાં કેડિયાં વીંધી એમની છાતીઓ સોંસરાં પોતાનાં ભાલાં પરોવી દેવા સિવાય એ બીજું કશું ઇચ્છતા નથી. એલેફેનોરના નેતૃત્વ હેઠળ ચાળીસ બતેલાંઓ આવ્યા છે.

ઝ્યૂસપુત્રી એથીનીએ જેને ઉછેરીને ઍથેન્સમાંના પોતાના દેવળમાં પ્રસ્થાપિત કર્યો છે તે, સુફલા ધરતીના પુત્ર ઉદાર ચરિત ઍટેક્થ્યૂસના પ્રદેશમાંના પોતાના ભવ્ય કિલ્લામાંથી ઍથીનિઅનો આવ્યા છે. એ દેવળમાં એથીનિઅન યુવાનો બળદોના અને ઘેટાઓના બલિઓ ચડાવે છે. એમનો સરદાર છે પેટિઑસનો પુત્ર મેનેસ્યૂસ. વયોવૃદ્ધ નેસ્ટરને બાદ કરતાં પાયદળ અને હયદળને દોરવામાં બીજો કોઈ એનો બરોબરિયો નથી. પચાસ કાળાં જહાજોનો કાફલો એ લાવ્યો છે.

સેલેમિસથી ઍયાઝ આવ્યો છે, બાર વહાણો લઈને, અને એ વહાણો એથેન્સનાં વહાણોની બાજુમાં લાંગર્યાં છે.

આર્ગોસ અને ટાઇરિન્સના નાગરિકો, ઊંડા અખાતને કાંઠે આવેલાં હરમાનોની અને અસાઇનીના માણસો અને ટ્રીઝેન, ઍયોનેવ મણ્ડ અને. દ્રાક્ષમણ્ડપલચિત એપિડોરસના માણસો ઇજિના અને પેઝિસનાં લોકો સાથે વીર ડાયમિડીઝની સરદારી હેઠળ આવ્યા છે. પ્રકીર્તિત કેપેન્યૂસનો પુત્ર સ્થેનેલસ ડાયમિડીઝનો સહાયક છે અને એનો કાફલો એંસી વહાણોનો છે.

માઇસિનેય્ અને કોરિન્થથી ઓનિએય્ અને એરેય્ થિરિયાથી, સિસિયોન અને હાઇપરેસીથી, પેલીનીથી અને ઇજિયોનથી અને હેલિસથી રાજા ઍગા મેમ્નોનના નેતૃત્વ હેઠળ પૂરાં સો જહાજોમાં ચડીને સૈનિકો આવ્યા છે. એ દળ ચુનન્દા સૈનિકોનું છે તે સઙ્ખ્યાબળમાં સૌથી મોટું છે.

રાજાના ભાઈ મેનેલોઝ સાથે સાઠ વહાણોમાં ભરાઈ લેસીડિયોત્તના, ફેરિસ અને સ્પાર્ટાના, બ્રાઇસિઇય્ અને રૂડા ઓગિઇના, એમિકલી અને દરિયાની કાંધી પરના કિલ્લા હેલોસના વીરો આવ્યા છે. એમણે જુદું થાણું નાખ્યું છે અને ત્યાં મેનેલોઝ ધમધમાટ કરે છે. એને પોતાના બળમાં વિશ્વાસ હતો અને પોતાનાં દળોને લડવા ઉત્તેજતો હતો, કારણ હેલને એને જે નિસાસા નક્ષાવ્યા હતા અને જે ત્રાસમાં મૂક્યો હતો તેનું વેર વાળવાની એની પ્રબળ ઝંઝના હતી.

પછી પાઇલોસનાં અને સુન્દર એરીનીનાં દળ હતાં, થાઇયોનનાં અને ઈપીનાં દળ હતાં સાઇપેરિસેઇસનાં, એમ્ફીજીનિયાનાં, હેલોસનાં અને ડોરિયનનાં દળ હતાં. કલાની દેવીઓએ થેમિરિસને આંધળો કરી નાખ્યો હતો તે ડોરિયનની વાત છે. ‘ગાનની હોડમાં કલાની દેવીઓને પણ હું હરાવીશ’, એવાં બણગાં ફૂંકવા માટે ઝ્યૂસપુત્રીઓ એની પર કોપાયમાન થઈ હતી અને એની ગાવાની શક્તિનો નાશ કરી એને હાર્પ વગાડતો ભુલાવી દીધો હતો. જીરેનિયન મહારથી નેસ્ટર એ દળોનો અધિનાયક હતો. નેવું તોતિંગ જહાજોમાં ભરાઈ એ સૌ આવ્યા હતા.

રાજા ઍગાપેતોરના નેતૃત્વ હેઠળ સાઠ વહાણોમાં ચડીને આર્કેડિયનો આવ્યા હતા.

હાથોહાથની લડાઈમાં એ કુશળ હતા. દરિયો શું ને વહાણો શું તેનાથી એ અજાણ હોઈ એમને માટે વહાણોની તજવીજ રાજા ઍગામેમ્નૉને જાતે કરી હતી.

ચાળીસ બતેલાઓમાં ચડીને બુપ્રેઝિયોન અને એલિસના યોદ્ધાઓ આવ્યા હતા. દસદસ બતેલાઓનાં દળોનો અક્કેક સેનાપતિ હતો. વેગીલાં વહાણોના બે કાફલાઓના સેનાપતિઓ ક્રિમેટસનો પુત્ર ઍમ્ફીમૅક્સ અને યૂરીટસનો પુત્ર થેલ્પિયસ હતા. ત્રીજા દળનો નેતા ડાયોરિસ હતો અને ચોથ'નો નેતા હતો રાજા ઍગાસ્થિનીસનો પુત્ર કુંવર પોલિઝીનિયસ.

ડલિચિયમ અને પવિત્ર એચિનિયન દ્વીપોમાંથી, એલિસનો દરિયો ઓળંગીને, ફાઇલ્યૂસના પુત્ર, વીર મીજીઝના આધિપત્ય હેઠળ ચાળીસ જહાજો ભરીને દળ આવ્યાં હતાં.

ઇથાકાના વીરોને લઈને બાર રતૂમડા મોરાવાળાં જહાજો સાથે ઑડિસ્યુસ આવ્યો હતો. શાણપણમાં એ ઝ્યૂસનો બરોબરિયો હતો.

પ્લુરૉન, ઓલીનસ, પાઇલીન અને ચેલ્સિસના યોદ્ધાઓને લઈને ઍંડ્રીમનનો પુત્ર થોઆસ આવ્યો હતો. ચાળીસ કાળાં જહાજોનો એનો કાફલો હતો.

વિખ્યાત ભાલાબાજ આઇડોમેન્યૂસ ક્રીટનાં દળોનું આધિપત્ય કરતો હતો. એ સૈનિકો નોસસથી ને ગોર્ટાઇનથી, લાઇક્ટસથી ને મિલેટસથી, ધૂળિયા લાઇકેસ્ટસથી, ફીસ્ટસથી અને હ્યાઇટિયોનથી આવતા હતા. એ બધાંય એકમેકથી ચડિયાતાં નગરો છે. એમના સેનાની આઇડોમેન્યૂસનો સાથી હતો મેરિએનીસ. માણસોનો ઘાણ કાઢતા યુદ્ધના દેવ સમો એ હતો. એમના નેજા હેઠળ ઍંશી જહાજો હતાં.

હોડ્ઝથી નવ કોટિયાઓ ભરીને હેરાક્લિસનો કદાવર અને રૂપાળો દીકરો ટેલેપોલીપસ આવ્યો હતો. દ્વીપના ત્રણ એ ભાગમાં ત્રણ પ્રજાઓ વસે છે. ટ્લેપોલીમસ વચમાં આવ્યો કે તરત જ એમાં યુદ્ધદેવના વંશજ એવા પોતાના પિતાના વૃદ્ધ કાકા લાઇસિમ્નિયસની હત્યા કરી હતી. પછી એ ત્યાંથી નાઠો હતો અને અનેક અડચણો વેઠ્યા પછી એ હ્રોડ્ઝ પહોંચ્યો હતો. ત્યાં એનાં માણસો પોતાની જાતિ પ્રમાણે ત્રણ ભાગમાં વહેંચાઈ ટાપુના ત્રણ જુદા જુદા ભાગમાં વસ્યાં હતાં. ઝ્યૂસની મહેરથી એમના ખજાના તરબતર થઈ ગયા હતા.

સાઈમીથી ત્રણ વહાણ લઈ એગ્લેઇયા અને રાજા ચારોપસનો પુત્ર નાઇર્યુસ આવ્યો હતો. એ પોતેય દૂબળોપાતળો હતો અને એની સેના પણ નાની હતી.

હેરાક્લિસના પુત્ર રાજા થેઆલસના બે દીકરા ફેઇડિપ્પસ અને ઍંટિફસની સરદારી હેઠળ ત્રીસ કોટિયાઓમાં બેસીને નાઇસિરસ, ક્રેપેથસ અને કેસસના લડવૈયાઓ આવ્યા હતા.

હવે આપણે પેલેસ્ગિયન આર્ગોસ, એલસ અને એલોપીમાં રહેતા, ટ્રેચિઝ, ફ્થિયા અને રૂપાળી લલનાઓવાળા કેલાસમાં રહેતા માણસો પાસે જઈએ. એ લોક ચર્યાઇડનો, અકીઅનો અને હેલેનીઝને નામે ઓળખાય છે. પચાસ બતેલાઓમાં ચડી એ સૌ અકિલીઝના આધિપત્ય હેઠળ આવ્યા છે. પણ લડાઈના દદામા કે ખાંડાંના ખણખણાટ સાથે એમને કશું લાગતુંવળગતું ન હતું. કારણ, એણે થીબીનો ગઢ ભાંગ્યો હતો. લાઈર્મસસને ધ્વસ્ત કર્યું હતું અને, રાજા યુએનસના પુત્રો માઇનેસ અને ઍપિસ્ટ્રોફસને હરાવી જે ચારુ અંગવાળી બ્રાઇસેઇસને ઉઠાવી લાવ્યો હતો તેને માટે શોક કરતો એ બેઠો હતો. પણ એ લાંબો સમય આમ, હાથમાં હથિયાર ધાર્યા વગર, બેસવાનો ન હતો.

ફાઇલેસીથી અને ફૂલવાડી પાઇરેસથી આવેલાં દળો વીર પ્રોટેસિલેસસની આગેવાની હેઠળ આવ્યાં હતાં. વહાણમાંથી કૂદી પહેલો ઊતરનાર એ હતો. પણ ડાર્ડેનિયન શત્રુઓનો પહેલો બલિ એ બન્યો હતો. એના અનુયાયીઓ આથી બહુ દુઃખ પામ્યા હતા. પરન્તુ, એમનો કાફલો ચાળીસ વહાણોનો હતો.

એડમિટસ અને એની સુન્દર પત્ની એલ્સેસ્ટિસના પુત્ર યુમેલસની સરદારી હેઠળ, અગિયાર વહાણોમાં ફેરેય, ગ્લેફિરેય અને સુન્દર આયોલ્કસનાં દળો આવ્યાં હતાં.

મેથોને, થોમાસી અને ઉબડખાબડ ઓલિઝોનથી ફિલોક્ટેટિસની આગેવાની હેઠળ સાત જહાજો ભરાઈને કુશળ બાણાવળીઓ આવ્યા હતા. પણ એમનો દળપતિ ઝેરી જલસર્પના દંશથી કણસતો લેમ્નોન દ્વીપમાં પડ્યો હતો. જોકે બહુ વેળા વીતે તે પહેલાં અકીઅન દળો એને યાદ કરવાનાં હતાં જ. હમણાં તો ગઢજેતા ઓઇલિયસનો અનૌરસ પુત્ર મેડોન એમનું આધિપત્ય કરતો હતો.

ખેતરોની અગાશીઓવાળી ટેકરીઓવાળા આઇઓમીથી, ટ્રાઇકસીથી અને ઇયેલિયાથી આવેલા વીરોનું નેતૃત્વ એસ્કોપિસના બે તબીબ પુત્રો પોડેલેરિયસ અને પેગેઓન કરતા હતા. એમના નેજા હેઠળ પચાસ કાળા બતેલા હતા.

ઓર્મિનિયન અને હાઇપીરિયાના ઝરા પાસેથી અને એસ્ટિરિયોનથી તથા શ્વેત મિનારાઓવાળા ટાઇટેનસથી આવતાં સૈન્યનો અધિપતિ યુરિપાઈલસ હતો. એનો કાફલો ચાળીસ જહાજોનો હતો.

આર્ગિસ્સા અને જાયરટોનીથી, ઓર્થી, હેલોની અને શ્વેત નગરી ઓલુસ્સનથી આવતાં સૈન્યોનો નાયક નીડર પોલિપીટસ હતો. એનો સાથી સેનાની હતો લીઓંટ્યુસ, કોરોનસનો પુત્ર. એમનો કાફલો ચાળીસ વહાણોનો હતો.

સાઇફસનો ગાઉનિયસ એક વીસું ને બે બતેલાઓ લાવ્યો હતો. એના સૈન્યમાં એનિનિસ અને છાતીકઢા પેરિબિયનો હતા.

પિન્યૂસ અને પેલિયોન પર્વતની પાસે વસતા લોકોની સેના સાથે ટેન્થ્રિડોનનો દીકરો પ્રોથઉસ આવ્યો હતો. એના નેજા હેઠળ ચાળીસ જહાજો હતાં.

ડેનેનો - અકીઅનો-ના આ સેનાનીઓ અને અધિપતિઓ હતા. એટ્રિયસના બે પુત્રો સાથે આવેલા લોકોમાં અને અશ્વોમાં અગ્રિમ કોણ હતા તે, હે કલાદેવી, તું મને કહે.

સૌથી સારા તોખારો એડમિટસના હતા અને એનો પુત્ર યુમેલસ એ હયદળનો સેનાપતિ હતો. પક્ષીઓના જેવા વેગીલા એ તોખારો રૂપરઙ્ગે અને વયમાં એકસરખા હતા. બધાની ઊંચાઈ સરખી હતી. એ ઘોડીઓ હતી અને એમને રજત ધનુર્ધારી ઍપૉલો દેવે દુશ્મનોમાં ભય પમાડવા ઉછેરી હતી.

લડવૈયાઓમાં ટેલેમોનિયન ઍયાઝ સૌથી ચડિયાતો હતો, પણ તે, માઠું લાગ્યાના ભાવથી અકિલીઝ પીડાતો હતો ત્યાં સુધી, કારણ કે, પેલ્યુસનો એ અજોડ પુત્ર ઉત્તમ યોદ્ધો હતો અને, ઘોડાંને સારાં ખેલવી શકતો. પણ સેનાધિપતિ ઍગામેમ્નૉન સાથેના પોતાના ઝઘડાને કારણે એ પોતાના ચાંચાળા બતેલાઓ પાસે નીચું ઘાલી પડ્યો હતો. દરમિયાનમાં એના સૈનિકો બાણથી નિશાન તાકતા, ચક્રો ફેંકતા અને ભાલાંના ઘા કરતા હતા. એમના અશ્વો આળસુ બનીને ગદબ વાગોળતા ઊભા હતા; એમના સ્વામીઓના રથ ઢઙ્કાઈને ઓરડીઓમાં પડ્યા હતાં, અને પોતાના યુયુત્સુ સેનાની વિનાના કેટલાય સૈનિકો હેતુ વગર આમતેમ આથડતા હતા અને યુદ્ધની તક ગુમાવતા હતા.

પણ બીજા સઘળા ટ્રૅજન્સ ધપતા હતા અને આખા મેદાનમાં આગ લાગી હોય તેમ લાગતું હતું. વજ્રધારી ઝ્યૂસના કોપથી ધરણી ધ્રૂજે તેમ, સૈનિકોના પદાઘાતથી ધરતી ધમધમી રહી હતી.

દરમિયાન અભેદ્ય ઢાલ ધારી ઝ્યૂસે ચક્રવાતપદધારી, ચપળ ઇરિસને આ સમાચાર આપવા ટ્રોજનો પાસે મોકલી. વૃદ્ધ અને યુવાન, બધા ટ્રોજનો પ્રાયમને આંગણે કંઈ વિચારણા કરવા માટે એકઠા થયા હતા. અકીઅન વહાણોમાંથી હુમલાખોરો ડગલું ભરે તેની ખબર આપવા પ્રાયમનો પુત્ર પોલાઇટિસ ઇઆઇટિસની કબર ઉપર બેઠો હતો તેના જેવો અવાજ કરી, એના જેવું જ રૂપ ધારણ કરી ઇરિસે પ્રાયમને કહ્યું :

'મોત ગાજતું આવે છે ત્યારે પણ, મહારાજા, શાન્તિના સમયની માફક અખૂટ વાતના જ આપ શોખીન છો. મેં ઘણાં ધીંગાણાંમાં ભાગ લીધો છે પણ આજે ભાળ્યું છે એવું મોટું દળ ચડાઈ કરવા આવતું મેં કદી નથી ભાળ્યું. દરિયાકાંઠાની રેતની માફક કે જંગલનાં ઊડતાં પાનની માફક એ લોકો નગરના ગઢ તરફ ધસ્યા આવે છે. હેક્ટર, હું કહું તેમ તુરત તમે કરવા લાગો. પ્રાયમના આ મોટા પુરમાં એમને અનેક સાથીઓ છે. પણ એ પરદેશીઓ સૌ જુદી જુદી ભાષાઓ બોલે છે. એ દરેકના સેનાપતિઓ પોતાને દળને દોરે અને સૌ રણે ચડે એમ કરો.'

દેવીના અવાજને ઓળખતાં હેક્ટરને જરાય વાર ન લાગી. એણે તરત જ સભા બરખાસ્ત કરી. સૌએ હથિયાર લેવાને દોટ મૂકી. નગરના દરવાજાઓ ખુલ્લા મુકાયા અને પાયદળ હયદળ મહા શોર સાથે બહાર પડ્યાં.

ટ્રોય નગરની બહાર અને મેદાનથી થોડે દૂર, ચોમેર ખુલ્લી જમીનવાળો એક ઊંચો ટેકરો છે. એ કાંટાડુંગરીને નામે ઓળખાય છે. ટ્રોજનો અને એમના સાથીઓએ ત્યાં મોરચો માંડ્યો.

ચળકતા શિરસ્ત્રાણધારી, પ્રાયમનો પુત્ર મહાન હેક્ટર એમનો સેનાપતિ હતો. એની સાથે ઉત્તમ અને વિશાળ સૈન્ય હતું અને એ સૌ ભાલાફેંકમાં કુશળ હતા.

ડાર્ડેનિયન દળોનો અધિપતિ ઇનિયાઝ હતો. એ દેવી એફ્રોડાઇટી અને એન્ચાઇઝિસનો પ્રખર પુત્ર હતો. બધાં પ્રકારનાં યુદ્ધોમાં કુશલ એવા, આર્કિલોકસ અને એમેકસ ઇનિયાઝના સહાયક સેનાપતિઓ હતા.

ઇડાની એકદમ નીચલી ધારોની છાયામાં વસતા ઝીલિયાનાં વતનીઓની સેનાનું નેતૃત્વ પેન્ડેરસ કરતો હતો. લાઇકેઓનનો એ પુત્ર પોતાની ધનુર્વિદ્યા માટે એપોલો દેવનો આભારી હતો.

એડ્રેસ્ટિયાના અને એપીસસના પ્રદેશના, પિટીઆના અને ટેરિયાના ઊભા ઢાળવાળા પ્રદેશના લોકોનું નેતૃત્વ પેર્કોટીના મેરોપ્સના બે પુત્રો એડ્રેસ્ટસ અને એમ્ફિયસ કરતા હતા. મેરોપ્સ સારો ભવિષ્યવેત્તા હતો અને, પોતાના પુત્રોને યુદ્ધમાં જતાં વારવાની તેણે ઘણી કોશિશ કરી હતી. પણ એમણે પિતાની વાત કાને ધરી ન હતી. ભેંકાર મોત એમને બોલાવી રહ્યું હતું.

પેર્કોટી અને પ્રેક્ટિયસનાં અને, સેસ્ટસ, અબાઇડસ અને પવિત્ર અરિસ્બીનાં દળો એશિયસના આધિપત્ય હેઠળ આવ્યાં હતાં. એ હાઇર્ટેકસનો પુત્ર હતો. એના ઘોડા ઊંચા અને ચમકવાળા હતા.

ફળદ્રુપ ધરતીવાળા લેરિસ્સાના ભાલાધારીઓનું આધિપત્ય હિપ્પોથોસ કરતો હતો. એ પેલેસ્જિયન લેથસનો પુત્ર હતો.

વેગથી વહેતી હેલેસ્પોંટના સરહદના

પ્રદેશમાંથી આવેલા થ્રેશિયનોનું નેતૃત્વ એકમેઝ અને ઉદાત્ત થેઇરોઝ કરતા હતા. અને રાજા ટ્રીઝીનસનો પુત્ર યુફેમસ લડાયક સિકોનીસોનો સેનાની હતો.

વક્રાકાર ધનુષ્યોવાળા પીઓનિયનોનો સેનાપતિ પાયરેક્મીઝ હતો. એ લોકો દૂર દૂર અમાઇડોનથી અને વિશાળ નદ એક્ષિયસના કણ્ઠા પ્રદેશમાંથી આવતા હતા. પૃથ્વી પરની એ સૌથી સુન્દર નદી છે.

ખૂબ વાળવાળી છાતીવાળા પાઇલેમીનીસ પેફલેગો નિયનોનો નેતા હતો. જઙ્ગલી ખચ્ચરોના પ્રદેશ એનેટીથી એ લોકો આવતા હતા. પાર્થીનિયસ સરિતાના તટપ્રદેશમાંના સીસેમન નજીકના સાઈટોરસમાં સુન્દર ઘર બાંધી એ રહેતા હતા.

રૂપાની ખાણોવાળા, દૂરના એલીબીથી ઓડિયસ અને એપિસ્ટ્રોફસના આધિપત્ય હેઠળ એલિઝોનીસ સૈનિકો આવ્યા હતા.

મિસિયનોના સેનાનીઓ ક્રોમિસ અને ઇન્નોમસ હતા. ઇન્નોમસ ભાવિનો ભાખનાર હતો. પણ એની બધી પક્ષીવિદ્યા એને જમના શ્યામલ હાથમાંથી બચાવી શકી નહીં. ટ્રોજનો અને તેમના સાથીઓ ઉપર નદીના પટમાં અકિલીઝે કાળો કેર વર્તાવ્યો ત્યારે એ અકિલીઝને હાથે ખપી ગયો.

ફોર્સિસ અને રાજકુમાર એસ્કેનિયસ ફ્રિજિયનોના સેનાપતિઓ હતા. એ યુયુત્સુ લડવૈયાઓ દૂરના એસ્કેનિયાથી આવતા હતા. મેકોનિયનોનું નેતૃત્વ મેસ્લીઝ અને ઍન્ટિફસ કરતા હતા. એ બન્ને ટેલિમિનીઝના પુત્રો હતા.

મિલેટસ પ્રદેશના ધણી, ખરબચડી બોલીવાળા કેરિયનોનું આધિપત્ય નેસ્ટીસ કરતો હતો. એમના પ્રદેશમાંથી થિયેણ્ડર ખળખળ કરતી વહેતી હતી અને ત્યાં માઇકેલીનું સીધા ચઢાણવાળું શિખર આવેલું છે. નોમિયનના ઉદાત્ત પુત્રો એમ્ફિમેક્સ અને નેસ્ટિસ એમના સેનાનીઓ હતા. છોકરીની માફક સોનાના અલઙ્કારો ધારણ કરી જઙ્ગે ચડનાર એમ્ફિમેક્સ કેવો તો મૂરખ હતો ! એ ઠઠાડો એને મોતના મુખમાંથી બચાવી શક્યો નહીં. નદીના પટમાં દોડવીર અકિલીઝને હાથે એ હણાયો અને અકિલીઝે એના અલઙ્કારો બધા ઉતારી લીધા.

અને છેલ્લે, દૂરના લિસિયાથી અને વમળોવાળી ઝેન્થસ નદી પાસેથી આવતા લિસિયનોનું નેતૃત્વ સર્પીડોન અને અજોડ ગ્લોક્સ કરતા હતા. (ક્રમશઃ)

## તું, હું

ચન્દ્રકાન્ત શેઠ

તું મને બતાડે આંસુ;
હું છાતી ફાડી,
ખારો ખારો દરિયો તને બતાડું !

તું એક ખડકથી ખીજે,
હું પ્હાડે પ્હાડે પછડાતું મુજ
પણ્ડ તને દેખાડું.

તું લહરં અડે ને થથરે !
હું વંટોળે વીંઝાતું વેહું
પચ્ચભૂતનું ધાડું !
તું કિરણ પરશતાં દાઝે;
હું બળબળતો સૂરજનો ગોળો
એકલ અહીં ઉપાડું !

## કૉ-કૉ

શમ્ભુપ્રસાદ જોશી

આજ પ્રભાતે
કૉ-કૉ, કૉ-કૉ...
ડાળ કાગડા, પાન કાગડા,
ગુલમહોરનાં
ફૂલ કાગડા !

હવા તણો હિલ્લોલ, મુગ્ધ શો
શૈશવનો કિલ્લોલ કાગડા !
અન્ધકારનું ગીત, મનોહર
સૂર્યકિરણનું સ્મિત કાગડા !
વૃદ્ધ ઘુવડની આંખ, મુલાયમ
પતઙ્ગિયાંની પાંખ કાગડા !
ઝરણાંનો ઝણકાર, વેદની
ઋચા તણો ભણકાર કાગડા !
રાત ગઈ ભેંકાર, શ્યામનો
બોલાતો જેકાર કાગડા !

આજ પ્રભાતે
કાબર કૉ-કૉ, કોયલ કૉ-કૉ, મેના કૉ-કૉ,
દેવલોકની ચલ્લી કૉ-કૉ...
વિશ્વ સકલ આ કૉ-કૉ.... કૉ-કૉ....

## માન જખમને જણસ

ચન્દ્રકાન્ત શેઠ

માન જખમને જણસ !
અરે મન ! વ્યર્થ વ્યર્થ ના કણસ !

કૂંપળ એકે જે ના દે એ
વેલ ઉપર પણ વરસ !
ભલે બુન્દ પણ વાવ ન દે એ,
તું ત્યાં બેસી તરસ !
એનું દીધું કાંટાળુંયે
હોંશે લઈ લે ફણસ !

એને દર્પણ ડાઘ પડે, તું
એ નજરે ના પરસ !
તને જોઈને આંખ મીંચે એ,
છતાંય કરવાં દરસ ?
સરી ગયું લાવણ્ય, હવે તો
એનો બચ્યો લવણરસ !

## એક પરભાતીઉં

### કનુભાઈ જાની

શાન્ત નિઃસ્તબ્ધ પ્હોરે પ્રભાતે મજા ટહેલવાની,
ચલો બ્હાર જૈયે;
નાઈટસુટ પરહરી, ચડ્ડી-જર્સી ધરી,
કૅન્વાસી શૂઝથી સજ્જ થૈયે ! -
ઊતર્યો લિફ્ટમાં, સરકતી ગિફ્ટમાં, સ્વિફ્ટલી પૂગિયો
લેન-બહારે,
જાણીતો શ્વાન પદસૂંઘતો અનુસરે
નમ્રસેવક મારી વ્હારે-હારે ! -
ડામરી રોડ વિશાળ વચ અહીં-તહીં
નિન્દરે ગો તણાં ધણ નિરાંતે,
(ને) ટ્રકો બેય બાજુય ખડ્કી પડી,
કોઈ ન્હોતુંય ત્યાં ચૉકીદેતે ! -
ચૉતરફ ચીંથરાં, ભૂણ્ડ ભડવીંતરાં,
ભય ત્યજીને અહો શાં ભૂંરાંટે !
કોઈ એનોય ઝાલી શકે કાન શું ?
હરખ રે હિન્દ ! આ શાન્તિ માટે !
બેય પા સડકની છૂટ છે સર્વને
જે ગમે તે અહીં ડમ્પવાની;
છેક પોલીસથી મન્ત્રી લગ શાન્ત સૌ,
ક્યાં જરૂર છે કોયે કમ્પવાની ?
આવું શેં નિરખવું સુપ્રભાતે વળી ?
નરસીનું કાં ન રે નામ લેવું ?
નિરખવું ગગનમાં, મનતણા મગનમાં
ચિત્તચૈતન્યવિલાસ જેવું !

નજર જ્યાં જ્યાં પડે ત્યાં ભરેલી હશે
તેજના સ્વામીની બસ્ સવારી !
ચક્ષુથી ચાખવી, પક્ષ્મભર પરખવી,
મનોમન હરખવી એકધારી !
વળી થયું એમ કે શક્ય છે એય તે
ઘૂમવા નીકળ્યો હોય બ્હારો,
શુભ્ર આકાશની કોર જ્યાં ઝળહળે
તેજડગ માંડતો હારેહારો !
નિરખતાં જોયું તો, લીંટીએ લીંટીઓ
કૈંક આડી-ઊભી ખેંચી તાણી,
આભની પાટી આખીય ચીતરી મૂકી
દોરડે દોરડાં કૈંક આણી !
'પગ નકી અણટવાશે, મ જાતા પ્રભુ !'
દેવીની શીખ ખાંતે પ્રમાણી,
દૂર ભૂલોકથી રે'વું હિતમાં ગણી
એની શી આંખ પાછી મિંચાણી !
ચિત્ત, ચાલો હવે ફ્લૅટ બનવું ઘટે
ફ્લૅટના ફાયદા મન આણી,
નિરખ ના ગગન રે, ફ્લેટે બન મગન રે,
લિફ્ટના ગરુડની કર સવારી !
નિરખ ના ગગન રે, નિરખ ચૉતરફ ના,
પગતળે ડામરોની સવારી;
ચૉતરફ જોવું ના, હામને ખોવું ના,
ફ્લૅટ વિણ તારી ના કો ઉગારી !

## જોને જરા !

યોસેફ મેકવાન

જો, પૂરમાં ડૂબી નદી, જા રૂબરૂ જોને જરા,
પ્રતિબિમ્બ મારું એ જ છે એ હૂબહૂ જોને જરા.

પ્રશ્નો જ પ્રશ્નો ધૂંધવાતા જિન્દગીભર જો રહ્યા,
રે છમ્મલીલું શું બળે છે આપણું, જોને જરા.

આ શું બધું ઉભરાય છે ચારેતરફ રે આપણી
આ કોણ અન્દર છેક અન્દર ખૂંપતું જોને જરા.

જ્યાં અર્થ તો અકબન્ધ રૂહે ને શેર બસ મહેક્યા કરે
એવું મિજાજી છે ગઝલનું પૂમડું, જોને જરા.

હે દોસ્ત ! થાઉં પોયણું, ક્યાંક થાઉં છું કમળ,
છે ભાગ્યનું એવું વિચિત્ર ખૂલવું, જોને જરા.

## સોયની અણી પાસે

લલિત ત્રિવેદી

જુઓ છે પણ્ડના ડાઘા સફેદ લૂગડામાં,
છે મૂળમાટીના ધાગા સફેદ લૂગડામાં.

અપાઢ સોંસરા થઈએ પસાર કોરાકટ,
અમે નિભાવી છે કાયા સફેદ લૂગડામાં.

પડે છે રાત ને કોનો સફેદ પડછાયો
પ્રવેશી જાય છે મારા સફેદ લૂગડામાં ?

પવનની આવ-જા સાથે અમે વણાયેલા,
અમે કપૂરના ફાયા સફેદ લૂગડામાં.

તમામ મેઘધનુપ વક્ષમાં નિતારીને,
ખૂણામાં બેઠી છે છાયા સફેદ લૂગડામાં.

નિવેશ હાથના અંજામના ને ચ્હેરાના
છે પેશ કેટલા ઓછા સફેદ લૂગડામાં !

અટકતી પ્રક્રિયાઓ સોયની અણી પાસે,
પરોવી ના શક્યો દીવા સફેદ લૂગડામાં.

## બે ગઝલ

શૈલેશ ટેવાણી

(૧)

સાહિબ, તમારા ચરણ એ જ રસ્તો,
આવી ચડું હું ફરીથી અમસ્તો.

મારું ગજું શું નકારી શકું હું
વિચારો જરી જ્યાં ઊભો હું અમસ્તો.

લઈ ઝોળી ખાલી, અને મુઠ્ઠી ખુલ્લી,
મૂકું દોટ શાને હું પ્હોંચું અમસ્તો.

નથી આપણે કોઈ વ્યવહાર કીધો,
તમે ગાંઠ છોડી ગઠાયો અમસ્તો.

અરે, મારા સાહિબ કશું ના કહોને,
બોલાવો નહીં તો ય આવું અમસ્તો.

(૨)

મૂકી કલમ તમે કહ્યું ઉપાડ તું સાહિબ,
અનર્થમાંય બાગબાગ અર્થ શું સાહિબ !

શબ્દો હતા, ખાલી સફેદ કાગળો હતા
મઘમઘ કરી દીધું ને કહ્યું વાહ તેં સાહિબ !

મારું હતું તે અન્યનું માનીને દઈ દીધું,
ઝોળી ભરીને સામટું આ શું દીધું સાહિબ ?

મન્ત્રો અને મન્ત્રો અને મન્ત્રો જ હું બોલ્યો,
પડઘો થઈને સર્વમાં વ્યાપે તે તું સાહિબ.

તો આ તરફ મોઘમ બધું ને તે તરફ છે વ્યાપ,
શબ્દો મળ્યા તો એ બધું હું કહી શકું સાહિબ.

## આગમન
### લાલજી કાનપરિયા

ફળીમાં ઊભેલા તરુવર થકી ગીત સરખાં
ખર્યાં પીછાં નીચે, થનગન કરે ક્યાંક ચકલી.
ભરેલી ઠીબેથી મધુર રવ રેલે કબૂતર
અને નાચી ઊઠે મયૂર નમણાં તોરણ મહીં !

ગમાણે બાંધેલી સુરભિ પણ દ્વારે અપલક
નિહાળે છે શાને હરિત તૃણ આરોગવું તજી !
અમસ્તાં શા કાજે ખળખળ કરી ગીત-ઝરણાં
વહે કુમ્ભી પાસે સૂનમૂન પડેલાં પગથિયે ?

અજાણે લોહીના કણકણ મહીં આમ ધબકી
રહે હૈયું શાને ? મિષ કંઈક શોધે નયન જ્યાં
ફરી આજુબાજુ : ઘર, ફળિયું ને આંગણ મહીં,
તમે ઉઘાડને હળુક ખડકી સદ્ય પ્રવિશો !

ઘણાંયે વીતેલા સમય પછીથી આમ સહસા
તમારા આવ્યાથી ઘર બધુંય પાછું હરખતું !

## ઈશ્વર
### નવનીત જાની

ચારે પા અન્ધારું, અન્ધારામાં ઈશ્વર,
ગામે ઉડાડેલા ગુબ્બારામાં ઈશ્વર.

પરદેશી પોપટના જેવો અમને લાગ્યો,
જ્યારે જ્યારે આવ્યો અણસારામાં ઈશ્વર.

ઈશ્વરને અર્થોના ઉંદર ફૂંકી ખાશે,
પુરાયો શ્વાસોના મૂંઝારામાં ઈશ્વર.

શ્રદ્ધાના પ્યાલામાં, તરસોનાં ટાણાંમાં,
સૌએ વ્હેંચી લીધો મજિયારામાં ઈશ્વર.

કોઈ બાળકની ચાલણગાડી તૂટી ગઈ છે,
કેવાં પગલાં લેશે એ બારામાં ઈશ્વર ?

## 'હું'માં છું રમમાણ એટલે...
### નિર્મિશ ઠાકર

ઘડો અધૂરો હોઉં ભલે
પણ છલક છલક છલકાવું છે
ખુદ પર થઈને ઓળઘોળ
આ ગીત અધુરું ગાવું છે.
'હું-પદ'નું છે વિશ્વ નિરાળું
'હું'નો છે વિસ્તાર નર્યો
'હું'માં છું રમમાણ એટલે
અન્દરથીયે હર્યોભર્યો !
રસ્તા મારા ભણી આવશે
દિશા બની લમ્બાવું છે
ખુદ પર થઈને ઓળઘોળ
આ ગીત અધૂરું ગાવું છે.
શ્વાસ અધૂરા, ખ્વાબ અધૂરાં
પૂર્ણ કશું યે હોય નહીં
કાવ્ય સમું આ ગમે જીવવું,
'પૂર્ણ' પછી કૈં હોય નહીં !
કૈં ખાલીપો રહી ગયો
ત્યાં જુઓ ભર્યું 'મલકાવું' છે
ઘડો અધૂરો હોઉં ભલે
પણ છલક છલક છલકાવું છે.

## બે ટીપાં

રતુભાઈ દેસાઈ

(પ્રથમ)

અત્તરનું એક ટીપું :
એની હવાતણો સથવારો.
એ પૂછે : આંગણકો નું લીપું ?,
'છોડું કોનો ક્યારો ?'
અત્તરનું એક ટીપું

*

'કઈ કળીમુખ જઈને બેસું ?
કોની પીઠ પલાણું ?
મુદમય ને મનભર છલકાવું,
કોનું હૃદયચલાણું ?
અત્તરનું એક ટીપું.

*

'રજ રજમાં ગજ ગન્ધતણો,
ગુણિયલ જાઉં ક્યાં મૂકી ?
કિયા પુષ્પનું પ્રણયપાત્ર હું,
આજે જાઉં ચૂકી ?'
અત્તરનું એક ટીપું,
એને હવાતણો સથવારો.

(દ્વિતીય)

સાગરનું એક ટીપું,
એને તરઙ્ગનો સથવારો.
એ પૂછે : 'લેટું કોને અન્તર ?
ભેટું કિયો કિનારો ?'
સાગરનું એક ટીપું.

*

'આજ ત્યજું નહિ રે ! કો આરો,
ના, ચૂકું ઓવારો :
ફેનિલનાં ફૂલડે ફૂલડે મુજ-
'છલકવા સ્વાન્તફુવારો !'
સાગરનું એક ટીપું.

'તીડ બનીને ઊડું વ્યોમે ?
બાજ બની ભૂમિ બાઝું ?
સુહવી લઉં જલ ઝાઝું'
સાગરનું એક ટીપું,
એને તરઙ્ગનો સથવારો.

## કોતરણી

સુશીલા ઝવેરી

લાગણી લીલી જ કોતરવી પડી,
મીણમાં મીનો પૂરી ભરવી પડી !

સૌ મુખે શબ્દો હતા શિરવાડ -શા,
હાસ્યમાં ક્હે લાગણી આને ચડી.

લાગણી સાચું કહું જ્યારે ચડે,
ચારકોરે જાય છે હૈયું તડી.

મ્હેકથી જેનું મઢ્યું એ ઉર મહીં,
શોધવાની શી જરૂર એની કડી ?

લાગણી એ કંઈ નથી સમજી ગયા,
પ્રોવી કાચે તાંતણે મુક્તા બડી.

## કોણે આપ્યો ?
### ધીરુ મોદી

કૉણે આપ્યો બન્ધુ તુજને પ્રાણ તણો પરવાનો ?
ભીતરમાં મોંઘાં જળ ખેંચી આંસુ થઈ ખરવાનો.

રેતી કણ પણ બન્ધ છીપમાં
મોતી થઈને પાકે,
છતા પાણીએ ભીતર ત્હારે
ઝળહળ રત્નો ક્યાં છે !
આખું જીવતર રોતલ આંખે આમ જ તું ફરવાનો ?
કોણે આપ્યો બન્ધુ તુજને પ્રાણ તણો પરવાનો ?

સપ્તરઙ્ગની બઙ્કિમ કાયે
જળબિન્દુઓ નાચે,
ત્હારાં જળ પણ ઇન્દ્રધનુનું
શમણું બનવા રાચે.
ગુલાબજળ રગદોળી ધૂળમાં તું કાદવ કરવાનો !
કોણે આપ્યો બન્ધુ તુજને પ્રાણ તણો પરવાનો ?

ભોંય ખરતાં આંસુડાંથી
મ્હાસાગર દુભાશે,
વાસ કરેલો ભીતર એણે
પોતે કઈ કઈ આશે !
ખાલી તળિયું શું તું અમરત વારિથી ભરવાનો !
કોણે આપ્યો બન્ધુ તુજને પ્રાણ તણો પરવાનો ?

## ગઝલ
### રિષભ મહેતા

તે કદી પણ દે નહીં ઉત્તર, નહીં કર તું સવાલ
બોલતો શાને નથી ઈશ્વર ? નહીં કર તું સવાલ.

એમને તું માત્ર જોયા કર જતાં ને આવતાં
દિલથી દિલનું કેટલું અન્તર ? નહીં કર તું સવાલ.

બાગ બિલકુલ બેખબર એ દિલજલી ઘટના વિશે
કેમ ફૂલોનું થયું અત્તર ? નહીં કર તું સવાલ.

એ ગલીમાંથી જીવનભર બ્હાર ના નીકળી શક્યો
ત્યાં ભૂલો શાને પડ્યો રહેબર ? નહીં કર તું સવાલ.

બ્હારથી તો સ્વસ્થ દેખાતો રહ્યો જે શખ્સ તે
ખળભળ્યો'તો કેટલો ભીતર નહીં કર તું સવાલ.

થઈ ગઈ છે ઓળઘોળ એમાં નદી કંઈ કેટલી
કેમ ખારો તોય છે સાગર ? નહીં કર તું સવાલ.

કેટલીયે વાર પથ્થરના સમું વર્ત્યો છતાં
સાચવ્યો મેં કેમ પરમેશ્વર ? નહીં કર તું સવાલ.

કેમ ના વરસી શમ્યાં મરજી મુજબ એ વાદળાં
રાહ ચોમાસાની જોયા કર, નહીં કર તું સવાલ.

આંખના ને આભના બંને અલગ વરસાદ છે
કોણ ભીંજાવે વધારે ઘર ? નહીં કર તું સવાલ.

કાચ જેવો કેમ છે તું પ્રશ્ન ખુદને કર પ્રથમ
લોક શાને ફેંકતા પથ્થર ? નહીં કર તું સવાલ.

એમણે તો બારણું ખુલ્લું જ રાખ્યું'તું' છતાં
કેમ ના હું જઈ શક્યો અંદર ? નહીં કર તું સવાલ.

આંગણું, પરસાળ, ઉમ્બર, મોભ અકબન્ધ છે, છતાં
કેમ ભાંગ્યું છે અમારું ઘર ? નહીં કર તું સવાલ.

ઓળખ્યો ઈશ્વરને ના, ઇન્સાનને જાણ્યો નથી
હોય છે કોનો વધારે ડર ? નહીં કર તું સવાલ.

## ...તેં મને ચૉકલેટ દીધી છે

ભરત વિંઝુડા

દ્વાર મન્દિરની જેમ ખોલીને તેં મને ચૉકલેટ દીધી છે,
જાતને જીવમાં ઝબોળીને તેં મને ચૉકલેટ દીધી છે.

એક આંબાના ઝાડ નીચેથી ઝૂલતી જોઉં કેરીઓ ત્યારે
ડાળ ઉપરથી એક તોડીને તેં મને ચૉકલેટ દીધી છે.

તારી સામે કશું નહીં કહીને મેં ધર્યું ફૂલ તે સ્વીકાર્યું તેં,
એ રીતે કાંઈ પણ ન બોલીને તેં મને ચૉકલેટ દીધી છે.

હું તને જોઈજોઈને જ્યારે થઈ જતો હોઉં જેટલો રાજી,
રાજીપો ત્રાજવામાં તોળીને તેં મને ચૉકલેટ દીધી છે.

તેં મને ચૉકલેટ સાથે કંઈ દઈ દીધું હોય એમ લાગે છે,
આ હથેળીમાં હાથ ઢોળીને તેં મને ચૉકલેટ દીધી છે.

## ...તેં મને ચૉકલેટ દીધી છે

ભરત વિંઝુડા

પર્સમાં સાચવીને રાખેલી તેં મને ચૉકલેટ દીધી છે,,
જાતની જેમ જાળવાયેલી તેં મને ચૉકલેટ દીધી છે.

પત્રમાં હર વળાંક વાંચું છું શબ્દ મમળાવું છું ને ચાવું છું,
જાણે પરબીડિયામાં નાખેલી તેં મને ચૉકલેટ દીધી છે.

મેં તને કોઈ ભેટ આપી નહીં એથી શો-કેશ તારો ખાલી છે
જે રીતે લોહીમાં સમાયેલી તેં મને ચૉકલેટ દીધી છે.

સ્વપ્નમાં તું રહી શકે છે ક્યાં તારી માફક કદીય એથી તો
આપવી છે પરત, ન માગેલી તેં મને ચૉકલેટ દીધી છે

દાને દાને પે ખાનેવાલે કા નામ લિખા હૈ એમ હિન્દીમાં
સાંભળી, નામ મારું વાંચેલી તેં મને ચૉકલેટ દીધી છે.

## બે ગઝલ

મહેશ રાવલ

(૧)

શોધી શકે તો શોધજે ખોવાય છે પોતે જ તું
નકશો બનાવ્યો તે હવે, દોરાય છે પોતે જ તું.
સમ્બન્ધના બ્હાનાતળે વિશ્વાસની વેદી ઉપર
તું હોમ ગણ કે ગણ હવન, હોમાય છે પોતે જ તું.
આ, વેગ ધસમસતા બધા, અવરોધવા ક્યાં શક્ય છે
સામા પ્રવાહે ખાબકી, છોલાય છે પોતે જ તું.
સમ્ભવ નથી ઓળખ વગર આ મત-મતાન્તરની પરખ
ઔચિત્યભીના અચ્ચળે, ઓઢાય છે પોતે જ તું.
આભાસમાં પણ ભાસ છે ને ભાસમાં આભાસ છે
શઙ્કા રહિત, શઙ્કાસહિત જોવાય છે પોતે જ તું.
કારણ વગર તો કાર્યનું અસ્તિત્વ પોતે પ્રશ્ન છે
જ્યાં અટકળો છે તીવ્ર ત્યાં, ખોદાય છે પોતે જ તું.
છલકાય તે અડધું અને, ઉભરાય તે આખું હશે
બન્ને ઘડામાંથી સતત, ઢોળાય છે પોતે જ તું.

(૨)

શ્વાસનું વળગણ, ગળે છે
રાખનું ઘર પણ ગમે છે.
સાદ પડઘા બેય વચ્ચે
નામનું ગળપણ ભમે છે.
સૂર્ય, તડકો, ભીંત, આડશ
આ બધું ઘર ઘર રમે છે.
મેઘ, ચાતક, શ્રી સવા નૈં
બુન્દનું ટપટપ લખે છે.
પાંખ જુએ સ્વપ્ન, નભનાં
પાંજરુ, પળપળ નડે છે.
એક અવઢવ, એક અવસર
આંખનું શબઘર ચણે છે.
એક તો લાંબી સફર ને
કાળ ક્યાં સગપણ જણે છે ?
જીર્ણ રસ્તા ક્ષીણ પગલાં
ક્યાં જવું ? કણકણ બળે છે.
પોત ધોળું, રઙ્ગ કાળો
ડાઘનું અડચણ નડે છે
ટેરવાં, વેઢાં અને નખ
આગવું ભણતર ભણે છે.

## અળપાયું નહીં
### દિનકર 'પથિક'

આટલા દરિયા મળ્યા સામે ને પરખાયું નહીં,
ક્યાં છુપાવી છે બધી નદીઓ, તે પુછાયું નહીં.

હોત ખુલ્લી છેવટે તો ખાલીપો નીકળી પડત
પોત આ મુઠ્ઠીનું મારાથી જ ખોલાયું નહીં.

હું, અગાસી, એક ઘરની બારી ને દૃષ્ટિ ય તે,
આટલાં ભેગાં થયાં ને કાંઈ બોલાયું નહીં.

કેટલા અર્થો હતા નહીં તો તમારા શબ્દમાં ?
કિન્તુ, શબ્દે શબ્દ ખોલી કાંઈ જોવાયું નહીં.

એ જ દરિયો થઈ અને ઊછળ્યા કરે છે આંખમાં
સ્વપ્ન બારે માસ જે આંખોથી અળપાયું નહીં.

## અનેરું તેજ છે
### નટવર વ્યાસ

સાવ ખુલ્લી છે છતાં યે સ્હેજ એમાં ભેજ છે,
આ હથેળી તો ઉદાસીનો જ દસ્તાવેજ છે.

એક સન્નાટો હજુ ભૂતકાળ થઈ વિસરાય ના,
ત્યાં અવર એની હયાતિની જગા પૂરે જ છે.

રાત 'દિ જાહોજલાલી છે ફકત સ્મરણોતણી
'તું અને તારી પ્રતીક્ષા' આ દગોમાં બે જ છે.

સાંપડી સામે ધરેલા ખડગ-શી પ્રત્યેક ક્ષણ,
ને વલુરેલો સતત નિર્વેદ પણ સામે જ છે.

સ્પર્શના અશ્વો હણેણીને થયાં છે ચૂપ સૌ,
રેશમી રોમાચ્યનું આખું નગર નિસ્તેજ છે.

કર-કલમ-કાગળ હવે અસ્તિત્વનો પર્યાય છે,
ને શબ્દ ભીની હયાતિનું અનેરું તેજ છે.

## હીંચકો
### હસમુખ કે. રાવલ

સાંકળે ઝગમગ ઝગે છે હીંચકો
ફેણ ડોલાવી હલે છે હીંચકો.

ટેવવશ દઈ ઠેશ ચાલ્યો વાયરો
ત્યારનો ઘુણ્યા કરે છે હીંચકો.

ચીબરી ? ના કાગડો ! હેં ! ચીબરી ?
અટકળોમાં ટળવળે છે હીંચકો.

એક ફાનસ જાગતું જોયા કરે
ભીંત પર શિર આફળે છે હીંચકો.

ફેર એવા તો ચડ્યા હાંફે કડાં
એમ ક્યાં ઊભો રહે છે હીંચકો ?

## આપણા વિશે...
### હરદ્વાર ગોસ્વામી

આપણે ના સાવ અજ્ઞાત, આપણા વિશે
આપણે છીએ ન સજ્ઞાત, આપણા વિશે.

મૌન મબલક એમ અઢળક મેં ભર્યું ભીતર,
બોલતું એકાન્ત અવિરત, આપણા વિશે.

એક આકાશી ને બીજી છે તમારી બસ,
ત્રીજી તકલાદી હશે છત, આપણા વિશે.

એ તને 'હરદ્વારે' લખશે, તું કવિતા લખ,
શબ્દ બોલ્યા એવું અલબત્ત, આપણા વિશે.

આપણી આ આપવીતી સાંભળી એથી
લ્યો, રહ્યો ઊભો સમય ગત, આપણા વિશે.

## ને જોગ લાગ્યા રે
લલિત ત્રિવેદી

અમે તો એવા કે અમને ન જોગ લાગ્યા રે,
ન મીરાંબાઈ દીઠી કે ન રોગ લાગ્યા રે.

જિવાઈ જોગવી તો એવા જોગ લાગ્યા રે,
ન ક્યાંય ભૂલા પડ્યા કે વિયોગ લાગ્યા રે.

જણસથી જાત તરફ,તો કણસથી કાશી કદી
પવનથી પિંડ સુધી સરખા લોગ લાગ્યા રે.

જરાક ચીસ ઊઠી ને તરત રૂઝાઈ ગઈ,
કટાર રણકી નહીં કે ન સોગ લાગ્યા રે.

ને એક રાત ભજન જેવી રઢ ચડેલી મને,
પછી સવાર પડી ને સંજોગ લાગ્યા રે.

હે દાસી જીવણ ! તો અબીલગુલાલી જુદી હોત,
અનાજપાણીના આ કેવા ભોગ લાગ્યા રે.

## ક્યાંક પરસાળમાં
ઈશ્વર સુથાર 'શિલ્પી'

મોકળાં મન ફળે ક્યાંક પરસાળમાં,
મૂક રુદન મળે ક્યાંક પરસાળમાં.

વાત મુઠ્ઠી મહીં રાખવા એ મથે
છેવટે ખળભળે ક્યાંક પરસાળમાં.

આંખમાં ફૂલ થૈ ઓડકારા ફૂટે,
મઘમઘે પળપળે ક્યાંક પરસાળમાં.

છત મહીં તારલા ટમટમે ઘેનમાં
ચાંદની સળવળે ક્યાંક પરસાળમાં.

કિરણો સૂર્યનાં પાથરે આંગણાં
રજકણો પીગળે ક્યાંક પરસાળમાં.

ક્યાંક 'શિલ્પી' સજાવટ કરી નીકળે
ઝાંઝરી ઝળહળે ક્યાંક પરસાળમાં.

## પરમ એકાંત થાતાં જાય છે
લલિત ત્રિવેદી

મૂળથી ઊખડી અને નિભ્રાંત થાતા જાય છે,
છાંયડા તડકા હવે વેદાંત થાતા જાય છે.

આ પલાશો કલ્પદ્રુમ વૃત્તાંત થાતા જાય છે,
નામ ને પર્યાય લગ દેહાંત થાતા જાય છે.

આગ એવી લાગી છે કે શાંત થાતા જાય છે,
વાયરા રમણીય ગહન નિતાંત થાતા જાય છે.

આ કપીલાનગરીમાં કલ્પાંત થાતાં જાય છે,
પ્રાણના પોપણ પવન ઉપરાંત થાતાં જાય છે.

હા, નદીકાંઠે કદી અંધાર ડહાકી જાય છે,
ધીમે ધીમે જંગલો નિશાંત થાતાં જાય છે.

નામ તારું લખતાં લખતાં ટેરવે ફરકી ધજા,
શાહી કાગળ ને કલમ ઉત્ક્રાંત થાતાં જાય છે.

હે તથાગત ! ઘર નહીં, પીડા તજી દીધાં પછી,
અસ્થિનાં ધુમ્મસ પરમ એકાંત થાતા જાય છે

## કલરવ થશે નહીં
કુમાર જૈમિનિ શાસ્ત્રી

મોસમ જશે કે આવશે પગરવ થશે નહીં,
એવું નથી કે એટલે ઉત્સવ થશે નહીં.

યુગો પરીની વારતામાં થૈ જશે ગરક,
ભીંતે ચણેલા માણસો માનવ થશે નહીં.

એને ભુલાવી ના શક્યો, પીતો રહું છતાં
એના પ્રતિ તો ક્રૂર કૈં આસવ થશે નહીં.

નાહક ટકોરો ના કરો ખુલ્લાં કમાડ પર,
ખુલ્લા ખાલી હાથનો વૈભવ થશે નહીં.

ચિત્રે ઊગેલા વૃક્ષ જેવી આપણી વ્યથા,
કાને કદી પક્ષી તણો કલરવ થશે નહીં.

## કહો

### કરસનદાસ લુહાર

લણી શકાય છે ઝાંઝવાનું ખેતર પણ
અને
વણી શકાય છે હવાનું દોરડુંયે
દરિયા તરફ જતી નદીને તમે રણમાંય વાળી શકો,
ઈગોના બરફનો પહાડ
સૂર્યનું નામ લીધા વિના પણ ઓગાળી શકો.
નિરભ્ર આકાશમાં
વાંચી શકાય વાદળનું
પોસ્ટકાર્ડ,
ટોળામાંય સાંચવી શકાય
ચહેરાનું કોરું કાર્ડ
તૂટેલા સમ્બન્ધો ફરી ઝણઝણી ઊઠે,
થીજેલા લોહીમાં ત્વચાતોડ અશ્વો હણહણી ઊઠે
પણ પહેલાં કહો-
તમે તમારામાં પૂરેપૂરા છો ?
તમારો એકાદ ટુકડોય
બહાર તો રઝળતો નથીને !

## થાક જેવું

### ફિલિપ કલાર્ક

છે હવામાં બાફ જેવું;
નીકળે ના સાપ જેવું.
વૃક્ષ શોધે છાંયડાઓ;
છે ભયાનક તાપ જેવું.
મ્હેંકનો વરસાદ થાશે;
આવશે કૈં આપ જેવું.
કૂંપળો રાતી તૂટે છે;
સીમમાં સન્તાપ જેવું.
માર્ગ ખૂલે આપ મેળે,
ને ચરણમાં થાક જેવું.

## ગઝલ...

### સતીન દેસાઈ 'પરવેઝ'

કદીક પર્વતોની આરપાર આવે છે.
બધાય શ્વાસ ત્યજી ઘરની બ્હાર આવે છે.

એ જાણ હોય છે ક્યાં દ્વાર દ્વાર આવે છે !
અજાણ ખુદથી યે ભીતર જનાર આવે છે.

સકળનો મર્મ પ્રમાલી ગહનમાં ડૂબે છે.
ને ત્યાર બાદ એનો તારનાર આવે છે.

છતાં પમાય છે ક્યારે સ્વરૂપ મૂળોનાં
સૂરજની જેમ ભલે અન્ધકાર આવે છે.

હું મન સમેત દિશાઓ બીડીને જોઉં છું.
સ્વયં ખૂલે છે કે ઉઘાડનાર આવે છે.

ન પામવાની પળે આવતું નિકટ સઘળું
સમીપ એમ નિકટતાનો સાર આવે છે.

તમામ ઉમ્ર સુગન્ધોના તાગ પામે ના,
અતાગ ફૂલને કેફોખુમાર આવે છે.

અસલમાં હોય તે હોતું નથી કશામાંયે,
ધરીને એવું ય શું પાર પાર આવે છે.

## બહેની જમાડે...

રમેશ પારેખ

બહેની જમાડે તને ઝટઝટ જમ !
જમ, તને વાંદરીની પૂંછડીના સમ !

૧,૨;૩,૪,૫,૬; ૭,૮,૯, ૧૦
થાળીમાં પૂરી ને કેરીનો રસ,

વાંદરીની પૂંછડીમાં જૂ પડી નવ
ઝટ્ટ તું જમે તો એની વાત તને કહું.
મારી સાથે જમવાનું-જમવાનું રમ !
જમ, તને વાંદરીની પૂછડીના સમ !

પૂંછડી સુંવાળી પણ જૂ-વાળી, ભાઈ !
લુચ્ચી જૂ કરડીને ગુમ થઈ જાય,

વાંદરી તો પૂછડીને ખજવાળે ખૂબ
ઝાડવાની ડાળી પર કરે ધૂબાધૂબ

વાંદરીને પડતી ના કાંઈ ગતાગમ
જમ, તને વાંદરીની પૂંછડીના સમ !

## ચીંચીંચી ચે !

રમેશ પારેખ

ચીંચીંચીં, ચીંચીંચીં ચે...
મા, કંઈ સમજે તું બોલું છું તે ?
ચીંચીંચીં, ચીંચીચીં ચે...

પાંખ જેમ હાથને હલાવું ને ડોલું
ચકલીના બચ્ચાની પેઠે હું બોલું !
ચીંચીંચીં, ચીંચીંચીં ચે...
એટલે કે ચૉકલેટ દે !

મા, તારી ગોદમાં લપાઉં થૈ લાલો,
ચિયું ચિયું બોલું ને ખજવાળું ગાલો

ચીંચીંચીં, ચીંચીંચીં ચે...
એટલે કે મને ચૂમી લે !

ચકલી લૈ આવે છે ચોખાનો દાણો
અને મગ લૈ આવે છે ચકકો રાણો
ચીંચીંચીં, ચીંચીંચી ચે...
મા, એની વારતા કહે !

## ચકીચકાનો ઝગડો

રમેશ પારેખ

ચકલીની માસીના ભાઈના બાપાની દીકરીની દીકરી રિસાણી ? હાં, રિસાણી !
કારણ કે ચકલાએ કીધું કે બેડું લઈ ભરવા જા કૂવે તું પાણી, મારી રાણી !

ચકલીએ કીધું કે, ચક્કાજી ! રાણી નહીં, પાણી ભરે એની દાસી,
કાલે મેં મેઙ્ગોની કુલ્ફી ખાધેલી તે સખ્ખત છે શરદી ને ખાંસી,
થાશે રસોઈ ના મારાંથી, ખાઈ લ્યો, ખીચડી પરમ દી'ની વાસી
માથું યે દુઃખે છે – એવું કહી ચકલી સૂતી ટેસથી સોડ તાણી, સોડ તાણી !

ચકલાએ કીધું મગરૂરીથી કે તારો વાસી ખીચડો તું જ ખાજે
હું તો સૂટબૂટ પ્હેરી વટથી જઈ હોટલમાં ટેસ્ટી લઈશ લન્ચ આજે
ચકલી કહે : ચાલ બુચ્ચા કરી લઈએ ! લડવું ના આપણને છાજે !
સમ્પીને રહીશું ને સમ્પીને સઙ્ગાથે હોટલમાં કરીએ ઉજાણી, હા ઉજાણી.

## નદી

ચન્દ્રકાન્ત શેઠ

માડી જેવી મીઠી
નદી આપણી લાગે,
એને ખોળે રમીએ
સૂરજ જ્યારે જાગે.

જેવી માની વાણી,
એવું એનું પાણી.
એ પાણીમાં ન્હાવું,
સાફ શરીરે થાવું.
એ પાણીમાં તરવું,
મનગમતું બસ, કરવું.
એ પાણી પીવાનું,
ને હાશ પછી કરવાનું.

એનું પાણી પીતાં
વન લીલાં લીલાં લીલાં !
એનાં જળમાં ઝીલતાં
જન ખીલ્યાં ખીલ્યાં ખીલ્યાં !

એના કાંઠે આરા
ત્યાં હળવે હોડી હાલે,
એના કાંઠે દેરી
ત્યાં દેવ-આરતી ચાલે.
નદી આપણી દેવી,
વન્દન એને કરીએ,
સદાય દે એ શાતા,
સેવા એવી કરીએ.

## એક એવું મેં...

મંગળ રાવળ 'સ્નેહાતુર'

ગીતડાં ગાતું ખેતરે જાતું
ભાત ખવડાવી પ્રેમથી રહેતું !
એક એવું મેં સપનું જોયું.

આભથી પડતું મોભ નીતરતું,
જીવ હરખાવી સાગરે મળતું.
એક એવું મેં સપનું જોયું.

રઙ્ગબેરઙ્ગી ફૂલડે ભમતું
રસ પીતું ને ગુઞ્જ ગુઞ્જ કરતું
એક એવું મેં સપનું જોયું.

આવે ઉનાળો બળબળ બળતું,
હરણું એમાં તરસ્યું દળતું
એક એવું મેં સપનું જોયું.

હલેસાં ખાતું સાગરે વ્હેતું,
પ્રવાસીઓના ભારને સ્હેતું !
એક એવું મેં સપનું જોયું.

આભ અટારીએ ઘરરર કરતું,
કેટલાંય માણસ લઈને ફરતું
એક એવું મેં સપનું જોયું.

બા દેખી મ્યાઉં મ્યાઉં કરતું,
દોડતું ઘરમાં દૂધ પી ફરતું
એક એવું મેં સપનું જોયું.

# અનુવાદ

(હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના 'Quatrains of the curd-seller'નો અનુવાદ)

## ટહુકા ધ્રુપદે મહિયારણના/રાજેન્દ્ર શાહ

Sometimes I think a real deal
of splendid work is *done*
When one sits silent on a stone
And just enjoys the sun.

આસીન કો શાન્ત લહું શિલા પરે
ઝીલન્ત આનન્દથી સૂર્ય-રશ્મિને,
કદીક ત્યારે મનમાં હું ચિન્તવું
સાચે જ છે સુન્દર કાર્ય કૈં થયું. ૧

A bird was sitting on a tree
I shot it through the heart
And shrieked to smell a brother's blood
Upon the silent dart.

વિશ્રાન્ત બેઠું તરુએ વિહઙ્ગમ
મ્હેં એનું હૈયું શરથી વીંધ્યું, અને
કો બન્ધુના રક્તથી લિપ્ત બાણની
ગન્ધે મુખેથી મુજ ચીસ નીકળી. ૨

What hideous burdens now are borne
On earth's bare-bodied mud,
What skeletons of heroes,
What clots of martyrs' blood.

પૃથ્વી તણી પઙ્કિલ કાય પે અહીં
કેવો અરે બોજ પડ્યો ઘૃણાસ્પદ !
કઙ્કાલ કૈં શૂર તણાં, શહીદનાં
બાઝી ગયાં શોણિત કેટકેટલાં ! ૩

A martyr wears the swinging rope
In just the merry way
A bridegroom wears a garland
Upon his wedding day.

વિવાહ ટાણે વર જેમ કણ્ઠમાં
રહે ધરી મઙ્ગલ હાર પુષ્પનો,
તેવા જ તે સૌખ્ય થકી શહીદ, હા,
ગ્રહે ગળે ઝૂલી રહેલ દોરડું. ૪

If only mothers could foresee
Their children's grief and gloom.
They would not seek to satisfy
The craving of the womb.

જોઈ શકે મા યદિ પૂર્વથી સ્વયં
સન્તાનની સર્વ વ્યથા વિષણ્ણતા
તો ઝઙ્ખના ગર્ભની તોપવા ખરે
ક્યારેય તે શોચી શકે ન ચિત્તથી. ૫

There was a mighty auction
In the market square of life.
One bid was for a neighbour's cow
Another for his wife.

જિન્દગીના હાટ કેરા ચોકમાં
એક વેળ લિલામ યોજ્યું મહા.
ગાય પાડોશી તણી વેચાણમાં
ને નિજી ભાર્યા બીજી બોલી મહીં. ૬

You've only seen the regal red
Burning in sunset skies.
But have you seen the mournful red
In tired herlot's eyes ?

ત્હમે નિહાળ્યો નભમાં દિનાન્તે
ભભૂકતો રાજવી લાલ માત્ર.
પરન્તુ કોઈ ગણિકાની શ્રાન્ત
આંખે લહ્યો રઙ્ગ વ્યથા-મજીઠ ? ૭

What is the beauty of the moon
To one who has no bed ?
The beggar sells the Holy Book
To buy a loaf of bread.

To me a little bird that sits
upon a branch and sings
Is worth a hundred emeralds
Upon a hundred rings.

The vulture and the crocodile.
The hippopotamus
And all the ugly beasts of prey
Are ugly thoughts in us.

શય્યા તણું યે સુખ સાંપડ્યું ન હો
તેને કશી ચન્દ્રની સૌમ્ય ચારુતા !
એકાદ તે ભારખર કાજ ભૂખથી
વેચે ભિખારી નિજ ધર્મ-ગ્રન્થને.

ન્હાનેરું કોઈ ખગ બેસી વૃક્ષની
ડાળે, સુરીલે સ્વર કૈં ટહુકતું,
છે મૂલ્ય એનું મુજ અન્તરે વધુ
વીંટી તણા નીલ સહસ્ર રત્નથી.

બેડોળ એવાં પશુ હિંસ્ર સર્વ તે
હો ગીધ, હો ગ્રાહ, હિપો સમાન કૈં,
ઓ તો (નહીં અન્ય કંઈ પરન્તુ તે)
ભૂણ્ડા વિચારો મનના જ આપણા. ૧૦ (ક્રમશઃ)

---

अग्निर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बभूव ।
एकस्तथा सर्वभूतान्तरात्मा रूपं रूपं प्रतिरूपो बभूव ॥
सूर्यो यथा सर्वलोकस्य चक्षुः न लिप्यते चाक्षुषैर्बाह्यदोषैः ।
एकस्तथा सर्वभूतान्तरात्मा न लिप्यते लोक दुःखेन बाह्यः ॥
एको वशी सर्वभूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति ।
तमात्मस्थ येऽनुपश्यन्ति धीरास्तषां सुखं शाश्वतं नेतरेषाम् ॥
यदा पञ्चावतिष्ठन्ते ज्ञानानि मनसा सह ।
बुद्धिश्च न विचेष्टते तामाहुः परमां गतिम् ॥
यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रंथयः ।
अथ मर्त्योऽमृतो भवति एतावद्ध्यनुशासनम् ॥

-कठोपनिषद्-માંથી

## આત્મજ્ઞાન

અગ્નિ પ્રવેશી જયમ કોઈ વસ્તુમાં
ધારી રહે વસ્તુતણું જ રૂપ,
સૌમાં રહેલો ત્યમ અંતરાત્મા
જે એક તે રૂપ ધરે અનેક.

આ સૂર્ય જે ચક્ષુ જ સર્વલોકનું
કિન્તુ રહે સર્વથી દોષમુક્ત
આત્મા રહે તેમ જ સુખદુઃખથી
સૌ બાહ્ય, લેપાય ન વાસનાથી.

સૌમાં વસ્યો એક વિશુદ્ધ આત્મા
પોતાથી વ્યાપ્ત સહુને અરપે અનેકતા
તેને નિરંતર અનુભવનાર ધીર
પામે સુખો શાશ્વત, ના બીજાઓ.
પાંચેય જ્ઞાનેન્દ્રિય ને વળી મન
બુદ્ધિ વિશે સ્થિર રહે, ચળે ના
છે એ જ કલ્યાણની પ્રાપ્તિ અન્તિમ.
સૌ ગ્રંથિઓ હૃદયની છૂટી જાય ત્યારે
સૌ મર્ત્ય અ-મૃત રહે બની આ જ જાણ
ઉપદેશ અન્તિમ

-અનુ. જયન્ત પાઠક

# વફા હર દૌરમેં લિખતી હૈં ગીતા !

રમેશ પારેખ

## આપણે મળ્યા છીએ જ ક્યાં !

મિત્રો, આપણે મળ્યા છીએ જ ક્યાં !
તો પછી આજની આ ક્ષણ વિદાયની છે
એમ કહેવાનો કશો અર્થ ખરો ?
આમ તો સૂર્યનું અસ્ત થવું
પુષ્પનું ખરી જવું
ઝાકળનું ઊડી જવું
એ આગમન પછીની ક્રિયાઓ કહેવાય છે :
પણ આકાશે કદી સૂર્યના અસ્તાચળે જવાનો
શાખાએ કદી પુષ્પના ખરી જવાનો
તૃણપત્તીએ કદી ઝાકળના ઊડી જવાનો
વ્યક્ત કર્યો છે વિષાદ ?
કારણ કે જે એક વાર પણ મળ્યાં છે
તે ક્યાં કદી વિખૂટાં પડે જ છે !
આથી આજની આ ક્ષણ વિદાયની છે
એમ કહેવાનો અર્થ જ એ છે કે
આપણે ક્યાં મળ્યા જ છીએ !
મળવાની પ્રથમ ક્ષણે જ વિદાયનું બીજ
રોપાઈ જાય છે
એટલે વિષાદ વિદાયનો નથી,
વિષાદ તો છે આપણે મળ્યા નથી તેનો.
અને જો મળ્યા જ છીએ
તો આપણી વચ્ચે વિદાયની કોઈ ક્ષણ જ ક્યાં છે !
કારણ કે વિદાય એ તો મિલનની પરાકાષ્ઠા છે.
આથી જે એક વાર મળે છે
તે કદી વિદાય લેતો જ નથી, લેતો જ
નથી, મિત્રો !

('ઉડાન'માંથી) -ધીરુ પરીખ

માનવીય સમ્બન્ધોમાં મિલન અને વિરહની માધુરી માણસની સતત તાવણી કરતી રહે છે. એ આ સંસારની અનિવાર્ય આડોડાઈ છે. નિયન્તાનાં રમકડાં જેવાં આપણે મળતાં અને જુદાં પડતાં રહીએ છીએ. સઞ્જોગ અને વિજોગ એ એક જ સિક્કાની બે બાજુઓ છે. ક્યારેક કોઈક આવી મળે તો હરખાઈ ઊઠીએ અને વિદાય લે ત્યારે શારડી ફરતી હોય તેવું દર્દ અનુભવીએ પણ આપણી પાસે એનો કોઈ ઉપાય હોતો નથી. કાળ પણ જે રૂઝવી શકે નહીં તેવા કાપા નિયંતાએ અદૃશ્ય કરવત વડે માણસના લલાટે પાડી દીધા છે.

કોઈ વહાલું સ્વજન આવી મળે ત્યારે નાયિકાની શી સ્થિતિ થાય છે તેનો એક રસિક દુહો છે.

કામની કાગ ઉડાવતી, પિયુ આયો ઝબકાં
આધી ચૂડી કર લગી, આધી ગઈ તડકાં

ઘરના ખોરડા પર બેસીને કાગડો બોલે તો કોઈ મહેમાન ઘેર આવશે એવી માન્યતા છે. પોતાના ખોરડા પર બેસીને કાગડો બોલે છે. પણ પ્રિયતમ આવતો નથી તેથી ખીજે ભરેલી નાયિકા પથ્થર લઈ કાગડાને જ્યાં ઉડાડવા જાય છે ત્યાં જ ખડકીમાં પ્રવેશતાં પ્રિયતમને જુએ છે ત્યારે બે ઘટના બને છે. નાયિકાએ હાથમાં પહેરેલી ચૂડી તડાક દઈ તૂટે છે. કારણ કે પિયુ આવ્યાની ખુશીમાં એ દૂબળી નારીનું શરીર પુષ્ટ બનતાં હાથનો વ્યાસ વધી જાય છે. હાથ સુપુષ્ટ થતાં ચૂડી હાથમાં ટૂંકી પડતાં તૂટે છે. એક કટકો નીચે પડે છે ને ચૂડીનો બીજો કટકો હાથ પર વળગી રહે છે એટલે તેનું હેવાતણ પણ સચવાઈ

રહે છે. આવું સૌભાગ્ય તો કોકનું જ હોય. ધીરુ પરીખ અહીં વાતનું બીજું પાસું રજૂ કરે છે. કોઈ વહાલું સ્વજન આવી મળે ને વિદાય લે ત્યારે તેના સંસર્ગમાં ગાળેલા દિવસો કેટલા ઓછા લાગે છે ? આ વાત કવિએ પ્રસ્તુત કાવ્યમાં કહી છે :

મિત્રો, આપણે મળ્યા છીએ જ ક્યાં ?
તો પછી આજની આ ક્ષણ વિદાયની છે
એમ કહેવાનો કશો અર્થ ખરો ?

સ્વજન સાથે રહ્યા, હર્યાફર્યા, વાતોના ગપાટા માર્યા, સહેલ કરી એ બધી ક્ષણો ઘડીકમાં કારમા વિજોગમાં ફેરવાઈ જાય છે ને એ દર્દ કાળજને એવું કોરવા માંડે છે તેની વાત આપણને શાયર લખનવીના શે'રમાં વણાયેલી દેખાય :

વો એક શખ્સ જો મિલ કર ગયા હૈ મુઝ સે અભી
ઉસ એક શખ્સ કો દેખે હુએ જમાના હુઆ !

કવિએ સ્વજનની વિદાયનું આશ્વાસન કુદરતમાંથી, કુદરતની ઘટનાઓમાંથી શોધ્યું છે :

આમ તો સૂર્યનું અસ્ત થવું
પુષ્પનું ખરી જવું
ઝાકળનું ઊડી જવું
એ આગમન પછીની ક્રિયાઓ કહેવાય છે :
પણ આકાશે કદી સૂર્યના અસ્તાચળે જવાનો
શાખાએ કદી પુષ્પના ખરી જવાનો
તૃણપત્તીએ કદી ઝાકળના ઊડી જવાનો
વ્યક્ત કર્યો છે વિષાદ ?
કારણ કે જે એક વાર પણ મળ્યા છે
તે ક્યાં કદી વિખૂટાં પડે જ છે ?

પણ આ તો તર્કજન્ય દલીલ છે. એનાથી હૃદય શેનું માને ? લાગણીના વિશ્વમાં તર્ક પોતાનો તમ્બૂ તાણે એ વાત જ સંવેદનતન્ત્રને સ્વીકાર્ય બને નહીં. સંવેદનો તો તારસ્વરે બોલી ઊઠે :

આ હથેળીઓમાં છૂટીછવાઈ
રેખા છે તે
તૂટી ગયેલા સમ્બન્ધોના
શેષ તાંતણા છે ?

સ્વજનનો મેળાપ થાય તે જ ક્ષણથી ફિકર થવા માંડે કે હાય, આ તો જોતજોતામાં ચાલ્યા જશે. મિલનની ક્ષણોમાં જ વિરહ લપાઈને બેઠો હોય છે ને હૃદયને કરકોલતો હોય છે. ઉર્દૂ શાયર મોમિને આ વાતને શબ્દબદ્ધ કરી છે :

થી વસ્લ મેં ભી ફિક્ર જુદાઈ કી, દોસ્તો !
વો આએ તો ભી નીંદ ન આઈ તમામ શબ

વસ્લ એટલે મિલન, શબ એટલે રાત્રિ. એ આવ્યા એના મિલની ક્ષણે પણ વિખૂટાં પડવું પડશે એ ઘડીની ચિન્તા હતી. એટલે અમને તો આખી રાત નીંદર જ આવી નહીં. તો મીર તકી 'મીર' સાહેબ કહે છે :

વસ્લ મેં રઙ્ગ ઊડ ગયા મેરા
ક્યા જુદાઈ કો મુંહ દિખાઉંગા ?

મિલનમાં પણ વિજોગના ભણકારા વાગ્યા કરે ને પીડા થયા કરે તે પ્રેમીઓની નિયતિ છે. મનુષ્યની એ લાચારી છે. તો શું આપણે કોઈને મળવું જ નહીં, એવો સઙ્કલ્પ કરી લેવાનો ? ઉર્દૂના ખ્યાતનામ શાયર નિદા ફાઝલી સાહેબ એનો પ્રત્યુત્તર આપે છે :

દેવતા હૈ ન કોઈ હમ મેં
ન ફરિશ્તા કોઈ
છૂ કે મત દેખના
હર રઙ્ગ ઊતર જાતા હૈ
મિલને-જુલને કા
સલીકા હૈ જુરુરી વર્ના
આદમી ચન્દ મુલાકાતોં મેં
મર જાતા હૈ !

કવિ ધીરુ પરીખની વાત એટલી નાજુક છે કે

તેને દાવાદલીલોથી અવગણી કે ટાળી શકાય નહીં. કવિને મન મળવું એટલે શાશ્વત એકરૂપ થઈ જવું એવી વાત અભિપ્રેત છે. બે શરીરો મળે કે છૂટાં પડે તે એમને મન મિલન કે વિજોગ છે જ નહીં. શકુન્તલાને સાસરવાસે માટે વળાવતાં કણ્વ જેવા જ્ઞાનીઋષિની આંખ પણ ભીની બને તો પછી આપણે આર્દ્ર કેમ બની ન ઊઠીએ ? છતાં કવિ કહે છે :

આથી આજની આ ક્ષણ વિદાયની છે
એમ કહેવાનો અર્થ જ એ છે કે
આપણે મળ્યાં જ ક્યાં છીએ ?

અહીં અગાઉ મોમિન સાહેબનો શે'ર આપણે વાંચ્યો. તેમાં જે જીવલેણ વિદાયક્ષણોની ચિન્તાની વાત છે તે વાત જ અહીં કવિએ કરી છે.

મળવાની પ્રથમ ક્ષણે જ
વિદાયનું બીજ રોપાઈ જાય છે
એટલે વિષાદ વિદાયનો નથી
વિષાદ તો છે આપણે મળ્યા નથી તેનો.

આ સંવેદનને શાયર શ્રી જમીલુદીન 'આલી'એ જુદા ઢઙ્ગથી પણ માર્મિક રીતે એમના એક શે'રમાં વર્ણ્યું છે :

ઉનસે મિલે જો આજ તો મહેસૂસ યે હુઆ
જૈસે કિ મિલ રહે હોં કિસી અજનબી સે હમ !

કવિને મન 'મળવું'-નો અર્થ મીરાં દ્વારિકાધીશની મૂર્તિમાં સમાઈ ગઈ એમ એકમેકમાં સમાઈ જવું તેવો સૂક્ષ્મ છે. જો મળ્યા તો મળ્યા – પછી વિખૂટા પડવાની વાત જ નહીં. કવિ આવા સૂક્ષ્મ મિલનને તાકતાં કહે છે :

અને જો મળ્યા જ છીએ
તો આપણી વચ્ચે
વિદાયની કોઈ ક્ષણ જ ક્યાં છે ?
આથી જે એક વાર મળે છે
તે કદી વિદાય લેતો જ નથી,
લેતો જ નથી, મિત્રો !

મળવું એટલે એ કે જેને વિદાય કે વિજોગનો અભિશાપ નથી એવી સ્થિતિ. આવી વિરલ સ્થિતિ પ્રાપ્ત થાય મીરાં, નરસિંહ કે સન્તશિરોમણિ ચૈતન્ય મહાપ્રભુને. તેમની ભક્તિ તો પાકિસ્તાની શાયર શ્રી સહબા સાહેબના શે'રમાં વ્યક્ત થઈ શકે :

કબ હો સકી હૈ દૂર દીયે સે દીયે કી લૌ
ભગવાન સે અલગ નહીં હૈ ભક્તિ પ્રેમ કી.

આ જ સન્દર્ભમાં ફરી સહબા સાહેબને યાદ કરીએ. તેમણે શ્રીકૃષ્ણ અને અર્જુનના મિલનની વાતને કેવું ખુબસૂરત શબ્દરૂપ આપ્યું છે !

દિલે-હર કૃષ્ણ ને અર્જુન કો જીતા
વફ઼ા હર દૌરમેં લિખતી હૈ ગીતા !

સૌના હૃદયાધીશ શ્રીકૃષ્ણે અર્જુનને પ્રેમથી પોતાનો કરી લીધો. પ્રેમ પ્રત્યેક પરિસ્થિતિમાં શ્રીમદ્ ગીતા અને તેના પાવિત્ર્યનું સર્જન કરે છે ! ❐

# વ્યંજનાપૂર્ણ ભાવનિષ્પત્તિ સાધતી નખશીખ કાવ્યરચનાઓ

ડૉ. બિપિન આશર

'વાંસ થકી વહાવેલી' પછી લગભગ ૨૯ વર્ષે આ કવિનો દ્વિતીય કાવ્યસઙ્ગ્રહ 'અગિયારમી દિશા' પ્રકટ થઈ રહ્યો છે ત્યારે આ સઙ્ગ્રહનો પરિચય આપતાં હું આનન્દનો ભાવ અનુભવું છું.

આધુનિક ગીતકવિઓમાં જે કેટલીક સર્જકપ્રતિભાના ઉન્મેષો પ્રગટ્યા અને સક્રિય રહ્યા એમાં, છેક૧૯૬૮થી કાવ્યરત શ્રી વીરુ પુરોહિત પણ એક વિશેષ પ્રતિભા છે.પરિણામે એક સક્ષમ પ્રતિભાશાળી કવિ અને એની કવિતાનો પરિચય કરવા અને કરાવવાની આ 'બારમી દિશા'ના દ્વાર હું ખોલી રહ્યો છું.

એમના કાવ્યસઙ્ગ્રહ 'અગિયારમી દિશા'ના પ્રાક્કથન રૂપે કવિશ્રી વીરુ પુરોહિતે અત્યન્ત ટૂંકી છતાં મહત્ત્વની જે પ્રસ્તાવના મૂકી છે, તેમાંથી જ કેટલાક પ્રશ્નોના ઉત્તરો આપણને મળી રહે છે. અને કવિની આન્તરયાત્રાનો આલેખ પ્રાપ્ત થાય છે. એમણે કાવ્યની ભાષાને 'પ્રેમની ભાષા' કહી, પછી 'પ્રેમ પદારથ'માં સધાતી અદ્વૈતની ભૂમિકા અત્યન્ત સૂક્ષ્મ સ્તરે કહી છે. અને એ દ્વારા એમની રચનાપ્રક્રિયા વિશે પણ સાઙ્કેતિક ઉઘાડ કરી આપ્યો છે.

આપણે પણ આવી ભૂમિકાને આત્મસાત કરી 'અગિયારમી દિશા'ના પ્રથમ કાવ્યને સ્પર્શીએ. ત્યાં જ કવિ કહે છે : 'હું નકશા મુજબ ઊભો છું !' આ પઙ્ક્તિ એમના કાવ્યરાશિને માણવા-નાણવા અત્યન્ત ઉપયોગી અને મુખ્ય ચાવી રૂપ બની રહે છે. જે વેળાએ આ કવિએ કાવ્યયાત્રાનો પ્રારમ્ભ કર્યો, આપણે ત્યાં 'રેમઠ' સક્રિય હતો. આધુનિક કવિઓ પ્રયોગશીલતાના અનેક આયામો સિદ્ધ કરી રહ્યા હતા, અને એના અનુસરણમાં પ્રયોગખોરીનો પણ એક તબક્કો દૃષ્ટિગોચર થયો. પણ એ બધું જ છતાં વીરુ પુરોહિતની કવિતામાં 'વાંસ થકી વહાવેલી' અને પછી 'અગિયારમી દિશા'માં પણ આવી કોઈ સભાન આધુનિકતાનો પ્રપઞ્ચ કે પ્રયોગખોરી જોવા મળતાં નથી. કવિતાના માન્ય સિદ્ધાન્તોને જાળવી, યથાયોગ્ય સન્માન કરી, ગમ્ભીરતાપૂર્વક, કાવ્યને આરાધ્યું છે. પણ એનો અર્થ એમ પણ નથી કે કવિએ પરમ્પરાગત કાવ્યરચનાઓ કરી છે. એમની અભિવ્યક્તિની તરાહ તો આધુનિક જ રહી છે. ભાષાકર્મની માવજતમાં રહેલું કવિનું ગામ્ભીર્ય એમનાં કાવ્યમાં સર્વત્ર અક્ષુણ્ણપણે વર્તાય છે. અને પરિણામ સ્વરૂપે પ્રાપ્ત થાય છે, અનેક દિશાઓમાં વિસ્તાર પામતી, વ્યંગ્જનાપૂર્ણ ભાવનિષ્પત્તિ સાધતી, વિવિધ ભાવોની મસ્તીમાં રમમાણ થતી અને એની પ્રતીતિ કરાવતી, પ્રતીકાત્મકતા, કલ્પનપરકતા, ઊર્મિલતા, સહજતા અને સરળતાનો પરિચય કરાવતી, લયલલિત શબ્દાવલિ દ્વારા વિશિષ્ટ ડોલનો નિપજાવતી કેટલીય નખશીખ કાવ્યરચનાઓ ! અને કદાચ આથી જ કવિ સગર્વ કહે છે : 'છે દરવાજા પર તકતી કે હું શબ્દનો સૂબો છું !'

'શબ્દોના સૂબા' કવિ વીરુ પુરોહિતના પ્રસ્તુત કાવ્યસઙ્ગ્રહમાં ૧૯૮૧ થી ૨૦૦૦ સુધીની કાવ્યરચનાઓનો સઞ્ચય થયો છે, જેને ગીત અને ગઝલના બે રૂપ ખણ્ડોમાં સ્પષ્ટ રીતે એમણે પોતે જ વિભાજિત કરી આપ્યો છે. ગુજરાતી કવિતાનો ભાવક જાણે જ છે કે વીરુ પુરોહિત આપણા આદરપ્રાપ્ત ગીતકવિ છે. આ સઙ્ગ્રહમાં ગીતો

સમાવિષ્ટ કરાયાં છે, જે કવિના જણાવ્યા મુજબ એમના 'પ્રેમાલાપનું પ્રાકટ્ય' છે. કિન્તુ કેટલાંક ગીતો સ્પષ્ટ રીતે જ પ્રણય વિષયને સ્પર્શતાં નથી. હા, અમુક ગીતો કેવળ પ્રણય - ઊર્મિનું લીલેરુ ગાન ઊછાળતાં પણ મળી આવે છે. આમ છતાં કવિ જ્યારે એને 'પ્રેમાલાપ' જ કહેવા પ્રેરાયા છે, ત્યારે 'પ્રણય'ની વિસ્તાર સાધતી સૂક્ષ્મ વ્યઞ્જના કવિને અભિપ્રેત જણાય છે, એમ મારું માનવું છે.

'ત્વરિત પ્રવાસ', 'આદિમ પ્રણય !', 'અસમઞ્જસ' જેવી ગીત રચનાને સાદ્યંન્ત આસ્વાદીએ છીએ ત્યારે સહજપણે જ લાગે છે કે આ રચનામાં ગીતસ્થ થયેલો પ્રણયભાવ કેવા રૂપરંગના રસાયનમાં તરબોળાઈને અભિવ્યક્ત થયો છે.

'ચાલ, ચાલ, મોડું થઈ જાશે, વરસાદ રહી જાશે,'
તું નાહકની આમતેમ છતરીને શોધ મા !
આમ ડાબી બાજુએ જરા વળશું ને દોડશું
તો એકાદું ઝાડ મળી જાશે,
મને લાગે છે. ત્યાં જઈને ઊભશું તો આપણામાં
છબછબિયાં કરી કોઈ ગાશે.
ભલે રહી જાતાં ખુલ્લાં કમાડ,
બન્ધ બારી પણ જલ્દી ઊઘાડ,
આજ આવે તે કંઈ પણ પણ અવરોધ મા !'
'ત્વરિત પ્રવાસ'

'રે ! તારું સ્વર્ગ ઝૂંટવાયું, છે દુઃખદ બીના,
તેં મને ધોધમાર પ્રેમ કરી નાખ્યો !'
'આદિમ પ્રણય,

'મેં' તો ચોસલું બરફનું લઈ અરધી ઘડીમાં,
તને સાઙ્ગોપાઙ્ગ કણ્ડારી નાખી !
પછી બિલ્લોરી કાચમાંથી જોયું તો ભીતર
કૈં ફરતી જણાઈ મધમાખી !'
'એક ક્ષણનો છે મામલો એ જાણવા છતાંય
જાત પીગળેને બની જાય આખી !'
'અસમઞ્જસ'

પ્રણયના આવા પ્રગલ્ભ ઉદ્‌ગારો વ્યક્ત કરતાં ગીતોની સાથોસાથ પ્રણયકાવ્ય સ્વાભાવિક જ ગણાય તેવી ઊર્મિના ઊછાળાને વ્યક્ત કરતી, દયારામની ગોપી જેવી નટખટ નાયિકાની અલ્લડ મસ્તીને પ્રસ્તુત કરતી, નાયિકાના મનોભાવોને તીર્યકતાથી વાચા આપતી ગીતરચનાઓનું પણ એક અલગ વિશ્વ કવિશ્રી વીરુ પુરોહિતના કાવ્યસઙ્ગ્રહ 'અગિયારમી દિશા'ને (શીર્ષકને) સાર્થક કરે છે. થોડાં ઉદાહરણો :

હું રોજ બઝારે ફૂલ ખરીદવા આવું
ને તું છાપું લઈ ઊભો છે !'
(મુગ્ધાનુભૂતિ પૃ. ૯)

હતી સાંજના મગ્ન, પિયુએ આંખ દબાવી દીધી,
મેં પણ ભળતાં નામ કહી, એ પળ લંબાવી લીધી.
(વિશ્રભવૃત્ત) – (પૃ. ૧૫)

હું સ્નાન કરી ઝૂકી ઓશિકે, સસલાં જેવું થરકી !
જળબિન્દુમાં નભ વીંઝાયું, સાજન ઊઠ્યો ઝબકી !
સૈયર ! વાત હવે ત્યાં અટકી !
ખરેખર, તો વાત હવે જ શરૂ થાય છે.
(વિશ્રભકથા પૃ. ૧૯)

આવી અલ્લડ નાયિકાના અભિસારનાં ત્રણેક ગીતો પણ અહીં પ્રાપ્ત થાય છે, જે વિશિષ્ટ ભાત ઉપસાવનારાં બન્યાં છે.

ઉદા. અભિસાર (૩૧), અભિસારાર્ક (૩૫), શુકન (૩૩) સમ ના આપો (૪૪) એમાંયે 'સમ ના આપો'ની લોકગીતની ચાલે ચાલતી ગતિવિધિ તો અત્યંત રોચક છે.

મને સમ ના આપો રે મારા સાહ્યબા !
હું જો નીસરું બઝારમાં,
તો ઝાંઝરના બોલ થકી ગગડે છે સોનાના વાયદા !

આવી સોનાના વાયદા ગગડાવનારી, ઝાંઝરના બોલની ઝઙ્કૃતિનો સતત અનુભવ

કરાવનારી ગીત રચનાઓ વીરુ પુરોહિતના પ્રસ્તુત સઙ્ગ્રહમાં અનેક મળે છે, પણ આ બધાની ગતિવિધિ અને રચનારીતિનું વૈવિધ્ય ધ્યાનાર્હ છે. જેમ કે 'તિથિસાર (૮) આપણી ગીત, પરમ્પરામાં, મધ્યકાલીન તિથિઓના સંસ્કાર ઝીલી રચાયેલું આ એકમાત્ર આધુનિક કવિનું ગીત છે, અને 'પડવે તું પોતે આવી...' થી શરૂ કરી, ચંદ્રની કલાની સાથોસાથ ઉત્તરોત્તર ઘનીભૂત થતા પ્રણયરાગથી ફાટું ફાટું થતી નાયિકા પૂનમે તો...'

પૂનમનો તેં ભરી વાડકો

મને કહ્યું કે ચાખો જી !'થી પૂર્ણ સમર્પણ સુધી ભાવપૂર્ણ થાય છે અને વળી, મઝા તો એ છે કે આ કાવ્ય, નાયકપ્રધાન છે !

વળી, પ્રણયના વિષયને સાક્ષાત્ સ્પર્શતાં ન હોય, કિન્તુ સૂક્ષ્મસ્તરે એનો અનુભવ કરાવતાં હોય તેવાં ગીતો પણ અહીં મોજૂદ છે.

'વેલી હોઈએ તો !', 'સિતાર કરી દીધી', 'સ્વાનુભૂતિ', 'સ્વશોધ', 'વિરાટ નૃત્ય', 'કાચઘરમાં', 'અભીપ્સા', 'સારિકા પંજરસ્થા', 'મૃત્યુ', 'દંગલ', 'મને બચાવો' 'માંગણી', 'પ્રશ્નો', 'સમયની છલના' જેવી ગીતરચનાઓમાં જે પ્રકારનાં ભાવસંવેદનો ઉત્કટ અભિવ્યક્તિ પામ્યાં છે, તેમાં વીરુ પુરોહિતની કાવ્યપ્રતિભાના ચમકારાઓનો પ્રસન્નકર અનુભવ થાય છે. આ રચનાઓમાં જેટલું વિષયવૈવિધ્ય છે, લયવૈવિધ્ય છે એટલું જ વૈવિધ્ય છે ભાવાભિવ્યક્તિની અવનવી તરાહોમાં.

'વેલી હોઈએ તો અમે આપમેળે જઈએ,
પણ છોડ છીએ, જાત શેં લંબાવીએ ?'

*

'મારી પાંપણમાં એક આંસુ અટવાયું
ને સૂરજના કિરણે વીંધાયું
સુક્કી સળીઓનો હું માળો હોઈશ,
અરે ! કાળઝાળ એટલે દઝાયું !'

*

'શમણે આવે છે મને ઘૂઘવતો દરિયો
જ્યાં રાત રહે ખટ્ખડી પાછલી !
જળમાં ફેલાવો, મને અજવાળો ચાંદ !
હું તો કાચને આવાસ પડી માછલી !'

*

કે મને ક્યાંથી ફૂટી રે ! આવી લાગણી ?
મેં તો સારિકા સમજીને પોષી છે જીવનભર
જીવવા નામે જ એક નાગણી !

*

'હું ઘાસનું સૂકું બીડ છું
મને પાછલા પ્હોરે ફૂલ ઊગ્યાનું શમણું આવે !'

*

લો, આજ અચાનક મારી ભીતર મચી ગયું છે
જોખમશાળી દંગલ !

*

'આસપાસ વીંટાળી જૂઈ જેવી વેલ
મને છબી જેમ કોઈક તો મઢાવો !'

*

'એક દિવસ પાંદડાએ ચોખ્ખું ચટ કહી દીધું
ચાલ મારી સાથે, કાં ભાગ દે !
લાવ મારા હિસ્સાનાં ડાળ અને મૂળ
નથી જીવવું આ ઓશિયાળા વેશમાં,
પામી ગયો છું તારું બંધિયારું કુળ
મારે જીવવું છે દરિયાના દેશમાં.'

*

આ રીતે જીરવી કોણ શકે છે અકળ સમયની છલના એ રોજ નવા પહેરે છે એની આંગળીઓમાં સપનાં !

આ ગીતપઙ્ક્તિઓ કવિશ્રી વીરુ પુરોહિતે સિદ્ધ

કરેલાં ગીત અને ગીતતત્ત્વની ગવાહી પૂરે છે. આ રચનાઓમાં જે ગીતત્વ, કાવ્યત્વ અને સંગીતત્વના ત્રિવિધ અંશો વિનિયોગાયા છે તે સહૃદય ભાવકના આસ્વાદનો વિષય બને છે.

'અગિયારમી દિશા'માં ચાલીસ ગઝલો પણ ગ્રન્થસ્થ થઈ છે. જો કે શ્રી વીરુ પુરોહિતનું વ્યક્તિત્વ ગીતના સ્વરૂપમાં જેટલું મ્હોર્યું છે એવું ગઝલના સ્વરૂપમાં બન્યું નથી. આમ છતાં અહીં કેટલીક સદ્ધેડા ઉતાર-નખશીખ ગઝલો અને કેટલાંક સુન્દર શે'ર ગુજરાતી ગઝલ સ્વરૂપની વિકાસયાત્રાના સંદર્ભમાં નોંધનીય છે. અહીં 'લગાવ છે,' 'અમથી અવેજમાં...' 'ગનીમત છે', 'ખબર ન હો !', 'ઝાંઝવા નીકળે !' જેવી ગઝલરચનાઓ વિશેષ નોંધપાત્ર છે. 'હું વ્યક્ત છું, બધે સ્થળે બમણો પ્રભાવ છે' એ ગઝલના એક શે'રમાં કહેતા આ ગઝલકારની ગઝલોમાં આધુનિક ભાવસંવેદનો ગઝલસ્થ થયાં છે. ગઝલ એટલે 'પ્રેમમય ભાષામાં જ વાતચીત કરવી' એવા અર્થને ક્યારનીય અતિક્રમી ગયેલી ગુજરાતી ગઝલોમાં જે ભાવ-વિષયનું વૈવિધ્ય અનુભવાય છે તેની સુખદ પ્રતીતિ વીરુ પુરોહિતની ગઝલ-રચનાઓમાં પણ થયા વિના રહેતી નથી.

'લઈને શબ્દ અર્થ જાતરાએ નીકળેલો
જઈને તીર્થ પર જોયું તો કશું કાવડે ના !'

*

છે નગરજનો સાશંક કે આ નગરમાં ખોટો પ્રચાર છે !
છું, છતાં કહે છે હું નથી, હે સમય ! આ કેવા પ્રહાર છે?'

*

'પૂછી રહ્યો છું હું સર્વને સરનામું એક પણ
મનમાં થતું કે કોઈને એની ખબર ન હો !'

*

'યુદ્ધ હારીને હું પાછો ફર્યો છું,
દ્વાર પર કોણ વિજયનાદ કરે ?'

*

'હું તને એ રીતે વિસરી ગયો છું,
જે રીતે તને કોઈ યાદ કરે !'

વીરુ પુરોહિતની રચનાઓમાં જે ભાવવ્યઞ્જના અને અર્થવ્યઞ્જના છે તે તેમની કાવ્યપ્રતિભાની પરિચાયક બની રહે છે. પ્રસ્તુત સઙ્ગ્રહની રચનાઓને ભાષાભિવ્યક્તિની દૃષ્ટિએ તપાસીએ છીએ ત્યારે પણ કવિનું, ભાવપ્રભુત્વ જેવું જ ભાષાપ્રભુત્વ અનુભવાય છે. સંસ્કૃત તત્સમ્ શબ્દોનો વિનિયોગ પણ ક્યાંય કાવ્યત્વને અવરોધરૂપ બન્યો હોય કે આયાસરૂપ બન્યો હોય તેવું જણાતું નથી. સિસૃક્ષાની ક્ષણમાં જે કંઈ પ્રકટ્યું તે કાવ્યત્વને વર્યું છે એમ કહીએ તો કશી અતિશયોક્તિ કરી નહીં જ કહેવાય.

('અગિયારમી દિશા' : પ્રકા. પોતે. પ્રથમ આવૃત્તિ. ૨૦૦૦. પૃ. ૧૦૮, રૂ. ૧૨૦) ❐

# વનીકરણથી વન વૃધ્ધિ, ને થશે પર્યાવરણ શુ



## ૫૨ મો "વન મહોત્સવ"

"વૃક્ષ ઊછેર અંગે પ્રજામાં આવી છે વ્યાપક જાગૃતિ
સહભાગી નંદનવન નિર્માણ યોજના દ્વારા ઊછેરીએ ગ્રામવનરાજી"

— કેશુભાઈ પટેલ
મુખ્ય મંત્રીશ્રી, ગુજરાત રાજ્ય



— કાનજીભાઈ પટેલ
મંત્રીશ્રી, વન અને પર્યાવરણ





— પ્રભાતસિંહ ચૌહાણ
નાયબ મંત્રીશ્રી, વન અને પર્યાવરણ

## વન વિભાગ હસ્તકની વિવિધ યોજનાઓની ઝાંખી

**વ્યક્તિગત લાભાર્થી યોજનાઓ :**

- કસ વગરની ખેતીની જમીનનું વનીકરણ દ્વારા પુનરોત્થાન
- કિસાન/શાળા નર્સરી
- ફળાઉ/કલમી રોપા વિતરણ (અનુ. જાતિ માટે)
- રોપા વિતરણ
- સોલર કુકર
- બાયોગેસ
- ભારત સરકારના તેમજ ગુજરાત સરકારના વૃક્ષ ઊછેર અંગેના વિવિધ પુરસ્કારો

**પંચાયત લાભાર્થી યોજનાઓ :**

- ગૌચર જમીનમાં ગામોને ઊભાં કરી તેની ચોખ્ખી આવકના ૭૫ ટકાની રકમ પંચાયતને આપવામાં આવે છે.
- સુધારેલી સ્મશાન સગડી બેસાડવાની યોજના
- વન કુટિર
- વિના મુલ્યે ૫૦૦૦ રોપાની ફાળવણી

વધુ માહિતી માટે
નજીકની વન વિભાગની કચેરી/નર્સરીનો સંપર્ક કરવા વિનંતી છે.







**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : વર્ષા વિ.સં. ૨૦૫૭ : વર્ષ ૪૪ : અઙ્ક ૪ સળઙ્ગ અઙ્ક ૨૬૨




તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ + નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. આજીવન $ 75; ઇંગ્લેન્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૫.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમાં - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦૦૦૧

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૧૪૩૬૩૫

વર્ષા વિ.સં. ૨૦૫૭ જુલાઈ-ઑગસ્ટ ૨૦૦૧

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## કવિતા અને લય

દાર્શનિકોએ સૃષ્ટિના સર્જનમાં આદિમ ગૂઢ સ્પંદનો સ્વીકાર કર્યો છે તેને, વૈજ્ઞાનિક વિચારસરણી અને સંશોધનની સરાણે સિદ્ધ કરી બતાવ્યો છે. આ ચૈતન્ય સ્પંદમાંથી પ્રાદુર્ભૂત વૈશ્વિક સંરચના કોઈ અગમ્ય લયપૂર્ણતાથી સંચલિત છે અને તેથી તેમાં સંવાદિતા છે. આવી ચૈતન્ય સૃષ્ટિમાં પ્રાણીમાત્રના જીવનનો આધાર તેના હૃદય પર છે, અને હૃદયની પ્રવૃત્તિ એકસરખી ગતિએ ધબકવાની છે. હૃદયના એકસરખી સમયગતિએ થતા આ ધબકાર પર શારીરિક જીવનની સ્વસ્થતાનો આધાર છે. આ હાર્ટ બીટ - હૃદયધબકાર - લયબદ્ધ હોય છે, એટલે કે એક ધબકાર અને બીજા ધબકાર વચ્ચે સરખો સમયગાળો હોય છે. આમ, હૃદયના લય વગર જીવન જોખમાય છે.

આવું જ છે કલામાં. કલામાત્રમાં લય એનો પ્રાણ છે. વિવિધ કલાઓના વિવિધ માધ્યમોને કારણે એની લયછટા એ માધ્યમમાં પ્રકટ થતી હોય છે. નૃત્યમાં લયાત્મક અંગભંગિઓ, શિલ્પમાં લયાત્મક લાંકવળાંકો, ચિત્રમાં લયાત્મક રંગરેખા-સંયોજનો અને સંગીતમાં શ્રુતિ-સ્વરની ગાનગત લયાત્મકતા. સાહિત્ય એ શબ્દની કલા છે અને વર્ણબદ્ધ શબ્દ એ વાકાશ્રિત છે. આથી સાહિત્ય પ્રથમ વાક્ અને પછી વર્ણની કલા છે. વર્ણને વાકગત કરવામાં જે સમય લાગે છે તે નિયંત્રિત અને નિયમિત બને ત્યારે તે લયબદ્ધ થાય છે. આમ, વાણીના લયબદ્ધ રૂપમાંથી છંદશાસ્ત્રનો

જન્મ થયો છે. આ છન્દોલય એ પદ્યની અનિવાર્યતા છે.

મનુષ્યના બદલાતા ભાવવિશ્વ સાથે, બદલાતા સંવેદનસ્વરૂપ સાથે એનો વાકલય વિવર્તન પામતો હોય છે. ક્યારેક તે દ્રુત બને, ક્યારેક વિલંબિત, તો વળી ક્યારેક આ દ્રુતવિલંબિતનાં મિશ્રણો, અને એમ છંદોલયનું વૈવિધ્ય વધતું જાય. આથી વાણીને પદ્યરૂપા બનવા માટે લયાશ્રિત થવું પડે છે. અને આ રીતે પદ્યમય કાવ્યરચના માટે કોઈ ને કોઈ લયસ્વરૂપ અનિવાર્ય બને છે.

સુજ્ઞ કવિ પોતાના કાવ્યવિષયને અનુરૂપ લયપસંદગી કરી લેતો હોય છે. ક્યારેક ગૂઢ ચિત્તમાં ઘૂંટાતો ભાવ એકાદ પંક્તિનું લયસાથે સ્ફુરણ કરાવે છે. ફ્રેન્ચ કવિ વાલેરી આ પ્રસ્ફોટને ગૉડ-ગિવન - પ્રભુદત્ત - કહે છે. એમાં અન્ધશ્રદ્ધા કે અન્ધભક્તિ નહિ, પણ સર્જનારંભની રહસ્યમયતા જ વ્યંગ્ય છે. પરન્તુ આમ થયાં પછી પણ કવિએ લયોચિત પદાવલી અને શબ્દસંરચનાની જિકર કરવાની રહે છે. આમ, લય એ ભલે કવિતાનો પ્રાણ છે, પણ શબ્દ એનો દેહ છે. આથી કવિતામાં શબ્દદેહનો મહિમા સહેજ પણ ઓછો નથી, કારણ કે સર્જકચિત્તમાં પ્રસ્પંદતા અમૂર્ત ભાવને શબ્દ દ્વારા જ મૂર્ત કરી શકાય છે. ભાવના વિવિધ સ્તરને અનુરૂપ શબ્દપસંદગી થતી હોય છે અને તદાનુકૂલ લયરૂપ એ વાકાભિવ્યક્તિમાં ઉપકારક બને છે. આમ, કવિતામાં શબ્દ અને લયનો સંબંધ દેહ અને પ્રાણનો છે.

આવું વાણીનું લયરૂપ ચોક્કસ નિયમ અને નિયમનનું પાલન કરે છે. આવા નિયમિત લયાન્વિત વાકરૂપને કારણે સંવાદિતા સધાય છે, જેથી કાવ્યપાઠ કર્ણપ્રિય બની રહે છે. અને એના અર્થાનુસારી લયને કારણે અર્થ-ભાવની ચમત્કૃતિ સધાય છે તથા ભાવકચિત્ત રસાનુભૂતિનો આનંદ લઈ શકે છે. કાવ્યનું મુખ્ય પ્રયોજન જ આ છે.

પણ જે સર્જક કેવળ લયપ્રાબલ્યના સહારે કાવ્યકૃતિના સર્જનમાં પ્રવૃત્ત થાય છે ત્યારે જો તે શબ્દાર્થમહિમાને હાંસિયામાં ધકેલી દે અથવા તો અર્થનિરપેક્ષ પદાવલી પ્રયોજી લયસાપેક્ષ શબ્દલીલા સર્જે તો તેવી કૃતિ એક પ્રકારના લયકેફના રસાભાસમાં ખેંચી જાય છે. માત્ર લયનાં લેલાથી કવિતાનો મહાલય ચણી શકાતો નથી.

આ જ વાત ગદ્યકાવ્યને પણ લાગુ પડે. જેમ પદ્યમાં નિયમિત લયાન્દોલનનું પ્રવર્તન હોય છે તેમ ગદ્યમાં પણ વિચાર-ભાવને ઘનીભૂત કરવા સમુચિત પદાવલી અને સમુચિત વિરામો તથા સમુચિત સ્વરભારનો વિનિયોગ થતો હોય છે. પદ્યલયની યાંત્રિકતાને અતિક્રમી જઈ આ પ્રકારનો ગદ્યલય કાવ્યકૃતિમાં એક પ્રકારની અકૃતકતાનું નિર્માણ કરે છે. ન્હાનાલાલે જેને ડોલન

કહ્યું તે વાક્યમાંની પદવ્યવસ્થાની આનુપૂર્વી કે વાક્યખંડ અને વાક્યસમુચ્ચયોની સભાન પ્રયુક્તિથી ભાવસબલતા અને ભાવસબલતાની રસચોટનો કીમિયો છે. પરન્તુ એમાંના પદવ્યુતક્રમોનું વિનિયોજન નૈસર્ગિકતાને ઓળંગી કૃતકતાની સીમામાં પ્રવેશે ત્યારે તે પદ્ય અને ગદ્ય ઉભયની સહજ રસાળતા અને રસિકતાને હાનિ પહોંચાડે છે. આથી ગદ્યકાવ્યનું ગદ્ય એ વિશિષ્ટ પ્રકારનું ગદ્ય બની રહે છે, જેમાં સર્જક કવિ કાવ્યોચિત ગદ્યલયનું નિર્માણ અને નિર્વહણ કરે છે. પ્રત્યેક ગદ્યકાવ્યમાં કલાકાર સર્જકે કાવ્યાનુકૂલ ગદ્યલય નિષ્પન્ન કરવાનો હોય છે. આમ, ભાવ-અર્થપોષક ગદ્યલયને બરાબર પામી જે સર્જક કાવ્યનિર્મિતિમાં પ્રવૃત્ત થાય છે તે કલાત્મક ગદ્યકાવ્યનું સર્જન કરી શકે છે.

ઑગસ્ટ ૨૧, ૨૦૦૧ ધીરુ પરીખ

# રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા : ઉપલબ્ધિઓ

ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટ

### ૫. કાવ્યભાષા

છન્દ, અલંકાર અને પ્રતીક-કલ્પનની વાત કર્યા પછી આ યુગની કવિતામાં કાવ્યભાષા પરત્વે જે વિશેષતા જોવા મળે છે તેની વાત કરીએ.

રાજેન્દ્રની કાવ્યભાષાનાં બે સ્તર જોઈ શકાય છે. એક સ્તર છે સંસ્કૃત પદાવલીવાળી ભાષાનું. મુખ્યત્વે સંસ્કૃત વૃત્તોમાં રચાતી કવિતામાં આ ભાષા પ્રયોજાઈ છે. બીજું સ્તર છે લોકબોલીનો રણકો પ્રગટાવતા દેશ્ય-તળપદા શબ્દો પ્રયોજતી ભાષાનું, જેનું વિલક્ષણ રૂપ 'વનવાસીનાં ગીત' તથા 'ક્ષણ જે ચિરન્તન'ના પાંચમા ગુચ્છની કેટલીક રચનાઓમાં પ્રગટ્યું છે. સૉનેટો, દીર્ઘકાવ્યો તેમજ તે પ્રકારની ગહન, ગભીર રચનાઓમાં ભાવાનુરૂપ સંસ્કૃતાઢ્ય પદાવલીને કવિએ પ્રાધાન્ય આપ્યું છે. તેમની સંસ્કૃતપ્રચુર બાનીમાં 'સ્તિમિત', 'તમિસ્ર', 'ધ્વાન્ત', 'સ્થાણુ', 'વિવર્ત'. 'મુદિર્ન', 'વિવિક્ત' જેવા અલ્પ પ્રચલિત શબ્દો તો આવે જ, ક્યાંક ક્યાંક 'થહરી', 'શમા', 'ધડકન', 'શબનમ' જેવા હિંદી-ફારસી શબ્દો પણ આવે. બીજી બાજુ 'વનવાસીનાં ગીત'ની ભાષા જુઓ તો તળપદા શબ્દો પરની કવિની હથોટી જોઈ આશ્ચર્યચકિત થઈ જવાય. આ ગુચ્છમાં જોજન, અરણી, ચંડૂલ, ઝાઝી, ઝૂલ, ઠાલું, સોડ, વછેરું, મૌવર, મરડ, ડણક, લોળ, આલવાલ, વેલાતી, હેરણાં, ખટકો, વાંતરિયો, એખણ, રેઢું, વાગોળ જેવા અસઙ્ખ્ય તળપદા શબ્દો સહજરીતે પ્રયોજાયા છે. કવિએ ગીતોમાં તત્સમ, તદ્ભવ અને દેશ્ય શબ્દોની સાથે સાથે વ્રજ, હિન્દી, મારવાડી તથા બઙ્ગાળી ભાષાના પણ સઙ્ખ્યાબન્ધ શબ્દો છૂટે હાથે પ્રયોજ્યા છે. પરન્તુ વર્ણસંયોજન માટે કવિ ખૂબ ચીવટવાળા છે, તેથી દરેક શબ્દ પૂર્વાપર સ્વર-વ્યઞ્જનના સન્દર્ભમાં ઉચિત રીતે જ પ્રયોજાય તે માટે તેઓ કાળજી રાખે છે. 'આન્દોલન'ની ચોથી રચનામાં આવતો બઙ્ગાળી શબ્દ 'ચૂલ' (વાળ) અપરિચિત હોવા છતાં સમજી શકાય છે. 'ધ્વનિ'થી 'ઉદ્ગીતિ' સુધી આવતાં સ્પષ્ટપણે માલૂમ પડશે કે રાજેન્દ્રે બોલચાલની ભાષાની નજીક આવવાનો પ્રયત્ન કર્યો છે. 'શાન્ત કોલાહલ' અને પછી 'ક્ષણ જે ચિરન્તન'ની ભાષા બોલચાલની ભાષાની ઠીક ઠીક નજીક આવી છે.

બોલચાલની ભાષાની નજીક આવવાનું વલણ નિરઞ્જનની કવિતામાં વિશેષ જોવા મળે છે. નિરઞ્જનની આરમ્ભિક રચનાઓમાં, ખાસ કરીને સૉનેટોમાં સંસ્કૃતનિષ્ઠ પદાવલી પ્રયોજાઈ છે. ધીમે ધીમે કવિ બોલચાલની ભાષાનો કાવ્યમાં કેટલો મહિમા છે તે દર્શાવતાં ખુદ કવિએ લખ્યું છે. બોલચાલની ભાષાના નજીક આવવાનો પ્રયત્ન કરે છે. 'બોલચાલની ભાષાના શબ્દો વધુમાં વધુ સમૃદ્ધ અને જીવન્ત હોય છે એટલે અર્થવ્યઞ્જકતાની દૃષ્ટિએ પણ કવિતામાં એમનો છૂટથી ઉપયોગ કરવો કવિતાના લાભમાં છે.' ('કવિતાનું સઙ્ગીત') 'પ્રવાલદ્વીપ'ની રચનાઓમાં કવિનો આ દિશાનો અભિગમ વરતાઈ આવે છે. 'પાત્રો'ની નાટ્યપદ્યની નજીક પહોંચતી ભાષા વાસ્તવનો સઘન સ્પર્શ કરાવી શકે છે. 'ચર્ચગેટથી લોકલમાં' કાવ્યમાં બોલચાલની ભાષાની નજીક રહેવા કવિએ અંગ્રેજી શબ્દોનો છૂટથી ઉપયોગ કર્યો છે :

ઇન્ડિકેટરે લખ્યું છ : Next Train : વાંદરા-વિરાર,
Stopping At All Stations, થોભશે જ વારવાર, (પૃ. ૨૧૮)

'મુમ્બઈનગરી' તથા 'આધુનિક અરણ્ય'માં પણ આ વલણ જોઈ શકાય છે. સ્થિતિદર્શક કે અસ્તિવાચક ક્રિયાપદના વર્તમાનકાળના રૂપ 'છે' ને સ્થાને કવિ મોટાભાગે 'છ' પ્રયોજે છે. કવિએ આ

ઉપરાન્ત 'અ', 'અન્' કે 'અણ' જેવા નિષેધવાચક ઉપસર્ગનો પણ વારંવાર પ્રયોગ કર્યો છે. કવિના છેલ્લાસઙ્ગ્રહ '૩૩ કાવ્યો'નું ભાષાદષ્ટિએ વિશેષ મહત્ત્વ છે. આ સઙ્ગ્રહનાં કાવ્યોમાં બોલચાલની ભાષાના લયલહેકા સુપેરે ઝિલાયા છે. સઙ્ગ્રહની પ્રથમ રચના 'હાથ મેળવીએ', 'ઘર', 'સંવાદ', 'મેદાનમાં', 'આ નગરની ભીંત પર' વગેરે રચનાઓ આ દષ્ટિએ નોંધપાત્ર છે.

નિરઞ્જનની જેમ પ્રિયકાન્ત છેલ્લા સઙ્ગ્રહોમાં કાવ્યભાષા બદલવાનો પ્રયત્ન કરે છે. પરન્તુ નિરઞ્જન કવિ હોવાની સાથે અનિદ્ર વિવેચક પણ છે. તેથી તેઓ જેવી સભાનતા દાખવી શકે છે તેવી સભાનતા પ્રિયકાન્ત દાખવી શકતા નથી. 'અશબ્દ રાત્રિ'ની સિદ્ધ ભાષા છોડી 'સમીપ', 'પ્રબલગતિ' તથા 'વ્યોમલિપિ'માં અછાન્દસ કે ગદ્યકાવ્યના ઘોડાપૂરમાં ઝમ્પલાવે છે. આ સઙ્ગ્રહોની સઙ્ખ્યાબન્ધ અછાન્દસ કૃતિઓ પૈકી પૂરા ગદ્યલયમાં એટલે કે કાવ્યાભાષી પદ્યલયના લટકાઓ વગરના શુદ્ધ કલ્પનારસ્યા ગદ્યલયમાં રચાયેલી સફળ અછાન્દસ કૃતિઓની સઙ્ખ્યા આંગળીને વેઢે ગણાય તેટલી જ છે. બાકીની આ પ્રકારની મોટાભાગની રચનાઓનું બન્ધારણ પાંખું છે. પરન્તુ પ્રારમ્ભિક સઙ્ગ્રહોમાં પ્રિયકાન્તે ભાષાનો જે સર્જનાત્મક ઉપયોગ કર્યો છે તે પ્રશસ્ય છે. આ રચનાઓમાં પ્રથમ પઙ્ક્તિથી જ ઉન્મેષ ઝળકી ઊઠે છે અને અન્ત સુધી રચનાની તાજગી જળવાઈ રહે છે. કાવ્યભાષાની અનેકવિધ શક્યતાઓનો તાગ મેળવવાનો પ્રિયકાન્તનો પુરુષાર્થ ઉલ્લેખનીય છે.

થોડું પણ નક્કર કામ કરનાર હસમુખે ભાષા પાસેથી સારું કામ કઢાવ્યું છે. 'નમેલી સાંજ' અને તે પછીની રચનાઓમાં કવિએ ભાષાને ભિન્ન ભિન્ન રીતે પ્રયોજી છે. 'નમેલી સાંજ'માં કવિએ કૌંસનો વિનિયોગ કરી એકી સાથે બે સપાટીથી વાત કરી છે. આ બે સપાટીઓ પૈકી એક ભાષાની અન્દર હોય છે, બીજી ભાષાની બહાર. આ બે સપાટી પરના, અવાજના મેળથી, વાસ્તવમાં તો ત્રીજો અવાજ પ્રગટે છે. 'તણખલું', 'ઉચાળો', 'કોઈને કંઈ પૂછવું છે ?' વગેરે કાવ્યો આ દષ્ટિએ નોંધપાત્ર છે. કવિ 'સાયુજય'ના 'શિર નમ્યું' ખણ્ડની રચનાઓમાં પોતાનું દ્વિજત્વ પ્રગટ કરે છે. આ ખણ્ડની 'ગજેન્દ્ર -ચિન્તન', 'અન્તઘડીએ અજામિલ', 'મા જયારે વૈકુણ્ઠ જશે' વગેરે રચનાઓમાં વાગ્મિતાનાં અનેક સૂક્ષ્માતિસૂક્ષ્મ તત્ત્વો ગૂંથાઈ ગયેલાં જોઈ શકાય છે. આ કાવ્યોમાં આવતું ગદ્ય પદ્યને ઘસાઈને ચાલતું હોય તેવું લાગે છે. ગદ્યલયની અનેક શક્યતાઓનો નિર્દેશ આ રચનાઓમાંથી મળી રહે છે.

નલિનની ભાષામાં લયતત્ત્વનો પ્રભાવ વરતાય છે. 'ઉદ્ગાર' કરતાં 'અવકાશ'માં આ પ્રભાવ વિશેષ છે. લયનું વૈવિધ્ય તેમની કવિતાની આગવી વિશેષતા છે. તેઓ મુખ્યત્વે શબ્દોના પુનરાવર્તન દ્વારા લયવૈવિધ્ય સિદ્ધ કરે છે. લયની મદદથી કવિએ જે ભાષાકર્મ કર્યું છે તેનું ઉલ્લેખનીય ઉદાહરણ 'અશ્વત્થામાની સ્વગતોક્તિ' છે. કાવ્યમાં કવિ ઉત્કટ મનોમન્થન અને તેને લીધે જન્મતા આવેગની ઘુમરીઓનું ચિત્ર ભાષા-લયની મદદથી પ્રત્યક્ષ કરાવી શક્યા છે. નિરઞ્જન, હસમુખ અને પ્રિયકાન્તની કવિતાથી નલિનની કવિતા ભિન્ન મુદ્રા ઉપસાવે છે તેમાં તેમની કાવ્યભાષા વિશેષ કારણભૂત છે. નલિનની કાવ્યભાષા બોલચાલની ભાષાથી ઠીકઠીક અન્ત રાખે છે.

પણ્ડિતયુગ અને ગાંધીયુગની કવિતાની ભાષા વચ્ચે જેવી સ્પષ્ટ ભિન્નતા જોવા મળે છે તેવી ગાંધીયુગ અને રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા વચ્ચે જોવા નહીં મળે. છતાં બન્ને યુગની કવિતા વચ્ચે ભાષાદષ્ટિએ ભિન્નતા તો છે જ. નિરઞ્જન વગેરે

કવિઓ બોલચાલની ભાષાની નજીક રહેવાનો જે પ્રયત્ન કરે છે તેને આ યુગની કવિતાની લાક્ષણિક વિશેષતા કહી શકાય. ગાંધીયુગમાં ભાષા પણ્ડિતયુગ કરતાં સરળ બને છે. રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં સહજ બને છે. આ લાક્ષણિકતા અદ્યતન યુગની કવિતામાં સ્પષ્ટ આકાર ધારણ કરે છે. સિતાંશુ, લાભશઙ્કર, ચન્દ્રકાન્ત શેઠ વગેરે કવિઓ ભાષા દૃષ્ટિએ જે પ્રયોગો કરે છે તેની ભૂમિકા નિરઞ્જન, હસમુખ વગેરે કવિઓના પ્રયોગો પૂરી પાડે છે. આ દૃષ્ટિએ રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કાવ્યભાષાનું મહત્ત્વ અવગણી ન શકાય તેવું છે.

### ૯. કૌંસ પ્રયુક્તિ

રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતાની એક ધ્યાન ખેંચતી લાક્ષણિકતા તે વ્યાપક પ્રમાણમાં થયેલ કૌંસની પ્રયુક્તિનો વિનિયોગ રાજેન્દ્ર નિરઞ્જન સહિત આ યુગના મોટા ભાગના કવિઓની કવિતામાં કૌંસનો વિનિયોગ થયો છે. આપણે ઉપર હસમુખની ભાષાની વાત કરતાં નોંધ્યું કે કૌંસનો ઉપયોગ કરી કવિ બે સપાટીએ બોલે છે. કૌંસ બહારનો લય અને કૌંસની અન્દરનો લય પરસ્પર સઙ્કળાઈને એક નવું ગહરાઈવાળું પરિમાણ પેદા કરે છે. કૌંસનો ઉપયોગ નવીનતા લાવવાના હેતુથી થતો નથી, પણ કવિચિત્તમાં ચાલતી સંવેદનની પ્રક્રિયાને શક્ય તેટલી યથાર્થરૂપમાં રજૂ કરવા માટે થાય છે. કવિ પોતાના કાવ્યાનુભવને વ્યક્ત કરતી વખતે પોતાના ચિત્તમાં જે આંતરનાટક ચાલી રહ્યું હોય છે તે પણ પ્રગટ કરવા ઇચ્છે છે. કવિનો અનુભવ અનેક પાસાંવાળો હોય છે. એ અનેક પાસાંને, પોતાના સંવેદનનાં જુદાં જુદાં સ્તરોને દર્શાવવા કવિ કૌંસનો આશ્રય લેતો હોય એમ લાગે છે. આ ઉપરાન્ત કવિ કૌંસની મદદથી કાવ્યચિત્રને ખણ્ડિત કર્યા સિવાય તેના રહસ્યનું ઇંગિત પણ આપતો હોય છે. આ યુગના મુખ્ય કવિઓએ કેવી કેવી રીતે કૌંસપ્રયુક્તિનો વિનિયોગ કર્યો છે તે થોડાંક દૃષ્ટાન્તો દ્વારા તપાસીએ.

રાજેન્દ્ર શાહે અન્ય કવિઓ કરતાં કંઈક ઓછા પ્રમાણમાં, પણ સમર્થ રીતે કૌંસનો વિનિયોગ કર્યો છે. બેત્રણ ઉદાહરણ જોઈએ. 'શાન્ત કોલાહલ'ની સૉનેટમાળા 'રાગિણી'ના ત્રીજા સૉનેટ 'દેશી'નું પ્રથમ ચતુષ્ક તપાસીએ :

મેં તો તને નિરખી યૌવનને ઉઘાડ,
એકાન્ત પન્થ ગિરિનિર્ઝરની સમીપ :
ઘેરી ઘટાથી ઢળતાં જયહીં આમ્ર, નીપ-
ત્યાં ટ્હૌકતી (મદિર ઊર્મિની આવી બાઢ) ! (પૃ. ૩)

આ છે તો દેશી રાગનું ચિત્ર, પણ તે દ્વારા કવિ ગૃહિણીનું અભિનય સ્વરૂપે દર્શન કરાવવા ઇચ્છે છે. આ બીજા ભાવ સાથે સમ્બન્ધિત મુખર ઊર્મિ નિરૂપણવેળા સ્ફુરી તો જાય છે, પણ તેનાથી સમગ્ર ચિત્ર સહેજ ખણ્ડિત થાય તેમ છે તેથી તે ઊર્મિને કવિ કૌંસમાં મૂકી દે છે. 'ત્રિમૂર્તિ'ના પ્રથમ સૉનેટ 'કન્યા'ના અન્તમાં કૌંસ આવે છે, પણ તે જુદા સંદર્ભમાં :

તું (ગૌરી જેવી શિવને) મુજને ગમી'તી,
એકાન્ત મારું ભરી, ધ્યાન વિષે રમી'તી,
(શાન્ત કોલાહલ, પૃ. ૧૯)

કાવ્યનાયક પ્રિયા પ્રત્યેની પોતાની ઉદાત્ત પ્રેમની લાગણી ઉત્કટ રીતે વ્યક્ત કરવા ઝંખે છે અને તેને એ પ્રેમનું એક ઉદાહરણ સ્મરણે ચડે છે. એ ઉદાહરણ આમ તો અહીં અપ્રસ્તુત છે, પણ તેના ઉલ્લેખથી પ્રસ્તુતની પુષ્ટિ થાય તેમ છે તેથી કૌંસમાં તેનો આછો ઉલ્લેખ કવિએ કરી દીધો છે. આ જ સઙ્ગ્રહના 'ક્ષણને આધાર' કાવ્યમાં પણ આ રીતે કૌંસનો સાર્થક ઉપયોગ કવિએ કર્યો છે. રાજેન્દ્રની કવિતામાં કૌંસના સમ્યક્ વિનિયોગનાં અનેક ઉદાહરણો મળી રહે છે.

નિરઞ્જન ભગતની કવિતામાં કૌંસનો વિપુલ પ્રમાણમાં વિનિયોગ થયો છે, પણ ઉત્તરાર્ધની

કવિતામાં પૂર્વાર્ધની 'છન્દોલય' - 'કિન્નરી'ની કવિતામાં તેનો બિલકુલ અભાવ છે. 'અલ્પવિરામ'થી કૌંસનો વિનિયોગ શરૂ થાય છે અને ઉત્તરોત્તર વધતો જાય છે. 'અલ્પવિરામ'ના 'અભ્ર' જેવા મુક્તકમાં કાવ્યાર્થને વ્યઞ્જિત કરવા કવિએ કૌંસ પ્રયોજયો છે તો 'સ્વતન્ત્ર છો' કાવ્યમાં તેનું પ્રયોજન વ્યઙ્ગકટાક્ષનું વિશેષ છે. 'નિવેદન, ઑગસ્ટ ૧૯૫૬'માં પણ આ જ હેતુ માટે કૌંસ પ્રયોજાયો છે. જુઓ થોડી પઙ્ક્તિઓઃ

જેમાં પ્રજાને નવ હોય લાત, બેચાર જ્યાં
સાન્ત્વનની જ વાત
(જે કેમ કે આ ખુરશી મળી છે તે આ પ્રજાના
જ પુણ્યે ફળી છે !) (પૃ. ૧૯૭)

'પ્રવાલદ્વીપ'નાં કાવ્યો 'ફાઉન્ટનના બસસ્ટૉપ પર', 'ચર્ચગેટથી લોકલમાં', 'હૉર્ન્બી રોડ' વગેરેમાં પણ લગભગ આવા હેતુ માટે કૌંસનો પ્રયોગ થયો છે. વળી, કવિચિત્તમાં જાગતા પ્રતિભાવોને દર્શાવવા પણ કૌંસપ્રયોગ થાય છે. આ જ ગુચ્છની રચના 'કોલાબા પર સૂર્યાસ્ત' જુઓ :

કાફે રૉયલનાં હજીય ખખડે પ્યાલા રકાબી છરી
કાંટા કાનમહીં, હજીય રણકે મ્યૂઝિયમતણી ટ્રામના
ઘેરા ઘર્ઘર નાદ (ચક્રગતિમાં), આ શ્હેરની કામના
આમંત્રે ફૂટપાથ પે અરવ રૂહે જે મન્દ નારી સરી
એને અઙ્ગ અસહ્ય વાસ વહતી (ચિર્ત્ત અસન્તોષની)
(પૃ. ૨૨૩).

ઉપર્યુક્ત વર્ણન દ્વારા કવિને જે પ્રગટ કરવું છે તે તો કવિએ કૌંસમાં મૂક્યું છે, કારણ કે તે પ્રગટ રીતે મૂકતાં વર્ણ્ય વિષયની સળઙ્ગસૂત્રતા તૂટે છે અને ન જ દર્શાવે તો પોતે જે કહેવા માગે છે તે ભાવકો સુધી પહોંચશે નહિ એવો કવિને અન્દેશો છે. આ બન્ને મુશ્કેલીઓનું નિવારણ કૌંસ કરી આપે છે. કવિએ 'ગાયત્રી' કાવ્યમાં આ પ્રયુક્તિનો સારો લાભ ઉઠાવ્યો છે. '૩૩ કાવ્યો'ની પણ ઘણી રચનાઓમાં આ પ્રયુક્તિ પ્રયોજાઈ છે.

પ્રિયકાન્તની 'પ્રતીક'થી 'વ્યોમલિપિ' સુધીની કવિતામાં સારા એવા પ્રમાણમાં કૌંસપ્રયુક્તિ પ્રયોજાઈ છે. 'પ્રતીક'ની એક રચનામાં તો શીર્ષકમાં પણ કૌંસ મૂક્યો છે. શીર્ષક છે. '(કાણાવાળો) પૈસો' સઙ્ગ્રહની સમીક્ષામાં ઉમાશઙ્કરે ધારણા કરી છે તેમ મથાળામાંનો કૌંસ કાણાવાળા પૈસાના અનુકરણમાં હોઈ શકે. આ સઙ્ગ્રહની 'કબૂતરો' નામક ૧૬ પઙ્ક્તિની કૃતિમાં ૫$^1/_2$ પંક્તિઓ તો કૌંસમાં મૂકેલી છે. કાવ્યમાં કવિને ઉપસાવવી છે સામ્પ્રતની દીનતા. તે ઉપસાવવામાં અતીતની વાત ઉપકારક નીવડી શકે. પરન્તુ તેમ કરતાં કાવ્યની સંરચના શિથિલ પડવાનો સમ્ભવ. આથી અતીતને સ્પર્શતું વર્ણન કવિએ કૌંસમાં મૂકી તેને સામ્પ્રતના વર્ણન સાથે જોડી પોતાની આકારસૂઝની પ્રતીતિ કરાવી છે. મૃત્યુની સર્વાશ્લેષી ચૂડને પ્રત્યક્ષ કરાવતા કાવ્ય 'કાળ'નો પ્રારંભ જુઓ :

આ કશું / કાળનું રે પશુ ?
જે મૃત્યું તે ઉદરની મહીં ઓરતું,
(સર્વ એ ક્યાં જતું ?) (પૃ. ૪૦)

આખું કાવ્ય વાંચતાં કાળનું વિરાટ રૂપ સ્મૃતિમાં જડાઈ જાય છે. પણ ત્યારેય કવિએ કૌંસમાં મૂકેલો પ્રશ્ન ચિત્તમાં રહી રહીને પડઘાયા કરે છે, કારણ કે કાવ્યના રહસ્યનું ઇઙ્ગિત એમાં પડેલું છે. સઙ્ગ્રહની અન્ય રચનાઓ 'યોગ', 'અન્ધકાર', 'ધ્વનિ', 'ખીલા', 'એક ગાય', 'ઇતિહાસને', 'એક આ ઈંડું' વગેરેમાં કવિએ કૌંસપ્રયુક્તિનો સફળ વિનિયોગ કર્યો છે. અન્ય સઙ્ગ્રહોમાં પણ આ પ્રયુક્તિનો લાભ કવિએ સફળતાપૂર્વક મેળવ્યો છે એ જોઈ શકાય છે.

હસમુખે 'નમેલી સાંજ'ની ઘણી રચનાઓમાં કૌંસનો ઉપયોગ કર્યો છે. 'તણખલું', 'ઉચાળો' જેવી રચનાઓમાં તેનો ઉપયોગ કંઈક વધુ પડતો થયો

હોય એવું લાગે છે. પરંતુ 'આંબો' તથા 'કોઈને કંઈ પૂછવું છે ?'માં તેનો કંઈક અંશે કલાત્મક વિનિયોગ કવિ કરી શક્યા છે. 'આંબો' જોઈએ.

વૈશાખનો વણ્ટોળ ગાંડોતૂર
(જેરુસલેમનાં ટોળાં તણો ધૂંધવાટ જાણે !)
ટેકરી પરના બગીચાને ખૂણે
ઝૂકી રહેલા એક આંબાને તરત ઘેરી રહ્યો.
ને નમ્ર આંબો
(શિષ્યના સૌ વૃન્દને મુલાવતો જાણે ઈશુ !)
કાચી અને પાકી ટપોટપ કેરીઓ ખરતી જતી
નીરખી રહ્યો. (પૃ. ૭)

અહીં કૌંસની પઙ્ક્તિઓને બાજુ પર રાખતાં કાવ્ય એક આંબાનું શબ્દચિત્ર બની રહે છે. કવિ વૈશાખના વણ્ટોળ અને આંબાના વર્ણન દ્વારા જેરુસલેમના લોકોનો રોષ ને ઈશુની અપાર કરુણા વ્યક્ત કરવા માગે છે. કવિને આ કામ કાવ્યની રેખાઓને વણસાડ્યા વિના કરવું છે તેથી કૌંસનો આશ્રય લીધો છે. પરન્તુ કાવ્યમાં આવતો પ્રથમ કૌંસ કાવ્યના વ્યઙ્ગ્યાર્થને સૂચવવા પર્યાપ્ત છે. બીજો કૌંસ વધુ પડતું સરલીકરણ સાધી આપે છે, જે કાવ્યત્વને પોષક નીવડતું નથી. કૌંસના વિનિયોગમાં કવિએ કેટલીક સાવધાની પણ રાખવી પડે છે. આવી સાવધાની ઓછી પડે છે ત્યારે કાવ્યત્વ જોખમાય છે. આ બાબત સભાન કવિ હસમુખના ધ્યાનમાં આવી ગઈ છે, તેથી 'શિર નમ્યું' ખણ્ડની રચનાઓમાં તેમણે કૌંસનો ઉપયોગ અત્યન્ત મર્યાદિત કરી દીધો છે. આ ખણ્ડની ૧૮ રચનાઓ પૈકી માત્ર બે રચનાઓ ('પ્રાર્થે હવે કાલિદાસ' તથા 'સેતુ')માં કવિએ કૌંસરચના કરી છે. કવિની આ સમજ અને સંયમ પ્રશંસનીય છે.

નલિનના બન્ને સઙ્ગ્રહોમાં કૌંસપ્રયુક્તિનો સમ્યક્ વિનિયોગ થયેલો જોઈ શકાય છે. 'ઉદ્ગાર'ની 'સ્હવાર-૧', 'એક વૃદ્ધની સાંજ', 'એક નામેરી વૃદ્ધને મળતાં,' 'ઉદ્વેગ' જેવી રચનાઓમાં આ પ્રયુક્તિ પ્રયોજાઈ છે. 'અવકાશ'માં આ પ્રકારનાં અનેક કાવ્યો મળે છે. આપણે નમૂના ખાતર એક લઘુકાવ્ય 'છબિ' અવલોકીએ :

તું / દૂર છે
(આકાશમાંના તારકોની જેમ)
રાત્રિમાં / પ્રેમાર્દ્ર તારું હેત વરસે છે
(આકાશમાંના ચંદ્રમાની જેમ)
હું / તારી છબિ હળવેક શ્વાસે આળખું છું
(સ્વપ્નભીની શાન્ત મારી આંખના એકાન્તમન્
આકાશમાં) (પૃ. ૫)

કાવ્યમાં વિરહી પુરુષ પ્રિયાના વિરહમાં રાત્રે તેની છબિ આલેખે છે એનું નિરૂપણ છે. પરન્તુ કૌંસની પઙ્ક્તિઓ કાવ્યનાયકની મનઃસ્થિતિને એક બૃહદ્ પરિમાણમાં મૂકી આપી કાવ્યભાવને સઘનતા અર્પે છે. 'કાવ્ય પાઠ કરતા કવિ'માં પણ કૌંસનો આ રીતનો કાવ્યભાવને પુષ્ટ કરતો સમુચિત વિનિયોગ થયો છે. સઙ્ગ્રહની અન્ય રચનાઓ 'કાવ્યમાં', 'કવિને પ્રશ્ન', 'કવિ', 'કિલ્લો', 'વાદળાં', 'સિંહ અને વરસાદ', 'ટ્રેન', 'ઝૂમાં સુન્દરી', 'બિલાડી' વગેરે પણ આ દૃષ્ટિએ નોંધપાત્ર છે.

રાજેન્દ્ર-નિરઞ્જન યુગના અન્ય કવિઓની વાત કરીએ તો લગભગ મોટા ભાગના કવિઓએ થોડાઘણા પ્રમાણમાં પણ આ પ્રયુક્તિનો પ્રયોગ કર્યો છે. ઉશનસ્ અને જયન્ત પાઠકની પૂર્વાર્ધની કવિતામાં ખાસ કૌંસ દેખાશે નહિ પણ ઉત્તરાર્ધની કવિતામાં અવારનવાર કૌંસ દેખાય છે. ઉશનસ્‌ના 'અશ્વત્થ' સઙ્ગ્રહમાં 'વસન્ત તડકા', 'ધી અસ્થમેટિક્સ ઍન્ડ ધી એસ્કેઈપ' સૉનેટમાળાના બીજા સૉનેટ 'શ્વાસ ઝઞ્ઝા', 'પ્રેમને વિદાય', 'ઘર બન્ધ કરતાં', 'સ્વસ્થ તાજા અવાજ', 'ગ્રામ નજીક આવતું જાય છે તેમ તેમ' ઇત્યાદિ રચનાઓમાં કૌંસનો સાર્થક વિનિયોગ થયેલો જોઈ શકાશે. જયન્ત પાઠકના 'અંતરીક્ષ'

સઙ્ગ્રહમાં પણ 'વર્ષો પછી વતનમાં,' 'પ્રીત', 'તારો ન પત્ર', 'તમે ક્યાંથી જાણો ?' વગેરે રચનાઓ આ પ્રકારની છે. બાલમુકુન્દ દવે ('સૂની શેરીએ' - 'પરિક્રમા'), પ્રજારામ ('શિલાદર્શન' - 'પદ્મા'), હરીન્દ્ર દવે ('સો વરસ પહેલાં, સોવરસ પછી કે પછી આજે' 'સૂર્યોપનિષદ') વગેરે કવિઓની કવિતામાં પણ ક્યાંક ક્યાંક કૌંસ પ્રયોજાયેલો જોવા મળે છે. ગાંધીયુગની કવિતામાં આ પ્રયુક્તિનો પ્રચાર નહિવત્ હતો. તેને ઠેકાણે રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં તેનો વિપુલ ઉપયોગ થાય છે. આમ, કૌંસરચના એ આ યુગની કવિતાની, અભિવ્યક્તિની રીતિ પરત્વેની એક ઉલ્લેખનીય લાક્ષણિકતા પુરવાર થાય છે. અદ્યતન યુગની કવિતા પર તેની અસર પડે છે અને મોટાભાગના અદ્યતન કવિઓ પોતાની કવિતામાં ક્યારેક ક્યારેક તેનો વિનિયોગ કરે છે. યશવન્ત ત્રિવેદી સમ્પાદિત 'સ્વાતંત્ર્યોત્તર કવિતા' તથા સુરેશ જોષી સમ્પાદિત 'નવોન્મેષ' તથા રાવજી, લાભશઙ્કર, સિતાંશુ વગેરેના કાવ્યસઙ્ગ્રહોમાંથી તેનાં પ્રચુર ઉદાહરણો સાંપડી રહે છે.

### ૭. વિશિષ્ટ કાવ્યાકારો

રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતાની અભિવ્યક્તિ પરત્વેની એક પ્રમાણમાં ગૌણ છતાં ઉલ્લેખનીય લાક્ષણિકતા છે આકૃતિ રચના કે વિશિષ્ટ કાવ્યાકારો. આ યુગના કેટલાક કવિઓએ પોતાની અભિવ્યક્તિને વિશિષ્ટ પ્રકારના કાવ્યાકારોમાં ઢાળવા પ્રયત્ન કર્યો છે. એનું ખૂબ જાણીતું ઉદાહરણ છે હસમુખનું કાવ્ય 'સર્જન', જેમાં કવિએ આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી આ પાંચ તત્ત્વોને તેમના ક્રમમાં એકબીજાની નીચે ગોઠવ્યાં છે. વળી તારા, નિહારિકા તથા ગ્રહોને વર્તુળાકાર ગોઠવીને તેમની ક્રિયાને પ્રત્યક્ષ કરાવવાનો પ્રયત્ન કર્યો છે. બીજા એક કાવ્ય 'વૃદ્ધ'માં પણ કાવ્યાર્થને ઉપકારક આકાર સર્જ્યો છે.

વૃદ્ધ
-ની આંખમાં આકાશ
.....
આમ તો આવાં ઘણાંયે માણસો
(આકાશગઙ્ગાના ઝબકતા તારકો જેવાં
ખીચોખીચ)
બાંકડે સૂતાં, પરન્તુ
જે- (પૃ. ૨૪)

કાવ્યનો આ વિશિષ્ટ આકાર કાવ્યાર્થને કઈ રીતે ઉપકારક છે એ બતાવતાં ઉમાશઙ્કર જોશી લખે છે : 'શીર્ષકના શબ્દ ('વૃદ્ધ')થી જ કાવ્ય શરૂ થાય છે અને સન્તના 'જે-'નો સમ્બન્ધ પહેલી પઙ્ક્તિના '-ની' સાથે હોઈ કાવ્યનું પુનર્વાચન શરૂ થાય છે. કાવ્યપાઠ ચકાકારે યથાશક્તિ કર્યા કરો, અને જુઓ કે ભવચક્રનું પ્રતિબિમ્બ કૃતિમાં કેવું તો સુરેખ ઊતર્યું છે. હસમુખની આ તથા કૌંસની લાક્ષણિકતા પર અમેરિકન કવિ ઈ.ઈ. કર્મિંગ્ઝનો પ્રભાવ પડ્યો હોય એમ લાગે છે.

નલિનની કવિતામાં પણ કાવ્યાકાર માટેની સભાનતા જોવા મળે છે. તેમના આ વલણ પાછળ ડિલન ટોમસ જેવા કવિનો પ્રભાવ સ્પષ્ટ છે. ડિલન ટૉમસ જુદા જુદા આકાર રચાય તેવી કાવ્યપઙ્ક્તિઓ ગોઠવે છે. એનો પ્રભાવ નલિન તથા આ યુગના અન્ય કવિઓ પર પડ્યો છે. વિશિષ્ટ કાવ્યાકારની દૃષ્ટિએ 'ઉદ્ગાર'ની 'મુમ્બઈ', 'ઉદ્વેગ', 'શાન્તિ', 'મધ્યરાત્રિએ ભરૂચ', 'પાનખર' , 'કહીં જશે', 'કવિનું મૃત્યુ' વગેરે ઉલ્લેખનીય છે. આ કાવ્યોમાં શબ્દાર્થને અનુરૂપ ખણ્ડપઙ્ક્તિઓ અને અખણ્ડ લય કવિએ નિપજાવ્યો છે. નમૂના ખાતર 'કવિનું મૃત્યુ' કાવ્ય તપાસીએ :

ખુશ્બૂભર્યા સ્વર્ગની એક અપ્સરા
સુહામણું તારકતેજ પ્હેરી
ખીલી રહ્યાં ફૂલનું ગીત માણવા

સવારમાં આંહીં હમેશ આવતી.
આજે
સ્હવારે
લયલુબ્ધ અપ્સરા
એવું કયું સાંભળી ગાન ગૈ
કે
ઉન્માદમાં ફૂલ જ ચૂંટી લઈ ગૈ. (પૃ. ૨૦)

જોઈ શકાશે કે આખા કાવ્યનો લય સળંગ છે. છતાં 'આજે', 'સ્હવારે' જેવા શબ્દો તથા 'કે' જેવા પ્રત્યયને કવિએ અલગ પઙ્ક્તિરૂપે મૂક્યા છે. આનું પ્રયોજન શું ? આ શબ્દોને સ્વતન્ત્ર પઙ્ક્તિરૂપે મૂકવાથી કાવ્યસન્દર્ભમાં તેમનું જે વિશેષ મહત્ત્વ છે તે ધ્યાન પર આવે છે, ઉપરાન્ત આ પ્રકારના નિરૂપણ દ્વારા કવિ નાટ્યાત્મક વળાંકને દશ્ય કરી આપે છે. કાવ્યના આવા વિશિષ્ટ આકારોમાં, ખુદ નલિને કહ્યું છે તેમ, 'કાવ્ય રચાતી વેળાની માનસિક ક્રિયા-પ્રતિક્રિયાનો આરોહઅવરોહ પઙ્ક્તિખણ્ડકો દ્વારા કવિ છતો કરી શકે છે.'

આ લાક્ષણિકતા પ્રિયકાન્તની રચનાઓમાં પણ ક્વચિત્ જોવા મળે છે. 'પ્રતીક'ની 'ધૂમ્ર', 'ખીલા', 'એક ગાય', 'એ ક્ષણો', 'કાળ' તથા 'અશબ્દ રાત્રિ'ની 'એકલ', 'અશબ્દ રાત્રિમાં', 'હાથી' રચનાઓ આ સન્દર્ભમાં ઉલ્લેખી શકાય. 'એકલ' કાવ્યની થોડીક પઙ્ક્તિઓ નોંધીએ :

નદીતીરે એકલ ગેહ
છાનું
નાનું જ નાનું
બસ આંસુ જેટલું.
જમ્પી ગયું ગામ-શું કોડિયું
બૂઝ્યું. (પૃ. ૧૦)

રાત્રિના અંધકારમાં નદીતીરે ઊભેલા છેવાડાના ઘરનું એકાકી ચિત્ર 'છાનું' શબ્દ દ્વારા, ના, પઙ્ક્તિ દ્વારા કેવું પ્રત્યક્ષ થઈ ઊઠે છે ! એ શબ્દ જો પ્રથમ પઙ્ક્તિમાં મૂકી દીધો હોત તો તેની અસર નહિવત્ થઈ જાત. આમ, જોઈ શકાશે કે વિશિષ્ટ પઙ્ક્તિખણ્ડકો પાડી કવિ કાવ્યરચના કરે છે તે પાછળ નવીનતા લાવવાની વૃત્તિ નથી, પણ કાવ્યગત આવશ્યકતા છે.

રાજેન્દ્ર શાહે પણ આ પ્રયુક્તિનો ઉપયોગ આવશ્યકતાનુસાર કર્યો છે. 'શાન્ત કોલાહલ'ની કેટલીક રચનાઓ 'સાયં સંવાદ', 'ચૈત્રનું પ્રભાત', 'અલસ ગ્રીષ્મ', 'દામ્પત્ય', 'પડદો', 'કાલ' વગેરેનો આ સન્દર્ભમાં વિચાર કરી શકાય. 'અલસ ગ્રીષ્મ' કાવ્ય અવલોકીએ :

ગ્રીષ્મ
નભ નીલ
ઇતસ્તતઃ
કુન્દધવલ
અલસ બાદલ
અણવીઝ્યી પાંખને વિહાર
એક
વહે કૃષ્ણચીલ
મન મારું
ચલ અચલ સકલ ઝીલનાર
નિસ્તરઙ્ગ ઝીલ. (પૃ. ૫૯)

કાવ્યમાં કવિને ઉપસાવવી છે ગ્રીષ્મ બપોરની અલસતા. ગ્રીષ્મબપોરે ઉપર નીલું આકાશ ફેલાઈને પડ્યું હોય. ક્યાંક છૂટુંછવાયું વાદળ દેખાતું હોય. ઊંચે કૃષ્ણચીલ શાન્ત ગતિથી સરતી હોય આ બધાં છૂટાંછવાયાં દશ્યોને કવિ એવા આકારમાં ગોઠવે છે કે બધું પ્રત્યક્ષ થઈ ઊઠે છે. આ છે કવિકૌશલ...

નિરઞ્જન ભગતની કવિતામાં પણ આ વલણ ક્યારેક ડોકાતું જોવા મળે છે. 'એકલો', 'ઝરમર', 'એકસૂરીલું', 'ક્યાંથી ટકે ?' જેવાં કાવ્યોમાં કવિનું આવું સ્થૂલ આકારવાદી વલણ જોઈ શકાય છે. 'એકસૂરીલું' કાવ્યમાં કવિ વિશિષ્ટ કાવ્યાકાર તથા

શબ્દોના પુનરાવર્તન દ્વારા કેવી રીતે યાન્ત્રિકતાનો ભાવ ઉપસાવી શક્યા છે તે જોઈ શકાશે. અહીં 'ઝરમર' કાવ્યની થોડીક પઙ્ક્તિઓ જોઈએ :

ઝરમર
શ્રાવણની જલધાર
ધરણીને દ્વાર
ઝરી જાય
ઝરમર... (પૃ. ૪૯)

શ્રાવણની આછી ઝરમરને કવિ આ પઙ્ક્તિઓમાં ઉચિત શબ્દવિન્યાસ અને અનુરૂપ કાવ્યાકાર દ્વારા સહજ રીતે તાદૃશ કરાવી શક્યા છે.

આ યુગના અન્ય કવિઓએ પણ આવશ્યકતા પ્રમાણે આ પ્રયુક્તિનો પ્રયોગ કર્યો છે. ઉશનસ્‌ના 'અશ્વત્થ'માં 'વસન્ત તડકા', 'જો...' 'હેમ્લેટ', 'ખણ્ડેરમાં', 'સુધી', 'થોડાંક મુક્તકો' આદિ. રચનાઓમાં આ પ્રયુક્તિ વિનિયોજાઈ છે. જયન્ત પાઠકના સઙ્ગ્રહ 'અન્તરીક્ષ'માં 'હું પછી', 'ચન્દ્રોદય', 'વાઘ', 'ગિર-જઙ્ગલમાં', 'શબ્દો', 'એક એવો શબ્દ', 'ખિસકોલી', 'અસુખની ક્ષણો' વગેરે કૃતિઓ પણ આકારપ્રધાન કહી શકાય તેવી છે. આ બન્ને કવિઓના અન્ય સઙ્ગ્રહોમાં તથા હરીન્દ્ર દવે, સુરેશ દલાલ વગેરે કવિઓની કવિતામાં પણ આ પ્રયુક્તિ પ્રયોજાઈ છે. ગાંધીયુગની કવિતામાં કે તે પૂર્વેની કવિતામાં આ પ્રયુક્તિનો પ્રચાર નહિવત્ હતો. દલપતરામે ચિત્રકાવ્યના પ્રયોગો કરેલા, પણ તે ઘણા સ્થૂળ કક્ષાના હતા. કાવ્યના હાર્દને અનુરૂપ અને ઉપકારક એવા બાહ્યાકારના પ્રયોગો તો વિશેષ પ્રમાણમાં પહેલી વાર રાજેન્દ્ર-નિરઞ્જન યુગમાં થાય છે. આ પ્રયોગો અદ્યતન યુગમાં પરમ્પરા બની ગયા છે એ બાબત તેના આન્તરસત્ત્વની પરિચાયક કહી શકાય.

સમાપન : રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતાની સમૃદ્ધિ, તેની લાક્ષણિકતાઓ તથા ઉપલબ્ધિઓનો વિસ્તૃત ખયાલ આપણે મેળવ્યો. આ યુગની કવિતાના પ્રવાહનું અવલોકન કરતાં લાગે છે કે ગુજરાતી કવિતાની દીર્ઘ પરમ્પરામાં તેનું આગવું પ્રદાન છે. શું વિષયને ક્ષેત્રે, શું અભિવ્યક્તિની વિભિન્ન રીતિઓને ક્ષેત્રે કે શું ભાષાને ક્ષેત્રે રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતા ગાંધીયુગીન કવિતાની સમૃદ્ધ પરમ્પરાને આગળ વધારે છે. ગુજરાતી કવિતાનાં કેટલાંક ઉચ્ચશિખરો આપણને આ યુગમાં જોવા મળે છે, એટલું જ નહિ, આજની સર્જાતી કવિતાના ભાવિ અણસાર પણ રાજેન્દ્ર-નિરઞ્જન યુગની કવિતામાં પામી શકાય છે. ગુજરાતી કવિતાના વિકાસમાં અગાઉના યુગોએ જે પ્રદાન કર્યું છે તેની સરખામણીમાં આ યુગે કરેલું કોઈ રીતે અલ્પ કે નિઃસત્ત્વ નથી. એ સાચું છે કે આ યુગના પૂર્વાર્ધ સુધી ગાંધીયુગની આછી પાતળી અસરો પ્રવર્તી રહી હતી અને યુગના ઉત્તરાર્ધથી જ અદ્યતન યુગના અઙ્કુરો ફૂટવા લાગ્યા હતા. તેથી કેટલાક આ યુગનું સ્વતન્ત્ર અસ્તિત્વ ગણતા નથી. પણ ઝીણવટભરી તપાસ કરીશું તો અગાઉના યુગોની બાબતમાં પણ આમ બનેલું જોઈ શકાશે. એ યુગોને વીત્યે સારો એવો સમય થઈ ગયો હોઈ તેમનું સ્વતન્ત્ર અસ્તિત્વ આપણા ખયાલમાં જલદી આવે છે, જ્યારે આ યુગ આપણા સમયથી નિકટનો છે અને વધારામાં અદ્યતન યુગની તોડફોડે આપણને આંજી નાખ્યા છે તેથી આપણે આ યુગની અવગણના કરતા હોઈએ એવું લાગે છે. પરન્તુ આપણે યાદ રાખવું જોઈએ કે રાજેન્દ્ર-નિરઞ્જન યુગના આગમન સિવાય અદ્યતન યુગનું અસ્તિત્વ શક્ય બન્યું ન હોત. ગુજરાતી કવિતાને ગાંધીયુગની આબોહવામાંથી મુક્ત કરી અદ્યતન યુગની ભૂમિકા-કામ તો રાજેન્દ્ર-નિરઞ્જન યુગ કરે છે જ, ઉપરાન્ત કેટલુંક નોંધપાત્ર પ્રદાન પણ કરે છે. એ દૃષ્ટિએ એનું મહત્ત્વ સ્વયંસ્પષ્ટ છે.



# હોમરકૃત મહાકાવ્ય ઇલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૩. યુદ્ધમોકૂફી અને દ્વન્દ્વયુદ્ધ

પોતપોતાના સેનાધ્યક્ષો હેઠળ બધાં સૈન્યો ગોઠવાઈ ગયાં ત્યારે, પક્ષીઓના જેવો શોર કરતા ટ્રોજનો આગળ ધપ્યા. શિયાળો બેસે અને, વહેલી સવારના આકાશમાં, વામણાઓના વિનાશની તીણી ચીસો વેરતી કુઞ્જડીઓ દરિયા તરફ જવા ઊતરી આવે તેમ, પોતાના શોરથી ટ્રોજનોએ વાતાવરણ ભરી મૂક્યું. પરન્તુ અકીઅનો શાન્તિથી આગળ વધ્યા, એમના શ્વાસોચ્છ્વાસમાં ખુમારી હતી અને, એકમેકની પડખે ખડા રહેવાનો નિશ્ચય હતો.

દખ્ખણનો વાયરો વાય અને ગાઢા ધુમ્મસનું વાદળ પહાડની ટૂકોને આવરી લે તે એવું કે પાણાફેંક અન્તરથી આઘેરું આદમી ભાળી શકે નહીં, ભરવાડો કચવાટ કરે અને ચોર રાજી થાય તેવા ધુમ્મસ જેવું ધૂળનું વાદળ કૂચ કરતાં દળોના પગે ખડું કરી દીધું.

બેઉ તરફની સેનાઓ સામસામી અથડાવાની હતી તેવે, દેવસમો પેરિસ ટ્રોજન દળોમાંથી તરીને બહાર આવ્યો અને એણે દ્વન્દ્વયુદ્ધ માટે બીડું ફેંક્યું. એની પીઠ પર દ્વિપીચર્મ શોભતું હતું અને એને ખભે વક્રાકાર કામઠું અને તલવાર લટકતાં હતાં. કાંસ્ય ઢાલ આગળ કરીને એણે કોઈ પણ ગ્રીક યોદ્ધાને પોતાની સાથે દ્વન્દ્વયુદ્ધનું આહ્વાન આપ્યું.

ટોળામાંથી તરીને એને પોતાની સામે આવતો ભાળી, શિઙાળા સાબરના કે જઙ્ગલી બકરાના અવશેષો ઉપર ભૂખ્યો સિંહ તૂટી પડે અને શિકારીઓના કે શિકારી શ્વાનોના એને દૂર હાંકવાના પ્રયત્નોને ગણકારે નહીં તેના જેવો આનન્દ મેનેલોઝને થયો. કુંવર પેરિસ એની નજરે ચડ્યો ત્યારે એ રાજી થયો કારણ, પોતાનું અપમાન કરનારનો બદલો લેવાની આ તક આવી છે એમ તેને લાગ્યું. પોતાનાં બધાં શસ્ત્રોસોતો એણે પોતાના રથમાંથી ઠેકડો માર્યો.

પણ પોતાનું બીડું મેનેલોઝે ઝડપ્યું છે એમ કુંવર પેરિસ જોતાં, એનું હૈયું બેસી ગયું અને, જાનના ભયથી એ પાછો પોતાનાં સાથી દળોમાં સરકી ગયો. જાણે વનવિહાર કરતા માણસની સામે નાગ આવતાં થમ્ભીને પાછો હટી જઈ, ફિક્કે ચહેરે વંજો માપતો હોય - મેનેલોઝના ભયે આમ પેરિસ ટ્રોજન દળોમાં પાછો ભરાઈ ગયો. પોતાના ભાઈને નીરખતો હેક્ટર એની ઉપર ગુસ્સે થયો. 'રૂપકડા છોકરા પેરિસ' એણે ત્રાડ પાડી. 'સ્ત્રીવશ, સ્ત્રીઓને લલચાવનાર, તારો જન્મ જ શા માટે થયો ? તારી લગ્નતિથિ પહેલાં જ તારો વધ કેમ ન થયો ? એમ થયું હોત તો મને ગમત. તું અમારે સૌને માટે નાલેશીરૂપ છો અને ધિક્કારપાત્ર છો, તેના કરતાં એ કેટલું સારું થાત ? મનનો મોળો છે અને હિમ્મત વિનાનો છે તેને ભૂલી જઈ એક રૂડારૂપાળા કુંવરને વીર તરીકે આગળ ધરીએ તેથી લાંબા કેશવાળા અકીઅનો કેવા હસતા હશે ! તને આજે જોઈ મારા મનમાં એક પ્રશ્ન ઊઠે છે : 'મિત્રોને વહાણખેડુઓ તરીકે લઈ, ખૂબ ખમ્પ કરેલાં વહાણોમાં દેશાવર જઈ, વિદેશીઓ સાથે ભળી, દૂરના દેશમાંથી અને એક લડાયક કુટુમ્બમાંથી એક રૂપસુન્દરીને ઉઠાવી લાવી તારા પિતાને, તારા પુરને અને તારી સમસ્ત પ્રજાને શાપરૂપ થઈ તારા દુશ્મનોને તું આનન્દની તક આપીશ અને તારું માથું શરમથી નીચું ઢાળી દઈશ ને આજે, જે વીરને તેં

અપમાનિત કર્યો છે તેની સામે લડતાં તને આટલો ડર લાગે છે ? જેની સુન્દર પત્નીનું તેં હરણ કર્યું છે તે કેવો વીર છે એ ખબર તને હમણાં જ પડશે. તને ન તો તારું લાયર સહાય કરશે કે નહીં સહાય કરે એ ફ્રોડાઇટીના અનુગ્રહથી તને મળેલ આ સુન્દર લટો કે તારું મોહક રૂપ અને તને એ તરત ધૂળ ફાકતો કરી દેશે. પણ ટ્રોજનો સાવ પોચટ છે, નહીં તો તેં જે અપકૃત્ય કર્યું છે તે બદલ તને પથરાઓથી જ પૂરો કર્યો હોત.'

'હૅક્ટર, તમારાં કડવાં વેણ વાજબી છે.' ઉમદા પેરિસ બોલ્યો 'તમારો એક શબ્દ પણ વધારે પડતો નથી. તમારા અજેય આત્માને એ કેટલું તો અનુરૂપ છે ! સુતારના હાથમાંની કુહાડી મોટા ઢીમચા ઉપર ઝીંકાતી હોય અને વહાણનાં તાડી ને પસ[૧] આકાર લેતાં જાય એની યાદ મને તમારી અથાક શક્તિ આપે છે. પણ એક બાબત માટે તમારે મને ઠપકો આપવો જોઈએ નહીં અને એ છે સુવર્ણા એફ્રોડાઇટીની મને મળેલી ભેટ. માણસે માગ્યા વિના દેવોએ એને આપેલી મૂલ્યવાન બક્ષિસો નિન્દાને પાત્ર નથી - માણસને એવી તક મળી હોય તો, ભલે એણે એ યાચી ન હોત. પણ આ દ્વન્દ્વયુદ્ધ હું લડું એમ તમે ઇચ્છતા હો તો, દળોને બેસાડી દો અને, બે સેનાઓની વચ્ચે હેલન અને એની સમૃદ્ધિ માટે મેનેલોઝ સાથે મને ભરી લેવા દો. જે જીતે તે હેલનને અને એની બધી સમૃદ્ધિને ભોગવે. દરમિયાન બીજા સૌ શાન્તિના કરાર કરે એટલે, આપણે સૌ સુફલા ધરતીવાળા ટ્રૉયટામાં રહીએ અને દુશ્મનો બધા ઘોડાં ચરે છે તે સુન્દર રમણીઓના દેશ આર્ગોસ ભેગા થઈ જાય.'

આ વાતે હૅક્ટર રાજી થયો. બે સેનાઓ વચ્ચેના નિર્જન પટમાં આવી, પોતાના ભાલાને બરાબર વચ્ચેથી પકડી એણે ટ્રોજનોની હારને પાછળ હડસેલી. ટ્રોજનો સૌ બેસી ગયા પણ સુકેશી અકીઅનોએ પોતાની શરવર્ષા ચાલુ રાખી. એમની નેમ હૅક્ટર હતો. રાજા ઍગામેમ્નૉન વચ્ચે પડ્યો. 'બહુ થયું, અકીઅનો.' એણે મોટેથી કહ્યું. 'સૈનિકો તીર મારવાં બંધ કરો. ઝગમગતા શિરત્રાણવાળો હૅક્ટર કંઈ કહેવા માગે છે.'

સેનાએ શરનો મારો બન્ધ કર્યો અને ત્યાં તરત શાન્તિ સ્થપાઈ. પછી ઉભય સેનાઓ વચ્ચે આવી હૅક્ટર બોલ્યો : 'ટ્રોજન અને અકીઅન શસ્ત્રધારીઓ, આ હોળી ઊભી કરનાર પેરિસ જે કહે છે તે સાંભળો. હેલન અને એની દોલત માટે મેનેલોઝ સાથે એ દ્વન્દ્વ-યુદ્ધ કરે ત્યારે, બધા સૈનિકો પોતાનાં હથિયાર હેઠાં મૂકી દે. જે જીતે અને ચડિયાતો પુરવાર થાય તે એ નારીને અને એની બધી સમૃદ્ધિને ભોગવે અને, બાકીના આપણે સૌ શાન્તિના કરાર કરીએ.'

હૅક્ટરના બોલને સૌએ પૂરી શાન્તિથી સાંભળ્યા. આખરે બુલન્દ યુદ્ધનિનાદવાળો મેનેલોઝ બોલી ઊઠ્યો : 'હવે મારું કહેવું સાંભળી લો. મુખ્ય સહનકર્તા હું છું અને, મને લાગે છે કે, આ ઝઘડો ઊભો કરનાર પેરિસ અને મારી વચ્ચેના આ ઝઘડાને પરિણામે અકીઅનો અને ટ્રોજનો શાન્તિથી છૂટા પડી શકશે. અમારા બેમાંથી એકે મરવું જ રહ્યું અને દૈવે એને પોતાનું નિશાન બનાવ્યો છે, પછી તમારે ઝગડાનું કારણ જ નહીં રહે. ઘેટાંની એક જોડી, સફેદ ઘેટો અને કાળી ઘેટી, ધરતીમાતાને અને સૂરજદેવને માટે આણો, ઝ્યૂસ માટે એક જોઈએ. પછી રાજા પ્રાયમને બોલાવો એટલે, એ જાતે જ પ્રતિજ્ઞા લે કારણ, એના દીકરાઓ ઉદ્ધત અને સિદ્ધાન્તવિહોણા છે અને, ગમ્ભીર સન્ધિનો દગાથી ભઙ્ગ થતો આપણે

૧. વહાણના જુદા જુદા ભાગ માટે વપરાતા લાકડાના ભાગો.

જોવો નથી. જુવાનિયાઓ મોટે ભાગે ચઞ્ચળ હોય છે ત્યારે, આવી બાબત હાથ લેનાર વૃદ્ધ ભાવિનો તેમજ ભૂતકાળનો વિચાર કરે છે, અને બેઉ પક્ષોને સન્તોષવાની પૂરી કોશિશ કરે છે.'

યુદ્ધની પીડામાંથી મુક્તિ આપનાર મેનેલોઝના આ નિવેદનને ટ્રોજનોએ તેમજ અકીઅનોએ વધાવી લીધું. રથીઓ પાયદળ ભણી પાછળ પોતાના રથમાંથી ઊતરી ગયા અને, થોડે થોડે અન્તરે પોતાના અસ્ત્રશસ્ત્રોના જદા જુદા ઢગલા તેમણે કર્યા. ઘેટાં આણવાને તથા રાજા પ્રાયમને બોલાવવા માટે હેક્ટરે બે કાસદોને નગરમાં રવાના કર્યા અને. રાજા ઍગામેમ્નૉન ટેલ્થિબિયસને ખોખર જહાજો પાસે જઈ એક મેંઢું લાવવા મોકલ્યો. પોતાના મહારાજાની આજ્ઞાનો અમલ કરવા માટે ટેલ્થિબિયસ તુરત રવાના થયો. એ દરમિયાનમાં ઍન્ટિનોરના પુત્રને પરણેલી, હેલનની નણન્દ અને પ્રાયમની સૌથી સુન્દર પુત્રી લેઓડાઇસનું રૂપ ધારણ કરીને આવેલી દેવી ઇરિસે આ ખબર હેલનને આપ્યા. એ આવી ત્યારે, પોતાના મહેલમાં બેસી બેવડી પહોળી સાળ ઉપર ઘોડાં દોડાવતા ટ્રોજનો અને કાંસ્યશોભિત અકીઅનો વચ્ચે, પોતાને નિમિત્તે ખેલાયેલાં અનેક યુદ્ધો ભૂરી જાળમાં એ વણતી હતી. ચપલા ઇરિસ ત્યાં ગઈ અને બોલી : 'મારાં લાડકાં ભાભી, ટ્રોજન અને અકીઅન સેનાઓનું વિચિત્ર વર્તન જોવાને આવો. થોડી વેળ પહેલાં એકબીજાને મેદાનમાં ભયઙ્કર જઙ્ગની ધમકી એ આપતાં હતાં અને, મરણ સુધી લડી લેશે એમ લાગતું હતું. પણ હવે યુદ્ધને આઘું હડસેલી, પોતાની ઢાલને ટેકે સૌ ટાઢા થઈએ બેઠા છે. એમનાં ભાલાં એમણે જમીનમાં ખોસ્યાં છે અને એ દરમિયાન પેરિસ અને મેનેલોઝ પોતાનાં મોટાં ભાલાં વડે તમારે માટે દ્વન્દ્વયુદ્ધ લડશે અને, વિજેતા તમને પત્ની તરીકે ગ્રહણ કરશે.'

દેવીની આ વાર્તા સાંભળી, પોતાના પૂર્વના પતિ માટે અને પોતાનાં માતાપિતા માટે અને, પોતે ત્યાગેલા નગર માટે હેલનના હૃદયમાં કુમળા ભાવ જાગી ઊઠ્યા. પોતાનું માથું એક સફેદ બુરખાથી ઢાંકીને, ગાલ પર ઝરતાં અશ્રુબિંદુઓ સાથે, બે દાસીઓ સાથે પોતાના એ શયનખણ્ડમાંથી નીકળી. થોડા સમયમાં એ લોકો દરવાજાની નજીક પહોંચી ગયાં.

પૅન્થસ અને થાઇમિટિસ, લૅમ્પસ અને ક્લાઇટિયસ, યુદ્ધદેવના વંશજ હિકેટેઓન અને, પોતાના બે સલાહકાર ઉકેલેંગોન અને ઍટીનોર સાથે વિચારણા કરતો રાજા પ્રાયમ એ દરવાજે બેઠો હતો. અવસ્થાને લઈને એમના ખાંડા ખેલવાના દિવસો પૂરા થયા હતા પરન્તુ, આ ટ્રોજન વડેરાઓ ઉત્તમ વક્તાઓ હતા. વૃક્ષો પર બેસી ગુઞ્જન કરતા ભ્રમરોની માફક તેઓ મિનારા ઉપર બેઠા હતા. એમણે હેલનને નજીક આવતી ભાળી પોતાના સ્વર નીચા કર્યા. 'આવી નારીને માટે અકીઅન અને ટ્રોજન યોદ્ધાઓ, આટલું સહન કરે તે બદલ કોણ તેમનો વાંક કાઢી શકશે.' આમ તેઓ અંદરોઅંદર કહેવા લાગ્યા. એ તો ખરે જ અમર દેવીની પ્રતિમૂર્તિ છે. છતાંય, એ ભલેને આટલી રૂપાળી હોય, એ ભલે પોતાને ઘેર પાછી જાય એટલે, આપણને અને આપણાં બાળકોને લોહીઉકાળો ઓછો થાય.'

દરમિયાનમાં પ્રાયમે એને પોતાની પાસે બોલાવી લીધી હતી. 'બેટા,' એણે કહ્યું, 'અહીં આવ અને મારી આગળ બેસ એટલે તું તારા પહેલાંના પતિને, સંબંધીઓને અને મિત્રોને જોઈ શકે. તારા માટે મને કાંઈ ખરાબ ભાવ નથી, હું દેવોને દોષ દઉં છું. અકીઅનોની આ ભયંકર ચડાઈ મારી ઉપર

એમણે જ આણી છે. હવે ત્યાં સામે ઊભેલો મહાકાય કોણ છે તે તું મને કહે. કોણ છે એ ઊંચો ને દેખાવડો અકીઅન ? એક મસ્તક જેટલા ઊંચેરા બીજા છે પણ, આવા પ્રતાપ સાથે આવી રૂપાળી મુખમુદ્રાવાળો બીજો કોઈ મેં ભાળ્યો નથી. એ તસુએ તસુ રાજા છે.'

રસિકા હેલને ઉત્તર વાળ્યો : 'મારા પૂજ્ય સસરાજી, હું આપને પ્રણામ કરું છું. મારા પતિનું શયનગૃહ, મારાં કુટુમ્બીજનો, મારી પ્રિય પુત્રી અને જેમની સાથે હું મોટી થઈ તે મારી સખીઓને છાંડીને અહીં આવતાં પહેલાં હું મરી ગઈ હોત તો સારું થાત. પણ એમ બન્યું નહીં અને મારે ભાગ્યે અન્ત પીડા આવી પડી. પણ આપ જે જાણવા ચાહો છો તેની વાત મારે કરવી જ રહી. આપ જેને માટે પૂછો છો તે એ ઍટ્યૂસના પુત્ર સમ્રાટ અંગામેમ્નૉન છે. એ સારા રાજવી છે અને ભાલાફેંકના નિષ્ણાત છે. હું નિર્લજ્જવા એ એક કાળના જેઠ હતા - સિવાય કે એ બધું સ્વપ્ન હતું.'

આ સાંભળી વૃદ્ધ પ્રામય ઍગામેમ્નૉન પ્રત્યે ઈર્ષાપૂર્વકના આદર સાથે તાકી રહ્યો. 'ઍટ્રયૂસના ભાગ્યવાન પુત્ર !' એ પોકારી ઊઠ્યો, 'નસીબના બાળ, દેવકૃપાપ્રાપ્ત પુરુષ ! તો આ હજારો અકીઅનો જેને સેવે છે એ તમે છો ! અઙ્ગુરવેલાઓથી લચેલા અને તરવરિયા તોખારોના દેશ ફીજિયામાં હું એક વેળા ગયો હતો. ત્યાં સેંગેરિયસ નદીને કાંઠે ઍટ્રયૂસ અને રાજા માઈગ્ડોનનાં લશ્કરોનો પડાવ જોઈ ફિજિયનોની સઙ્ખ્યા કેટલી મોટી છે તેનો મને ખયાલ આવ્યો હતો. પુરુષોની જેમ લડતી એમેઝોનોએ હલ્લો કર્યો હતો ત્યારે મેં ફિજિયનો સાથે પડાવ નાખ્યો હતો. પણ એમની સઙ્ખ્યા પણ આ તેજસ્વી નેણવાળા અકીઅનો જેટલી ન હતી.'

પછી ઑડિસ્યૂસને જોઈને વૃદ્ધ પ્રાયમ બોલ્યો : 'બેટા, એ કોણ છે તે મને કહે. ઍગામેમ્નૉન કરતાં એ થોડો નીચો છે પણ એના ખભા ને એની છાતી વિશાળ છે. પોતાનું બખ્તર એણે જમીન પર રાખ્યું છે પરન્તુ, ગળે ઘણ્ટડી બાંધેલા ઘેટાના વાઘના નાયકની અદાથી એ સૈનિકોની હારનું નિરીક્ષણ કરી રહ્યો છે. સફેદ ઘેટાઓના મોટા વાઘની હારને હાંકતા, ગળે ઘણ્ટડી રણકાવતા, ખૂબ ઊનવાળા ઘેટાનાયકની એ મને યાદ આપે છે.'

હેલને કહ્યું, 'એ લેઅર્ટિસનો પુત્ર ઑડિસ્યૂસ છે, ચમળ બુદ્ધિવાળો, જ્યાં ઊછરીને એ મોટો થયો છે. ઇથાકા રાંક અને ખડકાળ ભોમકા છે. પણ એ ચાણક્ય-બુદ્ધિવાળો અને વ્યૂહરચનામાં કુશળ છે.' ઑડિસ્યૂસના હેલને દોરેલા આ ચિત્રમાં પૂર્તિ કરતાં ઍન્ટિનોર બોલ્યો. 'બાનુ, તમે કહો છો તેમાં હું મારો સૂર પુરાવું છું કારણ ઑડિસ્યૂસ અહીં આવી ગયો છે. તમારી સમ્બન્ધમાં વાતચીત કરવા માટે અમેનેલૉઝ સાથે અહીં આવ્યો હતો ત્યારે, હું એમનો યજમાન હતો. મારા પોતાના ઘરમાં મેં તેમનું આતિથ્ય કર્યું હતું. એમનો દેખાવ કેવો છે તે હું જાણું છું એટલું જ નહીં, પણ એ બન્ને કઈ રીતે વિચારે છે તે પણ જાણું છું. ટ્રોયવાસીઓ સાથે વાતચીત કરતી વેળા બધા ઊભા હતા ત્યારે વિશાળ સ્કન્ધ પ્રદેશવાળો મેનેલૉઝ સૌમાં ઊંચો લાગતો હતો. પણ એ બેઉ બેઠા ત્યારે, વધારે પ્રભાવશાળી ઑડિસ્યૂસ હતો. બન્ને બોલવા ઊભા થયા ત્યારે, મેનેલૉઝનો વાક્પ્રવાહ સારો હતો, ટૂંકો પણ તદ્દન સ્પષ્ટ હતો અને બેમાં નાનો હોવા છતાં થોડા શબ્દોમાં મુદ્દેસર વાત એણે કરી હતી. અને ચકોર બુદ્ધિવાળો ઑડિસ્યૂસ બોલવા ઊભો થયો ત્યારે, પોતાનું મસ્તક દઢપણે નીચું નમાવી, પોતાનાં ભવાંમાંથી દૃષ્ટિપાત કરતો અને, પોતાના દણ્ડને જરી પણ હલાવ્યા વગર

સુદૃઢપણે પકડીને ઊભો હતો, કેમ જાણે એ પહેલી વાર જ દણ્ડ ન પકડતો હોય. ક્રોધથી ફુઙ્ગરાયેલો અરે મૂર્ખ જેવો તમને એ લાગે પણ, શિયાળાના હિમપ્રપાતના જેવા શબ્દો એને મુખેથી સરવા લાગ્યા અને એની છાતીમાંથી ઘૂંટાઈને અવાજ આપવા લાગ્યો ત્યારે, એનો બરોબરિયો કોઈ બીજો ન હતો. અમે એની સામે જોયું ત્યારે, બાહ્ય દેખાવથી અમે પછી છેતરાયા નહીં.'

વૃદ્ધ રાજાની દૃષ્ટિએ ત્રીજો ઐયાઝ પડ્યો અને એણે એને વિશે પૃચ્છા કરી : 'પેલો દેખાવડો અને ટટ્ટાર અકીઅન કોણ છે, બીજા બધાય કરતાં હાથવા ઊંચેરો ?'

'એ છે વિરાટ ઐયાઝ, અકીઅનો માટે બળનો સ્રોત.' લાવણ્યમયી હેલને ઉત્તર વાળ્યો. 'અને પેલો પણે ઊભો છે તે આઇડોમેન્યૂસ છે. ક્રીટના સેનાની- ઓથી ઘેરાયેલો ક્રીટના સૈનિકો વચ્ચે એ દેવ જેવો સોહે છે. ક્રીટથી અમારે ત્યાં અવારનવાર એ આવતો ત્યારે, મારા સ્વામી મેનેલોઝ એનું આતિથ્ય કરતા. જેમને હું ઓળખું છું અને જેમનાં નામ દઈ શકું છું તેવા બધા અકીઅન મુખીઓને મેં ઓળખી બતાવ્યા છે. માત્ર મારી માના જણ્યા, મારા બે સગા ભાઈઓ, ઘોડાઓને વશ કરનાર કેસ્ટર અને, મહાન મુક્કાબાજ પૉલિડ્યૂસિઝ દેખાતા નથી. કાં સુન્દર લેસેડેમોનથી એ બન્ને આ સૈન્યમાં જોડાયા નથી કે કાં, મારા નામને લાગેલા બટ્ટાને કારણે એમને અપમાનો સાંભળવાં પડે તે કારણે, એ લોકો યુદ્ધમાં જોડાવા માગતા ન હોય.'

આ બોલતી હતી ત્યારે હેલનને ખબર ન હતી કે, એમના પ્રિય દેશ લેસેડેમોનની ધરતીએ એ બેઉને પોતાના અઙ્કમાં પોઢાડી દીધા હતા. દરમિયાનમાં, શાન્તિના કરાર માટે ચોપદારો બે ઘેટાંઓ અને સુન્દર સુરાની મશક ભરીને લઈ જતા હતા. ચળકતી તાસક અને સોનાની પ્યાલીઓ લઈને જતો ચોપદાર વૃદ્ધ રાજા સમીપે આવ્યો અને બોલ્યો : 'નામદાર, ઊભા થાઓ. ટ્રોજન અને અકીઅન દળોના સેનાપતિઓ આપને નીચે મેદાનમાં સન્ધિ માટે બોલાવે છે. હેલનને માટે પેરિસ અને મેનેલોઝ લાંબાં ભાલાં વડે દ્વન્દ્વ-યુદ્ધ ખેલવાના છે. જે વિજેતા બનશે તે હેલનનો અને એની સમૃદ્ધિનો સ્વામી થશે, બાકીના સૌ શાન્તિના કરાર કરશે એટલે, આપણે સૌ શસ્યશ્યામલા ટ્રૉયમાં રહેશું અને, તુરગોના અને રમણીઓના દેશ આર્ગોસ ભણી અકીઅનોનાં વહાણો ઊપડી જશે.'

આ સાંભળી વૃદ્ધ રાજાએ કમ્પારી અનુભવી પણ, પોતાના દાસોને એણે રથમાં ઘોડા જોડવા આજ્ઞા કરી. દાસો એ આજ્ઞાને તરત જ વશ થયા. પ્રાયમ રથારૂઢ થયો. બીજા રથે એન્ટિનોર ચડ્યો અને, સ્કીઅન દરવાજા વાટે એ બન્ને બહાર પડ્યા.

સૈન્યો ખડાં હતાં ત્યાં પહોંચી બંને રથમાંથી ઊતર્યા અને, ટ્રોજન અને અકીઅન સૈન્યોની મધ્યમાં પહોંચ્યા. રાજા ઍગામેમ્નૉન અને બુદ્ધિશાળી ઑડિસ્યૂસ એકદમ ઊભા થયા અને ચોપદારોએ યજ્ઞબલિને તુરત હાજર કર્યા, કટોરામાં સુરા ભેળવી અને રાજાઓના હાથ ઉપર થોડું પાણી રેડ્યું. પછી પોતાના મ્યાન સાથે રાજા ઍગામેમ્નૉન સદા રાખતો હતો તે છરો તેણે કાઢી, ઘેટાંઓના શિર પરના થોડા વાળ કાપ્યા. ચોપદારોએ એ વાળની લહાણી ટ્રોજન અને અકીઅન સેનાધ્યક્ષોને કરી. ને પછી, ઊર્ધ્વબાહુ થઈને સૌ સાંભળે તેટલે મોટે અવાજે તેણે પ્રાર્થના કરી. 'ઈડા પહાડેથી શાસન કરતા, સૌથી પ્રકીર્તિત અને સૌથી મહાન એવા હે પિતા ઝ્યૂસ, અને જેનાં આંખકાનથી જગતમાં કશું ઓઝલ નથી એવા હે

સૂરજદેવ, સૌ સરિતાઓ અને ધરતીમાતા, સોગન ખાઈને અસત્ય બોલનારાંઓને શિક્ષા કરતા હે ધરતી નીચેના દેવો; અમારા સૌની પ્રતિજ્ઞાના અને એના પાલનના સાક્ષી રહેવાનું આવાહન આપ સૌને હું કરું છું. મેનેલોઝને પેરિસ મારી નાખે તો, ભલે હેલનને અને એની સમૃદ્ધિને એ રાખે અને, અમે સૌ વહાણોમાં ચડી રવાના થઈ જઈશું, પણ કસુમ્બલ કેશાળો મેનેલોઝ પેરિસનો વધ કરશે તો, ટ્રોજનોએ હેલનની અને એની સમૃદ્ધિની સોંપણી કરવી પડશે અને અકીઅનોને એટલો બદલો આપવો પડશે કે ભાવિ પેઢીઓને એ યાદ રહે ને પેરિસનું મૃત્યુ થતાં પ્રાય અને એના પુત્રો નુકસાની આપવામાં નાગડદાઈ કરશે તો, યુદ્ધ પૂરું થાય ત્યાં સુધી, હું અહીં જ રોકાઈશ.'

પછી ઍગેમેમ્નૉન ધારદાર કાંસ્ય છરા વડે ઘેટાંનાં ગળાં કાપે છે. એ બન્ને ઘેટાં ધરતી ઉપર ઢળી પડે છે અને મૃત્યુને વશ થાય છે. પછી કટોરામાંથી સુરાની પ્યાલીઓ ભરાય છે અને પૃથ્વી પર એનું પ્રોક્ષણ કરતાં આદિકાળથી ચાલતી આવેલી પ્રાર્થના એ સૌ કરે છે. આ સઘળું જોતા ઊભેલા ટ્રોજનો અને અકીઅનોએ પણ પ્રાર્થના કરી. બન્ને પક્ષોની એક જ પ્રાર્થના હતી : 'હે સૌથી વિશેષ પ્રકીર્તિત અને સૌથી મહાન ઝ્યૂસ અને અન્ય અમર દેવગણ, આ કરારનો ભઙ્ગ કરનાર પક્ષનાં મસ્તકો, અહીં છંટાયેલી સુરાની માફક ધૂળમાં રોળાજો, એમના વંશજો પણ એ જ ગતિને પામજો અને, એમની સ્રીઓ વિદેશીઓને વશ બનજો.' શાન્તિ માટેની એમની આવી ઇચ્છા હતી પણ, દેવ ઝ્યૂસ હજી શાન્તિ ચાહતા ન હતા.

ઝ્યૂસપુત્ર ડાર્ડેનસ વંશજ પ્રાયમ હવે બોલ્યો : 'ટ્રોજન અને અકીઅન વીરો, હવે મને સાંભળો. મારો પોતાનો પુત્ર અજેય મેનેલોઝ સાથે યુદ્ધમાં ઊતરે તે હું જોઈ શકતો ન હોવાથી હું પવનોવાળા ઇલિયમ ભેગો થાઉં છું. બેમાંથી કોણ પડશે તે તો માત્ર ઝ્યૂસ અને અમર દેવો જ જાણે છે, એટલું જ હું કહી શકીશ.'

આટલું બોલીને એ વયોવૃદ્ધ રાજાએ ઘેટાંઓને રથમાં મૂક્યાં અને લગામ ખેંચી. એના ભવ્ય રથમાં એની બાજુમાં એન્ટિનોર બેઠો અને, એ બન્ને પાછા ઇલિય ભેગા થઈ ગયા.

પ્રાયમપુત્ર હૅક્ટર અને ચતુર ઑડિસ્યૂસ જમીનનું માપ લેવા આગળ આવ્યા અને, પહેલો વાર કોણ કરે તેની ચિઠ્ઠી તેમણે એક શિરત્રાણમાં નાખી. ઉભય સેનાઓએ, દેવો ભણી હાથ ઊંચા કરીને એક જ પ્રાર્થના કરી 'ઇડા પર્વતે વસી શાસન કરતા હે પિતા ઝ્યૂસ, આ બે પ્રજાઓ ઉપર આપત્તિ આણનાર નર નાશ પામજો અને નરકે જજો, અને અમારી વચ્ચે શાન્તિ સ્થપાઓ.'

એમણે આમ પ્રાર્થના કરી અને, ચળકતા શિરત્રાણદારી હૅક્ટરે શિરત્રાણને હલાવ્યું. એમ કરતી વેળા એણે ત્યાંથી નજર હઠાવી લીધી હતી. એક ચિઠ્ઠી બહાર પડી. એમાં પેરિસનું નામ હતું.

બેઉ સેનાઓ સામસામી હારમાં બેઠી, દરેક ઘોડેસવાર પોતાના ઘોડાની પડખે, પોતાનાં હથિયારની ઢગલી કરીને બેઠો હતો. સુકેશા હેલનનો પતિ પ્રાયમપુત્ર પેરિસ પોતાના સુન્દર બખ્તરમાં સજ્જ હતો. ઘૂંટીએ ચાંદીની ચાંપવાળા સુન્દર બખ્તરિયા પટ્ટા પોતાને પગે બાંધવાનો એણે આરમ્ભ કર્યો. પછી એણે છાતીરખું બાંધ્યું. એના ભાઈ લાઇકેઓનનું એ હોઈ, પેરિસે તેને અનુકૂળ કરવું પડ્યું હતું. ચાંદીની મૂઠવાળી કાંસાની કરવાલ એણે પોતાને ખભે લટકાવી. પછી મોટી ઢાલ લીધી. પોતાના સશક્ત શિર પર તેણે શિરત્રાણ પહેર્યું. એની

ઉપર ઘોડાની કેશવાળીની કલગી હતી અને એનું છોગું ભયાવહ રીતે ઊંચુંનીચું થતું હતું અને છેલ્લે, એની પકડ સાથે બન્ધ બેસતો સમર્થ ભાલો એણે લીધો.

યુદ્ધપ્રિય મેનેલોઝ પણ તે જ રીતે સજ્જ થયો. પોતાનાં દળોની આગલી હરોળની પાછળ તૈયાર થઈ, ઉભય સેનાઓ વચ્ચે બન્ને આવ્યા ત્યારે, બન્ને એવા તો ભયઙ્કર દેખાતા હતા કે, ઘોડાં કેળવનારા અકીઅનો અને ટ્રોજનો બન્ને સ્તબ્ધ થઈ ગયા. માપેલા ભૂમિભાગ પર બન્ને એકમેકથી થોડે અન્તરે ઊભા અને, સામસામે ક્રોધમાં પોતાનાં શસ્ત્રો ઉગામ્યાં. પોતાના પ્રલમ્બ પડછાયાવાળા ભાલાનો ઘા પ્રથમ પેરિસે કર્યો. મેનેલોઝની ગોળ ઢાલે એ ઘા ઝીલ્યો. પણ એનું ફળું ઢાલને ભેદી શક્યું નહીં. પછી, 'હે રાજા ઝ્યૂસ, મારું અહિત કરનાર પર વેરનો બદલો મને લેવા દે. આદરપૂર્વક આતિથ્ય કરનાર યજમાનનો દ્રોહ કરનારના વિચારમાત્રથી અમારા વંશજોના વંશજો કમ્પી ઊઠે એવો વાર કરવાનું બળ તું મારા બાહુઓમાં પૂર.'

આમ બોલીને મેનેલોઝ એના લાંબા ભાલાનો ભાગ લીધો અને એને ફેંક્યું. પ્રાયમપુત્રની ગોળ ઢાલ સાથે એ અફળાયું. ચકમકતી ઢાલ ભેદીને, પેરિસના બખ્તરને વીંધી એના કેડિયાને સ્પર્શ્યું. પણ પેરિસે ઘૂમરી ખાધી અને જાતને મોતથી બચાવી. પછી મેનેલોઝે પોતાની ચાંદીની મૂઠવાળી તલવાર કાઢી. એને પાછળ ઘુમાવી અને પોતાના વેરીના શિરકવચની કિનાર ઉપર ઘા કર્યો. પણ એ તલવાર એ શિરત્રાણ પર અથડાઈ ભાંગી ગઈ અને એના બારપન્દર ટુકડા થઈ ગયા. મેનેલોઝે નિસાસો નાખ્યો અને ખુલ્લા આકાશ સામે જોતો બોલ્યો, 'પિતા ઝ્યૂસ, તારા કરતાં વધારે વેરવૃત્તિવાળો કોઈ દેવ છે ? પેરિસના અપકૃત્ય માટે મેં એને પૂરી કિમ્મત ચૂકવી છે એમ મને લાગતું હતું પરન્તુ, મારી તલવારના જ ટુકડા થઈ જાય છે અને મારા ભાલાનો ઘા ખાલી જાય છે અને એ એને અડકતું પણ નથી. આમ કહીએ પેરિસ ઉપર કૂદ્યો, એના શિરત્રાણની કલગીથી એને પકડ્યો અને એને ઘુમાવીને અકીઅન હરોળો ભણી એને ઘસડ્યો. શિરત્રાણના ચપટ પટ્ટાના દબાણથી પેરિસ ગૂંગળાવા લાગ્યો અને એને પૂરો કરીને મેનેલોઝ કીર્તિને વર્યો હોત પણ, ઝ્યૂસની પુત્રી ઍફ્રોડાઈટી આ જોઈ ત્યાં તત્કાલ દોડી આવી અને પેરિસને ગળાચીપ દેતો પટ્ટો એણે કાપી નાખ્યો. એટલે વીર મેનેલોઝના હાથમાં માત્ર શિરકવચ જ રહ્યું. એણે અકીઅન દળો ભણી એને ફેંક્યું, જ્યાં એના સેવકોએ ઝીલી લીધું અને કાંસાના અણિયાળા ભાલાથી પોતાના શત્રુને ખતમ કરી દેવા એ ફરીથી ધસ્યો. પણ એફ્રોટાઇટીએ પોતાની શક્તિ ફરી એક વાર વાપરી. ગાઢ ધુમ્મસમાં પેરિસને ઢાંકીને, દેવીને સહજ એવી શક્તિથી એને ત્યાંથી ઉપાડી એના સુગન્ધભર્યા શયનગૃહમાં એને મૂક્યો ને પછી પોતે જ હેલનને બોલાવવાને ગઈ.

હેલન મૂંઝાઈ ગઈ અને એણે દેવી સામે જોયું. હેલને દેવીની મરોડદાર ડોકને, એનાં સુન્દર સ્તનને તથા ચમકતાં નયનોને જોયાં. એ ખૂબ અભિભૂત થઈ ગઈ. પણ એણે છેતરાવાનો દમ્ભ ન કર્યો. એ બોલી, 'હે રહસ્યમયી દેવી, આ મજાકનો હેતુ શો છે ? મેનેલોઝે હવે પેરિસને હરાવ્યા છે અને, પોતાની ભાનભૂલી પત્નીને પાછી લઈ જવા તત્પર છે ત્યારે, તુ અને ફ્રિજિયાનાં, પેઈયોનિયા કે તારા કોઈ અન્ય પ્રીતિપાત્ર પાસે લઈ જવાનું કાવતરું કરી રહી છો એમ હું ધારું છું. તો તું અહીં આવવાથી આરમ્ભી મને પેરિસના મોહમાં પુનઃ નાખવા માગે છે ? તું સુખેથી જઈને તારે ઠેકાણે બેઠી રહે. દેવી છો એ ભૂલી જા. ઑલિમ્પસમાં ફરી પગ મૂકવાને બદલે પેરિસની આરતી ઉતાર્યા કર. એને લાડ લડાવ અને

એક દિવસ એની પત્ની થઈ જા. નહીં તો એની બાંદી થજે. હું હવે એની શય્યાની સહભાગિની થવાની ના પાડું છું. એનો કદી અન્ત જ નહીં આવે. હું એમ કરું તો ટ્રૉયની પ્રત્યેક નારી મને શાપ આપશે. મારે ઓછી પીડા નથી.'

દેવી ઍફ્રોડાઇટી હેલન પર ક્રોધે ભરાઈ. 'જક્કી નાર', એ પોકરી ઊઠી 'મને છેડ નહીં, નહીં તો, ક્રોધમાં હું તારો ત્યાગ કરી ચાલી જઈશ અને, તને જેટલી ચાહું છું એટલી જ ધિક્કારીશ તેમજ, અકીઅનોને અને ટ્રોજનોને એવા ઉશ્કેરીશ કે તારો અન્ત ભૂંડો આવે.'

ભલે પોતે ઝ્યૂસની દુહિતા હતી તોય હેલન ગભરાઈ ગઈ. એણે પોતાનો શ્વેત ઝગમગતો જાનો પહેર્યો અને કશું બોલ્યા વગર ચાલવા માંડ્યું. કોઈ ટ્રોજન સ્ત્રીએ એને જતી જોઈ નહીં. કારણ, એક દેવી એને દોરતી હતી.

પેરિસને સુન્દર ભવને એ બન્ને પહોંચ્યાં ત્યારે, દાસીઓ તરત પોતપોતાને કામે લાગી ગઈ અને હેલન પોતાના સુન્દર શયનકક્ષે ગઈ. ત્યાં, હાસ્યપ્રિય એફ્રોડાઇટીએ જાતે એને માટે એક ખુરશી પેરિસની સમક્ષ મૂકી. કવચધારી ઝ્યૂસની પુત્રી હેલન એની ઉપર બેઠી પણ, પોતાના પ્રિયતમ સામે નહીં જોતાં એને ઠપકો આપવા લાગી, 'તો તમે રણભૂમિમાંથી પાછા આવ્યા, કાં ? મારા પતિ હતા તે મહાન લડવૈયાને હાથે તમે પડશો તેવી મને આશા હતી. ભાલાફેંકમાં કુશળ, શસ્ત્રોમાં પાવરધા વીર મેનેલોઝના કરતાં તમે ચડિયાતા હોવાની બડાઈ તમે ફૂંકતા હતા. તો પછી કાં ફરી ત્યાં જઈને એને પડકારતા નથી ? કે, કસુમ્બલ કેશી મેનેલોઝ સાથે દ્વન્દ્વયુદ્ધની માગણી કરતાં પહેલાં મારે તમને ચેતવવા જોઈતા હતા ? કશું ઉતાવળિયું ના કરશો - નહીં તો તમે એને ભાલે વીંધાઈ જશો !'

પેરિસ પાસે પોતાનો જવાબ તૈયાર જ હતો. 'પ્રિયા,' એણે કહ્યું 'મને નિન્દી ગુસ્સે ન કર. મેનેલોઝે મને ઍથીનીની સહાયથી હરાવ્યો છે. પણ મારી સહાયમાં પણ દેવો છે અને, બીજી વેળા હું જીતીશ. ચાલ, આપણે શય્યામાં જઈએ અને, એકમેકના પ્રેમમાં આનન્દ કરીએ. સુન્દર બેસીડે મનમાંથી તારું હરણ કર્યું અને મારા વહાણે ચડી કેનીના ટાપુ પર જઈ એકમેકના બાહુપાશમાં ભિડાયાં ત્યારે પણ જે ઇચ્છાએ મારો કબજો લીધો હતો તેના કરતાં ક્યાંય વધારે ઉત્કટ ઇચ્છાએ મારું હૃદય ઉભરાય છે - આજે છે તેવો પ્રેમ મેં કદી અનુભવ્યો નથી કે આટલી મધુરી કામેચ્છા કદી અનુભવી નથી.'

આમ બોલતાં બોલતાં, હેલનને દોરતો એ પોતાના પલઙ્ગ તરફ વળ્યો, અને એ બેઉ લાકડાના એ સુન્દર પલઙ્ગ પર સાથે સૂતાં.

દરમિયાન પેરિસને શોધતો મેનેલોઝ શિકારી પશુની માફક પોતાના સૈન્યની હરોળોમાં ફરતો રહ્યો. પણ ટ્રોજનો કે એમના સાથીઓમાંથી કોઈ કહેતાં કોઈ મેનેલોઝને પેરિસ બતાવી શક્યું નહીં. કોઈએ એને જોયો હોત તો, એની પર પ્રેમ ઉભરાઈ જવાથી કોઈએ એને સન્તાડી રાખ્યો હતો એમ નથી, એ સઘળા જ એને પોતાની જેમ જ તિરસ્કારતા હતા. અન્તે રાજા અગામેમ્નૉને એક ઘોષણા કરી, 'ટ્રોજનો, ડાર્ડેનિયનો, સાથીઓ, મને સાંભળો. મહાન મેનેલોઝ જીત્યો છે, એમાં શઙ્કાને સ્થાન નથી. હવે હેલનને અને એની સમૃદ્ધિને પાછી સોંપો અને, પરિયાના પરિયા યાદ કરે તેવો નુકસાનીનો બદલો મને આપો.'

ઍટ્રીડિઝના પુત્રે બોલવાનું પૂરું કર્યું. અકીઅનોએ એને તાળીઓથી વધાવી લીધો.

(ક્રમશઃ)

## અન્ધકારને આલોક

રાજેન્દ્ર શાહ

(વનવેલી)

હે... અંશુમાન....
તું છો ક્ષિતિજની પાળે
જતાં જતાં
ત્હારી સુકોમળ દૃષ્ટિ
વિદાયની, કિંવા અભિસાર તણી...

જોને
સામેનાં તરુની છાયા પ્રલમ્બાતી
પ્રલમ્બાતી...
કને આવી
છાવરીને મ્હને
જાય છે પાછળ, આગળ આગળ...
ને તું વળી
પર્ણ-રન્ધ્રમાંથી સહેજ
નજર કરીને
તિરોહિત.

હવે અહીં
તવ તેજ-આવરણે અદીઠ તે શુક્ર
નયન-ગોચર
મધ્ય અન્તરીક્ષે ઊડી રહેલ વિહઙ્ગ
જાણે ત્હને વન્દી
સરી જાય નિજી નીડ ભણી,
અને
નીરવ પ્રશાન્તિ
અનાહત-નાદ ગુઞ્જરિત.

હવે
દૃશ્ય તે સકલ
છાયાઘન અન્ધારના પાલવ-નિગૂઢ તેજે
લીન
ઉદરથી એના
ત્વરિત ઉન્મેષ સમ
મૃદુ મન્દ
તરઙ્ગિત વમળ શો
આવે નાભિ-સ્ફુર્યો નાદ
...પ્રાણ
વહમાન વાયુ મહીં
કહીં થકી ભળે પ્રતિસાદ.

હવે ગગને
રુચિર દમકન્તી તારકની દ્યુતિ
આ
અન્ધારને આલોક
કોણ
અભીપ્સિત કૉની
જોઈ રહ્યું વાટ !
કૉનો અભિસાર કૉની ભણી
હ્રીયમાણ ઉરને સઙ્ગીત !

## પ્રત્યાખ્યાન

ધીરુ પરીખ

(વનવેલી)

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે-
પ્રકાશ થાઓ ને થયો પ્રકાશ - તે
બે વચ્ચે વહ્યાં વર્ષો ત્રણ હજાર.
વીતશે વળી કૈં ત્રીસ હજારથી વધુ,
તોયે કુરુક્ષેત્રે નહિ ધર્મક્ષેત્ર
ને પ્રકાશ થાઓ એમ કહ્યા પછી
થયો છે પ્રકાશ અત્રતત્ર ?

તો તો બામિયાતમાં બુદ્ધને થાય નહિ હાણ;
જેહાદને માટે આદમની ઓલાદના જાય નહિ પ્રાણ.

અ-પ્રકાશ અ-ધર્મની જુગલબંધીના ગાને
રાષ્ટ્રરાષ્ટ્રની બધી જ
સત્તાસભાઓ ડોલે છે તાને.

અ-સુરતરુની ડાળની બનાવીએ લેખિની
ઉર્વી તો શું ?ઉર્વીથી ચંદ્ર સુધી લાંબો ને
એથી પણ વધુ લાંબો
પત્ર લખવામાં તારા કયા કયા ગુણનો હે
ઈશ, આવે નહિ પાર ?
સંસ્કૃતિ ને સભ્યતાના આ તો બધા
ચઢાવ-ઉતાર.
ધર્મ નથી તાબોટાના તાલે
અને કીર્તનના કાનફાડુ કકળાટે
માઈકોમાંથી સર્યે જતી આ બાંગો લલકાર્યે.
પ્રકાશ ક્યાં થાય છે ત્યાં
કોડિયું ને મીણબત્તી, આરતીના પ્રકટાવ્યે ?
દિલમાં દીવો કરોને
એવું કોઈ કહી ગયો
વર્ષોનો સમય વહી ગયો.

ધર્મક્ષેત્રે કુરુક્ષેત્રે પઢી પઢી
પાને પાને આંગળીના ટેરવાંને
રમાડી રમાડી ઘસી નાખી આંખો.
બબ્બે સહસ્રાબ્દી તરી પાર આવ્યા,
સમયમાં વિશ્વને નજીક બહુ લાવ્યા,
પણ સમય તે શું છે
એ સમજવામાં કેટલાઓ ફાવ્યા ?
સમયનું અભિજ્ઞાન
જેને થશે જ્યારે
ત્યારે એને ધર્મ અને પ્રકાશની
ઓળખ-પરેરે સ્થિત થવા
મળશે જ પ્રત્યાખ્યાન.

## ખેપ

રાજેન્દ્ર શાહ

અગન પ્રાણની એક....
અનન્ત મ્હેરામણમાં ત્હારી સઙ્ગ કરું હું ખેપ,
અહરહ અગન પ્રાણની એક.

નાવ નાંગરે જે જે તીરે
તે તે સઘળાં તીર્થ,
આ ત્યાંના અન્તરમાં
યાત્રા મહીં શું લઘુ, શું દીર્ઘ !
જરા વિસામો જ્યહીં આપણું ઘડીકનું ઘર એ જ.

આંખ મહીં આલોક, અને
નિત પ્રયાણ-તત્પર પાય
શું મળવું, હળવું, પળવું !
રિત-રસનાં ગાન ગવાય.
ટહુકો એમાં તરે આપણો અહાલ્લેક અહલક.

## રે મુજ ગુર્જર ધરતી !

ભાનુપ્રસાદ ત્રિવેદી

કેમ ભાગ્ય તુજ આવાં ? ઓ વઞ્ચિત મુજ ગુર્જર ધરતી !
શુષ્ક હથેલી તરડાતી ને અમિયલ આંખ નીતરતી...

વત્સલ કરુણામય હે
તેં તો એવાં પથ્ય પળાવ્યાં
જગ સમાવીએ, જગ વિસ્તરીએ
એ સામર્થ્ય ધરાવ્યાં;
આભિજાત્ય ને શીલ અમારી નસ નસ રૂહે
અભિસરતી... કેમ૦

તુજ સન્તતિ સદ્‌ભાવ - પુણ્ય -
શ્રદ્ધા-વિશ્વાસે શ્વસતી,
નમ્ર, ગુણજ્ઞ, વિવેકી, શાણી,
નર્મ-મર્મથી હસતી,
તરસી, તોયે ઉત્સવ-ઘેલી લય-તાલે
તરવરતી... કેમ૦

તને કરે અન્યાય સહુ,
વણવાંક ઈશ પણ દણ્ડે !
નીડ તાહરો પીંખે
દુષ્કાળે, ભૂકમ્પ પ્રચણ્ડે;
તોય હૃદય-રિદ્ધિ મા તારી કદી નહીં
ઓસરતી.... કેમ૦

## 'ચાહું' ના

ગીતા પરીખ

જા, હું તુજને ચાહું ના !
મુક્ત ગગનમાં ઊડતી પાંખે
પિઞ્જરમાં બન્ધાવું ના.
મથું ચાહવા જગ આખાને,
વિશ્વપ્રેમે પ્રસરાવા,
નવા રાગના વ્યાપક સૂરે
જનમનમાં વહી જાવા;
વ્યક્તિપ્રેમે ભૂલી સમષ્ટિ,
બસ નિજમાં રત થાઉં ના.
ખરું કહું તો ચાહું તુજને
તુજ દ્વારા આ જગને;
પ્રેમતણી જઞ્જીર તોડીને
મથું ફરકવા ગગને;
કેવળ તુજને ચાહું ના,
સાચેસાચ હું ચાહું ? - હા !

## નવું પૃથ્વીસૂક્ત

ઉશનસ્

પૃથ્વી પર અમથો ના'વ્યો છું,
પ્રેમની લ્હે લઈને આવ્યો છું,
જન્મ થતાં જ્યાં આંખ ખૂલી, તો
જોયું કે તુજથી છાયો છું;
નદીઓ શેઢ સમી પીધી છે,
પ્હાડને થાન ગણી ધાવ્યો છું,
ઈન્દુ-ભરતી મને ય આવે,
સિન્ધુ શો હું ઊંચકાયો છું;
જઙ્ગલ-મઙ્ગલ-તરુને અઞ્ચલ
ચઞ્ચલચિત્ત વવાયો છું;
પ્રકાશમાં તવ પડછાયો રહી
તિમિરે ગૂઢ લપાયો છું;
પૃથ્વી પર ઉશનસ્ અમથો ના,
વારસ માટીજાયો છું.

# યૂ નો ?
## ઇન્દુ પુવાર

આજ મુને આનન્દ વાધ્યો
અતિ ઘણો ઓ સન્ત સલોના
ગાવા ગરબા છન્દ
મારાં દુ:ખ હરો ના
ઝોળી ખાલી લઈને ઊભો
તમે ભરો ના
અલકમલક છે આખું સાથે
હવે ચલો ના
પ્રશ્ન એક છે
હોવું જોવું લોવું ધોવું
ધૂણી ધખાવો
ગબી ગોડાવો
જૂની જલેબી ચાખી જુવો
હાથ ધોઈને દર્પણ લાવો
સસ્સારાણા સાકરિયા
કોણ કહેશે ચાલ એક છે ?
મત જા જોગી.
ભલે થતી અહીં સહીઓ ખોટી
મોન્ટાજ થાય છે શરૂ અહીંથી
પૃથ્વી ગોળ ચકરડી ઘૂમતી
ઊથલપાથલ થાતી મોટી
ચિમન ચોટી હાથમાં લોટી
કૂતરાજીની આંખે બેઠો વિષાદ વાદળી
અવાજ એને આપો
કડડડ ભૂસ ચૂરેચૂરા
પેટવછૂટા ભારે ભારા
હાય ! તુને જો આ તીર છે મારા
વિઝયૂલાઇઝ કંઈ કરો
ઓ વહાલા સન્ત સલોના
મોટો મોટો પહાડ
આખો ને આખો
ફસડાવા માંડ્યો... ફસડાવા માંડ્યો
શિલાઓ વૃક્ષો વેલીઓ ઝરણાં
હાલકડોલક ગબડમ્ ગબડમ્
સુપર ઇમ્પોઝ ટાઇટલ પ્લીઝ
હવા હરિણી હમસા કોઈ નહીં
ખખડ થતી ને ખોડક્ષતી
લા મૂસિકી
આયા મોસમ સુહાના
યૂ નો ? મોસમ ?
લાલ ટોપી
લીલી ટોપી
ટોપી પહેરી મોસમ બેઠી
આ મોસમ મારી બેટી
લુચ્ચી લફડ્ડી કાળી કલુટી
મનની એ સ્પિનર છે મોટી
નેવું અંશના કાટખૂણે તે
બૉલ ઘુમાવે બૉલ ઘુમાવે બૉલ ઘુમાવે હો !
યૂ નો ?
ચેક ચાલશે
મહેલ માલશે
સાપ સાણસે
વાટ ફાનસે
આંખ હોય તો ચશ્માં ચાલશે
વસ્ત્ર વગરની હવા હાલશે
પણ માથા પર જે તૂતક, જાણ છે ?

હા, હા, બધી ખબર છે
અમદાવાદના ચાર દરવાજા
આશ્રમ રોડે ગાંધી ઊભા,
રોજ સવારે વ્હિસલ વાગ્યે ઊઠી જવાનું
એકસામટી છીંક આઠસો આવે
એની રાહ જોવામાં
કાકાકૌઆ થતા જવાનું થતા જવાનું થતા જવાનું હો !
યૂ નો ?
તન્ત અન્ત હું આત્મસાતનાં
આઙ્ગણ લીપું સન્ત સલોના
ધીમે રહીને નજર ફેરવું
પીઠ ઉપર છે
વૃક્ષ કાચબો સન્ત સલોના
જઙ્ગલ જઙ્ગલ વાત વહે છે
મત જા જોગી
મત જા મત જા
સસ્સારાણા સાકરિયા છે
એમની ડોકે માદળિયાં છે
હરીફાઈનાં વાદળિયાં છે
વૃદ્ધ કાચબો કચુમ્બરી ભાષા ભણતો છે
વૃદ્ધ કાચબો સૂડી સોપારી ને વચ્ચે મણકો છે
વૃદ્ધ કાચબો જીવન જીવન તણખો તણખો છે
વૃદ્ધ કાચબો ઈન્દુ પુવારની માળા જપતો છે
વૃદ્ધ કાચબો ડગમગ ડગમગ
વૃદ્ધ કાચબો લગભગ લગભગ
દ્ધ કાચબો હમ્બગ હમ્બગ
કાચબો
-બુદ્ધ-શુદ્ધ-યુદ્ધ હો !
ઓ સન્ત સલોના યુદ્ધ
યૂ નો ?

## ફૂલ ફૂટ્યાં છે

હરિકૃષ્ણ પાઠક

અલે, કાંઈ ફૂલ ફૂટ્યાં છે ફૂલ !
આમ જુઓ તો ઊડતી પીળી પામરી
અને આમ જુઓ તો ઝૂલતી રાતી ઝૂલ.
પંચમ સૂર રેલાવતો કોકિલ
રઙ્ગ રેલાવે રત
પડદેથી સૌ પટમાં આવ્યાં
ગંમતે ચડી ગત.
જોડિયા પાવા જાય ગાળીમાં ગાજતા
એનાં અરસ-પરસ પરખ્યાં કોણે મૂલ ?
અરે કાંઈ ફૂલ ફૂટ્યાં છે ફૂલ !

## હૂંફ તારી આ જોઈને મનખ

હરિકૃષ્ણ પાઠક

ઢગલી છાણાં-લાકડાં
અને ઢગલી કર્યો દેતવા,
પછી ઢગલી વળી ઘર આખું
વીંટળાઈને તાપવા બેઠું.
આંખ સામે બસ
આટલું અમથું સુખ ભાળ્યું ને
હૂંફ તારી આ જોઈને મનખ
હાંઉં થયું ને
અવર બધું લાગતું હેઠું.

## અહો, પૂર્ણમ્ ઇદમ્
### ધીરુ મોદી

ઈંડું ફૂટે પણ માંહેથી પૂરણ જીવ કો જાગે જી;
ઝાડ તણાં સૌ પાન પાન પણ આખો દરિયો માગે જી.

ફાટી ધરતી પણ આખી છે,
        અચરજ જેવું લાગે.
કાણી ડોલમાં આભ ભરાણું
        ક્યાંય જરી ના ભાગે.
પોઢ્યાં લોકો, પણ શમણાં તો ઊડન્તા મન તાગે જી,
ઈંડું ફૂટે પણ માંહેથી પૂરણ જીવ કો જાગે જી.

દરિયાની ભીતરમાં ભડકા,
        પણ મોજાં તો લીલાં.
તળિયે રહીને હરદમ કોઈ
        ફૂંકે પ્રાણ હઠીલા.
ઇન્દ્રધનુની સજ્જે ઓહો, વર્ષા રમતી ફાગે જી;
ઈંડું ફૂટે પણ માંહેથી પૂરણ જીવ કો જાગે જી.

        ફૂટેલા દર્પણની કેવી
        કચ્ચર કચ્ચર આખી,
વેરાયેલી એ કચ્ચરને
        અજવાળાએ ચાખી
અવળુ માથું દોડે બહુ, પણ લટકે ઉરને ધાગેજી;
ઈંડું ફૂટે પણ માંહેથી પૂરણ જીવ કો જાગે જી.

## ઓહવાયો
### હસમુખ કે. રાવલ

કાવ્યે હતો સહજ લીન અને સફાળો
દ્વારે સર્યો ખત શિશુ સમ સાદ પાડે.
તેડી રટે 'સમય લૈ ઝટ આવ...' : આંખો
ને ભીતરે હલમલે ઘર-ગામ પાંખાં.

ટૌકા કરે હરિત સીમ સદા સુહાગી
વ્હેતી નદી વમળમાં શમણાં રમાડે
ચીલા વળી ચગળતા વિસરેલ વાતો
ત્યાં 'થૈ સવાર ?' કરતી ઝબ રાત જાગે.

આ સીમ કેમ લથડી સસલી જણાતી ?
ને કાં નદી નયનમાં પટકે રજોટી ?
સુંક્કા નળો હૃદયને ડસતા હટ્યા ત્યાં
શય્યા પરે કણસતી ઘરમાં મળી મા.

દીવા-સમે હરખતાં ઘર-ગામ પૂછે :
'આયો ભલો ! પણ ભિયા, ચમ ઓહવાયો ?'

## આ નિઃશેષનો ઉત્સવ

### યશવન્ત ત્રિવેદી

આજે એક મધુર પ્રહેલિકા છે - નિઃશબ્દને કયા શબ્દમાં પ્રગટ કરવું તેની...!
એટલે હું ધારીધારીને નદીકાંઠાનાં ઘઉંનાં ખેતરોમાં પવનથી ડોલતી ડૂંડીઓને જોયા કરું છું-
રઙ્ગ રઙ્ગનાં પક્ષીઓ જાણે સ્વર્ગમાંથી ઊડતાં ઊડતાં આવી રહ્યાં છે વિસ્મયનાં વૃક્ષો ઉપર...

રાત્રિ અને દિવસ વચ્ચેના એક નવા પ્રારમ્ભની વેળાએ
પર્ણો અને પુષ્પો પર ઝાકળભીની પાણ્ડુરલિપિમાં કોણ અદૃષ્ટ કવિતા લખ્યે જાય છે ?
તડકાથી સુવાસિત લીંબુની સુગન્ધ અને તૃણોના સ્પન્દને કોણ આલેખે છે ?
છજા ઉપર આકાશ પારેવાની જેમ ગટુંક ગટુંક ઘૂઘવે છે...
આજે કોનું અપરૂપ સૌન્દર્ય ડાળીઓના છન્દોમાં સ્પન્દિત થતું આવે છે ?

'હા' અને 'ના' વચ્ચે, દિવસ અને રાત્રિ વચ્ચે કોઈ ધૂસર ભાષાની જેમ
કેશરાશિ ભીતર વિસ્મયને સન્તાડીને કોણ બોલું બોલું થઈ રહ્યું છે ?
કયા અનામની પૂજા માટે આજે આ નિઃશેષના ઉત્સવ ચાલે છે ?
સમસ્ત પૃથ્વીનો પ્રેમ આજે મૃત્તિકામાંથી કઈ મૂર્તિને ઘાટ આપવા થનગની રહ્યો છે ?

## વસન્ત મ્હોરી

### પીયૂષ પણ્ડયા 'જ્યોતિ'

એય, સાંભળે કે તું, સુનામિકે !
પુછાયું મારાથી આજે તરુવરને,
આશ્ચર્યે લગરીકે-

'વર્ષા, શરદ, ગ્રીષ્મ-
એવી વિવિધ ઋતુએ
જોયા તારા ભિન્ન ભિન્ન વર્ણ,
પણ આજ કાં આમ વિવર્ણ ?
અરે નહીં કેમ એકેય પર્ણ ?

સાંભળી કહ્યું એણે-
'પુનઃ ભરપૂર ખીલવા ને ખૂલવા,
પુનઃ ભરભર્યાં થઈ જગને અર્પવા,
આપી શકે એક માત્ર જે મને
ને માગી શકું કેવળ જેની કને

એ રહી આવી વસન્ત આ
જીવનરસ મનભર પામવા
વસન્ત પાસે આમ
થાઉં વિવર્ણ ને અપર્ણ-
આન્તર-બાહ્ય રિક્ત
થવા સભર સમ્પૂર્ણ !

સાંભળી નજર મારી
ઘૂમી વળી...
શોધવા તને ચોતરફ
કશે ક્યાંક ગઈ તુને પામવા !
ખેંચાઈ દૃષ્ટિ તારી છબિ તરફ !
ને પછી ત્યાં જ સ્થિર !
બની રહું બેહરફ !

## ડૂબ્યા

'પ્રણય' જામનગરી

સ્થિર અમાસી જળમાં ડૂબ્યાં
સહુ નક્ષત્રો છળમાં ડૂબ્યાં.

તારક સાથે નભ આખાનાં
દૃશ્યો ઉત્તમ પળમાં ડૂબ્યાં.

સોનામાં સુગન્ધ ભળી ગઈ
પરિમલ જ્યાં પુદ્ગળમાં ડૂબ્યાં.

એથી આગળ કોઈ ન રસ્તો
કારણ સહુ કેવળમાં ડૂબ્યાં.

તેં મારી સામે જોયું ત્યાં-
ચહેરાઓ અટકળમાં ડૂબ્યાં.

માયા-મમતા-મોહ-મહોબત
આખર સહુ અન્જળમાં ડૂબ્યાં.

તારી શઙ્કા તીવ્ર બની ગઈ
તો બિસ્તરની સળમાં ડૂબ્યાં.

અજવાળાં લોહીથી લથબથ
સૂરજ અહીં બાવળમાં ડૂબ્યાં.

'પ્રણય' જીવીશું કઈ રીતે અહીં,
શબ્દો તો કાગળમાં ડૂબ્યા !

## સ્વર્ગ તમારી રાહ જુએ છે...

વિનોદ ગાંધી

કાચો માર્ગ અને કાદવ ખૂંદીને અહીં સુધી આવ્યા છો ?
ભલે પધાર્યા ! અહીંથી સઘળા રાજમાર્ગો છે ખુલ્લા !
પણ એ પહેલાં
પગની પિણ્ડી, પગના પઞ્જા સાફસુથરા કરજો,
જો જો, આ લિસ્સા મારગ છે,
જોઈ-જાળવી એના ઉપર ચરણ તમારા ધરજો !

અહીં તો સઘળું સાવ સુંવાળું,
અને એટલે સરસ હૂંફાળું,
કદાચ તમને ફાવે ના ફાવે...

બીજી તો શી બીક ?
અહીં લપસવું સહેલું છે...
ખરબચડું અહીં કશું નથી
એનું તો આ ઘેલું છે....

પણ મૂંઝાવું મૂકી દો-
જ્યાં આ મારગ જાય ત્યાં જાઓ
'ઢોર હરાયું' કેમ કહું પણ એની રીતે
જે આવે તે ખાઓ.
કાલે તો ફરમાન નીકળશે
રાજમાર્ગને બન્ધ કર્યાનું !
એ પહેલાં
લઈ લોને લાભ !
લિસ્સાથી શું ડરવું ?
જો કે
જ્યાં આ મારગ પૂરો થાતો
ત્યાં છે ઊંડી ખાઈ,
નથી તળાઈ !
ખાઈ કૂદો
તો તો કહેવાનું શું ?
સોનાના સિંહાસનવાળું સ્વર્ગ તમારી રાહ જુએ છે ?

## હજુ યે...
વિનોદ ગાંધી

હજુ યે
અરીસાને મારી દોસ્તી ગમે છે
ને મને
અરીસાની.

હજુ યે
મારા વાળ હોળવા
જુવાન કાંસકો
ઉત્સુક
ને ઉતાવળો રહે છે.

હજુ યે
ટાઈ મારા ગળાને
પ્રેમ કરે છે
ને મારું ગળું ટાઈને !

હજુ યે
લેધરબેલ્ટ,
શિવજીને ગળે જેમ સાપ
તેમ
મારી કમરે
વીંટળાઈ રહે છે !

હજુયે
મારા શર્ટ પર ઈસ્ત્રી,
મારી પત્નીની હથેળી જેવી
હૂંફાળવી ફરે છે.

હજુ યે પેલાં મોજાં
ઘરના સાફસૂથરા નોકરની જેમ
મારા પગના પગ્જાની તહેનાતમાં
તૈયાર રહે છે !

સવારે
નવ સાડા નવની વચ્ચે
અધકચરી એટેચી લઈ નીકળેલા
મને
જૂના ઝાંપાની ઘરેરાટી જેવો
'વહેલા આવજો'. નો તરડાએલો
અવાજ
સમ્ભળાય છે...
બેંતાળાનો કાચ પહેરી ઊભેલી
મારી કાર
સ્ટાર્ટરની બોદી ઘરેરાટી સાથે
'વહેલા આવજો'નો મોડો ને મોળો
પડઘો પાડે છે....

## ગતિસ્ત્વમ્ ગતિસ્ત્વમ્

ગુણવન્ત ઉપાધ્યાય

ગતિશીલ ગજરાજની ચાલ મક્કમ અને ઊડતી ધૂળ એની નિશાની,
કરી સૂંઢ ઊંચી, નજરથી ઝીલે છે એ નરકેસરીની બખૂબી સલામી !

આ ખડકાળ ધરતીથી અહાલેક ઊઠે હવાઓ, દિશાઓમાં પડકાર જાગે
ઊઠો જાતવન્તો ધરાપુત્ર જાગો કે જોગન્દરોની છૂટે છે સમાધિ !

ઊઘડશે કમલપત્ર માફક નયન ત્યાં જ હળવાશ જેવું તરત તમને લાગે
તો, પહેરેલ વસ્ત્રોની માફક તમે પણ ઉતારો ને ત્યાગો અજમ્પો, ઉદાસી !

જરા યત્ન કરતાં ખૂલે બારણાંઓ પુરાણાં કલેવરનાં વાસી દીધેલાં
પરંતુ ભૂલો છો, તમારા જ હાથે તમે સહેજ વાસી'તી ડેલી જ ઠાલી !

કશુંક ક્યાંકથી કંઈક ધક્કા જ જેવું જરા વાગતામાં બધું જડ ને ચેતન
બધાં બન્ધનો તોડી નીકળી પડે છે ગતિસ્ત્વં ગતિસ્ત્વં ત્વમેકા ભવાની !

મનોહર મનોહર દિસે ચાંદ-તારા ને આકાશ આખું તરોતાજા લાગે
પહેલા પ્રહરમાં પ્રસાદી જે પામ્યા જગાડે સહુને એ પડઘમ વગાડી !

અહીંથી ઊઠીને જે ચાલ્યા ગયા છે કદી તો પરત ફરશે યાત્રાને બહાને
અદાકાર માટે તો સઘળું બરાબર જે બેસી રહ્યા એ જ કાબા ને કાશી !

## ગઝલ

સતીન દેસાઈ 'પરવેઝ'

બીડીને આંખ મેં ક્યારે તને જગાડી છે,
તું યાદ કર કે રમત ક્યારે મેં રમાડી છે.

નકાબપોશ પળોનેય મેં ઉઘાડી છે,
છબી ગઝલમાં એની હૂ-બ-હૂ જ પાડી છે.

ભલેને હાથ કે મુઠ્ઠીને ના જ ફાવે પણ,
ભરી-ભરીને સુગન્ધો ય મેં ઉડાડી છે.

નકારતી રહી છે એ બધાય આધારો
સ્મરણની વેલ વિના મનની લીલી વાડી છે.

જુઓ તો આમ નિકટ હોય, સાવ સહેલું પણ,
સહજને પામવા ચપટી ય ક્યાં વગાડી છે !

સમાવી શૂન્યને અતિ શૂન્યમાં શમી જાવું
ફરજ કઝાની હતી તોય મેં ઉપાડી છે.

તું એમ સ્પર્શે છે આરોહની ચરમતાને
જે જેમ ઊંડે ઊતરતી જ કોઈ ખાડી છે.

ભલે સદીને પલાણી કરો સફર 'પરવેઝ'
ખસે એ ક્યાં કશે કે વેંત પણ પુગાડી છે.

## સમય

### હસમુખ કે. રાવલ

બોગદામાં ધસમસતો
આંધળો ને બ્હેરો
એનો અલબેલો ઠાઠ
બધે
ઈલ્મી-મ્હોરો
વેરે જાય છે...

સોને કી છનછન
ને રૂપે કી રનઝન
ને તાંબે કી ટનટન
ને...

ઊંધું ઘાલીને
સૌ મુઠ્ઠીમાં ભરતાં
ને
ઠાંસી-ઠાંસીને
સૌ ઊંડે સન્તાડતાં
ને...

આગિયા મળે
તો તેના
આછેરા અજવાળે
ઝાંખેરું જુએ તો...

તાંબું તે સોનું
ને સોનું તે તાંબું
ને તાંબું તે રૂપું
ને રૂપું તે...

ફટ.... ફટ.... ફટાક...
કો'ક શ્રીફળ ફૂટ્યાના સમી-
ફૂટતી એ મુઠ્ઠીઓથી
વેરાતા-વીખરાતા
બોખા આનન્દ
બોખા બોખા આનન્દ

ત્યાં તો
ફટ... ફટ... ફટાક... ફટ...
ફટ... ફટ... ફટાક... ફટ...
ચોમેરે
વલવલતી - વીખરાતી
તીખેરી રાવ
તીખી-તીખી સૌ રાવ....

તોય
બોગદામાં ધસમસતો
આંધળો ને બ્હેરો
એનો અલબેલો ઠાઠ
બધે
ઈલ્મી-મ્હોરો
વેરે જાય છે...

## શમી ગયો ફફડાટ
### યાકૂબ પરમાર

કોણે પાંખો આંચકી, ક્યારે નાઠું જોમ,
આકાશેથી ઊતરી, ક્યારે દીઠી ભોમ.

ઊડવાના વાંધા લઈ, પક્ષી બેઠું ઝાડ,
યાદ કરે પીંછાં હવે, એ આકાશી લાડ.

પાંખો ખક્ષેરી છતાં, હવા ન આવી પાસ,
પાંખો ખક્ષેરી છતાં, ના આવ્યું આકાશ.

ડાળી હાલે એટલું, બદલાતું છે સ્થાન,
દિશાઓ ચીરી હતી, એનું ક્યાં ગુમાન !

લટકેલી આ ડાળમાં, વાદળનો આભાસ,
ઊંચે ઊંચે જોઈને, ડૂબી જાતા શ્વાસ.

ધીમે ધીમે પાંખનો, શમી ગયો ફફડાટ,
નોંધારી ડાળી હવે, રુએ છાતીફાટ.

## કૉણ છે ?
### યોગેશ પણ્ડયા

ઓમ નમઃ શિવાયની આરપાર કૉણ છે,
છે નિરાકાર, ભીતર બહાર કૉણ છે ?

કૉણ છે જે મને ખેંચી રાખે સતત,
દૃશ્યઅદૃશ્ય આડી દીવાર કૉણ છે ?

કોઈ વરસી રહ્યું આરપાર ભીતરે,
ઓસનો એ અનોખો પ્રકાર કૉણ છે ?

એમ ગુન્જ્યા કરે છે સતતં, એ શબદ-
દૂરથી આવતો એ પુકાર કૉણ છે ?

મન મહીં એ સમાય ને ઊડી જાય છે,
પળ નિરાકાર પળમાં સ-કાર કૉણ છે ?

લીન થઈ જાય છે હચમચાવી, પછી-
ભીતરે વાગતા તાર-તાર કૉણ છે ?

## પાધરી એકાદ છે !
### જિતુ પુરોહિત

ક્યાં કશીયે કોઈથી આજે અહીં ફરિયાદ છે,
હા, ફકત અફસોસ કે લાગી રહ્યો અવસાદ છે.

એક વરસે છે કદી તો એક વરસે છે સતત,
આંખના ને આભના બન્ને અલગ વરસાદ છે.

જીવ શું પામ્યો છે બક્ષીસ એ કશી પણ ના ખબર,
એક-બે ગુના તણી પામ્યો સજા એ યાદ છે.

સત્ય એકાદું મળે એ કાજ આ જગમાં સતત,
આપણે તો આપણી સાથે કરી જેહાદ છે.

ખળભળી ઊઠ્યું છે અન્તરમન અને હૈયું અહીં,
સાવ ભીતરથી ઊઠેલો આજ એવો નાદ છે.

એ જ કારણ સાવ નિરસ થઈ ગઈ છે જોઈ લો,
વારતામાં આપણી ક્યાં એક પણ સંવાદ છે !

એટલે આશા ધરીને જીવ ઊભો છે હજી,
હાથ વચ્ચે હસ્તરેખા પાધરી એકાદ છે.

## લઈને ચાલ્યા
### અશોક ચાવડા 'બેદિલ'

મારા ઘરનાં શુભ ચોઘડિયાં લઈને ચાલ્યાં,
એ ચાલ્યાં તો સાથે ફળિયાં લઈને ચાલ્યાં.

રોકાયાં'તાં વાદળ ખાલી બે પળ માટે,
આ વખતે પણ છતનાં નળિયાં લઈને ચાલ્યાં.

ક્યાં રોકાશું ? રસ્તો ક્યાંનો ! કંઈ ખબર ના,
ક્યાંક કલમ કાગળ ને ખડિયા લઈને ચાલ્યાં.

આજ નહીં તો કાલે સૌ જખમો રૂઝાશે,
તારાં સ્મરણોનાં ઓસડિયાં લઈને ચાલ્યાં.

એણે હાથેથી ગઙ્ગાજળ મોંમાં મૂક્યું,
'બેદિલ' આંખોમાં ઝળઝળિયાં લઈને ચાલ્યાં.

## ઝાડ રે ઝાડ !

ચન્દ્રકાન્ત શેઠ

ઝાડ રે ઝાડ !
તું ઈશ્વરનો પાડ !
તારાં માટીમાં મૂળ,
તારે ડાળ ડાળ ફૂલ.
તારું થડ છે ટટાર,
તારે પાંદડાં અપાર.
તને મીઠાં ફળ થાય,
બધાં હોંશભેર ખાય.
તું ધરતીનું બાળ,
તને કરતાં સૌ વ્હાલ.
ઝાડ રે ઝાડ !
તારો દુનિયા પર પાડ !

## ચકલીની ઊડાઊડ

ભરત પાલ

ઊડતી ઊડતી ચકલી આવી નળની નીચે બેઠી,
ટીપું ટીપું પાણી પડતું જાણે ન્હાવા બેઠી.

ઠંડું ઠંડું પાણી પડતાં ઠંડીમાં ઠૂંઠવાતી,
પાંખોને ફફડાવી ત્યાંથી તડકે જઈને બેઠી.

નાના નાના ફૂદકા મારી મસ્તી કરતી રમતી,
થોડી વારે ફરરર કરતી ચબૂતરે જઈ બેઠી.

ચબૂતરામાં ચીં ચીં કરતી ચણતી ચણતી ગાતી,
ગાતી ગાતી થાકીને એ માળામાં જઈ બેઠી.

માળો પાછો મારા ઘરમાં હરતી ફરતી રહેતી,
આખો દિવસ ઊડઊડ કરતી ક્યાંય ઠરી ના બેઠી.

## સાથે રહીએ

ચન્દ્રકાન્ત શેઠ

સાથે રહીએ,
સાથે જમીએ,
સાથે સારાં કામો કરીએ.
સાથે નાહીએ,
સાથે ગાઈએ,
સૌને હસતાં રમતાં કરીએ.
સાથે ભણીએ,
સાથે ગણીએ,
સૌને આગળ આગળ કરીએ.
સાથે ભમીએ
સાથે રમીએ
સૌને રાજી રાજી કરીએ.
ખોટું તજીએ,
સાચું ભજીએ,
એમ હેત હરિવરને કરીએ.

## મેં જોયો એવો પ્હાડ

ચન્દ્રકાન્ત શેઠ

ઊંડી ઊંડી ખીણો જેની,
ઊંચી ખૂબ કરાડ;
મેં જોયો એવો પ્હાડ.
ગાઢાં ગાઢાં જંગલ જેનાં,
મોટાં જેમાં ઝાડ;
મેં જોયો એવો પ્હાડ.
નદી અને ઝરણામાં જેની
સતત ઊછળે નાડ;
મેં જોયો એવો પ્હાડ.
ધોધો કરતાં ધોધે ધસતાં
પાણી ખાય પછાડ;
મેં જોયો એવો પ્હાડ.
ઊંચે ઊંચે ચઢતાં કેવો
જોવા મળે ઉઘાડ !
મેં જોયો એવો પ્હાડ.

## હીંચકો...

મંગળ રાવળ 'સ્નેહાતુર'

હીંચકો બાંધ્યો છે આંબાવાડીએ રે લોલ,
મોરલા ગહેકે છે ચારેકોર જો...
હીંચકો બાંધ્યો છે.

હીરની બાંધી છે હીંચકે દોરડી રે લોલ,
દોરડીએ લટકે છે ઝાઝાં ફૂલ જો...
હીંચકો બાંધ્યો છે.

બેનડી બેસીને હારને ગૂંથતી રે લોલ,
લીધાં છે કંઈ જુદાં ઘણાં ફૂલ જો....
હીંચકો બાંધ્યો છે.

ફોરમ ઊડી છે ઊંચે આભમાં રે લોલ,
એનાં પગલાં પડ્યાં છે હવામાંયે જો...
હીંચકો બાંધ્યો છે.

આભમાંથી ફૂલપરી એક દેખતી રે લોલ,
આવી નીચે હીંચકાની નજીક જો...
હીંચકો બાંધ્યો છે.

તું હારને શીખવાડ મને બેનડી રે લોલ,
મીઠાઈ દીધી છે કહી પરીએ જો...
હીંચકો બાંધ્યો છે.

હારને ઉમંગથી બેનડી ગૂંથતી રે લોલ,
ફૂલપરી દઈ ઊડી આશીર્વાદ જો...
હીંચકો બાંધ્યો છે.

આવશે ફરી એવું કહેતી બેનડી રે લોલ
તેથી હીંચકેથી ન હેઠે ઊતરતી જો...
હીંચકો બાંધ્યો છે.

## પાળેલો પોપટ

મંગળ રાવળ 'સ્નેહાતુર'

મીઠું મીઠું બોલે પિઞ્જરીયે જો,
હીંચકે પોપટ ડોલે આંગણિયે રે લોલ.
માડી મરચું દેતી પિઞ્જરીયે જો,
જળની મૂકી વાડકી આંગણિયે રે લોલ.
દાદી બેટા કહેતી પિઞ્જરીયે જો,
કરમાં લઈ પમ્પાળતી આંગણિયે રે લોલ.
બેની શબ્દ શીખવે પિઞ્જરીયે જો,
આંગળી ઉપર ફેરવી આંગણિયે રે લોલ.
બન્ધવા શાળા છૂટે પિઞ્જરીયે જો,
એકડાને લખાવતો આંગણિયે રે લોલ.
ભાભીને ના ગમતું પિઞ્જરીયે જો,
દોઢી નજરે દેખતી આંગણિયે રે લોલ.
દાદા ખબર રાખતા પિઞ્જરીયે જો,
ભાભીને સમજાવતા આંગણિયે રે લોલ.
પોપટ સાંજે બોલે પિઞ્જરીયે જો,
હાલ્યને પપ્પા ફરવા આંગણિયે રે લોલ.
અમે ચોકમાં જાતા પિઞ્જરીયે જો,
ભેળ ને પૂરી ખાતા આંગણિયે રે લોલ.
મોડા ઘરમાં આવી પિઞ્જરીયે જો,
સૂતા ગોઠડી કરતા આંગણિયે રે લોલ.

## આસ્વાદ

# કોમવાદને 'હિટ લિસ્ટ'માં મૂકતી સંરચના

રાધેશ્યામ શર્મા

કૉણ જાણે ક્યાંથી પથ્થર આવશે,
લાગ શોધી કોઈ વિષધર આવશે.

જાત જેવું એમને ક્યાં હોય છે ?
ધર્મ નેવે મૂકી ખઞ્જર આવશે.

તું અને હું લિસ્ટમાં આવી ગયા,
જોઈ લે તું બન્નેનું ઘર આવશે.

જિન્દગી કર્ફ્યુ સમી, સૌ કેદ છે,
મોત પણ ઓઢીને ચાદર આવશે.

આ જ ધન્ધો છે હવે તો એમનો,
આગ ભડકાવીને તસ્કર આવશે.

બેકફન લાશોને નિર્દય ચૂંથવા,
એકલો કોઈ સિકન્દર આવશે.

કાળ સામે તું ઊભો છે બેખબર,
પીડમાં તારો જ ઈશ્વર આવશે.

('કેફ', પૃ.૪૬) -દિનેશ દેસાઈ

વસ્લ - ફિરાક
ઈશ્તયાક - હસરત
અને યાસ

જેવા ભાવોનું બયાન ગઝલમાં થતું આવ્યું છે. પ્રણય-પ્રિયા-પ્રકૃતિ એ ગઝલના ગુલશનનાં ગુલાબો છે !

૧૮૭૪ બાદ નજમનો પ્રચાર વધ્યો પછી રાજનીતિ, સામાજિક વિષમતાની આલોચના, જાતિ સઙ્ઘર્ષ જેવી થીમનો શનૈર્શનૈ પગપ્રવેશ થતો ચાલ્યો. ગઝલ પણ શાની પાછળ રહી જાય ?

પ્રસ્તુત ગઝલ આશક-માશૂકને કિનારાની કોરે રાખી દઈ હું અને તુંની આત્મીયતાનો ઈજહાર જરૂર કરે છે પણ એમાં મજહબોની મિનારી બુલન્દી કરતાં વેરઝેર-ઈન્તકામ-હિંસા-વર્ણદ્વેષનું નિરૂપણ અધિક છે.

વળી પ્રત્યેક શેર સ્વતન્ત્ર, સ્વાયત્ત હોવા છતાં મૂળ વિષયવસ્તુ સાથે સઙ્ગત રહી સઙ્કલન પણ સાધે છે.

મતલામાં જ 'પથ્થર' - વિષધરની પ્રાસયોજના છે પણ પછીના તમામ શેરના બન્ને મિસરામાં ઉપર નીચેના પ્રાસ નથી.

સાતે શેરમાં પથ્થર-વિષધરથી આરમ્ભ ખઞ્જર-ઘર ચાદર-તસ્કર-સિકન્દરથી ઈશ્વર પર્યન્ત કાફિયાની અદબ, અવિરત રદીફ 'આવશે'ની જેમ, પાળી છે.

મતલાનો ઉપાડ જ આકર્ષક છે. એમાં અનિશ્ચિતતાના આંચકા સાથે (કોણ જાણે) સુનિશ્ચિત સ્થિતિનો અણસાર (પથ્થર આવશે) બીડાયો છે.

'મિસ્રા-એ-શાની'માં, પ્રથમ તૂકની 'પથ્થર' આવવાની કલ્પનાથી તદ્દન ભિન્ન 'ઈમેજ' રજૂ થઈ છે : 'લાગ શોધી કોઈ વિષધર આવશે.' પૂરી ગઝલનું પઠન કરી રહીએ ત્યારે કહેવાની જરૂર નથી રહેતી કે વિષધર કોણ છે ? આને આગાહી કરતી પઙ્ક્તિ લેખે માણી શકાય. 'પથ્થર'ની નીચે 'વિષધર'નું juxtaposition, રચનાકારની સર્જકશક્તિનો સુખદ અન્દાજ આપે છે.

બીજો શેર 'જાત' શબ્દથી શરૂ થાય છે. મારું એસોસિએશન, 'યહાં જાતપાતકા જિક્ર હૈ /ક્યા યહ પ્રેમ કા પન્થ નિરાલા હૈ' પઙ્ક્તિને ઝબકાવી ગયો ત્યાં 'જાત જેવું એમને ક્યાં હોય છે ?' જેવી પઙ્ક્તિ જાતશૂન્યતાના ભયાવહ કમજાત માહોલને મૂર્ત કરતી આવી છે.

પ્રેમપન્થમાં જાતપાત ના હોય પણ અહીં તો નર્યો જાતિદ્વેષ જ વિષધરની જેમ ડસવા દોડ્યો છે. 'ધર્મ નેવે મૂકી ખઞ્જર આવશે'માં મજહબસ્વીકૃત અનાક્રમકતા, અહિંસાનો સ્વીકાર છે પણ એવા સદ્ધર્મને નેવે મૂકી ખઞ્જર આવવાની ચોક્કસ સમ્ભાવના નિર્દેશી છે.

'તું અને હું લિસ્ટમાં આવી ગયા' એ ત્રીજા શેરમાં 'લિસ્ટ' શબ્દથી 'હિટ લિસ્ટ'ની સમ્પ્રત સ્થિતિ નિકટ ભાવક પહોંચી જાય છે, પણ તે પૂર્વે 'તું અને હું' ને પ્રસ્તુત કરી તું અને હું દ્વારા તુંની જાતભાત તેમ જ હુંની વર્ણભાત સંયમપૂર્વક સૂચવી છે. ભેદ પાડતી જાતે જ તું અને હું વચ્ચે હિમાલય જેવડી દીવાલ ખડી કરી દીધી છે ને જાત સામાજિક રચનાનું વ્યવસ્થા - બન્ધન છે. તું તેમજ હુંમાંથી કોણ હિન્દુ છે, કોણ મુસ્લિમ છે, કોણ શીખ છે, કોણ ખ્રિસ્તી છે એવું કશું જ કહ્યા-કારવ્યા વગર હિટ લિસ્ટમાં આવી ગયાની દયનીય નિયતિમાં પ્રદર્શિત કરીને કહેવાયું છે, 'જોઈ લે તું બન્નેનું ઘર આવશે.' જમરાજની જેમ જાતભાતની પરવા કર્યા વગર બન્નેના ઘર હિંસાની હોળીમાં સળગવાનો વિકૃત સામ્ય-વાદ સૂચવાયો છે !

ચોથો શેર બોલકણો છતાં ચોટદાર છે :

જિન્દગી કરૂફ્યૂસમી, સૌ કેદ છે
મોત પણ ઓઢીને ચાદર આવશે.

ચાદર ઓઢીને આવનારા નિશ્ચિત મોતનો આતઙ્ક મોતનો માતમેય નહિ મનાવવા દે કે શું ? પાંચમો-છઠ્ઠો બંને શેર ચોથાની મુખરતાને જ અનુસરે છે. 'તસ્કર આવશે' લીટી તાળીઓ ઉઘરાવવાની દાનતની તેમજ 'કોઈ સિકન્દર આવશે', 'દુબારા' સાંભળવાની સાહજિક તલબનો સુયોગ્ય પડઘો આપવાની શક્યતા ચીંધે છે.

મકતામાં જાતિગત હિંસક વિષમતાને અતિક્રમી જઈ રચના, વ્યાપક અસહાયતાની 'કાળ સામે તું ઊભો છે બેખબરે સાથેસાથ ઈશ્વરની (અથવા નિજ આત્માની જ વહારે ધાવાની ક્ષમતા અને સામર્થ્યને પ્રદર્શિત કરે છે. ખરે ટાણે ખુદા જ કામ આવશે, જાતિદ્વેષ ભડકાવનારા ખૂનીઓના ખઞ્જરો નહિ.

આવી 'કન્ટેમ્પરરિ થીમ'ને સચોટતાથી મૂકવા માટે 'કેફ'ના કર્તા દિનેશ દેસાઈને શાબાશી એટલા માટે આપું છું કે એની કૃતિ મને જૌકની લખેલી અને કે.એલ. સાયગલે અનોખી અદાથી ગાયેલી પઙ્ક્તિઓના પરિવેશમાં તાણી ગઈ :

લાઈ હયાત આયે, કઝા લે ચલી, ચલે
અપની ખુશી ન આયે, ન અપની ખુશી ચલે.

❑

# વરસાદ લખવાની મૂંઝવણ

## ડૉ. નલિન પણ્ડ્યા

'ક્ષિતિજ ને વાંસવન'થી આરમ્ભાયેલી યશવન્ત ત્રિવેદીની કાવ્યયાત્રા ઘણી લાંબી છે. કલ્પનો, પ્રતીકો તેમ જ અઢળક પુરાકલ્પનો દ્વારા એક નવી જ ભાષા નિપજાવવાનો અભિગમ આ કવિનો રહ્યો છે. અનવદ્ય સૌન્દર્ય, ઘટ્ટ ઉદાસી, પ્રગાઢ વિહ્વળતા, અનુપમ કોમલતા' આ વરસાદ લખું શી રીતે ?' નાં કાવ્યોની અનન્યતા સાબિત કરે છે. 'આ વરસાદ લખું શી રીતે ?' માં ઇમ્પ્રેશનિસ્ટિક મૉડર્ન પેઇન્ટિંગ્સ જેવી કાવ્યમૂંઝવણ કવિ અનુભવે છે. કુલ સાત કાવ્યસઙ્ગ્રહોમાંથી પસન્દ કરાયેલાં પ્રતિનિધિ કાવ્યોનો આ સઙ્ગ્રહ છે. આ કવિ કલ્પનાઓનો કેનવાસ રચે છે, એને સામાન્ય કલ્પનયોગ અનુકૂળ નથી. ક્યારેક કેટલાંક કાવ્યોમાં અર્થને ચુસ્તપણે વળગી જાય છે તો ક્યારે અર્થથી દૂર સુદૂર વિહાર કરીને કાવ્યનો મૂળ ધ્વનિ પણ ભુલાવી દે છે. જન્મજન્માન્તરનું માનવીય અસ્તિત્વ અને સંસ્કારોથી રચાયેલું કાવ્ય 'ઓ ગઙ્ગા, વહી જાઓ' દ્વારા કાળના પરિમાણનું ઉત્તમ શિખર દર્શાવ્યું છે. જુઓ :

'ગઙ્ગાઘાટે હું જ તે મારા અસ્થિનો લઈ કુમ્ભ ઊભો છું ઓ ગઙ્ગા, લહર લહર થઈ આવો મારા જન્મજન્મની રાખ તણી ભૂરાશ લઈ વહી જાઓ !'

-મારા હિમાલયો નીચે પીગળતા સૂરજનાં સોનેરી ઝરણાં વહી જાઓ !

રે ગઙ્ગા, વહી જાઓ !'

'પારમિતા ! પારમિતા !' દીર્ઘકાવ્યના છ અંશો માનવજાતિના કાળજન્મનો વ્યાપ અને પરિવર્તન પ્રગટ કરે છે. આ દીર્ઘકાવ્ય ગુજરાતી દીર્ઘકાવ્યસાહિત્યનું સારું કાવ્ય ગણી શકાય. એમાં સમગ્ર રીતે stream of consciousness કાર્યરત છે.

આવો સ્ટ્રીમ ઑફ કૉશ્યસનેસનો પ્રવાહ 'આંખોમાં સમુદ્રનું સ્વપ્ન', 'ચશ્માં પહેરતાં,' 'મારો ફૂલોનો બેટ લઈને', 'હે ઘમણ્ડી યુદ્ધદેવતા', 'સીતા', 'બા', 'મહાભારતના અઢારમે દિવસે' જેવાં કાવ્યોમાં પણ ગતિમાન છે. માર્ટીન કોલે કહ્યું છે કે, 'As imagery is a component of poetry it possibly does on a small scale what poetry does whole' અહીં આ કાવ્યોમાં કલ્પનયોગનો માપદણ્ડ વિશાળ અને વ્યાપક ફલક પર જોવા મળે છે. ક્યાંક ક્યાંક તો કાવ્યધ્વનિ પકડવાના ઓજારો પણ મર્યાદા લાગે છે. ઘણી વાર કવિ અલઙ્કારિક ભાષા સુધી કલ્પનો લમ્બાવે છે, કે પછી એને કહી દે એ ભાષાનો, ઉપયોગ કરે છે. 'પરિકથાની રાજકુંવરી', 'પૃથ્વીને સામે છેડેથી', 'તું પંખીની આંખોમાં....' જેવાં કાવ્યોમાં એવી ભાષાનો અણસાર મળી આવે છે.

અધ્યાત્મ અને તત્ત્વજ્ઞાનને કવિ આ રીતે જોડી આપે છે :

'એકોહં બહુસ્યામ્' પરમાત્માએ કહ્યું
ત્યારથી એણે એની એકલતાને
આપણા સર્વમાં શું નથી વહેંચી દીધી ?
શબ્દમાં; શબ્દ અને શબ્દ
વચ્ચેના અવકાશમાં આ તડકાના ખાલી ખાલી
ગ્લાસ સમા પરબ્રહ્મમાં

જીવન શાશ્વત ન હોવા છતાં શાશ્વતી શોધવાનો પ્રયત્ન 'મૃત્યુ-મઙ્ગલ'માં આ રીતે કવિ કરે છે :

'હે મૃત્યુ મઙ્ગલ !'
જાંબલી ખડક પર ઊભેલા
તારા સુવર્ણરથમાં બેસવા તો મેં
આટલી ઉત્સુકતાથી
પક્ષી વર્ષોની જેમ જીવ્યા કર્યું છે !

રાધા-કૃષ્ણ વિષય સુધી આ કવિની શાશ્વતી લંબાય છે. પ્રિયકાન્ત મણિયારથી રાધા-કૃષ્ણનાં ગીતો ફૅશન-પરસ્ત થઈ ગયેલા કવિઓએ આને ખૂબ લપટો વિષય બનાવી દીધો હતો. યશવન્ત ત્રિવેદી આ વિષયને નૂતન પદાવલિથી શણગારીને જુદી રીતે મૂકી આપે છે. એમાં 'તેં વૃન્દાવનની મહેંદીથી શણગાર્યાં ?' 'માધવ ! આંબો મ્હોર્યો !' 'અલિ, ગોપનઘટમાં ક્યાંય હરિ છે ?' હરિવર, તારો બ્રેહદ કેરો દેશ' જેવાં ગીતો આસ્વાદ્ય છે. આ પ્રતિનિધિ કાવ્યોના અન્ય પ્રલમ્બ લયનાં ગીતો 'રાધા', 'અવસર', 'પ્રિય, હોઠ પરે', 'તું', 'વરસાદ લખું શી રીતે !' 'ઘૂઘરીઓ રમે' કોઈ નવી દિશાનો નિર્દેશ કરતાં હોય એવું લાગે છે. 'આ વરસાદ લખું શી રીતે ?' નાં તમામ કાવ્યો સ્ટ્રક્ચરાલિઝમ અને પોસ્ટસ્ટ્રકચરાલિઝમ વચ્ચેના સઙ્ઘર્ષમાંથી જન્મ્યાં હોય એવું લાગે છે. એટલે જ યશવન્ત કવિ વરસાદ લખવાની મૂંઝવણ અનુભવે છે. આ મૂંઝવણનો ઉદ્દેશ એનાં કાવ્યો જ હોઈ શકે.

**['આ વરસાદ લખું શી રીતે ?' લે.ડૉ. યશવન્ત ત્રિવેદી, પ્રકા. એન. એમ. ઠક્કરની કમ્પની, ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુમ્બઈ-૪૦૦ ૦૦૨, પ્રથમ આવૃત્તિ ૨૦૦૦, પૃ. ૧૯૬, કાચું પૂંઠું, ક્રાઉન, કીમત રૂ. ૧૨૫.]**

## 'ઉદ્‌ગીથ ' : વેદગાન કે કાવ્યગાન

ઉદ્‌ગીથ એટલે શ્વાસ મૂક્યા વિના વેદગાન કરવું તે. અહીં કાવ્યગાન શ્વાસ મૂક્યા વિના થયું છે કે ઉચ્છ્વાસ મૂક્યા વિના થયું છે એ જોવું ઘટે ! કોઈ પણ કવિસર્જક 'ઉદ્‌ગીથ'નાં કાવ્યોમાં અતીતરાગ અને આદર્શપરાયણતા એ બન્ને તત્ત્વો દેખાય છે. આ કવિનો આદર્શવાદી માહોલ એમાં સંડોવાયો છે. વતનના તલસાટ સાથે 'વસુધૈવ કુટુમ્બકમ્'ની ભાવના પણ વણાઈ છે.

ગાંધીયુગીન પ્રભાવક અસરો અને આદર્શોથી આ કવિ છૂટી શક્યા નથી. માટે જ પ્લૅટો જેવાને ઠપકો આપવા સુધી તેઓ જાય છે. કવિઓને તડીપાર કરવાની બાબત કનૈયાલાલને ગમી નથી. પ્લૅટોને ઠપકો આ પ્રમાણે અપાય છે :

'વનોમાં હોશું ને અમથી વસશે નન્દનવનો,
તમારાં શ્હેરે તો પદ પદ હશે ઉજ્જડ રણો !'

કવિ વિના નગર પણ ઉજ્જડ બની શકે છે, એનો આ સૉનેટ (પ્રયોગ) પુરાવો છે.

પ્લૅટોની ઈયુજેનિક સોસાયટી આ બધાંને (સર્જકો) બાહ્ય વૈચારિક દુશ્મનો ગણે છે.

ઉમાશઙ્કરીય વૈશ્વિક માનવીની વિચારશૈલીને આ કવિ છોડી શક્યા નથી. તેઓએ 'આત્માના ખણ્ડેર'ને ઉલટાવી શીર્ષાસન કરાવી 'ખણ્ડેરમાં આત્મા'માં 'ઉદ્‌ગીથ' નામક સૉનેટ વિશેષ ધ્યાન ખેંચનારું છે. આત્માની તમામ શક્તિઓ અને આત્મખોજનું દ્યોતક બની શકે છે. એમાં આત્માના વિકાસ પ્રમાણે કાવ્યવિકાસ આ પ્રમાણે થાય છે. જુઓ :

'નથી દોષ પૃથ્વીનો, આશાઓ,ન પ્રવાસનો
હજુ તો માર્ગ લાંબા છે, ખેપ એ જ પરાજય.'

અહીં કવિની છન્દયાત્રા સાથે ભાવયાત્રા સુપેરે ચાલે છે. કાવ્યોમાં ક્યાંક કવિ છન્દોવ્યાયામી પણ બન્યા છે.

'ઉદ્‌ગીથ'નાં અછાન્દસ કાવ્યોમાં છન્દની પ્રકૃતિ કે પદાવલિ દેખાય છે. એમાં ઘણાં બધાં કાવ્યો વ્યક્તિવિશેષ અને સ્થળવિશેષથી પરિસ્થિતિપ્રધાન લાગે છે. 'પ્રણયોર્મિ કાવ્ય રચવાની પૂર્વ સન્ધ્યાએ,',

'પ્રાપ્તિ', 'હું વિરમું છું', 'શબ્દ વિના તું દિન', 'ભગવાનના નથી તેવા માણસોને' - આ કાવ્યો આસ્થાવાદથી અનાસ્થાવાદી ચેતનાના વળાંકે ઊભેલાં લાગે છે. અહીં પ્રણયોર્મિઓનાં પ્રતીકો અને કલ્પનોને કટાક્ષમાં પરિવર્તિત કરવાનો અભિગમ દેખાય છે. ક્યાંક verbal designથી કવિનું કંટાળેલું માનસ પ્રગટ થઈ જાય છે. કોઈ વાર રમૂજી પાત્રના અન્તરઙ્ગમાં ઊતરી જઈ તર્કાતિત કલ્પનો દ્વારા માનવીય અસ્તિ-ત્વનો કટાક્ષ પ્રગટે છે.

તિરસ્કારમાંથી પણ કાવ્ય જન્મી શકે, એ માટે આ કવિએ લાભશઙ્કરની જેમ કટિબદ્ધતા દાખવી છે. એટલે જ Nonsensical attitude, બતાવી Samual Backetનાં નાટકો જેવી અનર્થતા આલેખવા તેઓ પ્રેરાયા છે. ભલે, તેઓ કણ્ટાળીને ભાષાને ટપી જાય ! પણ 'ઉદ્‌ગીથ'નાં એકંદર આદર્શવાદ અને વિશ્વમાનવીમાંથી છૂટા પડી, એવા ઉદ્‌ગાથા બને અને એમનું વેદગાન સૌમ્યગાન બનીને ચોક્કસ કાવ્યધ્વનિની આગવી બાંધણી કરે !
['ઉદ્‌ગીથ', લે. કનૈયાલાલ મ. પણ્ડ્યા, પ્રકા. પોતે, વિક્રેતા. આર.આર. શેઠની કમ્પની, ફુવારા પાસે, ગાંધી રોડ, અમદાવાદ-૧, પ્રથમ આવૃત્તિ ૧૯૯૯, પૃ. ૯૩, કાઉન, કાચું પૂંઠું, મૂલ્ય : રૂ. ૫૦.] ❐

## 'કવિલોક'ને એપ્રિલ ૧, ૨૦૦૦થી માર્ચ ૩૧, ૨૦૦૧ સુધીમાં મળેલાં દાન

| | |
|---|---|
| ૨૫૦૦૦=૦૦ | નિર્મળાબહેન વકીલની સ્મૃતિમાં હ. સુલોચના દલાલ |
| ૨૨૦૦=૦૦ | જનરલ કૉ.ઑ. બૅન્ક લિ. |
| ૨૧૫૦=૦૦ | દિલીપ ઝવેરી (મકાન ફણ્ડમાં) |
| ૧૦૦૦=૦૦ | ઋતેશ આર. શાહ |
| ૧૦૦૦=૦૦ | કે.આર. રાવળ |
| ૧૦૦૦=૦૦ | નરેન્દ્ર જે. તન્ના |
| ૫૦૧=૦૦ | નિર્મિશ ઠાકર |
| ૫૦૧=૦૦ | પ્રવીણચન્દ્ર ભૂતા |
| ૫૦૧=૦૦ | આર. જીવરાજ શામજી પબ્લિક ચે. ટ્રસ્ટ |
| ૫૦૦=૦૦ | પ્રેમચન્દ હરિયા |
| ૫૦૦=૦૦ | શાન્તિભાઈ (રાધાકૃષ્ણ ગેસ્ટહાઉસ) |
| ૫૦૦=૦૦ | અનિલ શાહ |
| ૫૦૦=૦૦ | શ્રી.જી. જેમ્સ લિ. |
| ૫૦૦=૦૦ | હર્ષદ જે. કામદાર |
| ૫૦૦=૦૦ | જવાહર કોરડિયા |
| ૫૦૦=૦૦ | ડૉ. પ્રવીણ ભાટિયા |
| ૫૦૦=૦૦ | એસ.એમ. કામદાર અને ટી.એમ. કામદાર |
| ૩૦૦=૦૦ | પ્રદીપ દત્તાત્રેય ખાંડેકર |
| ૨૦૦=૦૦ | કનૈયાલાલ આઈ. ગાંધી |
| ૧૦૧=૦૦ | યોગિની શાહ |
| ૧૦૧=૦૦ | કૌશિક શાહ |
| ૩૮૫૫૫ = ૦૦ | |

| | |
|---|---|
| ૩૧ માર્ચ ૨૦૦૦ સુધીના | ૧૫૦૪૭૬૨=૦૦ |
| તે પછી માર્ચ ૨૦૦૧ સુધીના | ૩૮૫૫૫=૦૦ |
| કુલ. | ૧૫૪૩૩૧૭=૦૦ |

# કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ॐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## કવિતા અને ભાષાકર્મ

પૂર્વ-આધુનિક, આધુનિક અને અનુ-આધુનિક સાહિત્યતત્ત્વચર્ચામાં માનવસર્જિત ભાષા અને તે ભાષાબદ્ધ સાહિત્યના સમ્બન્ધની વાત એકાધિકોએ એકાધિક દૃષ્ટિબિન્દુથી કરી છે. ગત સદી દરમિયાન આ આખી ચર્ચા સામસામેના અન્તિમો સુધી વિસ્તરતી રહી છે. એક તરફથી ભાષાનો વિનિયોગ કરી જે સાહિત્યકૃતિ રચાય છે તેમાં ભાષાની જ અવગણના કરી, કૃતિમાં અભિવ્યક્ત વિચારમૂલ્ય, ભાવસંવેદન, ચિન્તનદૃષ્ટિ આદિને જ કેન્દ્રમાં રાખી સાહિત્યકૃતિનાં વિવેચનો-વિવરણો થવા લાગ્યાં. તો બીજી તરફથી સાહિત્યકૃતિની ભાષાને જ કેન્દ્રમાં રાખી વિવેચનો- વિવરણો થવા લાગ્યાં. આમ, અન્તસ્તત્ત્વ અને આકારની એકાંગી ચર્ચા ખૂબ લાંબો સમય ચાલતી રહી.

અહીં સમગ્ર વાઙ્મયમાંથી માત્ર કવિતાની જ વાત કરીએ તો, વિશ્વની મહત્તમ કવિતાસૃષ્ટિ છન્દોલયબદ્ધ છે. એટલે કવિતાની નિર્મિતિમાં ભાષા અને છન્દોલય બન્ને મહત્ત્વનાં બની રહે છે. હા, ગદ્યકાવ્યોના ઉદ્ભવ પછી છન્દોલયનાં તત્ત્વનો મહિમા તેમાં ના હોય તે સ્વાભાવિક છે. પણ એ ભૂલવું ન જોઈએ કે ગદ્યકાવ્યના આન્તરસ્વરૂપને અનુકૂળ ગદ્યલય (prose rhythm) કવિએ નિપજાવી લેવાનો હોય છે. એટલે કે ગદ્યકાવ્યની ભાષામાં પણ એક પ્રકારનો લય પ્રવર્તતો હોય છે. આમ, કાવ્યનિર્મિતિમાં ભાષા અને લય બન્નેનો સમુચિત ફાળો છે.

પરન્તુ ભાષાની ઉપાદાન સામગ્રીથી કાવ્યકૃતિ અસ્તિત્વમાં આવે છે ત્યારે કવિ પોતાની ભાષાપ્રયુક્તિ માટે સ્વાભાવિક જ સભાન બનતો હોય છે. આમ, ભાષા એ માણસની શોધ છે અને માણસોનો બનેલો સમાજ એ ભાષા વિનિયોજે છે ત્યારે એક તરફથી ભાષા વ્યક્તિગત સમ્પત્તિ-બને છે તો બીજી તરફથી તે સામાજિક સમ્પત્તિ પણ બને છે. સમાજ અહીં વ્યાપક અર્થમાં પ્રયોજાયેલી સઙ્જ્ઞા છે. એમાં સમાજ સાથે બધાં સઙ્કળાયેલાં કાર્યક્ષેત્રો અને વિચારપ્રવાહો જોડાયેલા છે. આથી મનુષ્ય પોતાના સામાજિકો માટે વ્યવહારલક્ષી ભાષા પ્રયોજવાનું વલણ ધરાવે છે. કારણ કે એમાં સ્વલક્ષી કે પરલક્ષી ભાવાવેગ કે ચિન્તનમનન, ગ્રહો-અભિગ્રહો-પૂર્વગ્રહો, સમજ કે જાણકારીને અન્ય સામાજિકો સુધી પહોંચાડવાનું એનું લક્ષ્ય હોય છે. પણ આ તો ભાષાનો અતિ સાધારણ ઉપયોગ થયો. સર્જકને ભાષાનો આ પ્રકારનો વિનિયોગ બહુ ઉપકારક થતો નથી.

પરિણામે, કાવ્યસર્જક સમાજોત્થ ભાષાના વિશિષ્ટ પ્રયોજનાત્મક વિનિયોગ તરફ વળે છે. આ વૈશિષ્ટ્ય તે કલાકીય આનન્દનિર્મિતિનું. એ માટે કવિ પ્રવર્તમાન શબ્દભણ્ડોળના ઉપયોગ સાથે નવતર શબ્દભણ્ડોળ અને પારમ્પરિક શબ્દવિન્યાસ કે વાક્યસમુચ્ચયને સાથે નવતર પ્રયોગો કરતો રહે છે. કવિને માટે ભાષા સાથે આવું પનારું પાડવું તે વિશ્વકવિતાના આરમ્ભકાળથી કવિની ખોજ અને ખેવના રહી છે. યુગેયુગે સામાજિક સન્દર્ભોમાં અને સ્થિત્યન્તરોમાં પલટા આવતા રહે છે, અને તે પ્રમાણે કવિ પણ પોતાને ખપજોગી ભાષાશૈલી નિપજાવી લેતો હોય છે. કોઈ પણ કાળે કોઈ પણ કવિનો આ જન્મસિદ્ધ અને અબાધિત અધિકાર છે એટલે અમુક કાળમાં જ કવિ ભાષાસભાન બન્યો એમ કહેવું વાજબી ઠરતું નથી. એ ભાષાસભાન છે માટે જ કવિ છે.

તો પછી કવિનું કે કવિતામાં સિદ્ધ-અસિદ્ધ રહેલું ભાષાકર્મ એટલે શું ? આ ભાષાકર્મનો મુદ્દો વિવેચનની તરાહોમાં ખેંચાઈ આવ્યો છે. વિવિધ કાળતબક્કે અને સ્થળવિશેષે વિવેચકો-વિવરણકારોએ કાવ્યકૃતિની વાત કરતાં કાવ્યનાં અનેક પાસાં અને પરિમાણોની ચર્ચા કરી છે. આ ચર્ચા દરમિયાન કવિતામાં કવિ દ્વારા પ્રયોજાયેલી ભાષા કે તેણે કરેલું ભાષાકર્મ એ સમગ્ર કવિતાનો એક અંશ છે. એટલે સાચો પ્રશ્ન ભાષાકર્મનો નહિ, પણ કવિકર્મનો છે. અને ભાષાકર્મ એ તો કવિકર્મનાં અનેક પાસાંમાંનું એક પાસુંમાત્ર છે. કવિકર્મની ફલશ્રુતિ રૂપે સિદ્ધ થયેલી કાવ્યકૃતિ સાંપડે છે ત્યારે માત્ર તેના ભાષાકર્મથી જ એને નાણવા-માણવાની હોતી નથી. એનું સમગ્રતયા ચિત્તમાં - સંવિત્તિમાં આકલન કરવાનું હોય છે. આવી સિદ્ધ કાવ્યકૃતિની સંસિદ્ધિમાં તેમાંના ભાષાકર્મનો પણ ફાળો હોય જ. આથી કાવ્યને કેવળ ભાષાકર્મના માપદણ્ડથી માપવાનો પ્રયત્ન કરવો તે એકાઙ્ગી સમજનું પરિણામ છે. પશ્ચિમમાં કાવ્યકૃતિને વિવિધ અભિગમોથી

તપાસવાનો જે ઉપક્રમ આવ્યો તેમાં અન્તે તો કાવ્યની કલાત્મકતા શી રીતે આસ્વાદાય છે તે જ મહત્ત્વની બાબત બની રહેવી જોઈએ. પરન્તુ વિવિધ ક્ષેત્રીય વિચારસરણીને કારણે કાવ્યકૃતિને પણ એવી વિચારસરણીઓથી તપાસવાનો ઉપક્રમ ત્યાં રચાયો. પરન્તુ એમ કરતાં આપણે ત્યાં અર્ધસમજ કે અણસમજને કારણે જે તે વિચારસરણી કે અભિગમની ચર્ચાવિચારણા વખતે તેનો ચર્ચા કરનારો સ્વયં તેનો આચાર્ય બની બેઠો હોય તેવી ભ્રામક આત્મરતિ કે અહંવાદના પરિબદ્ધ અને પ્રતિબદ્ધ આરાત્રિક સમ્પ્રદાયમાં ફસાયો. પરિણામે વિવિધ વિચારસરણીઓ અને અભિગમોના હાર્દને ખપમાં લેવાને બદલે અહમહમિકાજન્ય મિથ્યા પ્રવૃત્તિના પ્રવાહમાં હડસેલાયો.

ગત સદીના અન્તિમ ચરણમાં તો મનુષ્ય, સમાજ અને તે બન્નેની પરસ્પર પૂરક પ્રવૃત્તિ અને તેના વિકાસમાં કલાકૃતિનું ઉત્તરદાયિત્વ શું તેની તપાસ થવા લાગી. આ તબક્કે પૂર્વોક્ત સઘળા અભિગમો એક પ્રકારનો સમુચ્ચય બની આગળ આવ્યા. આથી એમ માનવાની જરૂર નથી કે કલાકૃતિના મહિમાની માત્રા, એની કલાત્મકતાની માત્રા તરફ દુર્લક્ષ સેવાવા લાગ્યું. બલકે કલાકાર પણ સમજનું જ એક અઙ્ગ હોઈ, એની કલાપ્રવૃત્તિ પણ સમાજોપયોગી પ્રવૃત્તિઓમાંની એક હોય તેવો તેનો દરજ્જો ઊભો થયો.

આને પરિણામે કવિકર્મને આંચ આવી નથી, બલકે એની ધાર નીકળી છે. અને એમાં એના ભાષાકર્મના મહિમાનો સ્વીકાર અનુસ્યૂત છે. ભાષાકર્મને જ માત્ર ઉત્તમ કવિતા કે કાવ્યકૃતિ માની લેવાની ભૂલ કરવાનું પાલવે તેમ નથી. કવિ ભાષાને સમ્માર્જી-સમજીને જ વાપરતો હોય છે. ઉત્તમ કવિ અને ઉત્તમ કાવ્યકૃતિમાં આનો અભાવ વર્તાતો નથી. પરન્તુ 'ભાષાકર્મ' એ શબ્દની અધૂરી-અપૂરતી સમજને કારણે ભાષાની ઠરડમરડ,બિનકાર્યક્ષમ બાનીભારણ, શબ્દો-વાક્યોના વ્યુતક્રમ-વિપર્યાસો, અર્થહીન યાદચ્છિક શબ્દપ્રયોગોની ભરમાર ચાલી. પરિણામે કવવાને સ્થાને લવવાની પ્રવૃત્તિ ઊભરી, કવિતાને સ્થાને લવિતાનાં ઉંબાડિયાં થવા લાગ્યાં.

આથી કવિતા અને ભાષાકર્મનો સમ્બન્ધ પર્યાયવાચી ન બનવો જોઈએ, બલકે અઙ્ગ-અઙ્ગીનો સારૂપ્યવાચી હોવો જોઈએ, અને એમ જ છે. એથી વિપરીત જવું તે હાથીનો કાન પકડી હાથી સૂપડા જેવો છે એ સમીકરણ રજૂ કરવાની હાસ્યાસ્પદ પ્રવૃત્તિ સમાન છે.

ઑક્ટોબર ૨૫, ૨૦૦૧

-ધીરુ પરીખ

## વિમર્શ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

### ૪. પૅણ્ડેરસ સુલેહભઙ્ગ કરે છે

દરમિયાનમાં સુવર્ણમણ્ડિત ભૂમિવાળા ખણ્ડમાં દેવો ઝ્યૂસ સાથે વિચારવિમર્શ માટે બેઠા. એમની કટોરીધારિકાનું કાર્ય કરતી દેવી હીબીએ સૌને અમૃત પીરસ્યું અને, ટ્રૉયનગરી પ્રત્યે દષ્ટિપાત કરતાં અન્યોન્યનું શુભ વાઞ્છતાં સૌએ સુવર્ણ કટોરીઓ મુખે માંડી.

હીરીને ચિડવવાના હેતુંથી ક્રૉનોસપુત્ર કટાક્ષભરી વાણી બોલ્યા : 'આર્ગોસની હીરી અને એથીની બે બે દેવીઓ મેનેલોઝને પક્ષે છે. પણ હું જોઉં છું કે એ બંને અહીં આળસુ બેસી રહી જોયા કરે છે ત્યારે, હાસ્યપ્રેમી એફ્રોડાઈટી હમેશાં પૅરિસની પડખે રહે છે અને આફતમાં એની ઢાલ બની રહે છે. પૅરિસનો અન્ત આવે છે એમ એને ક્ષણ પહેલાં જ થતાં એ એને રણક્ષેત્રમાંથી ઉપાડીને લઈ ગઈ. પણ વિજય તો નિશ્ચિતપણે એરીઝપ્રિય મેનેલોઝનો જ થયો છે અને હવે શું થવાનું તે આપણે વિચારવાનું છે. યુદ્ધના બધા ધૂમધડાકા સાથે આપણે ફરી યુદ્ધ જગાવશું કે, ટ્રૉજનોને અને અકીઅનોને મિત્રો બનાવશું ? પ્રાયમની નગરી બચે અને હેલનને મેનેલોઝ લઈ જાય એ તમારે સૌને અધીન છે.'

ઝ્યૂસના આ પ્રવચનના પ્રતિભાવરૂપે એથીની અને હીરી ગણગણાટ કરવા લાગ્યાં અને ટ્રોજનોનું અહિત વિચારવા લાગ્યાં. પિતા ઝ્યૂસ પ્રત્યે ખૂબ નારાજ થઈ હોવા છતાં એથીની મૂંગી રહી અને એણે કશો પ્રત્યુત્તર ન વાળ્યો. પરન્તુ હીરી પોતાના ક્રોધને કાબૂમાં ન રાખી શકી અને એ બોલી ઊઠી,' ક્રોનોસના ભયઙ્કર પુત્ર, આપ જે સૂચવો છો તે ખતરનાક છે ! પ્રાયમને અને એના પુત્રોને પીડા દેવા માટે પરસેવો પાડી, જુદીજુદી જાતિનાં દળોને એકત્ર કરવા માટે મારા અશ્વોએ જે પરિશ્રમ કર્યો છે તે મારી બધી મહેનત પર પાણી ફેરવવાનો વિચાર તમે કેમ સેવી શકો છો ? તમને ઠીક લાગે તેમ કરો પણ, અમે સૌ એમાં સમ્મત છીએ એમ ધારતા ના.'

વાદળ ગગડાવનાર ઝ્યૂસને ન ગમ્યું. 'દેવી', એ બોલ્યા, 'પ્રાયમે અને એના પુત્રોએ તમને શી ઈજા પહોંચાડી છે કે ટ્રૉયની સુન્દર નગરીનો નાશ કરવાનું તમને આટલું શૂરાતન ચડે છે ? ટ્રોયના દરવાજાઓ તોડી એના ગઢની લાંબી દીવાલો ભાંગી, પ્રાયમ, એના પુત્રો અને એની બધી પ્રજાની કાચી ખાઈ જવા સિવાય બીજા કશાથી તમારો દ્વેષ શાન્ત નહીં થાય ? આપને યોગ્ય લાગે તે કરો - આપણી વચ્ચેનો આ મતભેદ ગમ્ભીર રૂપ ધારણ કરે એમ હું ઇચ્છતો નથી.' પણ હું એક શરત કરવા માગું છું - એને યાદ રાખજો. કોઈ પુરના પતનનો મારો વારો આવે અને જેમાં તમારા મિત્રો રહેતા હોય તેવું પુર હું પસન્દ કરું તો મારા ક્રોધને દબાવવાનો જરીય પ્રયત્ન ના કરશો પણ મને મારું ધાર્યું કરવા દેજો. કારણ, આ વેળા, મારી ઈચ્છાની ખૂબ વિરુદ્ધમાં, સ્વેચ્છાએ હું તમને મોકળો માર્ગ આપું છું. સૂરજ નીચે અને ચળકતા તારાઓવાળા આકાશ નીચેનાં બધાં નગરોમાં પવિત્ર ઈલિયમ મારા હૃદયની નિકટતમ હતું. કારણ, રાખોડી ભાલાધારી પ્રાયમ અને એની પ્રજાનો એક પણ ઉત્સવ મને ભોગ ધરાવ્યા વિના ઉજવાતો ન હતો.'

બળદના જેવી આંખોવાળી સ્વર્ગની રાણીએ કહ્યું, 'આર્ગોસ, સ્પાર્ટા અને પહોળા માર્ગોવાળું માઈસીની એ ત્રણ નગરો મને સૌથી વિશેષ પ્રિય

છે.' એમની પ્રત્યે તમને કદીયે ઘૃણા જાગે ત્યારે, તમે એમને ધમરોળી નાખજો. એમના નાશ માટે તમારી સામે હું નહીં તો ક્રોધ કરું કે, નહીં હું એમનો પક્ષ લઉં. કદાચ હું વાંધો લઉં અને તમારી યોજનામાં દખલ કરું તોયે મારું કશુંયે વળશે નહીં કારણ, તમે મારા કરતાં ક્યાંય અદકેરા બળવાન છો. ને છતાંય, તમારી યોજનાઓ આડે જેમ કશું આવવું જોઈએ નહીં તેમ મારી યોજનાઓ આડે પણ કશું આવવું ન જોઈએ. કારણ હું પણ દેવી છું અને આપણાં માતાપિતા એક જ છે. કુટિલપથગામી ક્રોનોસનાં સર્વ સંતાનોમાં હું વિશેષાધિકાર ભોગવું છું, કારણ હું આપની સામ્રાજ્ઞી છું અને આપ સર્વ દેવોના રાજા છો. પરન્તુ આ બાબતમાં આપણે એકમેકને અનુકૂળ થઈએ, હું આપને થઉં અને આપ મને થાઓ અને, સઘળા અમર દેવો આપણને અનુસરશે. એથી રણમોરચે જઈ, વિજેતા અકીઅનો પર આક્રમણ કરી ટ્રોજનો સુલેહનો ભઙ્ગ કરે તેવું ગોઠવવા હું વિનન્તી કરું છું.'

માનવીઓના અને દેવોના પિતા અચકાયા નહીં અને તુરત જ તેમણે એથીનીને પોતાની ઇચ્છા જણાવી,' 'તરત મોરચે જા', એણે કહ્યું. 'સૈન્યો પાસે જા અને વિજયી અકીઅનો પર હલ્લો કરી ટ્રોજનો સુલેહનો ભઙ્ગ કરે તેવી યુક્તિ કર.'

નાવિકોને કે જમીન પરની કોઈ મહાન સેનાને ચેતવવા ઝ્યૂસ કોઈ ઉલ્કા ફઙ્ગોળે અને આકાશમાંથી તેજનો લિસોટો કરતી અને તણખા વેરતી એ આગળ વધે એ રીતે ઑલિમ્પસનાં શિખરો પરથી કામ ઝઙ્ખતી એથીની આ ઉત્તેજનથી નીચે ઊતરી આવી. એણે ઉભય સૈન્યો વચ્ચે ભૂસકો માર્યો. ઘોડાં કેળવતા ટ્રોજનો અને અકીઅન યોદ્ધાઓ અઞ્જાઈ ગયા. દરેક જણ પોતાની પડખે ઊભેલાની પડખે જોવા લાગ્યો. દરેકની જીભે એક જ પ્રશ્ન હતો : 'આનો અર્થ શું, પાછી ભયઙ્કર લડાઈ છે કે, ઝ્યૂસ આપણી વચ્ચે શાન્તિ સ્થપાવે છે ?'

અકીઅનો અને ટ્રોજનો હવે શું થવાનું છે તે વિશે અન્દરોઅન્દર પૂછતા હતા તેવામાં, પુરુષનું રૂપ ધારણ કરીને એમની ટ્રોજન હરોળોમાં ઘૂસી ગઈ. અન્ટિનોરના પુત્ર, ભાલાધારી વીર લેખોડોકાસનું રૂપ એણે લીધું હતું. એ શોધતી હતી લાઈકેઓનના બહાદુર અને દેખાવડા દીકરા પેણ્ડેરસને ને એણે એને ખોળી પણ કાઢ્યો. ઈસીપસ નદીને કાંઠેથી ઢાલધારી બઙ્કડાઓની સેના એના આધિપત્ય હેઠળ આવી હતી તેની પાસે એ ઊભો હતો. એની પાસે જઈને એણે પોતાનો હેતુ પ્રગટ કર્યો. 'પેણ્ડેરસ, મારા વીર, તું જરા તારી બુદ્ધિ વાપરીને મારું એક સૂચન અમલમાં મૂકીશ ? તારા તીરથી તું મેનેલોઝને વીંધે તો તું કીર્તિને શિખરે બેસીશ, બધા ટ્રોજનો તારા ઋણી થશે અને સૌથી મોટો ઉપકાર તો પૅરિસ ઉપર થશે. એટ્રયુસના પુત્ર મહાન મેનેલોઝને તારા તીરથી વીંધાઈ ચિતાએ ચડતો જોશે તો તને ઉત્તમ બક્ષિસ આપવામાં એ અગ્રણી હશે. મેનેલોઝ આમ કીર્તિમાં મલપતો ઊભો છે ત્યાં જ તું એને તારા શરથી વીંધી નાખ, અને તારા લિસિયન દેવ ધનુર્ધારી અપોલોને પ્રાર્થના કર. તારી પાવન નગરી ઝીલિયા જા ત્યારે, નવજાત ઘેટાંઓનો બલિ એને ધરાવવાની માનતા લે.'

એથીનીની વાક્છટાથી એ મૂરખ જિતાઈ ગયો અને તરત જ, એણે પોતાનું તગતગતું ધનુષ્ય હાથમાં લીધું. પોતે જેનો શિકાર કર્યો હતો તે જઙ્ગલી બકરાનાં શિઙ્ગડાંમાંથી એ બનેલું હતું. પહાડ પરના ખડકની ફાટમાંથી એ બકરો બહાર આવતો હતો ત્યારે એની છાતી એણે વીંધી હતી એટલે એ બકરો પાછો એ ફાટમાં પડી ગયો હતો. એના માથા પરનાં શિઙ્ગડાં સોળ હાથ લાંબાં હતાં અને, શિઙ્ગડાંઓના એક કારીગરે એ શિઙ્ગડાંઓને જોડી, ઘસી, ઉપર સોનાની ટોપી બેસાડી હતી, પેણ્ડેરસે જમીન પર ધનુષ્ય ટેકવી

પણ ખેંચી ત્યારે, મેનેલોઝને એના બાણથી એ વીંધે ત્યાં લગી એના શૂરા અનુચરો એની આગળ પોતાની ઢાલ ધરીને ઊભા. પછી પેણ્ડેરસે પોતાનું ભાથું ખોલ્યું અને એમાંથી હજી સુધી વણવપરાયેલું, પીંછાંવાળું અને વેદનાગ્રસ્ત તીર કાઢ્યું. પછી એ તીરને છટાથી પણછ પર ચડાવતાં એણે ધનુર્ધારી અપોલો દેવને પ્રાર્થના કરી કે. 'ઝીલિયા પહોંચી તમને તાજું જન્મેલું ઘેટું ધરાવીશ.' અને પછી ધનુષ્યના ખાંચાવાળો ભાગ પકડી એણે બળદના આંતરડામાંથી બનાવેલી પણછ પોતાની છાતી સુધી એટલી ખેંચી કે, તીરની લોખણ્ડની અણી એના ધનુષ્યને અડી ગઈ. એનું ધનુષ્ય ચક્રાકારમાં ખેંચાયું ત્યારે, એમાંથી એકરવ ઊઠ્યો, પણ છ રણકી ઊઠી અને એનું તાતું તીર હવામાં કૂદતું શત્રુસેના ભણી ધસ્યું.

રે ! મેનેલોઝ. પણ અમર દેવો તને ભૂલી ગયા ન હતા અને તેમાંયે, ઝ્યૂસની લડાયક પુત્રી એથીની આવીને તારી આગળ ખડી થઈ ગઈ અને, શાન્તિથી સૂતેલા પોતાના શિશુ પાસેથી માતા માખીને ઉડાડી મેલે એમ, તારા અઙ્ગ પર આવતા તીરને એણે વાળી લીધું. મેનેલોઝના કેડિયાને છેડે બાંધેલા પટ્ટાની સોનાની કડી તરફ એણે તીરને વાળ્યું. તીર એ પટ્ટાની કડી પર પડ્યું. તીરે પટ્ટો વીંધ્યો અને, એના ઝભ્ભાને વીંધીને એના છાતીના બખ્તરને એ અડ્યું. એ ભેદીને પણ એ જરા આગળ વધ્યું અને, એ શરે ઉપરછલો ઘા કર્યો. તરત જ લાલ ભડક લોહી વહેવા લાગ્યું. હાથીદાંતને રઙ્ગવા માટે કોઈ કેરિયન કે મેકોનિયન નારી વાપરે છે એવો કિઙ્ગળાક રઙ્ગ એનો હતો, એ રઙ્ગીન હાથીદાંતમાંથી બનાવેલો અલઙ્કાર દરેક ઘોડેસવાર પોતાના ઘોડાના શિર પર જોવા ઝઙ્ખે છે. અને કોઈ રાજા એનું મૂલ્ય આપી પોતાના અશ્વનો શણગાર એને બનાવે છે અને એના સારથિનું એ પારિતોષિક બને છે. આમ, મેનેલોઝ, તારા સુન્દર સાથળ અને પગ પર થઈ તારી વળાંકદાર ઘૂંટીએ એ લોહી પહોંચ્યું.

મેનેલોઝના ઘામાંથી લોહીની ધાર પડતી જોઈને રાજા ઍગામેમ્નૉન કમ્પી ઊઠ્યો. ખુદ મેનેલોઝ પોતે પણ ભય પામ્યો હતો. પણ શરની અણીથી પાછળનો ભાગ અને એનું સન્ધાણ પોતાના શરીરમાં પેઠાં ન હતાં એમ એણે જોયું ત્યારે, એણે સ્વસ્થતા પ્રાપ્ત કરી. પણ રાજા એગામેમ્નૉને ઊંડો નિસાસો નાખ્યો અને એના બધા સૈનિકોએ ગભરાટ અનુભવ્યો. 'મારા પ્રિય બાન્ધવ !' ઍગામેમ્નૉન પોકારી ઊઠ્યો. 'ટ્રોજનો સામે તું એકલો લડશે એમ મેં કૉલ આપ્યો ત્યારે, પવિત્ર કરારને તોડી તને એમણે બાણેથી વીંધ્યો છે ત્યારે, મેં શું તારા મૃત્યુનો કૉલ આપ્યો હતો ? પરન્તુ આપણે જમણે હાથે અપાયેલા અને, ઘેટાંઓના લોહીના બલિથી પાવક થયેલા વચનનો આટલી સરળતાથી ભઙ્ગ થઈ શકે નહીં. ઑલિમ્પસવાસી દણ્ડને ભલે મુલતવી રાખે પણ આખરે એ વસૂલ કરે જ છે અને, વચનનો ભઙ્ગ કરનાર, પોતાનો જીવ આપીને, અરે, પોતાનાં બૈરાંછોકરાંનો જીવ આપીને પણ મોટી કિમ્મત ચૂકવે છે. મારું અંતઃકરણ સાક્ષી પૂરે છે કે પ્રાયમ અને એની પ્રજાસોતું ઇલિયમ નાશ પામશે. એમના આ વચનભઙ્ગ માટે કૉનોસપુત્ર, સ્વર્ગના રાજવી ઝ્યુસ એ સૌ ઉપર પોતાનું ભયઙ્કર વજ્ર ક્રોધમાં ઘુમાવશે. ક્રોધમાં આ સઘળું ચોક્કસ થવાનું જ છતાં, તારો અન્ત આવ્યો હોય અને તું મોતને ભેટવાનો હો તો, મેનેલોઝ, મને કેટલી પીડા થશે ! ને તરસ્યા આર્ગોસે પાછો વળીશ ત્યારે કેવો ભૂંડો દેખાઈશ ! કારણ અકીઅનો બધા ઘરની વાટ પકડવા આતુર થઈ જશે. પ્રાયમ અને એની પ્રજા એ વાતનો ગર્વ લેશે કે આપણે હેલનને અહીં જ છોડી જવી પડી છે અને, તારું કાર્ય સીધ્યા વગરનો તારો દેહ આ ટ્રૉયની ધરતીમાં સડશે.

પ્રતાપી મેનેલોઝની કબર પર પગ પછાડતો કોઈ શેખીખોર ટ્રોજન મને બોલતો સમ્ભળાય છે, 'ઍગામેમ્નૉને કરેલી દરેક ચડાઈનો અન્ત આવો જ આવો - નિરર્થક આક્રમણ, ખાલી વહાણોમાં પીછેહઠ અને પ્રહારથી મેનેલોઝ અહીં પડ્યો છે !' એ લોકો આમ વાતો કરશે અને મને મારગ આપવા માટે હું ધરતીને પ્રાર્થના કરીશ."

પણ લાલ કેશવાળા મેનેલોઝે એને સાન્ત્વન આપ્યું. એ બોલ્યો : 'હિમ્મત રાખો. માણસો નાહિમ્મત થાય તેવા બોલ ન બોલો. તીર મર્મમાં વાગ્યું નથી. મારા પટ્ટાની ધાતુએ, બખ્તરે અને ઝમ્ભાએ એને ઊંડે જતું અટકાવ્યું છે.'

'ભાઈ, તારી વાત સાચી હોય તો કેવું સારું !' ઍગામેમ્નૉને કહ્યું: 'પણ તારો ઘા હકીમ તપાસશે અને મલમપટ્ટો કરી તારી પીડા દૂર કરશે.'

પોતાના ઉમદા મદદનીશ ટેલ્થિબિયસ તરફ જોઈ એણે કહ્યું, 'ટેલ્થિબિયસ તું બનતી ત્વરાએ જઈ મેચેઓનને બોલાવી લાવ. એ આવીને મેનેલોઝને તપાસી જાય. કોઈ કુશળ ટ્રોજન કે લિસિયન બાણાવળીએ મેનેલોઝને તીર માર્યું છે. એ બાણાવળી કીર્તિ કમાયો છે પણ આપણી પીડા વધી છે.'

આ સમાચાર સાંભળતાં વેંત મેચેઓન દોડી આવ્યો અને અકીઅન સેનામાંથી માર્ગ કાઢતો કસુમ્બલકેશી મેનેલોઝ પાસે એ પહોંચ્યો. ત્યાં બધા સેનાપતિઓ એને ઘેરો વાળીને ઊભા હતા. એ ઘેરો ભેદીને મેનેલોઝ પાસે જઈને એણે તીર ખેંચી કાઢ્યું. જો કે એમ કરતી વેળા, એના અણિયાળા કાંટા કેટલાક તૂટી ગયા. પછી એ હકીમે પટ્ટો છોડી નાખ્યો, એની નીચેનું કેડિયું અને કંસારાઓએ બનાવેલું એનું બખ્તર ઢીલાં કર્યાં. તીક્ષ્ણ તીરનો ઘા એની નજરે પડ્યો ત્યારે, એણે લોહી ચૂસી લીધું અને ત્યાં મલમ લગાડ્યો.

ભીષણ યુદ્ધનિનાદવાળા મેનેલોઝને આમ સારવાર અપાતી હતી ત્યારે ટ્રોજન દળો આક્રમણ કરવાને આગળ વધી રહ્યાં હતાં. એટલે અકીઅનો ફરી બખ્તરોથી સજ્જ થયા અને યુદ્ધનો વિચાર કરવા લાગ્યા.

ઍગામેમ્નૉને હવે પોતાનું પાણી બતાવ્યું. એ ખડે પગે થઈ ગયો અને એની ઢીલાશ દૂર થઈ ગઈ, વાર કરવા એ તત્પર બની ગયો અને યુત્સુ બની કીર્તિ વરવાની ઝંખના કરવા લાગ્યો. રથનો ઉપયોગ કરવાનું એણે માંડી વાળતાં એનો સારથિ ઘોડાઓને વાળી ગયો. જતી વખતે ઘોડાઓ ફુંફારતા હતા. પણ સારથિ યુરિમીડોનને ઍગામેમ્નૉને સૂચના આપી હતી કે, 'તું રથને આઘો ન લઈ જતો. યુદ્ધ કરતાં મને થાક લાગે તો ગમે ત્યારે મને તેની જરૂર પડે.' પછી પોતાના સૈન્યનું ચક્કર એણે ચાલીને લગાવ્યું.

પોતાના કોઈ અશ્વપ્રેમી શૂરવીરોને લડવા તત્પર જોઈ, એમની પાસે ઊભો રહી, એમનો વાંસો થાબડતાં એ બોલતો : 'શૂરવીરો, તમારામાં સાચું ખમીર છે. વચનભઙ્ગીઓ પર ઝ્યૂસ ત્રુઠતા નથી. એમનો ગઢ ભાંગ્યા પછી એ દ્રોહીઓનાં માંસને ગીધડાં ખાશે અને એમનાં પ્રિય સ્ત્રીબાળકોને આપણે આપણાં જહાજોમાં લઈ જશું.'

એથી ઊલટું, યુદ્ધના ભયઙ્કર કાર્યથી જે ગભરાતા હતા તેમને ઠપકો આપી એણે આકરાં વેણ કહ્યાં. 'ફિટકાર છે તમને !' એ બોલ્યો, 'ધનુષ્ય ધારણ કરવે કેવા તમે હોશિયાર છો ! તમારામાં શરમનો છાંટોએ નથી ! વનમાં આમતેમ ગેલતાં અને થાકી ગયે ઊભાં રહી જતાં મૃગબાળની જેમ, હિમ્મત હારીને શું ઊભા છો ? યુદ્ધતત્પર નહીં, પણ મૂઢની જેમ ઊભા છો તે એ મૃગબાળ જેવા જ લાગો છો. કાળા દરિયા પર ઊભેલાં આપણાં જહાજોને ટ્રોજનો હાથ લગાડે અને ઝ્યૂસ પોતાનો હાથ લમ્બાવી તમારી રક્ષા કરે એની વાટ જુઓ છો ?'

આમ ફરતા ઍગામેમ્નૉને પોતાના સૈનિકોને

પોતાનો સઙ્કલ્પ જણાવ્યો. એકદમ અડીને ઊભેલાં એનાં દળોમાં ફરતાં, વીર આઇડોમેન્યુસના આધિપત્ય હેઠળના ક્રીટન દળ પાસે ઍગામેમ્નૉન પહોંચ્યો. વરાહ જેવો બહાદુર આઇડોમેન્યુસ સેનાની આગળ ઊભો હતો અને મીરિયોનીસ પાછલી હરોળ સંભાળતો હતો. એમને જોતાં ઍગેમેમ્નૉન આનન્દ પામ્યો અને એણે તુરત એ દળના સેનાનીને વધાવ્યો. એણે કહ્યું, 'આઇડોમેન્યુસ, મારા બધા અશ્વપ્રેમી અકીઅનોમાં, રણક્ષેત્રમાં અને એની બહાર, જેની પર હું આધાર રાખું એવો અન્ય કોઈ નથી. આપણે ભાણે બેસીએ છીએ અને પૂર્વકાલીન સુરાની ચમકતી કટોરીઓ ભરાય છે ત્યારે હું આ તમને દાખવું છું.બીજા સુકેશી અકીઅનોની કટોરીઓ ખાલી થઈ ગઈ હોય છે ત્યારે, મારી કટોરીની માફક તમારી પણ છલોછલ ભરેલી રહે છે અને તમે યથેચ્છ મધુપાન કરી શકો છો. તમે જઙ્ગમાં ઝુકાવો અને, જે વીર હોવાનો તમારો દાવો છે તે થાઓ !'

'મહારાજ એટ્રીડિઝ', આઇડોમેન્યુસ બોલ્યો, 'આ કાર્ય આરંભાયું ત્યારે આપેલા મારા નિષ્ઠાના અને ખાતરીના વચન પર આપ શ્રદ્ધા રાખજો. બીજા સુકેશી અકીઅનોને પાનો ચડાવો એટલે ટ્રોજનોએ કૉલનો ભઙ્ગ કર્યો હોઈ, અમે રણે ચડીએ.' પોતાનું વતન છોડી સુલેહનો ભઙ્ગ કરવા બદલ મોત અને મહાનાશ સિવાય બીજા કશાની આશા એ લોકો રાખી શકે નહીં.'

આ ઉત્તરથી સન્તોષ પામીને એટ્રીડિઝ અંગામેમ્નૉન દળોમાંથી માર્ગ કાઢતો ઐયાઝ નામના બે સેનાપતિઓ પાસે પહોંચ્યો. એ જોડી શસ્ત્રસજ્જ થતી હતી અને, સૂસવતો પચ્છમ વાવડો ગરજતો હોય ત્યારે, ટેકરી ઉપર ઊભેલા રબારીને ઝઝૂમતો વાદળાંનો ઘટાટોપ દેખાય તેના જેવાં, એ બે મહારથીઓ પાછળનાં પાયદળો લાગતાં હતાં. દરિયા ઉપરથી ઊઠતો વંટોળિયો પછી ચડી આવે અને કાળું ડિબાઙ્ગ છવાઈ જાય. એ જોઈને ડરતો રબારી પોતાના વાઘને કોઈ ગુફામાં ઘુસાડી દે છે. આમ, કાળા વાદળની પેઠે, પોતાનાં ઢાલભાલાં ચમકાવતા ઐયાઝ પાછળના લડવૈયાઓ વ્યૂહ થઈને આગળ ધપી રહ્યા હતા. એમને જોઈને રાજા ઍગેમેમ્નૉન આનન્દ પામ્યો અને એ બેઉ ઐયાઝોની વિશેષ પ્રશંસા કરી. એ બોલ્યો, 'તમારે માટે કશી આજ્ઞા નથી, કંશો અનુરોધ નથી. તમારું નેતૃત્વ જ તમારા માણસોને લડવાની પ્રેરણા આપે છે. પિતા ઝ્યૂસ, એથીની અને અપોલોના સોગન્દ ખાઈને હું કહીશ કે, સૌનામાં એવું ખમીર જોવું મને ગમશે. અકીઅન હાથથી ધ્વસ્ત અને જિતાએલું રાજા પ્રાયમનું નગર તરત કડડભૂસ થઈ જશે.'

ત્યાંથી આગળ ચાલતાં ઍગામેમ્નૉન નેસ્ટર પાસે આવ્યો. પાઇલોસના એ પ્રખર વક્તાને પોતાના સરદારો ધીઙ્ગા પેલેગોન, ઍલેસ્ટોર, ક્રોમિયસ અને બાયસની દોરવણી હેઠળ પોતાના સૈન્યને સાબદું કરતો એણે ભાળ્યો. આગલી હરોળમાં નેસ્ટરે પોતાના રથોને ગોઠવ્યા, પાછલી હરોળે ચુનન્દા પદાતીઓ હતા. એ બન્નેની વચ્ચે એણે પોતાના નબળા સૈન્યને મૂક્યું જેથી, કાયરોને પણ લડ્યા વિના છૂટકો ન થાય. ઘમસાણમાં ગૂંચવાઈ ન જવાની સૂચના પ્રથમ એણે પોતાના રથીઓને આપી. એ બોલ્યો, 'કોઈ રથનાં શૌર્ય અને ચાતુર્ય એને હરોળ તોડીને એકલ પણ્ડે ટ્રોજનો જોડે લડી લેવાની છૂટ આપતાં નથી. અને કોઈએ પાછળ રહી જઈ સૈન્યને નબળું પણ પાડવાનું નથી. પોતાના રથમાં આરૂઢ વીર શત્રુના રથની સમીપ પહોંચે ત્યારે એને માટે ભાલો ફેંકવાની એ ઘડી છે. ઉત્તમ યુક્તિ એ જ છે: આ શિસ્તે ને ખમીરે આપણા પૂર્વજોને કિલ્લાઓ ધમરોળવાની શક્તિ આપી હતી.'

વર્ષો પહેલાંના યુદ્ધોના અનુભવને વૃદ્ધ નેસ્ટર પોતાનાં દળોને પાનો ચડાવવામાં વાપરતો જોઈ રાજા

ઍગોમેમ્નૉન અન્તરથી રાજી થયો. પછી પોતાને લાગતું હતું તે એણે કહ્યું : 'મારા આદરણીય વીર, તમારા આ વખાણવાયોગ્ય ખમીરની સાથે તમારા સ્નાયુઓની શક્તિ અને તમારું બળ ભાળી શક્યાં હોત તો મને કેટલો આનન્દ થાત ! પણ જેનાથી કોઈ બચી શકતું નથી તે ઘડપણનો ભાર તમે વહન કરો છો. બીજા કોઈને એ આપી તમે પાછા જવાન બનો તો કેટલું સારું થાય !'

'નામદાર એટ્રીડિઝ', નેસ્ટરે જવાબ આપ્યો. એર્યુથેલિયનનો વધ કર્યો ત્યારે હતો તેવડો હું હોઉં તો કેટલું સારું એમ મને પણ લાગે છે. પરંતુ એક જ સમયે દેવો તેમની બધી કૃપા આપણી ઉપર વરસાવતા નથી. ત્યારે હું જુવાન હતો, આજે મને વય પીડે છે. એ છતાંય હું મારા રથીઓ સાથે જ, અને, સૌને દોરતો જ રહીશ. ભાલાં ફેંકવામાં જોર જોઈએ એટલે, જુવાનો ભલે ભાલાં વીંઝે, યુદ્ધના દાવપેચ અને હુકમો હું જ સંભાળીશ.'

નેસ્ટર પાસેથી સન્તુષ્ટ થઈને, ઍગામેમ્નૉને પોતાની યાત્રા આગળ ચલાવી. પછી એ આવ્યો પીટીઓસના પુત્ર થેનેસ્થુસ પાસે. એ ઘોડાઓનો કેળવનાર હતો. એ આદમી અને, યુદ્ધનિનાદ માટે પ્રખ્યાત એની એથીનિયન સેના આળસુ ઊભાં હતાં, એની બાહુમાં ચપળ બુદ્ધિવાળો ઑડિસ્યુસ પોતાના સેફેલેનિયન સૈન્ય સાથે ઊભો હતો ને એ પણ એવા જ આશયથી. યુદ્ધનું આહ્વાન એમના કાન સુધી પહોંચ્યું ન હતું, કારણ ટ્રોજન અને અકીઅન સેનાઓએ શસ્ત્રપ્રહારનો હજી હમણાં જ આરમ્ભ કર્યો હતો. એટલે, બીજી અકીઅન ટુકડીઓ આગળ વધી ટ્રોજનો સામે જઙ્ગ ચડે તેની વાટ જોતા એ ઊભા હતા. આ જોઈને રાજા ઍગોમેમ્નૉને તેમને આકરાં વેણ કહ્યાં : 'રાજપુત્ર મેનેસ્થ્યુસ' એ બોલ્યો, 'અને મહાન દાવપેચ ખેલનાર ઑડિસ્યુસ, તમે બન્ને કોની વાટ જુઓ છો ? તમારે તો આગલી હરોળમાં જઈ, ઘા ઝીલવા જોઈએ. બધા સેનાનીઓને ભોજન માટે હું નિમન્ત્રું છું ત્યારે, સૌથી પહેલાં હું તમને નથી નિમન્ત્રાતો ? એવે પ્રસઙ્ગોએ ભૂંજેલું માંસ આરોગવામાં અને ચમકતી સુરા પીવામાં તમને આનંદ આવે છે. પણ આજે તમે વાર કરો તેની પહેલાં અકીઅનોની દસ ટુકડીઓ દુશ્મનો ઉપર ત્રાટકે તેમાં તમને આનંદ આવતો જણાય છે.'

ચકોર ઑડિસ્યુસે એની સામે કરડી નજરે જોયું. એણે ઉત્તર આપ્યો 'રાજા ઍગામેમ્નૉન, આ બેહૂદું છે. અગાઉથી નિર્ધારિત યુદ્ધમાં અમે કદી પાછળ રહ્યા છીએ એમ તમે કહી શકશો ? તમને એ વાતનું દુઃખ હોય તો, તમારી ઇચ્છા હમણાં જ પરિપૂર્ણ થશે અને ટેલિમૅક્સના પિતાને ટ્રોજનોની આગલી હરોળ સાથે આંકડા ભિડાવતો તમે જોશો. પણ આ તો નાખી દેવાની વાત છે.'

ઑડિસ્યુસને માઠું લાગ્યું છે એમ જોતાં એની પ્રત્યે હસીને ઍગામેમ્નૉને ક્ષમા માગી 'રાજા લેઅર્ટિસના પુત્ર, બુદ્ધિમાન ઑડિસ્યુસ, હું તમને વધુ પડતો ઠપકો આપતો નથી અને, તમને વધુ પાણી પણ ચડાવતો નથી. કારણ હું જાણું છું કે તમારા હૃદયમાં મારે માટે સદ્‌ભાવ છે. હકીકતમાં તો આપણાં દૃષ્ટિબિંદુઓ સમાન જ છે, પણ બસ થયું. અત્યારે તમને કશાં અઘટિત વેણ કહેવાયાં હોય તો તેની ક્ષમા હું પછી માગીશ. દેવો એને ભલે ભૂંસી નાખે.'

આટલું બોલી, તેઓ હતા ત્યાંથી રાજા ઍગામેમ્નૉન આગળ ચાલ્યા. પછી એ ટાઇડ્યુસના વિશાળ હૃદયી પુત્ર ડાયોમિડીઝ પાસે ગયો. ઘોડા જૂતેલા રથમાં એ ઊભો હતો. કૅપેન્યુસનો દીકરો સ્થેનેલસ એની નિકટમાં હતો. ડાયોમિડીઝ સામે જોતો ઍગામેમ્નૉન ઘૂરક્યો : 'આ વળી કેવું ? ટાઇડ્યુસનો પુત્ર, નિર્ભય મહારથી, યુદ્ધથી આઘો

ઊભો છે ને લડાઈનો તાલ જોયા કરે છે? ટાઇડ્યુસને કોચલું વળીને બેસવાની ટેવ ન હતી પણ, પોતાના બધા સાથીઓ આગળ બહાર પડી એ બીડું ઝડપતો. આમ એમને ખાંડું ખેલતાં જોનારાઓ કહે છે. એ મહાન લડવૈયા હતા એમ સઘળા કહે છે. પણ મને એમનો પરિચય ન હતો કે મેં એમને કદી જોયા ન હતા. એ એક વાર માઈસિની આવ્યા હતા, શત્રુ તરીકે નહીં પણ મિત્ર તરીકે. રાજપુત્ર પોલિનેયુસિઝ સાથે એ કુમક માટે આવ્યા હતા. એ સમય હતો થીબ્ઝ પરની એમની ચડાઈનો. અમારા લોકોની કુમક માટે તેમણે ખૂબ કાલાંવાલાં કર્યાં હતાં. ને એમણે કરેલી માગણી સ્વીકારવાનું અમે વચન આપ્યું હતું. પણ અમને અશુભ સક્કેતો દાખવી ઝ્યૂસે અમારાં મન બદલાવી નાખ્યાં અને એ પાઇસિનીથી ગયા. એ લોકો-થોડે દૂર ગયા હશે તેવે, એચેઇયન સેનાપતિઓએ ટાઇડ્યુસને વાટાઘાટ માટે મોકલ્યા. એ થીબ્ઝ પહોંચ્યા અને ત્યાં, રાજા ઍટિયોક્લિસના મહેલમાં કેડપિયનોની મોટી મંડળીને મિજબાની માણતી તેમણે જોઈ. સાવ પારકાઓ વચ્ચે, મુલાકાતી તરીકે ટાઇડ્યુસે પણ મૂંઝવણ અનુભવી હોય. પણ ના; એમણે એ સૌને દોસ્તીભર્યા દાવપેચ ખેલવા નિમન્ત્ર્યા અને, દેવી એથીનીની કૃપાથી એ બધી વખત જીત્યા. એથી કેડમિયનો ચીડાયા અને ટાઇડ્યુસ ત્યાંથી રવાના થયા ત્યારે, એમના માર્ગમાં એમણે છટકું ગોઠવ્યું. મેઈયોન અને ગુંડા પોલિફોન્ટિસની આગેવાની હેઠળ ચાળીસ માણસોની બેરખ એમણે મોકલાવી. પણ ટાઇડ્યુસ એમને પહોંચી વળ્યા અને, એમાંના એક સિવાયના બધાને એમણે પૂરા કર્યા. એ એકને એમણે પાછો ઘેર મોકલ્યો. એમને દેવોએ ચેતવ્યા હતા અને, એમણે મેઇયોનને જવા દીધો.

'ટાઇડ્યુસ એવા વીર હતા, તમે એમના પુત્ર છો પણ તમે એમની માફક જઙ્ગ ખેલતા નથી. ભલે વાત કરવામાં તમે ચડિયાતા હો.'

ઍગોમેમ્નોનના આ ઠપકાનો ડાયોમિડીઝે કશો જવાબ ન વાળ્યો. પોતાના સમ્રાટ પ્રત્યેના આદરે કરીને એણે એ ઠપકો માથે ચડાવી લીધો. પણ કેપેન્યુસનો પુત્ર ખામોશ રહી શકયો નહીં. 'મહારાજ', એ બોલ્યો. 'આપ હકીકતોથી વાકેફ છો, એમને મચડો નહીં. અમારા પૂર્વજો કરતાં અમે ક્યાંય ચડિયાતા હોવાનો મારો દાવો છે. સાત દરવાજાવાળા થીબ્ઝ પર વિજય મેળવવામાં અમને ફતેહ મળી છે. અમારા જેવી નબળી તાકાતનો સામનો એમણે કદી કર્યો ન હતો. પણ અમને ઝ્યૂસમાં શ્રદ્ધા હતી અને દેવોએ અમને શુકન દર્શાવ્યાં હતાં. પોતાની અટકળોનો ભોગ એ લોકો બન્યાં. એટલે અમારા વડીલોની સાથે અમારી સરખામણી કદી ના કરશો.

સ્થેનેલસ પ્રત્યે કરડી નજર નાખતાં ડાયોમિડીઝ બોલ્યો : 'બોલવાનું બંધ કર અને મને અનુસર. પોતાનાં સૈન્યોને પાનો ચડાવવા માટે આપણા સેનાધ્યક્ષ ઍગામેમ્નૉન સાથે હું નહીં ઝઘડું. ટ્રોજનોને હરાવી અકીઅનો જીતશે અને ઇલિયમનો ધ્વંસ કરશે તો જશ એમને મળશે, પણ અકીઅનો હાર પામ્યા તો, સૌથી મોટી ખોટ પણ એમને જશે. ચાલ, આપણે સૌ જઙ્ગ જીતવાનો વિચાર કરવા લાગીએ.'

આટલું બોલી એણે પોતાના રથમાંથી નીચે ઠેકડો માર્યો ત્યારે એનું બખ્તર રણઝણ્યું હતું. એ રણકે વીર હૃદય પણ ખળભળી ઊઠે એવું હતું.

ને પછી અકીઅનોની બેરખો ઉપર બેરખો જઙ્ગે ચડી, જાણે દરિયાકાંઠે એક પછી એક મોટાં મોજાં ગર્જના કરતાં આવ્યાં. દરિયામાં દૂર મોજું બંધાવા લાગે ને પછી, હુ ડુ ડુ ડુ કરતું આવી મોટી ગર્જના સાથે અફળાઈ ફીણાફીણ થઈ જાય. દરેક સેનાપતિએ

પોતાની સેનાને હુકમ છોડ્યા પણ, સૈનિકો શાન્તિથી આગળ વધ્યા. કશો પણ અવાજ કર્યા વિના સૈનિકો પોતાના સેનાનીઓની આજ્ઞાને વશ થયા અને મૂંગા હોય તેમ પોતાના નેતાઓની પાછળ પાછળ ચાલવા લાગ્યા. દરેક સૈનિકનું બખ્તર ઝગારા મારતું હતું.

ટ્રોજનોનું એથી વિપરીત હતું. કોઈ સમૃદ્ધ ખેડુના વાડામાં હજારોની સઙ્ખ્યામાં દૂધ દેતાં ઊભાં હોય અને, પોતાનાં બચ્ચાંઓને સાંભળતાં બેં...બેં...બેં કરતાં હોય એવાં ઘેટાંઓ જેવા એ લાગતા હતા. ટ્રોજન સૈન્યમાંથી આવો રવ ઊઠતો હતો અને એ લોકો એકભાષી નહીં, કોઈ જુદા જુદા અવાજો અને આદેશો કરતા હતા.

યુદ્ધનો દેવ એરિસ ટ્રોજનોને પ્રેરી રહ્યો હતો અને તેજસ્વી નયનોવાળી એથીની અકીઅનોને પ્રેરતી હતી. ભયના અને ગભરાટના દેવો પણ ત્યાં જ હતા તેમજ, યુદ્ધદેવની બહેન કલહસ્પર્ધા પણ પોતાના ભાઈની ખુંખાર કામગીરીમાં સહાય કરવા ત્યાં જ હતી. એણે એક વાર આરમ્ભ કર્યો પછી અટકવા વારી ન આવે. આરમ્ભમાં એ નાનકડાં દેખાય પણ થોડી જ વારમાં, એના પગ ભલે જમીનને અડકતા હોય, એનું માથું આકાશે પહોંચી જાય. હવે એણે ટ્રોજનો અને અકીઅનો વચ્ચે ઝમ્પલાવ્યું અને, એકમેકનાં હૃદય એકમેક માટે ઈર્ષાથી ભરી દીધાં. મરતા લોકોના હાયકારા સાંભળવા એને ગમતા.

પછી સેનાઓ અથડાઈ અને ઢાલોના, ભાલાંઓના અને બખ્તરોના અથડાવાના અવાજો ઊઠવા લાગ્યા. ઢાલો પરના ખીલાઓ ભટકાયા અને મહારવ ઊઠ્યો. મરતા માણસોની ચીસોમાં એમને ઝબ્બે કરનારાઓની બડાશો ભળી અને ધરા પર લોહી વહેવા લાગ્યું. જાણે પૂરથી છલકાતી બે પહાડસરિતાઓ પોતાના ધબધબ વહેતા પ્રવાહોનો સઙ્ગમ કરે છે અને એનો ઘોર નિનાદ દૂરદૂર કોઈ ભરવાડને સમ્ભળાય છે. બન્ને દળો ટકરાયાં ત્યારે એવી ધાંધલ અને ધમાલ થઈ હતી.

ટ્રોજન મોરચે પૂરો બખ્તરસજ્જ થઈ લડી રહેલા થેલિસિયસના પુત્ર એચિપોલસનો વધ કરનાર ઍન્ટિલોક્સ પહેલો હતો. પોતાનો પહેલો ઘા એચિપોલસના શિરત્રાણના સાંધા પર કર્યો. ભાલાનું ફળુ એના કપાળ પર પડી, હાડસોંસરું અન્દર ગયું, એની આંખોએ અંધારાં આવવા લાગ્યાં અને, કોઈ મિનારો તૂટી પડે તેમ, ઘમસાણમાં એ ભોં ભેગો થયો. એ પડ્યો તે ભેગો જ ચેલ્કોડોનના પુત્ર એલેફેનોરે એના પગેથી એને ખેંચ્યો અને, એનું બખ્તર ઉતારી લેવા માટે એને દૂર ઘસડી જવા લાગ્યો. પણ એ જરાક આગળ વધે તે પહેલાં, બહાદુર એજીનોરે એને એચિપોલસના શબને ઘસડતો અટકાવવા પોતાનું કાંસાના ફળવાળું ભાલુ ફેંક્યું એલેફેનોરની ઢાલ ખસી જવાથી એ એના પડખામાં વાગ્યું અને, નીચો નમતો એ ધબ્બ દેતો પડ્યો અને એના પ્રાણહીન દેહ માટે ટ્રોજનો અને અકીઅનો વચ્ચે ઘોર સઙ્ગ્રામ મંડાયો. પછી ટેલેમોનિયન ઍયાઝે એન્થિમિયોનના પુત્ર સાઈમોઈસિયસને વીંધ્યો. સાઈમોઈસ નદીને કાંઠે એ જન્મ્યો હોવાથી એનું આ નામ પાડવામાં આવ્યું હતું. ઍયાઝને ભાલે વીંધાયેલો એ જુવાન હવે એનાં માતાપિતાનું ઋણ વાળી શકે એમ ન હતો. એ હજી જઙ્ગે ચડવા-પગરણ કરે ત્યાં તો ઍયાઝને ભાલે એની છાતી વીંધાઈ ગઈ હતી. કોઈ કઠિયારો પોતાની ધારદાર કુહાડીથી ઝરણાને કાંઠે ઊગેલા કોઈ કુમળા ચિનારવૃક્ષને છેદી નાખે એમ, એને ભેદતો ઍયાઝનો ભાલો એના વક્ષઃસ્થળ સોંસરો પેસી ગયો. રાજા ઍયાઝે આમ સાઈમોઈસિયસનો વધ કર્યો.

ને પછી ચળકતા બખ્તરધારી પ્રાયમપુત્ર ઍન્ટિફસે પોતાનુ સુતીક્ષ્ણ ભાલું, ટોળામાંથી

તારવીને ઍયાઝ ઉપર ફેંક્યું. ઍન્ટિફસ પોતાનું નિશાન મૂકી ગયો પણ, સાઈમોઈસિયસને ઘસડી જતા ઓડિસ્યુસના એક આદમી લ્યુકસના સાથળના મૂળમાં એ વાગ્યું અને જે શબને એ ઘસડી જતો હતો તેની ઉપર એ પોતે શબ થઈને પડ્યો. પોતાના એક સાથીને પડતો જોઈને ઑડિસ્યુસ ક્રોધે ભરાયો અને, પોતાના દેદીપ્યમાન બખ્તરથી સજ્જ એવો એ, સૈનિકોની આગલી હરોળને વીંધતો શત્રુઓની હરોળની સામે આવી ગયો. ત્યાં આવી, એક દૃષ્ટિપાતથી બધું માપી એણે પોતાનો તેજદાર ભાલો ફેંક્યો. એ ભાલાને આવતો જોઈ ટ્રોજનો પાછળ હઠી ગયા. પણ ઑડિસ્યુસનો વાર નિરર્થક ન જાય. એ ભાલે ડેમોકુનને વીંધ્યો. પ્રાયમનો એ અનૌરસ પુત્ર હતો અને, એબાઇડસમાંના પોતાના અશ્વકેન્દ્રમાંથી આવી એ સૈન્યમાં જોડાયો હતો પણ તે, પોતાના એક સાથીના મોતથી કોપાયમાન ઑડિસ્યુસે ફેંકેલા ભાલાનો બલિ થવા. ભાલાની અણી કપાળમાં એક બાજુ વાગી અને બીજી બાજુએ બહાર નીકળી. એની આંખે અંધારાં ઊતર્યાં. એ ધબ્બ દેતો પડ્યો અને એનું બખ્તર રણઝણી ઊઠ્યું. પ્રકીર્તિત હૅક્ટર અને ટ્રોજનોની આખી આગલી હરોળ પાછળ હઠી ગઈ, અકીઅનોએ આનન્દની કિકિયારી કરી, બન્ને શબને ઘસડ્યાં અને એ આગળ વધ્યા.

પરગેમસમાંથી નિહાળી રહેલા દેવ અપોલો આથી ક્રોધિત થયા અને એમણે ટ્રોજનોને ત્રાડ પાડી : 'આગળ વધો, ટ્રોજન મહારથીઓ ! અકીઅનોને જરાય નમતું નહીં જોખો. એ કંઈ પથરાના કે લોખણ્ડના બનેલા નથી. એમને લાગતા ઘાવ એમનાં કાંસ્ય બખ્તર નહીં અટકાવી શકે. અને વધારામાં, સુન્દર કેશવાળી થેટિસનો પુત્ર એકિલીઝ તો લડતો નથી. રિસાઈને એ વહાણો પાસે બેઠો છે. આમ અપોલોએ ટ્રોજનોને ઉશ્કેર્યા, તો ઝ્યૂસપુત્રી એથીની અકીઅનોની હરોળોમાં ફરી એ સૌને પાનો ચડાવતી હતી અને કોઈ નબળો માટી જણાય તો તેને ટપારતી હતી.

પછી ભાગ્યના ચક્રમાં ફસાવાનો વારો આવ્યો અમેરિન્શિથયસના પુત્ર ડાયોરિસનો. જમણા પગના ઘૂંટણ પાસે એક ધારદાર પથ્થર એને વાગ્યો. થ્રેસિયન સેનાપતિ ઈયનસે એ ફેંક્યો હતો. એ ખતરનાક પાણાએ એની બે રજ્જુઓને અને હાડકાંને ભેદ્યાં હતાં અને, મિત્રોની મદદ માટે પોતાના બે હાથ પહોળા પસારતો શ્વાસની મુશ્કેલી અનુભવતો એ ધૂળ ભેગો થયો. પણ એને પથ્થર મારનાર પેઇરોસ ત્યાં દોડી આવ્યો અને પોતાના ભાલાથી એને એની નાભિ પાસે વીંધ્યો. એનાં આંતરડાં બહાર નીકળી આવ્યાં અને એની આંખે અંધારાં ઊતરી આવ્યાં.

પેઇરોસ દૂર ભાગતો હતો તેવે ઇટાલિયન થોઆસે એની છાતીમાં પોતાનું ભાલું પરોવી દીધું અને એ એના ફેફસામાં પેસી ગયું. એની પાસે આવી થોઆસે પોતાનું ભાલું ખેંચી કાઢી, એના પેટમાં પોતાની તલવાર ઘોંચી દીધી. એણે પેઇરોસના પ્રાણ હર્યા પણ એનું બખ્તર એને ન મળ્યું. કારણ, પેઇરોસના શિખાધારી સૈનિકો એને ઘેરી વળ્યા. પોતાનાં લાંબાં ભાલાંઓ વડે, ધીંગા ને દુર્જય એવા થોઆસને એમણે આઘો હડસેલ્યો. ગભરાઈ જઈને એ પાછો હઠી ગયો.

આમ, પેઇરોસ અને ડાયોરીસ ધૂળ ચાટતા થયા ને એકમેકની પડખે પડ્યા. બન્ને સેનાનીઓ હતા, એક થ્રેસિયનોનો તો બીજો, કાંસ્યસજ્જ ઈપીઅનોનો. પણ મોતને ભેટવામાં એ બે એકલા જ ન હતા. આ કંઈ નાનું છમકલું ન હતું. દેવી એથીનીનો બચાવ્યો કોઈ નવો નિશાળિયો દેવીની આંગળીએ વળગીને શસ્ત્રોના પ્રહારથી બચીને એ જોઈ શક્યો હોત. ઘણા ટ્રોજનો અને અકીઅનો તે દહાડે ભોંય ભેગા થઈ એકબીજાની લગોલગ ધરતી પર પડ્યા હતા. (ક્રમશઃ)

# મનોજ ખણ્ડેરિયાની ‘હસ્તપ્રત’માં થમ્ભેલો સમય

હરદ્વાર ગોસ્વામી

(‘હસ્તપ્રત’ - મનોજ ખણ્ડેરિયા, પુનઃ મુદ્રણ : ૧૯૯૬, નવભારત સાહિત્ય મંદિર, ૧૩૪ - પ્રિન્સેસ સ્ટ્રીટ - મુંબઈ - ૨)

નરસિંહના નગરમાં રહી ગઝલને શ્વસતા, શ્રી મનોજ ખણ્ડેરિયા ત્રણ સઙ્ગ્રહ ‘અચાનક’ (૧૯૭૦), ‘અટકળ’ (૧૯૭૯) અને ‘હસ્તપ્રત’ (૧૯૯૧) દ્વારા સબળ ગઝલકાર તરીકે ઊપસી-ઊભરી આવ્યા.

આ સર્જકનું કવિકર્મ પ્રણય-પ્રકૃતિ, ચિન્તન-મનન, સ્મરણ-વિસ્મરણ, પુરાકલ્પન-સામ્પ્રત સંવેદન એમ ઉભય સમાન્તરે ચાલે છે.

‘હસ્તપ્રત’ ગઝલસઙ્ગ્રહમાં કવિએ સર્જેલા અન્ય વિષયના શેર એક પલ્લામાં અને બીજા પલ્લામાં કવિના સમયના શેર હોય તો કયું પલ્લું ઝૂકે એ કહેવાની જરૂર ભલે ન હોય. પણ આ સઙ્ગ્રહમાં સમયની સાથે સર્જનવિષયક પણ ઘણા શેર છે. સર્જનની જેમ સમયના બહુવિધ રૂપના સન્દર્ભને ઉપાદાન તરીકે લીધા છે એ તો ‘અચાનક’થી આજપર્યન્ત સુધીના સમય પટ પર નજર કરતાં ખ્યાલ આવશે. એ સદી, વરસ, ક્ષણ, પળનું સંવેદનના વિધવિધ રૂપની વાત ગઝલ સઙ્ગ્રહ ‘હસ્તપ્રત’ આધારે જ કરવી છે. ડૉ. નીતિન વડગામા ‘કોઈ કહેતું નથી’ માં કહે છે, ‘સમય એ માનવજીવનને અને સમાજને નિયન્ત્રિત કરતું ચાલક બળ છે, તો આ સમયનું તત્ત્વ, મનોજની ગઝલોનું પણ જાણે કે સઞ્ચાલક બળ છે. ‘અચાનક’થી આજ સુધીની આ કવિની ગઝલોમાં, બહુઆયામી એવા સમયનાં વિવિધ પરિણામો કોઈ ને કોઈ રીતે પ્રગટતાં રહ્યાં છે.’ સતત સરકતી જતી સમયની ગતિવિધિ હોય કે મૂઢમતિ થઈ ગયેલા કાળની નિશ્ચેષ્ટ સ્થિતિ હોય. મનોજ સમયનાં સઘળાં સ્થિત્યન્તરોને આબાદ રીતે આલેખે છે. સમયનું વણથમ્ભ્યું સતત ચાલ્યા કરે છે. એ સાતત્યપૂર્ણ ગતિને કેમ વિરામ નથી ? એ કેટલાં વર્ષથી કોઈ કેમ કહેતું નથી ! ઝૂલણા છન્દમાં નીચેના બે શેર દરેક પ્હોરમાં આપણને પલાળી શકે એવી ભાવસબળતા ધરાવે છે :

કેટલાં વર્ષથી સાવ કોરાં પડ્યાં ઘરનાં નેવાં<br>
ચૂવાનુંયે ભૂલી ગયાં,<br>
ટપકતો ખાલીપો પૂછતો : મેઘ ઘનઘોર તે<br>
ક્યાં ગયો, કોઈ કહેતું નથી.<br>
પાછલી રાતની ખટઘડી એ હજી, એ તળેટી ને એ<br>
દામોહર કુણ્ડ પણ,<br>
ઝૂલણા છન્દમાં નિત પલળતો પ્રથમ પ્હોર તે<br>
ક્યાં ગયો, કોઈ કહેતું નથી !

મિલનરિક્ત ક્ષણ સભરતાનું સ્મરણ પણ ભૂલી ગઈ છે. ત્યારે કવિ ખાલીપાને મૂર્તતામાં રમમાણ કરી, પલળતા પ્રથમ પ્હોરની પ્રશ્ન-સૂચકતા, સજીવારોપણ અલઙ્કાર દ્વારા જીવન્ત કરી આપે છે.

આમ તો રહસ્યોદ્‌ઘાટનની ગતિ પ્રશ્ન, વિસ્મય, અટકળથી અચાનક શરૂ થઈ ક્યારે સમયની હસ્તપ્રત આપણા ઉપર લોપાઈને લેપાઈ જાય એ જાણી નથી શકતા !

ઝળહળ ઝળહળ ચરણ હવે તો,<br>
ક્ષણનો સીમાડો લોપ્યો છે.

આપણને અંશમાંથી અખિલાઈ તરફ ધકેલી સર્વસંવેદનમાં સઙ્ક્રોપિત કરે દે એ સ્વસંવેદન સાચું. આમ થશે ત્યારે જ સમય ઊભો છે એ ભરચક ભીડને

ચોરીને પણ નીરખી શકીશું. ને સમયની લયાન્વિતતામાંથી પણ આગળ નીકળી શકીશું.

ભરચક ભીડે ઊભી નીરખું,
કોને કાજ સમય રૂક્યો છે.

*

આ બધા આગળની આગળ હું હતો,
આવતી હર પળની આગળ હું હતો.

'અચાનક'માં સર્જક સમયની સંવિત્તિ અનુભવે છે, તો 'અટકળ'માં અવઢવ-અનિશ્ચિતતાનો સમય છે. પણ 'હસ્તપ્રત'માં અતીત- અનુરાગ, સામ્પ્રતસહચિન્તન સાથે હોંકારા, પડકારા, અનાગત તથા પ્રકીર્ણ વિષય સબળ સહજતા ધરી ગઝલમાં આવે તો જ સ્વીકારું એ શરત સાથે કાગળ ઉપર કલમ ધરે છે :

કહે તે સ્વીકારું, શરત માત્ર એક જ.
મને મારી ક્ષણ દે, પરત માત્ર એક જ.

'પારા' જેવી આ શરત હાથમાં સાચવી ન શક્યાનો અફસોસ, શરાબમાં બરફનો ટુકડો પીગળે એમ પીગળી જાય છે એ કવિના કૅમરાએ બખૂબી ઝડપ્યું છે :

દિવસ સરકી જવામાં વાર નહિ લાગે વધુ મિત્રો,
નહીં સચવાય બહુ લાંબો સમય પારો હથેળીમાં.

*

કૈં એ રીતે સરે છે સમય તારા ખ્વાબમાં
ટુકડો બરફનો જે રીતે પીગળે શરાબમાં.

પ્રથમ શેરમાં ઉલા મિસરામાં 'નહિ' શબ્દને ગા અને સાની મિસરામાં 'લગા' બહરમાં લીધો છે. તો બીજા શેરમાં એ જ રીતે 'રીતે' શબ્દને પ્રથમ પઙ્ક્તિમાં 'લગા' અને દ્વિતીય પઙ્ક્તિમાં 'લલ' આવર્તનમાં મૂકી છન્દને નિભાવવાનો પ્રયત્ન કર્યો છે. આવી રીતે અન્ય કેટલીક જગ્યાએ કવિ મૅટરને વફાદાર રહેવા જતાં મીટરની છૂટછાટમાંથી નીકળી નથી શકતા !

સદીઓથી શિલાલેખોના અણઊકલ્યા છીએ અર્થો
તૂટ્યા અક્ષર અકળમાંથી અમે નીકળી નથી શકતા !

*

સમય સાથે કદમ ક્યારેય પણ મળશે નહીં મિત્રો !
વીતેલી બેક પળમાંથી અમે નીકળી નથી શકતા !

અણઊકલ્યા શિલાલેખના અર્થોની અનુભૂતિ ચૈતસિક લયસચ્ચલનોમાં ખોડઙ્ગાઈ તે સહજ સ્વાભાવિક છે પણ શિલાલેખ તો સમયના અકળ હાથની રેખા છે જેના દ્વારા તેમાં સમાયેલ સમયને નિહાળીએ છીએ.

તળેટીના રસ્તે શિલાલેખ વાંચું.
સમયના અકળ હાથની રેખ વાંચું.

અનન્ત અવકાશને સર્જક ક્યાંક ટૂંકાવી, પ્રલમ્બાવી બેવડાવી નવાં નવાં નિશાનો તાકી નવ્ય ભાવવર્તુળને પ્રસ્ફુટ થવાની ક્ષણ અર્પે છે. ક્યાંક ક્ષણ પરત મેળવવા જિન્દગીભરના ઉધામા તો ક્યાંક વીતી ગયેલા ભૂતકાળને પાછો ન દેવાની આજીજી....

મ્હેરબાની કર, સમય પાછો ન આપ....

એલિયટે કહેલી કલાની નિર્વૈયક્તિકતા મનોજના રૂપાળા સંવેગમાં દેખા દે છે. 'સદીઓ પૂર્વે ખોયો છે એ પારસ શોધવા માટે' પછી સાની મિસરામાં 'નગરની ભીડમાં નીકળ્યો છું માણસ શોધવા માટે'. અહીં 'પારસ' સાથે 'સારસ'નો પ્રાસ ઐતિહાસિક ક્ષણોમાં આપણને ફઙ્ગોળે છે.

ઐતિહાસિક સમયના જખ્મોમાં,
માનવીનો જ ઓળખાયો નખ. (૨૦)

લખાતી પળ વિના તો સાવ ખાલી ખાલી લાગે છે.
સકળ કારણ વિના તો સાવ ખાલી ખાલી લાગે છે. (૪)

વીતેલા બાળપણનો હાથ ઝાલીને જરા નીકળો.
નર્યા વિસ્મયની ક્ષણનો હાથ ઝાલીને જરા નીકળો (૯૦)

ઝગારા મારતી પળમાં અમે ઊતરી ગયા ઊંડે.
ફકત એક બિંદુ ઝાકળમાં અમે ઊતરી ગયા ઊંડે. (૯૨)

નખ અને જખ્મ દ્વારા ઐતિહાસિક વેદનાનું પ્રાગટ્યીકરણ (૨૦), 'વિના તો સાવ ખાલી ખાલી લાગે છે.' રદીફના રવમાધુર્યની સભરતા (૮૪), 'વિસ્મયથી ક્ષણનો હાથ'નો સજીવારોપણ અલઙ્કાર (૯૧), ઝગારા મારતી પળ અને ઝાકળમાં ઊતર્યાનું તરણ-તળણ (૯૨) હૃદ્ય છે.

ભ્રમણા અને ભણકારાની વચ્ચે ઊભેલી પ્રતીક્ષા તૂટી જવાની ધારદાર અણી પર હોય ત્યારે ખાલી ગજવામાં સૂના દ્વારોની ફાકાકશી સિવાય બીજું શું ભરી શકાય ?

જેના ઉપર ઊભીને સમય એને કાપતો,
ભ્રમણાની લીલી ડાળની વચ્ચે જીવું છું હું.

*

કદી આવીશ તો કેવો સમય ગાળ્યો બતાવાને,
સૂના દ્વારોનાં ભણકારા ભરું છું ખાલી ગજવામાં.

*

'બધાથી પર' થઈ પોતામાં પીગળી 'હસ્તપ્રત'માં કવિએ સમયના વિવિધ 'મૂડ'ને શબ્દસ્થ કર્યા છે. 'આવ-જા'થી પર એવો સમય એક ક્ષણમાં રજેરજમાં તો બીજી ક્ષણમાં કાગળના કોઈ ખૂણામાં છુપાઈ છે.

આવ-જા મારી જોઉં હરજન્મે,
એ સમય છું જે આવ-જાથી પર.
એક ક્ષણમાં રજેરજે વ્યાપું,
એ જ ક્ષણ હોઉં છું બધાથી પર.

'તે ક્યાં ગયો, કોઈ કહેતું નથી,' 'એમ પણ બને,' 'ને કારણે ઊભા રહ્યા છીએ', 'અમે નીકળી નથી શકતા', 'વિના તો સાવ ખાલી ખાલી લાગે છે.' 'નો હાથ ઝાલીને જરા નીકળો.', 'માં 'અમે ઊતરી ગયા ઊંડે' વગેરે સમયની સાભિપ્રાયતાને મૂર્ત કરતી રદીફો સમયાનુરૂપ વિહરી-વિસ્તરી છે. પ્રલમ્બ રદીફને નિભાવવાની પ્રવીધિ ને પ્રત્યગ્ચાઓ ઊડીને આંખે વળગે એવી કાબીલેદાદ છે. સેન્દ્રિય કલ્પન અને અરૂઢ પ્રતીકોને પણ સર્જક સિફતપૂર્વક ગઝલમાં સંયોજે છે. નરસિંહ મહેતાના સન્દર્ભો અવારનવાર આવતા રહે છે. તેની સાથે પ્રેમાનન્દ, ગીતાનું તત્ત્વજ્ઞાન પણ ઘણી જગ્યાએ દેખા દે છે. પુરાકલ્પનનો રસભર તકાજો પણ અનેક શેરમાં છે.

પળો જે જે મળતી રહી તે લૂંટતી રહી,
અમે આ વેળાનો રસભર તકાજો લઈ ઊભા.

*

હું તો પાંચસો વર્ષ આગળ છું તો પણ,
હજી વાંસે કરતાલ ને માણ ખેંચે.

*

ક્ષણમાં રચાઉં, ક્ષણમાં વિખેરાઈ જઉં હવામાં.
હોવું નથી જ તો આ આભાસ જેવું શું છે ?

'અટકળ'માં કવિ કહે છે :

નથી જીતનો સૂર્ય ઊગવાની આશા,
અહીંનો સમય છે શકુનિનો પાસો.

એક જ વિષય પર અભિવ્યક્ત થવાય ત્યારે એકવિધતા અને પુનરાવર્તનની સમ્ભાવના ભયસ્થાનો રહે છે. ઉપરના શેરનું શબ્દફેરે સીધું અનુકરણ 'હસ્તપ્રત'માં જોવા મળશે :

'આવી ગયો છે સામે શકુનિ સમો સમય
આજે ફરી શિકસ્ત થવાની ઘડી છે આ.'

સદીમાંથી મળેલી જાતને મળવાની ક્ષણ વરસોની લૂથી લથબથવાની તકલીફ સુધી પ્રલમ્બાય છે. અવાજોની રૂપાળી પળ છળ લાગે ત્યારે આપણે આપણને જળની વચ્ચેનો ટાપુ લાગીએ :

સદીમાંથી એકાદ ક્ષણ સાચવું.
મને હું મળ્યાનું સ્મરણ સાચવું.

*

અમે લૂથી લથબથ ઊભા કૈં વરસોથી,
સતત અમને રહી છે નીતરવાની તકલીફ.

*

અવાજોની રૂપાળી પળની વચોવચ.

મને ઊભો રાખ્યો તેં છળની વચોવચ.
સમયના પ્રવાહીપણા પર ઊભો છું,
હું ટાપું છું જાણે કે જળની વચોવચ.

વરસોની ઝંઝના અનેક શેરમાં તણખો થતી, ભૂલી પડી અથડાતી, અજગરના ભરડામાં વસતી, હાથથી સરી જતી, સ્વપ્ન થઈ આંખોમાં અમળાતી દેખાય છે.

જ્યાં પહોંચવાની ઝંઝના વરસોથી હોય ત્યાં,
મન પ્હોંચતાં જ પાછું વળે એમ પણ બને !

*

પડ્યું છે એક ઠંડું શબ બરફપેટીમાં વરસોથી,
હું ખોલી જ્યારે જ્યારે જોઉં તો તણખો મળી આવે.

*

વરસોનો હોત, એનો કશો રંજ હોત ના,
ક્ષણની સફરમાં આપણે ભૂલા પડ્યા છીએ.

*

અમે કોઈ અજગરની અન્દર વસેલા,
પળેપળ રહ્યો રોજ ગુંગળાવી ભરડો.

*

સ્વપ્ન ઊડે ન એથી, વરસોથી-
એ સૂતો બાંધી આંખ પર પાટા.

'સ્વપ્ન આંખ પર ન ઊડે'ના નૂતન કલ્પનમાં વિસ્તીર્ણ વેદના પછી આમ વિશદ સમાધાન શોધી લે છે. મનોજ ખણ્ડેરિયા 'હસ્તપ્રત'માં વરસો, ક્ષણોની વાત કરે ત્યારે હઝજ અને મુતકારિબ વજનમાં જ વધુ વહે છે. અમૂર્ત ક્ષણને મૂર્ત કરી અનાયાસ કલમમાં આવી ચડેલ સમયને કાગળ પર શાહી રૂપે આમ વહાવે છે :

વાતાવરણને કારણે ઊભા રહ્યા છીએ.
સૂસવાતી ક્ષણને કારણે ઊભા રહ્યા છીએ.

નિતાન્ત-નિનાદ સાથે વહ્યા કરતી સમયની માટીનું નામ મનોજ છે. ત્યાં ગઝલનાં ફૂલ ઊગી-ઊછરી શકે છે.

ગત સમય નભ તોડીને નીસરી શકે,
ક્યાં સુધી કોઈ તને વિસરી શકે ?
જે સમયનું નામ માટી છે, હજી;
શક્યતાના ફૂલ ત્યાં ઊછરી શકે.

'થવાની ઘડી છે આ' જેવી સમયવાચક રદીફ તો પળ, અજ્જ, આગળ કે ક્ષણ, વાતાવરણ જેવા સમયસૂચક કાફિયા આ કવિ અવારનવાર ગઝલમાં પ્રયોજે છે.

સમયનો જખ્મ એટલે માણસની મનોહારી કલ્પના કરે છે તો 'ક્યાંક તલવાર જેવો લટકતો સમય હવે નથી એ ખાલી મ્યાન જેવો છે' ની વેદના એક બાજુ, તો બીજી બાજુ 'કાળની વહેતી નદીનું મૂળ છું', એવો હુંકાર કરી કહે છે કે કોઈને હાથ આવું એ વાતમાં દમ નથી. આમ, બહુપરિમાણી સમયના બહુવિધ પરિણામ આપણી સામે આવે છે.

'હસ્તપ્રત'ના સમયની દ્રુત અને વિલમ્બિત ગતિમાં આટલા શેર માણ્યાની ક્ષણમાં ભાવવિભોર થયા વિના ન રહેવાય ! સર્જનાત્મક સ્ફુલ્લિઙ્ગને જ્યારે એક વિષયમાં ફરીફરી સહજ કે સયત્ન વહેતા હોય કે વહાવીએ ત્યારે સર્જક સામે સૌથી પહેલો અને મોટો પડકાર એકવિધતાનો આવીને ઊભો રહે છે. આ કવિ એમાંથી બચી શક્યા નથી. પણ એવું બહુ ઓછી જગ્યાએ બન્યું છે. એક જ વિષયને લઈ જુદી જુદી ભોંય પર ડગ માંડીએ ત્યારે પોતાનુકરણ અને પદ્યીકરણથી પણ મનોજ બચે છે એ ગઝલના થોકબન્ધ ઊતરતા ફાલ વચ્ચે જેવીતેવી વાત નથી !

☐

## રસાત્મકમ્

### કાલાગ્નિને

રાજેન્દ્ર શાહ

આવ આવ
        હે કાલાગ્નિ આવ.
યુગાન્તરે કરું હું આહ્‌વાન.
        હે આરાધ્ય પ્રાણવાન.
એ... અતીત,
        મય દાનવનું મહાવન
હે હુતભુજ,
        ત્હારે કાજ
        કૈંક જૂજ કવલ, - ભોજન.
આવ હે ચિન્મય, જાતવેદ
        આવ.
પ્રવઞ્ચક અમ સર્વ
        ત્હારાથી અજાણું નહિ કર્મ.
સકલ તે કીજે નષ્ટ,
રહે નહીં કોઈ - કતિપય.
ચાહું છું હું
        દુરિતનો ત્વરિત વિચ્છેદ.
સર્જન વિસર્જને સર્જન,
        ચક્રગતિ લયે આવર્તન
નહીં કોઈ વ્યથા, નહીં ભીતિ,
ચાહું છું હું પાવકની પ્રીતિ.
આવ આવ હે કાલાગ્નિ
        આવ.
અમ સર્વ કિલ્મિષની આહુતિથી
        પુષ્ટ
        થઈ તુષ્ટ
અમી વરસાવ.. આવ આવ...

### નભમાં કનકવા

રાજેન્દ્ર શાહ

કેટલા રઙ્ગીન ચગે નભમાં કનકવા :
ઓતરાતા મળેલ છે સઙ્ગમાં પવન-વા.

આજ તો સૂરજનો યે
        ગમતીલો ધૂપ :
જાણે કોઈ વ્હાલીડાની
        મળી મીઠી હૂંફ :
કૉણ ત્યાં અલગ રહે, કૉણ ચહે ભેટવા !

ઢેવના તોખાર જેમ
        જોરમાં પાવલિયો,
કોઈ તો લોપાય જેમ
        ખરતો તારલિયો :
છાપરે ચડેલ ટોળી લાગી રે હરખવા.

### ઝરમર-ભીની હવા

રાજેન્દ્ર શાહ

ઝીણી ઝીણી ઝરમર, ઝીણી ઝીણી બુન્દન,
ભીની ભીની હવામહીં ભીનું એવું ગુઞ્જન.

        અણુ અણુ મહીં મુજ
                લહુ એ જ ચાલ,
        જાણે અનુરાગભર્યો
                દઈ રહે તાલ :
        તળાવને નીર, તેવું રુદે હળુ કમ્પન.

        લહર લહર વહી
                જાય જેમ તીરે,
        જવું ઉરભાવનુંયે
                એમ દૂર ધીરે :
કને આવી કોઈ જાણે કરે કૂણું ચુમ્બન !

# ના કશો દોર
## ધીરુ પરીખ
(વનવેલી)

સમયના આદિમ બિન્દુથી
કિલો કિલો મીટર કાપીને
લો આ પહોંચ્યા આજ સુધી.
અવકાશના સ્થળેથી
મિનિટ મિનિટ ગણી
સ્થળને સમયમાં માપવા મથ્યા.

પથ્થર આવ્યો ને આવ્યું પૈડું
પૈડે પૈડે સંસ્કૃતિનો રથ
પહોંચ્યો તર્જની ફરતે ઘૂમતા સુદર્શને
ત્યાંથી વળી પહોંચ્યો અશોકસ્તંભે
પછી યરવડા ચક્રે
વળી પહોંચ્યો પરમવીર ચક્રે.

ચક્રના સૌ આરે આરે
યન્ત્ર અને યન્ત્રનું વિજ્ઞાન
સમેટાયું એમાં સહુ સંસ્કૃતિનું જ્ઞાન
યન્ત્ર એ જ આજનો છે મન્ત્ર;
યન્ત્રના ચક્રના આરે વિસ્તરે યન્ત્રણા
તેમ તેમ મન્ત્રમાંથી પ્રસવે મન્ત્રણા.

અણુશક્તિથી પછી તો ખેંચાવા લાગ્યો તે
સંસ્કૃતિનો રથ
પૅરિસથી પોખરણ
ઈસરોથી નાસા,
શાન્તિ માટે શાન્તિનું ઈંધણ.
ગોડાર્ડથી હરિકોટા-
લાઈકા ને બેલ્કા તથા સ્ટ્રેલ્કા
યુરી ગાગારિન, નીલ આર્મસ્ટ્રૉંગ,
વળી રસેલ શ્વેકાર્ડ ને રાકેશ શર્મા :
પ્રશ્ન ગયો વાયુમણ્ડળની પેલે પાર
'કૈસા દીખતા હૈ ભારત વહાં સે ?'
'સારે જહાંસે અચ્છા' ને
તાળીઓનો ગગડાટ;
શમે નહિ અવિરત ભાષણોમાં શસ્ત્ર-ખખડાટ.
પ કૅપિટલ હિલ ને
વિઠ્ઠલભાઈ પટેલ સંસદભવન
શાન્તિ, શાન્તિ, શાન્તિ - મન્ત્રોચ્ચારનો હવન
પાછું UN ભવન.
પ્રતિબન્ધ જોઈએ, ના જોઈએ-ની ચર્ચાનો ત્યાં
કોલાહલ મચ્યો :
ભેળપુરી, પાઉવડાં, દાબેલી ને
ચિકન નગેટ્સ, હૉટ ડૉગ, સલાડ વિથ ટૉપિંગ્ઝ,

મેનૂ કાર્ડ જોઈ જોઈ
ચારે કોર મચ્યો છે કૈં શોર !
હવે હાથમાં રહે ના કશો દોર !

## મન્દલહર

ભાનુપ્રસાદ પણ્ડ્યા

મન્દ લહર હેમન્તી અધુના,
લજ્જિત પગલાં-શી નવવધૂના !
મન્દ લહર હેમન્તી અધુના.

ધુમ્મસવસને મુખ અવગુણ્ઠિત,
ઓસબિન્દુએ કેશ સુમણ્ડિત,
તૃણ પર નહિ રે પદ તવ અઙ્કિત,
મૂક સન્દેશો સ્રવતી મધુના ?
મન્દ લહર હેમન્તી.

મુગ્ધ પક્ષ્મ શી ચઞ્ચલ આતુર,
સ્પર્શે સ્મરણ ચડે તરણાઙ્કુર !
ક્ષણ સમીપે લસતી ક્ષણ દૂરદૂર,
રોમદ્વાર વિરમતી વધુ ના !
મન્દ લહર હેમન્તી.

## આ ચાદર

ગિરીશ ભટ્ટ

આ ચાદર ક્યાં છે મેલી ?
ધૂવે રાતભર એ ચાદર તો ધોબણ કેવી ઘેલી ?

કોઈ કબીરે વણી નિરાંતે
થઈ ભીતરથી ખાલી,
કોઈ મીરાં ઓઢીને નાચી
મસ્તીમાં મતવાલી.
એની અઢળક ભાતે ભાતે ખૂલે અગમની ડેલી.
આ ચાદર ક્યાં છે મેલી ?

આ ચાદર તો શ્યામ શ્યામ
પણ ઊજળાં થાય શરીરો;
અનહદમાં રમમાણ થાય
સૌ ધીરો અને બધિરો !

તાણે તાણે વાણે વાણે કરુણા પણ સઙ્કેલી.
આ ચાદર ક્યાં છે મેલી ?

## ક્યાં ?

ભાનુપ્રસાદ પણ્ડ્યા

પ્હેરી ચતુર્દિશથી ધૂસર સાળુ, ઢાંકી
લીલેરું રૂપ, ઊભી સીમ ધરી અબોલા !
પાસે ધસી અરુણ ઘૂંઘટ ખોલવાના
માંડે પ્રયાસ, થઈ રક્તિમ જાય થાકી !
નીડે હજી ખગ બધાંય સુષુપ્ત, શીતા
વ્હેતી હવા, રવિતણો જરી ઊષ્ણ રોષ
પાંખે અડે, કલરવો ફફડી અચિન્તા
જાગી ઊઠે ! ઊગતી ભોર થતી સરોષ !

જાગી ઊઠું હુંય : અરે, કશું સ્વપ્ન જેવું
જોયું ? સર્યું ? અવ સમીપની બારીમાંથી
ન્યાળું : ઊંચેરી ચિમની થકી ધૂમ્રગોટા
કેવા છવાય ઘર-ટાવર છાપરાપે !
ક્યાં ધુમ્મસી જનપદી સરી રમ્ય સીમ ?
ક્યાં ધૂમ્રછાઈ ઊભરી નગરી અસીમ !

## સર્જનહાર સમેત

હરિકૃષ્ણ પાઠક

સરસર ઝરઝર ઝાડ-પાંદડે
ફરફર ઊડે બારીમાં
તડતડ ધડધડ છાજ-છાપરે
સરતરબોળ અટારીમાં.

કાગળની હોડીમાં તરતી
ગલી ગલી કલશોરભરી
ભીંત-અઢેલી ઊભાં ઢોરાં
રુંવે રુંવે રોમાઞ્ચ ધરી.

મન વિરહીનાં આકુળ-વ્યાકુળ
હળ્યાં-મળ્યાંનાં છલકે હેત,
સચરાચર સુખસાગર હલકે
મલકે સર્જનહાર સમેત.

## અક્ષર-ગીત

દાન વાઘેલા

અહો ! અક્ષર બડભાગી !
દેશવટો અમને દીધો
-કે ગયા હતા તમે ત્યાગી ?
અહો ! અક્ષર બડભાગી !

મન પર માઠા સોળ પડ્યા ને
તોય તમે રહ્યાં સૂતાં !
શબ્દ છડેચોક શહીદ થયા'તા,
અર્થ ભણાવે ઊંઠાં !
વા'ણાં વાયાં વર્ષોનાં જ્યાં
ખરી મિત્રતા તાગી !
અહો અક્ષર બડભાગી !

અપરંપારા અવરજવરની
પળમાં ભેટ્યા આજે !
અમે ભૂલ્યાં તો તમે સંભાર્યાં,
મર્મ-લય ને મલાજે !
અમરવાડિયું ઊજડી'તી ત્યાં
ધર્યાં ફૂલ વરણાગી !
અહો અક્ષર બડભાગી !

## શબ્દ-ગઝલ

દાન વાઘેલા

શબ્દ આલાપી જુઓ, માપી જુઓ !
શબ્દ લીલાં વાંસ છે કાપી જુઓ !

શબ્દ દરિયો, માછલી ને ટાપુ પણ-
શબ્દ-જાળે જિન્દગી નાખી જુઓ !

શબ્દ પળમાં થઈ શકે હીરોશિમા;
શબ્દને દીવાસળી ચાંપી જુઓ !

શબ્દ પણ સમ્બન્ધ નિભાવી શકે;
શબ્દ-શબ્દે સાંકળો બાંધી જુઓ !

શબ્દ રૂપે લાખ બ્રહ્માંણ્ડો મળે;
શબ્દ જાપો એક, ને પામી જુઓ !

શબ્દ સ્વયંભૂ ગણાયો જ્યારથી;
શબ્દ-તળનાં મૌનને તાગી જુઓ !

શબ્દ નામે દાનમાં આપ્યા હતા;
શબ્દ સોહાગી કે વૈરાગી જુઓ !

## 'ચાલ' કહે તો...

ચન્દ્રકાન્ત શેઠ

'ચાલ' કહે તો ચાલજો,
'દોડ' કહે, દડબડજો !
'ખૂલ' કહે તો ખૂલજો,
પક્ષી થઈ ફડફડજો !
ખોટું કરે તો ખડી જજો,
ને વાંકું કહે તો વઢજો,
સાચું કહેનારાની વાંસે
હસતાં હસતાં પડજો.
બદબૂ સામે બન્ધ થજો ને
ખુશબૂ સામે ખૂલજો,
અગન શૂળની સામે થાજો,
ઝાકળ થૈ ફૂલ ઢળજો.

## બે ગીત

ભગીરથ બ્રહ્મભટ્ટ

(૧)

એ આંખોએ અભડાવ્યાં ભૈ છાંટો અમને વાણી રે
લ્યો, વાણીથી વટલાયાં બૈ, ભાષા પણ અભડાણી રે.

ઝરણા જેવું ફૂટ્યું ભાઈ ઝાકળનું એક ટીપું રે
ચાંદા જેવા મનના સૂરજ અડખેપડખે લીપું રે

ઉમ્મર ભેદી ધસમસ ધાયાં, રૂંધાયેલાં પાણી રે.

ધબકારાની ધારે બેઠું ઘાયલ પક્ષી ટોળું રે
તરણા ભેળા ટૌકા ગૂંથે શબ્દોનું ઘરચોળું રે

મૂળિયાં મબલખ મલક્યાં ભૈ - અમરતની એંધાણી રે.

(૨)

ભાઈ આપણ તો એવા મહેમાન !
મારગડે પગલીઓ ખીલતી રૂહે એનાં તે હોય શાં ગુમાન ?

આભેથી સૂરજ ને ધરતીનાં ઝાડપાન
આવકાર આપે ઈ ઝોલીએ,

કેડી પર ઊડનારાં પક્ષીની જાત છીએ
પાંખો પ્રસારીએ, ખીલીએ,

ધરતીએ માંડેલી વારતાઉં સાંભળીએ, રાખીને સરવા રે કાન !

કીકીમાં સાગરની ભરતીને ઝીલીએ
તડકાને બટકાથી ચાખીએ,
વાયુની સઙ્ગાથે ગોઠડિયું બાંધીએ
જીવતરને જાળવીને રાખીએ,
ધૂળમહીં બેસણું ને આકાશી ઓઢણું એ જ રે સાચાં સન્માન !
ભાઈ આપણ તો એવા મહેમાન !

## ધારવાનું ગીત

ગૌરાંગ દિવેટીઆ

ધારો તો એકાદું ફૂલ તમે ધારજો
રાતા ગુલમહોરને ન ધારતા,
સાંભળ્યું છે વાયરાએ ભૂંસી દીધી છે
આખીયે આખી એની વારતા

શમણું કહો છો તે તો નજરોની ભ્રમણા
નજરો એ આંખોની ભૂલ,
આંસુ તો સાવ જાણે આંખોની ઘટના
કોણ જાણે ક્યાંય એનાં મૂળ ?

ધારો તો ઝીણા ઝબકારાને ધારજો,
સૂરજ જેવું ન કશું ધારતા.

ટહુકા ખૂટ્યા ને પછી પીછાં ખર્યાં

તોય સંભળાતું પક્ષીનું ગીત,
શ્વાસ જેવા શ્વાસને કહેવું પડ્યું
કે મરવાની કેવી આ રીત !
ધારો તો ધીમા ધબકારાને ધારજો
માણસ જેવું ન કશું ધારતા...

# કિઙ્ગ લીઅરને અનુલક્ષીને

પ્રવીણ પણ્ડયા • રઞ્જના અરગડે

જુઓ કિઙ્ગ લીઅર,
ત્યાં
દૂર દૂર
ચારપગે ચાલતી મનુષ્યાકૃતિ-
આગલા બે પગના સશક્ત પઞ્જા વડે ખોદે છે પૃથ્વી
અને અન્દરથી નીકળે છે તાજ,
તમે જોઈ શકો છો કિઙ્ગ લીઅર
કે એ મનુષ્યાકૃતિ
આગલા બે પગના પઞ્જામાં તાજ પકડીને
ધીમે ધીમે
બે પગે ઊભી થવા પ્રયત્ન કરી રહી છે,
પણ
સત્તા સત્યને જાણવાની સમજણને કુણ્ઠિત કરી નાખે છે.

સત્તાથી નથી મોટી કોઈ માયા
અને એનાથી નક્કર નથી કોઈ કારમો યથાર્થ,
લોહીલુહાણ હાથનો ભ્રમ
કોઈક ધોયા કરે છે ઇતિહાસના અરીસામાં.
કિઙ્ગ લીઅર,
આ જળાહળા રાજભવનમાં ભરાયેલો દરબાર
તમારા ચહેરા પરની કાન્તિ નથી જોતો
પણ ધ્યાનપૂર્વક ગણે છે
તમારા ચહેરા પર ઉત્તરોત્તર વધતી કરચલીઓ.
જુઓ,
દરેકે દરેક સરહદ પરથી
નિરવ પગલે આગળ વધી રહ્યું છે મૃત્યુનું સૈન્ય
જેની વ્યૂહરચનામાં અચાનક જકડાઈ જાય છે જીવન
જેમ હવાના ભરડામાં રહેસાઈને સમૂળું ઊડી જાય છે
તોતિઙ્ગ વૃક્ષ.

પૃથ્વીની છાતી પર ઉલ્કાપાતો
પછી પણ બનતાં હોય છે
મીઠાં પાણીનાં સરોવર.
કાશ,
કાશ, કિઙ્ગ લીઅર,
આપણે શીખી શક્યા હોત આ હુન્નર.
પણ
મનુષ્ય વાવે છે મહેચ્છાનાં બીજ
અને
આપ્તજનોને ભરસભામાં નિર્વસ્ત્ર કરી
નોતરે છે પોતાનું એકલુંઅટૂલું મૃત્યુ.
તળાવની વચ્ચોવચ્ચ ઊભો રહી
અને
કોઈ
વૃક્ષ નીચે અસાવધ ક્ષણોમાં હણાય છે
અજાણ્યા-સામાન્ય માણસના
અમથા એવા બાણથી.
માતા ચૌદ ચૌદ વરસના વનવાસ આપે છે પુત્રને
અર્ધાઙ્ગના પતિના કાનમાં રેડે છે ઝેર
શિક્ષિત-દીક્ષિત પુત્ર હણે છે માતાને-
સત્તા અને વેર જોડિયાં સન્તાન. કિઙ્ગ લીઅર.
માટે
મારી નિસબત છે
તમારી અન્દરના લીઅર સાથે
જેના માથા પર તાજ બનીને બેઠો છે કિઙ્ગ.
મને યાદ આવે છે
બાળપણમાં માએ ગાલ પર કરેલું કાળું ટપકું,
જેનાથી નિર્મલ નિશ્ચલ અને પવિત્ર કશું જ નથી

અને આપણે એ ગુમાવી ચૂક્યા છીએ, કિઙ્ગ લીઅર !
અને
તમને ભલે સારું લાગતું હોય, કિઙ્ગ લીઅર
પણ
જેમના બે હાથ
ઝૂકતા
ઝૂકતા
ઝૂકતા
પગ બની જતા હોય
એ મનુષ્ય ન હોઈ શકે,
તમારે
આ વાત સમજી લેવી જોઈએ, કિઙ્ગ લીઅર
કે
સત્તા ક્યારેય
બે પગ પર ઊભી નથી રહી શકતી
અને
ચાર પગવાળા
મનુષ્યથી બનતો નથી બહેતર સંસાર.

## THE BEING

ગૌરાંગ દિવેટીઆ

શબ્દને ઢણ્ઢોળવાની વાત છે,
મૌનને સઙ્કોરવાની વાત છે.

જે ક્ષણો બાંધી લીધી'તી હાથમાં,
એ હથેળી ખોલવાની વાત છે.

એક સપનું રાતભર સળગ્યા કરે,
આંખને ભીંજાવવાની વાત છે.

જે બધાં પગલાં પછી પાછાં વળ્યાં,
તે ઉપાડી ચાલવાની વાત છે.

અન્ધકારો જ્યારથી થીજી ગયા,
સૂર્યને સળગાવવાની વાત છે.

શબ્દની પાછળ છુપાયો શબ્દ જે,
કાનથી યે સ્પર્શવાની વાત છે.

જે સમ્બન્ધો શ્વાસમાં મ્હેંકી ગયા,
તે ક્ષણોને સૂઙ્ઘવાની વાત છે.

એ નગર જ્યાં કોઈ પણ હોતું નથી,
ત્યાં પછી મેળો ભર્યાની વાત છે.

### ઈ.સ. ૨૦૦૦નાં 'કવિલોક ટ્રસ્ટ'નાં પારિતોષિકો

૧. બ.ક.ઠા. સૉનેટ પારિતોષિક રૂ.૫૦૦-૦૦ શ્રી ઉશનસ્‌ના સૉનેટ 'તમારો ગ્રૂપ ફોટો જોઈને' માટે

૨. હિમાંશુ (બાબુલ) પારિતોષિક રૂ.૧૦૦૦-૦૦ શ્રી હરીશ મીનાશ્રુને 'પદમાઞ્જલી' માટે

૩. વ્રજલાલ દવે અવલોકન પારિતોષિક રૂ.૨૫૧-૦૦ 'વૃદ્ધત્વની સ્વીકૃતિ'માટે શ્રી પ્રફુલ્લ રાવલને

૪. સ્વ. ભાવનાબહેન મુકુન્દરાય દેસાઈ આસ્વાદ પારિતોષિક રૂ.૩૫૧-૦૦
'ગુજરાતી કાવ્યાકાશનું મેઘધનુષ'માટે ડૉ. પ્રસાદ બ્રહ્મભટ્ટને

નિર્ણાયકો : શ્રી ચન્દ્રકાન્ત શેઠ અને 'કવિલોક'ના તન્ત્રી

## હવેલીને
### અશોક ચાવડા 'બેદિલ'

જનારા એ રીતે ચાલ્યા ગયા છે સૂની મેલીને
હજારો કોશિશોથી ના સજાવાઈ હવેલીને.

હવે આથી વધારે ભાગ્યનું શું હોય પલટાવું
નજૂમીઓ જુએ છે એકબીજાની હથેલીને !

ફરીથી પાંગર્યું છે ફૂલીફાલીને ખખડધજ વૃક્ષ
તમે બેઠા હતા બસ જ્યારથી એને અઢેલીને.

નથી હારી શકાતું કે નથી જીવી શકાતું પણ
સમય ચાલ્યો ગયો મારો અધૂરો ખેલ ખેલીને.

ફક્ત એ કારણે હું આંસુઓ સારું નહીં 'બેદિલ'
ઝરણ આગળ જતાં થૈ જાય છે દરિયોય રેલીને.

## બાકી છે હજી
### રાજેશ મહેતા 'રાજ'

રાત બાકી, વાત બાકી છે હજી,
દોસ્ત, ઝંઝાવાત બાકી છે હજી.

જીતવામાં ક્યાં કશું કંઈ શેષ છે ?
ફક્ત તારી જાત બાકી છે હજી.

આટલાથી ખળભળી ગયો કેમ તું ?
વજ્ર જેવી ઘાત બાકી છે હજી.

હું કિનારે નાવ લઈને બેસ મા,
ઊઠ, દરિયા સાત બાકી છે હજી.

સૂર્ય, તારા, ચન્દ્ર નભને એ પછી
તારી જ મુલાકાત બાકી છે હજી.

## ડાળ આંબાની નમેલી...
### હરદ્વાર ગોસ્વામી

જ્યારથી પીડાની વેલી થઈ ગયો.
એક માણસ બસ પહેલી થઈ ગયો.

એક રાજા ભોજ જેવો આદમી,
સાવ અમથો ગઙ્ગુ તેલી થઈ ગયો.

તું હસી પાયાની ઈંટો જેમ, ને-
હું હવામાં પણ હવેલી થઈ ગયો.

કૈં યુગોની પીડ કરતી આવ જા,
હું ખખડધજ ખુલ્લી ડેલી થઈ ગયો.

મઞ્જરી 'હરદ્વાર' ફૂટી શબ્દની,
ડાળ આંબાની નમેલી થઈ ગયો.

## ઝરમર
### ગુણવન્ત ઉપાધ્યાય

પૂછી પૂછીને અહીં વરસાદના છાંટા ખરે,
છેક આવું હોય ત્યાં શાને કવિ કવિતા કરે ?

હેલમાં રમતું રહ્યું દુષ્કાળનું માઠું વરસ
કાય કન્તાઈ અને પગલાં બધાં પાછાં ફરે.

જ્યાં વિચારું વેણ બે વરવા લખી બસ નાખીએ
ત્યાં જ લેખણ લાખ ને આકાશનો કાગળ ધરે.

ના વરસવું હોય તો કોઈ જ બળજબરી નથી
જ્યાં વસે મિતવા અમારો ત્યાં જઈ અભરે ભરે.

પાણી-પાણી થઈ ગયાં વરસોજૂનાં વાસ્યાં કમાડ
તોય ભીતર એક જણ આકણ્ઠ કાં તરસે મરે ?

## વ્યર્થ-વિચાર-વલોવણ

પ્રાણજીવન મહેતા

લે આ કાગળ કરડ હવે તું,
શીખી ભાખા ભરડ હવે તું.

તું કાં અમથો તન્ત વિલાપે ?
છળ ચોઘડિયે ગત આલાપે ?

તું / હુંમાં હું કાં રે ગોતે ?
હું / તુંમાં તું ચડતો ગોથે.

સાવ જ કોરો કાગળ ટાઢો,
ક્ષર-અક્ષર ગણી વેઢા વાઢો.

અંજ્ઞ-ઉપાજ્ઞે અવઢવ ઓઢી,
પણ્ડ વિસરવા જા તું પોઢી.

વાત-વલોવણ માંડી વાળો,
કથન-કરમમાં કાંડી બાળો.

વાગોળ કથા, થા ઓળઘોળ,
પળમાં પેસી છળને ડહોળ.

પિણ્ડ વલોવી પણ્ડ વિચારે,
પોત ખખડતું નાભિદ્દુવારે.

ગળથૂથીના ગુણ જે માણ્યા,
અરથ-નરથથી સાવ અજાણ્યા.

બાણ ચઢાવી બેઠા પારથ,
વીંધો અબ તો પિણ્ડ-પદારથ.

## ભોપા ભગતનું ભજન

પ્રાણજીવન મહેતા

(૧)

અવઢવ ઓઢ ક્યોં તુંને પૈર લમ્બાયો
ભોપા, ક્યોં ભૂલ ભૂત, અજ્ઞ ભભૂત લગાયો

તોહે ભોપા, તિમિર લાગત બહુત પિયારો
અગન પાસ બૈઠ અજ્ઞ ના હો ઉજિયારો
ભીતર લે સાંસ સમજકી, હોવે સબ તિહારો

ભોપા, ક્યોં ભૂલ ભૂત, અજ્ઞ ભભૂત લગાયો
અવઢવ ઓઢ ક્યોં તુંને પૈર લમ્બાયો ?

મન બાંધત છોડત ભોપા ગહન ગઠરિયાં
ગરવ-ગાંઠ ના છૂટત કરત રહો છટપટિયાં
ઘટ કાહે ઘૂટો, જબ દેખ શરો ના દૂરિયાં ?

અવઢવ ઓઢ ક્યોં તુંને પૈર લમ્બાયો
ભોપા, ક્યોં ભૂલ ભૂત, અજ્ઞ ભભૂત લગાયો ?

(૨)

ભોપા, તું કાં રે ઊભો હાવાં અરથને આધાર ?
જરી તું જો, ચોમેર વરસે અનરથ અનરાધાર.

ભોપા, તું કાં રે ઊભો હાવાં અરથને આધાર ?

શેઠ-વાણોતર તો વ્યરથને વેચી અરથને વરે
ખરીદવું શું ? ખાંપણ કે ખપ્પર, તું કાં વિચારે ?
જરી તું જો, ચોમેર વરસે અનરથ અનરાધાર
ભોપા, તું કાં રે ઊભો હાવાં અરથને આધાર ?

વહીમાં થાશે જમે વેપલો, એકલો રહીશ તું ઉધારે
પિણ્ડે વીંટાઈ વળશે ફિણ્ડ, પણ્ડ ભાળીશ તું ક્યારે ?
જરી તું જો, ચોમેર વરસે અનરથ અનરાધાર
ભોપા, તું કાં રે ઊભો હાવાં અરથને આધાર ?

## પહેરા નડ્યા !

ઉશના

ક્યારે મને તારી ગલીના ઊંઘતા રસ્તા નડ્યા ?
મધરાતના ભરનીંદમાં આ જાગતા પહેરા નડ્યા !

મારે તો ભીંજાવું હતું તરબોળ તારા નેહમાં,
ગાજ્યાં ઘણાં, વરસ્યાં નહીં, આ વાદળો ઠાલાં નડ્યાં !

હસવું હતું મારે પરન્તુ કેમ હસવું, બોલ તું ?
તારી ભીની આંખનાં આંસુ મને કોરાં નડ્યાં !

કાંટાની સાથે બે-ઘડી અમથી કરી જો દિલ્લગી,
તો લો, હવે ફૂલો તણાં આ કાયમી રૂસણાં નડ્યાં !

સારું થયું, આંખો ગઈ, દેખાય છે ઝળહળ હવે,
આંખો વિનાની દૃષ્ટિને ક્યારે ભલા પડદા નડ્યા ?

જાગી ઊઠ્યા લો, પર્વતો સઘળા સફાળા નીંદથી,
એક ખીણની મૂંગી ચીસોના એમને પડઘા નડ્યા !

છે આમ તો બહુ બોલકા શબ્દો ગઝલના શહેરના,
બે-ચાર એમાંના મને મૂંગા અને બહેરા નડ્યા !

## જે ક્ષણે

કરસનદાસ લુહાર

શ્વાસથી આગળ જનારા લોકને વારી શકાય,
'જોખમી મારગ છે આગળ' : પાટિયું મારી શકાય.

આંખમાં જે હોય એને એમ ઈન્કારી શકાય,
વીગમાં ઊભો રહીને રણને સંભારી શકાય.

ખેલવા માટે બીજું જણ જોઈએ એવું નથી,
કે, સ્વયં સામે ય પણ જીતાય ને હારી શકાય.

બેઉ ઠૂંઠા હાથને ભૂલી શકે તું જે ક્ષણે
એ જ ક્ષણનું શિલ્પ બસ તારાથી કણ્ડારી શકાય.

સારું છે કે, શબ્દથી આ કાગઝી ધરતી ઉપર
મન પડે ત્યારે મહાપુરુષને અવતારી શકાય.

## બન્યો છું

મનીષ પરમાર

કો' અષાઢી યાદની ફોરમ બન્યો છું,
આવ, હું વરસાદની મોસમ બન્યો છું.

તું વહેતી'તી સતત ફૂલો બનીને-
હું પવનથી પાતળું રેશમ બન્યો છું.

એક આખી રાતના ટુકડા કરીને-
આજ ખીલ્યા ફૂલનું શબનમ બન્યો છું.

બોલતું વેરાન હાડેહાડમાંથી-
શ્વાસમાં થોડોક લીલોછમ બન્યો છું.

મેં ગયા ભવને ચણી લીધો દુ:ખોમાં-
હું સમયમાં એટલે પગભર બન્યો છું.

## વારતા વરસાદની...

કિરીટ ગોસ્વામી

ફૂલ ને કાંટા વિશે હું ગૂંચવાયો છું હજી,
અવનવા ફાંટા વિશે હું ગૂંચવાયો છું હજી.

વારતા વરસાદની સમજાઈ આખ્ખી ક્યાં મને,
એક-બે છાંટા વિશે હું ગૂંચવાયો છું હજી.

આ સમયની ટ્રેન જેના પર સતત દોડ્યા કરે,
ગુમ એ પાટા વિશે હું ગૂંચવાયો છું હજી.

ઊઠશે તોફાન ઐતિહાસિક જેમાંથી કદી,
એ જ સન્નાટા વિશે હું ગૂંચવાયો છું હજી.

લાખ ચોર્યાસી કહો, કેવી રીતે પૂરા થશે ?
એક આ આંટા વિશે હું ગૂંચવાયો છું હજી !

## પીધા કરું / તાપી - વાપી પ્રદેશયાત્રા સંદર્ભે

ગુણવંત ઉપાધ્યાય

તામ્રવરણી કન્યકાના લીલવા પરિધાન જેવા શ્વાસને પીધા કરું, પીધા કરું, પીધા કરું;

છમ્મલીલી શક્યતામય લાગણીના તાર જેવા ઘાસને પીધા કરું, પીધા કરું, પીધા કરું.

આ ધરા શું વૃક્ષઘેલી ખાણ છે કે અધખીલ્યા અન્ધાર નીચે ખૂલતાં ચરિયાણ જેવાં દ્વાર છે ?
ચેતનાના છેક ઝીણા દૃશ્યના સઞ્ચારમય અજવાસને પીધા કરું, પીધા કરું, પીધા કરું.

ચાલતાં ખુલ્લા પગે ફળદ્રુપતાની ફાંટમાંથી છેક રસ્તા પર ઝૂકેલી ડાળનું ચુંબન લઈ
પૂર્ણ વિકસિત ચાંદનીમાં નિત્ય ન્હાતા વૃક્ષમય ઉલ્લાસને પીધા કરું, પીધા કરું પીધા કરું.

ઝળહળાં રોમાઞ્ચના રજકણ સજ્યા આવાસનાં તમરાં મઢ્યા ફળિયા વચોવચ અર્ધ તન્દ્રિત જાતને
લાગતું ખોળા સમું ને મોજના મેળા થકી ચોપાસને પીધા કરું, પીધા કરું, પીધા કરું.

કાલીઘેલી કન્યકાના કેશથી ટપકી પડેલાં સ્વાતિબુન્દો હાથમાં ઝીલી લીધા છે ત્યારથી
આંખમાં આખુંય નીલામ્બર સજી મસ્તીભર્યા મધુમાસને પીધા કરું, પીધા કરું, પીધા કરું.

## મધુકામિનીને

દક્ષા વ્યાસ

લટાર મારવા નીકળું છું,
ને તું
વીંધી નાખે છે મને
મઘમઘતી કટારે.

તું ચાલ્યા વિનાય ચાલે છે...
બોલ્યા વિનાય બોલે છે...

તારો મઘમઘતો બોલ
આમન્ત્રે છે મને
દૂર-સુદૂરથી
વળગી પડે છે
નિકટ અવતાંકને
લાગણીની લીલાશથી લથબથ
શ્વેત ખુલ્લું સ્મિત.

આંખોનું આકાશ
અશેષ તારકિત
સ્તબ્ધ
તારી સૌન્દર્યપ્રભા થકી આવૃત્ત.

પર્ણટોળું ઝૂલતું ઝૂલતું
ઝળૂમ્બી રહે છે
માળાની આસપાસ.

કલશોર ગતિ આપે છે ચરણને
ચાલી નીકળું છું તને છોડીને...
ક્યાંય સુધી તું પાછળ પાછળ...
-પડછાયો થઈને ?
અહેસાસને મૂર્તિમન્ત રૂપે
નીરખવા કરતું અધીર મન
પાછું વળે લગીર...
'ક્યાં તું ?' 'ક્યાં તું ?'
તું તો ત્યાં જ.
અવિચલ અડગ
'નિજમાં પરિણત પ્રજ્ઞ'
હું ઑર્ફિયુસ અજ્ઞ.

## તરડ પડવાનો આનન્દ

ઉશનસ્

તરડ પડી કે તેજ!
ભીંતમાં તરડ પડી કે તેજ!
ભીંતપાર અડકીને ધડકે
તેજનો પારાવાર!
તેજસમુદ્રે ભરતી નિતની,
નિતના લોઢ-ઉછાળ!
ભીંતને મૂળમાં ભીંજાવા દે,
પડવા દે, પડશે જ.

પહાડ શી થૈ તવ આડે ઊભી
અહંકારની ભીંત,
પાયા એના દે તું પલળવા
સીંચી સીંચી પ્રીત,
છેલ્લી એટલી આડશ છે, એ આડ ગઈ કે એ જ!

પરમ રમ્ય ચ્હેરો છે એનો,
પણ એ પડદો રાખે,
પડદો અડધો પાર છે દરશી
આછું-અર્ધું દાખે :
ઉશનસ્ ભૈ! તને આવડે છે કે ઊંચકતાં એ સ્હેજ?

## બે ગઝલ

સુરેશ ઝવેરી 'બેફિકર'

(૧)

એક અવાજે દોડે પડઘો,
જાણે બેઠો ઘોડે પડઘો.

મઞ્ઝિલ એની પૂરી કરવા,
જાય કદી ના થોડે પડઘો.

પર્વતને પણ પર્વત સાથે,
અધ્ધર શ્વાસે જોડે પડઘો.

લીધેલું એ પાછું વાળે,
ઋણ જરા ના છોડે પડઘો.

એ જ સ્વયં તો ફેલાયો છે,
ક્યાં જઈ ખાંભી ખોડે પડઘો?

(૨)

ભીંતેથી નજરાણું લીધું,
એક મજાનું છાણું લીધું.

મૃગજળ શાનાં પીઠ બતાવે?
રણનું પણ ઉપરાણું લીધું.

ઠણ્ડીના ચમકારા વચ્ચે,
તડકાનું મેં ગાણું લીધું.

સૂરજ તો બેઠો'તો દેવા,
મેં તો સન્ધ્યાટાણું લીધું.

એ જ સિકન્દર જેણે અન્તે,
એક કબરમાં થાણું લીધું.

## ટપકતી નિઃશબ્દતાને...

### યશવંત ત્રિવેદી

અરે ! માથોડું ઊગેલા વાંસના લીલા છોડ વચ્ચે,
પરીઓ જેમ જુહુની સડક પર ફરવા નીકળેલી સખીઓ વચ્ચે
આકાશમાંથી નીચે ઊતરતી સારસી જેમ તું તને અલગ તારવી લે છે !

સાંજે રેસ્તોરાંના ટેબલ પર પ્રવાહીના ગ્લાસમાં
ઉપર ઝળૂમ્બતા સોપારીના વૃક્ષનાં લીલાં પાનનો શેઈડ ઊતરે છે
તારા કણ્ઠમાં જેમજેમ પ્રવાહી ઊતરતું જાય છે
તેમતેમ તારા કણ્ઠમાં તૃષાને ઉપર ચઢતી જોઉં છું !

સન્ધ્યા ફૂલવાનો સોનેરી રઙ્ગ પર્પલ ઉપર ચઢતો જાય છે-
વચ્ચે વચ્ચે સી-ગલ્સ કૅં કૅં અવાજથી આકાશના લૅન્ડસ્કેપને ઉશ્કેરી મૂકે છે !

જૂનની સગર્ભ વાદળી ધીરેધીરે વરસવું શરૂ કરે છે !
તારું અપરૂપ સૌન્દર્ય વરસાદનાં ટીપાં જેમ
ધીરેધીરે શતાબ્દીઓ વીંધીને ઊતરતું જાય છે મારા પત્રાન્તરાલમાં...!

રાત્રિના વિહ્વલ અંધકારમાં ગ્રીષ્મ અને વર્ષાની ધીરજથી
તું તારી ભીતરના ઘટને પૂર્ણતાથી ભરે છે તારાઓના ધૂસર પ્રકાશથી
તેની ટપકતી નિઃશબ્દતાને સાંભળું છું કાગાનિન્દરમાં રચાતી કવિતાની પઙ્ક્તિઓમાં...!

# યાત્રા

રાજેન્દ્ર પટેલ

(૧)

ભૂંસાઈ ગએલા ચહેરે
જીવી ના શક્યો ઝાઝું
રહી ગયા પગ પાછળ
કોઈ જૂની કેડી ઉપર.

અદીઠ મ્હોરેય
જઈ શક્યો નહીં આગળ બહુ
નિરાશ મોં
રહ્યું પછવાડે
શબ્દ.બબડતું.

જે રહ્યું તે
લઈને ચાલ્યો,
રહી ગઈ
આંખ પાછળ
ગઈ કાલની ભીનાશ ફરતે.

બસ, માત્ર
ચાલ્યા કર્યું
કાનને સહારે.

અકળ પડછાયો
સાંભળું ન સાંભળું
અને કાન પણ
રહી ગયા
રઝબેરઝી સપનાં પાછળ...

ઘડીભર થયું
વિખરાઈ જાઉં અહીં જ
પણ
કશું જ રહ્યું ન હતું મારી પાસે.

(૨)

જાય છે વહી
બધું જ, આમ જ
નખથી નક્ષત્ર સુધી.

સ્થિર છે માત્ર
રાત્રીનો પડછાયો ને
મધ્યરાત્રીના ડક્કા-

તગતગ્યાં કરતાં નેત્રો
સિલ્લિગની આરપાર
ચાલી જાય
તારાઓની ફોજમાં
જળ બની.

સાવ એકલા પગરવ
ફરફર્યા કરે અવિરત
રોમથી મન સુધી-
જાણે વહી રહી
નદી રાખની
નખશિખ.

થમ્ભી ગયા બધા
તૂટેલા કૂવાથમ્ભ
મસમોટાં વાવાઝોડા પછી
મધદરિયે.

ને છતાં
જાય છે વહી
ધરતીનું જળ
ન ખરતું
ન સુકાતું.

(૩)

ટહક્યું એક પક્ષી
મનમાં ને
મ્હોર્યું એક ફળ
તનમાં.

રાત વચ્ચોવચ્ચ
વન વગડે
જંપ્યું એક જનાવર
વાંસડા વાંસડા વધ્યો
એક ચંદ્ર
થાય આ જન્મ ફોક
કાલ સંવારે સળગાવીશું
એક અનેરું તાપણું
વધે ના રાખ
વધે ના આગ
બસ
ભભકતું રહે
એક મનગમતું જળ
ન ઊડી જતું
ન ડુબાડતું
બસ, ફેલાતું રહે
આમ સદા
માથાથી મેદાન સુધી
વીંધતું
પ્રાણ-પાનેતર.

(૪)

હવે લાગે છે થાક
જાદુગર
ના ફૂંકીશ શ્વાસ
વાંસવનમાં.

રમતું હતું આંખમાં
અનેરું મેઘધનુષ્ય.
પણ થઈ ગયું મોરપિચ્છ
પર્ણ સુક્કું.

હવે
વનનાં નીર લીલાં
નીત નવી લીલા કરતાં
નાવ કાણાં.
ડૂબતાં પડછાયાં જુએ
અબરખી પ્રકાશનો
કાળો ઉજાસ.
નાવ નદી નાવિક
ઉપર-નીચે
એકાકાર સઘળું વન.
ઝાવાં મારતાં પથ્થરેય
જુએ હવે પીછાંનાં
સપનાં.
સપનાં જોતાં જોતાં
લાગે છે હાંફ
જાદુગર
હવે ના ફૂંકીશ
ઉચ્છ્વાસ દવમાં.

## ગીત

ચન્દ્રેશ મકવાણા 'નારાજ'

રાયડાના પીળચટ્ટા પાંદડાએ ઝીલેલી ઝાકળની ધાર મને યાદ છે.
રજકાના ક્યારામાં ટૂંટિયું વાળેલી એક ઠણ્ડી સવાર મને યાદ છે.

આંબાની ડાળીએથી ખરતો ઉનાળો
અમે બાજરાના પાને ઝીલ્યો'તો
આખુંયે ગામ જ્યારે છાંટાડા પીતું'તું
ત્યારે કેસૂડો વગડે ખીલ્યો'તો.

કેસરિયા રંગ સાથે હોળી ખેલીને અમે ભાંગેલી જાર મને યાદ છે
રજકાના ક્યારામાં...

ડાંગરને અડકેલું ધોધમાર ચોમાસું
આંખો ફાડીને ખૂબ વરસ્યું'તું
અજવાળા સૂરજના વાદળમાં બન્ધ
એને જોવાને ફળિયું કૈં તરસ્યું'તું

એક નાનકડી દીવીને સથવારે પીધેલો ઘેરો અન્ધાર મને યાદ છે.
રજકાના ક્યારામાં....

## પાછળ રહી ગઈ

ભરત વિંઝુડા

દોડતાં થાકી અને પછાંઈ પાછળ રહી ગઈ,
તું ય એમ જ તેજથી અંજાઈ પાછળ રહી ગઈ.

આપણી વચ્ચે હતું અન્તર અને તે એક ડગ,
એક ડગલું ચાલતાં તનહાઈ પાછળ રહી ગઈ.

સત્ય સહુના જુદા જુદા સ્થળ ઉપર છે એટલે
સહ્રમાં નીકળ્યાં તો કંઈ સચ્ચાઈ પાછળ રહી ગઈ.

વાદળોમાંથી વરસતું જાય જળ શિખરો ઉપર
ને સમંદરમાં જતાં ઊંચાઈ પાછળ રહી ગઈ.

પીઠ પાછળ રહી ગયાં કંઈ કેટલાં લોકો અહીં,
હું ગયો આગળ અને રૂસવાઈ પાછળ રહી ગઈ.

## સાંજ

જયેશ ભટ્ટ

પ્રશાંત દરિયો અહીં ઘુઘવતો રહી છન્દમાં
અવાક તરુઓ ચૂમે નિતરવા અહીં ભેજથી
હવા હીંચકતી રહે પકડી પર્ણ સન્ધાનને.
વિરાટ જલ સેજમાં અગન પીડને ઠારવા
પડે ક્ષિતિજ એખથી સૂરજ બ્હાવરો વ્યોમથી
ઘડીક ભર પૃથ્વી થૈં અડવી તેજ શૃંગારથી
તહીં જ પલક વારમાં અવનિ રૂપ શણ્ગારવા
અધિક શશી ઊગતો મધુર તેજના કોડિયે.

લઈ નુપૂર શબ્દનાં નીરવ મન્દિરે નાદથી
અનાદિ ધ્વનિ ચેતવે વિમલ જ્યોતની આરતી.
ઝીલે સુરભિ તેજની મન અને ત્વચા હર્ષથી
કશું ઝળહળે ભીતરે, રણઝણે નરી ઝાલરી.

નિસર્ગ મહીં ઓગળી ગયું શરીર મારું અને
મળી ઝલક ચિત્તનાં હૂબહૂ વૈભવી રૂપની.

# યાત્રા

## રાજેન્દ્ર પટેલ

(૧)

ભૂંસાઈ ગએલા ચહેરે
જીવી ના શક્યો ઝાઝું
રહી ગયા પગ પાછળ
કોઈ જૂની કેડી ઉપર.

અદીઠ મ્હોંરેય
જઈ શક્યો નહીં આગળ બહુ
નિરાશ મોં
રહ્યું પછવાડે
શબ્દ બબડતું.

જે રહ્યું તે
લઈને ચાલ્યો,
રહી ગઈ
આંખ પાછળ
ગઈ કાલની ભીનાશ ફરતે.

બસ, માત્ર
ચાલ્યા કર્યું
કાનને સહારે.

અકળ પડછાયો
સાંભળું ન સાંભળું
અને કાન પણ
રહી ગયા
રઝબેરઝી સપનાં પાછળ...

ઘડીભર થયું
વિખરાઈ જાઉં અહીં જ
પણ
કશું જ રહ્યું ન હતું મારી પાસે.

(૨)

જાય છે વહી
બધું જ, આમ જ
નખથી નક્ષત્ર સુધી.

સ્થિર છે માત્ર
રાત્રીનો પડછાયો ને
મધ્યરાત્રીના ડક્કા-

તગતગ્યાં કરતાં નેત્રો
સિઝ્લિગની આરપાર
ચાલી જાય
તારાઓની ફોજમાં
જળ બની.

સાવ એકલા પગરવ
ફરફર્યા કરે અવિરત
રોમથી મન સુધી-
જાણે વહી રહી
નદી રાખની
નખશિખ.

થમ્ભી ગયા બધા
તૂટેલા કૂવાથમ્ભ
મસમોટાં વાવાઝોડા પછી
મધદરિયે.

ને છતાં
જાય છે વહી
ધરતીનું જળ
ન ખરતું
ન સુકાતું.

(૩)

ટહક્યું એક પક્ષી
મનમાં ને
મ્હોર્યું એક ફળ
તનમાં.

રાત વચ્ચોવચ્ચ
વન વગડે
જંપ્યું એક જનાવર
વાંસડા વાંસડા વધ્યો
એક ચંદ્ર
થાય આ જન્મ ફોક
કાલ સંવારે સળગાવીશું
એક અનેરું તાપણું
વધે ના રાખ
વધે ના આગ
બસ
ભભકતું રહે
એક મનગમતું જળ
ન ઊડી જતું
ન ડુબાડતું
બસ, ફેલાતું રહે
આમ સદા
માથાથી મેદાન સુધી
વીંધતું
પ્રાણ-પાનેતર.

(૪)

હવે લાગે છે થાક
જાદુગર
ના ફૂંકીશ શ્વાસ
વાંસવનમાં.

રમતું હતું આંખમાં
અનેરું મેઘધનુષ્ય.
પણ થઈ ગયું મોરપિચ્છ
પર્ણ સુક્કું.

હવે
વનનાં નીર લીલાં
નીત નવી લીલા કરતાં
નાવ કાણાં.
ડૂબતાં પડછાયાં જુએ
અબરખી પ્રકાશનો
કાળો ઉજાસ.
નાવ નદી નાવિક
ઉપર-નીચે
એકાકાર સઘળું વન.
ઝાવાં મારતાં પથ્થરેય
જુએ હવે પીછાંનાં
સપનાં.
સપનાં જોતાં જોતાં
લાગે છે હાંફ
જાદુગર
હવે ના ફૂંકીશ
ઉચ્છ્વાસ દવમાં.

## ગીત

### ચન્દ્રેશ મકવાણા 'નારાજ'

રાયડાના પીળચટ્ટા પાંદડાએ ઝીલેલી ઝાકળની ધાર મને યાદ છે.
રજકાના ક્યારામાં ટૂંટિયું વાળેલી એક ઠણ્ડી સવાર મને યાદ છે.

આંબાની ડાળીએથી ખરતો ઉનાળો
અમે બાજરાના પાને ઝીલ્યો'તો
આખુંયે ગામ જ્યારે છાંટાડા પીતું'તું
ત્યારે કેસૂડો વગડે ખીલ્યો'તો.

કેસરિયા રંગ સાથે હોળી ખેલીને અમે ભાંગેલી જાર મને યાદ છે
રજકાના ક્યારામાં...

ડાંગરને અડકેલું ધોધમાર ચોમાસું
આંખો ફાડીને ખૂબ વરસ્યું'તું
અજવાળા સૂરજના વાદળમાં બન્ધ
એને જોવાને ફળિયું કૈં તરસ્યું'તું

એક નાનકડી દીવીને સથવારે પીધેલો ઘેરો અન્ધાર મને યાદ છે.
રજકાના ક્યારામાં....

## પાછળ રહી ગઈ

### ભરત વિંઝુડા

દોડતાં થાકી અને પછાંઈ પાછળ રહી ગઈ,
તું ય એમ જ તેજથી અંજાઈ પાછળ રહી ગઈ.

આપણી વચ્ચે હતું અન્તર અને તે એક ડગ,
એક ડગલું ચાલતાં તનહાઈ પાછળ રહી ગઈ.

સત્ય સહુના જુદા જુદા સ્થળ ઉપર છે એટલે
સદ્મમાં નીકળ્યાં તો કંઈ સચ્ચાઈ પાછળ રહી ગઈ.

વાદળોમાંથી વરસતું જાય જળ શિખરો ઉપર
ને સમંદરમાં જતાં ઊંચાઈ પાછળ રહી ગઈ.

પીઠ પાછળ રહી ગયાં કંઈ કેટલાં લોકો અહીં,
હું ગયો આગળ અને રૂસવાઈ પાછળ રહી ગઈ.

## સાંજ

### જયેશ ભટ્ટ

પ્રશાંત દરિયો અહીં ઘુઘવતો રહી છન્દમાં
અવાક તરુઓ ચૂમે નિતરવા અહીં ભેજથી
હવા હીંચકતી રહે પકડી પર્ણ સન્ધાનને.
વિરાટ જલ સેજમાં અગન પીડને ઠારવા
પડે ક્ષિતિજ એખથી સૂરજ બ્હાવરો વ્યોમથી
ઘડીક ભર પૃથ્વી થૈં અડવી તેજ શૃંગારથી
તહીં જ પલક વારમાં અવનિ રૂપ શણ્ગારવા
અધિક શશી ઊગતો મધુર તેજના કોડિયે.

લઈ નુપૂર શબ્દનાં નીરવ મન્દિરે નાદથી
અનાદિ ધ્વનિ ચેતવે વિમલ જ્યોતની આરતી.
ઝીલે સુરભિ તેજની મન અને ત્વચા હર્ષથી
કશું ઝળહળે ભીતરે, રણઝણે નરી ઝાલરી.

નિસર્ગ મહીં ઓગળી ગયું શરીર મારું અને
મળી ઝલક ચિત્તનાં હૂબહૂ વૈભવી રૂપની.

## કૂવો

હાર્દિક બ્રહ્મભટ્ટ

ખોદાતો જાય છે
ઊંડો ને ઊંડો
ખોદાતો જાય છે.
અને એમાંથી નીકળતું જાય છે
ખાલી ડબ્બાને હલાવાથી થતો અવાજ
એક બૂમ પાડવાથી,
છવાઈ જતી શાંતિનો ઘોંઘાટ.
કોઈ ચિત્રકારે દોરેલું ચિત્ર
જેમાં
છાતીના વાળ વચ્ચેથી નીકળતા
પેટ પરથી પસાર થતા
ડૂંટીમાં સમાઈ જતાં પરસેવાની
ગંધનું ચિત્ર છે.
હા - ના ની વચ્ચે અપાય
એવા જવાબોના પ્રશ્નો
જેમાં એક પ્રશ્ન છે :
કૂવામાં પાણી છે ?
જવાબમાં મારો પડછાયો સૂચવે છે
ક્યાંક કશેક કિરણ છે
અને કૂવો ખોદવાનું ચાલુ રહે છે.
ને નીકળે છે
પાણી
રંગ
બે
રંગી
પાણી !
જેમાં સપ્ત રંગી માછલીઓ
ખુલ્લી હવામાં શ્વાસ લેવા
ઊછળ-કૂદ કરે છે
જે પીવાથી
તરસ
વધુ ને વધુ વધતી જાય છે
જેમાં
ન્હાવાથી સ્હેજ પણ
પલળાતું નથી.
આવા પાણીમાં ડૂબી જવાથી
મરી જવાતું નથી
છતાં ગૂંગળાઈ જવાય છે
એક વિચારથી.
ક્યાંક કૂવો ખોદતાં-ખોદતાં
ન નીકળી જવાય કૂવાની આર-પાર.

## આ ઘડી

મેહુલ ત્રિવેદી

કેટલા લાવવા ? કેટલા કાઢવા ? એ બધામાં મને મૂંઝવે આ ઘડી.
આ પ્રસઙ્ગે મને કેમ મારામહીંથી સતત ને સખત ખૂંચવે આ ઘડી ?

ફેરવી બોલતી, ફેરવી તોલતી, ફેરવી છોલતી, ફેરવી ડોલતી.
કાલ કેવી હતી, આજ કેવી થતી, આવ જાણે નટી છે હવે આ ઘડી !

ક્યાંક લાંબી મળે ક્યાંક ટૂંકી મળે ક્યાંક વાંકી મળે ક્યાંક સીધી મળે,
આમ આકાર ને કદ તણી વાતમાં છે અલગ માનવે માનવે આ ઘડી.

આજ તો આ નિશા ક્રોધમાં ખૂબ કાળી થઈને છવાઈ ગઈ માર્ગ પર
અન્તરે તે સમય ક્યાંક ફૂટી જઈને પછી બહુ દિશા સૂચવે આ ઘડી.

નીકળે ક્ષિતિજથી પીગળે પ્હાડથી ને થઈને ઝરણ આવતી દેહમાં
ખીલવે છે જગત તાજગીનું પછી ભાવ નવલા ધરીને સ્રવે આ ઘડી.

## ગઝલ

હરબન્સ પટેલ 'તન્હા'

ભણકારા તો વાગે છે : જા જઈને દરવાજો ખોલ !
કોક તો આવ્યું લાગે છે : જા જઈને દરવાજો ખોલ !

આપ્યું સૌને જે માગ્યું તે, લેણદાર આ નવતર છે,
ત્રણ પગલાં એ માગે છે, જા જઈને દરવાજો ખોલ !

જખ્મો જૂના મટી ગયા ને સ્હેજ વળ્યું'તું કળ જેવું,
કોઈ આફત આવી લાગે છે, જા જઈને દરવાજો ખોલ !

જીવતરની આ જાલિમ વાતો, ના વશમાં મારા કે તારા
ટગર ટગર શું તાગે છે : જા જઈને દરવાજો ખોલ !

વેરણછેરણ ખ્વાબના ટુકડા અહીંતહીં સઘળે વેરાયા
કશું પડ્યું ક્યાં રાગે છે : જા જઈને દરવાજો ખોલ !

લોક બધા યે મસ્ત બનીને મસ્તીમાં છે મસ્ત અને આ
ધણ લમણામાં વાગે છે : જા જઈને દરવાજો ખોલ !

કહેવાય નહિ કોઈ આવી ય ચડે આ ઝરમરતા વરસાદોમાં
તેથી તો 'તન્હા' જાગે છે : જા જઈને દરવાજો ખોલ !

## ખાલીપો

વિષ્ણુ પટેલ

જિંદગી બસ, ખાલીપાનું ગીત છે;
આય કંઈ ગાવાની સાલ્લી રીત છે ?

શબ્દ સૌ બાંયો ચઢાવી બાઝતા,
અર્થ થરથર કાંપતા ભયભીત છે !

ધૂળની ડમરી અહીં ઊડ્યા કરે;
જળ ઉપર વેરાન રણની જીત છે !

મન્દિરોનો તો અહીં તોટો નથી;
મૂર્તિઓ, પણ, જ્યાં જુઓ, ખણ્ડિત છે !

આભ જામી છો પૂનમની રાત હો;
શુભ્રતાથી સૌ અહીં વઞ્ચિત છે !

કોઈનોયે માંહ્યલો જીવતો નથી;
કોને ક્હેવું કે, 'તું 'લ્યા, શાપિત છે' ?

જાગવું ઝાઝું હવે જચતું નથી,
ચિરનિદ્રામાં જ લાગે હિત છે.

## બે ટોળી

રતુભાઈ દેસાઈ

(૧)

ઊંચી ઊંચી મેં ઊડતી નિહાળી,
વ્યોમે રૂપાળી બગલાંની ટોળી
રતૂમડી આંખ - સફેદ પાંખ
કતારમાં પન્થ કરન્ત પહોળી,
જાણે ધારી નિજ નિજ ખભે
પ્રેમ-બન્ધુત્વ ઝોળી !

(૨)

ઊંચે ઊંચે મેં ઊડતી નિહાળી
વિશાળ વ્યામાક્ર વિમાન ટોળી
બહુ સૂક્ષ્મ આંખો, ગતિ ચક પાંખો.
કતાર પહોળી કરી છે સાંકડી,
દેતી છોડી સનસન સ્વરે
લક્ષની લક્ષ ગોળી !

(૩)

પ્રેમ ને બંધુત્વને,
સાચવી સહચારને,
પંખીએ ઊડવું ઊંચે
ને ખરે, બંધુત્વને
પ્રેમને સહકારને
વીસરી ઉરસખ્યને
ઊડતાં ઊંચે ઊંચે
શું માનવીએ માનવીને તોડવાં વીંધી નીચે ?

## અન્ધારામાં નથી ફાવતું

ચન્દ્રકાન્ત શેઠ

અન્ધારામાં નથી ફાવતું,
અજવાળામાં ઠરું,
નથી એકલું રહેવું ગમતું,
દોસ્તોમાં બસ, ફરું.
જોઉં ઝરણ, ત્યાં ચરણ ઝબોળું,
પ્હાડ જોઉં તો ચડું,
તળાવમાં તરવાને દોડું,
દડો જોઈને દડું !
પક્ષીનો હું પીછો કરતો
હરિયાળીમાં ઢળું,
મને જ મારા પડઘામાં હું
ફરી ફરીને મળું.

## નદિયું આવી

મંગળ રાવળ 'સ્નેહાતુર'

પ્હાડોમાં અથડાતી રાજ ! નદિયું આવી,
જઙ્ગલમાં કૂટાતી રાજ ! નદિયું આવી.
મેઘે માઝા મૂકી રાજ ! નદિયું આવી,
અષાઢ માસે ઢૂકી રાજ ! નદિયું આવી.
વાદળ ગાજ્યાં જોરે રાજ ! નદિયું આવી,
ટહુકા કીધા મોરે રાજ ! નદિયું આવી.
સૂરજ નભ ઘેરાયો રાજ ! નદિયું આવી,
કાલનો ન દેખાયો રાજ ! નદિયું આવી.
ઝાડ-પાને નીતરી રાજ ! નદિયું આવી,
મેઘધનુષ્યે ચીતરી રાજ ! નદિયું આવી.
માળે બેઠાં ચકલાં રાજ ! નદિયું આવી,
પાંખે ફફડે બગલાં રાજ ! નદિયું આવી.
ચાલો જોવા જઈએ રાજ ! નદિયું આવી,
ગીતો સરસ ગાઈએ રાજ ! નદિયું આવી.
જળ ભણ્ડારો લાવી રાજ ! નદિયું આવી,
બાંધી જનનું ભાવી રાજ ! નદિયું આવી.
ઠંડા વા-ને પકડી રાજ ! નદિયું આવી,
આખી રાતે ખખડી રાજ ! નદિયું આવી.

## ગમે

હરિકૃષ્ણ પાઠક

મને રેતીના ઢગલામાં રમ્મવું ગમે
અને જગલાની સઙ્ગ બધે ભમ્મવું ગમે
પછી લાડુ-પુરી ને શાક જમ્મવું ગમે.

મને કો'ક દી નિશાળ જવું ટાળવું ગમે
ઘેર વળતાં દોટમ્દોટ મ્હાલવું ગમે.

કોઈ પાડે જો ખીજ તો ખીજવું ગમે
વ્હાલ મમ્મી કરે ને પછી રીઝવું ગમે.

મને મન્દિરની આરતીમાં ઝૂમવું ગમે
ધૂસ મારી પરસાદ લઈ ઘૂમવું ગમે.

કો'ક ડાહ્યો કહે તો ફૂલ્ય મારવી ગમે
પછી ગાંડાં કાઢીને એને વારવી ગમે.

# અનુવાદ

## આહીરના ધ્રુપદ ટહુકા

(હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના **'Quatrains of the curd-seller'**નો અનુવાદ)

રાજેન્દ્ર શાહ

The world is full of paddy
And the world is full of wheat
Yet, there are tens of thousand
Who have no food to eat.

ચોખા થકી છે જગ આ ભર્યુંભર્યું,
અને ભર્યું એમ જ ગેહુ-ધાન્યથી.
છતાં ય તે લક્ષ કંઈક વિશ્વમાં
હજી વિના અન્ન રહ્યાં વિમાસતાં. ૨૪

Our Sovereign Republic
is original at least.
And where drink has been abolished
The drunkards have increased.

આ આપણું જે ગણતન્ત્ર તે ખરે
છે સર્વસત્તાક, અપૂર્વ મૌલિક
છે મદ્યનું સેવન જ્યાં નિષિદ્ધ ત્યાં
પીનારની વૃદ્ધિ ઘણી થઈ રહી. ૨૫

The priest performs your marriage
Just for your money's worth
O marriages are made in heaven
And broken on the earth...

કરાવતા લગ્ન તમારું ગોર જે
તે તો તમારા ધનના મહત્ત્વથી
હા, લગ્ન તો સ્વર્ગમહીં થતાં સદા,
પૃથ્વી પરે કિન્તુ વિભઙ્ગ એહનો. ૨૬

Is it not wonderful the way
The cloud still gathers rain
Instead of blood-when it contacts
The buzzing bomber-plane

ઝીંકી રહ્યાં બૉમ્બ વિમાન તે સહ
આકાશમાં વાદળ સ્પર્શ પામતાં.
તો યે નહીં સઞ્ચય રક્તનો કંઈ,
અને ધરે વારિ, ન તે શું અદ્ભુત ! ૨૭

The rocket soared a tree-top's height
Then dropped to earth and soon
Began to lecture on the strange
White marvels of the moon

રૉકેટ ઊડ્યું તરુ-ટોચ જેટલે
ને તે પછી આવી પડ્યું ધરા પરે-
તુરન્ત એણે શરૂ કીધ બોલવું,
ચમત્કૃતિ શ્વેત કશી મયઙ્કની ! ૨૮

The cloud disdained the aeroplane,
The aeroplane the cloud
The cloud's disdain was silent
The aeroplane's was loud.

મેઘે તિરસ્કાર કર્યો વિમાનનો,
અને વિમાને કરી મેઘની ઘૃણા.
મૂંગી હતી મેઘ તણી વિડમ્બના.
ને ગર્જતી ઉગ્ર હતી વિમાનની. ૨૯

## અન્ધારામાં નથી ફાવતું

ચન્દ્રકાન્ત શેઠ

અન્ધારામાં નથી ફાવતું,
અજવાળામાં ઠરું,
નથી એકલું રહેવું ગમતું,
દોસ્તોમાં બસ, ફરું.
જોઉં ઝરણ, ત્યાં ચરણ ઝબોળું,
પ્હાડ જોઉં તો ચડું,
તળાવમાં તરવાને દોડું,
દડો જોઈને દડું!
પક્ષીનો હું પીછો કરતો
હરિયાળીમાં ઢળું,
મને જ મારા પડઘામાં હું
ફરી ફરીને મળું.

## નદિયું આવી

મંગળ રાવળ 'સ્નેહાતુર'

પ્હાડોમાં અથડાતી રાજ ! નદિયું આવી,
જઙ્ગલમાં કૂટાતી રાજ ! નદિયું આવી.
મેઘે માઝા મૂકી રાજ ! નદિયું આવી,
અષાઢ માસે ઢૂકી રાજ ! નદિયું આવી.
વાદળ ગાજ્યાં જોરે રાજ ! નદિયું આવી,
ટહુકા કીધા મોરે રાજ ! નદિયું આવી.
સૂરજ નભ ઘેરાયો રાજ ! નદિયું આવી,
કાલનો ન દેખાયો રાજ ! નદિયું આવી.
ઝાડ-પાને નીતરી રાજ ! નદિયું આવી,
મેઘધનુષ્યે ચીતરી રાજ ! નદિયું આવી.
માળે બેઠાં ચકલાં રાજ ! નદિયું આવી,
પાંખે ફફડે બગલાં રાજ ! નદિયું આવી.
ચાલો જોવા જઈએ રાજ ! નદિયું આવી,
ગીતો સરસ ગાઈએ રાજ ! નદિયું આવી.
જળ ભણ્ડારો લાવી રાજ ! નદિયું આવી,
બાંધી જનનું ભાવી રાજ ! નદિયું આવી.
ઠંડા વા-ને પકડી રાજ ! નદિયું આવી,
આખી રાતે ખખડી રાજ ! નદિયું આવી.

## ગમે

હરિકૃષ્ણ પાઠક

મને રેતીના ઢગલામાં રમ્મવું ગમે
અને જગલાની સઙ્ગ બધે ભમ્મવું ગમે
પછી લાડુ-પુરી ને શાક જમ્મવું ગમે.

મને કો'ક દી નિશાળ જવું ટાળવું ગમે
ઘેર વળતાં દોટમ્દોટ મ્હાલવું ગમે.

કોઈ પાડે જો ખીજ તો ખીજવું ગમે
વ્હાલ મમ્મી કરે ને પછી રીઝવું ગમે.

મને મન્દિરની આરતીમાં ઝૂમવું ગમે
ઘૂસ મારી પરસાદ લઈ ઘૂમવું ગમે.

કો'ક ડાહ્યો કહે તો ફૂલ્ય મારવી ગમે
પછી ગાંડાં કાઢીને એને વારવી ગમે.

## અનુવાદ

### આહીરના ધ્રુપદ ટહુકા

(હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના 'Quatrains of the curd-seller'નો અનુવાદ)

રાજેન્દ્ર શાહ

The world is full of paddy
And the world is full of wheat
Yet, there are tens of thousand
Who have no food to eat. .

ચોખા થકી છે જગ આ ભર્યુંભર્યું,
અને ભર્યું એમ જ ગેહુ-ધાન્યથી.
છતાં ય તે લક્ષ કંઈક વિશ્વમાં
હજી વિના અન્ન રહ્યાં વિમાસતાં. ૨૪

Our Sovereign Republic
is original at least.
And where drink has been abolished
The drunkards have increased.

આ આપણું જે ગણતન્ત્ર તે ખરે
છે સર્વસત્તાક, અપૂર્વ મૌલિક
છે મદ્યનું સેવન જ્યાં નિષિદ્ધ ત્યાં
પીનારની વૃદ્ધિ ઘણી થઈ રહી. ૨૫

The priest performs your marriage
Just for your money's worth
O marriages are made in heaven
And broken on the earth...

કરાવતા લગ્ન તમારું ગોર જે
તે તો તમારા ધનના મહત્ત્વથી
હા, લગ્ન તો સ્વર્ગમહીં થતાં સદા,
પૃથ્વી પરે કિન્તુ વિભઙ્ગ એહનો. ૨૬

Is it not wonderful the way
The cloud still gathers rain
Instead of blood-when it contacts
The buzzing bomber-plane

ઝીંકી રહ્યાં બૉમ્બ વિમાન તે સહ
આકાશમાં વાદળ સ્પર્શ પામતાં.
તો યે નહીં સઞ્ચય રક્તનો કંઈ,
અને ધરે વારિ, ન તે શું અદ્‌ભુત ! ૨૭

The rocket soared a tree-top's height
Then dropped to earth and soon
Began to lecture on the strange
White marvels of the moon

રૉકેટ ઊડ્યું તરુ-ટોચ જેટલે
ને તે પછી આવી પડ્યું ધરા પરે-
તુરન્ત એણે શરૂ કીધ બોલવું,
ચમત્કૃતિ શ્વેત કશી મયઙ્કની ! ૨૮

The cloud disdained the aeroplane,
The aeroplane the cloud
The cloud's disdain was silent
The aeroplane's was loud.

મેઘે તિરસ્કાર કર્યો વિમાનનો,
અને વિમાને કરી મેઘની ઘૃણા.
મૂંગી હતી મેઘ તણી વિડમ્બના.
ને ગર્જતી ઉગ્ર હતી વિમાનની. ૨૯

I am as naked as a gem
And as a cloud or tree
When things are born the angels wear
The nakedness of me.

Electricity laughed in lamps
That glimmered every where
But felt isulted to be caught
On an electric chair.

Life laughs a mocking laughter
When a man devoid of hope
Thinks he can put an end to life
With poison gun and rope.

What difference is there between
Monkey and man and toad ?
They are but brother travellers
Along a single road.

Many there are who buy and sell
In markets of decay
Enchanted by the rainbow shell
They throw the pearl away.

Today all suddenly I saw
The eyelids of the years
Heavy and hot and swollen red
With tired human tears.

Behold. the Tower of Silence
For vultures spreads a feast
The graveyard feeds the jackal
And the temple feeds the Priest.

હું રત્ન ને વાદળ વૃક્ષ જેમ છું
નિર્વસ્ત્ર....
જ્યારે થતું વસ્તુ-સર્જન
ત્યારે ધરે દેવ મદીય નગ્નતા. ૩૦

ઝળાંઝળાં વીજ હતી હસન્મુખ
જે બલ્બથી રેલી રહી પ્રકાશ તે.
પરન્તુ વિદ્યુત-ખુરસી-નિબદ્ધ તે
થતાં, પ્રમાણે નિજને અનાકૃતા. ૩૧

હતાશ થૈ માનવ જ્યાં વિચારતો
કે ઝેર, બન્દૂકથી દોરડે વા
લાવી શકું છું મુજ અન્ત, તે સમે
હાંસી સમું હાસ્ય કરન્ત જિન્દગી. ૩૨

કશો રહ્યો ભેદ જુઓ વિચારીને,
મનુષ્ય ને મર્કટ મણ્ડુકે વળી ?
પ્રવાસના બન્ધુ સમાન સાથમાં
છે માત્ર તે યાત્રિક એક માર્ગના. ૩૩

સડાવના હાટ મહીં ઘણા બધા
વેચે કંઈ ને કંઈ કૈં ખરીદતા.
સોહામણા રઙ્ગની છીપથી થઈ
વિમુગ્ધ તે મૌક્તિકને ઉવેખતા. ૩૪

રે આજ આયુષ્ય તણાં અચાનક
મ્હેં નીરખ્યાં પાંપણ-પોપચાંને
જે લાલ, ભારે શ્રમથી ઢળી રહ્યાં,
સૂઝ્યાં, ઊનાં માનવ-અશ્રુથી ભર્યાં. ૩૫

સ્મશાનનું ચૈત્ય, જુઓ, ઘણું ય જે
ઉજાણીનું ભોજન ગીધને ધરે,
શિયાળને કબ્ર-ધરા ખવાડતી
ને મન્દિરે યાજક પુષ્ટિ પામતો. ૩૬

(ક્રમશઃ)

ॐ केनेषितं पतति प्रेषितं मनः ।
केन प्राणः प्रथमः प्रैति युक्तः ॥

केनेषितां वाचमिमां वदन्ति ।
चक्षुः श्रोत्रं कउ देवो युनक्ति ॥

यद्वोचाऽनभ्युदितं येन वागभ्युद्यते ।
तदेव ब्रह्म त्वं विद्धि, नेदं यदिदमुपासते ॥

यत् मनसा न मनुते यनाहुर्मनो मतम् ।
तदैव ब्रह्म त्वं विद्धि – नेदं यदिदमुपासते ॥

यत् चक्षुषा न पश्यति येन चक्षूंषि पश्यति ।
तदेव ब्रह्म त्वं विद्धि, नेदं यदिदमुपासते ॥

यन्न श्रोत्रेण श्रृणोति येन श्रोत्रमिदं श्रुतम् ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

यत्प्राणेन न प्राणिति येन प्राणः-प्रणीयते ।
तदेव ब्रह्म त्वं विद्धि नेदं यदिदमुपासते ॥

इह चेदवेदीदथ सत्यमस्ति
न चेदवेदीद् महती विनष्टिः ।

भूतेषु भूतेषु विचित्य धीरा :
प्रेत्यास्माल्लोकाद् अमृता भवन्ति ॥

'કેનોપનિષદ્'માંથી

## બ્રહ્મજ્ઞાન

ઇચ્છાથી કોની મન આ પ્રવૃત્ત ?
નિયોજતું આદિમાં કોણ પ્રાણ ને ?
કોની પ્રેરી બોલતી બોલ વાણી ?
ચક્ષુ ને કાનને યોજે કર્મમાં કોણ દેવને ?

બોલાય ના વાણીથી જે, પરંતુ
જેનાથી બોલી શકતી જ વાણી
તે બ્રહ્મ છે, જાણ, ન બ્રહ્મ તે છે
ઉપાસના જેની કરે છ વાણી.
જેને શકે ના કદી ચિંતવી મન
પરંતુ જેના થકી ચિંતવે મન
તે બ્રહ્મ છે, જાણ; ન બ્રહ્મ તે છે
જેને ગ્રહે એમ ઉપાસી રહે મન.

જે ચક્ષુથી જોતું નથી, પરંતુ
જેના વડે જોઈ શકે છ ચક્ષુ
તે બ્રહ્મ છે, જાણ; ન બ્રહ્મ તે છે
જેને ગ્રહે ચક્ષુ ઉપાસતું વળી
જેને નથી શ્રોત્રથી સુણવાપણું
જેના થકી કિંતુ સુણે છ શ્રોત્ર
તે બ્રહ્મ છે, જાણ; ન બ્રહ્મ તે છે
જે શ્રોત્રથી ગ્રાહ્ય અને ઉપાસ્ય.
જે શ્વાસ-ઉચ્છ્વાસથી ના જીવે છે
જેને લીધે કિંતુ શ્વસે છ પ્રાણ
તે બ્રહ્મ છે, જાણ; ન બ્રહ્મ તે છે
જે શબ્દથી 'પ્રાણ' ઉપાસ્ય, બોધ્ય.
અહીં જ આ જ્ઞાન થયું - તરી ગયા;
થયું ન તો છે મહતી વિનષ્ટિ,
પદાર્થ પ્રત્યેક વિશે પ્રમાણતો
જે બ્રહ્મ તે ધીર જ થાય અ-મૃત.

-અનુ. જયન્ત પાઠક

માણસ જેવો માણસ ક્ષણમાં ધુમાડો થઈ જાય એ કંઈ જેવીતેવી વાત નથી.
ઘરઘર રમતાં પળમાં કોઈ પૂર્વજ થઈ પૂજાય એ કંઈ જેવીતેવી વાત નથી.

વીતી પળના પડછાયાને પકડી રાખે ફ્રેમ
કાચ નદીને પેલે કાંઠે કંકુ, કંકણ, પ્રેમ.

તારીખિયાને કોઈ પાને સૂરજ અટકી જાય એ કંઈ જેવીતેવી વાત નથી.

હથેળીઓની વચ્ચે એના ગુંજ્યા કરશે પડઘા
હૂંફાળા એ સ્પર્શ ત્વચાથી શ્વાસ જાય કે અળગા

ઘડી પહેલાં જે ઘર-કહેવાતું દીવાલો કહેવાય એ કંઈ જેવી તેવી વાત નથી.

સૂરજનો અજવાસ ગોખમાં દીવો થઈને થરકે
સ્તબ્ધ ઊભેલી રેતશીશીમાં રેત હવે નહીં સરકે

પાંપણ ઉપર દર્પણ જેમ જ ઘટનાઓ તરડાય એ કંઈ જેવીતેવી વાત નથી.

-સન્દીપ ભાટિયા

## 'છે' - અને 'હતો'-ની વચ્ચે...

અઙ્કિત ત્રિવેદી

માણસની ચિતાનો ધુમાડો આજે પણ આંખોમાંથી આંસુ બનીને ટપકતો હોય ત્યારે જ આવું ગીત લખાય... આવું ગીત લખવું એ પણ જેવી તેવી વાત નથી...! દરેક માણસની કુણ્ડળીમાં મોત લખાયેલું હોય છે. મોતને કોઈ રોકી શકવાનું નથી. કદાચ આજ બીકે આપણે ભગવાનમાં માનીએ છીએ. માણસને વાંધો મોત સામે નથી, વાંધો એકલા જવામાં આવે છે. અગર ત્યાં પણ બે-ચાર જણા સાથે જતાં રહેવાની વ્યવસ્થા કરવામાં આવે તો પછી મૃત્યુની બીક ઓછી થઈ જાય ! આ બધું લખવાનું ખૂબ સહેલું છે. પણ જે વ્યક્તિ ખરેખર મૃત્યુ પામી છે એની સામે ધારી ધારીને આપણે કોઈ દિવસ જોયું છે ? એ વ્યક્તિ સાથે ઘણી બધી સાંજો ગાળવાની બાકી રહી ગઈ છે. એ વ્યક્તિને ઘણુંબધું આપવા-મેળવવાનું બાકી રહી ગયું છે. એ વ્યક્તિને આમ, રમત અધૂરી મૂકીને જતા રહેવાનું કારણ પૂછવાનું બાકી છે. એ વ્યક્તિએ આપણી આંખમાં આવેલું આંસુ લૂછવાનું બાકી છે. એ વ્યક્તિ ઘણુંબધું બાકી રાખીને ધુમાડો બની જાય છે...

થોડા સમય પહેલાં જે માણસ આપણી સામે

હસીને વાત કરે છે એ માણસ થોડા સમય પછી આપણને રડાવી નાખે છે. સાલ્લું જિન્દગીનું ગણિત પણ કેવું છે? માણસ ક્યાંથી આવ્યો અને ક્યાં ગયો? - એ બન્નેની વચ્ચે ઘણીબધી અટકળ ઝોલાં ખાય છે.

કેવો માણસ? માણસ જેવો માણસ... કવિતાનો ઉઘાડ કેટલો હૃદય સોંસરવો છે. આવો માણસ ધુમાડો બની જાય એ વાત અસાધારણ જ કહેવાય ને? આપણે બધા જ ઘરઘર રમીએ છીએ. નાના હતા ત્યારે રિહર્સલ કરતા હતા, હવે ફાઇનલ નાટકની ક્લાઇમેક્સ ભજવી રહ્યા છીએ. પહેલાં નદી કિનારે ઘર બાંધતા હતા હવે નદી અને ઘર વચ્ચે માત્ર અન્તર જ વધાર્યું છે. આવો માણસ રમતાં રમતાં પૂર્વજોની ગણતરીમાં પૂજાય એ વાત આપણું મગજ સ્વીકારવા ક્યાંથી તૈયાર હોય...?

હવે એ વ્યક્તિ ભીંત પર ફોટો બનીને એની સ્મૃતિઓને ઢંઢોળવાની તક પૂરી પાડે છે. જે પળમાં આપણે એની સાથે જીવવા માગીએ છીએ એમાં વીતી ગયેલો ભૂતકાળ તરડાય છે. આ વીતી ગયેલી પળ આપણા માટે એ વ્યક્તિ બની જાય છે. હવે એ વ્યક્તિને ફોટોફ્રેમમાં મઢેલી જોઈને આંખોમાંથી આંસુ નહીં એ વ્યક્તિ ટપકતી હોય છે. કાચની પેલી બાજુ એ વ્યક્તિએ આપણને કરેલો નિર્વ્યાજ પ્રેમ સચવાયેલો હોય છે. ગઈ કાલ સુધી જે સૂરજ જેવો માણસ આખા ઘરને અજવાળતો હતો એ હવેથી તારીખિયાનાં પાનાંને અજવાળવાનું શરૂ કરશે... આ સૂરજ તારીખિયાનાં પાનાંમાં પોતાનું ઘર બનાવી લે છે.

સૂરજ જેવી વ્યક્તિ ઘરના કોઈક ખૂણામાં દીવો થઈને થરકે છે. આખા ઘરને અજવાળનાર વ્યક્તિ પોતાના માટે ખૂણા જેટલું અજવાળું જ પાથરી શકે છે. એ વ્યક્તિના ચિતામાં બળવાની સાથે એનો સમય પણ ધુમાડો બની જતો હોય છે. હવે સમય પોતાની કોઈ તુમાખી બતાવી શકે એમ નથી. કદાચ સમયની છેલ્લી તુમાખીને જ મૃત્યુ કહેવાતું હોય? હવે પાંપણ એ વ્યક્તિની ઘટનાને યાદ કરીને સાથે ગાળેલો સમય પમ્પાળે છે.

'છે'થી 'હતો' સુધી જવામાં કદાચ બહુ સમય નથી લાગતો... મૃત્યુ દરેકને માટે છે પણ મૃત્યુ પામનાર વ્યક્તિનો સમ્બન્ધ થોડાંકને માટે જ હોય છે. આ સમ્બન્ધ જ વીતી ગયેલી પળમાં ડોકિયું કરવાની અવળચણ્ડાઈ કરે છે. સુરેશ દલાલની એક વાત યાદ આવે છે કે માણસનું મૃત્યુ થવું એટલે એક પછી એક તમામ ઇન્દ્રિયોનું આપણને છોડીને ચાલ્યા જવું... બધી જ ઇન્દ્રિયો આપણી દોસ્તી તોડી નાખે ત્યારે ધોરી નસનો રસ્તો તૂટે છે... લોહીનો લય તૂટે છે.. શ્વાસ અને નાકનો નાતો ચામડીને નથી વરતાતો... સુક્કા થયેલા હોઠ અને ગઙ્ગાજળની ચમચી વચ્ચેનું અન્તર થોડાક શ્વાસ લઈને ઓલવાઈ જનાર વ્યક્તિને મૃત્યુમાંથી મુક્ત કરી શકે એમ નથી. સુરેશ દલાલના કાવ્યથી જ લેખનો અન્ત કરું છું:

આંખ તો મારી આથમી રહી, કાનના કૂવા ખાલી
એક પછી એક ઇન્દ્રિય કહે, હમણાં હું તો ચાલી...
શ્વાસના થાક્યા વણઝારાનો
નાકથી છૂટે નાતો,
ચીમળાયેલી ચામડીને હવે
સ્પર્શ નથી વરતાતો.
સુક્કા હોઠની પાસે રાખો ગઙ્ગાજળને ઝાલી...
એક પછી એક ઇન્દ્રિય કહે, હમણાં હું તો ચાલી...
નસના ધોરી રસ્તા તૂટ્યા,
લોહીનો ડૂબે લય,
સ્મરણમાં તો કાંઈ કશું નહીં,
વહી ગયેલી વય.
પન્ની ઊડ્યું જાય ને પછી કમ્પે જરી ડાળી...
એક પછી એક ઇન્દ્રિય કહે, હમણાં હું તો ચાલી... □

મનહર જાની

(શબ્દે કોર્યાં શિલ્પ : મૂલ્ય રૂ. ૬૦. પ્રકાશનવર્ષ ૧૯૯૯. ભાનુપ્રસાદ પણ્ડ્યા. પ્રકાશક - હંસાગૌરી પણ્ડ્યા, રુચિર, પંચવટીનગર, રાજકોટ ૩૬૦ ૦૦૧)

કવિતા અંતઃકરણની ગૂઢાતિગૂઢ સૂક્ષ્મ સંવેદનાની કલાપૂર્ણ શબ્દસાધ્ય અભિવ્યક્તિ છે, જીવ-માત્રનું લક્ષણ છે ઉત્ક્રાન્તિ. મનુષ્યનાં હૃદયની અનુભૂતિની અભિવ્યક્તિ પણ ઉત્ક્રાન્તિશીલ હોય છે. અઢારમી સદીની કવિતાની ભાષા, કવિતાનું સ્વરૂપ, કાવ્યકલાનું કૌશલ્ય વીસમી સદીથી ઊતરતી કક્ષાનું હોય એ સ્વાભાવિક છે. આધુનિક કાવ્યપ્રયોજના (ભાવાભિવ્યક્તિ) પરમ્પરિત નહીં રહેતાં નાવીન્યમયી થતી રહી છે. એમાં સર્જક કર્મ સભાનપણે જોતરીને વૃત્તબદ્ધ કાવ્ય કરવા પ્રેરાય છે ત્યારે સ્વરૂપાનુરૂપ માનવમનનાં આહ્‌લાદક અને ગહનગભીર ભાવોને કાવ્યસ્થ થતાં જોઈ શકાય છે. ગુજરાતી કાવ્ય વિકાસયાત્રામાં સૉનેટ કાવ્ય મહદ્અંશે ઊર્મિકાવ્યપ્રકારમાં પ્રયોજાતું રહ્યું છે. કાવ્યકસબીઓમાં બહુ ઓછા લોકોને હાઇકુની જેમ સૉનેટ હસ્તસાધ્ય થયું છે. પણ્ડિતયુગથી આધુનિક યુગમાં પાંચ-પચાસ કવિઓ જ સૉનેટ રચયિતા તરીકે સફળ નીવડ્યા છે. તેમાં ભાનુપ્રસાદ પણ્ડ્યા ભાષાશૈલીકર્મની પરમ્પરાના નીવડેલા આધુનિક સૉનેટકાર તરીકે જાણીતા છે. તેમનાં એકસો એક સૉનેટ કાવ્યોનો સઙ્ગ્ર એટલે ‘શબ્દે કોર્યાં શિલ્પ.’

પ્રસ્તુત સઙ્ગ્રહની સાઈઠ જેટલી સૉનેટકૃતિઓ ‘કુમાર’માં પ્રસિદ્ધ થયેલી છે. ઉપરાંત ‘કવિતા’, ‘કવિલોક’, ‘નવનીત’, ‘મિલાપ’, ‘બુદ્ધિપ્રકાશ’, ‘દક્ષિણા’ વગેરે સામયિકોમાં આમાંની બીજી રચનાઓ પ્રગટ થયેલી છે. એનો અર્થ એ થયો કે પરમ્પરિત અને જૂની ઘરેડની ભાષાપ્રયોજનામાં વ્યક્ત થયેલ જીવન-સંવેદનોની આ કાવ્યાભિવ્યક્તિ મહદ્અંશે પરિપક્વ અને બળૂકી હોવા વિશે કોઈ શઙ્કાને સ્થાન નથી.

ગુજરાતી ભાષાનાં પ્રકાશનોમાં કવિતા, સઙ્ગ્રહો તો અસંખ્ય છે તેમાં કેવળ સૉનેટકાવ્યનો સઙ્ગ્રહ ભાગ્યે જ મળી આવે છે. એના ઉપર ઝીણી આંખ કરીને મીટ માંડીને જોનાર સહૃદયી ભાભકો પણ જવલ્લે જોવા મળે છે.

મુદ્રણભૂલ વગરનું, સ્વચ્છ સુઘડ છાપકામ, સારા કાગળ અને પરમ્પરિત કાવ્યસઙ્ગ્રહ સુન્દર કલાત્મક શિલ્પકૃતિ વડે સુશોભિત ચિત્રાઙ્કન મણ્ડિત મુખપૃષ્ઠ કવિની ને સૉનેટની સરળ અને સાદી છતાં કલાત્મક સ્વાભાવિકતાનું પ્રદર્શન કરે છે.

સઙ્ગ્રહમાં ગ્રથીત સૉનેટ-સંરચના તેજસ્વી અને ઓજસ્વી છે. ભાવ અભિવ્યક્તિની કલાત્મકતાથી વધુ શબ્દસ્થ થતો જોઈ શકાય છે. એના ઊંડાણમાં રહેલું વિષયવૈવિધ્ય પ્રકૃતિ, પ્રણય અને પરમાત્મા સુધી વિસ્તરેલું જણાય છે. તરુદધીચિ, ઊપડી ડમણી, વ્રજ શા વિરાને, જળનો ગ્રહ ચહે પરમ શ્રેયને, રૂપાંતર, અગતિગમન, ઉપરકોટ અવલોકતાં, ન જાણું શેં, વિરાટ ભાળું, વગેરે કૃતિઓ જેવી બીજી ઘણી રચનાઓ આસ્વાદ્ય છે. પ્રસ્તુત સઙ્ગ્રહનું એક જમાપાસું એ પણ છે કે અહીં પ્રસિદ્ધિના વ્યામોહમાં ઉતાવળા થઈને ભરતી કરેલી નબળી કાવ્યકૃતિઓ નજરે ચડતી નથી. વૈચારિક મલિનતા, અપરિપક્વતા, આત્મપ્રવઞ્ચકતા, વૈવિધ્યો વચ્ચે પણ દેખા દેતી નથી. શબ્દની રમણીય સૌન્દર્યછાયાઓ આહ્‌લાદક ભાવાકારે પ્રગટીને કાવ્યસિદ્ધિ નીપજાવે છે. અને જયન્ત પાઠક, ધીરુ પરીખ આદિ કવિઓ કહે છે તેમ સઙ્ગ્રહના કવિની ગ્રન્થસ્થ સૉનેટ રચનાઓ કવિને ઉત્તમ સૉનેટ રચયિતાઓની અડોઅડ મૂકી આપે છે. ગુજરાતી કવિતાસઙ્ગ્રહોમાં ‘શબ્દે કોર્યાં શિલ્પ’ સઙ્ગ્રહ પણ આવી જ રીતે કેટલાક સાચવી રાખવા જેવા કાવ્યસઙ્ગ્રહોની સાથે મૂકવા જેવો છે. □

થાપક : રાજેન્દ્ર શાહ
હેમન્ત
વિ.સં. ૨૦૫૮

# કવિલોક

નવેમ્બર-ડિસેમ્બર ૨૦
વર્ષ ૪૪ : અંક : ૬
સળંગ અંક : ૨૬૪

ગુજરાતી કવિતાનું ઋતુપત્ર

તન્ત્રી
ધીરુ પરીખ

**કવિલોક** ગુજરાતી કવિતાનું ઋતુપત્ર : હેમન્ત વિ.સં. ૨૦૫૮ : વર્ષ ૪૪ : અઙ્ક ૬ સળંગ અઙ્ક ૨૬૪




તન્ત્રી

**ધીરુ પરીખ**

સલાહકાર

રાજેન્દ્ર શાહ ● નિરઞ્જન ભગત

દેશમાં વાર્ષિક લવાજમ રૂ.૮૦. આજીવન લવાજમ માત્ર રૂ.૧૦૦૦. અમેરિકા : વાર્ષિક $ 5. આજીવન $ 75: ઇંગ્લન્ડ : વાર્ષિક £ 4. આજીવન £ 50. આ અઙ્કની છૂટક કિંમત રૂ.૧૫.

'કવિલોક' દ્વિમાસિક વર્ષની છ ઋતુઓમાં દર બે માસે - ફેબ્રુઆરી, એપ્રિલ, જૂન, ઑગસ્ટ, ઑક્ટોબર અને ડિસેમ્બરના અન્તમા - પ્રકટ થાય છે.

કવિલોક અઙ્કના સર્વ પત્રવ્યવહારનું સરનામું :
**કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪, રાયપુર ચકલા, અમદાવાદ - ૩૮૦ 001**

પ્રકાશક અને મુદ્રક : ધીરુ પરીખ, ફોન : ૨૧૪૩૭૪૫
મુદ્રણસ્થાન : દીપક પ્રિન્ટરી, ફોન : ૨૧૪૩૬૩૫

કવિલોક

॥ ॐ वाङ् मे मनसि प्रतिष्ठिता मनो मे वाचि प्रतिष्ठितं आविरावीर्म एधि ॥

ૐ પ્રતિષ્ઠિત હજો વાણી મને, વાણી મહીં મન; પ્રકાશાત્મન્ પ્રભો ! પામો પ્રાગટ્ય મુજ અન્તરે.



## કવિતા અને સામાજિકતા

**મા**નવજાતિની સભ્યતાના ઇતિહાસમાં સમાજના ઉદ્‌ભવનું સ્થિત્યન્તર મહિમાવન્તું અને મહત્ત્વનું સ્થિત્યન્તર છે. ભટકતા માનવે કુટુમ્બ, ટોળી અને સમાજનું નિર્માણ કર્યું તેની પાછળ તેની ભૌતિક દૃષ્ટિ રહેલી છે. નિજની સલામતી, નિજનાં સુખશાન્તિ અને નિજની સમૃદ્ધિ માટે મનુષ્યે સમાજનું નિર્માણ કર્યું છે. વળી, આ બધી અવધારણાઓ અને આકાંક્ષાઓને પરિપૂર્ણ કરવા રાજ્ય-વ્યવસ્થા અસ્તિત્વમાં આવી, આર્થિક વ્યવસ્થા અસ્તિત્વમાં આવી, વ્યાપાર-વણજ અસ્તિત્વમાં આવ્યા. આથી માનવહિતલક્ષી આ બધી જ વ્યવસ્થાઓ બૃહદ્ અર્થમાં સામાજિક વ્યવસ્થાઓ છે. આથી મનુષ્ય અને સમાજનો નાતો ઘનિષ્ઠ છે. આમ, માનવજાતિની સુખ-શાન્તિ-સમૃદ્ધિની વૃદ્ધિ માટે રચાયેલી સમાજરચના જ્યારે પ્રદૂષિત થાય છે ત્યારે મનુષ્ય અકળાઈ ઊઠે છે, જ્યારે એ વિભૂષિત થાય છે ત્યારે મનુષ્ય આનંદી ઊઠે છે. આ બન્ને પ્રકારનાં સંવેદનોને કલાકાર પોતાની અભિવ્યક્તિનો વિષય બનાવે તે સહજ છે.

કવિઓ પણ સમાજના વિવિધ તબક્કે સામાજિક અસરોને ઝીલતા આવ્યા છે. આપણી ભાષાના સાહિત્યની વાત કરીએ તો અર્વાચીન કાળમાં અંગ્રેજોની રાજ્યવ્યવસ્થા પછી પૂર્વ-અંગ્રેજકાલીન અસલામતી અને અશાન્તિને સ્થાને સલામતી અને શાન્તિ સ્થપાયાં તેનાથી આનન્દિત થઈ ઊઠેલા દલપતરામે 'હિન્દ ઉપર ઉપકારક વિષે' કાવ્ય રચ્યું. એમાંની આ ચાર પંક્તિઓ એનો ચિતાર આપે છે :

'ઝેર ગયાં ને વેર ગયાં, વળી કાળા કેર ગયા કરનાર,
પર નાતીલા જાતીલાથી સંપ કરી ચાલે સંસાર;
દેખ બિચારી બકરીનો પણ, કોય ન જાતાં પકડે કાન,
એ ઉપકાર ગણી ઈશ્વરનો હરખ હવે તું હિન્દુસ્તાન.'

કવિની આવી સામાજિક ચેતના કે સભાનતા કવિતાનો વિષય અવશ્ય બની શકે. એટલે કે આવી સામાજિક સભાનતાવાળી કાવ્યકૃતિ જ કવિતા બની શકે એવો અભિપ્રાય સર્વથા યોગ્ય નથી. તો સામાજિક સભાનતાથી અલિપ્ત એવી કાવ્યકૃતિ જ કવિતા બની શકે એવો અભિપ્રાય પણ સર્વથા યોગ્ય નથી. સામાજિક સભાનતાવાળી અથવા સામાજિક સભાનતા વગરની-બન્ને પ્રકારની કાવ્યકૃતિઓ-કવિતા બની પણ શકે અને ના પણ બની શકે. સવાલ છે અભિવ્યક્તિની કલાનો અથવા કલાત્મક અભિવ્યક્તિનો.

પ્રથમ વિશ્વયુદ્ધ પછી સમાજ આર્થિક રીતે બે વિભાગોમાં વહેંચાઈ ગયો હતો - સમ્પત્તિવાન અને અસમ્પત્તિવાન, માલિક અને મજૂર. આર્થિક રીતે વિષમ બનેલી સામાજિક પરિસ્થિતિનો પડઘો ગાંધીયુગ દરમિયાન પ્રગતિશીલ વિચારધારાની કવિતામાં ઝિલાયો હતો. ૧૯૩૨માં લખાયેલા ઉમાશંકર જોશીના જાણીતા કાવ્ય 'જઠરાગ્નિ'ની આ પ્રસિદ્ધ પંક્તિઓ જુઓ :

'ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે,
ખંડેરની ભસ્મકણી ન લાધશે.'

તો ઝવેરચંદ મેઘાણી આવી જ વિષમ સામાજિક પરિસ્થિતિ અને તે સંદર્ભે કવિના કર્તવ્ય વિષે 'કવિ, તને કેમ ગમે ?' નામક કાવ્યમાં પોતાનો આક્રોશ આ પ્રમાણે અભિવ્યક્ત કરે છે :

'ધરતીને પટે પગલે પગલે
મૂઠી ધાન વિના નાનાં બાળ મરે,
પ્રભુહીન આકાશેથી આગ ઝરે :
અહોરાત કરોડ કરોડ ગરીબોના પ્રાણ ધનિકોને હાથ રમે-
ત્યારે હાય રે હાય, કવિ ! તને પૃથ્વી ને પાણી તણાં શેણે ગીત ગમે !'

દલપતરામ પોતાના સમયના સમાજની સુખશાન્તિથી અભિભૂત થઈ જે આનંદ વ્યક્ત કરતો સીધો-સપાટ ચિતાર આપી વચ્ચે તેને દઢાવવા 'દેખ બિચારી બકરીનો પણ કોય ન જાતાં પકડે કાન' જેવી પંક્તિમાં દૃષ્ટાન્ત અલંકારનો આશ્રય લે છે. ઉમાશંકરે કાર્યકારણભાવની ટેક્નિકનો ઉપયોગ કરી પ્રથમ પંક્તિમાં 'ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે' કહી તેનું પરિણામ શું આવશે તે અતિશયોક્તિ દ્વારા ખંડેર તો શું, પણ 'ખંડેરની ભસ્મકણી' પણ લાધશે નહિ તેવી તીવ્ર અને તાર સ્વરે ચેતવણી ઉચ્ચારી છે. જ્યારે મેઘાણીએ આરંભની પંક્તિઓમાં સમસ્ત વૈશ્વિક સમાજની સ્થિતિના યાથાતથ્યનું કથન કરી અંતે કવિનો ધર્મ, પ્રજાધર્મ, આવા સામાજિક તબક્કે શો હોઈ શકે તેનો નિર્દેશ કર્યો છે. પરન્તુ સામાજિક વાસ્તવને કથનવર્ણનથી જરા આગળ વધી ઉમાશંકરે કલાત્મક અભિવ્યક્તિ આપવાનો પ્રયાસ કર્યો છે. અનુગાંધીયુગમાં પણ સામાજિક વાસ્તવનાં કાવ્યો મળે જ છે. પરન્તુ એમાં અભિવ્યક્તિની સૂક્ષ્મતા અને સુન્દરતા વધુ વિકસે છે. નિરંજન ભગતના કાવ્ય 'ચર્ચગેટથી લોકલમાં' આવતી આ પંક્તિઓ જુઓ :

'મુસાફરો, અસંખ્ય આ મુસાફરો,
શું ટ્રેનને ચડ્યો ન હોય આફરો.'

મુંબઈ નગરના જનજીવનનું આ ઉત્પ્રેક્ષાયુક્ત ચિત્ર વ્યંગ સાથે સભ્યતાની વિકૃતિનો પણ ખયાલ આપી રહે છે. વળી, આધુનિક નગરનિવાસી મનુષ્યના નકલીપણાનું ચિત્ર પણ પછીની પંક્તિઓમાં રજૂ થયું છે :

'નટો સમાન વેશ શો કરે, ધરે મુખે સુરમ્ય મ્હોરું હાસ્યનું,
રસાર્દ્ર ભાવઊર્મિરંગરાગપૂર્ણ, હોય શું ન એ જ અસલ રૂપ આસ્યનું !'

કવિએ ગુલબંકીના છંદોલયથી ટ્રેનની ગતિ સાથે પ્રાસાનુપ્રાસ, આંતરપ્રાસ અને અર્થાલંકાર દ્વારા કાવ્યસૌંદર્ય પ્રકટાવ્યું છે.

તો પ્રિયકાન્ત મણિયાર 'એ લોકો' કાવ્યમાં સમાજમાં શોષણખોર લોકો પ્રતિ જે ઉગ્રતાથી આક્રોશ રજૂ કરે છે તેનું સીધું કથન પણ વેધક બની રહે છે. એમાંયે જ્યારે કવિ આવા લોકો વિષે રૂપક- metophor -નો પ્રયોગ કરે છે ત્યારે અ અભિવ્યક્તિમાંનો આક્રોશ તીવ્રતમ બને છે.

'તે તે લોકો છે જ નહીં,
એ તો નોટોને ખાઈ ઊછરતી ઊધઈ,
બીજું એને ભાવતું નથી.

મારે કવિ થવું જ નથી,
ભારે અસર કરનારી જંતનાશક દવા થાઉં તો બસ !'

આ રીતે જોઈશું તો જણાશે કે સામાજિક સભાનતા કવિની સંવેદનાનો એક વિષય બનીને આવે છે, આવી શકે છે. વળી, આજે જ્યારે વિશ્વગ્રામની ભાવનાત્મક વિભાવના કે વૈશ્વિક સંસ્કૃતિનો પ્રસારપ્રચાર અસ્તિત્વમાં આવ્યાં છે ત્યારે અનુઆધુનિકકાળમાં મનુષ્ય અને સમાજનો નાતો માત્ર સ્થાનિક સમાજ કે રાષ્ટ્રિય સમાજ સુધી સીમિત રહ્યો નથી. એ હવે વૈશ્વિક સમાજની સભાનતા સુધી પહોંચ્યો છે અને એથી ભૂતકાળમાં કદી પણ ના જોવા મળી હોય તેવી મનુષ્યની સામાજિક નિસબત વધી છે અને વિસ્તરી છે. આવા સંજોગોમાં સર્જક આ પ્રકારની સંવેદનાથી અલિપ્ત રહી શકે તેવું બહુ ઓછું બનશે. પણ સવાલનો સવાલ એ છે કે આવી સામાજિક સભાનતાની સંવેદનાની અભિવ્યક્તિ કેવળ સપાટિયાં વર્ણનો, કથનો કે વિચારોથી નહીં નભી શકે. એની અભિવ્યક્તિનાં નવીન ઉન્મેષો અને ઉપકરણો, ટેક્નિક અને તરીકાઓ શોધીને સંયોજવા પડશે, કલા-અર્થે વિનિયોજવા પડશે. આમ થાય તો જ સામાજિક સભાનતાની સંવેદનાયુક્ત કાવ્યકૃતિ કલા-કૃતિની સંજ્ઞાની અધિકારી બની શકે.

ડિસેમ્બર ૨૫, ૨૦૦૧ -ધીરુ પરીખ

## વિમર્શ

# હોમરકૃત મહાકાવ્ય ઈલિયડ

દુષ્યન્ત પણ્ડ્યા

## ૫. ડાયોમિડીઝ દેવો સામે જઙ્ગ ખેલે છે

ડાયોમિડીઝ પોતાના બધા શસ્ત્રધારી સાથીઓનાં પરાક્રમોને ગ્રહણ લગાડે અને પોતે કીર્તિને વરે એ આશયથી એનામાં દેવી એથીનીએ સાહસ અને દૃઢતા પ્રેર્યાં. સમુદ્રમાંથી ગ્રીષ્મ તારક ઉદીયમાન થાય અને બીજા તારકો એની આગળ ઝાંખા પડી જાય તે તારકના તેજની માફક ડાયોમિડીઝનાં ઢાલ અને બખ્તરને દેવીએ ચમકતાં કર્યાં. ડાયોમિડીઝને યુદ્ધના કેન્દ્રમાં ધકેલતી વેળા એના મસ્તક અને સ્કન્ધદેશમાંથી એવો અગ્નિ પ્રગટે તેવું દેવીએ કર્યું.

ડેરિસ નામનો એક સમૃદ્ધ અને પ્રખ્યાત ટ્રોજન હતો. એ હેફેસ્ટિસનો પૂજારી હતો. એને બે પુત્રો હતા નામે ફેગ્યુસ અને આઇગ્યુસ. બન્ને સર્વ પ્રકારની યુદ્ધકળામાં નિપુણ હતા. બીજાં દળોથી નોખા પડીને બન્ને રથમાં ડાયોમિડીઝની સન્મુખે આવ્યા. એમનો સામનો કરવા ડાયોમિડીઝ પેદલ ગયો. વાર કરી શકાય એટલે અન્તરે એ ભાઈઓ પહોંચ્યા એટલે લાંબું પ્રતિબિમ્બ ફેંકતું ભાલું ફેગ્યુસે ફઙ્ગોળ્યું. પણ ડાયોમિડીઝના ડાબા ખભા ઉપરથી એ પસાર થઈ ગયું. ડાયોમિડીઝને ઘસરકો પણ ન થયો. હવે ઘા કરવાનો વારો ડાયોમિડીઝનો હતો. એના હાથમાંથી છૂટેલું શસ્ત્ર નિષ્ફળ ન ગયું. ફેગ્યુસની છાતીના મધ્ય ભાગમાં પેસી એણે એને રથમાંથી ઉથલાવી નાખ્યો. એ જોઈને પોતાના ભાઈના શબને ત્યાં જ છાંડીને આઇડ્યુસ પણ પાછળ સન્તાવા કૂદી પડ્યો. હેફીસ્ટિસ દેવે એની રક્ષા ન કરી હોત તો, એ પણ કાળનો કોળિયો બની ગયો હોત અને વૃદ્ધ પૂજારી રાતે પાણીએ રોતો હોત. મહાન ડાયોમિડીઝે એમના રથના અશ્વોને છોડ્યા અને એમને પોતાનાં જહાજો ભણી લઈ જવાની આજ્ઞા પોતાના માણસોને કરી.

ડેરિસના એક પુત્રને મરતો અને બીજાને નાસતાં જોઈ, બહાદુર હોવા છતાં ટ્રોજનો હેબત ખાઈ ગયા. વળી, બરાબર એ જ સમયે પુલકિત નેત્રોવાળી દેવી એથીનીએ ક્રૂર યુદ્ધદેવના હાથ ઉપર પોતાનો હાથ મૂકી તેમને વાર્યા. 'એરિસ', એણે પોકાર કર્યો, 'ખૂની એરિસ, માનવીઓના કસાઈ અને નગરોને ધમરોળનાર ! ટ્રોજનો અને અકીઅનો પોતાનું ફોડી લે અને પિતા ઝ્યૂસની ધારણા મુજબ જે પક્ષ જીતવાનો હોય તે જીતે એમ વિચારી આપણે આમાંથી ખસી જવાની વેળા નથી આવી શું ? ઝ્યુસ નારાજ થાય એ પહેલાં, ચાલો આપણે રણભૂમિ છોડી દઈએ.' આમ કહીને, ધમાલિયા યુદ્ધદેવને એ રણક્ષેત્રમાંથી દૂર ઘસડી ગઈ અને, સ્કેમેણ્ડર નદીને ઘ્રોવાળે તટે એને બેસાડ્યો.

એને પરિણામે અકીઅનોએ ટ્રોજન દળને પાછાં હડસેલ્યાં અને, દરેક ટ્રોજન સેનાપતિએ પોતાની સન્મુખ ઊભેલા ટ્રોજનને હણ્યો. રાજેન્દ્ર એગામેમ્નૉને એલિઝોનોના વડા મહાન ઓડિયસને વિરથ કરીને આરમ્ભ કર્યો. નાસવામાં પહેલો ઓડિયસ હતો અને, એણે જેવી પીઠ ફેરવી કે, એગામેમ્નૉને એની પીઠમાં પોતાનો ભાલો ભોંક્યો. એ ભાલો એની છાતીસોંસરો નીકળ્યો. ધબ્બ કરતોકને એ પડ્યો અને એનું બખ્તર ખખડી ઊઠ્યું.

આઇડોમેન્યુસે બીજો ફીસ્ટસને હણ્યો. મિઓનિયન બોરસનો એ પુત્ર ટેર્નેના ફળદ્રુપ પ્રદેશમાંથી આવ્યો હતો. ફીસ્ટિસ પોતાને રથે ચડવા જતો હતો

તેવે જ મહાન શૂલબાજે પોતાનું લાંબું શૂલ ફેંકી એના જમણા ખભા પાસે એને વીંધ્યો. રથ આગળ જ ફીસ્ટસ ઢળી પડ્યો અને એની ચોમેર ગાઢ અન્ધકાર છવાઈ ગયો. આઇડોમેન્યુસના કર્મચારીઓએ ફીસ્ટસના શણગાર ઉતારી લીધા.

પછી સ્ટ્રોફિયસના પુત્ર શિકારી સ્કેમેંડ્રિયસને મેનેલોઝે પોતાના તીક્ષ્ણ ભાલાથી હણ્યો મૃગયામાં એ કુશળ હતો. દેવી એર્ટેમિસે સ્વયં એને મૃગયામાં પાવરધો કર્યો હતો અને એ ગમે તેવા જઙ્ગલી પ્રાણીને પાડી શકતો હતો. પણ ધનુષ્યદેવી એર્ટેમિસ પણ આ સમયે એને કશી-સહાય કરી શકી નહીં તેમ જ એનાં શર પણ નિષ્ફળ નીવડ્યાં. સ્કેમેંડ્રિયસ જેવો નાઠો તેવો મેનેલોઝે પોતાનું ભાલું એની પીઠમાં ભોંક્યું અને એની છાતી સોંસરું એ નીકળ્યું. સ્કેમેંડ્રિયસ ઊંધમૂંધ પડ્યો અને એનું બખ્તર ખણખણી ઊઠ્યું.

ત્યાર પછી ટેક્ટનના પુત્ર ફેરેકલસનો વધ મેરિયોનેસે કર્યો. ફેરેક્લસ સુતાર હતો તે કુશળ કારીગર હતો. દેવી એથીનીનો એ ખૂબ લાડકો હતો. પૅરિસને માટે એણે સુથરાં વહાણો બાંધી આપ્યાં હતાં ને એ વહાણોએ સઘળા ટ્રોજનો માટે તેમ એને પોતાને માટે આફત નોતરી હતી. કારણ, દેવવાણીની એને કશી ખબર ન હતી. એની પાછળ દોડતા આવી મેરિયોનેસે એના જમણા નિતમ્બમાં વાર કર્યો. ભાલાનું ફળું ઠેઠ અન્દર ઘૂસી ગયું. રાડ નાખતો એ ઘૂંટણીએ પડ્યો અને મોતે એને આંબી લીધો.

એટિનોરનો એક અનૌરસ પુત્ર હતો, પિડ્યૂસ. પોતાના પતિને રાજી રાખવા માટે ઉદાર નારી થીએનોએ એને પોતાના સગા દીકરાની જેમ ઉછેર્યો હતો. સમર્થ શૂલધારી મીજીઝે એ આદમીને પકડમાં લીધો અને એની ગરદનની પાછળ પોતાના ધારદાર ભાલાથી વીંધ્યો. ભાલાનું ફળું એનાં જડબાંસોંસરું નીકળ્યું અને એની જીભ મૂળમાંથી કપાઈ ગઈ. એ ધૂળભેગો થયો અને, એનું કાંસાનું બખ્તર એના મોઢામાં ઘૂસી ગયું.

દરમિયાનમાં ટ્રોજનો જે સરિતાના દેવ સ્કેમેંડરને પૂજતા તેનો પૂજારી હાઇપ્સેનોર, યુઇમોનના પુત્ર યુરિમાઇલસના ઝપાટામાં આવી ગયો. એ નાસવા જતો હતો તેવે યુરિમાઇલસે તેનો પીછો કર્યો અને, પોતાની અસિના જનોઈવઢ ઘા વડે એણે હાઇપ્સેનોરનો ખભો વેતરી નાખ્યો. એ ભૂમિ પર પડ્યો. એના ભાગ્ય આડે તાળાં દેવાઈ ગયાં અને એની આંખો પર મોતના ઓળા ઊતરી આવ્યા.

અકીઅન લોકોને મોરચે આવો હલ્લો કર્યો. અને ડાયોમિડીઝને પોતાને વિશે તો, તમે કોઈ કહી શકો નહીં કે એ ટ્રોજનદળમાં છે કે અકીઅન દળમાં. કોઈ મહાનદીનો શિયાળુ પ્રવાહ બધાંને ઘસડતો અને બન્ધો તોડતો ધસે તેમ એ ધસતો હતો અને એમાં ખાંગા થઈને બારેમેઘ ભળે પછી એ નદનો પ્રવાહ ખાળ્યો ખળાય નહીં. બન્ધોને તોડે અને અઙ્ગુરની વાડીઓની દીવાલોને પણ ધૂળભેગી કરી નાખે અને તોતિઙ્ગ વૃક્ષોને જમીનદોસ્ત કરે. એની સામે પછી કશું ટકી શકે નહીં. એનો પ્રવાહ પોતાનો માર્ગ કરતો ચાલ્યો જાય અને પોતાની જહેમતનાં ભવ્ય પરિણામોનો વિનાશ થતો ખેડૂતો નિહાળી રહે, એનો સામનો કરવાને સર્વથા અસમર્થ એવાં ખીચોખીચ હરોળોમાં ઊભેલાં ટ્રોજન દળો ટાઇડ્યૂસના પરાક્રમી પુત્ર પાસે કપાવા લાગ્યાં.

લાઇકનના ઉમદા પુત્ર પૅણ્ડેરસે ડાયોમિડીઝને આમ રણભૂમિમાં તરખાટ મચાવતો અને ટ્રોજન દળોને પાછાં ધકેલતો જોયો ત્યારે, વેળા વેડફ્યા વિના એણે પોતાના ધનુષની પણછ ચડાવી, શરસન્ધાન કર્યું અને આગળ ધપતા ડાયોમિડીઝના

જમણા ખભા પાસેના બખ્તરને ભેદી એ શર અન્દર ગયું અને એનું બખ્તર લોહીથી ખરડાઈ ગયું. ડાયોમિડીઝ ઉપર વિજય મેળવ્યાનો મોટો પોકાર પેણ્ડેરસે કર્યો. આગળ ધપો, ટ્રોજનોમાં એણે ત્રાડ પાડી. 'આગળ ધપો રથીઓ ! એમનો શ્રેષ્ઠ લડવૈયો ઘવાયો છે. લિસિયાથી મને અહીં મોકલનાર અપોલો દેવ સાચા હશે તો, એ હવે લાંબું નહીં ખેંચે.'

પેણ્ડેરસે ભલે બડાઈ મારી પણ એના તીરથી ડાયોમિડીઝ હાર પામ્યો ન હતો. પાછો હઠી એ પોતાના તોખારો અને રથ પાસે આવ્યો અને, કેપેન્યૂસના પુત્ર સ્થેનેલસને એણે કહ્યું, 'સ્થેનેલસ, જલદી નીચે ઊતર અને મારા ખભામાંથી આ નાલાયક તીરને ખેંચી કાઢ.'

સ્થેનેલસ રથમાંથી કૂદ્યો, ડાયોમિડીઝ પાસે ગયો અને, એના ખભામાંથી એણે તીર ખેંચી કાઢ્યું. લોહીનો પ્રવાહ બહાર ધસી આવ્યો અને, ડાયોમિડીઝે એથીનીને પ્રાર્થના કરી : 'ઝ્યૂસની સદાજાગ્રત કવચધારી પુત્રી, મારી વિનંતી સાંભળ. ભૂતકાળમાં તેં મારા પિતાની અને મારી રક્ષા કરી હતી તેમ, આ પળે પણ તું મારી ઉપર કરુણા કર. મને તીર મારનારની ભાલાફેંક નિકટ મને લઈ જા. મને ઘા મારવાની તક જ મળી નથી અને હું મરી ગયો હોઉં એમ એ બડાઈ ફૂંકતો ફરે છે.'

ડાયોમિડીઝની પ્રાર્થના પેલેસ એથીનીને શ્રવણે પડી અને એણે એનાંમાં નવચેતન પૂર્યું. એ જાતે આવીને ડાયોમિડીઝની પડખે ઊભી રહી અને, પ્રેરક વાણી બોલી 'હવે, ડાયોમિડીઝ, ટ્રોજનો સામે તું નીડરપણે લડી શકીશ, તારા હૃદયમાં તારા પિતા ટાઈડ્યૂસની હિમ્મત મેં મૂકી છે. એ મહારથી હતો. ને એક વાત તને કહું. કદાચ તારી સામે લડવાને કોઈ દેવ આવે તો, એક દેવી એફ્રોડ્રાઈટીના અપવાદ સિવાય, તારે દેવ સામે શસ્ત્ર ન ઉગામવું. ઝ્યૂસની એ દીકરી આવે તો તારાં ધારદાર હથિયાર વડે તું તારે એને ઘાયલ કરજે.'

આટલું કહીને તેજસ્વી નયનવાળી એથીની અદૃશ્ય થઈ ગઈ અને ટાઈડ્યૂસના સુતે આગળ જઈ પહેલી હરોળમાં સ્થાન લીધું. એથીની સિવાય પણ દુશ્મનો પર ત્રાટકવા એ કૃતનિશ્ચયી હતો. અને હવે, કોઈ ભરવાડના વાઘમાંના ઘેટા ઉપર તરાપ મારતો સિંહ એ ભરવાડથી વીંધાય અને ભુરાંટો થાય એમ, ડાયોમિડીઝ હવે ત્રણગણો હિમ્મતબાજ બન્યો હતો. સિંહને ક્રોધિત કરી, લાચારી અનુભવતો ભરવાડ પોતાના વાઘને છાંડી, ગમાણમાં સંતાય પણ, ખુન્નસે ચડેલો સાવજ ઘેટાંઓનો સોથ બોલાવી, ભીંતડી ટપી ભાગી જાય. આવા જોરથી ડાયોમિડીઝે ટ્રોજન હરોળ પર હલ્લો કર્યો.

એસ્ટીનસને અને હાઈપીરોન નામના સરદારને હણવાથી એણે મઙ્ગલાચરણ કર્યું. એકને એણે પોતાના ભાલાની અણી છાતીમાં ભોંકી, બીજાની ગરદન પર તલવારનો એવો તો ઝાટકો માર્યો કે એનો ખભો ઊભો ચીરાઈ ગયો. એમને ત્યાં જ મરવા દઈને એ યુરિડેમસના દીકરાઓ એબેઝ અને પોલીડસની પાછળ પડ્યો. યુરિડેમસ સ્વપ્નોમાં માનતો હતો પણ એના પુત્રો રણમોરચે જવા રવાના થયા ત્યારે એને કોઈ સ્વપ્નની વાત કહેવાની ન હતી. ને વીર ડાયોમિડીઝે બન્નેને ઝબ્બે કર્યા. પછી એણે ઝેન્થસ અને થોઓનનો સામનો કર્યો. ફિદનોપ્સના એ બન્ને પુત્રોને હજી દાંતે ધાવણ હતું અને એમના વૃદ્ધ અને બીમાર પિતાને ત્રીજો પુત્ર ન હતો. એ બેઉનો ડાયોમિડીઝે વધ કર્યો અને એમના પિતાને ભગ્નહૃદય કર્યા.

પછી ડાયોમિડીઝનો ભોગ બન્યા. ડાર્ડેનિયન પ્રાયમના બે પુત્રો એમેમોન અને ક્રોમિયસ બન્ને એક જ રથમાં આરૂઢ હતા. વનમાંના ચરાણમાં ચરતા

ધણમાં ઠેકતો કેસરી એમાંના બળદનું કે વોડકીનું ગળું પકડે તેમ, ટાઇડ્યૂસના પુત્રે એમને એમના રથમાંથી હલબલાવી ભોં ભેગા કર્યા, એમનાં હથિયાર લઈ લીધાં અને એમના ઘોડાઓને પોતાના કોટિયાઓ પાસે લઈ જવા પોતાના અનુચરોને આજ્ઞા કરી.

ટ્રોજન સેનાનો ડાયોમિડીઝને હાથે આમ ઘાણ વળતો જોઈ, ઈનિયાઝ આ ધમાલમાંથી અને અસ્ત્રશસ્ત્રની વર્ષામાંથી કુંવર પેણ્ડેરસને ગોતવા નીકળ્યો. લાઇકેઓનનો એ ધીર પુત્ર એની દૃષ્ટિએ પડતાંવેંત એ તરત એની પાસે ગયો અને બોલ્યો : 'પેણ્ડેરસ. તારાં ધનુષબાણથી તું શું કરે છે? અમારા ટ્રૉયમાં કે તારા લાઇસિયામાં તારા જેવો કોઈ બાણાવળી ન હોવાની બડાઈ તું નથી મારતો શું? ભગવાનને ખાતર, ઝ્યૂસને પ્રાર્થના કરી એક તીર પેલા માણસ પર છોડ. એ કોણ છે તે હું નથી જાણતો પણ, એ પોતાનું મનધાર્યું જ કરે છે અને આપણો એણે ખૂબ ઘાણ કાઢ્યો છે અને આપણા કેટલાક ઉત્તમ વીરોને એણે ઢાળી દીધા છે. પણ તું રહેજે ચેતતો. એ કોઈ દેવ હોય અને, આપણા વિધિઓમાં આપણે ક્યાંક ચૂક્યા હોઈએ એ બદલ આપણી ઉપર નારાજ હોય. કદાચ કોઈ કોપિત દેવ જ આપણને દંડી રહ્યા છે.'

ટ્રોજન સંસદના સદસ્યને દેવો ઘટે એટલા આદરથી લાઇકેઓનના પુત્રે ઇનિયાઝને નમન કર્યું. 'મને પૂછો છો તો,' એણે કહ્યું, 'એ આદમી ડાયોમિડીઝ છે. એની ઢાલથી અને એના શિરત્રાણના ચલિત ભાગથી હું એને ઓળખી કાઢું છું. એના ઘોડાને જોઉં તો તેમને પણ હું ઓળખું છું છતાંય એ દેવ નથી એમ હું સોગંદ ખાઈને કહી શકું એમ નથી. પણ હું ધારું છું એ અજેય ડાયોમિડીઝ જ હોય તો, એના આ ગાંડા હલ્લા પાછળ મને દેવનો હાથ દેખાય છે. મારું તીર એને વાગ્યું ત્યારે, એને આડું કરવા માટે એની બાજુમાં કોઈ દેવ ચોક્કસ હશે કારણ, મેં એની ઉપર બરાબર સન્ધાન લીધું હતું અને એના જમણા ખભામાં મારું બાણ પેઠું હતું તે એનું બખ્તર ભેદીને એ હવે યમરાજ પાસે જવાનો એની મને ખાતરી લાગતી હતી. પણ મેં એને મારી નથી નાખ્યો. એટલે, કદાચ, કોઈ દેવ કોપિત છે. ને હું અહીં આ ઊભો, જૂતેલા ઘોડાવાળા રથ વગરનો. મારે ઘેર તો સુતારના નવા બનાવેલા અગિયાર રથ છે, એમની ઉપરનાં છત્રો છે અને, દરેક રથને જોડવાની ઘોડાઓની જોડલીઓ જોગાણ ખાઈ રહી છે. અહીં મોરચે આવવા નીકળ્યો તે પૂર્વે, મારા વૃદ્ધ પિતા લાઇકેઓને પહેલમાં મને વારંવાર કહ્યું હતું, 'શત્રુઓ સામે લડતી વેળા સેનાને દોરવા માટે રથ લઈ જા.' પણ મેં એમનું કહેવું કાને ન ધર્યું, ધર્યું હોત તો સારું થાત. મને મારા અશ્વોની ચિંતા હતી અને અહીં ખીચોખીચ નગરમાં ઘોડાઓને પૂરતું ખાણ મળી રહેવા બાબત મને ડર હતો. એટલે હું ઇલિયમમાં પેદલ આવ્યો. ધનુર્વિદ્યાથી મને લાભ થવાનો ન હતો, ડાયોમિડીઝ અને મેનેલોઝ એ એમના બે ઉત્તમ વીરોને મેં મારાં બાણનાં નિશાન બનાવ્યા હતા અને એ બેઉ કિસ્સાઓમાં મેં ધાર્યું નિશાન લીધું હતું બન્નેના ઘામાંથી લોહી વહ્યું હતું - એ વિશે શઙ્કા નથી. પણ મેં તો એમને વધારે ખુન્નસ ચડાવ્યું છે. રાજકુમાર હેક્ટરને રાજી કરવા માટે તમારી આ સુન્દર નગરીએ આવવા માટે મેં ખીંતી પરથી મારું ધનુષ્ય ઉપાડ્યું તે દુર્ભાગી કૃત્ય હતું. પરન્તુ, કદી ઘેર પાછો પહોંચું અને મારી ભૂમિને તથા ઊંચી મેડીઓવાળા મારા ઘરને ફરી નિહાળું તો, આ ધનુષ્યના ટુકડા કરી એને ભડભડ બળતા અગ્નિભેગું હું ન કરું તો, તે જ ઘડીએ કોઈ મારું માથું કાપી લેશે તો હું તેને તેમ ખુશીથી કરવા દઈશ.

મારે માટે એ સાવ નિરુપયોગી છે.

ટ્રોજન સેનાપતિ ઈનિયાઝે એને કહ્યું, 'એવાં વેણ કાઢ મા. જો કે એ છે સાચું કે, રથમાં બેસી એની ઉપર બીજાં આયુધો વડે હલ્લો ન કરીએ ત્યાં સુધી એને ખાળી શકાશે નહીં એ વાત સાચી છે. આવ, મારા રથે ચડી જા અને ટ્રૉયના ઘોડાઓનું પાણી જોઈ લે અને કેટલા વેગથી એ જાય છે એ પણ જોઈ લે. પીછેહઠ કરવી હોય કે કોઈની પાછળ પડવું હોય- ગમે તેમ એમને ચલાવો, કશો ફરક પડતો નથી. ઝ્યૂસ ડાયોમિડીઝને બીજો વિજય અપાવે તો આપણને સલામત ટ્રૉય ભેગા એ કરી દેશે. ચાલ હવે, રાશ અને ચાબુક લે અને, સમય આવ્યે હું નીચે ઊતરીને યુદ્ધ ખેલીશ અથવા મને લગામ પકડવા દે અને તું એ માણસને ભરી લે.'

'ઈનિયાઝ, લગામ તમે જ લો અને તમારા તોખારોને તમે જ હંકારો,' લાઈકેનોનનો ઉમદા પુત્ર બોલ્યો, ડાયોમિડીઝ સામેથી આપણે નાસી જવાનું હોય તો એમના રોજના હાંકનારને એ બરાબર વશ થશે. તમારો અવાજ એ નહીં સાંભળે તો, ભડકીને એ વળ લેશે અને આપણને રણભૂમિથી દૂર નહીં લઈ જાય. પછી અજેય ડાયોમિડીઝ આપણને પકડી પાડશે અને ઝબ્બે કરી નાખશે અને આપણા ઘોડા લઈ જશે, તો લગામ તમે જ સમ્ભાળો ને તમે જ રથ હાંકો. એ માણસ આવી લાગશે ત્યારે હું મારા ભાલાથી એનું સ્વાગત કરીશ.'

આમ નિર્ણય કરી એ બેઉ એ સુશોભિત રથે બેઠા અને તેજ અશ્વ જોડને ડાયોમિડીઝ તરફ હાંકી, કે પેન્યૂસના ઉમદા પુત્ર સ્થેનેલસે એમને આવતા ભાળ્યા અને તરત જ તેણે ડાયોમિડીઝને ચેતવ્યો : 'મહારાજ ડાયોમિડીઝ, એ બોલ્યો', 'તમારી સામે જંગે ચડવાને બે દઢનિશ્ચયી યોદ્ધાઓ આવી રહ્યા છે. એક છે પેણ્ડેરસ, લાઇકેઓનનો દીકરો અને બીજો છે ઈનિયાઝ, એના પિતાનું નામ એન્ચાઇઝિઝ છે અને એની માતા હતી દેવી એફ્રોડાઇટી-ચાલો, જલદી રથે બેસી જાઓ. હવે વધારે વાર મોરચો ન સંભાળવાની મારી અરજ છે, નહીં તો તમારો જાન જોખમમાં છે.'

ડાયોમિડીઝે એની સામે ક્રોધભરી દષ્ટિએ જોયું. 'પારોઠનાં પગલાં ભરવાની તો મારી પાસે વાત જ ન કર, એ બોલ્યો. 'તું મને એમ નહીં કરાવી શકે. જંગ છોડવો કે પીઠ બતાવવી તે મારી પ્રવૃત્તિ નથી. હું હતો એવો જ તાકાતવાન છું અને મારે રથનો ઉપયોગ કરવો નથી; પગપાળો જ હું એમને ભેટીશ. પેલેસ એથીની મને નામર્દ થતો અટકાવે છે. સામાવાળા બેના ઘોડા ભલે વેગવાન હોય પણ એ બેમાંથી એક બચશે તો પણ એ ઘોડા એમને મારાથી બચાવીને સલામત ઘરે પાછા લઈ જઈ શકશે નહીં. સાંભળ હવે, ને હું કહું છું તે ભૂલતો નહીં. શાણી એથીની એ બન્નેનો વધ કરી મને વિજેતા થવા દે તો, આપણા ઘોડાઓને તું અહીં જ રાખજે - એની રાસને ઊધ સાથે બાંધીને જજે - અને તારી નજર ઈનિયાઝના ઘોડાઓ ઉપર માંડેલી રાખજે. એમને હાથ કરી લેજે અને ટ્રોજન હરોળમાંથી એમને બહાર કાઢી આપણી કોર વાળી લેજે. કારણ હું તને કહું છું કે, પોતાના પુત્ર ગેનિમિડીઝના બદલામાં સર્વદર્શી ઝ્યૂસે આપેલા અશ્વના કુળના એ છે, ને એ અશ્વો જગતમાં શ્રેષ્ઠ હતા. પાછળથી રાજા એન્ચાઇઝીઝે ઘોડાઓને એમનો સંગ કરાવી લેઓમીડોનની રજા વગર અશ્વોના એ વેલાની ચોરી કરી હતી. એના તબેલામાં ઘોડીઓએ વછેરાઓ જણ્યા અને જે છ ઘોડાઓ થયા તેમાંથી ચાર પોતે રાખી ઉછેર્યા અને, આ બેને યુદ્ધમાં ઉપયોગ માટે ઈનિયાઝને આપ્યા. એ બે અશ્વોને આપણે હાથ કરી શકીએ તો આપણને કીર્તિ વરવાની.'

આ બે આમ વાત કરતા હતા તેવે, પેલા બે, જાતવાન ઘોડાને હાંકતા, પૂરઝડપે એમની પાસે આવ્યા અને, લાઈકેઓનનો સપૂત પેણ્ડેરસ બોલી ઊઠ્યો : 'તો હઠીલો ડાયોમિડીઝ મારા શરથી મર્યો નથી અને એ એનું પરાક્રમ છે. ઉગ્ર ટાઇડ્યૂસના પુત્રને બાણે વીંધીને મહાત કરી શકતો નથી ! વારુ, આ વેળા હું ભાલાનો પ્રયોગ કરીશ ને એનું શું પરિણામ આવે છે તે જોઈશ !'

આટલું કહી એણે પેતરો લીધો અને પોતાનું લાંબું ભાલું ફેંક્યું અને એ ડાયોમિડીઝની ઢાલ સાથે અથડાયું. એના કાંસાનુ ફળું ઢાલને ભેદી ડાયોમિડીઝના બખ્તરને અડ્યું. લાઈકેઓનનો પુત્ર વિજયનો પોકાર કરી ઊઠ્યો, 'નિશાન બરાબર લાગ્યું છે. પડખા સોંસરો ઘા છે. તું હવે વધુ વખત ખડો નહીં રહી શકે. મારી કેવી તો આ જીત છે !'

'નિષ્ફળ ઘા' જરા પણ ચલિત થયા વિના સમર્થ ડાયોમિડીઝે કહ્યું. 'તારું ભાલું મને સ્પર્શ્યું જ નથી. ને વધારામાં, મને લાગે છે કે, તમે બે કંઈ કરો તે પૂર્વે તમારામાંથી એક પડવાનો છે અને યુદ્ધદેવતાનું પેટ પોતાના લોહીથી ભરવાનો છે.'

આમ કહી ડાયોમિડીઝે વાર કર્યો. એથિની-દોર્યું એનું ભાલું પેણ્ડેરસના નાક પર અથડાયું અને એના દાંત તોડી, જીભને મૂળમાંથી ઉખેડી એની હડપચીના મૂળમાં પહોંચ્યું. ધબ્બ દેતો એ રથમાંથી હેઠો પડ્યો અને એનું તગતગતું બખ્તર ખણખણી ઊઠ્યું અને, જાતવાન હતા તોયે એના ઘોડા ભડક્યા.

પોતાનાં ઢાલભાલા સાથે ઇનિયાઝે રથમાંથી ઠેકડો માર્યો. એને ડર હતો કે અકીઅનો પેણ્ડેરસના શબને ઉપાડી જાય. કેસરીના ગર્વથી એ શબની બાજુમાં ઊભો રહ્યો અને પોતાની ગોળ ઢાલથી તથા પોતાના ભાલાથી એને ઢાંકી દીધું અને એને લઈ જવા આવનારાઓ સામે એણે જોરદાર ગર્જના કરી. ડાયોમિડીઝે એક શિલા ઉપાડી. આજના બે તાકાતવાન માણસોથી પણ ન ઊંચકી શકાય એવડી એ મોટી ને ભારે હતી. પણ ડાયોમિડીઝે એને આસાનીથી ઊંચકી અને એનો ઘા ઇનિયાઝના નિતમ્બ પર કર્યો. નિતમ્બ અને સાથળને જોડતું એનું હાડકું ભાંગીને ભુક્કો થઈ ગયું અને એના બે રજ્જુઓ પણ તૂટી ગયા. મહાન ઇનિયાઝ ઘૂંટણભર થઈ ગયો અને એક હાથને જમીન પર ખોડી એને ટેકો લેવો પડ્યો. પણ એની આંખે અંધારાં આવી ગયાં. એ મોતને ઘાટ જ ઊતર્યો હોત પણ એની જનેતા, ઝ્યૂસપુત્રી એફ્રોડાઇટી ત્યાં દોડી આવી અને, પોતાના પ્રિય પુત્રની આસપાસ પોતાના બે હાથ એણે વીંટાળી દીધા અને પોતાના ચળકતા ઝભ્ભા વડે વરસતાં અસ્ત્રોથી અને અકીઅન મહારથીઓનાં ભાલાંના ઘાથી એણે પોતાના પુત્ર આડે રક્ષાનું કવચ કરી દીધું.

આમ, રણભૂમિમાં એફ્રોડાઇટી પોતાના પુત્રને બચાવવામાં પડી હતી ત્યારે, ડાયોમિડીઝે સ્થેનેલસને આપેલી સૂચના યાદ રાખી, એણે પોતાના ઘોડાઓને ઊધ સાથે બાંધી, એમને આ ધમાલથી થોડા આઘા પગ પછાડતા છોડી, સ્થેનેલસે ઇનિયાઝના લાંબી કેશવાળીવાળા ઘોડાઓ તરફ દોટ મૂકી. એમને પકડી ટ્રોજન હરોળમાંથી એમને અકીઅન હરોળમાં આણી એણે પોતાના સાથી પાઇલસને સોંપ્યા. એ બેઉ સમવયસ્કો હતા અને સ્થેનેલસને એનામાં પૂરો વિશ્વાસ હતો. ઘોડાઓને પોતાનાં વહાણો પાસે એને લઈ જવાનું કહીને, ડાયોમિડીઝની શોધમાં એ પોતાના ઘોડાની લગામ પકડી નીસર્યો. (ક્રમશઃ)

# નર્મદ અને ભારતેન્દુ હરિશ્ચન્દ્ર

રંજના અરગડે

ભારતેન્દુ આપ સૌ માટે લગભગ અજાણ્યા હશે, એટલે નર્મદ અને એમની તુલના કરતાં પહેલાં ભારતેન્દુના જીવન વિષે થોડી વિગતો રજૂ કરીશ.

કોઈ પણ લાગલપેટ વિના અથવા અહોભાવ વિના મારે આ વાતનો સ્વીકાર કરવો જોઈએ કે કોઈ પણ ભાષા અથવા સાહિત્ય પર જ્યારે વિધિની કૃપા થાય, ત્યારે જ ભારતેન્દુ જેવા સાહિત્યકાર પાકે. ભારતેન્દુના કટ્ટર દુશ્મનો પણ આ વાતનો સ્વીકાર કરે છે. ભારતેન્દુ ઉપર લક્ષ્મી અને સરસ્વતી બન્નેની અઢળક કૃપા હતી. અને હિન્દી સાહિત્યના વિકાસ અર્થે બન્નેનો યથાશક્તિ સારામાં સારો ઉપયોગ એમણે કર્યો.

ભારતેન્દુનો જન્મ સન ૧૮૫૦માં નવમી સપ્ટેમ્બરના દિવસે કાશીના એક અગ્રવાલ વૈશ્ય કુટુમ્બમાં થયો. તેમના પિતાનું નામ ગિરધરદાસ અને માતાનું નામ પાર્વતી હતું. તેમનો જન્મ ઈતિહાસપ્રસિદ્ધ શેઠ અમીચન્દના કુટુમ્બમાં થયેલો; એ કુટુમ્બ, જે જરૂર પડ્યે, રાજાઓને પણ ઉધાર પૈસા આપે. ધન, કલાપ્રેમ અને ભક્તિ તો એમને વારસામાં મળી, પણ રસિકતા, એક હદ સુધી વિલાસિતા અને ધનનો 'દુર્વ્યય' (વ્યાપારી કુટુંબના પુત્રને તે ન છાજે, એવો) - એ તેમની જાતે કમાયેલી વૃત્તિ અને સ્વભાવ હતાં. પણ ધનનો આવો 'દુર્વ્યય' કરવા પાછળ તેઓ એક સચોટ કારણ આપતા - તે કહેતા કે આ 'સમ્પત્તિ' મારા પરિવારને ખાઈ ગઈ અને હવે હું એને ખાઈ જવાનો છું.

ભારતેન્દુના પિતા પણ પોતે એક સારા રચનાકાર હતા. હિન્દી નાટકની શરૂઆતમાં જે બે નામ આવે છે, એમાં એક એમનું છે. 'નહુપ-નાટક' એમની નાટ્યકૃતિ છે. તે ઉપરાન્ત તેમણે વ્રજ-ભાષામાં ભક્તિનાં પદો પણ રચ્યાં હતાં. તેઓ એક સારા વ્યાપારી પણ હતા. એટલે વ્યાપારનો વારસો એમના નાના પુત્ર ગોકુલચન્દ્રને મળ્યો અને સાહિત્યનો વારસો એમના મોટા પુત્ર હરિશ્ચન્દ્રને મળ્યો.

હરિશ્ચન્દ્ર હજી તો બહુ નાના હતા ત્યારે એમની માતાનું અવસાન થયું, અને બે વર્ષ પછી, જ્યારે ભારતેન્દુ માંડ સાત વર્ષના હશે, ત્યારે એમના પિતાનું અવસાન થયું. માતાના અવસાન પછી એમના પિતાએ બીજાં લગ્ન કર્યાં. એમના પિતા પૈસા બહુજ છૂટથી વાપરતા. પણ સારા વ્યાપારી હોવાને કારણે એ ખર્ચી જાણતા અને કમાઈ પણ જાણતા. તે સમયના કાશીના પરિવારોમાં જેટલા શોખ થતા એ બધાની પરમ્પરા ભારતેન્દુના પરિવારમાં હતી જ. ફૂલોથી સજેલી હોડીઓ પર સહેલ કરવી, કાવ્ય-પાઠનું આયોજન કરવું, નાટકો કરવાં-કરાવવાં, મુજરાઓ માણવા - બધાને ઉદાર હાથે પૈસેટકે મદદ કરવી વગેરે. ભારતેન્દુએ પણ આ પરમ્પરા જાળવી રાખી. પિતાના અવસાન પછી એમની સાવકી માએ, એવું કહેવાય છે કે એમના આ 'દુર્વ્યય' પર અંકુશ રાખવાનો પ્રયાસ કર્યો. થોડો સમય આ અંકુશ રહ્યો, તેઓ થોડા દુખી પણ થયા, પણ પછી એમણે કુટુમ્બનો ભાર પોતાના માથે લઈ લીધો અને ફરી પાછું, બધું પૂર્વવત્ થયું.

એમના પિતાએ એ સમયના રિવાજ મુજબ ભારતેન્દુને તે ફારસી, ઉર્દૂ, અંગ્રેજી અને સંસ્કૃતનું

શિક્ષણ આપ્યું. વ્રજ, અવધી અને રાજસ્થાની તો તેઓ જાણતા જ હતા, તે ઉપરાન્ત બઙ્ગાળી, મરાઠી અને ગુજરાતી પણ શીખ્યા. વલ્લભાચાર્યનો દાર્શનિક અને આધ્યાત્મિક વારસો તેમને કુળ-કુટુમ્બની પરમ્પરા થકી મળેલો, કલા-સઙ્ગીત-સાહિત્ય અને નાટકનો વારસો પિતા તરફથી. આવો સમૃદ્ધ વારસો ધરાવતા ભારતેન્દુ ભલે કેવળ ૩૫ વર્ષ જીવ્યા, પણ આ સમય-ગાળામાં તેમને જેટલી વિપુલ માત્રામાં, જેટલું માતબર લખ્યું છે, તે કોઈ પણ સાહિત્યમાં એક માણસ દ્વારા થવું એ માત્ર ચમત્કાર જ હોઈ શકે કેમ કે એમનું સાહિત્યિક જીવન તો માત્ર ૧૫ કે ૧૭ વર્ષ જ ગણાય ! અને એમાં મહત્ત્વની વાત તો એ છે કે તેમણે માત્ર એકલી સાહિત્યસેવા જ નથી કરી પરન્તુ એક એવું વાતાવરણ સર્જ્યું કે જે એમના પછીના હિન્દી સાહિત્યના સર્જકો માટે દિશાદર્શક હતું. એમની કુલ રચનાઓની સઙ્ખ્યા ૧૭૫ ગણાય છે, જેમાં ૬૩ રચનાઓ ગણવામાં નથી આવી.

ભારતેન્દુ બહુ જ રઙ્ગીન મિજાજવાળા અને શૉખીન હતા એટલે સુન્દર-રેશમી કપડાં પહેરતા, પાન-અત્તરનો એમને ગજબનો શૉખ - એવું કહેવાય છે કે અત્તરનો એટલો બધો ઉપયોગ કરતા કે એમની બાજુમાંથી કોઈ પસાર થાય તો લાગે જાણે અત્તરના કારખાના પાસેથી પસાર થતા હોય. પછી એવું પણ થતું - એક તો આવા રસિક ને હાથ છુટ્ટો એટલે અત્તરવાળા, પાનવાળા, ફૂલવાળા, અને અસઙ્ખ્ય 'મિત્રો' - એમની ચારે બાજુ ટોળે વળતા. પણ ભારતેન્દુ આ બધાને સારી રીતે ઓળખતા, છતાં એક શ્રીમન્ત પરિવારના 'કુંવર'ને છાજે એવું જ એ વર્તતા. જે વસ્તુ એમને ગમી જાય, એ જથ્થાબન્ધ ખરીદતા અને આસપાસના 'મિત્રો', પરિચિતો અને નોકરો વચ્ચે વહેંચી દેતા. ઉદારતા તો એટલી કે કોઈને છાપખાનું ખોલવા માટે પૈસા જોઈતા હોય તો એ પણ આપે. પોતાના એક આત્મકથનાત્મક નિબન્ધમાં તેમણે પોતાનું એક યુવાન કલાકાર તરીકેનું ચિત્ર દોર્યું છે (હિન્દીનો આ કદાચ પ્રથમ આત્મકથનાત્મક નિબન્ધ કહી શકાય). જેમાં પોતાના સમયનું વર્ણન કર્યું છે, અને સાથે જ આવા ટોળાઓ વિશે પોતાનું આકલન.

એ જ્યારે ૧૧-૧૨ વર્ષના હતા ત્યારે મન્નોદેવી સાથે લગ્ન કરવાની ફરજ તેમને પાડવામાં આવી. આ લગ્નથી તે બહુ રાજી ન હતા. એમને ત્રણ સન્તાનો થયાં : બે પુત્રો અને એક પુત્રી. બન્ને પુત્રો નાની વયે ગુજરી ગયા, પુત્રી જીવતી હતી અને માંદી રહેતી હતી. એમનાં પત્ની પણ માંદાં રહેતાં. તેમનું દામ્પત્ય જીવન બિલકુલ સુખી ન હતું. એક જાણીતા હોમિયોપાથના કહેવા પ્રમાણે એમની પત્નીની માંદગીનું મુખ્ય કારણ પતિની ઉપેક્ષા અને બેદરકારી હતું - પણ તેમણે એ હોમિયોપાથને પત્ર લખીને જણાવ્યું કે તે પત્નીની બધી જ જરૂરિયાતો પૂરી કરતા, પણ એ મનથી લાચાર હતા.

પત્ની ઉપરાન્ત ભારતેન્દુના જીવનમાં બે સ્ત્રીઓ આવી. એક મુસલમાન વારાઙ્ગના હતી, જેણે મજબૂરીથી ઈસ્લામ ધર્મ સ્વીકારેલો. કહેવાય છે કે ભારતેન્દુએ તેને ફરી પાછી હિન્દુ બનાવી. બીજી એક બઙ્ગાળી વિધવા હતી, જે પોતે કવયિત્રી હતી અને જેણે બઙ્ગાળીમાંથી ત્રણ નવલકથાઓનો હિન્દીમાં અનુવાદ કરેલો. એની સાહિત્યિક સૂઝના કારણે ભારતેન્દુ એની તરફ આકર્ષાયેલા. તે પછીથી ભારતેન્દુ સાહિત્યિક કામોમાં ઘણો રસ લેતી અને મદદરૂપ થતી.

ભારતેન્દુને એમના મિત્રો 'આધુનિક યુગ'ના કનૈયો કહેતા. 'ભારતેન્દુ' નામ પણ એમને મિત્રોએ જ આપ્યું છે. એ મળ્યું હતું ઠપકારૂપે; પણ

સ્વીકારી લીધા પછી, એ જ એમનું બિરૂદ

ન બાદ થોડા સમય પછી તે પરિવારની ... ન્નાથપુરીની યાત્રાએ ગયા. એમના જીવનની આ એક બહુ જ મહત્ત્વની ઘટના ગણાંય. એક તો આના પછી જ યાત્રા પ્રત્યે એમની ઇચ્છા સતેજ થઈ, જેના પરિણામ એ ખૂબ ફર્યા. બીજું આ યાત્રાના કારણે સાહિત્યની નવી ક્ષિતિજો એમની સામે ઊઘડી. તેમણે પહેલી વાર જ રેલવેમાં મુસાફરી કરી. બઙ્ગાળમાંથી પસાર થયા. ત્યાંની નાટકની નવીન પ્રવૃત્તિઓથી તેઓ વાકેફ થયા. તેમને લાગ્યું કે આ બધું હિન્દી ભાષામાં આવવું જોઈએ. બઙ્ગાળી નાટકો, પાંરસીરઙ્ગભૂમિ અને અનુવાદો દ્વારા પાશ્ચાત્ય રઙ્ગમઞ્ચનો એમનો અનુભવ હિન્દી નાટક માટે વરદાન સ્વરૂપ નીવડ્યો. એમની સાહિત્યિક કારકિર્દી લગભગ સોળ વરસની ગણાય છે અને તેમણે મૌલિક, રૂપાન્તરિત અને અનૂદિત - એમ મળીને ૧૯ નાટકો લખ્યાં. એમનાં નાટકોમાં તે સમયનાં લગભગ બધાં જ સામાજિક દૂષણોનો વિરોધ - જેમ કે બાળવિવાહ, વિધવાજીવનની હાલાકી, મદ્યપાન આદિ, સ્ત્રી-કેળવણી, વિધવા-પુનર્વિવાહ, આદિનું આલેખન છે. સ્વતન્ત્રતાનું સમર્થન અને વિદેશીસત્તાનો વિરોધ પણ એમનાં નાટકોમાં છે.

આ વાત મારે અહીં કહેવી જોઈએ કે એ સમય જ એવો હતો કે લગભગ બધી જ ભારતીય ભાષાઓના સાહિત્યમાં આવા જ બધા વિષયોનું ખેડાણ થયું. ઘણી વાર તો આપણને લાગે કે એક જ વિચાર, એક જ ભાવ, એક જ ચિન્તા અલગ-અલગ ભાષાઓમાં ભારતમાં સર્વત્ર અભિવ્યક્ત થઈ રહી છે. જેમ આપણે જોઈ ગયા કે ભારતેન્દુ પોતે બહુ જ ઓછું જીવ્યા - પણ એ અરસામાં કેવળ જથ્થાની દૃષ્ટિએ નહીં, પણ સાહિત્યના અવનવા નવા પ્રવાહોનાં ખેડાણમાં અને જન-જાગૃતિમાં જે સર્જનાત્મક ફાળો એમણે આપ્યો છે તે આધુનિક હિન્દીમાં લગભગ 'ન ભૂતો ન ભવિષ્યતિ' છે.

વિશેષ તો નાટક અને પત્રકારત્વમાં ભારતેન્દુનો ફાળો અવિસ્મરણીય છે. તે નાટક લખતા એટલું જ નહીં, પણ હિન્દીને એક આગવો રઙ્ગમઞ્ચ એમના થકી જ મળ્યો. તે લખતા, અભિનય કરતા, દિગ્દર્શન કરતા - અને સૌથી મોટી વાત તો એ કે મરણ-પથારી પર રહે રહે તેમણે પોતાનો 'નાટક' નામનો ગ્રન્થ પૂરો કર્યો, જેમાં નવા યુગ, નવી જરૂરિયાતો અને નવી અભિવ્યક્તિને ધ્યાનમાં લઈ નાટક અને રઙ્ગમઞ્ચનાં તત્ત્વોનું તાત્ત્વિક વિવેચન કર્યું છે. અહીં આપણને યાદ આવે કે નર્મદે પણ પિઙ્ગળ, અલઙ્કાર, રસ અને ગુજરાતી ભાષાં અને વ્યાકરણ ઉપર લેખો લખેલા.

ધનિક હતા એટલે આ સામયિકો ચલાવવાં એ કોઈ મોટી વાત ન કહેવાય, પણ મોટી વાત એ સામયિકો ચલાવવા પાછળની એમની દૃષ્ટિ અને ઉદ્દેશ્ય. સાહિત્યના ઉત્કર્ષ માટે બે સામયિકો - 'કવિ-વચન-સુધા' (૧૯૬૭) (જેમાં માત્ર કવિતાઓ), 'હરિશ્ચન્દ્ર ચન્દ્રિકા' (૧૯૨૩) જેમા ગદ્ય અને નાટકો, સ્ત્રીઓના ઉત્કર્ષ માટે 'બાલા-બોધિની' અને કુળ-પરમ્પરા અને પોતાના વૈષ્ણવ ભાવિક મિત્રો માટે 'ભાગવત તોષિણી' નામનું સામયિક ચલાવ્યું.

આમાં 'હરિશ્ચન્દ્ર ચન્દ્રિકા' નવા પ્રકારનું સામયિક હતું. એ એટલું બધું લોકપ્રિય થયું કે પહેલાં માસિક પછી પાક્ષિક ને પછી થોડો સમય સાપ્તાહિક પણ થયું. આમાં સાહિત્ય અને અન્ય વિષયો પર નિબન્ધો, લેખો, પુસ્તકાવલોકનો ઇત્યાદિ છપાતાં. ભારતેન્દુ છેક ગુજરાત અને રાજસ્થાન સુધી ફરી આવેલા. એવું કહેવાય છે કે ગુજરાતમાં તે વખતે જે દુકાળ પડેલો તેના દુષ્કાળ-પીડિતો માટે ભારતેન્દુએ

પોતાના સામયિકમાં મદદ માટેની અપીલ છાપી હતી અને એ માટે ભણ્ડોળ ભેગું કરવા તે જાતે બનારસમાં ફર્યા હતા. આ વાતથી એટલું સમજાય છે કે સામયિકોનું પ્રજાલક્ષી મહત્ત્વ એ બહુ જ સારી રીતે સમજતા હતા. એટલે જ એમના મણ્ડળના અન્ય મિત્રોને પણ તે સલાહ આપતા કે સામયિકોને પ્રજાલક્ષી બનાવવાં જરૂરી છે. અને દરેક માટે ઉપયોગી થાય એવી સામગ્રી એમાં આપવી.

ભારતેન્દુનું વ્યક્તિત્વ એક રીતે બહુ જ આશ્ચર્ય અને કૌતુક જગાડે એવું છે - રસિક, શ્રીમન્ત, શોખીન, વૈષ્ણવી, સામાજિક નિસ્બત, જવાબદારી સભર સરસ કપડાં પહેર્યાં હોય, પણ ભૂલેચૂકે કોઈ નટમણ્ડળી અથવા કહેવાતી નિમ્ન જાતિનાં કલાકાર મણ્ડળીનો ભેટો થાય તો રસ્તામાં એમની સાથે, વચ્ચોવચ બેસી જવામાં સક્કોચ ન રાખે.

ત્યાં બીજી બાજુ અમીચન્દના આ વંશજ ઉપર રાજાની અને બ્રિટિશ હકૂમતની ખાસ કૃપા હતી. બહુ જ નાની વયે મ્યુનિસિપાલિટીના કમિશ્નર અને માનદ્ મૅજિસ્ટ્રેટ તરીકે એમની નિમણૂક થયેલી. એમણે ઘણી રચનાઓ બ્રિટનની રાણી અને રાજકુમારોની પ્રશંસામાં લખી છે. રાજ-ભક્તિ એમના કાવ્યનો વિષય હતો. પણ સમય આવતાં એ પદ પરથી એમણે રાજીનામું પણ આપ્યું હતું અને રાજભક્તિના ભાવ અને વિચારોથી પણ રાજીનામું આપેલું ! અનેક દેશના વડાઓ જોડે એમનો પત્ર-વ્યવહાર હતો ! બ્રિટિશ રાજ્યની ટીકા જ્યારે એમણે કરી ત્યારે એમના સાહિત્યિક હરીફો, જેવા કે રાજા શિવપ્રસાદ સિતારે હિન્દ (આ બાબત ધ્યાન દોરવા જેવી છે કે સિતારે હિન્દ પાસેથી તેઓ અંગ્રેજી શીખ્યા હતા. એટલે એ એમના અધ્યાપક હતા)ના કહેવાથી બ્રિટિશ શાસને એમનાં સામયિકો ખરીદવાનું બન્ધ કર્યું.

એક તો સ્વચ્છન્દી જીવન અને પછી સઙ્ખ્યાબન્ધ યાત્રાઓ. ભારતેન્દુના સ્વાસ્થ્ય પર એની અસર પડી. તાવ અને કૉલેરાના હુમલાથી તે માંદા પડ્યા અને ૧૮૮૫માં એમનું અવસાન થયું. ભારતેન્દુએ એમના એક મિત્રને પત્રમાં લખ્યું હતું : 'જો આટલી જ સમ્પત્તિ અને બીજું જીવન મને મળે તો મારે ચાર કામ કરવાનાં છે - ૧. હિન્દી માધ્યમની યુનિવર્સિટી ખોલવી છે, ૨. વાયવ્ય સરહદ પ્રાંતમાં એક મહાવિદ્યાલય શરૂ કરવું છે, ૩. બ્રિટેન, ફ્રાંસ અને એમેરિકાની મુલાકાત લેવી છે, અને ૪. યોગ્ય સન્માનપૂર્વક પોતાના કૌટુમ્બિક ઉદ્યાનમાં ઠાકુરજીની મૂર્તિ સ્થાપવી છે. - આપણે યાદ કરીએ કે એ જે મૂર્તિની સ્થાપના 'કૌટુમ્બિક' ઉદ્યાનમાં કરવા માગતા હતા, તે મૂર્તિ માધવી નામની એમની પ્રેયસી પાસે હતી જે વારાઙ્ગના હતી, અને જેને ભારતેન્દુએ પાછી હિન્દુ બનાવી હતી. સામાજિક રૂઢિઓ એવી હતી કે શ્રીમન્તાઈના કારણે ધર્મપરિવર્તન કરાવી શક્યા, પણ સમાજમાં 'સ્થાન-પરિવર્તન' ન કરાવી શક્યા.

હિન્દીમાં ૧૮૫૭થી ૧૯૦૦ સુધીનો સમય ભારતેન્દુ યુગ તરીકે ઓળખાય છે.

*

સન ૧૮૩૩-૧૮૬૬ - આ નર્મદનો સમય છે. એટલે, જ્યારે નર્મદ ૧૭ વર્ષના હતા ત્યારે ભારતેન્દુનો જન્મ થયો અને ભારતેન્દુના અવસાન પછી બીજા જ વર્ષે નર્મદનું અવસાન થયું.

સ્વાભાવિક જ છે કે બન્ને રચનાકારોનો યુગ અને પરિવેશ, સમય અને તે વખતની ભારતની રાજકીય સ્થિતિઓ લગભગ એકસરખી જ હતી. અને આ કારણે જો બન્નેના વિચારો મળતા આવે તો એમાં નવાઈ શાની ?

પણ નવાઈ એ વાતની છે કે તદ્દન ભિન્ન પ્રકારનું જીવન જીવતા આ સાહિત્યકારો પોતાની ભાષા અને સાહિત્યમાં નવા યુગનો પ્રવેશ કરાવનાર

'પ્રથમ' હતા. જેમ નર્મદ ગુજરાતીના નવા યુગનો પહેલો કવિ હતો એમ ભારતેન્દુ પણ હિન્દી સાહિત્યના આધુનિક કાળના પિતા તરીકે ઓળખાતા.

હા, પણ એક વાત તદ્દન જુદી છે કે ગુજરાતીના વિવેચકો ખાસ કરીને સુન્દરમે નર્મદનું ઐતિહાસિક મહત્ત્વ તો સ્વીકાર્યું પણ એમની કૃતિઓમાં, કલાત્મકતાના 'સદન્તર' અભાવના કારણે તેનું સાહિત્યિક મૂલ્યાંકન બહુ જ કઠોરતાથી કર્યું છે. આવું મૂલ્યાઙ્કન સમીક્ષકો માટે ગૌરવની વાત હોઈ શકે, પણ સદ્‌ભાગ્યે નર્મદને વિશ્વનાથ ભટ્ટ જેવા સમીક્ષકો પણ મળ્યા છે, જે એમના પ્રત્યે થોડા ઋજુ છે. જોકે એમનો નર્મદ વિષેનો મત સુન્દરમથી બહુ જુદો નથી, પણ પોતાનો મત દાખવવામાં એ સુન્દરમ જેટલા કઠોર નથી.

પણ હિન્દીમાં ભારતેન્દુના સાહિત્યનું જે સાહિત્યિક મૂલ્યાઙ્કન થયું છે તે દર્શાવે છે કે મધ્યકાળ પછી ભારતેન્દુ One and only છે. કવિતાઓ એમણે વ્રજ ભાષામાં, મોટા ભાગની, લખી તો એ કવિતાઓમાં વ્રજ ભાષાનું સમ્પૂર્ણ માધુર્ય ઊતરી આવ્યું છે.નાટક તો એમનાં અદ્વિતીય ગણાતાં અને આજે પણ એમનું લખેલું 'અન્ધેર નગરી' લોકપ્રિય છે. પેપરબેકમાં છપાય છે, ભજવાય છે. ૧૬ વર્ષની સાહિત્યિક કારકિર્દી અને કુલ ૩૫, બલકે ૩૪ વર્ષના આયુષ્ય ગાળામાં આટલું બધું કરવું એ કંઈ નાનીસૂની વાત નથી. પણ આ બે વાતોની વચ્ચે છે બન્નેનાં જીવન- લાગણી સભર, શૃઙ્ગાર, ભક્તિ અને વીરતાથી ભરેલાં ને બણ્ડખોર પણ. પોતાના દેશ અને ભાષા માટે સર્વસ્વ - ધન, પદ અને અધિકાર બધું જ - છોડવાની તૈયારી સાથે ! -

બન્નેમાં આ સમજણ ખાસ હતી કે આ બધું એકલા હાથે ન થાય એટલે સમાન વિચાર ધરાવતાં મિત્રોની મણ્ડળી બનાવવી જરૂરી છે. ભારતેન્દુએ એક મણ્ડળ બનાવ્યું જે પછીથી 'ભારતેન્દુ-મણ્ડળ' તરીકે ઓળખાયું. અને નર્મદે 'બુદ્ધિવર્ધક' સભાની સ્થાપના કરી. બન્ને જણાની ધ્યેયનિષ્ઠા અને સત્યનિષ્ઠા તો એટલી બધી હતી કે એના માટે કોઈ પણ જાતની બાંધ-છોડ કરવા તૈયાર ન હતા. નર્મદે કલમના ખોળે માથું મૂક્યું અને નક્કી કર્યું કે હવે નોકરી નહીં કરે, તો એ આણ નિભાવવા માટે છેક સુધી સઙ્ઘર્ષ કર્યો. છેલ્લે જ્યારે નછૂટકે કરવી પડી ત્યારે પરાજિત પરન્તુ એક સિપાઈ જેવા હતા. ભારતેન્દુના જીવનમાં પણ એક એવો બનાવ બન્યો. જેમાં ન્યાયાધીશ એમનાથી એટલા પ્રભાવિત થયા કે પછી કોઈ પણ કેસમાં સાક્ષીઓની જરૂરિયાત તેમને લાગી નહીં. ભારતેન્દુ એવું સ્પષ્ટપણે માનતા કે 'મારું નામ હરિશ્ચન્દ્ર છે, સત્યનિષ્ઠ હરિશ્ચન્દ્ર. હું ખોટું કેવી રીતે બોલું ?'

બન્ને જણ રસિક અને રઙ્ગીન મિજાજવાળા ! અને કદાચ એટલે જ બન્ને જણાએ પ્રેમ અને સૌન્દર્યની રચનાઓ કરી. નર્મદની પ્રેમ-કવિતામાં અશ્લીલતા છે એવું ગુજરાતીમાં વિવેચકો લખે છે, પણ ભારતેન્દુમાં સૂક્ષ્મ સૌન્દર્યબોધ છે. પણ એમણે રાધા-કૃષ્ણની લીલાઓનું જે વર્ણન કર્યું છે તેમાં અશ્લીલતાની હદ સુધીનો શૃઙ્ગાર જોવા મળી શકે. પણ વાત આટલી જ છે કે ગુજરાતીમાં રોમેન્ટિસિઝ્મનો પ્રારમ્ભ નર્મદથી થાય છે અને એટલે એની કવિતામાં વ્યક્તિલક્ષિતા છે, અને તે કારણે આ 'અશ્લીલતા' દેખાય છે, જ્યારે હિન્દીમાં આ રોમેન્ટિસિઝમ - વ્યક્તિલક્ષિતા છેક ૧૯૧૬માં છાયાવાદની સાથે પ્રવેશ કરે છે. અને એટલે જ ભારતેન્દુની કવિતામાં આ ભક્તિ-શૃઙ્ગારમાં અભિવ્યક્ત થાય છે. એમની પ્રણય-કવિતાઓમાં પણ રાધા-કૃષ્ણ છે.

ભારતેન્દુમાં જે વૈષ્ણવ-ભાવ દેખાય છે તે

એમનો કુળવારસો છે. એમના પિતા પણ ચુસ્ત વૈષ્ણવ હતા અને એમણે ચાલીસ જેટલી રચનાઓ કરી છે. પણ નર્મદમાં જે ભક્તિ-ભાવ આપણને જોવા મળે છે તે એમની ઉદ્દામ વાસનાનું શમન કરવાના પ્રયાસરૂપે છે, પણ પછીથી તે આ ભાવમાં રઞ્જાઈ ગયા હતા.

મને ઘણી વાર લાગે છે કે તે વખતના ગુજરાતી વિવેચકો કદાચ અતિરેકી પણ હતા. કેમ કે ભાષાનું આધુનિક સ્વરૂપ જ્યારે હજી સમ્પૂર્ણ રીતે ઘડાયું ન હતું ત્યારે આ પ્રકારની ટીકા બહુ યોગ્ય ન કહેવાય. હિન્દીમાં પણ એ સમયે ખડીબોલી હજી એના નિર્માણની અવસ્થામાં હતી, અને એમાં જ ભારતેન્દુએ ગદ્યલખાણો કર્યાં. પણ એનું મૂલ્યાઙ્કન ભાષા કરતાં પણ વિશેષ વિષય-ખેડાણની દૃષ્ટિએ જ. એમાં અભિવ્યક્તિની સૂક્ષ્મતા જોવાની ન હોય. મહત્ત્વની વાત એ છે કે કવિ પોતાના યુગને અનુરૂપ કેવી અને કેટલી જાગરૂકતા બતાવે છે. હા, ભાષા ઘડાઈ ગયા પછીની વાત જુદી છે. 'મારી હકીકત'માં નર્મદ જે રીતે નોંધે છે કે એમને કેવી રીતે પિઙ્ગળ, અલઙ્કાર, રસ વિષયક ગ્રન્થો ગુજરાતીમાં લખ્યા એ વાંચતાં આપણને ખબર પડે છે કે ગુજરાતી ભાષા અને સાહિત્યનો સશક્ત પાયો ઘડવાની એમની લાગણી અને પ્રયત્નો કેટલા પ્રામાણિક હતા.

જેમ અગાઉ મેં કહ્યું છે કે બન્ને જણાએ મણ્ડળીઓ સ્થાપી; આ વાત એટલા માટે મહત્ત્વની લાગે છે કે તે સમયે જે સમાજ-સુધારાની ચળવળ તે બન્ને કરતા હતા એ કંઈ એકલા હાથે કેવળ સામયિકોની મદદથી ન થાય. એમાં સારસ્વતોની ઇચ્છા-શક્તિનું બળ જોઈએ. ભારતેન્દુએ જે મણ્ડળ સ્થાપ્યું એમાંનાં લગભગ બધાં જ જુદાંજુદાં ઠેકાણે - આગ્રા, કાનપુર આદિમાં સામયિકો શરૂ કરેલાં એટલે કે સામયિકો શરૂ કરવાં એ ભારતેન્દુનું કોઈ વ્યક્તિગત કામ ન હતું. એવી જ રીતે નર્મદના 'બુદ્ધિવર્ધક' મણ્ડળમાં પણ જે લેખો વંચાતા અને લખાતા એ ક્રાન્તિકારીઓને વેગ આપતા. આ બન્ને જણાની મણ્ડળીઓએ પુરવાર કર્યું કે સામાજિક ચિન્તન એ સમૂહનું કામ છે, એકલા માણસનું નહીં.

ભારતેન્દુ મણ્ડળના અન્ય સાહિત્યિક મિત્રો પોતાનાં સામયિકોમાં તે વખતની સામાજિક પરિસ્થિતિને હાસ્ય અને વ્યઙ્ગ દ્વારા એ જ રીતે વાચા આપતા, જે રીતે નર્મદે પોતાના 'ડાંડિયા'માં લખ્યું છે. નર્મદ લખે છે :

'આ લોકો, એમ ન જાણશો કે હું ડાંડિયા ડમ ડમ ડમ ડાંડી પીટી જ જાણું છું - રૈયતને જુલમિઓના જુલમમાંથી બચાવવાને, લુચ્ચાની ટોળી વિખેરી નાખવાને, તમારામાંથી અજ્ઞાન, વહેમ અને અનીતિ કાઢી નાખવાને, દેશનું ભલું થાય તેમ કરવાને, હું થોડો ઘણો લાયક છઉં. મેં તરેહ તરેહવાર આદમી જોયા છે - પંડિત સાથે, મૂરખ સાથે, ભલા અને ડાંડ-ડાંડગા-ડાંડિયા લોકો સાથે મારે ઝાઝો પ્રસંગ પડ્યો છે - પૈસાદાર અને ગરીબના ઘરમાં ફરી વળ્યો છઉં - ગાડીઘોડે બેઠો છઉં - ને જંગલોમાં ચાલ્યો છઉં - સાહેબી ને વેઠ કરી છે - મતલબ કે મેં દુનિયાને સારી પેઠે ઓળખી છે - હું ડાંડિયાના ભેદ પ્રપંચો જાણું છઉં - (ડાંડિયાપણું કર્યું નથી) માટે ડાંડિયાઓની વાત હું બહાર કાઢીશ અને તે ઉપરથી તેઓ મને ડાંડિયો કહેશે માટે હું મારી મેળે પહેલેથી જ ડાંડિયો છઉં. એમ કહું છું - ખબરદાર'

અને પછી કહે છે :

'મૂરખ અને નીચ લોકોની ટોળિયો તો ઝટ વિખૂટી પડે - પણ - મોટાઓની પૈસે વગે અક્કલે ભરપૂર એવા લોકોની ટોળી વિખેરવી મુશ્કેલ છે.' નર્મદનાં આ બે અવતરણો મેં એટલા માટે ટાંક્યાં કે આપણને ખયાલ આવે કે એક સામયિક ચલાવવા

માટે જે સૂઝ અને સમજણની જરૂર છે, જે ઇચ્છાશક્તિની જરૂર છે તે શું અને કેટલી હોઈ શકે અને હોવી જોઈએ. કેટલો વ્યાપક અનુભવ હોય તો સામયિકોના તન્ત્રી થઈ શકાય. આજે યુગની જરૂરિયાત બદલાઈ છે પણ આ સમજણથી કેટલા તન્ત્રીઓ સામયિક ચલાવે છે એ પ્રશ્ન તો ઊભો જ છે.

અને આ વાત તો હજી પણ સત્ય છે કે 'પણ મોટાઓની પૈસે વગે અક્કલે ભરપૂર એવા લોકોની ટોળી વિખેરવી મુશ્કેલ છે' - આમજનતાનો પનારો તો હજી પણ આની સાથે પડે જ છે. પણ 'ટોળી' વિખેરવા માટે નર્મદ જેવી કટિબદ્ધતા છે ખરી ?

એ જ રીતે ભારતેન્દુ જયારે પોતાનું સામયિક શરૂ કરે છે, અથવા બીજાઓને પ્રોત્સાહન આપે છે ત્યારે એવું સૂચન કરે છે કે આ સામયિકો પ્રજાના બધા વર્ગો માટે છે, એટલે સામગ્રી એવી હોવી જોઈએ જે બધાના હિતમાં હોય.

એમના સામયિક (હરિશ્ચન્દ્ર ચન્દ્રિકા) પર લખેલું હતું-

Haris Chandra's Magazine - Monthly journal published in connection with the Kavi Vachan Sudha containing articles on literary, scientific, political,and religeous subjects, antiquities, reviews, dramas, history, novels, public relations, gossips, humour and wit.'

તે વખતે લોકોને પહેલી વાર જાણ થઈ કે ગદ્યમાં પણ આટલાં બધાં સ્વરૂપો છે ! ભારતેન્દુએ જે ચીલો પાડેલો તેના ઉપર એ વખતના, અને પછીના પણ બધા પત્રકારો ચાલ્યા. હિન્દી ભાષાના વિકાસમાં જેટલો ફાળો તે વખતનાં સામયિકોનો છે, એટલો જ યશ ભારતેન્દુને પણ આપવો પડે. તે વખતની સામાજિક, રાજનૈતિક અને સાહિત્યિક ચિન્તાઓ અને સમસ્યાઓને વાચા આપવાનું શ્રેય ભારતેન્દુને જાય છે. 'બાલા-બોધિની' સ્ત્રી-સમસ્યાઓને વાચા આપતું સામયિક હતું. આ સામયિક સ્ત્રીમુક્તિની ચળવળનું પ્રબળ ટેકેદાર હતું. ભારતેન્દુ સ્ત્રીકેળવણીના મોટા પક્ષકાર હતા.

જેમ નર્મદ લખે છે-

'સ્ત્રી કેળવણીથી થતા લાભમાં મોટો તો આ છે કે સ્ત્રી પોતાના પુરુષને અંતઃકરણથી ચાહે છે. ને જ્યાં પ્રીત છે ત્યાં બેને પોતાને સુખ થાય તેમ પોતાની આબરૂ વધે ને પોતાના બાળકનું ભલું થાય તેમ કરવામાં હોંસથી કેમ ઉદ્યોગ નહીં કરે ?... કેળવણી પામેલું સ્ત્રીરત્ન કદી પોતાનું તેજ ખોતું નથી.' - એ જ રીતે ભારતેન્દુ લખે છે - 'તેઓ (સ્ત્રીઓ) ચતુર અને જ્ઞાનવાન બને એ તો હું ચાહું જ છું - જેથી તેઓ પોતાનાં ઘર કાર્યક્ષમતાથી ચલાવવાનું, પોતાનાં બાળકોને શિક્ષણ આપવાનું અને ભારત દેશ તથા ભારતીય સમાજ માટે જે સારું છે, તેનો કાળજીપૂર્વક નિર્ણય લેવાનું કાર્ય કરી શકે.'

('નીલદેવી નાટક'ની પ્રસ્તાવનામાંથી ઉદ્ધૃત - ભારતેન્દુ હરિશ્ચંદ્ર)

નર્મદ અને ભારતેન્દુનાં કાવ્યોમાં વિષય-ચર્ચાની વાત કરતી વખતે ઘણું સામ્ય દેખાયું હોવા છતાં થોડી ભિન્નતા છે. પણ એની વાત કરતાં પહેલાં મારે બીજી એક-બે વાતો કરવાની છે.

આ બન્ને રચનાકારોમાં દેશ અને દુનિયા ફરવાની અદમ્ય ઇચ્છા હતી. ભારતેન્દુને ધનનો અભાવ નડ્યો નહીં એટલે એ દેશમાં ખૂબ ફર્યા, જીવ્યા એટલે પરદેશ ફરવાની ઈચ્છા આવતા ભવ માટે રાખી; પણ નર્મદ માટે તો ધનનો અભાવ હોવાનાં કારણે ફરવાની ઇચ્છા હોવા છતાં ફરી ન શક્યા. જો કે પરદેશ જવાની એમની ઇચ્છા ન હતી, એ માત્ર ભારતમાં ફરવા માગતા હતા. 'મારી હકિકત'માં એમણે નોંધ્યું છે કે એમણે આના માટે

કેટલાય પ્રયાસો કર્યા પણ સફળ ન થયા.

નર્મદ અને ભારતેન્દુ બન્ને ઇતિહાસ-લખાણોમાં પણ રસ ધરાવતા હતા. નર્મદે 'સુરતની ચડતી પડતી' (૧૮૬૬) ગુજરાત. 'પ્રાચીન ઇતિહાસનું મહાદર્શન' (૧૮૭૪) ઉપરાંત 'યુરોપની ત્રણ પ્રજાનાં મહાલક્ષણો' (૧૮૭૬) અને 'એશિયા તથા યુરોપના લોકો' વિશે લખ્યું છે.

'ભારતના ઇતિહાસના જુદા જુદા યુગો' પર લખાયેલા હરિશ્ચન્દ્રના લેખો હિન્દીમાં નવું જ પ્રયાણ હતું. ઇતિહાસ પર લેખો લખતી વખતે તેમણે પ્રાપ્ય એટલું સઘળું સાહિત્ય વાંચી લીધેલું. પરિણામે તેમનાં લખાણો ઘણા પ્રસિદ્ધ બ્રિટિશ અને ફ્રેન્ચ ઇતિહાસકારોનાં પુસ્તકોમાંથી લીધેલાં સન્દર્ભો અને અવતરણોથી ભરપૂર છે. તેમણે સફળતાપૂર્વક સમ્પન્ન કરેલા ઇતિહાસના ગ્રંથો આ પ્રમાણે હતા. 'કશ્મીર રાજ્યનો ઇતિહાસ' (કલ્હણની રાજતરંગિણીના આધારે) 'ઉદેપુર', કોટા અને રાજસ્થાનનાં બીજાં રાજ્યોનો ઇતિહાસ 'કાલચક્ર'માં હરિશ્ચન્દ્રે જગતના ઇતિહાસનો કાળક્રમ ગોઠવવાનો પ્રયાસ કર્યો છે. આ બન્નેએ અનુવાદો પણ કર્યા હતા !

નર્મદ અને ભારતેન્દુનાં આ ઇતિહાસ લખાણો અને અનુવાદો તથા ચરિત્ર-લેખો પરથી આપણે આટલું કહી શકીએ કે એ વખતની પ્રજા, જગત અને દેશ વિશે, જુદાં જુદાં લોકો વિશે વધુ ને વધુ જાણે અને જ્ઞાનવન્ત બને: નવા સમય અને નવા યુગને સમજવા, આવકારવા અને એના માટે યોગ્યતા કેળવવા સક્ષમ બને. આ ઉદ્દેશ્ય મોટા રચનાકારોનો જ હોઈ શકે ! એક મોટા સર્જક માટે આ બહુ જરૂરી હોય છે કે તે પોતે, અને જે લોકો માટે તે લખતા હોય, તે વધુમાં વધુ જાણકાર બને. આ એની સૌથી મોટી સામાજિક અને સાંસ્કૃતિક જવાબદારી હોય છે, જે આ બન્ને લેખકોએ નિભાવી.

બન્ને રચનાકારોની કવિતામાં પણ ઘણું સામ્ય છે. જો કે ભિન્નતા પણ ઘણી છે, અને કદાચ ઘણી વાર લાગે પાયાની. પણ એ બન્ને એવા ઑપોઝિટ્સ છે, જે ક્યાંય મળી જાય છે. બન્ને રચનાકારોએ પ્રેમ, સૌન્દર્ય, વીરતા આદિ ભાવોની કવિતા લખી પણ ભારતેન્દુની કવિતામાં રાજ-ભક્તિ વધારે છે. આપણે એમના જીવન વિશેની વિગતો જાણી ને જોયું કે અંગ્રેજોના એ કૃપાપાત્ર હતા, અને આ એટલા માટે જ કે એમનો પરિવાર 'અંગ્રેજો'ના વફાદારોમાં ગણાતો. એટલે જ ભારતેન્દુએ પણ એની પ્રશંસામાં અનેક કવિતાઓ લખી. ઇંગ્લણ્ડના રાજકુમારો અહીં આવે તો એમની પ્રશંસામાં લખે એટલું જ નહીં, પણ ત્યાં લણ્ડનમાં રાજકુમારનાં લગ્ન થાય તો 'નવી વહુ'ને આવકારતા એ છન્દ લખે.

અંગ્રેજોની પ્રશંસામાં લખાયેલી કવિતામાં એવા અંશો આવે છે, જે નર્મદની કવિતાને મળતી આવે છે. જો કે નર્મદની આ કવિતા શૌર્યભાવ અને સ્વદેશપ્રેમની છે. નર્મદની 'હિન્દુઓની પડતી' અને 'સ્વતન્ત્રતા' જેવી લાંબી કૃતિઓમાં અને બીજી અન્ય કવિતામાં શૌર્ય અને વીરતાનો આ ભાવ અત્યન્ત સ્પૃહણીય છે. એક જોધ્ધો જેમ રણમાં લડે, એમ એ પોતાની વાણીથી પ્રેરણા આપે છે. એની એક કવિતા 'વીર પુરુષ તે ક્યાં છે'માં એ લખે છે :

'વીર પુરુષ તે ક્યાં છે ભાઈ વીર પુરુષ તે ક્યાં છે ?
મદમાતા ક્ષત્રી સંહાર્યા, પરશુરામતે ક્યાં છે ? ભાઈ...
નિઃશંક પાપી રાક્ષસ રોળ્યા, રામચંદ્ર તે ક્યાં છે, ભાઈ....'
કપટી બળિયા કૌરવ છેદ્યાં, કૃષ્ણાર્જુન ભીમ ક્યાં છે...
પરદેશી શક યવનને જીત્ય., નૃપ વિક્રમ તે ક્યાં છે ભાઈ.'

લગભગ આવી જ એક રચના ભારતેન્દુની છે. 'વિજયિની વિજય વૈજયન્તી'. એમાં ફરક

આટલો જ છે અને તે બહુ મોટો છે કે ભારતેન્દુની આ કવિતા મિસ્રના યુદ્ધમાં અંગ્રેજો વતી લડેલા ભારતીય સૈનિકોના વિજયને વખાણતી રચના છે અને એમાં છેલ્લે બ્રિટિશ સામ્રાજ્યને બિરદાવતી ઉક્તિ છે. પણ આ પઙ્ક્તિઓ તમે જોશો તો નર્મદની ઉપર આપેલ પઙ્ક્તિઓ સાથે કેટલી મળતી આવે છે !

'કિત અર્જુન, કિત ભીમ કિત કસ નકુલ સહદેવ
કિત પૂરુ, રઘુ, કિતૈ પરશુરામ અભિરામ
કિત સકારિ વિક્રમ, કિતૈ સમરસિંહ નરપાલ'

પણ એક વાત તો નક્કી છે કે નર્મદના સાહિત્યમાં બધાં જ સ્વરૂપોમાં એનો મૂળ સ્વર દેશભક્તિનો જણાય છે. જ્યારે ભારતેન્દુની કવિતામાં મોટા ભાગે પોતે પરમ્પરાને વળગી રહે છે. એની થોડી મુકરિઓ, 'બકરી-વિલાપ' અને 'હિન્દી કી ઉન્નતિ પર એક વ્યાખ્યાન' નામક રચનાઓમાં ધાર્મિક આડમ્બર, સ્વભાષા-પ્રેમ ઇત્યાદિ દેખાય છે. એક વાત અહીં કહેવી જરૂરી લાગે છે કે હિન્દીની ઉન્નતિ વિષે એમની લાગણી ભારોભાર છે, પણ એ અંગ્રેજોના મહત્ત્વને વખોડી નથી કાઢતા.

નર્મદના સાહિત્યમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય વિશે ગદ્યમાં ઘણા લેખો છે. ભારતેન્દુએ એ કામ 'હિન્દીની ઉન્નતિ' નામની એમની કવિતામાં અને પોતાના સામયિકોમાં 'હિન્દી સમીક્ષા'નો જે ખણ્ડ શરૂ કર્યો એમાં દખાય છે. તેઓ કવિતા તો વ્રજ ભાષામાં લખતા, પણ ખડીબોલીમાં, જે તે સમયે એક નવી સાહિત્યિક અભિવ્યક્તિની ભાષા તરીકે જી અસ્તિત્વમાં આવતી હતી, તેમાં કેવી રીતે કવિતા લખી શકાય અને એમાં શું કરવાની જરૂર છે, તે વિષે સજાગ હતા.

હિન્દી ભાષા માટે ભારતેન્દુની લાગણી એમની આ પઙ્ક્તિમાં સ્પષ્ટ થાય છે :

'નિજ ભાષા ઉન્નતિ અહૈ સબ ઉન્નતિ કો મૂલ
બિન નિજ ભાષા જ્ઞાન કે મિટતન હિય કો સૂલ
અંગ્રેજી પઢિ કે જદપિ સબ ગુન હોત પ્રવીન
પૈ નિજ ભાષા જ્ઞાન બિન, રહત હીન કે હીન.'

નર્મદની જાણીતી રચના 'હિન્દુઓની પડતી' માં તેઓ 'સમ્પ'નો મહિમા ગાય છે. એ લખે છે :

'હિન્દુ તુજથી સમ્પમાં જો રહેવાય
સાપ વડે રિપુ વહેમ કાળ કણ્ટક મરી જાય :

આ કવિતા ઉપરાન્ત બીજી કવિતામાં પણ એ સમ્પની વાત કરે છે જેમકે દેશિઓને વિનતિ કાવ્યમાં એ લખે છે :

'નસાડવા કુસમ્પને, જગાડવા સુસમ્પને
વધારવા જ જમ્પને તું ઝરૂર રે વિચાર રે.'

અથવા, 'સ્નેહશૌર્ય તો નથી'માં લખે છે :

'કુસમ્પ કરી દેશ ગુમાવ્યો, હીણપત ભૂંડી અતિ'

એવી જ રીતે, ભારતેન્દુ 'હિન્દી કી ઉન્નતિ'માં લખેછે :

'ફૂટ બૈર કી દૂર કરિ બાંધી કમર મજબૂત
ભારત માતા કે બનો ભ્રાતા પૂત સપૂત
બૈર વિરોધ છાંડિ કે એક જીવ સબ હોય
કરહું જતન ઉદ્ધાર કો મિલી ભાઈ સબકોય.'

અથવા

'હાય ફૂટ ઈક હમહિં મે, કારન પરત ન જાન
બૈર ફૂટ દી સો ભયો, સખ ભારત કો નાસ'

આ છેલ્લી પઙ્ક્તિ સાથે 'કુસમ્પ કરી દેશ ગુમાવ્યો હિણપત અતિ ભૂંડી' ને સરખાવિએ, તો બન્ને કવિઓમાં રહેલું વિચારસામ્ય સ્પષ્ટ થઈ આવે છે.

'દાસપણું ક્યાં સુધી'માં નર્મદ લખે છે :

'દાસપણું ક્યાં સુધી, કરવું દાસપણું ક્યાં સુધી
રહી ભણ્યા પણે બૂંધી, દાસપણું ક્યાં સુધી.'

અને ભારતેન્દુ લખે છે :

'કબ લૌં દુખ સહિ હૈં રહિ હૌ બનેં ગુલામ

પાઈ મૂઢ કાલો અરધ સિક્ષિત કાફિર નામ.'
નર્મદ કહે છે –:
'તસકા ખાતાં વેદ ઉચલવી, ખરે નરે ખર થાવું
એથી તો લડી મરવું સારું, નથી મતિએ ઊંધી.'
ભારતેન્દુ કહે છે :
'બિના એક જિય કે ચલે, ચલિહે અબ નહીં કામ
તાસોં કોરો જ્ઞાન તજિ ઉઢહું છોડી બિસરામ.'

ભારતેન્દુ એમની કાવ્ય-રચનાઓ કરતાં, એમનાં નાટકોમાં જે ગીતો લખે છે તેમાં અંગ્રેજો માટે એમનો વિરોધ જોવા મળે છે. નાટક તો સમૂહનું માધ્યમ છે, એટલે જ્યારે એ પ્રત્યક્ષ વાત કરે છે, ત્યારે એમનો આ ભાવ પ્રકટ થાય છે. કાવ્યોમાં વ્યક્ત થતી અંગ્રેજો માટેની એમની ભક્તિનું એક કારણ 'પારિવારિક વફાદારી' છે તો બીજું કારણ છે તે વખતના મુસલમાન (અનાચારી) શાસકોથી અંગ્રેજોએ મુક્તિ અપાવી, એવું તેઓ માનતા. છતાં એમના નાટક 'ભારત દુર્દશા'માં એ લખે છે :

'અંગ્રેજ રાજ સુખ સાજ સજે સબ ભારી
પૈ ધન વિદેશ ચલી જાય ઈ હૈ અતિ ખ્વારી'

અથવા જ્યારે 'અન્ધેર નગરી'માં એ લખે છે :

'ચૂરન સાહેબ લોંગ જો ખાતા, સારા હિન્દ હજમ કર જાતા
ચૂરન પૂલિસ વાલે ખાતે, સબ કાનૂન હજમ કર જાતે.'

બીજી લીટી વાંચીને આપણને એમ થાય કે અંગ્રેજો જતા રહ્યા પણ પોલીસનું ચરિત્ર યથાવત્ છે.

અહીં મારે એક વાત નોંધવી જોઈએ કે ભારતેન્દુની કવિતામાં ભલે રાજ-ભક્તિના અંશો વધારે છે, પણ તેમના પોતાના વખતમાં તેઓએ સ્વદેશીની ચળવળના ભાગરૂપે વિદેશી વસ્ત્રોનો બહિષ્કાર કરેલો. આપણે ત્યાં એના પછી ઘણા સમય બાદ સ્વતન્ત્રતા આન્દોલનમાં આ થયું હતું. આજે પણ રાજનીતિના સાધનરૂપે 'સ્વદેશી'નો મહિમા ગવાય છે પણ 'વૈ ધન વિદેશ ચલી જાત'નો વસવસો વિશ્વેકીકરણમાં ક્યાંય દેખાતો નથી.

નર્મદની એક કવિતા છે : 'આખરે ધૂળ ધૂળ' જેમાં એ જીવનની વ્યર્થતાનો નિર્દેશ કરે છે :

'નર્મદ આખરે ધૂળે ધૂળ શાને થાય આકળો
સાચું નિત્યનું અહિયાં ન કાંઈ, અંતે સંધે છે સમે.'

શબ્દો જુદા છે પણ ભારતેન્દુની આ પઙ્ક્તિઓ જુઓ:

સાંજ સવેરે પંછી ક્યા કુછ કહતે હૈ તેરા હૈ.
હય સબ એક દિન ઉડ જાએંગે યહ દિન ચાર બસેરા હૈ
આંધી ચલકર ઈધર ઉધર સે તુઝકો યહ સમઝાતી હૈ
ચેત-ચેત જિંદગી હવા-સી ઉડી તુમ્હારી જાતી હૈ.'

આ રીતે આપણે જોઈ શકીએ છીએ કે તદ્દન ભિન્ન પ્રકારનું જીવન જીવતા આ બન્ને સર્જકોમાં કેટલું બધું વિચારસામ્ય હતું ! સ્વભાષા, સ્વદેશ અને સમાજના નબળા વર્ગો માટે બન્નેની લાગણીઓમાં ખાસ્સી સમાનતા હતી એટલું જ નહીં, પણ નવા યુગના આ બન્ને પોતપોતાની ભાષાના પહેલા કવિઓ છે.

'નર્મદનું મંદિર' (પદ્યવિભાગ)માં વિશ્વનાથ ભટ્ટ ભૂમિકામાં નોંધે છે :

'પણ નર્મદનું ઇતિહાસમાં જે સ્થાન છે, તે જૂનાને જાળવનાર તરીકે નહીં પણ નવાને લાવનાર તરીકે જ છે. અને 'હિન્દી સાહિત્ય કા સર્વેક્ષણ'માં વિશ્વમ્ભર માનવ લખે છે-

'ભારતેન્દુ કે વ્યક્તિત્વ ઔર કાવ્યકી મહત્તા યહ હૈ કિ પ્રાચીન કો આત્મસાત્ કરકે ઉન્હોંને નવીન કી સૃષ્ટિ કી રાષ્ટ્રીયતા, સમાજસુધાર ઔર હાસ્ય-વ્યંગ્ય પર લેખની ચલાને કે કારણ વહ નવયુગ કે જન્મદાતા કહેલાએ.' ❒

## ઝીણી ઝીણી ઝરમર / રાજેન્દ્ર શાહ

(રેખાઙ્કન)

ઝીણી ઝીણી ઝરમર ઝીણી ઝીણી બુન્દન;
ભીની ભીની હવામહીં ભીનું એવું ગુઞ્જન.

પાંખ ફેલાને ને ઝીલે
વનનાં વિહઙ્ગ,
ઝીલે ને ફઙ્ગોળે ખેલે
ઉરને ઉમઙ્ગ;
ઊડતી હો ચીલ, ભૂમિ પર કીર ખઞ્જન.

હવામહીં વહી આવે
હળવી લહર,
આછેરે ઉઘાડ સોહે
સહુ ચરાચર.
અરવ ટહુકે શુચિ-પ્રહરનું રઞ્જન.

---

શુચિ= અષાડમાસ = પવિત્ર

## વાવણટોળ / રાજેન્દ્ર શાહ

આજે વાયુ વાયરે ચડ્યો :
હળવું હળવું ફરવું મે'લી, તોર તૂફાને બઢ્યો.

ધરતીનાં ધૂળ-પાન બધું કંઈ
ફાવે ત્યાં ફઙ્ગોળે,
ખુલ્લા આ નભને આંધી
અન્ધાર થકી ધમરોળે.
આડે આવ્યાં ઝાડ મૂળથી ખડે એમ એ લડ્યો.

અગમ દિશાથી આવી કોઈ
નીર છાંટતું માથે,
છાક તણો ઓથાર ઊતરે
એની સાથે સાથે :
હા... શ કરીને અન્તે સૂની સીમે સૂતો પડ્યો.

## ઝીણી ઝીણી ઝરમર / રાજેન્દ્ર શાહ

ઝીણી ઝીણી ઝરમર, ઝીણીઝીણી બુન્દન;
ભીની ભીની હવામહીં ભીનું એવું ગુઞ્જન.

ધરાનો હરખ : બોલ
લહરે સુગન્ધ;
વ્યોમ ને વાદળ સહ
એનો અનુબન્ધ
સઘળું જણાય શ્યામ એવું દગ-અઞ્જન.

આકરા આતપ તણી
વહી ગઈ વેળા,
નવલી ઋતુએ નવા મેળ
નવી ખેલા.
લીલેરા ફણગે લહું કેસર ને કુન્દન.

## ઝીણી ઝીણી ઝરમર / રાજેન્દ્ર શાહ

(ભૂમાઙ્કન)

ઝીણી ઝીણી ઝરમર ઝીણી ઝીણી બુન્દન,
ભીની ભીની હવામહીં ભીનું એવું ગુઞ્જન.

નભની વિમલ જાણે
કરુણાની ધારા,
ઝીલે ધાણીને લોક
લોક કૈં હજારા.
ઉરની ટાઢક સમ અમુખર નન્દન.

આગમની સીમે ક્યાંક
ઝબૂકન્ત વીજ,
બીજથી પૂનમ સમ
ઊજળી પતીજ.
ગોરમ્ભે કેવળ નાદ, નહિ સ્વર વ્યઞ્જન.

# एकोऽहं बहुस्याम् / ધીરુ પરીખ

(વનવેલી)

કોણ બોલ્યું આમ ?

'एकोऽहं बहुस्याम् ।'

જેણે કહ્યું તે તો
હું તું અને સકલ પદાર્થ

દુર્યોધન હું જ અને હું જ યુધિષ્ઠિર,
તું તો છે રાવણ અને તું જ તો છે રામ.
જટાયુ ને એલ્બસ્ટ્રૉસ
ડોકું જેણે ધુણાવ્યું'તું તે કાચિંડો,
વળી ન્યૂટનની બિલ્લી હું ને
યુધિષ્ઠિરનો શ્વાન તે ય તે હું અને તું.
હા કહે તો હા, ને
ના કહે તો ના; બન્ને
હું તું અને સકલ પદાર્થ.

જીસઝમાં જુડાસ છે ને જુડાસમાં જીસઝ,
ગાંધીમાં ગોડસે અને ગોડસેમાં ગાંધી :
આમ બધું વિચારતાં ઊઠે એક આંધી-

બહુમાં આ એક
અને એકમાં આ બહુ
તેને કેવી રીતે ગ્રહું અને લહું ?
હું જ તો છું બહુ
અને હું જ તો છું એક.
મારા અને તારામાં એ
ઊછરે અનેક.
એમાંથી કોઈ એકને જ વિચારી લેને છેક.

પછી તે હો કૃષ્ણ કે હો પછી કંસ
કાગ હો કે હંસ
ઊછરતો રહ્યો બન્નેનો જ વંશ.
ભીતરના કોષમાં કૈં હલચલ થાય
તો તો કોને ઉછેરવો ત્યારે પરખાય
પછી તું હું ને સકલ આ પદાર્થ હરખાય,
ને एकोऽहं बहुस्याम्-ની
માયાનો કૈં મર્મ સમજાય ? !

જઙ્ગલીથી અ-જઙ્ગલી
અસુરથી સુર સુધી પહોંચી જો શકાય
તો તો આમ બહુમાંથી મૂળ એક સિદ્ધ થાય
અવળા એ ક્રમે જ્યારે આગળ વધાય,
ત્યારે પેલો જે કોઈ બોલ્યો કે
एकोऽहं बहुस्याम्

કદાચને તારામાં ને મારામાં તે
વળી સકલ સૃષ્ટિમાં પણ
સમ્યક્ સ્વરૂપે વ્યાપી જો જાય
તો તો પછી પ્રહ્લાદ અને નૃસિંહ
હિટલર કે હસન ને હુસેન
રાવણ કે વિભીષણ
રજોતમોસત્ત્વગુણનું ઘર્ષણ
કમળ ને કળણ કે
ઈન્ફર્નો કે પૅરૅડિસો
બધું તારામાં ને મારામાં ને સકલમાં
ગોપિત રહે તો ક્યારેક તે પ્રકટ પમાય :
એમ एकोऽहं बहुस्याम् થાય !

## ગઝલં શરણં ગચ્છામિ / હરદ્વાર ગોસ્વામી

દોસ્ત ધજા થઈ ગઈ પથ્થરની, ગઝલં શરણં ગચ્છામિ.
પોલ ખૂલી ગઈ સૌ ઈશ્વરની, ગઝલં શરણં ગચ્છામિ.

આંસુને અત્તર કરવા, સપનાનો સુરમો આંજ્યો, પણ
ઊંઘ ઊડી ગઈ છે બિસ્તરની ગઝલં શરણં ગચ્છામિ.

નવસો નવ્વાણું દરવાજે, તારા સ્વસ્તિક ચીતરાશે,
સાંકળ વાસી દે તું ઘરની, ગઝલં શરણં ગચ્છામિ.

કલ્પતરુના છાયા ઓઢ્યા તો પણ તડકા રગરગમાં
પારાવાર પીડા અન્દરની, ગઝલં શરણં ગચ્છામિ.

કોઈને ઓગળવું પડશે, કેમ સમાશું બન્ને જણ ?
ગલી સાંકડી પ્રેમનગરની, ગઝલં શરણં ગચ્છામિ.

## તારા શાશ્વત સૌન્દર્યને / યશવન્ત ત્રિવેદી

વહેલી પરોઢે પુષ્પોના નિખાર જેમ તારાં આંસુ ચમકી ઊઠે છે-
શું એ જીવનની આ પારથી આવે છે કે મૃત્યુની પેલે પારથી ?
તારો ચહેરો ઝરણા જેમ વહ્યે જાય છે વસન્તની પરોઢ ભણી-
ને શહેરની શેરીઓ દોડતી દોડતી ચઢી જાય છે સુખની ટેકરીઓ પર...!

કદાચ તારા ગાલ પર પરમાત્માએ સૌન્દર્યનું રત્ન જેવું ટપકું પોતે કર્યું છે !
કદાચ એણે જ તારા માટેઆશિષનાં તૃણોનો માર્ગ બનાવ્યો છે-
એટલે તો તારામાંથી પસાર થતું કિરણ પવિત્ર થઈને આવે છે !

હું ધીરેધીરે સમજતો જાઉં છું કે તારું શરીર પૃથ્વીનું બનતું જાય છે-
વૃક્ષો, પર્ણો, પુષ્પો - ક્ષમા, પ્રેમ અને પ્રાર્થના-
કદાચ તું ડાફને જેમ લોરલના વૃક્ષમાં ધબકતી જાય છે
અને હું અપોલોની જેમ ઝન્નાથી સ્પર્શ્યા કરું છું તારાં પર્ણોને...

હરક્ષણે પરબ્રહ્મમાં વિસ્તરતા પોતાના પ્રેમથી
પરમાત્મા તને પુનઃ પુનઃ કુંવારી રચ્યે જાય છે
અને હું શિશુરૂપે રચાતો જાઉં છું તારા ગ્રીષ્મની પરિપક્વતામાં...

-એટલે તો હું અનિમેષ નેત્રે વિસ્મયથી ક્ષણેક્ષણે જોયા કરું છું-
તારા ચહેરા પર રાત્રિના અન્ધકારમાં તર્યા કરતી રત્નદીપથી પેટાવેલી નિહારિકાઓ
અને પ્રભાતે જીવનના પુષ્પ પરથી ઝાકળના નિપાત જેમ ટપકતા તારા શાશ્વત સૌન્દર્યને...!

## હરિનું હેત
### જયન્ત પાઠક

હરતાંફરતાં હરિને હેરું
હરખે આંસુ લ્હોઉં;
હરિવર મારા તુલસીમાળા
મણકો મનનો પ્રોઉં;
ત્રીકમ જોઉં ત્રણે ભુવનમાં
અજવાળે, અન્ધારે,
ઘડીમાં ટહુકે ગહન ગગનમાં
ઘડીમાં આહટ દ્વારે !
કોઈ હરિને કણ્ઠે વળગે
પકડે કોઈ પાંઉં,
મારે તો હરિ ઓઢણ-પોઢણ
હરિમાં માઉં, સમાઉં.

## હિફાજત

### નલિન પણ્ડયા

સાલા, તેં નકામો ખેલ ખેલીને
પ્યાદાં ગોઠવીને
બધું ગૌડબઝ્ઝાલ જ કર્યું છે !
બધી બાજુનાં બારણાં વાસીને
તાળાં જ માર્યાં છે;
ક્યાંયથી છટકવાનો અવકાશ જ રાખ્યો નથી !
અહીં કુઠારઘાતો સહીસહીને
દીવાલે દીવાલે ભટકાવું પડે છે.
હવે આ અરણ્યમાં
એકલો એકલો ભટક્યા કરીશ;
જાણું છું આ બધું નાટક જ છે
મારે વિષ્ટિ કે વિનવણીય નથી કરવી.
આ ગિરિશૃઙ્ગોમાં દૂર...દૂર... ભટક્યા કરવું છે;
તું કિંકર્તવ્યમૂઢ, જે કરવું હોય તે કર !
મારે તારા જરિયન જામા શા ખપના ?
મારે તો થીંગડાંળાં જર્જરિત વસ્ત્રો પર્યાપ્ત છે.
એ વસ્ત્રો જઙ્ગલી ઝાડવાંમાં
ભરાતાં ચીરાતાં
કાયામાં કાણાં પાડી રહ્યાં છે.
એમાંથી નીગળતા લોહીના છાંટામાં
સૂર્યની રક્તિમતા દેખાતી જ નથી,
એટલે જ
આંધળો પ્રેમ મૂંગો અને બહેરો
હોવાની આજે પ્રતીતિ થઈ.
બૂમો પાડું છું
તોય છપ્પર ફાડીને
ક્યાં નીકળે છે મારો અવાજ ?
તેં તો છપ્પર ફાડીને આપવાને બદલે
કીડીને કણ જેટલું પણ નથી આપ્યું.
તું બધી બાજી બગાડતો રહ્યો છે
હવે મારે તારી હિફાજતની જરૂર નથી.
તું પોતે જ
તડકી-છાંયડી રમતો રમતો
પવનપાવડી પહેરી ખોવાઈ ગયો છે.
અહીં આડા, અવળા, ઉપર, નીચે
ફઙ્ગોળાવા કરતાં
જડબેસલાક ઓરડાના પાતાળમાં
ઊતરી પડવું સારું...!

## શોધું છું
### પ્રફુલ્લ રાવલ

સાચવી રાખી છે બાવન વર્ષથી
કબૂતર જેમ ફફફડતી
માછલી જેમ તરફડતી
મારી એકલવાયી અનુભૂતિને
ક્યારેક સમ્ભળાય
તૂટવાનો તડ્.... તડ્ અવાજ
ક્યારેક
ચ....ર્....ર્.....ર... ચિરાઈ છે
કપાઈ છે ઘણી વાર
કટ્...કટ્...કટ્
વળી, થઈ જાય અખણ્ડ
બની જાય નવીનકોર
નોધારી રખડી છે વારંવાર
પલળીને પડી જાય પીળી
એને છાયા જોઈએ શીળી
ક્યારેક હોય લીલીછમ્મ
ક્યારેક લાલઘૂમ
ક્યારેક એને ઊગે છે તીક્ષ્ણ નખ
ને ઊઝેડે છે અણુએ અણુને
તોય હું
નથી બની શકતો ત્યાગી
રહ્યો છું કેવળ અનુરાગી
શોધું છું
એનું મૂળ
તો મળે છે કેવળ શૂળ.

## વૅકેશન - બાળકો વગરનું / જયેશ ભટ્ટ

નથી કલબલાટ કે ખિલખિલાટ કે કશી
ધમાચકડી ઓરડે. ફળિયું શાન્ત ને હીંચકો
ઊભો અડગ વૃક્ષ થૈ, અરવ ઓસરીયે હજી.

નથી રણકતી અહીં અવનવી લખોટી અને
નથી ઊછળતાં હવે ઉરસમાન પાંચીકડા !
નથી રઝળતાં છડાં, ભમરડાં, દડા, બૅટ કે
પતઙ્ગ, પિપૂડી, જૂનાં રમકડાં અને ઢીઙ્ગલી !
પડી સકળ ચીજ જેમ હતી તેમની તેમ જ !

કરાલ મરુભૂમિ શો અખર ખણ્ડ ઓળઙ્ગતાં
વિચાર-વમળે ચડી, વિરમું હીંચકે ને પછી
ચડી અખળ હીંબકે, સ્વગત બોલું કે - 'કેમ હું
રહી શકીશ બાળકો વગર એકલો આ ઘરે ?'

લઈ તરત પેન, કાગળ લખું 'પ્રિયે ! બાળકો
સમેત જલદી તમે પરત થાવ સૂનાં ઘરે...'

## જાગવા દે જરા / 'ઉશનસ્'

રાતને ભાંગવા, જાગવા દે જરા,
તારલા પાડવા, જાગવા દે જરા.

ભીંત પર ઊગતા સૂર્યને ચીતરી,
તિમિરને તાગવા, જાગવા દે જરા.

તેર તૂટ્યાની તું વ્યર્થ ચિન્તા ન કર,
એકને સાંધવા, જાગવા દે જરા.

સુખ મળ્યું કેટલું, બોલ મા બાપલા !
દુ:ખને માપવા, જાગવા દે જરા.

એક ખોવાયલી ક્ષણ જડે તોય બસ,
કાળને ચાળવા, જાગવા દે જરા.

આભને આંબવા ઠેકડા માર મા,
જાતને પામવા, જાગવા દે જરા.

માથું ભાંગ્યા વિના તો ભલા શું મળે ?
શબ્દને સાધવા, જાગવા દે જરા.

## પાણીમાં

અશોક ચાવડા 'બેદિલ'

થઈ ગઈ બધી લ્હેરો સજાગ પાણીમાં
ધીમે ધીમે પવન પાડે સુરાગ પાણીમાં.

જરૂર છે કોઈનાં ગર્મ આંસુઓ એમાં
નહીં તો આ રીતે લાગે ન આગ પાણીમાં.

તમે ઊભાં રહ્યાં પળવાર જ્યાં ચરણ બોળી
ખીલી ગયો ત્યાં આખો એક બાગ પાણીમાં.

થયું પાણીય પાણીપાણી જેને ધોવામાં
પડી ગયો છે એવો એક દાગ પાણીમાં.

ફરીથી ભાગ્યમાં અન્ધારપટ થશે 'બેદિલ'
ભૂલી જવાયો ફરીથી ચિરાગ પાણીમાં.

## થઈ

અશોક ચાવડા 'બેદિલ'

પછી સજીવન એકદમ ઘરની જણસ થઈ,
તું હાથ લાગી કક્કુથાપો ને કળશ થઈ.

રસ્તો અજાણ્યો મેં જરા લીધો પ્રવાસમાં
ચાલ્યો પછીથી સાથ પડછાયોય વશ થઈ.

દીવો લઈને હાથમાં શોધો નહીં મને
વાતાવરણમાં હું વસેલો છું તમસ થઈ.

કેવી રીતે ભૂલી શકે કોઈ અતીતને,
જે લોહીમાં વહેતો રહ્યો હો એકરસ થઈ?

'બેદિલ' હવે એનું મિલન છે આખરી મિલન,
આવી રહી છે એ મને મળવા વિવશ થઈ.

## આંખમાં

હસમુખ કે. રાવલ

રેત બસ રેત જ તરે છે આંખમાં
યક્ષ ઊભો થરથરે છે આંખમાં.

છોડ વર્ષાના નભે ચગદ્યા પછી
એ છક્યો વારણ ફરે છે આંખમાં.

મેઘ ક્યાં કાળી બિલાડી તો હતી
ત્યારથી પીંછાં ખરે છે આંખમાં.

ત્યાં હિમે વાવડ વળાવું શી રીતે
ઊંટ ઊભાં ગાંગરે છે આંખમાં.

હે તૃષા ! વાસી શકી ના બારણાં
એ જ અથડાયાં કરે છે આંખમાં.

## આયનાની આંખડી !

'ઉશના'

ક્યાં દોરડીમાં સાપ છે કે સાપમાં છે દોરડી ?
ખોટું-ખરું ક્યાં પારખે છેઆયનાની આંખડી !

છે હોઠ પર ઉત્તર ઘણા, પણ ક્યાં કશું બોલાય છે ?
બેઠો છે સૌની કાંધ પર વૈતાલ આજે પણ ચડી !

કે મારશે છાપો અચાનક આવીને બિલ્લી-પગે,
કોઈક તો આ મોતનાં બાંધી ગળામાં ઘણ્ટડી !

વરસે અગન ચારે તરફ, ભડકે બળે આખું નગર,
ને બેરુખી એના તો જો, સૂતા છે ઓઢી ગોદડી !

કોને ખબર કે તારશે કે અધવચે ડુબાડશે ?
વૈતરણી તરવા નીકળ્યો છું શબ્દની લઈ નાવડી !

ક્યારેક તો કોઈ આવશે પક્ષી તરસ્યું ઊડતું,
બેઠા છીએ રણમાંય જો બાંધી ગઝલની પરબડી !

## મારી ગઝલ બની

પાર્થ મહાબાહુ

કાગળની એક હોડકી મારી ગઝલ બની
પાણી વિનાની માછલી મારી ગઝલ બની.

આકાશમાં ઉગાડવા જેવી જણસ હતી
કાગળ ઉપર એ અવતરી મારી ગઝલ બની.

રઙ્ગીન ઘાવ એક-બે વચમાં સજાવતા
શબ્દોની સાવ સાદગી મારી ગઝલ બની.

મહેફિલમાં મારે ક્યાં કશું કહેવું પડ્યું હતું
ત્યાં તો તમારી હાજરી મારી ગઝલ બની.

એવી કમાલ પાર્થ ! તેં કેવી રીતે કરી ?
ભીંજાયલી દીવાસળી મારી ગઝલ બની.

## શોધું છું

વિષ્ણુ પટેલ

જિન્દગીનો સાર શોધું છું અહીં;
એક સાચો યાર શોધું છું અહીં.

ડૂબવું છે સ્નેહના સાગર વિશે;
ક્યારનો મઝધાર શોધું છું અહીં.

વાત માંડું શી રીતે એ મ્હેકની ?
શબ્દના શણગાર શોધું છું અહીં.

વાદ્ય વિધવિધ એટલે અજમાવતો,
મેળવેલા તાર શોધું છું અહીં.

ભેજ ભીઝ્જવી જે શકે ભીતર સતત,
એ જ વારંવાર શોધું છું અહીં.

છદ્મવેશે રોજ વસ્તીમાં ભળી,
માણસો બે-ચાર શોધું છું અહીં.

વિષ્ણુ, કોને દઉં ગઝલનો દેશ આ ?
હું ખરો હકદાર શોધું છું અહીં !

## કાંકરીચાળો

રાકેશ દેસાઈ

સરોવર સ્તબ્ધ એવું કે હવે કણટાળતી પાળો,
હિલોળો આ અચળ જળને કરીને કાંકરીચાળો.

ઘણા જૂના ઝુરાપાએ બખોલો ટેરવે પાડી,
મળે જો કો'ક આજે તો ટહુકતો સ્પર્શનો માળો.

નિરવ છે ફ્લૅગ સ્ટેશન, પણ સતત જલતું રહે ફાનસ,
જતી ટ્રેને બજાવેલી વ્હિસલની હૂંફનો ફાળો.

ક્રમિક પઙ્ક્તિ સદા છોડે વચાળે પૃષ્ઠને કોરું,
કથાને પણ વિકસવા છે જરૂરી એટલો ગાળો.

બિચારા કલ્પવૃક્ષે ખુદ કરી ના વ્યક્ત એ ઇચ્છા,
કદી જો પાન પીળાં ખેરવી શકતી મળે ડાળો.

ક્ષણોનાં દ્વારમાંથી હાથ જોડીને જવું સારું,
અરજ છે, પગ કદી ઉમ્બર બનાવે ના ઉપરવાળો.

ન પૂરા થાય જીવનના હિસાબો જ્યાં લગી, જીવો,
ગઝલને શ્વાસ સોંપો બે ઘડી તો બેસતો તાળો.

## પાનબાઈ

જયેશ ભટ્ટ

ચમકાર તારી વીજળીનો આભમાં જોતી
ભીતર રહેલી પાનબાઈ કેટલું રોતી !

અન્ધાર ઘેરો તગતગે છે આંખની ઓથે
પલકાર મધ્યે કેમ પ્રોવું શબ્દનાં મોતી !

મારા અકળ હર ભેદને ભાંગી શકું ના હું
ખૂંખાર ખેલું યુદ્ધ, કાયમ જાતને ગોતી.

અજવાસની પળમાં પ્રગટને વીણવા ઊંડે
દીવે બળે આ અઙ્ગના આકારની જ્યોતિ.

## બે ગઝલ
### વિજય રાજ્યગુરુ

(૧)

હું વાંઝણીનું દોહદ વણતોષ ઓરતો છું,
મતલબ કે જળ વગરનો પાષાણિયો ઝરો છું.
ભીંતો ઉપર અમસ્તા આ ચાકળા હલે છે,
ઝીંઝર વગરના ઘરનો હું સુન્ન ઓરડો છું.

ઊધી અડી ગયેલા લક્કડ મકાન જેવો,
હું બ્હારથી અડીખમ અંદરથી ખોખલો છું.

થોડી વહે ઉદાસી થોડો વહે ઝુરાપો,
વૈશાખમાં તપેલો હું એક વૉકળો છું.

ઘડિયાળ બન્ધ છે ને જોયા કરું સમયને,
હું પાછલી પળોનો અકબન્ધ મોરચો છું.

(૨)

આપણો સમ્બન્ધ બસ છૂટી ગયો,
તાંતણો કાચો હતો તૂટી ગયો.
જ્યાં સુધી જળમાં રહ્યો આખો રહ્યો
એક પરપોટો પછી ફૂટી ગયો.
સાવ સુક્કાં પાંદડાં પેઠે તર્યાં,
ને પછી જળથી ઝરો ખૂટી ગયો.
ક્યાં હતો મજબૂત ? ઢીલો પણ હતો,
શક ભરોસાને તરત લૂંટી ગયો.

મૂળથી આઘા જઈ ટોચે ગયાં,
વાયરો આવ્યો અને ચૂંટી ગયો.

ત્યાં ત્રિભેટે 'આવજો' પણ ના કહ્યું,
ગત સમય ભીતર ઘણું ઘૂંટી ગયો.

## બે ગઝલ
### જિતુ ગોહિલ

(૧)

સૂરજ સાથ લાવો અહીં કે ગમે ત્યાં,
સમયમાં જ આવો અહીં કે ગમે ત્યાં.

સતત પામવાની સજા માગવાનો,
નથી કોઈ લ્હાવો અહીં કે ગમે ત્યાં.

મરી જાય માણસ અને આંખ હસતી
મરશિયાને ગાવો અહીં કે ગમે ત્યાં.

ગઝલને જ ભગવું કફન મોકલી દે,
ધૂણી રે ધખાવો અહીં કે ગમે ત્યાં.

હતી લાશ મારી મને ક્યાં ખબર છે ?
નગારું પિટાવો અહીં કે ગમે ત્યાં.

(૨)

સૂરાલય સજાવું તો બહુ થાક લાગે છે,
નશાને નચાવું તો બહુ થાક લાગે છે.

લથડતા સમયને એક આધાર આપી દે,
ચરણને ઉપાડું તો બહુ થાક લાગે છે.

ગઝલબાઈ આવોને પ્રણયની પથારીએ,
શબ્દને જગાડું તો બહુ થાક લાગે છે.

સુકાયેલ સગપણે અમે ચોકડી મારી
એ સમ્બન્ધ વાવું તો બહુ થાક લાગે છે.

પવન પાથરી દે લાશ નીચે 'જિતુ ગોહિલ'
નનામી ઉઠાવું તો બહુ થાક લાગે છે.

## ઝાડવાં-શાં સ્વપ્ન

કરસનદાસ લુહાર

હિમશિલાઓને ખળખળવું મળો,
આ તમસ-ટોળાંને ઝળહળવું મળો !

બાગ થઈ હું આગને પાળી શકું,
કોઈની પીડા મહીં બળવું મળો !

આંખમાં લીલાશનું નભ વિસ્તરો,
કાનને ટહુકાનું સાંભળવું મળો !

ઝાડવાંશાં સ્વપ્ન સૌ સાકાર હો,
વન્ધ્ય-રણની કૂખને ફળવું મળો !

## વિરહિણીનું ગીત

અશોક ચાવડા 'બેદિલ'

અમથી અમથી ઊભી રહીને તું આવ્યો છે
એવું ધારી એક ઢોલિયો ઢાળું
સાંજ ઢળે તો આવે તારાં સ્મરણોનું અજવાળું.

ઘડીક થાતું ચાલી જાઉં ઉમ્બરની બ્હારે હું
ઘરનું પેલું બન્ધ બારણું ખોલી
સાંકળ સુધી હાથ પહોંચતાં કોઈ મને રોકીને રાખે
અંદરથી કૈં બોલી
આંખોની અન્ધારી ગલીએ ભૂલાં પડેલાં
સપનાંઓને કેમ હું પાછાં વાળું ?
સાંજ ઢળે ને આવે તારાં સ્મરણોનું અજવાળું.
એક અરજ આ મારી ખાલી પોતે આવી
મારી અંદરનું અંધારું પીવો;
સ્મરણોના અંજવાળે મારું આખુંયે ઘર
ઝગમગ ઝગમગ શાને કરવો દીવો ?

દીવો કરતા અન્ધારાને નામ લઈને તારું.
હમણાં હમણાંથી હું ટાળું
સાંજ ઢળે ને આવે તારાં સ્મરણોનું અજવાળું !

## એક ટહુકો

કરસનદાસ લુહાર

જાત ઉપર જે સદા વહેમાય છે,
એ જ દર્પણમાં સતત ડોકાય છે.

આંખમાં કોઈ ઝાડ ક્યાં લિલકાય છે
માત્ર ફરનિચર હવે દેખાય છે !

કૈં નથી થાતું હવે જાણે મને,
કેમ હમણાં એવું એવું થાય છે !

મારું વાલ્મીકિપણું ઢણઢોળવા
એક ટહુકો તીર સામે જાય છે !

બ્હાર એની શોધ ચાલે છે સતત,
આંખમાં આવીને જે સન્તાય છે.

## સામે તું / ગોપાલ શાસ્ત્રી

ઝબકી મેં જાગીને જોયું
આંખ ખૂલી તો સામે તું.
ફૂલો ઉપર સ્મિત તમારું
ફૂલોના સરનામે તું !

શ્વાસ ઉપર આ કોની સરગમ
કોનું મધુમય આ સઙ્ગીત ?
પ્હેલી વર્ષાની ફોરમ કે
ફોરી ઊઠી તારી પ્રીત ?
પવન સ્વરૂપે મળવા આવું
અને હોય પરગામે તું.
ઝબકી...

એક અજાણી ઈચ્છાનું કંઈ
અલક-મલક ફરમાન હતું,
ખરી પડેલું સુખનું સ્વપ્નું
હસતું પીપળ પાન હતું;
પત્ર મને હું લખું અને
એ લખું તમારા નામે હું !
ઝબકી....

## તાણ

રામચન્દ્ર પટેલ

લાગી ઘણી તરસ, હું જઈ વાવકાંઠે
ઊભો : શિલા પર શિલા હતી ગોઠવાઈ.
પાષાણ ગોખ ઝરુખા અતિ રમ્ય લાગે,
ને સ્તમ્ભ સ્તમ્ભ સહ કિન્નરનૃત્ય જાગે.

ચારે દિશા લૂ ભરી, આભ-જમીન ઉષ્ણ,
વાતો ન વાયુ... ખગકણ્ઠ ન ક્યાંય ખૂલે.
દૃષ્ટે પડ્યાં પશુ નહીં, તરુઓ ન ઝૂલે,
રે સૃષ્ટિ અન્ધ બધિરા ચૂપચાપ બેઠી !

ત્યાં વાદળી રમતીઝૂલતી છાંય છાંટી
ચાલી ગઈ. ભીતર વાવની નાભિ મ્હેકી
મ્હોરી રહ્યું કુમ્કુમ કે જળ ? દીપકન્યા
તારે ઘડીક... તહીં વ્યાપતું તેજ તેજ...

જાણી શક્યો હું બસ વાવ હતી અજાણ,
ના ખ્યાલ કે શીદ મટી ગઈ કણ્ઠ તાણ.

## મીરાંબાઈનું મરશિયું નામે ભાષાપ્રયોગ

મનહર જાની

કટકો કાગળ અમે, તમે રુશનાઈ રે
હેજી હેજી મીરાંબાઈ રે...

કિયા જંનમનાં કારજ અડધે મારગ આંખે ચડ્યાં
બાવનગજના ધજાગરા કાંઈ છાતીમાં ફડફડ્યા

એક તણખલું અમે, તમે વનરાઈ રે
હેજી હેજી મીરાંબાઈ રે...

અધમણ તેલે અન્ધારું તે કોને જઈને કહીએ
રુદિયામાં રજવાડું મેલી સુનમુન બેઠાં રહીએ

અમથી ધડકન અમે, તમે અધીરાઈ રે
હેજી હેજી મીરાંબાઈ રે...

## જીવ

રામચન્દ્ર પટેલ

પૃથ્વી પરે મખમલી પડદો સુંવાળો,
એ કાચ-સ્કીન સરખો, ન હલે છતાંયે
એમાં વહે સતત વાયુ... પ્રકાશ આછો
આછાંક ચાંપી પગલાં લઈ શ્વાસ બેસે.
પાછું ન થાય થિર છાયું ન છાયું વ્યાપે
અન્ધારું અબર ઘડી, ચઢી જાય ઊંચે.

ને વાદળાં વરસતાં જળ એકધારું
નાચે જમીન ઉપરે... પછી મ્હેક મ્હેક
ફૂલો રમે, તરુવરોની સુવાસ મીઠી.
પક્ષી ઊડે બસ ભરી દઈ રજ્ઞ પાંખે,
જાગે તળાવ, રખડે પશુ... ઘાસ ઘાસ
લ્હેરાય ચોતરફ રમ્ય રચાય શાન્તિ.

ઊડે અહીંતહીં પતગિયું એમ હુંયે,
ઊડું... ભમું લહર શો ઢળું બોધિછાંયે.

## ટોળું

દક્ષા શાહ

ટોળું....ટોળું....ટોળું, ટોળું...ટોળું ટોળું...

ટોળામાં માણસની જાત, ટોળામાં માણસનાં નામ,
ટોળામાં શયતાની ભાત, ટોળામાં આદમનાં ધામ...

શિવ ટોળામાં, ઈવ ટોળામાં, ટોળું વંશની વાતો,
અલ્ ટોળામાં, હ્રીં ટોળામાં, ટોળું અન્ધનો નાતો,
ટોળામાં બર્બર સૌગાત, ટોળું છે તૈમુરી જામ...
ટોળામાં શયતાની ભાત, ટોળામાં આદમનાં ધામ.

ટોળામાં ઈશ, ટોળામાં વિષ, ટોળાનો રજ્ઞ રાતો,
ટોળામાં ઝેર, ટોળામાં વેર, ટોળું ખાલી વાતો,
ટોળામાં લજ્જાની છાપ, ટોળામાં મૂંઝાતા રામ
ટોળામાં શયતાની ભાત, ટોળામાં આદમનાં ધામ.

## તો તત્પર બનો

પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'

સરંજામો કેરા જળ-થળ કર્યા શા ખડકલા !
પલીતા, કાંડીઓ, કર તલપતાં લ્હાય મૂકવા.
ફૂંફાડે વાણીમાં અહિકુળ, સજ્યા બિચ્છુ મૂછના.
છૂપા જ્વાળામુખી ઉર પ્રજળતા, નેણ ભડકા !

જવાનું વ્હેંચાઈ જગ-સકળ બે છાવણી મહીં.
વિનાશિકા કૃત્યા ફરી ખડગ લૈ તત્પર ખડી.
ગમ્યા એ વાદો લૈ વૃક વકરિયાં, કિન્તુ, અદના-
જણોનું શું ? સોચો, પ્રલય રિપુના એ જ ખુદના !

અતિ મન્ત્રે જેવા મરઘટ રચ્યા દ્વાપરયુગે,
અતિ તન્ત્રે એવા પુનરપિ રચાશે કળ-યુગે.

તવારીખો, ગ્રન્થો નજર સમીપે, ના હલ કશો
શક્યા કાઢી ? શીખ્યા કશુંય નવ ?
તો તત્પર બનો,
કલા, ધર્મે, કાવ્યે - રત જણ બધાં વેદનશીલ
તજી દૈવી આશા ! ખુદ વરસવાં અ-મૃત જલ !

## બોખ

પ્રતાપસિંહ હ. રાઠોડ 'સારસ્વત'

કાદેવ સાવ તળિયે જળની સપાટી.
આ બોખમાં વમળની ફૂટતી રુંવાટી.
ને કાબરાં નયન શું જળ, પાંપણો તો-
ઊગેલ ઘાસ, બિચ-ટેકરી, ફૂકડીઓ,
ટિટોડી, પેણ, બતકાં, બગ, મચ્છીમાર,
સૌન્દર્યની ગજબની નીકળે છ ધાર !
તારા તરે ઉપર, અન્દર માછલાંઓ
ને કાચબા, કરચલા, છીપ-શઙ્ખલાંઓ
એવાં સરે, દ્રુમ દ્રુમે-રત દેડકાંઓ,
ત્યાં કાંપનું કળણ ને લીલ-ખણ્ડુરીઓ !

છે સોઈ તો સરસ ! સારસ ક્યાં સરોજો,
કે હંસ ? ના, જળલતા, નવ નાવડી ઓ !
મારીજ આ પ્રતિકૃતિ ! નવ ઢાળતું કો
સિંચાઈમાં ! તરફડું હતજન્મ જેવો.

## બે ગઝલ

શૈલેષ ટેવાણી

(૧)

એ પછી આ આંખ સામે જોઈ લીધું મેં જરી,
તેં જોયેલી આંખમાં એ રઙ્ગ બીજો શો હતો ?

એ પછી આ સ્મિત જોયું સ્મિત કરતાં મેં જરી,
તેં ચોરેલા સ્મિતમાં હું લાગતો કેવો હતો ?

એ પછીથી શબ્દ બોલી શબ્દ સૂણ્યો મેં જરી,
મેં બોલેલા શબ્દમાં હું કેટલો સાચો હતો ?

એ પછી ચહેરો ધરીને મેં મને જોયો જરી,
તેં ચહેલો જે ચહેરો એ જ શું મારો હતો ?

એ પછીથી કલ્પના મારી કરી'તી મેં જરી,
એ જ તું ને એ જ હું તો પ્રશ્ન ક્યાં રહેતો હતો ?

(૨)

આ સમયને આમ લટકાવી દઉં,
લાવ, એને શેઅર બે સંભળાવી દઉં.

મારું ક્યાં માને છ ઘડિયાળો કદી,
અશ્રુથી ટકટક બધી ભીંઝાવી દઉં.

ક્યાંય એનું કોઈ 'દિ ના શુભ થજો,
રાત્રિઓને સૂર્યમાં પધરાવી દઉં.

ના મને કહેજો પછીની ક્ષણ વિશે,
સૃષ્ટિને જે ક્ષણ મહીં થમ્ભાવી દઉં.

એટલું ક્યારેય મન સળગ્યું નથી.
લાવ, શબ્દોમાં મને બરફાવી દઉં.

## મિલન ઝંઝનાની એક સિનેમાસ્કોપ ગઝલ

### રિષભ મહેતા

ફૂલઝરન્તો હથ લઈને, ઝાકળ જેવી જાત લઈને,
સૂરજની એક વાત લઈને, મારે તમને મળવું છે.
સાંજ-ઢળ્યા-ની 'હાશ' લઈને, ઝલમલતો અજવાસ લઈને,
કોરાં સપનાં સાત લઈને, મારે તમને મળવું છે.

તમે કદાચિત ભૂલી ગયાં છો કદી આપણે કાગળ ઉપર
ચીતર્યું'તું જળ ખળખળ વહેતું ને તરતી મૂકી'તી હોડી,
સ્થિર ઊભેલી તે હોડીને તરતી કરવા સરસર સરવા
ઝરમરઝર વરસાદ લઈને મારે તમને મળવું છે.

ખોજ તમારી કરતાં કરતાં થાક્યો છું હું પાક્યો છું હું
પગમાંથી પગલું થઈ જઈને વિખરાયો કે વ્યાપ્યો છું હું,
જ્યાં અટવાયો, જ્યાં અવટાયો તે સઘળા મારગ
ને મારગનો સઘળો એ થાક લઈને મારે તમને મળવું છે.

એ આંસુ જે લૂછી નાખ્યાં, એ અક્ષર જે ભૂંસી નાખ્યા,
એ અર્થો જે ચૂંથી નાખ્યા, આજ અચાનક સામે આવ્યાં
દર્દ-નીતરતી આંખ લઈને, ડૂસકાં ભરતો હાથ લઈને,
છિન્ન હૃદયની ભાત લઈને મારે તમને મળવું છે.

ક્યારેક તો 'હું'ને છોડી દો, ભીતરની ભીંતો તોડી દો,
બન્ધ કમાડ જરા ખોલી દો, એક વાર તો 'હા' બોલી દો,
'હા' બોલો તો હાથમાં થોડા ચાંદલિયા ને તારલિયાની
ઝગઝગતી સૌગાત લઈને મારે તમને મળવું છે.

શબ્દ વગરની આ ભાષાને, રૂપ વગરની આ રેખાને
રક્ત વગરની આ છાયાને ક્યાં લગ બોલો નકારવાનાં ?
આછેરું પરભાત લઈને, થોડાં પારિજાત લઈને
લાખ ગઝલના જાપ લઈને મારે તમને મળવું છે.

## ગઝલ...

### સતીન દેસાઈ 'પરવેઝ'

સઘળા વેગો ત્યાગી થમ્ભી, કોણ અહીં ખોડાતું પળભર, પળ ને પળની વચ્ચે
દરિયાને પણ જડતું ક્યારે પ્હાડો જેવું તારણ નક્કર, પળ ને પળની વચ્ચે.

ના સમજણનું આંગણ પાદર, ના સન્દર્ભોનું કોઈ ઘર, પળ ને પળની વચ્ચે
મન જેવા મનનું હોવું યે અચરજ થૈ ઓગળતું આખર, પળ ને પળની વચ્ચે.

છેક તળે ધરબાતા પિણ્ડો સાવ લટકતા શ્વાસો અધ્ધર, પળ ને પળની વચ્ચે
ફૂલ મહેકની ભીતરનાયે તાગી લે અધપળમાં અન્તર, પળ ને પળની વચ્ચે.

નિત્ય તાકતા હોવા સામે કામણગારી પળનાં આંજણ સધે ફળે છે ક્યારે
આમ ખરેખર ગેબ ભેદતી આ આંખોયે ફૂટે અક્સર, પળ ને પળની વચ્ચે.

મત્સ્ય જાળના ખેલો વચ્ચે દરિયા શું ઘૂઘવાતી પળને જમ્પ વળે પણ ક્યાંથી
જમ્પ-અજમ્પની રમત વચાળે અણધારેલા છૂટે લશ્કર, પળ ને પળની વચ્ચે.

પળ શ્વાસોને જળના નાતે ફુગ્ગા ને પરપોટાના પણ શિલ્પ ઘડે છો પળપળ
જર્જર થઈને ખરખર ખરતા શિલાલેખના અક્ષરઅક્ષર, પળ ને પળની વચ્ચે.

છેક ક્ષિતિજની પાર જઈને ટહુકાઓને વીંધે એવી ચાનકમાં એ મળતી,
હોય ભલે ના તીરકમાનો ગોફણ-ગૂંથ્યા હાથે પથ્થર, પળ ને પળની વચ્ચે.

પળ બેધારા અણસારોને છોને વીંઝે પળની સામે પરમ્પરાના નાતે
આમ જુઓ તો હારજીતના સૌ ઈતિહાસો થાતા સરભર, પળ ને પળની વચ્ચે.

કોણ હશે પળપળની વચ્ચે એ અટકળને રમતારમતા આવી પ્હોંચે ક્યાં લગ
છેક શૂન્યની ડેલી જેના સજ્જડ બીડેલા છે દરદર, પળ ને પળની વચ્ચે.

## ટીપામાં કૈંક ભર્યું હોય છે !

### નિર્મિશ ઠાકર

ટીપામાં કૈંક ભર્યું હોય છે !
વાદળથી વરસ્યું ને ઝિલાયું ઝાડમાં,
શું ટીપામાં આભ તર્યું હોય છે ?
'ચાહું છું' એટલુંયે બોલે ના
શરમાતાં, ટીપાને કેમ કરે આગળ ?
લીલપને સરનામે હળવેથી ખૂલનારો
ટીપું છે આભલાનો કાગળ ?
પહેલી નજરનો આ કુંવારો પ્રેમ
છતાં અન્દરથી કોઈ વર્યું હોય છે !
ટીપામાં કૈંક ભર્યું હોય છે !
આભ જેવું આભ હવે લાગે ના દૂર
અરે ઝાડ થતું જોયું બે-પાંદડે !
ઊભી છે બારીએ તે એકલતા મારી
ને એને તો કાંઈ નહીં આવડે !
આંખો છો કહેતી : 'કૈં ખોયું છે મેં જ !'
છેક અન્દરથી કોઈ ખર્યું હોય છે !
ટીપામાં કૈંક ભર્યું હોય છે !

### ગઝલ / ચન્દ્રેશ મકવાણા 'નારાજ'

દે હવે થોડોઘણો આરામ દે.
હાથ દીધો છે તો થોડી હામ દે.
એક રાજા એક રાણી ક્યાં સુધી ?
કોઈ વેળા તો નવો અંજામ દે !
લાગણીની સાવ લુચ્ચી જાત છે
(લે) હવે ઇચ્છાને કોઈ નામ દે.
ક્યાં સુધી છુટ્ટી વ્યથાઓ વેઠવી ?
દઈ શકે તો એક આખું ગામ દે.
એ પછી ના કોઈ કિસ્સો સળવળે;
એક કિસ્સો એટલો બદનામ દે.
એ ભલે 'નારાજ' દરિયો લઈ જતાં.
દે મને ખાબોચિયું ઠરીઠામ દે.

## માણસ

### રાજેન્દ્ર પટેલ

માણસ છું
એટલે માટી થતાં ડરું છું.
મારો પડછાયો ડરે છે તેથી જ મારાથી.
જ્યારથી જાણ્યું કે
મૂળ અને ફૂલ એક જ છે
ત્યારથી હું સૂઈ શકતો નથી ચેનથી
અથવા
ડાળ અને થડ
એ કાંટાળા થોરની વાડ છે
તે સમજી શકતો નથી.
અને તેથી જ કદાચ
દિવસ અને રાત
મારે મન છે માત્ર, સૂર્ય અને ચન્દ્ર.
આકાશ ક્યારેય પામી શક્યો નથી
અને એટલે જ મને ધરતી અનુભવાતી નથી
કે સ્પર્શતાં નથી
તેનાં ખળખળ વહેતાં પાણી
ફરફર ખરતાં પીછાં ને
ધીરેથી ખૂલતી પાંખો.
અન્ધારું અજવાળે છે
પ્રત્યેક પર્ણને
તે પમાતું નથી.
ને ઊધઈથી નાશ પામેલો છોડ
સહજતાથી ઉખેડી, બીજો રોપું છું,
કશી સમજ વગર.

સાચ્ચે
મારે માણસ હોવાનો કોઈક અર્થ હશે ?
કારણ કે
હું સમજતો નથી
માટી થવું એટલે શું ?

## અહા, લીમડાનાં ઝાડ !

મનહર જાની

અહા, લીમડાનાં ઝાડ, અહા, લીમડાનાં ઝાડ
તારાં શું કરું વખાણ, તારાં શું કરું વખાણ !

તારા માટીમાં છે પગ તું તો ઊભું છે અડગ
તને જાણે આખું જગ તારી માથે ઝૂલે નભ.

તું તો થાક્યાંનો વિસામો તું તો પંખીડાનો મામો
તારે છાંયે બેસે લોક એનાં નાસે રોગ-દોગ.

ભલે વરસે વરસાદ પડે કડકડતી ટાઢ
ધોમ ઉનાળાનાં તાપ તું તો સહે ચૂપચાપ.

તું તો સદા લીલુંછમ સદા નાચે છમછમ
તારા ગુણ છે અપાર તારાં શું કરું વખાણ !

અહા,લીમડાનાં ઝાડ, અહા, લીમડાનાં ઝાડ
તારાં શું કરું વખાણ, તારાં શું કરું વખાણ !

## દરિયો

મનહર જાની

ચાંદો સૂરજ રમતો દરિયો
દુનિયા આખી ભમતો દરિયો.

માછલીઓની સાથે કાયમ
ધીંગામસ્તી કરતો દરિયો.

વાદળ સાથે વાતો કરતો
રાત-દિવસ બડબડતો દરિયો.

કાંઠે ઊંધોપાટ પડીને
ખોટું ખોટું રડતો દરિયો.

શંખ છીપલાં સાચાં મોતી
ખીસ્સામાં સંઘરતો દરિયો.

જળની ભાષા કોઈ ન જાણે
રેતીમાં શું લખતો દરિયો ?

## ચાંદરણું

મંગળ રાવળ 'સ્નેહાતુર'

ડાળે ડાળે સરતું રે ચાંદરણું રાજ !
પાંદે પાંદે ફરતું રે ચાંદરણું રાજ !
ડુંગર-ઢાળે નદિયું નાળે,
પંખીડાં થઈ ઊડતું રે ચાંદરણું રાજ !
ઝરમર ઝરમર વાદળ સારૂં
વરસાદ બનીને વ્હેતું રે ચાંદરણું રાજ
રમકડાંનો ઢગલો કરીને,
સૌ બોલાવી રમતું રે ચાંદરણું રાજ !
ગામની સઘળી ભેંસો સાથે
તલાવડીમાં ન્હાતું રે ચાંદરણું રાજ !
આંગણે વાવ્યા ફૂલછોડે,
ડોલે પાણી પાતું રે ચાંદરણું રાજ !
ઢોલિડાના ઢોલની તાલે,
લાંબાં ગીતો ગાતું રે ચાંદરણું રાજ !
બાગોથી ફૂલોને ચૂંટી,
મન્દિરયે ચઢાવતું રે ચાંદરણું રાજ !
પોપટને ભણાવવા પાછું,
પાટે બેસી જાતું રે ચાંદરણું રાજ !
દાદાની ગમતીલી વાતો,
રોજ નવું સાંભળતું રે ચાંદરણું રાજ !
દિવસ ઊગે ને બાને પૂછું,
અજવાળે ક્યાં જાતું રે ચાંદરણું રાજ ?

# અનુવાદ

## આહીરના ધ્રુપદ ટહુકા

(હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાયના **'Quatrains of the curd-seller'**નો અનુવાદ)

રાજેન્દ્ર શાહ

A monkey sits upon a wall,
The worm upon the stone,
The raven sits upon the grave.
The king upon the throne.

છે ભીંતપે બેઠક વાંદરાની
ને બેસવું કીટનું છે શિલા પર.
છે કબ્રનું આસન કાગડાનું
સિંહાસને આરૂઢ જોઉં રાજવી. ૩૭

A gentleman is one who lives
A highly cultured life
He calls on me but then, you see,
He comes to meet my wife.

જણાય જેની અતિ શિષ્ટ જિન્દગી
તે ભદ્ર, તે સજ્જનમાં ગણાય છે.
આવે-ઘરે તે મળવા-મ્હને, કહી :
મ્હને ન કિન્તુ-મુજ અઙ્ગનાને. ૩૮

My wife has got a baby
The baby is divine
People congratulate me
I hope the child is mine.

મ્હારી વધૂને શિશુ એક પ્રાપ્ત તે
સોહામણું સુન્દર દિવ્ય બાળક :
સગાંવહાલાં અભિનન્દતાં મ્હને,
મ્હારું હશે એવી ધરું હું ધારણા. ૩૯

Where artists are neglected
And mere politicians boomed,
That country's destiny is done.
That nation's fate is doomed.

કલાધરો સર્વ જ્યહીં ઉપેક્ષિત
ને ધૂમ મોંઘા બસ રાજ-તાન્ત્રિક
તે દેશનું ભાવિ સમાપ્ત પૂર્ણતઃ
ને રાષ્ટ્રનું ભાગ્ય વિનંષ્ટ સર્વથા. ૪૦

The poet calls a star a bird
And calls a bird star
What really remarkable
Wise fools these poets are.

વિહઙ્ગને તો કવિ એક તારલો
કહે, અને તારકને વિહઙ્ગમ
વળી કહે, આમ અહો વિલક્ષણ
કેવા સુધી મૂઢ જણાય આ કવિ. ૪૧

Behold ! what sudden mystery
Today is wide awake
The moth eats up the lizard
And the frog eats up the snake.

કેવો, જુઓ, આજ થયો અચાનક
રહસ્યનો પૂર્ણ ઉઘાડ આ સમે !
ગરોળીનો ગ્રાસ કરે પતઙ્ગિયું
ને સર્પનો ગ્રાસ કરન્ત દેડકો ! ૪૨

You do not know, perhaps, dear friends,
You do not know, perhaps,
The blacker the black marketeers
The whiter are their caps.

મિત્રો, ત્હમે શાયદ જાણતા ન હો,
ત્હમે ન હો શાયદ જાણતા, બને :
કાળા જ કાળા વધુ જે બજારિયા,
તેવી જ ધોળી, વધુ ટોપી એમની. ૪૩

Parrot to politician said
The world can hardly tell
The difference between us two
You copy me so well.

કહ્યું શુકે રાજ-નયજ્ઞને, જુઓ,
શો આપણા બે મહીં ભેદ ને રહ્યો :
કથી શકે કોઈ જગે, ન શક્ય તે,
એવી ત્હમે ન કલ કરન્ત માહરી. ૪૪

The mind at best, is only
A senseless measuring tape
Which dares to measure me with you
The lion with the ape.

આ ચિત્ત વૈશિષ્ટ્ય ભર્યું કંઈક તો,
અબોધ તે માપન-પટ્ટિ કેવળ :
શી હામ એની તુજ સઙ્ગ માપવા
મ્હને, યથા વાનર સાથ સિંહની. ૪૫

Prohibition has come to say
Is what we'd like to think
But we are drunk with ignorance
Which is far worse than drink.

સ્થાયી હવે મદ્યનિષેધ છે થયો
તે તો ગમે આપણને સ્વભાવથી :
પરન્તુ અજ્ઞાનથી મત્ત આપણે
છે મદ્યથી બૂરું ઘણું ઘણુંય તે. ૪૬

The law divin is ruthless
The law divine is grim
Man breaks it, but remember,
That broken law breaks him.

કઠોર છે દૈવ-વિધાન નિશ્ચિત
કઠોર છે દૈવ-વિધાન નિષ્ઠુર :
તે તોડતો માનવ, કિન્તુ જોઈ લો,
ભાંગી પડે એ જ વિધાન-ભઙ્ગથી. ૪૭

Man asked the worm : O why are you
Included in his plan ?
The worm retorted with a smile
Pray, tell me why was man ?

એણે ત્હને શે લીધ યોજના મહીં ?
કીડા થકી પ્રશ્ન કરન્ત માનવી.
મૃદુ સ્મિતે કીટક સાથ પૂછતો,
ભલા, કહોને શીદને મનુષ્યને ? ૪૮

In dust and heat they stand and break
The stern and stubborn stones.
But every hammer stroke foretells
The breaking up of thrones.

આ ધૂળમાં તાપ મહીં ખડા રહી
તે ફોડતા પત્થર સખ્ત ઉત્કટ
પ્રત્યેક કિન્તુ ધનનો પ્રહાર તે
ભાવી કથે ભગ્ન થનાર તખ્તનું. ૪૯

About my character I hear
So many vile complaints
I am the only sinner
In a world of perfect saints.

ઘૃણા ભરેલી ફરિયાદ સાંભળું
ઘણી બધી હું મુજ ચાલ-નામની,
સંસારમાં આ સહુ સાધુ-સન્તના
જાણે છું હું એક જ માત્ર પાતકી. ૫૦

## અવલોકન

# કલાસૌન્દર્ય અને પ્રતિબદ્ધતાનો ઉન્મેષ પ્રગટાવતો સઙ્ગ્રહ

ડૉ. નલિન પણ્ડ્યા

('દુંદુભિ' : સમ્પાદકો : દલપત ચૌહાણ, હરીશ મંગલમ્, પ્રવીણ ગઢવી. પ્રકાશક : રન્નાદાર પ્રકાશન, ૧૫, યુનિવર્સિટી પ્લાઝા, દાદાસાહેબનાં પગલાં પાસે, નવરંગપુરા, અમદાવાદ-૯, પ્ર. આ. ૨૦૦૧ ક્રાઉન, કાચું પૂઠું, પૃ. ૧૧૯, મૂલ્ય : ૭૦.)

'નર્મદયુગ' કે સુધારકયુગથી જ કલાસૌન્દર્ય અને પ્રતિબદ્ધતા વચ્ચે સઙ્ઘર્ષ ચાલતો આવેલો છે. ગાંધીયુગમાં તો આ સઙ્ઘર્ષ બહુ જ સ્પષ્ટ થયો હતો. પ્રતિબદ્ધતાથી ખસીને જે જે કાવ્યરચનાઓ થઈ છે એ જ કૃતિઓ કલાસૌન્દર્ય સિદ્ધ કરી શકી છે. પ્રતિબદ્ધતા કે સામાજિક આદર્શ તો પ્રત્યાયનનો એક ઉપવિભાગ છે, જ્યારે કૃતિમાંથી તો બ્રહ્માનન્દ સહોદર આનન્દ મેળવવાનો હોય. સોએ સો ટકા આદર્શ કે પ્રતિબદ્ધ કૃતિ વિપકન્યા જેવી લાગે છે. ઘણી વાર કલાસૌન્દર્યની ધરી પર રચાયેલી કૃતિ પછીથી પ્રતિબદ્ધતામાં ગોઠવાઈ જાય એવું બને ખરું. પ્રિયકાન્ત મણિયારનું 'એ લોકો' કાવ્ય કોઈ કોમ કે જાતિના વર્ગીકરણ વિનાનું એ જ રીતે ઊપસી આવ્યું છે. 'દુંદુભિ' ભલે પ્રતિબદ્ધ કાવ્યસમ્પાદન હોય, પરન્તુ એમાંથી કલાસૌન્દર્યની આભા પ્રગટાવતાં કાવ્યો ઊપસી આવે છે.

દલિત સમસ્યા કે દલિત આન્દોલનનું સીધું આલેખન થતું હશે અને એ કેન્દ્રસ્થાને રહેતું હશે તો કાવ્યકૃતિની શાશ્વતિ રહેશે નહીં. કેટલાક દલિત પ્રવૃત્તિના કવિઓ કલા કે સૌન્દર્યને નગણ્ય માનીને ચાલ્યા છે. કલા એ બલા છે એવું પણ માને છે. 'દુંદુભિ'ના પ્રસ્તાવનાકાર મહાવીરસિંહ ચૌહાણને આ સૌન્દર્યની ચિન્તા તો છે જ.માટે તેઓ કહે છે કે, 'ગુજરાતી કવિતાનો પાઠક જાણે છે કે દલિત કવિતાને આ જાતનો આવકાર સાંપડ્યો નથી, દલિત કવિતામાં અનુભવ અને અભિવ્યક્તિમાં કાંઈ આગવાપણું છે, અથવા તે પણ આજના માનવના અસ્તિત્વ અને અસ્મિતાના પ્રશ્નોને રૂબરૂ થવાની દિશામાં પ્રયત્નશીલ છે. તે પણ પોતાની શબ્દસાધના દ્વારા કળા અને જીવનસૌન્દર્યની કોઈ નવી તરેહ ઉપસાવવા મથી રહી છે. આ હકીકત સ્વીકારવામાં આવી નથી.' આમ છતાં મહાવીરસિંહ દલિત સમસ્યાના પોતને પાતળું કરીને કળાસૌન્દર્યનો મહિમા વધારવાની બાબતને જ મહત્ત્વ આપે છે. આખેઆખી સમસ્યા કાવ્યને હાનિ પહોંચાડે છે. આખો સમાજ જયાં જડ થઈ ગયો હોય, ત્યાં સીધેસીધા પ્રહારની ક્યાં અસર થાય ? સમાજનો માણસ પોતે જાડી ચામડીનો થઈ ગયો છે પછી તે બ્રાહ્મણ હોય કે દલિત, સીધેસીધા પ્રહારો કે અસરો ઉપજાવવા કાવ્ય તો નથી જ. એ અર્થે નિબન્ધો અને વૃત્તાન્તો લખાવાં જોઈએ.

સમસ્યાનું પાતળું પોત દેખાવા છતાં સૌન્દર્યનો આનન્દ અંગ્રેજીમાં લખતા જયન્ત મહાપાત્રાની આ પઙ્ક્તિઓમાં જોવા મળે છે :

'Endless crow noises.
A skull on the holy sands
Tilt its empty country
towards hunger.'

કાવ્ય એ શુદ્ધ સાહિત્યસ્વરૂપ હોવાથી એ કલાકીય આનન્દ જ આપશે, એમાંના પ્રત્યાયનનો પ્રવાહ આનન્દનો પ્રવાહ છે. કોઈ કાવ્યસ્વરૂપથી સામાજિક સુધારા ક્યાંય થયા નથી, હંમેશાં એનાથી બૌદ્ધિક આનન્દસ્તરની પૂર્તિ થાય છે. 'બામણા

ગામની ભજ્ઞડી' કે સુંદરમ્‌ની રૂડકીએ કોઈ દલિતો અર્જ્યા અથવા અન્ય સુધારો આણ્યો નથી.

હરીશ મઙ્ગલમ્ 'ખાઈ' કાવ્યમાં સામાજિક સમસ્યાને રજ માત્રામાં લઈને આનન્દસ્તરનો વિસ્તાર આ રીતે કરે છે :

'અગોચર મનની ભોમકા પર
અદૃશ્ય પક્ષી આવી બેઠું,
બેઠું બેઠું ગોતે છે એની પાંખે !
આકારો વિખેરાઈ રહ્યા છે
આકાશમાં તોળાઈ રહેલું મૌન
ધરતીના વ્યગ્ર બાહુમાં જકડાઈ રહ્યું છે
ધીમે....ધીમે...'

'દુંદુભિ'માંનાં આવાં ઘણાં કાવ્યો સૌન્દર્યલક્ષી આનન્દપ્રદતા સિદ્ધ કરે છે. એ કાવ્યો દલિત સમસ્યાઓની મર્યાદાથી દૂર-સુદૂર નીકળી જાય છે. 'ચૂપચાપ', 'શ્યામ સાધુ', 'રોટલાની મંડાઈ મ્હોંકાણ (સાહિલ પરમાર), 'શું રચાશે ?' (યશવંત વાઘેલા), 'શોધ' (મીના કામલે), 'એકલવ્ય પર્વ' (દાન વાઘેલા), '૧૪ એપ્રિલ-૧૮૯૧' (જયન્ત પરમાર), 'મારો હાથ' (કરસન લુહાર), 'એક સ્ત્રીની ઉક્તિ (નલિન પંડ્યા), 'અન્તરાળ' (બિપિન મેશિયા) 'જવાબો લખું' (મનીષ પરમાર), 'કળતર' (મોહન પરમાર), 'પગેરું' (અરવિન્દ વેગડા) આટલાં કાવ્યો દલિતસમસ્યા કે અન્ય પ્રતિબદ્ધતાની અભિધા અને લક્ષણાની પાર જઈને વ્યઞ્જનાસહ આનન્દ નીપજાવે છે. આ કાવ્યોમાં ક્યાંય કોઈને પ્રહાર સીધેસીધો રીતે થયો નથી.

બ્રાહ્મણોને ગાળો દેવાથી કે પ્રહારો કરવાથી શું પરિવર્તન આવશે ? અસ્પૃશ્ય જેવી સમસ્યાઓ હલ કરી શકશે તો બ્રાહ્મણો જ એમના ચિન્તનગર્ભમાંથી કરી શકશે. જે કંઈ નિવારણ થયું છે એ એમને લીધે જ થયું છે. કોઈ પણ જાતિ એટલી જલદી નાબૂદ થશે નહીં. રાજકીય શાસન જ એ ભેદના આધારે જ ટકે છે. દલિતો દલિતોમાં ક્યાં ભેદ ઓછો છે ? દલિતોની સમસ્યાઓ એ કાવ્યની સમસ્યા ન બનવી જોઈએ, એનાથી તો કાવ્ય જોખમાશે. કાવ્ય એ બુદ્ધિજીવી વર્ગ માટે છે. એ સામાન્ય વર્ગ માટે નથી. બુદ્ધિજીવી કાવ્ય પાસે આનન્દાર્થે જ જાય છે. પ્રશ્નો માટે કાવ્યો સાધનરૂપ નહીં બની શકે. આવો અજમ્પો અને મૂંઝવણને મોહન પરમાર કાવ્યાનન્દની ક્ષણમાં આમ મૂકે છે :

'પુનર્જન્મનો અજમ્પો
અબોલ વાણીવિલાસ
જ્ઞાનતન્તુઓનું ચબરાકિયાપણું
સર્પની જેમ સળવળતા કાષ્ઠબાહુઓ
હવે વિસ્ફોટક બન્યા છે
મને લાગે છે કે
હવે પીઠમાં કળતર થાય છે.'

આ પીઠનું નહીં પણ માનસપટનું કળતર છે.

કોઈ પણ વર્ગની સમસ્યાને સર્વસામાન્ય કે સાર્વત્રિક બનાવવાનું કાર્ય કાવ્યનું છે. મનીષ પરમાર તેમની ગઝલને સુપેરે સૌન્દર્યનો ક્રિયાવેગ આપીને સર્વપ્રિય આ રીતે બનાવે છે :

'આંસુએ આંસુઓના હિસાબો લખું,
કેટલી હું દુઃખોની કિતાબો લખું ?
મ્હેક વાંચીને મોકલી દે જવાબ,
શ્વાસના શબ્દ સાથે ગુલાબો લખું.'

અહીં સમસ્યાનું સઙ્કેતીકરણ થઈને સાઙ્કેતિક રૂપ ધારણ કરે છે. એમાં મેટા-મોર્ફોસિસ થતું દેખાય છે. અહીં ઉલ્લેખ પામેલી કૃતિઓમાં એ પ્રક્રિયા અનુભવાય છે. બિપિન મેશિયા 'અંતરાલ'માં પરાવાસ્તવ આવેગ સાથે આ રીતે પહોંચે છે :

'રસ્તાની ધ્વજા હલાવતી હવે જ્વલન્ત ઝાળ,
અન્તરાળને તળેઉપર કરી રહે વરાળ ?
આપણી વચાળ અન્તરાળ !'

જયન્ત પરમાર પણ શુદ્ધ સંવેદનાની સપાટી આ રીતે જ બાંધી આપે છે. જુઓ :

'લાઈબ્રેરીમાં
તારા પુસ્તક ઉપર જામેલાં જાળાં
હવે દૂર થઈ ગયાં છે.
મારા હૃદય પર તારા ચહેરાને ખોદી દીધો છે.'

'દુંદુભિ'નું સમ્પાદન એક્ટિવિસ્ટ કાવ્યસમ્પાદન ગણી શકાય. એ દલિતો અર્ઝની પ્રવૃત્તિમાંથી પ્રગટેલું સમ્પાદન છે. એમાંથી મુખ્ય તેમ જ સીધી પ્રતિબદ્ધતાને બાદ કરતાં ઘણાં બધાં કલાસૌન્દર્યનો ઘાટ આપતાં કાવ્યો મળી આવે છે. એમાંથી બ્રહ્માનન્દની પ્રતીતિ થાય ખરી. હજી પણ આવાં વધુ ને વધુ સમ્પાદનો થઈને સૌન્દર્યયુક્ત આનન્દમાં વૃદ્ધિ થાય એ જ અપેક્ષા રાખી શકાય. ❐

અનુસંધાન] આસ્વાદ [ પૃ.૩૭થી

પણ કોયલ છે. તારી બોલીના શબ્દો મધુર છે.

આ પઙ્ક્તિઓ યુવાનનો મનોચિતાર છે.

'આરે લગણ જોઉં વાટ્યું જીવુડી, આરે લગણ જોઉં વાટ્યું,
મારી આંસ્યુંમાં આંજેલી, જીવું તું કાંઠાની કુવેલડી.
વગડો વેઠીવેઠી જીવું જીવુડી, વગડો વેઠી વેઠી જીવું,
મારી ભવેભવની ભેરૂ, જીવું તું કાંઠાની કુવેલડી.'

જીવું, તારી રાહ મારે ક્યાં સુધી જોવી ? તું મારી આંખમાં વસેલી છે. હું આખો દિવસ વગડાનું કામ કરી જીવું છું. તું મારા ભવોભવની સાથીદાર છે. આજના પાવા કાયમ માટે ભેગાં થવાનો સઙ્કેત છે.

આ પ્રણયનું લોકગીત નૃત્યની રીતે પણ ગાઈ શકાય છે. લય યોગ્ય છે. એનો ઢાળ ઝકડી રાખે છે. લોકબોલી ગીતના પોતને વણે છે :

પાવા, વાજ્યા, જીવુડી, હીયા, હરનારી, કાંઠા, કુવેલડી, પીત્યું, જાગ્યે, માયા, નો'તી, આરે. લગણ, વાટ્યું, આંસ્યું, આંજેલી, ભવેભવની, ભેરૂ વગેરે.

આ શ્રમિક પ્રજાનાં હૈયાં રાત્રિ વખતે ખીલી નીકળે છે. કણ્ઠ સાબદા થાય છે. તન-મનનો થાક ચાલ્યો જાય છે.

લોકગીત નજાકતભર્યું છે. એ યુવાન-હૈયાની વાણી છે. કોઈ વિરહીનો આર્ત પોકાર છે. પાવાનો સૂર પ્રેમસિક્ત છે. 'જીવું તું કાંઠાની કુવેલડી.' ધ્રુવપંક્તિ છે. એમાં જીવુંનું વ્યક્તિત્વ નિહિત છે.

-રતિલાલ સથવારા

50967

## લવાજમ પૂરું થાય છે ?

આ અંક સાથે જો આપનું લવાજમ પૂરું થઈ જતું હોય તો સત્વરે તે મોકલી આપશો. 'કવિલોક'નું વાર્ષિક લવાજમ રૂ. ૮૦ મનિ ઑર્ડરથી કે ડિમાન્ડ ડ્રાફ્ટથી નીચેના સરનામે મોકલવું. ચેકથી લવાજમ મોકલો તો રૂ. ૮૦ + ૨૦ બૅન્ક કમિશન ઉમેરી રૂ. ૧૦૦ મોકલવા. ડ્રાફ્ટ કે ચેક 'કવિલોક ટ્રસ્ટ' એ નામનો લખવો.

કવિલોક C/o કુમાર કાર્યાલય લિ. ૧૪૫૪ રાયપુર ચકલા અમદાવાદ-૩૮૦ 001.

